२५५७



# શ્રી કૃષ્ણ જન્મખંડ.

## પદ્યબંધ.

શ્રી ગણેશાયનમઃ શ્રી સારદાએ નમઃ શ્રી ગુરૂભ્યો નમઃ શ્રી પરમાત્મને નમઃ માનસિંહકૃત્ય શ્રી કૃષ્ણ જન્મખંડ પ્રારંભ્યતે. શ્લોક. ગુરૂર્બ્રહ્મા ગુરૂ વિષ્ણુ ।। ગુરૂર્દેવ મહેશ્વર ।। ગુરૂરેક પરબ્રહ્મ ।। તસ્મૈ શ્રી ગુરૂવે નમઃ ।। ૧ ।। યત્ન માયા વસવર્તિ વિશ્વમખીલં ।। બ્રહ્માદી દેવા સુરા ।। યત્સત્વાદં રસૈવભાતી સકલં ।। રજ્જૈયથાહે ભ્રહ્માઃ ।। યત્ પાદપ્લવ સેવને નહીં ભવાં ।। ભોધે તિતીર સાવતાં ।। વંદે હં તમસેશ કારણ પરં ।। રામાખ્ય મીશં હરીં ।।૨।। ત્રિભુવન કમનં તમાલ વરણં ।। રવીકર ગૌરવરાં બરંદધાને ।। વપુરલ કકુલા વૃતાનનાબ્જં ।। વીજયસખેરતીર સ્તુમે નવધા ।। ૩ ।।

### છંદ ત્રિભંગી.

જય જય ગન નાયક, સદા સહાયક, સબ સુખ દાયક, પાયકકોં ।। ઉરમા લહીં સાજે, મુકુટ બીરાજે, સુભપટ ભ્રાજે, લાયકકોં ।। અતીબાળ ભાળધર, ચંદકાળખળ, અંગ લાલ કર, ફરસી ધરો ।। સોઈ ગીરજાનંદન, કહત માનજન, મોર ઇચ્છમન, પુર કરોં ।। ૪ ।। ।। છપ્પો. ।। શ્રી અંબે જગજનની જલ જતન તનયા તવ પદ ।। નમી કહે સેવક માન મમહીતું બુદ્ધી અધિક દદ ।। કૃપા કરો મમ માત બાનીમે બાની બસ હુથીર ।। કૃષ્ણ ચરિત કરો પુર મોર મન દેઈ મહાધીર ।। ધીર દેઈ પુરણ કરો, મમ મતી રહી તુંમ માત ।। સુંનત સબહિં સુખ ઉપજે, થાય રૂદય સુખ સાત ।। ૫ ।। સવૈયો. ।। શ્રી મંગળકારી ભુરીજનકો, રઘુનાથ અનાથનકો સુખદા ।। નિજ સેવકકોં સુખ કંદ મુકુંદ, નીકંદન દુષ્ટ શ્રી રાંમ સદા ।। ચરાચર જંતકે અંતરવાસી, પ્રકાશીય વીગ્રહ હોત કદા ।। મનમાન કે માંહી નીવાસી રહો, અવધી પંતિ આપ સદા સર્વદા ।। ૬ ।। ત્રીભંગી. પ્રભુ સ્યામ શરિર સહે, પીત વસન રહે, જનુ જલદ મહે, તડિત બસે ।। છે મુકુટ સીસવર, શોભે સુંદર, મનુ ઘન ઉપર, શુરલસે ।। કંઠે મણી માળા, છેજ વિશાળા, કૃષ્ણજી બાળા, પીંછ ધરે ।। ગોધન લે જાવે, બનમે ચરાવે, બન્સી

બજાવે, નૃત્ય કરે ॥૭॥ નુપુર પદ વાજે, પ્રિય તે લાગે બહુ અનુરાગે, ગોપીશાતી ॥ કટી કિંકીણી લલકે, તિલકજ ઝળકે, ભુષણ ચળકે, ચારૂ અતી ॥ એવાં રૂપ ધારી, દુષ્ટ સંહારી, જન સુખકારી, બીર્દ અશે। ॥ શ્રી કૃષ્ણ સુજાનં, પ્રભુ સુખ દાનં, સેવક માનં, રૂદય બશે। ॥ ૮ ॥ કવીત. મિરાકોં ઝેર પીયો, દ્રુપદીકો ચીર દીયો, પાંડવ પત રાખી' નાથ, દુરીયોધન મારિયો ॥ ચંદ્રહાશ જાની દાસ, કીનિ મહારાજ સાહે, દ્રુરૂજીકો અભેપદ, સુધન્વા સંભારીયો ॥ ગુનિકાઓ ધાર દીની, અજામેલ નામે પુની, સુણી મહારાજ શબ્દ, ગજકો ઉગારીયો ॥ માનદાસ રેક જાની, તુમ હો અનાથ નાથ, દાસનકે પ્રતીપાલ; મોહી કોહીં તારીયો, ॥ ૯ ॥

સાખી. શ્રી રઘુવર પરબ્રહ્મ તે ॥ પ્રગટે સગુણ સ્વરૂપ ॥ ભક્ત હેત નીરગુણ પ્રભુ ॥ અજ અવિનાશી અનુપ ॥ ૧ ॥ કૃષ્ણ ચંદ્ર ભુવ ચંદ્રતે ॥ પુરણ પુર્ણાનંદ ॥ દ્વાપુરમાં પ્રગટે હરિ ॥ નીજ જનકો સુખકંદ ॥ ૨ ॥ વિશ્વ રૂપ વિશ્વાતમા ॥ સાક્ષી તુરીયાતોત ॥ તીન સત્તા કર હું કથા ॥ પ્રાકૃતબંધ સુપ્રીત ॥૩॥ ગણપતી સરસ્વતિને નમી ॥ માગું દેકર જોરી ॥ બુદ્ધી વૃદ્ધી કવીતા સરસ ॥ કરો કૃપા કરી મોરી ॥ ૪ ॥ સદગુરૂપદપંકજ નમી ॥ ધરી ચરણ રજ સીશ ॥ સંત પ્રીતીકર જગત હીત ॥ લીલા શ્રી જુગદીશ ॥ ૫ ॥ ભાનુંવંશ ભુપતિ ભયે ॥ નારાયણ શુભ નામ ॥ પુન્ય શિળ પાવન સદા ॥ ધર્મપુર નીજ ઠામ ॥ ૬ ॥ ભુપતિ પ્રીય અર્ધાંગના ॥ રાણી પરમપવિત્ર ॥ હરિભક્ત નીત રતી કથાં ॥ પ્રીયજીન કૃષ્ણ ચરીત્ર ॥ ૭ ॥ કૃપાવંત પ્રિય સંત જીન ॥ ગુલાબકુંવર અવિધાન ॥ કૃષ્ણ જન્મખંડહીં સુણી ॥ કથા સદા સુખખાન ॥ ૮ ॥ મન ઇચ્છા હેવી થઈ ॥ પ્રાકૃતબંધ જો થાય ॥ જગજનને સુખકારી તે ॥ શરલ સદા સમજાય ॥ ૯ ॥ તેડી નીજ કવીને કહ્યું ॥ કાવ્ય કરો ગુજરાતી ॥ કૃષ્ણજન્મખંડની કથાં ॥ મોક્ષદાય પ્રખ્યાતી ॥૧૦॥ તે કારણ પ્રાકૃત કરૂં ॥ લીલા ગોકુળ ચંદ ॥ શ્રોતાવકતાને સદા ॥ દાનિ અખંડાનંદ ॥ ૧૧ ॥ કથા પ્રારંભ્યતે.

## અધ્યાય ૧ લો.

કડવું ૧ લું. રાગ કેદારો. શ્રી નારદઉવાચ. બાદ્રિકાશ્રમ નારદ આવ્યાજી ॥ નારાયણને મન બહુ ભાવ્યાજી ॥ કર્યું પ્રશ્ન તે મસ્તક નામીજી ॥ કરી કૃપા કહોને સ્વામિજી ॥ ૧ ॥

ઢાળ સ્વામિ મેં પ્રથમે સુણ્યો ॥ મહા મનોહર જેહ ॥ બ્રહ્મખંડ બ્રહ્માથકી ॥ કથા રૂચીર અતી તેહ ॥૨॥ પ્રકૃતીખંડમેં સાંભળ્યો ॥ અમરત રસહીંસ-

માન ॥ ગણપતી ખંડવળી સુણી પ્રભુ ॥ તૃપ્ત થયા નહીં જાણ ॥ ૩ ॥ પીતા વ-
ચન સુંણી આવયો ॥ નારાયણ તવપાસ ॥ કૃષ્ણ જન્મખંડ હીંકહ્યો ॥ કરે તે ભવ
દુખ નાસ ॥ ૪ ॥ સર્વ તત્વ પ્રકાશ કરતા ॥ વળી કરે કરમનો નાશ ॥ ભક્તીનો
દાતાર એ છે ॥ કરે વૈરાગ્યં પ્રકાસ ॥ ૫ ॥ સંસાર પ્રીતી નાશ કરતા ॥ મુક્તી
બીજ કારણ ॥ ભવ સાગરનો એ છે વળી ॥ સઘ તે તારણ ॥ ૬ ॥ કરમા શ-
ક્તીને ખંડ કરતાં ॥ રસાયણ એ જાણ ॥ કૃષ્ણચરણ કમળ પામવા ॥ સો પાન
છે પરમાણ ॥ ૭ ॥ જીવન છે એ વૈશ્નવ જનનું ॥ શ્રેષ્ટ જગત પાવન ॥ વીસ્તા-
રીને કહો સ્વામી ॥ શિષ્યને જુમજીવન ॥ ૭ ॥ કોની પ્રાર્થનાથી કૃષ્ણજી ॥
આવ્યા ભુમે દે ધરી ॥ સરવાંસેકે એક અંસે ॥ પરીપુર્ણ સ્વયંહરી ॥ ૯ ॥ કોણ
યુગે ને કારણ શું છે ॥ આવ્યા તે કોણ સ્થાન ॥ વસુદેવ પીતા કોણ છે ॥ દેવ-
કી કવણ પ્રમાણ ॥ ૧૦ ॥ કોણ કુળે જન્મ કહીએ ॥ આશ્ચર્ય માયાએ કરી ॥
આવીને તેણે શું કર્યું ॥ તે કોણ રૂપેનીજ હરી ॥ ૧૧ ॥ કંસ ભય કરી કાળાગ્રહ-
થી ॥ ગોકુળે ગયા એમ સુંણી ॥ કીટ જેવો કંસ તેનો ॥ પ્રભુને ભય કેમ મુની
॥ ૧૨ ॥ ગોપ વેશે ગોકુળમાં પ્રભુ ॥ શું કર્યું કેવી ગતી ॥ ગોપાંગના સ્ત્રીઓં
સાથે તે કેમ ॥ રમણ કીધુ જગપતી ॥ ૧૩ ॥ ગોપદારા કોણ છે ને ॥ ગોપ
બાળક કોણ જાણ ॥ કોણ જસોદાનંદ કોણ છે ॥ કવણ પુન્ય પ્રમાણ ॥૧૪॥
ગોલોકવાશી રાધા દેવી ॥ પાવન પુન્યવતીય ॥ વળી જે બ્રીજવાસી કન્યા ॥
હરિને કેમ તે પ્રીય ॥ ૧૫ ॥ દુરા રાધ્ય હરિપદ તે ॥ ગોપને કેમ પ્રાપ ॥ કોણ
પ્રકારે તજી તેને ॥ ગયાં મથુરાં આપ ॥ ૧૬ ॥ ભાર ઉતારી કરી હરજી ॥ કેમ
કર્યું તે ગવન્ન ॥ કહો સરવે લીલા સ્વામિ ॥ પાવન શ્રવણ કિરતન્ન ॥ ૧૭ ॥ તે
અતી દુર્લભ હરીકથા ॥ ભવ તરવાની નાવ ॥ સકળ ભોગની છે તે દાતા ॥ ક્લેશા
દિક નસાવ ॥ ૧૮ ॥ પાપ કાષ્ટને દાહ કરતા ॥ પ્રદીપ્ત અગ્ની સમાન ॥ શ્રવણ
કરતા પુરૂષના મળ ॥ કોટી જન્મ નાહાન ॥ જ્ઞાન દીજે દાસને ॥ ક્રિપા કરીને
ઇશ ॥ જપ તપને દાન તિર્થનું ॥ હોય ફળ જુગદીશ ॥ ૨૦ ॥ શ્રુતી પાટને અન્ન
સન્નવૃત ॥ દેવાર્ચના દીક જેહ ॥ દિક્ષા સરવે યજ્ઞ વીષે ॥ પ્રાપ્ત ફળ હોય તેહ
॥ ૨૧ ॥ પીતાએ મુજને મોકલ્યો તે ॥ જ્ઞાન અર્થે તવ ભણી ॥ સુધા સમુદ્રને
પામી પીવા ॥ કોને ઇછા નહીં ઘણી ॥ ૨૨ ॥          વલણ          ઘણી
ઇછા નહી હોય કોને ॥ અમૃતપાન કરવા તણીરે ॥ તૃષાવંત થઈ આવ્યો સ્વામી
॥ આતુર થઇને તવ ભણીરે ॥ ૨૩ ॥          કડવું. ૨.          રાગ. સારંગ.

શ્રી નારાયણ વાચ, ॥ શ્રી નારાયણ કહે નારદજી ધન્ય ॥ મુન્ય મુર્તિ છો. હું જાણું મંન ॥ લોક મત્યે જાઓ તમો ફરવા ॥ સરવ લોકને પાવન કરવા ॥ ૨૪॥ સરવ જનના મનનેરે સાતા ॥ તવ વચનામૃતફળ દાતા ॥ પ્રાણિ મા-ત્રના મનની જે વાત ॥ તમો સર્વજ્ઞ જાણોછો તાત ॥ ૨૫ ॥ શુદ્ધ ભકત પ્રભુના સદાઈ ॥ જીવન મુકત તમો છો ભાઈ ॥ તવ ચરણ ધરાપર ફરે ॥ રજે વસુધા પા-વન કરે ॥ ૨૬ ॥ સરવ લોકના મળને ઘાતી ॥ દેહ દરશણથીરે પુનાતી ॥ હરી કથા સુમંગળકારી ॥ શ્રવણ કરવાની ઈચ્છારે ધારી ॥ ૨૭ ॥ કૃષ્ણ કથા થાયરે જ્યાંહાં ॥ સર્વ દેવતા જાણવા ત્યાંહાં ॥ ઋષિમુનિને તીર્થ સકળ ॥ જાણી લેવા તે તેણેરે થળ ॥ ૨૮ ॥ કથા સાંભળે પ્રાણી જેહ ॥ મોક્ષ પદને પામે તેહ ॥ જેને વિષે કૃષ્ણની કથા ॥ તીર્થરૂપ થાયે તે સર્વથા ॥ ૨૯ ॥ કથા રત્ન તે નિશ્ચે ઉ-ધારે ॥ શ્રવણ કરતાં સકળકુળ તારે ॥ પ્રશ્ન કરતાં પ્રશ્ન મહિમાયે ॥ કુળ પ્રા-ણિનું પાવન થાયે ॥ ૩૦ ॥ વ્યકતા શ્રોતાને પુછક જન ॥ કરે ત્રણે પ્રાણિને પા-વન ॥ ગંગા થાવર રહે એક થાન ॥ કથા ગંગા તે જંગમ જાણ ॥ ૩૧ ॥ ગંગા [illegible] પાન દરશન ॥ કરતાં ત્રણેને કરે પાવન ॥ કરે પ્રીતી કથાપર જેહ ॥ જ-ન્મ સફળ કરે નર તેહ ॥ ૩૨ ॥ તેને વિઘ્ન ન થાયે નારદ ॥ દીર્ઘ આયુષ ભોગવે સદ ॥ તેના પુરમાં કાળ ન આવે ॥ ગરૂડ દરશણ સર્પ નસાવે ॥ ૩૩ ॥ જન કૃષ્ણને પ્રીય બહુ લાગે ॥ ક્ષણમાત્ર તેને નવ ત્યાગે ॥ તેને વૈભવ કંઈએ ન દુર ॥ અણી માદિક સિધી હજુર ॥ ૩૪ ॥ તેના સમિપમાં દિન રાત ॥ સુદર્સણ રહેછેરે તાત ॥ કૃષ્ણ આજ્ઞાએ રક્ષણ કરવા ॥ તેનું કો શકે અહીત આચરવા ॥૩૫॥ તેના સમિપમાં સ્વપ્ર માંહી ॥ જમ કિંકર આવે નાહીં ॥ પ્રદિપ અગ્નિથી જેમ ત્રાસે ॥ સલભ સમુહ ત્યાંથી નાસે ॥૩૬॥ કૃષ્ણ કૃપા તેને છે પુર ॥ મૃત્યુ મૃત્યુ ભયથી રહે દુર ॥ ઋષિમુનિ સિદ્ધ કરે માન ॥ સર્વ દેવ તે સંતુષ્ટ જાણ ॥૩૭॥ સઘળે નીસંક દુખી ન કદા ॥ સુખી કૃષ્ણ પ્રસાદથી સદા ॥ કૃષ્ણ કથા વિષે રતી અતી ॥ ભકત શિરોમણી રૂષિપતી ॥૩૮॥ વલણ. ॥ રૂષિ મધ્યે મુખ્ય નારદ ॥ ભકત શિ-રોમણી દેહ ધરીરે ॥ તવ જન્મથી બ્રહ્મ સભામાં ॥ કૃષ્ણ કથા રહી નિશ્ચે કરીરે ॥૩૯॥ કડવું ૩. રાગ રામગ્રી. ॥ નારદ શું પ્રસંસા કરીએ તારીજી ॥ બ્રહ્મ માનસથી દેહ ધારીજી ॥ જે કુળે ઉત્પત્તિ હોય જેનીજી ॥ જન્મ વડે પ્રસંસા તેની-જી ॥૪૦॥ ઢાળ ॥ જગપીતા છે જનક જેના ॥ શ્રી કૃષ્ણ સેવા જેને ॥ નવધા ભ-કતી નીત્ય કરેછે ॥ સૌ ઉપમા શોભે તેને ॥૪૧॥ અતી પ્રીતી હોય કર્મા ઉપર, પુ-

લકાવળી હોય જાણ ॥ મગ્ન મન કૃષ્ણ કથા વિષે, બુધ કહે ભકત પરમાણ ॥ પુત્ર દારા દ્રવ્ય આદિ, હરી મય સૌ જાણે ॥ મન વાચા કર્મણાએ, તે જ્ઞાની ભકત વ- ખાણે ॥૪૨॥ દયા સર્વે જીવ વિષે, જગ જાણે કૃષ્ણ મય જેહ ॥ માહા જ્ઞાની તેને કહીએ, ભકત ઉત્તમ તેહ ॥ સુ તીર્થે નીરજને સ્થાને, નીઃસંગ આનંદ યુકત ॥ હરિ ચરણનું ધ્યાન ધારે, તેજ વૈષ્ણવ ભકત ॥૪૩॥ નીરંતર ગુણ ગાન કરીને, મંત્ર જપે જન જેહ ॥ સાભળે ને ગાય ગાથા, વદને વૈષ્ણવ તેહ ॥ પ્રાપ્ત વસ્તુ હરી અ- રથે આપે, કૃષ્ણ જેને ઇષ્ટ ॥ આનંદ મયં મન ભકત તે તો, જ્ઞાની મધ્ય શ્રેષ્ટ ॥૪૪॥ જેનું મન હરીચરણ કમળે, સદા જ્ઞાન દીન રાત ॥ પુરવ કર્મ ઉપભોગ કરતાં, તેજ વૈષ્ણવ ખ્યાત ॥ ગુરૂ મુખથી વીષ્ણુ મંત્ર, તે પડે જેને કાન ॥ તેહ વૈષ્ણવ મહા પાવન, કહેછે પંડીત જાણ ॥૪૫॥ કુળ ઉધારે આપણુ ને, માતુળી કુળને તારે ॥ બંધુ વર્ગને ભકત પોતે, સર્વને નિસતારે ॥ પુત્રદારા આદિ સર્વે, શીષ્ય કિંકર જેહ ॥ વિષ્ણુ મહિમા વડે વૈષ્ણવ, કરે તે ભવ છેહ ॥૪૬॥ સદા ઇચ્છા કરે તીર્થ, વૈષ્ણવ દરશણ થાયે ॥ ચરણ પાવન પરસે તેના, પાતક સઘ નસાયે ॥ જેણે સ્થાને વૈ- ષ્ણવ આવી, રહે ગૌ દાહ કાળ પ્રમાણ ॥ તેણે સ્થાને સર્વે તીર્થ, નારદજી તું જાણ ॥૪૭॥ ત્યાંહાં પાપી મુકત થઇને, હરી ચરણે જાયે ॥ કૃષ્ણજીના સ્મરણ વડે, જ્ઞાન ગંગામાં નાચે ॥ તુલસી કાંનન કૃષ્ણ મંદીર, પ્રાપ્ત ફળ જે હોયે ॥ વદા- રંણ્યે હરિદ્વારે, અન્ય તીર્થે સોએ ॥૪૮॥ સ્વલ્પ માત્ર ન રહે કાંઈ, પાપ સઘળાં ટા- ળે ॥ પ્રજવળીત પાવક તે જેમ, કાષ્ટ તરણને બાળે ॥ કરે નીંદા કૃષ્ણજીની, ભ- કતની વળી જેહ ॥ સત જન્મ કૃત પુન્ય તેનાં, નિશ્ચે નાસે તેહ ॥૪૯॥ ભયકારી કુંભી પાકે, જઈ પડે તેમાં જંત ॥ કીટ ભક્ષણ કરે તેનું, બહુ કાળ પરિયંત ॥ વૈષ્ણવ જનનાં સ્પર્શ માત્રે, પાપથી મુકાય ॥ પાપ રહીત થઈ કરીને, હરિચરણે જાયે ॥૫૦॥ એ પ્રકારે વિષ્ણુ જનનાં, ગુણ છે અપાર ॥ હવે હરીનાં જન્મ ક- થાનો, કહુછું વિસ્તાર ॥ વળણ ॥ વિસ્તારીને કહું સાંભળ, નારદજી રૂષી રાયરે ॥ ગુલાબ કુંવર માન કહે, થયો પ્રથમો અધ્યાયરે ॥૫૧॥ ઇતીશ્રી બ્રહ્મ વૈવ- ર્તે, મહાપુરાણે, શ્રીકૃષ્ણ જન્મખંડે, નારાયણ નારદ સંવાદે, પ્રથમો અધ્યાય.

## અધ્યાય ૨ જો.

કડવું (૧) રાગ સામેરી ॥ જેની પ્રાર્થનાએ કરી શ્રીહરી ॥ આવ્યા અવ- ની ઉપર દેહ ધરી ॥ જે જે પ્રકારે વરત્યા સ્વામી, ગયાનીજ સ્થાને અંતરજામી ॥૧॥ ઢાળ ॥ અંતરજામી ધરા કેરો, ઊતારવા પ્રભુ ભાર ॥ દુષ્ટ જનનારે નાસ

અર્થે, કૃષ્ણ ધર્યો અવતાર ॥ તે સર્વે હું કહું હવે, વિચારી વિસ્તાર ॥ ગોપ વેશે ગોકુળમાં હરી, ગયા તે વિશ્વાધાર ॥૨॥ રાધિકાએ શ્રીદામાને, દીધો છે તે શ્રાપ ॥ શ્રાપ યોગે શ્રીદામા તે, સંખચુડ થયો આપ ॥ શ્રીદામાએ સાપ્યા રાધા, ધર્યો માનવ દેહ ॥ વ્રજ વિષે વ્રજાંગના, થઇને વરત્યાં તેહ ॥૩॥ ભય પામ્યા છે શ્રાપથી, કૃષ્ણ પ્રત્યે કહેછે વાણ ॥ ગોપી રૂપ હુ થઇશ હવે, ગોકુળ મધ્યે જાણ ॥ શું ઉપાય કરૂં સ્વામી, કહોની ભય ભંજન ॥ તમો વિના હું કેમ રહું, શ્રી કૃષ્ણ જગજીવન ॥૪॥ ક્ષણ માત્ર કાળ સો યુગ મહારે, તમો વિના મહારાજ ॥ ચક્ષુ પલક અંતરાયથી, મન દાહ પામે આજ ॥ સરદપુનમ શશી કરતાં, શ્રેષ્ઠ તમો આનંન ॥ ચકોર ચક્ષુ પાન કરીને, જીવેછે જગજીવન ॥૫॥ તમો આતમા વડે સ્વામી, દેહ પ્રાણ મન કહેવાય ॥ સેવા વિના પ્રભુ તમો તણી, ક્ષણ માત્ર નહીં રહેવાય ॥ વચન સાંભળી રાધીકાને, પ્રબોધ કરે પ્રભુ આપ ॥ પ્રીતી વચને પ્રેમદાનો, સમાવ્યો સંતાપ ॥૬॥ મહી તળે હુ આવીશ રાધા, કરજે નાના ભોગ ॥ મારી સાથે નિરંતર તું, નહીં પીડે વિયોગ ॥ વજે જઇને વ્રજ વિષે, ક્રીડા કરીશું કાનને ॥ પ્રાણથી તું અધીક આશ્રિત પછી ભય શો છે તને ॥૭॥ તેને એ પ્રકારે કહીને, વીરામ પામ્યા હરી ત્યહી ॥ એ કારણથી જગન્નાથજી, પધાર્યા ગોકુળ મહી ॥ કોણથી ભય થાય તેને, ભયાંતક પોતે રહ્યા ॥ માયા મય પ્રભુ છળ કરીને, રાધિકા પાસે ગયા ॥૮॥ ગોપ વેશ ધરી પોતે, કર્યો વિહાર તે સાથ ॥ સંગ ગોપી વળી બીજી પ્રતજ્ઞા પાળી નાથ ॥ બ્રહ્માજીની પ્રાર્થનાથી, ભૂમે આવ્યા કૃષ્ણરામ ॥ ભાર ઉતારી અવની કેરો, ગયા તે નીજ ધામ ॥૯॥ શ્રી નારદોવાચ ॥ શ્રી દામાને કેમ થયો, ક્લેશ રાધા સહજેહ ॥ સંક્ષેપથી કહ્યું પુર્વે, વિસ્તારીને કહો તેહ ॥ ૧૦ ॥

વલણ કહો કૃપા કરી સ્વામી, પુછું જોડી હાથરે ॥ કહે નારદ નારાયણને, શરણાંગત હું નાથરે ॥૧૧॥ કડવું (૨) રાગ ધન્નાશરી ॥ એક સમે રાધિકા સહ વિલાસજી ॥ ગૌ લોકે કરે હરી રાસજી ॥ મહા અરણ્યને એકાંત સ્થાનજી ॥ રાસ મંડળ રચ્યો ભગવાનજી ॥૧૨॥ ॥ ઢાળ ॥ ભગવાન સાથે કરે ક્રીડા, રાધા મનમાં આનંદ ॥ પર પોતાનું જાણે નહીં, એવે અદ્રશ્ય થયા સુખકંદ ॥ વિરજા નામે ગોપિકા, રાધાજી જેવું રૂપ ॥ તેની સાથે હરિએ જઇને, કીધો રાસ અનુપ ॥૧૩॥ મનોહર છે હાસ્ય તેનું, જુવે વક્ર ચક્ષુ જાણ ॥ સદા સોળ વરસનુ વય, યોવન પ્રગટ પ્રમાણ ॥ ભૂષણ શોભે રત્ન મય, વસ્ત્ર સુંદર અંગ ॥ પુલકા વળી દેહ સઘળે, મન પીડીત છેરે અનંગ ॥૧૪॥ દેખી તેને હરી પોતે, કરે ક્રીડા

ત્યાંહી ॥ પુષ્પ સૈયા વિષે સુંદર, રત્ન મંડપ માંહી ॥ રાધિકાએ તેડી દાશી, કહ્યું જાની બાઈ ॥ ક્યાંહ ગયા ઠગ પ્રભુ નાશી, શોધી લાવનિ ધાઈ ॥૧૫॥ દાશીએ સઘળે જોયું ત્યારે, દીઠા તે વીરજાને હરી ॥ રાધિકાને કહી જઇને, વાત તે સઘળી ખરી ॥ રાધા કહે તું એહુને, નહીં લાવી મારી પાસ ॥ ચાલ હવે મારિ સાથે, શિક્ષાને કરીએ ત્રાસ ॥૧૬॥ કોણ રક્ષણ કરે તેનું, જોવું હવે આજ ॥ એમ કહીને રથ મંગાવી, બેઠાં તે કરીને સાજ ॥ એકસો ત્રેસટ કોટી, ગોપી લઇને સંગ ॥ સુંદર તે નવ યોવના, જાણે રતી બહુ અંગ ॥૧૭॥ લક્ષ ચક્ર તે રથે છે ને, મહા મનોહર જાણ ॥ જડાવ મણીના સ્થંભ કોટી, શુશોભીત પરમાણ ॥ નાના ચિત્ર વિચિત્ર છે ને, વિવિધ રંગ તે ત્યાંહી ॥ સિંદુર મણીયે યુક્ત શોભે, મધ્ય ભાગ રથ માંહી ॥૧૮॥ ક્ત્રીમ મણીએ જડીત છે તે, ચક્ર સરવે જાણ ॥ ચોફેર ઘંટા મનોહર છે, ચતુર લક્ષ પ્રમાણ ॥ મહા વિચિત્ર તે રથ મધ્યે, નગ્ર શોભા વાન ॥ મંદીર છે વળી લક્ષ તેમાં, રત્ન ખચીત સુખ દાન ॥૧૯॥ મણી જડીત કપાટ જેનાં, ચિત્ર અશ્વ બહુ શોભે ॥ શિખર ઉપર કલસ રાજે, દેખી મુનિ મન લોભે ॥ મરકત મણીએ રચીત વેદી, બહુત છે રથ માંહી ॥ ખચિત કુંકુંમાકાર મણીએ, સો પાન કોટી તાહી ॥૨૦॥ પ્રવર, કૌસ્તુભ, રૂચકને, સ્યમંતક, મણી જાણ ॥ તેનાં કમળ ક્ત્રીમ રચયા, શોભા બહુ પરમાણ ॥ બાગ સુંદર શોભીત છે ને, મધ્યે સરોવર, વાવ ॥ વાવ શિખર ઉપર શોભે, કળસ રત્ન જડાવ ॥૨૧॥ પુષ્પવૃક્ષ બહુ ચારૂ રાજે, કદંબને પારી જાત ॥ કુંદ કરવી ને ચંપ શોભે, યુથીક પુષ્પ સુખદાત ॥ મલિકાને માલતિ, વળી માધવીના જાણ ॥ સહસ્ત્ર પાંખડીના કમળ તે, સરોવર શોભે નીરવાણ ॥૨૨॥ તકતા તે બહુ રત્નના, અગણિત રહ્યા છે ત્યાંહી ॥ સ્વેત ચામર ઉડેછે ને, શિત સુવાયુ વાહી ॥ ચંદન અગર કસ્તુરીને, કુંકુમે અરચીત ॥ પાર જાતીના પુષ્પની તે, કોટી તલ્પ રાજીત ॥૨૩॥ પતાકા કોટીક શોભે, કોટીક ઘંટા યુક્ત ॥ રત્ન સૈયા કોટીક છે, કરે મુની મન આશક્ત ॥ એ સર્વે રચાના રથમાં છે, ને દશ યોજન વિસ્તાર ॥ સો યોજનનો છે તે ઊંચો, સકળ રથથી સાર ॥૨૪॥ એવા રથપર બેસી રાધા, આતુર થઇને જાય ॥ ક્ષણ માત્રમાં જઈ પહોચ્યાં, વિરજાના મંડપમાંય ॥ દ્વારપાળ ત્યાં રહ્યા છે તે, ગોપ લક્ષો જાણ ॥ શ્રીદામો છે મુખ્ય તેમાં, કૃષ્ણ શખા પરમાણ ॥૨૫॥ ક્રોધે લોચન રક્ત રાધા, તેને કહેછે સાંભળ ॥ દુર થા તું અહીં થકી, લંપટના કિંકર ॥ તારા પ્રભુને મારા જેવી, મળી તે જોઊં કાંહે ॥ રાધિકાનુ વચન સાંભળી, શંકા નહીં મન

માંહે ॥ ૨૬ ॥ જવા દેતા નથી તેને, કર જેષ્ટિકા બળવાન ॥ બળ કરી રાધા જવા ઇચ્છે, તેનું કરી અપમાન ॥ અન્યોઅન્ય તે કરે ભાષણ, થયો શબ્દ કુળાહળ ત્યાંહે ॥ ત્યારે હરિએ જાણ્યું કે, રાધા આવી યાંહે ॥૨૭॥ કોપ જાણી રાધિકાનો, કૃષ્ણ થયા અંતર ધ્યાન ॥ વિરજા વિચારે રાધા, કોપે ગયા ભગવાન ॥ રાધિકાના ભય થકી, વિરજાએ ત્યાગ્યો પ્રાણ ॥ દેહ નદીરૂપ થઇને. વહી ગયો તે જાણ ॥૨૮॥ વલણ વહ્યો દેહ વર્તુળા કારે, સકળ ગૈ લોક માંહેરે ॥ ગુલાબ કુવર માન કહે, થયો દ્વીતિયો અધ્યાયેરે ॥૨૯॥ ઇતીશ્રી.

## અધ્યાય ૩ જો.

કડવું ॥૧॥ ॥ રાગ મેવાડો ॥ ॥ રાધા રતી ગ્રહ ગઇ હો, ત્યાં નવ દીઠાં શ્રી હરિ ॥ વિરજા નદીરૂપ હો, દેખી પાછી વળી ॥ કૃષ્ણે વિરજા દીઠી હો, સરીતારૂપ થઈ ॥ ઊંચે સ્વરે રૂવે હો, તીરે ઉભા રહી ॥૧॥ હો વિરજા હો વિરજા હો, મારી પાસે આવ ફરી ॥ તું વિના કેમ કરી હો, જીવું હું સુંદરી ॥ નદી મધ્યે શ્રેષ્ઠ હો, મુર્તી તું થા સતી ॥ મારા આશિસ વડે હો, સ્ત્રી મધ્યે શ્રેષ્ઠ અતી ॥૨॥ પુર્વ રૂપ થકી હો, શોભા બહુ સહી ॥ પુરાતન રૂપ હો, સરીતા રૂપ રહી ॥ જળથી ઉઠી આ વહો, તનું નુતન ધરી ॥ આવી હરિ પાસે હો, જાણે રાધા ખરી ॥૩॥ પીતવસ્ત્ર પેહેર્યાં હો, હાસ્ય છે મુખ મહી ॥ જુવે પ્રાણનાથ હો, વક્ર ચક્ષુ સહી ॥ નિતંબ છે ભારે હો, પિત છે પયોધરાં ॥ ગજમતંગ ગામી નીહો, માનુની મધ્યે વરા ॥૪॥ ચંપકવરણી ચારૂ હો, અધર પક્વ બિંબ સમા ॥ ડાડિમ બીજ જેવાં હો, દંત છે વદનમાં ॥ સરદપુરણીમાં હોં, ચંદ્ર સમ મુખ દ્રશે ॥ પ્રફુલિત કમળ હો, તેવાં લોચન લસે ॥૫॥ કસ્તુરીના બિંદુ હો, સેંથે સિંદુર મણિ ॥ સુરભિ અત્તર હો, કચ શોભા ઘણી ॥ રત્ન મંડપ મધ્યે હો, રત્નમાળા ધરી ॥ ગજ મોતી નાકે હો, મુકતાહાર ઉર ધરી ॥૬॥ એવાં રૂપવતી હો, જોઇને જગપતી ॥ કરે આલિંગન હો, ચુંમ્બન મુખ અતી ॥ રતી રત પ્રભુ હો, વિપરીતાંસન કરી ॥ એકાંત સ્થાને હો, વારંવાર હરી ॥૭॥ અમોઘ વિર્ય હો, પામી વિરજા સતી ॥ નિશ્ચે થઇ છે હો, ધન્ય તે ગર્ભવતી ॥ તે સ્થાને રહ્યા છે હો, મહા આનંદ ભરી ॥ પુત્ર થયા સમ હો, કૃપા કીધી શ્રી હરિ ॥૮॥ ફરિ એક સમે હો, અરણ્યે એકાંતે મળી ॥ વિહાર કરે છે હો, પ્રભુ સાથે વળી ॥ લઘુપુત્ર આવ્યો હો, રૂદન કરતો સહી ॥ પુત્ર જોઇ પ્રભુ એહો, વિરજા ત્યાગી તહીં ॥૯॥ પ્રબોધી બાલક હો, જુવે નવ દીઠા હરિ ॥ પુત્રને શ્રાપ્યા હો, વિરજાયે કોપે કરી ॥ લવણાદિ સાગર હો, થાવો જાવો મહી મહીં ॥ ભિન્ન ભિન્ન રહેજો હો, જંબુઆદિ દેશ હીં ॥૧૦॥ સાતે દીપે તમે હો, રહો સાગર થઈ ॥ સઘળા ભાઇયે હો, કનિષ્ટે કહી જઈ ॥ વાત સાંભળી હો, માતા પાસે ગયા ॥ નમી પગે

પડ્યા હો, વિભાગે સાગર થયા ॥૧૧॥ લઘુઆદિ ખમણા હો, અનુક્રમે સાતે થળં ॥ લવણાદિ, મધુ,સુરા હો, ઘ્રત, દધિ, દુધ, જળં ॥ માત ભ્રાત વિયોગે હો, રોયા બાળક સઉ ॥ સુત સ્વામી વિયોગ હો, સતીને પીડયો બઉ ॥૧૨॥ રૂદન કરતી મુકી હો, શોક સાગરે સહી ॥ સુત સ્વામી શોકે હો, મુરછાં થઈ રહી ॥૧૩॥ ॥વલણ॥ થઈ રહી અચેત વિરજા, નથી રહ્યું કંઈ જ્ઞાનરે ॥ જાણી પ્રગટ થયા પોતે, સ્વામી ભક્ત વત્સળ ભગવાનરે ॥૧૪॥ ॥કડવું॥ (૨) ॥રાગ મેવાડાની ચોપાઈ॥ હાસ્ય વદન પ્રભુ આવ્યા તહીં, ॥ વિરજા મુરછાંથી જાગી સહી ॥ દેખી સ્વામીને શોક તે ગયો, ॥ આનંદ સાગર ઉલટી રહ્યો ॥૧૫॥ હરિ સંગાથે ક્રીડા કરે, ॥ પ્રસન્ય થઈ પ્રભુ ઓચરે ॥ વર આપુ રાધા જેવી તું જાણ ॥ નિત્ય તવ ઘેર આવીશ પ્રમાણ ॥૧૬॥ તું પુત્રને નિત્ય જોશે સહી, ॥ વર પ્રસાદે હરિએ વાણી કહી ॥ ફરી રાધા સખી શોધતી જાંહાં, ॥ આવી હરિ વિરજા દીઠા ત્યાંહાં ॥૧૭॥ જઈ રાધાને તેણે કીધી જાણ, ॥ ગઈ ક્રોધ મંદિરે કહી કટુ વાણ ॥ એટલે શ્રી કૃષ્ણ રાધા ઘેર ગયા ॥ શ્રીદામા સહ દ્વારે ઉભા રહ્યા ॥૧૮॥ રાસે સ્વરીએ તે દીઠા હરિ ॥ નારદ અપ્રિય વચન ઓચરી ॥ મુઝથી શ્રેષ્ટ તમને મળે અહીં, ॥ ગૌલોકમાં બહુ કાન્તા રહી ॥૧૯॥ તમો નિત્યે અન્ય ઘેર જઈ રહો, ॥ મારૂં પ્રયોજન શું છે કહો ॥ પ્રિય કાન્તા વિરજા નદી થઇ. ॥ મારા ભયથી દેહ ત્યાગી ગઈ ॥૨૦॥ તોપણ તમો મનમાં નવ લહો, તો તેને તીરે મંદીર કરી રહો ॥ નદી રૂપ થઈ વિરજા ચટે, ॥ નદરૂપ થવા તમને ઘટે ॥૨૧॥ નદી સાથે નદએ બેઉ જણે, ॥ સમાગમેં બહુ સારો બને ॥ સ્વજાતીને પ્રીતી બહુ થાય, ॥ દેવમણી નદી સાથે કહેવાય ॥૨૨॥ મહાજન હસશે સાંભળી કરી, ॥ પુરણ કામ કહેવાય શ્રી હરિ ॥ સર્વ ભુતાત્મા કૃષ્ણનીજ સદા, ॥ નદી ભોગ ઇચ્છે સર્વદા ॥૨૩॥ એમ કહી રાધા રહી ગયાં, ક્રોધાતુર મનમાં બહુ થયા ॥ ભૂમી સયનથી ઊઠે નહીં, લક્ષ ગોપી તેની સાથે રહી ॥૨૪॥ કોઇએ ચામર લીધો હાથ ॥ કોઈ તાંમ્બુલ લઈ ઉભી સાથ ॥ સિતોદક કોઈના કર મહી ॥ પદ્મ પુષ્પ કોઇ પાસે સહી ॥૨૫॥ રત્નાભુષણ કોઈ લઈ ત્યાંહાં, ॥ સિંદુર કુંજ્જર કાચ લઈ રહ્યા ॥ વેણુયંત્ર લઈ કોઈ હાથ, ॥ સુગંધી તેલ લઈ ઉભી સાથ ॥૨૬॥ કોઈ મૃદંગ મોરલી લઈ કરી, ॥ ગાન નિપુણ નૃત્ય તતપરી ॥ રમણ વસ્તુ કોઇ લઇ રહી ॥ સુધા પાત્ર કોઇના કર મહી ॥૨૭॥ એ પ્રકારે રાધા પાસે સહી, ॥ મંદીર બહાર ઘણી ઉભી રહી ॥ કેટલીક કર જેષ્ટિકા ધરે ॥ દ્વારપાળ થઈ તે તો ફરે ॥૨૮॥ કૃષ્ણે જવાનુ કહ્યું છે તહીં, ॥ જવા ન દે દ્વારે ઉભા રહી ॥ જગન્નાથ દેવાધિ દેવ, ॥ ભક્તાધિન સદાં સ્વયમેવ ॥૨૯॥ ॥વલણ॥ ભકતાધીન પ્રભુ રહે સદા ॥ સત્ય શ્રુતિ કહે પ્રમાણરે ॥ રિસ યુક્ત કૃષ્ણ પ્રત્યે વળી, રાધા બોલી વાણરે ॥૩૦॥ ॥કડવું॥

(૩) ॥ રાગ મારૂ ॥ હે કૃષ્ણ વિરજાના સ્વામીજી ॥ તમો લંપટ અંતરજામીજી ॥ હે નદીસ જગદાધારજી ॥ તમો લંપટ મનુષ્ય વેહેવારજી ॥૩૧॥ ॥ ઢાળ. ॥ તેથી તમો મનુષ્ય યોની, પામો વિશ્વાધાર ॥ ગોલોકથી ભ્રષ્ટ થઇને, જાવો વ્રજમો બાર ॥ હે પદ્માવતી હે માધવી, એ ધૂર્તને નિવાર ॥ એનું ત્યાં શું પ્રયોજન છે, હાંકીને કાહાડો બહાર ॥૩૨॥ કહ્યું સાંભળી રાધિકાનું, ગોપી બોલી વાણ ॥ વિનયયુકતને હેત સાથે, ઉચિત વચન પ્રમાણ ॥ પધારો પ્રભુ બીજ સ્થાને, મન પ્રસન્ય હોય જ્યાંહે ॥ રાધિકાનો કોપ ગયેથી, શ્રી હરિ આવજો આંહે ॥૩૩॥ બીજી બોલી પ્રીતી સાથે, જાવો ક્ષણેક બીજે સ્થાન ॥ તમો વધારીએ તમો વિના, કોણ રાખે ભગવાન ॥ કોઈ ગોપી વળી બોલી, તે સાંભળો મુની સાર ॥ ક્ષણેક જાવો વંદ્રાવનમાં, ટળે માન તેટલીવાર ॥૩૪॥ કોઇ એક બોલીવળી બીજી, હાસ્ય વચન પ્રમાણ ॥ માન મટાવો માનુનીનું, ભક્તિ કરી નિરવાણ ॥ પ્રમાદી કોઈ વળી બીજી, તે કરે નિવારણ સ્વામી ॥ હાસ્ય વદન સ્વસ્થ પોતે, અક્રોધ અંતરજામી ॥૩૫॥ ગોપી હરિને નિવારેછે, ઉભી રહી સઉ ત્યાંહી ॥ નિવારે. અતે પ્રભુ પોતે, ગયા તે મંદીર માંહી ॥ ક્રોધ થયો છે શ્રી દામાને, રાધા પ્રત્યે કહેછે વાણ ॥ ક્રોધે લોચન થયાં રાતાં, રક્ત પદ્મ પરમાણ ॥૩૬॥ ॥ શ્રી દામોવાચ ॥ ॥ મ્હારા પ્રભુને કેમ કહેછે, કટુક વાક્ય તું માત ॥ વિચાર્યાવિના તું દેવી, મિથ્યા વચન ઉપઘાત, ॥ બ્રહ્મા શેષના ઇશ પોતે, સર્વ વિશ્વના કારણ ॥ પ્રકૃતિના સ્વામી એ છે, નિરગુણ જગત્ ધારણ ॥૩૭॥ આત્મારામ એ પુરણ કામ, તું શ્રેષ્ઠ દેવી માત ॥ કલ્યાણી તને શું કહું હું, જ્ઞાન તણી તે વાત ॥ ચરણ સેવા વડે જેની ઐશ્વર્ય પામે જંન ॥ ધાતા સઘળી સ્રજે સૃષ્ટી, શંકર કરે પતંન ॥૩૮॥ વળી જેની સેવા બળથી, ધરા ધરેછે શેષ ॥ અખિલ જગતને પ્રકાશે છે, હીમકરને દીનેશ ॥ ચરણાંબુજ હરિ કેરા, શ્રી સેવેછે વૈકુંઠ ॥ સરસ્વતી તે સ્તવે નીત્યે, સદા બુદ્ધિ અકુંઠ ॥૩૯॥ જેનુ સ્તવન તે મિષ્ટ લાગે, શ્રવણે અમૃત પ્રમાંણ ॥ ભય પામેછે સદા માયા, તે નથી તું જને જાણ । સ્તવે નીત્યે નિગમ જેને, દેહ ધરીને સાક્ષાત ॥ ચતુર મુખે સ્તવે બ્રહ્મા, જે છે વિશ્વ વેદના તાત ॥૪૦॥ પંચવદને સ્તવે શંભુ, યોગેંદ્ર પોતે સર્વદા ॥ પ્રીતે પુજી ધરે શીર રજ, ચરણાંબુજ નીત્યે સદા ॥ સહસ્ર વદને શેષજી, તે સ્તવે નીત્યે શ્રી હરી ॥ વળી ભકતી સહ સેવે, ચરણાંબુજ આદર કરી ॥૪૧॥ શાક્ષી પોતે સરવના છે, અખિલ જગના જે પતી ॥ સ્વેત દીપની વાસી જે તે, વિશનુની જે પર રતી ॥ ઇંદ્રાદિ સુર દૈત્ય સરવે, મનુ માનવ જે ધરા ॥ સેવે પણ નહીં જુએ સ્વપ્ને, ચરણાંબુજ પુંજન પરા ॥૪૨॥ શીઘ્ર ત્યાગી રોશને તું, ભજ ચરણાંબુજ શ્રી હરિ ॥ ભ્રગુઠી વિળા સમાત્ર સૃષ્ટી, શકે સૃજીપાળી સંગૃહરિ ॥ જેના એક દીવસ વીષે, ઇંદ્ર અઠાવીશ જાયે ॥ એમાં નિ-

મિષ માત્રથી તે; પતન બ્રહ્મા થાયે ॥૪૩॥ રમા સર્વ મહારા ઈશને વસ; રહે રાધા અતી રતી ॥ શ્રી દામો કહે સાંભળ માતા, તે તું નહીં જાણે સતી ॥ વાક્ય • સાંભળી શ્રી દામાના, કહુતો કેવળ માંહી ॥ કોપ વૃદ્ધિ થયો નારદ, બેઠી થઈ બોલી તાંહી ॥૪૪॥ ॥ વલણ ॥ બોલી ત્યાંહા રાસેસ્વરી, મનમાં છે બહુ રીસરે ॥ ફરકે અધર નેત્ર રાતા, છુટા છે શીર કેશરે ॥૪૫॥ ॥ કડવું ॥૪॥ ॥ રાગ-રામગ્રી ॥ ॥ શ્રી રાધિકો વાચ ॥ રે મુઢ અલ્પબુદ્ધિ છે તારીજી ॥ કહુ સાંભળ વાણી મારીજી ॥ લંપટ કિંકર તું સઉ જાણેજી ॥ તારા ઇશ્વરને તું વખાણેજી ॥૪૬॥ ॥ ઢાળ ॥ વખાણે તું ઇશ્વર તારો, કૃષ્ણ તેની કરે બહુ વાત ॥ સ્તુતિ કરેછે પોતાની વળી, તું અધમ નિંદે છે માત ॥ જે પરમાણે અસુર નીત્યે, સુરને નીંદે છે અપાર ॥ તે પરમાણે મુઢ કરે તું, માટે અસુરનો દેહ ધાર ॥૪૭॥ ગોલોકથી તું બહાર થઇને, યોની અસુરની પામસે સહી ॥ મેં શ્રાપ્યો છે મુઢ તુજને, રક્ષક કો સમરથ અહી ॥ એ પ્રકારે રાધિકા તે, દઇ શ્રાપ પામી વીરામ ॥ શ્રીદામો તવ વદે વાણી, હે માતુ કરી પ્રણામ ॥૪૮॥ શ્રીદામો વાચ ॥ ॥મનુષ્ય પેરે કોપ કરે તું, માટે ધરાપર જઇ કરી ॥ મનુષ્ય થા તું શ્રાપ મારો, રહે જે માનવ દેહ ધરી ॥ રાયાણપત્ની તને કહેશે, જે મુઢ જગતના જન ॥ રાયાણ અંશ છે શ્રી હરિનો, વૈષ્ય ન્યાતે રહે વૃંદાવન ॥૪૯॥ પછી ગોકુળે તું કૃષ્ણ પામી, રહેજે વન વિષે ક્રીડા કરી ॥ વિયોગ હરિશું વર્ષ સત, પછે ગોલોકે આવશો ફરી॥ રાધાને એમ કહી શ્રીદામો, નમીને આવ્યો જ્યાંહાં શ્રી હરી ॥ પ્રણામ કરી શ્રી કૃષ્ણજીને, તે શ્રાપ વાત સઘળી કરી ॥૫૦॥ વૃતાંત કહીને શ્રી દામો તે, રૂદન કરેછે શીરધરી ॥ ખેદ પામતો દેખી સેવક, કહે વચન પોતે શ્રી હરી ॥ નિરભય જા ધરા ઉપર, તું તો થશો અસુરનો ઇશ ॥ ત્રિભુવનમાં કોઈ નજીતી, શકે એમ કહે જગદીશ ॥૫૧॥ કાલે શંકર ત્રીશુળ વાગી, તજી દેહ આવશો જાણ ॥ મારી પાસે એ આશીશ મારૂં, એમ કહે શ્રી કૃષ્ણજી વાણ ॥ કૃષ્ણવાણી શ્રવણ કરીને, શોકાતુર કહે થરથરી ॥ તમારી ભકતી રહીત સ્વામી, કોઈસમે ન કરશો હરી ॥૫૨॥ એમ કહી નમી શ્રી હરિને, પડ્યો આશ્રમથી તે જાણ ॥ શંખ ચુડ તે થયો જઇને, તુલસી પતી નીરવાણ ॥ ગયો શ્રીદામો ત્યાં આવ્યાં દેવી, જ્યાં રહ્યા છે સુખદાન ॥ શોકાતુર બહુ દેખી, તેને આશાવાસના કરી ભગવાન ॥૫૩॥ વૃશભાનુ છે ગોકુળ વિષે, તેને ઘેર જન્મી જઇ તેહ ॥ કૃષ્ણ વૃત્તાંત મહા મંગળ, સર્વ કહ્યું મુની જન એહ ॥ ઈચ્છા કરેછે સર્વ એની, મહાસાર છે એમ જાણી ॥ હવે ફરી શું સાંભળવું છે, મુની કહે નારાયણ વાણી ॥૫૪॥ વલણ ॥ રાણી ગુલાબને કૃષ્ણ વાહાલા, નિત્યે શુણે કૃષ્ણ કથાયરે ॥ હરિ કૃપાથી માન કહે થયો ત્રતીઓ અધ્યાયરે ॥૫૫॥ અથ.

## અધ્યાય ૪ થો.

કડવું ૧ લું. રાગ આશાવરી. ॥ શ્રી નારદ ઉવાચ ॥ કોની પ્રાર્થનાથી આવ્યા ધરણીજી ॥ કહ્ણ શું કારણે કહો વરણીજી ॥ એમ નારદ પુછે શીર નામિજી ॥ તમો સર્વજ્ઞ સદા છો સ્વામિજી ૧ ॥ ઢાળ ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ પુર્વે વારાહ કલ્પમાં ॥ ભારાક્રાંત બહુ થઇ મહી ॥ ત્રાસ પામી શોકાતુર તે ॥ આવી બ્રહ્મા પાસે સહી ॥૨॥ અમર અસુરે પીડયા ॥ તે દુઃખીત છે બહુ ત્યાંહિ ॥ ધરા સાથે આવ્યા સહુ ॥ પરમેષ્ટી સભાની માંહે ॥૩॥ સભા મધ્યે દીઠા તેણે ॥ દેવેશ તેજના ધામ ॥ રૂષિ મુનિ સીદ્ધ સરવે ॥ સેવન કરે તેણે ઠામ ॥૪॥ ગંધર્વગાન કરે સંગીત ॥ શ્રવણ મનોહર તેહ ॥ જપેછે પરબ્રહ્મ સરવે ॥ કષ્ણાક્ષર દ્વય જેહ ॥૫॥ આનંદાશ્રુ નેત્ર પુરણ ॥ પુલકીતાંગ સુખ મન ॥ દેવ સાથે ધરાયે તાંહ ॥ પ્રણમ્યા ચતુરાનંન ॥૬॥ વેદના તે કહી સરવે ॥ દૈત્યભાર મુની જાણ ॥ દુખાક્રાંત થઈ અવની ॥ રૂદન કર્યું નીરવાણ ॥૭॥ ધરા પ્રત્યે કહે ધાતા ॥ રૂદન કરે કેમ આજ ॥ કલ્યાણ થાશે ભૂમી તાહરૂં ॥ કેમ આવી કેહે શું કાજ ॥૮॥ કલ્યાણી તું સ્થીર થાની ॥ હું છતે ભયમાં આણ ॥ આસવાસના કરી તેહની ॥ પૂછે દેવને કહે વાણ ॥૯॥ કેમ આવ્યા દેવ સરવે ॥ સમીપ માહારે સહ ધરા ॥ બ્રહ્માના વચન સાંભળી ॥ તે પ્રત્યે બોલ્યા નીરજરા ॥૧૦॥ ભારાક્રાંત થઇ વસુધા ॥ પીડા છે અમને બહુ ॥ તાત તમો જગત શ્રસ્ટા ॥ ઉતાવળા નીવારો સહુ ॥૧૧॥ અમારે ગતી તમો તાત ॥ દુખનીવારણ કરો ॥ પીડાય બહુ ભારે ભૂમી ॥ ભાર પિતા મહ હરો ॥૧૨॥ વચન દેવના સાંભળી ॥ ને પૂછેછે જગતાત ॥ ટળે ભય તાંહાં સુધી રહે તું ॥ માહારી પાસે નીરભ્રાંત ॥૧૩॥ કોનો ભાર સહી ન શકે ॥ તું કહેને સરવ વિસ્તારી ॥ ભદ્ર હોશે તાહારૂં નીશ્ચે ॥ સઘળો ભય નીવારી ॥૧૪॥ વચન સાંભળી પિતાના ॥ નિજ પીડા કહેછે માંડી ॥ જે જે વડે પીડાય પોતે ॥ મૂખ પ્રસન્ન ભય છાંડી ॥૧૫॥ પૃથ્વી ઉવાચ ॥ પિતામહ તમો સાંભળો ॥ જે વ્યથા માનસી માહારી ॥ તમો સઘળુ જગત શ્રસ્ટા ॥ નથી લાજ કહેતાં વિસ્તારી ॥૧૬॥ કૃષ્ણભક્તી વીહીન જે છે ॥ વળી ભકત નીંદક જે સહી ॥ તે તો માહા પાતકીનો ॥ ભાર શકું નવ વહી ॥૧૭॥ સ્વધર્મ આચારહીન જે ॥ નિત્યકર્મ નહી ધારે ॥ વેદ વિષે શ્રદ્ધા નહીં જેને ॥ પીડા પામું તેને ભારે ॥૧૮॥ પિતા માતા ગુરૂ અબળા ॥ પોષણ કરે નહી જેહ ॥ તાત એ સર્વેનો નહીં ॥ સહું અસહ્ય ભાર છે તેહ ॥૧૯॥ સત્યહિન ગુરૂ નિંદક ॥ મિથ્યા સાક્ષી કહે વાણ ॥ થાપણ હારી મીત્ર દ્રોહી ॥ તેના ભારે પીડા જાણ ॥૨૦॥ જીવ ઘાતી ગુરૂ દ્રોહી ॥ લોભી શુદ્રનું ભક્ષે અંન ॥ તેના ભારે પામું પીડા ॥ સત્ય કહું ભગવંન ॥૨૧॥ યજ્ઞતિર્થ નિમવ્રત ॥ જે મુઢ દીએ નિવારી ॥ ગોવિપ્ર વૈશ્નવને દ્વેષે ॥

તેનો ભાર પીડેછે ભારી ॥૨૨॥ હરીને હરી કથા ભક્તિ ॥ નો દ્વેષ કરે નર જેહ ॥ તેનો ભાર મહા ભારી ॥ પીતામહ પીડે તેહ ॥૨૩॥ એ પીડા સઘળી નાથજી ॥ મુખે કહી માંડી વાત ॥ એમ કહીને રૂદન કીધું ॥ દેખી કહે જગતાત ॥૨૪॥ વલણ ॥ દેખી મહા રૂદન કરતી ॥ ધરા પ્રતે કહે બ્રહ્માયરે ॥ ભાર તાહરો હરીશ ભૂમી ॥ કરીએ એહેનો ઉપાયરે ॥૨૫॥ કડવું ૨ જું ॥ રાગ રામગરી ॥ સાંભળ મહી વદે સૂર રાએજી ॥ ઉપાય કાર્ય સીદ્ધ થાએજી ॥ કાળે કરી ભાર સહુ હરશેજી ॥ માહારા ઈશ્વર કરૂણા કરશેજી ॥૨૬॥ ઢાળ ॥ કરશે કરૂણા કૃપા સીંધુ ॥ ધીરજ તું રાખને ધરા ॥ મંત્ર મંગળ કુંભ કુંમ કુંમ ॥ શિવલીંગ સ્થાપન પરા ॥૨૭॥ તિર્થ મૃત્તિકા કસ્તુરીને ॥ ખડગ સ્ફટીક ચંદન ॥ સૂર્યમણી રૂદ્રાક્ષ માળા ॥ હવિ નૈવેદ્ય શિવ પૂજન ॥૨૮॥ શાળી ગ્રામ શીળા તુલસી ॥ સંખચક્ર પ્રતીમા જાણ ॥ યજ્ઞસૂત્રને શ્વેત ચામર ॥ મૂક્ત મુક્તી માણીક પરમાણ ॥૨૯॥ પૂરાણ શંહીતા પાવકને ॥ રજત કાંચન પરવાળ ॥ રત્ન કુશદ્વીજ તીર્થ ॥ જળગવ્ય તુલસી માળ ॥૩૦॥ તારે વીશે એ સૈ સ્થાપીત ॥ પ્રભુ કરશે પ્રમાણ ॥ મૂઢ પચશે કાળ સૂત્રમાં ॥ યાવત ચંદ્ર દિવાકર જાણ ॥૩૧॥ આસવાસના કરી ધરાની ॥ દેવમહી લીધાં સાથ ॥ કૈલાશ પ્રત્યે જાય ધાતા ॥ જ્યાં રહ્યા શીવ જગનાથ ॥૩૨॥ ગયા આશ્રમે રમ્ય વિધિએ ॥ દીઠા તે શંકર ત્યાંહે ॥ સરસ્વતિના તટ વિષે ॥ રહ્યો અક્ષય વટ જ્યાંહે ॥૩૩॥ પરિધાન કીધું વ્યાઘ્ર ચર્મ ॥ પંનંગ ભુષણ ધારી ॥ ત્રીશુળી પંચવદન શોભે ॥ ત્રીનેત્ર રાજે મદનારી ॥૩૪॥ ચહૂપાસ રહ્યા સીદ્ધ વિંટી ॥॥ યોગેંદ્ર ગણ કરે શેવ ॥ અપશરા બહુ નરત્ય કરે ॥ જ્યાં બેઠા શ્રી મહાદેવ ॥૩૫॥ ગાંધર્વગાન કરે સંગીત ॥ નાના કુતુહળ થાએ ॥ સાંભળે ત્યાં જુએ બેઠા ॥ દીઠા તે શંકર રાએ ॥૩૬॥ નમ્રકંધર અવની છે ને ॥ અમર ગણ સૈ સાથ ॥ ભગતી દેખી ઊઠયા શંકર ॥ આપ્યો આદર જગનાથ ॥૩૭॥ વિધ ચરણે ઈશ નમ્યા ॥ તે પામયા આશીશ ॥ દંડાકાર દેવ સરવે ॥ શંભુ ચરણે મેલ્યાં શીશ ॥૩૮॥ ભક્તિ યુક્ત ધરા શીર નામિ ॥ પ્રણમ્યા ઉમયા કાંત ॥ શિવે આશીશ દીધ ધરાને ॥ કહ્યું પીતામહે વૃતાંત ॥૩૯॥ સાંભળતાં નમ્ર મૂખ થયાં ॥ ભક્તવત્સળ શ્રી મહાદેવ ॥ દુખી કૃપાનિધીએ બોધયા ॥ ત્યાં ધરા સરવે દેવ ॥૪૦॥ બ્રહ્મા શીવે ત્યાં સૂરધરાને ॥ ગ્રહ પ્રત્યે રાખ્યા દૈ ધીર ॥ ત્યાંથી દેવે સ્વર ચાલ્યા ॥ તે ગયા ધર્મ મંદિર ॥૪૧॥ તેને સાથે લઈ ત્યાંથી ॥ ગતિ કરી હરીને ધામ ॥ પરમ રમ્ય વૈકુંઠ છે ॥ જરા મૃત્યુ નહિ તે ઠામ ॥૪૨॥ વાયુએ તે કર્યું ધારણ ॥ બ્રહ્માંડથી ઊંચુ જાણ ॥ કોટી યોજન ઉર્ધ છે તે ॥ બ્રહ્મ લોકથી પરમાણ ॥૪૩॥ વરણી શકે નહીં કવિ જેને ॥ વિચીત્ર રત્ન નીરમીત ॥ પદ્મ રાગને નીલમણીએ ॥ બહુ રાજમાર્ગ ભૂષિત ॥૪૪॥ તાંહાં સરવે આવી પોહોચ્યા ॥ મનોહર

તતપર્યંતુ રા પ્રભુના અંતરપુરે ગયા ॥ દીઠા હરી દેવાધી દેવ ॥૪૫॥ રત્નસીંહાસન ઉપર ॥ રહ્યા રત્નભુષણ બાજે ॥ રત્નકંકણ ધર્યાં કરમે ॥ રત્નનેપુર અતિ રાજે ॥૪૬॥ રત્ન કુંડળ જુગમ શોભે ॥ વળી ગંડસ્થળ તે સાથ ॥ પીતાંબર પરીધાંન કીધાં ॥ વનમાળા શોભે નાથ ॥ ૪૭ ॥ સાંત સરસ્વતિ સ્વામી ॥ લક્ષ્મીએ ધર્યાં ચર્ણાંબુજ ॥ કંદર્પ કોટી કાંન્તિ શોભે ॥ સ્મીત વદન ચતુર્ભુજ ॥૪૮॥ સુનંદ નંદ કુમુદ આદિ ॥ સેવન કરે બહુ દાશ ॥ ચંદનાંગ મુકુટ રત્નમય ॥ શોભા કોટીભાનુ પ્રકાશ ॥ ૪૯ ॥ પરમાંનંદ રૂપ પોતે ॥ ભકત અનુગ્રહકારી ॥ પ્રણમ્યા સૂરેંદ્ર સરવે ॥ બ્રહ્માદએ ભકતી ધારી ॥ ૫૦ ॥ ॥ વલણ ॥ બ્રહ્માદય મુની સરવે ॥ ભકતી યુકત નમ્રતા કરીરે ॥ પરમાંનંદને પામયા ॥ સર્વાંગે પુલકાવલીરે ॥ ૫૧ ॥ ॥ કડવું ૩ જું ॥ રાગ મારૂ ॥ ॥ બ્રહ્મા ઉવાચ ॥ નમાંમી શાંત કમળા સ્વામીજી ॥ સરવેસ અચ્યુત અંતરજામીજી ॥ જેની કળાભેદ હમો શીવજી ॥ કળા અંશ કળા કરી દેવજી ॥ ૫૨ ॥ ॥ ઢાળ ॥ મનુને મુનીંદ્ર સઘળા ॥ જીવ ચરાચર ખર્વ ॥ કળા કલાંશ કળા કરીને ॥ અશૂર નરાદિ સર્વ ॥ ૫૩ ॥ શંકર ઉવાચ ॥ ત્વમક્ષર અવ્યકત ઇશ્વર ॥ નિર્ગુણ ગુણ જગવંદ ॥ આદી સરવે સ્વરૂપ સ્વામી ॥ અનાદિ અખંડાનંદ ॥ ૫૪ ॥ અણીમાદીના કારણ પોતે ॥ સીદ્ધીરૂપ સીદ્ધીદા સ્વામી ॥ કોણ સમર્થ સ્તુતિ કરે ॥ સર્વજ્ઞ અંતરજામી ॥ ૫૫ ॥ ॥ ધર્મ ઉવાચ ॥ વસ્તુ નીરૂપણ કરી વેદે ॥ વીવેકીએ વર્ણન કરી ॥ અવ્યકત સ્તુત્તિ કેમ કરે ॥ છો મનાતિત પોતે હરી ॥૫૬॥ અનીર્વચની નીજ માયા ॥ તે શ્રજે શ્રષ્ટી સત્તા પાંમી ॥ વાસ્તવીક કાંઇ છે નથી ॥ સત્ય સદા અંતર જામી ॥ ૫૭ ॥ ખટ શ્લોક સ્તોત્રે કરીને ॥ સ્તુતિ કરી બ્રહ્માદિક જેહ ॥ ભાવે ભણે ને સાંભળે તેહેને ॥ પ્રાપ્ત સુખ દુખ છેહ ॥ ૫૮ ॥ સ્તવન સાંભળી દેવનુંને ॥ બોલ્યા હરી જગનાથ ॥ ગૌલોક પ્રત્યે જાઓ તમો ॥ હું આવીશ પ્રીયા સાથ ॥૫૯॥ નર નારાયણ બેહુ ॥ શ્વેત દ્વિપ નીવાસી પ્રમાણ ॥ ગૌલોક પ્રત્યે તે આવશે ॥ વળી સરસ્વતિ તે જાણ ॥ ૬૦ ॥ અનંત માયા છે જે માહારી ॥ કાર્તિક ગણાધિપ જેહ ॥ સાવીત્રી જે વેદમાતા ॥ પશ્ચાત આવશે તેહ ॥ ૬૧ ॥ હું રહુંછું ગૌલોક વિષે ॥ દ્વિભૂજ કૃશ્ન સ્વરૂપ ॥ માહારી કળા અન્યદેવ ॥ બ્રહ્માદિક જગભૂપ ॥ ૬૨ ॥ કળા કળાંશ કળા કરીને ॥ દેવ અશૂર નરાદિ જાણ ॥ ગૌલોક પ્રત્યે જાઓ સરવે ॥ સત્ય કહું નિરવાણ ૬૩ ॥ હું પણ પશ્ચાત આવીશ ॥ સીદ્ધ થશે સૌ કાજ ॥ એ પ્રકારે કહી સભામાં ॥ વિરામ પામ્યા માહારાજ ॥ ૬૪ ॥ પ્રણામ કરીને દેવ સરવે ॥ ચાલ્યા ગૌલોક ઉત્તમ જ્યાંહે ॥ માહા વિચિત્ર પર્મ ધાંમ ॥ જરા મૃત્યુ નહીં ત્યાંહે ॥ ૬૫ ॥ વૈકુંઠથી ગૌલોક ઊંચુ ॥ સતકોટી યોજન પરમાણ ॥ મોરૂત ધારણ કરી રહ્યા ॥ સ્વઇચ્છિત ઇશ નીર્માણ ॥ ૬૬ ॥ મહારમ્યતે ગૌલોક પ્રત્યે ॥ દેવ ગયા

વીરજાને તીર ॥ સરીત દેખી થયા વીસ્મય ॥ મહા મનોહર નીર ॥ ૬૭ ॥ મુક્તા આણેક રત્ન યુક્ત ॥ નીલરક્ત ઊજ્વળ સ્યામ ॥ તેની તીરે ઘાટ રચાયા ॥ રત્ન ખચિત બહુ ધામ ॥ ૬૮ ॥ વિધિએ આગળ ચાલતે ॥ દીઠી મણીઆકર અપાર ॥ કહું મર્કત સ્યમંતકને ॥ પદ્મ રાગુ નીલાકાર ॥ ૬૯ ॥ પીતવરણા મૂલ્ય માણી ॥ રત્નાકર કહું જાણ ॥ કૌસ્તુભા કર કહું શોભે ॥ રમ્યવિહાર સ્થાન પરમાણ ॥ ૭૦ ॥ દેખી પરમાશ્ચર્ય દીઠો ॥ પરવત શીખર સત જેહ ॥ કોટી યોજંન ઊંચ દીર્ઘ ॥ સતગુણોતર તેહ ॥ ૭૧ ॥ તેમાં એક સિખર રહ્યો યોજન ॥ પચાશ કોટી પરમાણ ॥ મકારાકાર શ્રેષ્ટ તે છે ॥ મહા રાસમંડળ જાણ ॥ ૭૨ ॥ અતિ ઉત્તમ વિસ્તીર્ણ દશ ॥ યોજનં, વર્તુળ આકાર ॥ પારજાતિ કલ્પ તરૂવન ॥ કામધેનુ રહે ત્યાં સાર ॥ ૭૩ ॥ પુષ્પ સુરભી મહા સુંદર ॥ બહુ અલિ કરે ગુંજાર ॥ કામ પ્રદિપ રતિ મંદિર ॥ રત્ન મંડપ કોટી સાર ॥૭૪॥ જડીત રત્ન સોપાન રાજે ॥ રત્ન કળશ વળિ જાણ ॥ હરિત મણિના સ્તંભ શોભે ॥ શોભા અનુપ પરમાણ ॥૭૫॥ સીંદુરાવર્ણ નીલમણીઓ ॥ મંડપ મધે મહી રાજે ॥ રત્ન પ્રાકાર યુકત મણીએ ॥ દ્વારક પાટ વિરાજે ॥૭૬॥ રસાળ કંદળિ સ્તંભ શોભે ॥ ફળ દુર્વા તાંબુલ ભુરી ॥ સુગંધ બેહેકે ચંદનાગર ॥ ચરચિત કુંમ કુંમ કસ્તુરી ॥૭૭॥ તે સ્થાને ગોપકન્યા ॥ કોટીદેવ જુવે છે નારદ ॥ રત્ના ભુષણ અંગરાજે ॥ ઉરમાળા વિશારદ ॥૭૮॥ રત્ન કંકણ કેયુર શોભે ॥ રત્નનેપુર વળી જાણ ॥ રત્નકુંડળ યુગમ રાજે ॥ સહ ગંડસ્થ નિરવાણ ॥૭૯॥ ચર્ણહસ્તની અંગુળીએ ॥ રત્ન મુદ્રીકા બીરાજે ॥ મુકુટ શીશ રત્ન ભુષિત ॥ ગજ મૂકતા નાશિકા રાજે ॥૮૦॥ મસ્તક સેંથે સીંદુર શોભે ॥ ચંપકવરણી જાણ ॥ બીંબાધર પીતવસ્ત્ર મૂખ ॥ શરદ ચંદ્ર પ્રરમાણ ॥૮૧॥ સરદ પંકજ નેત્ર શોભે ॥ પ્રફુલ્ય માલતી માળ ॥ ગજગમની વક્રભૃગુટી ॥ સ્મીત વદન સુંદર ભાળ ॥૮૨॥ દંત દાડીમ બીજ રાજે ॥ નાશીકા ખગેંદ્ર ચંચ ॥ શ્રોણીત ભાર નીતંબ ભારે ॥ પીંગત સ્તનં. મન વંચ ॥૮૩॥ વલણ. ॥ મનોલ્હાદ સ્વરૂપ સુંદર ॥ નેત્ર ચાપલ્ય રાજેમીનરે ॥ એ સુંદરીનો સમુહ સરવે ॥ રહે રાધીકા આજ્ઞા આધીનરે ॥૮૪॥ રાસ મંડળ ગોપી જોઇને ॥ બ્રહ્માદિ ચાલ્યા બહારરે ॥ કૃશ્ન ક્રીડા સરોવર દીઠું ॥ મહા વિસ્તીર્ણ અપારરે ॥ ૮૫ ॥ કડવું ૪ થું ॥ રાગ ધનાશ્રી ॥ ક્રીડા સરોવર સુખ રાસજી ॥ લક્ષો રક્ષક રહે ચોપાસજી ॥ શ્વેત રકત હરી તને પીતજી ॥ નાના વર્ણકમળ વિરાજીતજી ॥૮૬॥ ઢાળ ॥ ॥ છંદસુ શંકર ॥ રૂડુ કૃષ્ણનુ ક્રીડા સરોવરુ ॥ જુએ બ્રહ્માદી ત્યાંહાં ॥ મણિ ખંચિત છે સો પાન જેનાં, રત્ન વેદીઓ જ્યાંહાં ॥ શોભે કમળ વળિ ભમર સુંદર, સમુહ શંકુલ છે સહી ॥ જળમીષ્ટ અમરત તુલ્ય જાણે, સ્વાદ કોણ શકે કહી ॥૮૭॥ પછિ ચાલ્યા પર્વત બહાર દેવ, ગયા વીરજા તીરં ॥ શ્રીતમંડ

સુગંધ એહેકે માહા શુભ સમીરં ॥ ત્યાં રમણ સ્થાનક મહા સુંદર, પૂષ્પ સૈયા શોભે ॥ વળિ રત્નદીપક સ્વેત ચામર, ॥ દેખી મુનિ મન લોભે ॥૮૮॥ ચોફેર વંદ્રાવન નામનું, આવ્યું કાનન સુંદરં ॥ તે રાધા માધવને પ્રિતિકર, છે અબાધ અતી વરં ॥ ત્યાં કલ્પવૃક્ષ અનંત શોભત, પાર જાતિ બહુ રહે ॥ ચંદનને મંદાર ઝમરૂખ, નાળિએરી વૃક્ષહે ॥૮૯॥ કંદંબ ડાડિમ કંદળીને. તાડ બદ્રિફળ સહુ ॥ રશાળ ખજુર દ્રાક્ષ જંબુ, અનાસં એવા ફળ બહુ ॥ લિંબાઈ સીતારામ ફળને, લિંબ અશ્વસ્થં રહે ॥ બહુ જાતિ ફળના વૃક્ષ શોભે, અનંત ગણીકો કહે ॥૯૦॥ વળિ પૂષ્પનઃ અદ્ભુત શોભે, મલ્લિકાને માલતી ॥ બિજી માધવીના કેતકીના, કુંદ કરવી છે અતી ॥ ગૂલાબ ચંપો મોગરોને, બકુલ જાસ્વંતી સહુ ॥ અમીત એહેવાં દ્રુમ શોભે, સુગંધીના છે બહુ ॥૯૧॥ ॥ દેશી ફેર ॥ બજાં બત્રિસ વન સુંદર ॥ તે મધે વંદ્રાવન જાણ ॥ ફળ પકવ મધુર ઉત્તમ ॥ એકાંત સ્થળ પ્રમાણ ॥૯૨॥ ગૌશાળા બહુ ધેનુ યુકત ॥ ત્યાહાં રહી છે શોભીત ॥ વંદ્રાવનમાં ભકત આશ્રમ ॥ સત કોટી બહુ રાજીત ॥૯૩॥ તે મધ્યે જે મુખ્ય સેવક ॥ તે શ્રી કૃષ્ણ સ્વરૂપ ધારી ॥ આશ્રમ કોટી રત્ન નીરમીત ॥ તેહેનાં મહા સુખકારી ॥૯૪॥ રાસે સ્વરીની ભકત ગોપી ॥ બત્રિસ કોટિ પરમાણ ॥ કિંકરિના રચિત રત્ને ॥ આશ્રમ મનોહર જાણ ॥ ૯૫॥ તેમાં મણિ રત્ન નીરમીત ॥ દસકોટિ શોભિત આર ॥ દેવ તે અદ્ભૂત દેખી ॥ પામ્યા હર્ષ અપાર ॥૯૬॥ તેથી દુર અક્ષય વટ મહા ॥ રમ્ય જોઈ જગદીશ ॥ યોજન પંચ વીસ્તાર તેનો ॥ દ્વી ગુણ ઉર્ધ મુનીશ ॥૯૭॥ સહસ્ત્ર કંધ યુકત શોભે ॥ શાખા અગણિત જાણ ॥ રકત પકવ ફળે શંકુલ ॥ મૂળે રત્નવેદી નીરમાણ ॥૯૮॥ તે ઉપર શ્રી કૃષ્ણ સ્વરૂપ ॥ દીઠાં શીશુ બળવાન ॥ પિતવસ્ત્ર પરીધાન કીધાં ॥ ક્રીડા શકત સુખદાન ॥ ૯૯ ॥ ચંદન અગર અંગરાજીત ॥ મહા રત્ન ભૂષણ ધારી ॥ ત્યાંહાં સેવીત દેવેસે દીઠાં ॥ કિંકર મુખ્ય સુખકારી ॥૧૦૦॥ તેથી દુર રાજમાર્ગ જોયા ॥ રચ્યા મણી સિંદુરાકાર ॥ નિળ રૂચકમણી નીરમીત ॥ વેદિ યુકત મંડપ સાર ॥ ॥૧૦૧॥ ત્યાં સ્વેત ચામર રમ્ય દર્પણ ॥ શોડસ દ્વાર રાજીત ॥ દ્વારપાલ સદા રક્ષિત ॥ વેદિં મંડપ રાજીત ॥૧૦૨॥ ॥ વલણ ॥ ॥ રાજીત મનોહર સરવે ॥ અમરા દ્રશ્ય અગમ્યરે ॥ ત્યાંથી શ્રીઘ્રે દુર ચાલતો ॥ દીઠું સ્થળ મહા રમ્યરે ॥૧૦૩॥ ॥કડવું ૫ મું ॥ ॥ રાગ આશાવરી ॥ ત્યાંહાં દીઠું મહા રમ્યજી ॥ રાધા રાસે સ્વરીનું અગમ્યજી ॥ દેવાંધિદેવ ગોપીકા માંહીજી ॥ નીરમીત મનોહર ત્યાંહીજી ॥૧૦૪॥ ઠાળાં કૃષ્ણને બહુ પ્રીય છે તે ॥ અનીર વાચ્ય પરમાણ ॥ કેમ કરે પંડીત તેનું ॥ નારદ નીરૂપણ જાણ ॥૧૦૫॥ સ્થળ ગોળાકાર ને અતી સુંદર ॥ શોભે વળી મંદીર સત ॥ અમુલ્ય રત્ને શ્રેષ્ઠ રચિત ॥ કલ્પ વક્ષ પરીઆવર્ત ॥૧૦૬॥ રત્ન રચિત વેદિકા

ત્યાંહાં ।। વળી સમ શોભીત દ્વાર ।। મુની રત્ન ચિત્ર રાજીત ।। વિચિત્ર વર્તુળાકાર ।।૧૦૭।। મુખ્ય નવ દ્વાર શોભે ।। ક્રમ ક્રમથી મુની રમ્ય ।। તેને બીજાં સર્વ મળીને ।। દ્વાર ષટદશ અગમ્ય ।।૧૦૮।। દેવ દેખી અતિ હર્ષ પામ્યા ।। ધનુષ સહસ્ત્ર ઊંચ આંકાશ ।। રત્ન કળસ સમૂહ રાજે ।। મનોહર મહા પ્રકાશ ।।૧૦૯।। અતી શોભીત તેજ સુંદર ।। બહુ વિસ્મય થયા દેવ ।। પ્રદિક્ષણા કરી તેની ।। દુર ચાલ્યા છે તતખેવ ।।૧૧૦।। આગળ ચાલ્યા ત્યાંહ થકી ।। અતિ અદ્ભુત આંશ્રમ જ્યાંહીં ।। ગોપનાવળી ગોપીકાના ।। બહુ શ્રેષ્ટ દીઠાં ત્યાંહી ।।૧૧૧।। મહા અમૂલ્ય રત્ન રચીત ।। છે સત કોટી પરમાણ ।। દીઠાં ચારે પાસ નારદ ।। સર્વ ગોપના તું જાણ ।।૧૧૨।। વળી ગોપીકાના ધામ સુંદર ।। મહા શ્રેષ્ટ નવીન છે તહીં ।। બહાર ઉત્તર ભાગે ત્યાંથી ।। દીઠી નદી વિરજા રહીં ।।૧૧૩।। ગૌલોક પવનાધાર છે ।। રત્ન મય અદ્ભુત જાણ ।। રાધિકા શ્રી કૃષ્ણ કારણ ।। ઇશ્વર ઇચ્છાયે નીરમાણ ।।૧૧૪।। સહસ્ત્ર સરોવર યુક્ત ।। કેવળ મંગળ સ્થાન ।। ત્યાંહાં મનોહર નૃત્ય દીઠું ।। અતિ સુંદર સંગીત તાન ।।૧૧૫।। રાધા કૃષ્ણ ગુણ યુક્ત સુણી ।। ગાનામૃત.મૂરછા પ્રાપ ।। ક્ષણેક રહીને થયાં ચેતન ।। દેવ જપે કૃષ્ણનો જાપ ।।૧૧૬।। દેખી પરમ આશ્ચર્ય સરવ ।। સ્થાને સ્થાને મનોહર જાણ ।। દીઠી ગોપિકા સરવ નાના ।। વેશધારી નીરવાણ ।।૧૧૭।। કોઇએ મૃદંગ હાથ લીધી ।। કોઇએ વીણાકર ધારી ।। કોઇએ ચામર હસ્ત લીધો ।। કોઈ વગાડે કર તાળી ।।૧૧૮।। કોઈ એક યંત્ર હસ્ત ધારી ।। રત્નમય નીપુર રાજે ।। રત્ન કિંકણી ચારૂ શોભે ।। મહા રસિક શબ્દ વીરાજે ।।૧૧૯।। કોઇ મસ્તક કુંભ ધારી ।। નૃત્ય અખંડ મનોહર ત્યાંહી ।। કોઈ મુખ્ય ગોપિકા છે ત્યાંહા ।। સર્વ ઉત્તમ તે માંહી ।।૧૨૦।। કોઇએ કૃષ્ણ વેશ ધારી ।। રાધા વેશ ધારી કોઈ ।। કોઇ સંયોગ તતપર ।। કોઈ આલિંગન રત જોઈ ।।૧૨૧।। ક્રીડા શક્ત દેખી તેહેને ।। વિસ્મય પામયા જગદીશ ।। કંઈ એક દુરગતી કરતાં ।। બહુ દીઠાં આશ્રમ રૂષિશ ।।૧૨૨।। રાધા સખીના મંદીર સુંદર ।। શ્રેષ્ટ ગોપીના સુખદાન ।। ગુણરૂપ નવ યોવન ।। સોભાગ્ય વય સમાન ।।૧૨૩।। તેત્રીસે રાધા તુલ્ય વય ।। છે અનીર વચની વેષ ।। તેના નામ કહું સાંભળ ।। સુશીળા વદન નીશેશ ।।૧૨૪।। શશીકળા રતી માધવી ।। યમુના કાળીકા જાણ ।। કદંબમાળા જાન્હવી વળી ।। સ્વયં પ્રભા નીરવાણ ।।૧૨૫।। પદ્મમુખીને સાવીત્રી વળી ।। સુભા પદ્માને ભારતી ।। પારીજાતા ગૌરીમંગળા ।। કમળાને સરસ્વતિ ।।૧૨૬।। શશીકળાને સુમુખી વળી ।। કુન્તી કમની પ્રમાણ ।। સુંદર એવા નામ આદિ ।। સખી રાધિકાની જાણ ।।૧૨૭।। અમુલ્ય રત્ન કળશ સમુહ ।। કળશ મુલ્ય તાંહાં ભાજે ।। સકળ ગૌલોક રત્ન રચીત ।। ઉજ્વળ મણી સહ રાજે ।।૧૨૮।। બ્રહ્માંડ બાહાર ઊંચુ એ છે ।। એ ઉપર નહીં કોઈ ।। ઉર્ધ સુન્યમય સર્વ સૃષ્ટી

॥ જોજનના અંતર સોઈ ॥૧૨૯॥ સાત રસાતળ એથી હેઠાં ॥ તે નીચે જળાહળ જાણ ॥ બ્રહ્માંડ અંત ઉપર ઉત્તમ ॥ કૃષ્ણ લોક છે નીરવાણ ॥૧૩૦॥ વલણ. ॥ નીરવાણ શ્રી કૃષ્ણ ચંદ્રની ॥ ગુલાબબા કરે પુજાયરે ॥ શ્રી હરિ કથા માન કહે ॥ થયો ચતુર્થો અધ્યાયરે ॥૧૩૧॥

અધ્યાય ૫ મો.

॥ કડવું (૧) ॥ ॥ રાગ ધનાશ્રી ॥ ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ ગૌલોક અખિલ દેવ દેખીજી ॥ આનંદ્યા સફળ ફળ લેખીજી ॥ રાધાના મુખ્ય દ્વાર ભણીજી ॥ વળી ચાલ્યા મન પ્રીતી ઘણીજી ॥૧॥ ॥ ઢાળ ॥ ઘણી પ્રીતીથી સૂર ચાલ્યા ॥ એ વેદીકા દીઠી સુખરૂપ ॥ રત્નમણીએ નીરમાણ્ય કીધી ॥ મણી હરિત વજ્ર અનુપ ॥ ॥૨॥ અમુલ્ય રચિત ચારૂ ॥ કપાટ તે બહુ રાજે ॥ દ્વારે દીઠો અતિ ઉત્તમ ॥ તાંહાં વિરભાનુ વીરાજે ॥૩॥ રત્ન સીંહાસન સ્થીતી કરી ॥ રત્ન ભુષણ બહુ અંગ ॥ પીત વસ્ત્ર પરીધાન કીધાં ॥ મુકુટ મનોહર રંગ ॥૪॥ દ્વાર ચીત્ર વિચીત્ર મહા ॥ પરમ અદભૂત જાણ ॥ અંતર જવાનું કહ્યું દેવે ॥ તેને નિવાર્યા કહી વાણ ॥૫॥ દેવેશ્વરને કહે છે ત્યાંહ ॥ તે દ્વારપાળ વચન ॥ નહિ તમોને દેઊં જાવા ॥ વીના ઈશ્વરની શાશન ॥૬॥ કીંકરોને મોકલ્યા તેણે ॥ શ્રી કૃષ્ણના સ્થાનક માંહી ॥ હરીની આજ્ઞા પામીને પછી ॥ જવા દીધાછે સૂર ત્યાંહી ॥૭॥ તે પ્રત્યે ભાષણ કરી ચાલ્યા ॥ દ્વીતીય ઉત્તમ દ્વાર ॥ તે થકી તાંહાં અધિક દીઠું ॥ ચીત્ર વિચીત્ર અપાર ॥૮॥ દ્વાર રક્ષક દીઠો છે તાંહાં ॥ ચંદભાણ મુનીરાજ ॥ કીશોર વયને સ્યામચારૂ ॥ કર હેમ વેત્ર વીરાજ ॥૯॥ બેઠા રત્ન સીંહાસન ઉપર ॥ રત્ન આભુષણ અમીત ॥ ગોપનોછે સમુહ સાથે ॥ તાંહાં પંચલક્ષ શોભીત ॥૧૦॥ તે પ્રત્યે તાંહાં ભાષણ કરી ॥ તે ચાલ્યા તતખેવ ॥ ત્રીજું દ્વાર અતી ઉત્તમ ॥ શોભા અધિક દીઠી દેવ ॥૧૧ દ્વારે રહ્યો દીઠોછે તાંહાં ॥ સૂર્યભાન અવીધાન ॥ દ્વિભૂજ મોરલી હાથ ધારી ॥ કીશોર શામ સુખદાન ॥૧૨॥ મણીકુંડળ બે શ્રવણ શોભે ॥ ગંડસ્થળ બહુ રાજે ॥ રત્ન જડીત જેષ્ટીકા કર ॥ નારદમુની વીરાજે ॥૧૩॥ નવ લક્ષગોપ સાથે ॥ રાજત નૃપ પ્રમાણ ॥ તે સંગાથે કરી ભાષણ ॥ ચોથે દ્વાર ચાલ્યા જાણ ॥૧૪॥ તે દ્વારછે અતિ સુંદર ॥ મહામણી તેજે કરી ॥ અદભૂત વિચીત્ર શોભે ॥ મનોહર આનંદ ભરી ॥૧૫॥ દ્વારપાળ ગોપ રહ્યોછે તાંહાં ॥ વસુભાન એહેવું નામ ॥ સુંદર મણી દંડ કરમાં ॥ વયકીશોર શોભે કામ ॥૧૬॥ તે સંગાથે કરી ભાષણ ॥ દેવ ત્યાંથી ચાલ્યા જાણ ॥ નાના મણી રત્ન શોભે ॥ જગમગ જોત પ્રમાણ ॥૧૭॥ દ્વારપાળ તે તાંહાં દીઠો ॥ દેવભાન છે અવીધાન ॥ સુંદર સીંહાસન ઉપર ॥ શોભે તે સુખનીધાન ॥૧૮॥ મયુર પીંછ મુકુટ રાજે ॥ રત્નમાળા આભુષણ ॥ કદંબ પુષ્પને

રત્નયુક્ત ॥ કુંડળ શોભેછે કર્ણ ॥૧૯॥ દશલક્ષ ગોપ રહ્યા સાથે ॥ હેમ દંડકર ધારે ॥ તે સંગાથે કરી ભાષણ ॥ દેવ ગયા છઠે દ્વારે.॥૨૦॥ મુકતામાળ કંઠરાજે ॥ દ્વારે ઉભો રકતભાન ॥ તે ગોપેસ સાથે શોભે ॥ દશલક્ષ ગોપ બળવાન ॥૨૧॥ તે સંગાથે કરી ભાષણ ॥ સુર ચાલ્યા સપ્તમે દ્વાર ॥ નાના પ્રકાર ચીત્રીત રાજે ॥ પ્રીયસ્થળ શોભે અપાર ॥૨૨॥ તે દ્વારે શોભે ઉભો તાંહાં ॥ હરીને પ્રીય રકતભાન ॥ ભૂષણ ભુષિત મનોહર ॥ રકતમણી મય તે જાણ ॥૨૩॥ ગોપ દ્વાદશ લક્ષ વેષ્ટિત ॥ દંડ હસ્તમે ધારે ॥ તે સંગાથે દેવેશ તાંહાં ॥ બોલી ચાલ્યા આઠમે દ્વારે ॥૨૪॥ દ્વારપાળ છે મનોહર ॥ ચંદન તીલક રાજે ॥ સર્વ ભૂષણ રહ્યાં શોભી ॥ રત્ન દંડ હસ્ત ભ્રાજે ॥૨૫॥ બારલાખ ગોપ રહ્યા વીંટી ॥ દેવ ચાલીઆ તત્કાળ ॥ ભાષણ કરીને તાંહાં થકી ॥ કરી ઇચ્છા નવમે દ્વાર ॥૨૬॥ રત્ન રચીત ચતુર્વેદી ॥ અપુર્વ પુષ્પની માળ ॥ દ્વારપાળ સુબળ દીઠો ॥ ભૂષણ ભૂષિત વિશાળ ॥૨૭॥ દ્વાદશ લક્ષ ગોપ સાથે ॥ દંડધારી કરેછે શેવ ॥ અંતર ચાલ્યા દ્વાર દશમે ॥ શ્રેષ્ટ દીઠું વિસ્મય દેવ ॥૨૮॥ દીઠો દ્વારપાળ સુદામાને ॥ સુંદર કૃષ્ણ તુલ્ય રૂપ ॥ વીશલક્ષ ગોપ સંગે ॥ મહા વીરાજીત અનુપ ॥૨૯॥ દેખી તેને સુર ચાલ્યા ॥ દ્વાર એકાદશમે સ્થાન ॥ દ્વારપાળ શ્રીદામા નામે ॥ રાધીકાને પુત્ર સમાન ॥૩૦॥ પીત વસ્ત્ર પરીધાન કીધાં ॥ અમૂલ્ય આભૂષણ ભૂષિત ॥ સીંહાસન ઉપર સ્થિતી કરી ॥ અમૂલ્ય રત્ન રચીત ॥૩૧॥ ॥વલણ॥ કોટી ગોપ વેષ્ટિત શોભે ॥ રાજેંદ્ર સમ રાજત સહીરે ॥ તે સંગાથે કરી ભાષણ ॥ દ્વાદસમે દ્વાર આવ્યા તહીંરે ॥૩૨॥

॥ કડવું (૨)॥ ॥ રાગ રામગ્રી ॥ અમુલ્ય રત્નમય વેદી શોભેજી ॥ અનુપ ચીત્ર મૂનીમન લોભેજી ॥ ઉભી ગોપાંગના તે દ્વારેજી ॥ નવયોવન રત્નહાર ધારેજી ॥૩૩॥

॥ ઢાળ ॥ પીત વસ્ત્ર પરીધાન કીધાં ॥ ઉર ધરી માલતી માળ ॥ કર્ણ કુંડળ કપોળ શોભે ॥ રાજે કસ્તુરી કુમ કુમ ભાળ ॥૩૪॥ કઠીણ પીનસ્તન શોભે॥ ભરશ્રોણિત નીતંબ ભાર ॥ જંઘા કદળી સ્તંભ શોભે ॥ એવી ગોપી સતકોટી મોઝાર ॥૩૫॥ કોડ શ્રેષ્ટ છે હરીને પ્રીય ॥ તે દેખી સુર વિસ્મય થાએ ॥ તે સંગાથે કરી ભાષણ ॥ આનંદ યુકત આગળ જાએ॥૩૬॥ ક્રમે ક્રમે ત્રયદ્વાર જોઈ॥ શ્રેષ્ટ ગોપાંગના નીરવાણ॥માહાત્મ્ય અનુપ શોભા ॥ તે રાધાને અતિ પ્રીય જાણ॥૩૭॥ ભૂષણ ભુષિત રમ્યંતો॥નવ યોવન અંગ વીરાજો॥એ પ્રકારે ત્રયદ્વાર જોયાં॥અનીર્વાણ અદભૂત રાજ્યા॥૩૮॥રાધાને અંતર દ્વારછે તો॥ મુખ્ય ગોપીકા પાવના॥તેત્રીશ રૂપ યોવન સાથો॥ રાધા તુલ્યછે મુનિજના॥૩૯॥રત્ન કંકણ નેપુર રાજે ॥ રત્નકીંકીણી મધ્ય દેશ ॥ પારીજાત પ્રસુનમાળા ॥ શોભીત કંઠ પ્રદેશ ॥૪૦॥ પકવ બીંબફળ અધર શોભે ॥ શરદ ચંદમૂખ રાજે ॥ પકવ દાડીમબીજ દંત ॥ ચારૂ ચંપકરૂપ વિરાજે ॥૪૧॥ ગજમોતી નાશીકાએ શોભે॥ સ્તન પૂષ્ટ શોભિત ભાર ॥

[illegible] તાંહાં જોઈ શોભા ॥ રત્નવેદી શોભે અપારે ॥૪૨॥ હરીતમણીના સ્થંભ રાજે ॥ મધ્યસ્થાન સીંદુર આકાર ॥ વળી પારજાતિના પ્રસુન ॥ સરવત્ર સુગંધી સાર ॥૪૩॥ દેખી પરમઆશ્ચર્ય દેવો ॥ ગયા અભીંતર સુખકારી ॥ શ્રીકૃષ્ણચરણ કમળ જો-વા ॥ મનમનોરથ છે ભારી ॥૪૪॥ ભાષણ કરીને તે સંગાથે ॥ નિશ્ચે ચાલ્યા ત્યાંથી દેવા॥ ભક્તિયુક્ત અશ્રુપુર્ણ નેત્ર ॥ મસ્તકનામિ જણાવે સેવ ॥૪૫॥ તાંહાં રહ્યા સૂરધ્યાન કરી આગે ॥ દીઠું સીંહાસન વિરાજે ॥ સતધનુષ ગોળાકાર ॥ રત્નકળશ બહુ રાજે ॥૪૬॥ ચીત્રનુતન રચ્યું ઉપર ॥ ચીત્ર પુતળી અતુંલ્ય ॥ રમ્યસીંહાસન મહા જોતી ॥ કોટીદીનેશ સમતુલ્ય ॥૪૭॥ સમતાડ પ્રમાણ ઊંચુ ॥ જુવે ધ્યાન તત્પર દેવ ॥ ભક્તિયુક્ત મસ્તક નામી ॥ કરે પ્રણામ દંડવત સેવ ॥૪૮॥ પરમ આનંદ પામીઆ ॥ પુલકાંચીત સર્વાંગ ॥ હરસાંશ્રુછે નેત્ર પુરણ ॥ થયો મનોરથ અભંગ ॥૪૯॥ નમી ઇશ્વરને પરમ ભાવે ॥ દેવેશ થયા સુખરૂપ ॥ ધ્યાનયુક્ત• તાંહાં સરવે ॥ પ્રભુની સ્તુતિ કરેછે અનુપ ॥૫૦॥ સંપુટાંજળી કરી આત્મભૂ ॥ હરિચરણે મંન પાવંન ॥ દક્ષિણ ભાગે શંકરે કીધાં ॥ ધર્મવામે•રાખ્યાં મુનીજંન ॥૫૧॥ ॥વલણ॥ ચીત એકાગ્રહ કરી બ્રહ્મા ॥ ધ્યાન ગુણાતિત પરાપરરે ॥ અખંડ એકરસ અવિનાશી ॥ પરમાત્મા નમી ઇશ્વરરે ॥૫૨॥

॥ છંદ શંખનારી ॥ ॥ બ્રહ્મા ઉવાચ ॥ નમો જોતીરૂપં ॥ શિવેસં અનૂપં ॥ સુમંગલ્યકારી ॥ ત્રિગુણાત્મ ધારી ॥૫૩॥ સદા સર્વ સાક્ષી ॥ પ્રભુજી અસાક્ષી ॥ સદા સર્વ સ્થીતં ॥ સર્વેથી રહીંતં ॥૫૪॥ પરાભીંન ભૂપં ॥ નમો આત્મરૂપં ॥ અવીતર્ક્યજોતી ॥ રહે આપ ઘોતી ॥૫૫॥ અનીર્વાચ્ય શક્તિ ॥ દીઓ દાન ભક્તિ ॥ સ્વરૂપં અનંતં ॥ લહે કોન અંતં ॥૫૬॥ સ્વઇચ્છિતકારી ॥ હરીદેહ ધારી ॥ નમોદ્વૈત હીનં ॥ સદા આત્મલીનં ॥૫૭॥ ગુણાભેદકારી ॥ ત્રયં દેહધારી ॥ કળા સર્વ સાથં ॥ નમો વીશ્વનાથં ॥૫૮॥ મૃતિપાર રૂપં ॥ અતર્ક્યં સ્વરૂપં ॥ સદા સર્વ રૂપં ॥ બિજબીજ નુપં ॥૫૯॥ હરિ વિશ્વપાલં ॥ સદા સર્વ કાળં ॥ અદેહી સદેહં ॥ નમો રૂપ તેહં ॥૬૦॥ ॥ છંદ પ્રમાણિકા ॥.

અતિંદ્રી ઇંદ્રિ આદિકં ॥ અસાક્ષિ સાક્ષ નાદિકં ॥ નપાદ ગત્ય યોગ્યતા ॥ અમુખ સર્વ ભોગ્યતા ॥૬૧॥ અનેત્ર સર્વ દ્રસ્યઅં ॥ અહસ્ત સર્વ ગ્રસ્યઅં ॥ ઇદં નિગં નિરૂપિતં ॥ સુસંતવર્ણિ તંહિતં ॥૬૨॥ નમો સતેજ ધારણં ॥ અહં ભુડંડ કારણં ॥ હરી અનીસ ઇશઅં ॥ અનાદિ સર્વ ધીશઅં ॥૬૩॥ અનાત્મ આત્મ ધારણં ॥ નમામિ જોતી કારણં ॥ જદા હુતાત વેદનો ॥ ન જાણુ મર્મ ભેદનો ॥૬૪॥ ઇશં સહાર રૂપિણં ॥ ન પ્રાપ્તં સ્વરૂપિણં ॥ જના નિપાળિતં સદા ॥ નધર્મ જાણિતં તદા ॥૬૫॥ ત્વમેવ એક કારણં ॥ નમસ્તુ સર્વ ધારણં ॥ પ્રભૂ ભવાર્ણ વોદ્ભવં ॥ સહારિ પાળિતંતવં ॥૬૬ તવાજ્ઞ વર્તિતં પ્રભું ॥ હું ધર્મ સંકરં વિભું ॥ હરિગુણા નિવર્ણિતં ॥ નશક્ય સૂર આદિહં ॥૬૭॥ ક્રમી

કૃળા નિલાયકંના સદા જનાનિ નાયકં ॥ નસંખ્યતા ગુણં કદા ॥ અસંખ્યરૂપં ૫૨૫૨ ॥૬૯॥ ॥કડવું (૩) ॥ રાગ સામેરી ॥ • વરવરદાનિ કારણ સ્વામિજી ॥ સર્વ ભૂત હેતું અંતરજામીજી ॥ મંગળ કારણ મંગળ ઈશજી ॥ નમુ અનંત બ્રહ્માંડધીસજી ॥૬૯॥ ॥ ઢાળ ॥ એકેક રોમ વીવર મધ્યે ॥ બ્રહ્માંડ વરતે અનંત ॥ એવો મહીમા શ્રી વિ-શ્નુનો ॥ જાણે કો વિરલા સંત ॥૭૦॥ ધ્યાન કરેછે યોગી નિત્યો ॥ નમે સંપુષ્ટ કરીને દેભૂજ ॥ તદ્રુપ ઇચ્છા કરીને સહુ ॥ ભકિતએ શેવે ચર્ણાંબુજ ॥૭૧॥ કીશોર વયને મહાકાંન્તિ ॥ કમનીય રૂપ દેહાથ ॥ મંત્ર ધ્યાનાનું રૂપ સ્વામી ॥ આપો દર્શન જગનાથ ॥૭૨॥ નવીન જળદ શ્યામસુંદર ॥ પ્રભુવર પીતાંબર ધારી ॥ હાસ્યવદનને હસ્ત મોરલી મહામનોહર સુખકારી ॥૭૩॥ મયુર પીંછ મુકટ રાજે ॥ માલતી કુસુમ વિરાજે ॥ ચંદ-નાગરૂ કસ્તુરી વળી ॥ કુંમ કુંમ ચરચિત ભ્રાજે ॥૭૪॥ અમુલ્ય રત્ન સાર રચિત ॥ અતિ ભૂષણ ભૂષિત અંગ ॥ સ્વપ્રકાશી જોતિ જળહળાપ્રભુ શોભે કોટી અનંગ ॥૭૫॥. સરદ પ્રફુલ પત્ર નીંદક ॥ લોચન રાજે માહારાજ ॥ પકવ બીંબાફળ નીંદકે ॥ હરીના અધર વિરાજ ॥૭૬॥ દસન પંકિત બીજ દાડીમ ॥ ક્રીડા મનોહર અપાર ॥ સ્થિતિ કરીને રહ્યા પ્રભુજીરહ્યો રાસ ઓચ્છવ સુખકાર ॥૭૭॥ ચંદ્રવદન હાસ્ય સુંદર ॥ રાધા અર્ધાંગ વિરાજ ॥ એ પ્રકારનું રૂપ જોવા ॥ કોને હર્ષ નહિ માહારાજ ॥૭૮॥ એમ સ્તુતિ કરી વિશ્વ શ્રષ્ટા ॥ કરે પ્રણામ વારંવાર ॥ એ સ્તોત્રે કરી ધર્મ સ્તવે છે ॥ પોતે શંકર સ્તવે અપાર ॥૭૯॥ વારંવાર નમસ્કાર કીધા ॥ અસૃપુર્ણ નેત્ર અનુપ ॥ તાંહાં રહી સ્તુતી કરી સરવે ॥ સૂરેસ્વર સુખરૂપ ॥૮૦॥ તે આશ્રમતો રહ્યો શોભી ॥ શ્રીકૃષ્ણ તેજે મુનીરાજ ॥ એ સ્તુતિ અષ્ટક બ્રહ્માનું ॥ ભણે સર્વે દેવ સમાજ ॥૮૧॥ હરીના પુ=જન કાળ સમયે ॥ ભકિતયુકત પઢે નર જેહ ॥ અત્યંત દુર્લભ દઢ ભકિત પામે ॥ અવ્યકત નિશ્ચે તેહ ॥૮૨॥ સુરાસુરે મુનીંદ્રને જે ॥ દુર્લભ છે આણીમાદી ॥ વળી ચાર મુકિત દુર્લભં ॥ સાલોકયપદ લેઈ આદી ॥ અ લોકે વિષ્ણુ તુલ્ય ખ્યાતા ॥ જંન પુજે નિશ્ચે જેહ ॥ વાકય સીધીને મંત્ર સિદ્ધી ॥ જંન પામે નિશ્ચે તેહ ॥૮૪॥ સર્વ શોભાને આરોગ્યતા ॥ સુયશ રહે જગપુરી ॥ પૂત્ર વિદ્યા પ્રાપ્ત તેહને ॥ રહે અચળ કમળાભુરી ॥૮૫॥ મળે પત્નિ પતિવ્રતા સાધ્વી ॥ થાએ પ્રજા સુશીળા સ્થીર ॥ અંતે શ્રી કૃષ્ણ ધા-મ પામે ॥ જગ વ્યાપે કિર્તિ ચીર ॥૮૬॥ વલણ. ॥ • ચીરકાળ રાણી ગુલાબબા ॥ શુણે રાધા કૃષ્ણ કથાયરે ॥ કૃષ્ણ કૃપાએ માન કહે ॥ થયો પંચમો અધ્યાયરે॥૮૭॥

॥ અધ્યાય ૬ ઠો. ॥

કડવું ૧ લું ॥ રાગ આસાવરી ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ રહ્યા ધ્યાન સ્તુ-તિ કરી સેવાજી ॥ તે તેજ સનમુખ દેવાજી ॥ દીઠું તે તેજ મધ્યે રૂપજી ॥ મહા સુંદર

અતિ અનુપજી ॥૧॥ ઢાળ ॥ અનુપને ઘનસ્યામ વર્ણ ॥ મધુર હાસ્ય મનોહર જાણ ॥ પરમ આહ્લાદ કારી છે તે ॥ ત્રૈલોક્ય મોહે નીર્વાણ ॥૨॥ શ્રવણે મકરાકૃત કુંડળ ॥ ગંડસ્થળ બહુ રાજે ॥ રત્નજડીત નેપુર સુંદર ॥ ચરણાંબુજ વિરાજે ॥૩॥ વન્હિ જ્વાળાને તડીત જોતી ॥ તુલ્ય વસ્ત્ર શોભા જાણ ॥ મણી રત્ને ખચીત ચારૂ ॥ હરીએ સ્વેચ્છિત નિરમાણ ॥૪॥ ભૂષણરૂપને ભૂષણ ભૂષિત ॥ બીંબાધર મોરલી ધારી ॥ પ્રસન દ્રષ્ટી જુએ પ્રભુજી ॥ ભકત અનુગ્રહ કારી ॥૫॥ કૌસ્તુભ કાંન્તિ હ્રદય રાજે ॥ દીઠું તેજ વિષે રાધારૂપ ॥ વક્ર ચક્ષુ હરિ મુખ નિરખે ॥ મોતી નીંદક દંત અનુપ ॥૬॥ નેત્ર પ્રફૂલ સરદ પદ્મ ॥ સરદ શશિ મૂખ રાજે ॥ હાસ્ય યુકત બીંબાધર શોભે ॥ ચરણાંબુજ નેપુર બાજે ॥૭॥ નખ જોતિ મણી પ્રભા જાણે ॥ પદતળ કુમ કુમ સ્વરૂપ ॥ મણી કીંકીણી કટી મધ્ય શોભે ॥ રત્ન હાર કંકણ અનુપ ॥૮॥ રત્નસાર રચીત કુંડળ ॥ કરણ કપોળ વિરાજે ॥ ખગેંદ્ર ચંચ નાશિકા શોભે ॥ માળતી પુષ્પ કેશ વિરાજે ॥૯॥ કંઠસ્થળ કૌસ્તુભમાળા ॥ પારીજાત પુષ્પ શ્વેત સાર ॥ તપ્ત હેમ આભા દેહ ॥ નીતંમ્બ શ્રોણિત ભાર ॥૧૦॥ સ્તન પીંગટને ઉનંત રાજે ॥ ભૂષણે ભૂષિત સર્વાંગ ॥ વિસ્મે ત્રીદશા ઇશ્વરી દેખી ॥ પુર્ણ સર્વ મનોરથ સાંગ ॥૧૧॥ બ્રહ્મા ઉવાચ ॥ ભમર ઇવમન રહે મારૂં ॥ તવ ચરણકમળે નાથ ॥ અચળ અકથ અખંડ ભકિત ॥ આપી દાસનો ગ્રહો હાથ ॥૧૨॥ શંકર ઉવાચ ॥ ભવ જળધી મન મગ્ન છે ॥ મતી ભ્રમતી કુપ સંસારે ॥ શ્રષ્ટી સંહાર કર્મ રત ॥ ભકિત આપો ચર્ણાંબુજ ધારે ॥૧૩॥ ધર્મ ઉવાચ ॥ વિષય બંધને છેદન કરતાં ॥ તવ ભકતનો પ્રૌડ સંગ ॥ તવ પદ પદ્મ સ્થાન દાતા ॥ આપો ભકિત સદા નવ અંગ ॥૧૪॥ એ પ્રકારે સ્તુતિ કરી બ્રહ્માદિ ॥ અતિ પ્રસન્ન મનમાં સુખ ॥ પૂર્ણ કામ છે સદા પ્રભુજી ॥ રાધા પતિ રહ્યા સનમુખ ॥૧૫॥ દેવેશ્વરની સ્તુતિ સાંભળી ॥શ્રી કૃષ્ણજી બોલ્યા તે સાથ ॥ કૃપાનિધિ હિત સત્ય વાણી ॥ પ્રસન મુખે બોલ્યા નાથ ॥૧૬॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥ રહો નિરભે દેવેશ્વર યાંહાં ॥ હું છતે તમને ચિંતા શાની ॥ હું રહ્યોછું સર્વે જીવ વિષે ॥ તમને પ્રત્યક્ષ સુખદાની ॥૧૭॥ તમારો અભિપ્રાય મનનો સર્વે ॥ નિશ્ચે જાણ્યો મેં એહ ॥ શુભાસુભ ને કર્મ યોગે ॥ કાળે કાળે નિશ્ચે હોય તેહ ॥૧૮॥ નાનું મોટું જે કર્મ સરવે ॥ દેવો કાળ કૃત્ય કેહેવાય ॥ જેમ પોતાને કાળે તરૂ સઉ ॥ સફળિત પુષ્પીત થાય ॥૧૯॥ તે કાળે ફળ પરિ પકવ થાએ ॥ અકાળે અપકવ ફળ જાણ ॥ સુખ દુખ સંપતી વિપત્તિ ॥ ચિંતા સુભા સુભ નિરવાણ ॥૨૦॥ કર્મ વિષે ફળ રહ્યાં સરવે ॥ કાળે કરીને પ્રાપ્તિ હોય ॥ રાજા મનુ પૃથ્વીમાં થયા ॥ કાળે રહ્યા નહિ તે કોય ॥૨૧॥ નિજ કર્મ ફળ પકવ કરી ॥ સરવે કાળને વશ થાય ॥ તમો હમણા ગોલોક વિષે ॥ રહ્યા જેટલી ક્ષણ

જાય ॥૨૨॥ તે ક્ષણમાં પૃથ્વી વિષે ॥ થયા સપ્તમન્વંતર જાણ ॥ વળી સપ્ત ઇંદ્ર થઈ ગયા ॥ છે આઠમો ઇંદ્ર નિરવાણ ॥૨૩॥ એ પ્રકારે કાળચક્ર માહારૂં ॥ ભ્રમે દિવસની શી અપાર ॥ સૂરા સૂર નર નાગ સરવે ॥ વરતે કાળને આધાર ॥૨૪॥ કીર્તિ અકીર્તિ પૂન્ય પાપ ॥ કથા માત્ર રહે અવશેશ ॥ હમણા પૃથ્વી વિષે થયા છે ॥ બહુ હરિ નિં-દક ભૂપેશ ॥૨૫॥ અતિ બળને મહા પ્રાક્રમ ॥ ભૂવિષે થયા છે અનંત ॥ કાળ વશને પામ્યાછે મહારાજ પદમીઓ મુની જના॥૨૬॥પાવક દહેને સૂર્ય તપેછો॥માહારી આજ્ઞાએ કરી જાણ॥કાળે કરીને વાયુ વહેછો॥નીરંતર નિતિમાના॥૨૭॥વ્યાધી પીડા થાએ દેહ વિષે॥ વળી જીવ વિષે મૃત્યુ થાય ॥ જળધર જળ વૃષ્ટિ કરેછે ॥ સરવે માહારી આજ્ઞાથી થાય ॥૨૮॥ વેદ નિષ્ઠછે વિપ્રા સરવે॥તપસ્વી તપને વહે ॥ કર્મ નિષ્ટ કર્મી સરવે । યોગનિષ્ઠ યોગીજન રહે ॥૨૯॥ તે ભય પામે.માહારા ભયથકી ॥ રહે નીજ નીજ કર્મ ધારી ॥ અશંક અભય ભકત માહારા॥ રહે કર્મ નીર્મૂળકારી ॥૩૦॥ દેવાકાળનો કાળ હુંછું ॥ વિધાતાનો હું વિધી સહી ॥ સંહારકનો છઊં સંહારક ॥ વળી રક્ષકનો રક્ષક અહિ ॥૩૧॥ માહારી આજ્ઞાએ સંહાર કરે ॥ રૂદ્રપીંડ બ્રહ્માંડ સમેત ॥ તુંછે વિશ્વ શ્રજન કા-રણ ॥ છે ધર્મ રક્ષક જગ હેત ॥૩૨॥ બ્રહ્માદિક પરી અંત હુંછું॥ સર્વનો મહેશ્વર ધારક॥ સ્વકર્મનો ફળદાતા હુંછું ॥ વળી કર્મ નિર્મૂળકારક ॥૩૩॥ જેનો હું સંહાર કરૂં તેનો ॥ કોનહિ રક્ષણ કરનાર ॥ પાળણ કરૂંહું જેનું તેનો ॥ નહિકો કરી સકે સંહાર ॥૩૪॥ સર્વેનો શ્રજન કરતાં ॥ પાતા હરતા નિરવાણ ॥ નહિં હું સમરથ ભકતનો ॥ સંહાર કર-તાં જાણ ॥૩૫॥ ભકત રહે નિત્ય માહારી પાસે ॥ માહારા ચરણ પુજનકાજ ॥ ભકત પાસે હું રહું તેના ॥ રક્ષણહેતુ રૂષિરાજ ॥૩૬॥ સર્વે બ્રહ્માંડમાં નાશ પામે ॥ વારંવાર ઉદભવ દેહ ॥ માહારા ભકત નહિ નાશ થાયે ॥ રહે નિશંક નિરાપદ તેહ ॥૩૭॥ એ કારણ વિવેકી સરૂવે ॥ ઇચ્છા કરે ભકિત વરદાન ॥ ભકિત પ્રાપ્ત કરી ધન્ય તેહને ॥ માયા ન જીતે બળધાન ॥૩૮॥ જન્મમૃત્યુ જરાવ્યાધિ ભય ॥ જમયાતના દૂખ વ્રંદ ॥ કર્મીજનને છે કર્મે કરીને ॥ ભકતનેછે સદા આનંદ ॥૩૯॥ ભકતને નહી લીપ્તપાતક ॥ નહિ પુન્ય કર્મ નીરવાણ ॥ હું રહ્યો નીત્યે નાશ કરતાં ॥ ભકતના કર્મ ભોગને જાણ ॥૪૦॥ સદા ભકતનો પ્રાણ હુંછું ॥ ભકત માહારે પ્રાણ આધાર ॥ ધ્યાન કરે નિત્ય ભકત માહરૂં ॥ તેને સમરૂં હું વારંવાર ॥૪૧॥ સુદર્સનચક્ર નિત્ય રહે ॥ રક્ષા કારણ ભકતાછે જ્યાંહે ॥ ન રહું વૈકુંઠ ગૌલોકે હું ॥ રહું ભકત રહે નિત્ય ત્યાંહે॥૪૨॥ પ્રાણપ્રીય રાધા તમો લક્ષ્મી ॥ તોપણ નહિ ભકત સમાન ॥ ભકતદત્ત જે વસ્તુ તેને ॥ હું ભકિતએ ગ્રહું સુખદાન ॥૪૩॥ સ્ત્રી પુત્ર સજન ત્યાગ કરી ॥ માહારૂં ધ્યાનછે નિત્ય જેહને ॥ તમારો તેમ ત્યાગ કરીને ॥ હું સમરૂંછું નિત્ય તેહને ॥૪૪॥ દુષ્ટાત્મા જ્યારે ભકતને પીડે ॥ વળી

ગોબ્રાહ્મણું પીડા ગમે ॥ યજ્ઞનો ભંગ કરેછે વળી ॥ સૂરસિદ્ધને બહુ દમે ॥૪૫॥ ત્યારે તેને હું નાશ કરૂં છઊ ॥ જેમ પાવક ત્રણ પ્રમાણ ॥ કોણ તેનું રક્ષણ કરેછે ॥ હું હનન કરતાં જાણ ॥૪૬॥ હું આવીશ પૃથ્વી ઉપર તમો ॥ દેવ જાઓ નિજ નિજ ધામ ॥ તમો અંશરૂપે પૃથ્વી ઉપર ॥ પ્રગટો સિદ્ધ થશે સહુ કામ ॥૪૭॥ ॥ વલણ ॥ સૂર પ્રત્યે એમ કહી નાથે ॥ તેડયાં ગોપ ગોપી સૂખ દાનરે ॥ બોલ્યા મધુર સત્યવાણી ॥ સમ ચાર્ચ્યીત ભગવાનરે ॥૪૮॥ ॥ કડવું (૨) ॥ ॥ રાગ સામેરી ॥ ॥ કૃષ્ણ ઉવાચ ॥ ગોપ ગોપી સાંભળો વાણી મારીજી ॥ નંદવ્રજે જાઓ સૂખકારીજી ॥ રાધા તમે પણ શીઘ્રે જાઓજી ॥ વૃષભાનુ ઘેરે સીધાવોજી ॥૪૯॥ ॥ ઢાળ ॥ સાધ્વી વૃષભાનુની પ્રીય ॥ પદ્મમુખી કળાવતી ॥ સુબળનીછે સુતાને વળી ॥ કમળાઅંશ પ્રગટી સતી ॥૫૦॥ પીત્રેનીછે માનસીકન્યા ॥ મહા ધન્યયોશીતા જાણ ॥ પુરવે દુર્વાસાના શ્રાપથી ॥ જન્મવ્રજે થયો નીરવાણ ॥૫૧॥ તેને ગર્ભે તું જન્મ લેની ॥ શીઘ્રે નંદ વ્રજે જઈ ॥ તાંહાં હું તાહરૂં બાળરૂપે ॥ ગ્રહણ કરીશ વ્રજે રહી ॥૫૨॥ તું મારે પ્રાણ અધિક રાધા ॥ હું તાહારે પ્રાણાધિક મહી ॥ એકાંગીછે દેવ સરવે ॥ કીંચીતમાત્ર ભિન્નતા નહીં ॥૫૩॥ એ સાંભળી રાધા પ્રેમ વીહવળ ॥ કરે રૂદન વ્યથા વ્યાપી ॥ હરીનું મૂખ ચંદ્ર દરસણ ॥ ચક્ષુ ચકોર થયાછે પાપી ॥૫૪॥ મહા ભાગ્યવાન ગોપ ગોપી ॥ પૃથ્વીતળ થશો સુભસાર ॥ ગોપના સુભ મંદિરે મંદિરે ॥ પ્રભુ દરસણ વારંવાર ॥૫૫॥ હેવામાં ત્યાંહાં સરવે દીઠો ॥ રથ ઉત્તમ એક અનુપ ॥ હીરવસ્ત્રે આચ્છાદીત કીધો ॥ મણીરત્ન સાર મહારૂપ ॥૫૬॥ લક્ષોલક્ષ તે શ્વેત ચામર ॥ વળી દર્પણયુક્ત વીરાજે ॥ સહસ્ત્ર સૂર્યના તેજ જેવો ॥ દીવ્ય મહારથ રાજે ॥૫૭॥ રત્ન જડીત કળશ સુંદર ॥ સહસ્ત્ર શોભે અપાર ॥ પારીજાતિના પુષ્પની વળી ॥ બહુ માળા વિરાજીત સાર ॥૫૮॥ તે મધ્યે રહ્યા પુરશોતમ ॥ કમનીઅ જળધર શ્યામ ॥ શંખ ચક્ર વળી ગદા પદ્મ ॥ પીતાંબરધર મહા ધામ ॥૫૯॥ કીરીટ મકરાકૃત કુંડળ ॥ વનમાળા ભૂષણ ધારી ॥ ચંદનાગર કસ્તુરી વળી ॥ કુમ કુમ ચરચિત ભારી ॥૬૦॥ ચતુર્ભુજને પ્રસન્નાનંન ॥ સદા ભકતાનુ ગ્રહકારી ॥ મણી રત્નેદ્રસાર ભૂષિત ॥ ભૂષણ ભ્રાજીત અપારી ॥૬૧॥ દેવી વામ ભાગે મનોરમ્ય ॥ શુક્લ વર્ણ મનોહર જાણ ॥ રત્નાલંકાર બહુ રાજીત ॥ પીત વસ્ત્ર શોભા નીરવાણ ॥ ૬૨ ॥ શરદ પર્વણી ચંદ્ર મુખ ॥ શોભે શરદ પદ્મલોચન ॥ પકવ બીંબાધર ચારૂ શોભે ॥ મહા કમળ કોમળ મન ॥૬૩॥ વળી વિદ્યા સ્વામીની દેવી બીજાં ॥ સરસ્વતિ મહા મુખ દાન ॥ વેણુવિંણા હસ્ત ધારી ॥ ભકત ઉપર કૃપયા વાન ॥૬૪॥ દક્ષીણ ભાગે રમ્ય રાજો ॥ સો ચંદ્ર તુલ્ય પ્રકાશ ॥ તપ્ત કાંચનવર્ણ શોભો ॥ સર્વાંગ જ્યોતી રાસ ॥૬૫॥ મણીરત્ન જડીત કુંડળ ॥ કપોળ કર્ણ શુભ રાજે ॥ અમુલ્ય રત્ને ખચીત ચારૂ ॥

अति अनुप वृक्ष विराजे ॥६६॥ कर कंकणने उर माळा ॥ प्रसुन पारि जात मालती ॥ आंगुठी रत्न रचित सुंदर ॥ किंकणी कटि मध्य विभाती ॥६७॥ वळी पुष्पमाळा कबरी शोभे ॥ शशि मुख दुख मोचन ॥ कस्तुरी बिंदु सींदुर सेंथे ॥ शोभे सरद पंक्ष लोचन ॥६८॥ सहस्र दळनुं कमळ शोभे ॥ रमणार्थे ते कर धारी ॥ नारायण तेने जुए छे ॥ ते जुए वक्र नयन कारी ॥६९॥ उतर्या रथथी तांहां स्वामी ॥ प्रीया सह सेवक जाण ॥ गोपी गोप सुर युकत रम्य ॥ सभां मांहे गया नीरवाण ॥७०॥ देव गोप गोपी उठया सर्वे ॥ कर संपुष्ट आनंद भरी ॥ सूर रुषि सौ करे स्तुति ॥ शाम वेद स्तोत्रे करी ॥७१॥ दीठुं परमाश्चर्य मोटुं ॥ सरवे चरीत्र नवीन ॥ देव नारायण थया तहां॥ कृष्णना देह वीषे लीन॥७२॥ एहेवामां तांहां आवी करी॥ रथथी उत्तर्या विश्व वास ॥ जगत रक्षक विश्व श्वामी ॥ पोते विष्णु स्वयं प्रकाश ॥७३॥ चतुर्भूज वनमाळा शोभे ॥ महा भुषण भूषित अंग ॥ पीतांम्बर धर मनोहर ॥ अखंडानंद श्री रंग ॥७४॥ अलंकार सर्वांग शोभे ॥ कोटी दीनेस धाम विराज ॥ उठया तेने देखी सरवे ॥ नम्र थइ स्तवे मुनिराज ॥७५॥ ते पण तांहां लीन थया छे ॥ श्री कृष्णना देह विषे अस्त ॥ महा आश्चर्य जोई देवादि ॥ परम विस्मय थया समस्त ॥७६॥ एहेवामां तांहां त्वरा युकत ॥ आव्या श्वेतद्विप निवाशी ॥ सुद्ध स्फाटीक वर्ण प्रभुजी ॥ नाम शंकर्षण सुख रासी ॥७७॥ देखी विष्णुने स्तवे सरवे ॥ सहस्र शिष पुरूष पुराण ॥ ते आवी नम्रस्कंधर स्तुति ॥ करे राधिकेश्वरनी जाण ॥७८॥ भकित युक्त सहस्र शिशनामी ॥ प्रणाम करे सुख दान ॥ आव्या तांहां देधर्म पूत्र ॥ नर नारायण अविधान ॥७९॥ आवीने बेहु लींन थया छे ॥ कृश्न चरण पंकज मांही ॥ ब्रह्मा शिव शेशधर्म चारे ॥ ते एकत्र रह्या छे त्यांही ॥८०॥ एवामां तांहां देव सरवे म दीठो रथ उत्तम अनुप ॥ सुवर्ण सार रचित सुंदर ॥ नाना रत्न जडीत महारूप ॥८१॥ मणींद्र सार संयुकत शोभे ॥ श्वेत चामर छत्र भ्राजे ॥ ग्रीष्म दीन मध्यानना॥सूर्य सम ज्योति विराजे ॥८२॥ मुकता माणेकने वज्र मणी ॥ उज्वळ चीत्र पुतळी शोभे ॥ चीत्र वनने सरनारद ॥ सूरासूर मुनि मनलोभे ॥८३॥ शंकर प्रसंनार्थे यत्ने करी ॥ विश्वकर्मे रच्यो रथ सार ॥ पंच सत जोजन उर्ध ते ॥ चार सत जोजन विस्तार ॥८४॥ रति सैया सुंदर शोभे ॥ शत मंदिर शोभित जाण ॥ ते विषे स्थित दीठां देवी ॥ पार्वती अंबा निरवाण ॥८५॥ मंदार पुष्पनी माळा शोभे ॥ उर स्थळ उज्वळ विराजे ॥ कनक प्रभानिंदीत कांन्ति ॥ मूळ प्रकृति अति राजे ॥८६॥ सहस्र भूज महेश्वरी शोभे ॥ वळी नाना आयुध धारी ॥ प्रसन मुख जग हेतु माया ॥ छे सेवक अनुग्रह कारी ॥८७॥ कुंडळ कर्ण कपोळ शोभे ॥ मध्यदेश मेखळा राजे ॥ बाजुबंध रत्न रचित

ચારૂ [illegible] કંકણ બાજે ॥૮૮॥ શરદ પદ્માનંન મનોહર ॥ કજ્જળ યુકત પદ્મ લોચન ॥ ચંદનાગર કસ્તુરી શોભે ॥ જગ જનની દુખમોચન ॥૮૯॥ બીંબાધર મુકતા પંક્તિ પ્રભા ॥ નિંદક દસન વિરાજે ॥ પ્રફુલ માલતી માળા યુકત ॥ મહા કબરી શિશ વિરાજે ॥૯૦॥ ખગેંદ્રચંચ નાશાગ્ર મોતી ॥ વ્હની જ્વાળા જળહળ ધામ ॥ મોદ યુકત પુત્ર સહુ આવી ॥ કર્યા શ્રી કૃષ્ણને પ્રણામ ॥૯૧॥ પુત્રને કહે જગદંબ દેવી ॥ કરો દંડવત શીરનામી ॥ ગણેશ કાર્તીકે તાંહાં પ્રણમ્યા ॥ કૃષ્ણ પરાપર જગસ્વામી ॥૯૨॥ વળી નમ્યા શંકર ધર્મને ॥ અનંત બ્રહ્માને જાણી સેવ ॥ ઉઠયા પ્રીતીએ આદર કીધો ॥ ગણેશ કાર્તીક દેખી દેવ ॥૯૩॥ શંકરાદિએ આશીશ દીધાં ॥ બેસાડયા કાર્તિક ગણેશ ॥ તે સાથે પ્રીતિએ કર્યું ભાષણ ॥ મહા આનંદ યુકત દેવેસ ॥૯૪॥ લક્ષ્મીજી પાર્વતીને દેખી ॥ ઉઠયા ત્વરાએ આનંદ ભરી ॥ રત્ન સીંહાસન રમ્ય આણી ॥ બેસાડયા આદરે મહેશ્વરી ॥૯૫॥ પાર્વતિ લક્ષ્મી સરસ્વતિ ॥ બેઠાં એકાસન વિષે જાણ ॥ તે સંગાથે કર્યું ભાષણ ॥ અન્યોઅન્ય શુભ વાણ ॥૯૬॥ તાંહાં રહ્યાં દેવેસ સરવે ॥ સભા ગોપ ગોપીએ ભરી ॥ અનંત બ્રહ્માંડાધીશ બેઠા ॥ પુરણ પરબ્રહ્મ શ્રી હરી ॥૯૭॥ લક્ષ્મી પ્રત્યે કહે શ્રી કૃષ્ણજી ॥ પ્રીયા સાંભળ માહારૂં વચન ॥ સુમુખી જાતું ભીમક ગ્રહે ॥ કમળા કમળલોચન ॥૯૮॥ વૈદરભી ઉદરે જન્મ લેતું ॥ દેવી સર્વદા શોભાવતી ॥ પાણી ગ્રહણ હું કરીશ તાહરૂં ॥ ભીમકપુર આવીશ સતી ॥૯૯॥ શ્રી કૃષ્ણ ફરી કહેછે પાર્વતીને મીઠીવાણી બોલ્યા જગપતિ ॥ દેવી તું અંશરૂપે કરીને ॥ નંદવ્રજ વિષે જાઓ સતી ॥૧૦૦॥ જશોદાના ઉદર વિશે તું ॥ નંદરેતસ વડે દેહ ધારી ॥ જઈ જંન્મ લે તું મહંમાયા ॥ સૃષ્ટિ અખિલ સંહારકારી ॥૧૦૧॥ ગ્રામ ગ્રામ વિશે મહા પુંજા॥ પૃથ્વી તળે કરશે જાણ ॥ ભકતીએ કરી સકળ ભૂમા ॥ થશે નગર વનમાં પ્રમાણ ॥૧૦૨॥ સ્થાને સ્થાને અધિષ્ટાતા દેવી ॥ પુજા કરશે માન્ન વજન ॥ દ્રવ્ય નાના વિધ દિવ્ય બહુ ॥ બળિદાન હરખીત મન ॥૧૦૩॥ સ્પર્શ માત્રતે મહીમે તાશે ॥ પ્રસુતિક મંદિરમાં થશે ॥ એટલે પિતા તહાં મને મુકી ॥ તને લઈ મથુરાં જશે ॥૧૦૪॥ એ પ્રકારે કહી શ્રી હરી પોતે ॥ બોલ્યાં સ્વામી કાર્તીક સંગ ॥ અંશરૂપે કરીને વત્સતું ॥ મહિ તળે જાઓ શીવ અંગ ॥૧૦૫॥ જાંબુવતીના ગર્ભ વિશે તું॥જઈ જન્મ પામ સુરનાથ॥ અંશે કરીને ધરણી ઉપર ॥ ગતિ કરો સર્વે સુર સાથ ॥૧૦૬॥ ભાર નિવારણ કરો સહુ ॥ સર્વે મહિનો નિશ્ચે જાણ ॥ એમ કહીને રાધિકા સ્વામી ॥ સ્થિત સીંહાસણે નિરવાણ ॥૧૦૭॥ ॥ વલણ ॥ રહ્યાંછે તાંહાં દેવ દેવી ॥ વળી ગોપ ગોપીનો સાથરે ॥ ફરી સનમૂખ રહી બ્રહ્મા ॥ બોલ્યાં જોડી જુગ હાથરે ॥૧૦૮॥ કડવું (૩) ॥રાગ મારૂ ॥ બ્રહ્મા ઉવાચ ॥ નારાયણ કહે સાંભળ નારદ ॥ હવે કથા કહું વિસ્તારદ॥

બોલ્યા બ્રહ્મા સંપુટ કરી હાથ ॥ નિજ સેવકને કહો નાથ ॥૧૦૯॥ મહિ વિશે પ્રભુ માણુ સ્થાન ॥ મને આજ્ઞા કરો ભગવાન ॥ સ્વાંમી આજ્ઞાધીન રહે જેહ ॥ ભકતીયુકત સદા દાસ તેહ ॥૧૧૦॥ દેવ દેવી અંશે કરી જાણુ ॥ કોણુ સ્થાને ગયા પરમાણુ ॥ ધરા વિશે કહો મમસ્વામી ॥ ભર્તા કર્તા સદાંતરજામી ॥૧૧૧॥ કહો કીંકરને સહુ સાર ॥ સાંભળી બોલ્યા તે વિશ્વાધાર ॥ જ્યાંહાં ઉત્પત્તિ જેવો આકાર ॥ કહું સાંભળ સર્વ પ્રકાર ॥૧૧૨॥ ॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥ કામ રૂક્ષ્મણી સુત પત્નિ રતિ ॥ રહી સંભર ગ્રહ છાય સતિ ॥ રતિ પુત્ર વિધિ થાતું તહીં તે નામ તાહારૂં અનીરૂધ સહી ॥ ૧૧૩ ॥ ભારતી શ્રોણીત પુરભણી॥ થશે પુત્રી બાણાસુર તણી ॥ શેશમાતા દેવકી ગર્ભવતી॥ રોહણીપુત્ર થશે જગપતિ ॥૧૧૪॥ ગર્ભાકર્ષણ માયાનુ કામ ॥ થશે પ્રભુ શંકર્ષન નામ ॥ સુર્ય તનયા કાળીંદ્રી તે જાણ ॥ થશે લક્ષ્મણાવૃંદા પ્રમાણ ॥૧૧૫॥ સાવીત્રી નાગ્નજીતી સુમતી ॥ વસુંધરા સત્યભામા સતી ॥ સરસ્વતિ તે રોહીણી જાણ ॥ મીત્રવૃંદાતું કહુ પ્રમાણ ॥૧૧૬॥ સૂર્યપત્નિ રત્નમાળા તેહ ॥ જાંબુવતી રૂક્ષમણી અગ્ર એહ ॥ પુર્વે કૈલાસે શીવે આજ્ઞા કરી ॥ પાર્વતિ જાંબુવતી અવતરી ॥૧૧૭॥ પોતે વિષ્ણુ તે વિશ્વનિવાસ ॥ એક સમે આવ્યાછે કૈલાસ ॥ આલીંઘન આપ પાર્વતિ આજ ॥ એમ બોલ્યા તે શીવ મહારાજ ॥૧૧૮॥ એહેવું સાંભળી જગ સ્વામી ॥ પૂછે બ્રહ્મા તે મસ્તક નામી ॥ ॥ બ્રહ્મા ઉવાચ ॥ શ્વેત દ્વિપ નિવાસી શું કાજ ॥ આવ્યા કૈલાસે માહારાજ ॥૧૧૯॥ શીવે એમ આજ્ઞા કેમ કરી ॥ કારણ કહો મને શ્રી હરી ॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥ દેવ સર્વેને વિષ્ણુ માહારાજ ॥ જોવા ગયા કૈલાસે ગણરાજ ॥૧૨૦॥ જોઈ ગણેસ આનંદ્યા બહુ ॥ સુખ આસને બેઠાછે સહુ ॥ સર્વ વિષ્ણુને જુએ હર્ષભરી ॥ ત્રીલોક મોહન શ્રી હરી ॥૧૨૧॥ કીરીટ કુંડળ કરે હર્ષ મંન ॥ વર પીતાંબરધર પાવંન ॥ નવ યોવન ચરચીત ભૂરી ॥ ચંદનાગર કુંકુંમ કસ્તુરી ॥૧૨૨॥ રત્નલંકાર પંકજાનન ॥ બેઠા સુંદર સીંહાસન ॥ પ્રીતે વંદે સકળ સુર સાથ ॥ પુજા કરી સ્તવે શીવનાથ ॥૧૨૩॥ વિષ્ણુને જુએછે મહેશ્વરી ॥ પ્રસન વદન ઇક્ષિણા કરી ॥ વસ્ત્રે મૂખ ઢાંકી લજ્જા અપાર ॥ હરીરૂપ જુએ વારંવાર ॥૧૨૪॥ થયું સુખ મનમાં અભંગ ॥ પુલકાંચીત છે સર્વાંગ ॥ ક્ષણમાં જુએછે પંચવદન ॥ શુભ્રવર્ણે શોભે ત્રીલોચન ॥૧૨૫॥ ત્રીશુળધારી કામ કોટી રૂપ ॥ ક્ષણમાં જુએછે શ્યામ સ્વરૂપ ॥ ચતુર્ભૂજ પીતાંબરધારી ॥ વનમાળા શોભીત અપારી ॥૧૨૬॥ એક બ્રહ્મ સદા સર્વ શેવ ॥ મુર્ત્તભેદ દીસે ભીન્નદેવ ॥ જોઈસ કામ થઈ તે માયા ॥ વિષ્ણુમાયા કરી હરજાયા ॥૧૨૭॥ માહારે અંસે ત્રણ દેવેસાબ્રહ્મા વિષ્ણુ થયાછે મહેશ પાર્વતીએ જોયા શ્રી હરી ॥ ભક્તિએ થઈ પુલકાવળી ॥૧૨૮॥ માંનસીક પુજા પ્રેમ ભરી ॥

પરમાત્માની ઊમાએ કરી ।। દેવી ઇચ્છા જાણીરે રૂશીશ ।। સર્વજ્ઞ સર્વાંતર ઇશ ।।૧૨૯।। દુર્ગાને એકાંતે તેડી ગયા ।। તે પ્રતેહર પોતે બોલયા ।। હીત સત્ય અખંડીત વાણ ।। વિવિધ બોધ કીધોછે જાણ ।।૧૩૦।। સંકર ઉવાચ. ।। સૈલજા બોધ સાંભળ સાર ।। પરમાત્માને આપ શૃંગાર ।। જાણ હરી બ્રહ્મા મને એકાનીરંતર બ્રહ્મરૂપ વિવેક।।૧૩૧।। ભેદ રહીત દેવ સહુ જાણ।।દ્રશ્ય ભેદ મુર્તિ પરમાણ ।।એકપ્રકૃતિ પર્મ અનુપા।। સર્વ માત તું સર્વ સ્વરૂપ ।।૧૩૨।। બ્રહ્માઊર સાંવીત્રી તું સહી ।। હરી ઊર લક્ષ્મી થઇ રહી ।। મારે ઊર તું દુર્ગાવેશ ।। સતી જાણ અધ્યાત્મ દેશ ।।૧૩૩।। શીવ વાણી સાંભળી તે ખરી ।। હર પ્રત્યે બોલી સુરેશ્વરી ।। પાર્વતી રૂવાચ. ।। દીનબંધુ કૃપાસીંધુ પ્રર્ઇ ।। તવ અકૃપા કેમ પ્રભુ થઈ ।।૧૩૪।। તપે પ્રભુ પાંમીરહી છું નીકટે ।। કીંકરી તજવાનવ ઘટે ।। અયોગ્ય વાકય વદશો ન ફરી ।। સ્વામિ આજ્ઞા પાળી સહું ખરી ।।૧૩૫।। દેહાંતરે ભજીસ શ્રી હરી ।। વાણી સાંભળી હરમોદ ભરી ।। હસી અભય કીધાં પાર્વતી ।। તે પાળવા થયાં જાંબુવતી ।।૧૩૬।। વલણ. જાંબુવાન ગૃહે જન્મ લીધો ।। ભજવા કૃષ્ણ સ્વરૂપરે ।। નારાયણ કહે નારદને ।। શ્રી કૃષ્ણ કથા અનુપરે ।।૧૩૭।। કડવું (૪)

રાગ રામગ્રી. ।। બ્રહ્મા ઉવાચ ।। બહુ વિધ્ર ભૂમે મહીપતી ।। તેનાં ઘર મુકીને પાર્વતિ ।। નીંદક ફલુકને ગ્રહ જઈ ।। શું કારણ જાંબુવતી થઈ ।।૧૩૮।। શ્રી કૃષ્ણ ઉવાચ. ત્રેતા યુગે રામચંદ્ર થયા ।। દેવ સૈર્વે મહીપર ગયા ।। હીમાલય અંસ પ્રકટયો જાણ ।। જાંબુવાન નામ પરમાણ ।।૧૩૯।। કીંકર રામનો વરદાને કરી ।। ચીરંજીવી રહ્યો દેહ ધરી ।। સાત્રથકોટી સીંધ સમાન ।। ફળુકછે તો મહાબળવાન ।।૧૪૦।। પીતુ અંસ જાણી તાંહાં જઈ ।। જાંબુવતી પાર્વતી થઈ।। પુર્વ વૃતાંત કહ્યું મેં તને ।। બ્રહ્મા પુછયું જે કારણ મને ।।૧૪૧।। સુરસર્વે મહીતળે જશે ।। મહીપતી ગૃહે પુત્ર થશે ।। શ્રીકળાબપ કન્યા અવતાર ।। પત્ની થશે તે સોળહજાર ।।૧૪૨।। ધર્મઅંસ યુધિષ્ટીર ભૂપ ।। વાયુ ભીમ અર્જુન ઇંદ્રરૂપ ।। સ્વર્ગ વૈદ્દ નીકુળ સહદેવ ।। સુર્યકર્ણ વીદુરઅમદેવ ।।૧૪૩।। કળી અંસ દુર્યોધન જાણ ।। સીંધુ અંસ સંતનુ પ્રમાણ ।। અશ્વસ્થામા સંકર અંસ સહી ।। બ્રહની અંસ દ્રોણગુરૂ લહી ।।૧૪૪।। હીમકર અંસ સોભદ્રા તંન ।। વસુ અંસ ગંગેવ પાવન ।। હુતાસન પ્રેશ્ટદુમ્ન ગણી ।। વસુદેવ કસ્યપ અંસ ભણી ।।૧૪૫ અદીતી અંસ દેવકી સતી ।। વસુઅંસ નંદ ગોકુળ પતિ ।। યસોદા વસુ કામની જાણ ।। કમળાંસ દ્રુપતી નીરવાણ ।।૧૪૬।। સતરૂપાંસ સુભદ્રા સતી ।। દેવકી ગર્ભ થશે ઉત્પત્તી ।। અંસે દેવ ગયા પૃથ્વી મહી ।। સર્વે દેવાંગના સાથે સહી ।।૧૪૭।। શ્રીકૃષ્ણ પોતે એમ કહી ।। પામ્યા વીરામ નારદ તહીં ।। સર્વે વિસ્તાર સાંભળી કરી ।। પ્રજાપતી બોલ્યા હર્શ ભરી ૧૪૮।। કૃષ્ણ વામાંગે સરસ્વતી રહી ।। દક્ષણાંગે લક્ષ્મી સ્થાન સહી ।। સર્વ દેવતા સનમુખ પુની ।। સહુ પા-

વંતી નારદમુની ॥૧૪૮॥ ગોપ ગોપી આવૃત ચહુપાસ ॥ શશે સ્વરી વક્ષસ્થળ વાસ ॥
એવામા તાંહાં રાધીકા જાણ ॥ કૃષ્ણ પ્રત્યે બોલ્યા મૃદુવાણ ॥૧૫૦॥ રાધીકા ઉ-
વાચ. ॥ નાથ સાંભળો કહુંછું વાણ ॥ નીજ કીંકરી સત્ય પ્રમાણ ॥ દાહ પામે છે પ્રા-
ણને કાયે ॥ ડોલાયમાન મન મારૂં થાયે ॥૧૫૧॥ પલક પડે સહી નવ જાયે ॥ ક્ષોભ
પ્રભુ દર્શણનો થાયે ॥ તમવિના નાથ કેમ કરી ॥ મહીપર રહીસ શ્રી હરી ॥૧૫૨॥
કાંહાં લગીન પ્રભુ સંગાત ॥ સત્ય કહો ગોકુળમે નાથ ॥ ક્લેશકાળ તમો વિના જાણ
॥ મારે થશે સોયુગ પ્રમાણ ॥૧૫૩॥ માતા' પીતા સુત ભગ્ની ભ્રાત ॥ તવ વીનાં પ્રભુન
મોહાત ॥ ભૂતળે માયા આવર્ણ કરી ॥ નહી વૈભવ વીસરૂં હરી ॥૧૫૪॥ ક્ષણ ક્ષણ
પ્રત્યે મારૂં મન ॥ મધુપવત મધુસુદન ॥ ભ્રમણ કરે નીત્ય સુખ સાથ ॥ તવ ચર્ણાં-
બુજે વિશ્વનાથ ॥૧૫૫॥ જે જે સ્થાન જે યોનીયે સહી ॥ જ્યાંહા જન્મ થાયે તાંહાં
રહી ॥ સ્મર્ણ પોતાનું આપો શ્રી હરી ॥ મન ઇચ્છીત જાણી કીંકરી ॥૧૫૬॥ તમો
કૃષ્ણ હું રાધીકા સાથ ॥ પ્રેમ સોભાગ્ય આપણો નાથ ॥ નહીં વીસરૂં ભૂતળ રહી ॥
વર માગું મને આપો સહી ॥૧૫૭॥ દેહ સહ પ્રાણ જેમ સદા ॥ છાંયા સાથે શરીર
સર્વદા ॥ એમ આપણો જન્મ નીદાન ॥ મને વર આપો ભગવાન ॥૧૫૮॥ તવ દેહ સં-
ગે મમ પ્રાણ ॥ રહે સદા હરી નીરવાણ ॥ તવચરણે મન મારૂં સદા ॥ કરજોડી માગું
છું હું મુદા ॥૧૫૯॥ નાના વીધ નારી જગમે રહી ॥ બહું વીશ્વમે પુરૂશ સહી ॥ સ્વા-
મી આ શકત હું સરખી કહી ॥ પ્રાણનાથ કાન્તા જગ નહીં ॥૧૬૦॥ પ્રાણ દગ્ધ થાયે
નીશદીન ॥ સાતાં હરી દરશણ આધીન ॥ દેવીએ પ્રકારે બોલ્યાં સહી ॥ સકળ સુર
સભામાં રહી ॥૧૬૧॥ વારંવાર રૂદન તાંહાં કરે ॥ ચરણાંબુજ પ્રભુનાં ધરે ॥ રાધા
મસ્તકે તે કરધરી ॥ આસવાસના કીધી શ્રી હરી ॥૧૬૨॥ વલણ. નાના વીધબોધ
કીધો હરીએ ॥ સત્ય સદાહીતકારીરે ॥ અધ્યાત્મીક પરમયોગ કહ્યો ॥ સકળ શોકને
હારીરે ॥૧૬૩॥ કડવું ૫ મું. રાગ સામેરી. શ્રી કૃષ્ણ ઉવાચ. દેવી સાંભ-
ળ કહું વાણજી ॥ યોગીંદ્રને દુર્લભ જાણજી ॥ સર્વ આધાર આધેય કરીજી ॥ બ્રહ્માંડ
જોને તું સુંદરીજી ॥૧૬૪॥ ઢાળ. આધારના આશ્રયવિના ॥ આધેય પ્રગટે નહીં ॥
ફળાધાર પ્રસુન છે તેમ ॥ પ્રસુનાધાર પલ્લવ સહી ॥૧૬૫॥ પલ્લાવાધાર સાખા કહિયે ॥
સાખાધાર તરૂ પરમાણ ॥ વૃક્ષાધાર અંકુર રહેછે ॥ તે જીવ શકતી સહ જાણ ॥૧૬૬॥
અંકુરનો આધાર બીજક ॥ વસુંધરા તે બીજ આધાર ॥ વસુંધરાધાર અનંત છે ને ॥ કચ્છપ
અનંતનો આધાર ॥૧૬૭॥ મારૂત આધાર છે કુરમનો ॥ વાયુ આધાર હું નીરવાણ ॥
મારો આધાર સ્વરૂપ તું છે ॥ તારે વીષે હું રહુંછું જાણ ॥૧૬૮॥ તવ આત્મા હું રહીત
ચેષ્ટા ॥ તું સહીત આકારવાન ॥ દેહ સહ આત્મા આત્મા સહ ॥ છે શરીર કહે ભગ-

વાન ॥૧૬૯॥ તે પ્રથમ બેહુ વીષે દેવી ॥ તું વિના કોઉ ન જાણ ॥ આપણ વિષે ન ભેદ રાધા ॥ સંસાર બીજ નીરવાણ ॥૧૭૦॥ જેમ મહીગંધ શીતજલ ॥ તેમ તવ અમ સ્થીતી સહી ॥ ઉજ્વળતાને દુગ્ધ એકછે ॥ દાહ અનલ એકતા રહી ॥૧૭૧॥ ભેદન ભુ ગંધ સીત જલ ॥ તેમ અભેદ આપણો જાણ ॥ હું વીના તું નીરજીવછે હુ ॥ તું વિના અદર્શ નીરવાણ ॥૧૭૨॥ તું વિના ભવ કરવા રાધા ॥ શકત નહીં હું કોકાળ ॥ વિના મૃતિકા ઘટ કરવા ॥ ન સમર્થ જેમ કુલાલ ॥૧૭૩॥ વિના શ્રોવણ સોની થકી ॥ નહીં અલંકાર ઘડાય ॥ સ્વપ્રકાશ હું તું વિના ॥ પીંડ બ્રહ્માંડ નહીં થાય ॥૧૭૪॥ સંકાર હિત નીસંક થઈ ॥ વૃશભાન ગૃહ વ્રજવાસ ॥ કળાવતીના જઠર વીષે ॥ જઇ તમો રહો નવ માસ ॥૧૭૫॥ મુળરૂપનો ત્યાગ કરીને ॥ બાળસ્વરૂપને ધાર ॥ અયોની સંભવ તમો સદા ॥ જઇને ધરોની અવતાર ॥૧૭૬॥ હું મથુરાં પ્રગટ થઇને ॥ આવીસ ગોકુળમાંહી ॥ સરવે નંદ સુત કેહેશે ॥ પણ તું ભુલશો નહીં ॥૧૭૭॥ આપણ નીત્ય વિહાર કરશું ॥ વૃંદાવન વીશે જાણ ॥ ત્હોતેર કોટી ગોપી સાથે ॥ તું ગોકુળ જા નીરવાણ ॥૧૭૮॥ આશાવાસના કરી ત્હેનીા કહી સુધાસમ વચંન ॥ હું પણ પ્રગટ કરીશ રાધા ॥ તાંહાં અનંત ગોપ ઉતપન્ન ॥૧૭૯॥ પછે વસુદેવ ઘેર જઇશ ॥ એમ બોલ્યા અસર્ણાસર્ણ ॥ બ્રહ્માદી સર્વે હાથ જોડી ॥ નમ્યા પ્રભુને ચર્ણ ॥૧૮૦॥ રાધા બહુ સ્તુતિ કરે ॥ વીરહે વ્હીવળ મંન ॥ એવાં દેખી રાધીકાને ॥ બોલ્યા તે ભકતાધીન ॥૧૮૧॥ વલણ. ભકતાધીન બોધ કરે પોતે ॥ હરી બોલ્યા સત્ય વચંનરે ॥ પ્રાણાધીક તું માહાદેવી ॥ ભય તજી સ્થીર કર મંનરે ॥૧૮૨॥ કડવું (૬) રાગ રામગ્રી. શ્રી કૃષ્ણ ઉવાચ. સર્વદાસકળ સુખ દાનીજી ॥ હું છતે ચીંતા તને સાનીજી ॥ તને કહું સાંભળને વાણજી ॥ કંઇ એક અમંગળ જાણજી ॥૧૮૩॥ ઢાળ. સત વરસ મારી સાથે ॥ રાધા થશે તારે વિયોગ ॥ શ્રાપ થયોછે શ્રીદામાનો ॥ તે થકી ઓછો ભોગ ॥૧૮૪॥ થશે જ્યારે હું જઇશ મથુરાં ॥ માબાપ બંધ મોચંન ॥ માળીઆદી મુકત કરીને ॥ નાશ કરીશ કાળ યવંન॥૧૮૫॥ કરી નીરમાણ દ્વારકાનું ॥ વળી રાજસુયજ્ઞ દરસંન ॥ સહશ્ર દસ ખટ રાજકન્યા ॥ તેને વરીસ થઈ પરસન્ન ॥૧૮૬॥ હરાડ ક્ષોહેણી સૈન્ય તે ॥ કરીસ સરવે હનંન ॥ મીત્રને ઉપગાર કરીને ॥ વળી વારણનું દહંન ॥૧૮૭॥ થશે મુરછા સંકર પોતે ॥ ભુજછેદંન બાણાસુરઅરી ॥ પારીજાત હરણ આદી ॥ જે જે કર્મ સરવે કરી ॥૧૮૮॥ ગમન તીર્થ યાત્રા વિશે ॥ મુની સમુહ દર્શણ જાણ ॥ સુભાષણબંધુ વર્ગ સાથે ॥ પૂરણપીતુ યજ્ઞ પ્રમાણ ॥૧૮૯॥ તાંહાં તને હું જ્ઞાન આપીશ ॥ સાંભળ પદ્મલોચંન ॥ સતવર્ષ પુરણ થયે ॥ તને થશે સ્વપ્ન દર્શન ॥૧૯૦॥ પછી માતા પીતા ગોપ ગોપી ॥ તેહનો શોક નીરવાણ કરી ॥ વળી ભાર સર્વે ઉતારીને ॥ તાંથી ગમન કરીશ

કરી ॥૧૯૧॥ તારી સંગાથે ગૌલોક પ્રત્યે ॥ ગોપ ગોપી સહ નીરવાણ ॥ પ્રમનારાયણ અંસ જેતે ॥ વાણી કમળા સહ જાણ ॥૧૯૨॥ વૈકુંઠ ગમન કરશે રાધા ॥ અક્ષય પંરમાત્મા ભગવાન ॥ શ્વેતદીપ નીવાસી ધર્મ અંસ ॥ દેવી દેવ ગમન સ્વંસ્થાન ॥૧૯૩॥ એ પ્રકારે કહ્યું સર્વે ॥ સુભાસુભ નીરમાણ ॥ તે નીવારણ કરી શકે ॥ હેવું કોઇ નહીં બળવાન ॥૧૯૪॥ વક્ષસ્થળ કરી રાધા પ્રભુએ ॥ સુર સુરપત્ની વીસ્મય રહ્યાં ॥ સ્વસ્થાન જાઓ દેવદેવી ॥ એમ વચન હરીએ કહ્યાં ॥૧૯૫॥ પાર્વતી તમો જાઓ કૈલાસે ॥ સાથે લઈ પુત્રને પતી ॥ જે મેં કહ્યુંછે કર્મ૰ સર્વે ॥ તે કાળ પામી થશે સતી ॥૧૯૬॥ કળાએ કરી સર્વ પ્રગટ થશે ॥ વિના વીનાયક દેવ ॥ દેવ સર્વે નમ્યા હરીને ॥ કમળા સરસ્વતી સ્વયમેવ ॥૧૯૭॥ દેવ સર્વે ગયા તાંહાંથી ॥ રાધા નમ્યાં હરીને પાયે ॥ સર્વ ગોપી લઈસાથે ॥ રાસેશ્વરી ગોકુળ જાયે ॥૧૯૮॥ વૃષભાનગૃહ ગયાં રાધા ॥ ગોપીયો ગયાં ગોપને ઘેર ॥ જે જે સ્થાનેક કહ્યાં હરીએ ॥ પ્રગટયાં તે તે પેર ॥૧૯૯॥ સુરસંતના હીત અર્થે ॥ એવી રચના પ્રભુએ કરી ॥ સ્વઇચ્છાએ કરી પોતે ॥ મથુરાં ચાલ્યા શ્રીહરી ॥૨૦૦॥ પેહેલા દેવકી વસુદેવના ॥ થયા પ્રગટ પુત્ર ખટ જેહ ॥ નારાયણ કહે નારદ પ્રત્યે ॥ પાપીષ્ટ કંસે હણયા તેહ ॥૨૦૧॥ સપ્તમો ગર્ભછે અનંત પોતે ॥ તે માયાએ આકર્ષણ કરી ॥ ગોકુળમાં રોહીણી ગર્ભ મુકયો ॥ આજ્ઞા કરીછે જેમ હરી ॥૨૦૨॥ વલણ. હરીભકત ગુલાબ માહારાણી ॥ સમીપે કથા નીત્ય થાયરે ॥ કૃષ્ણ કૃપાથી માન કહે ॥ પુર્ણ થયો છઠો અધ્યાયરે ॥૨૦૩॥ ઇતીશ્રી.

## અધ્યાય ૭ મો.

કડવું (૧) રાગ મારૂની ચોપાઈ. નારદ ઉવાચ. નારદ કહે કહો ભગવંન ॥ કૃષ્ણજન્મ કથારે પાવંન ॥ શ્રોતાજનને માહાસુખકારી ॥ જન્મમૃત્યુ જરા દુઃખહારી ॥ ॥૧॥ કોના પુત્ર થયા વસુદેવ ॥ દેવકીકન્યા કોની કહો ભેવ ॥ કોણ અંસ દેવકી વસુદેવ ॥ એના વિવાહનો કહો ભેવ ॥૨॥ ખટપુત્ર કંસે હણયા જેમ ॥ દારૂણ કર્મ કર્યું કહો કેમ ॥ કોણ દીવસે થયા અંતર્યામિ ॥ સાંભળવા ઇચ્છું હું સ્વામી ॥૩॥ શ્રી નારાયણ ઉવાચ. વસુદેવ કસ્યપ નીરવાણ ॥ દેવકી થયાં અદીતી જાણ ॥ મહા પુન્ય પુર્વનાએ કરી ॥ પુત્ર પ્રાપ્ત થયા શ્રી હરી ॥૪॥ વસુદેવ જન્મ થયો જ્યારે ॥ દુંદુભી વાગ્યાં દેવને દ્વારે ॥ કૃષ્ણ જનક થવાના તે કામ ॥ તેથી આનક દુંદુભી નામ ॥૫॥ આ હુક પુત્ર વસુદેવ જાણ ॥ દેવક કન્યા દેવકી પ્રમાણ ॥ ગર્ગજોર યદુના સ્વમેવ ॥ પરણાવ્યાં દેવકી વસુદેવ ॥૬॥ દેવકે સામગ્રી આપી તહીં ॥ અસ્વસહગજ રથસહી ॥ સાલંકાર દાસી સુકુમાર ॥ નાનાવિધ દ્રવ્ય રત્ન અપાર ॥૭॥ મણી વસ્ત્ર નારદ હેમ પાત્ર ॥ રત્નભુષણ સુવસ્તુ માત્ર ॥ કન્યાસોભિત નવયોવંન ॥ પદ્મવદન પંકજ લોચંન ॥૮॥ સર્વ ભુષણ

ભુષીત સતી ॥ ત્રીલોકય મોહન મહામતી ॥ રથ બેસી થયાં તે વદાય ॥ કંસ વળાવવા સાથે જાય ॥૯॥ એટેવે દેવવાણી થઈ તહીં ॥ ગગનથી કંસ પ્રત્યે સહી ॥ દેવકી પુત્ર સાંભળ ભૂપાળ ॥ આઠમો પુત્ર તે તારો કાળ ॥૧૦॥ સુણી ખડગ લીધું પાપકારી ॥ કંસ દેવકી હણવા ધારી ॥ દેવવાકય ભયથી નીરવાણ ॥ કંસ ક્રોધાતુર થયો જાણ ॥૧૧॥ દીઠો હણવા કરે દુખદાની ॥ વસુદેવ પંડીત ધર્મજ્ઞાની ॥ કંસને બોધ કરે નારદ ॥ નીતીશાસ્ત્ર વીષે વીસારદ ॥૧૨॥ વસુદેવ ઉવાચ. ॥ નથી નીતી જાણતો તું ભૂપ ॥ કહું વચન સાંભળ અનુપ ॥ એને હણવે થાયે જશનાસ ॥ બહુ કાળ નરકે નીવાસ ॥૧૩॥ એનો આઠમો ગર્ભ જે કાળ ॥ હોસે તારો કદાપી ભુપાળ ॥ સોમલેછ વધે પામે તાપ ॥ તેવું એક ક્ષુદ્ર વધે પાપ ॥૧૪॥ સોક્ષુદ્ર હણેપાપ જેવું ॥ એકગૌ હણવે હોય તેવું ॥ દસગૌ હણવે પાપ જેહ ॥ એક બ્રાહ્મણહત્યાથી તેહ ॥૧૫॥ બ્રહ્મહત્યાનું પાપ પ્રમાણ ॥ અસ્ત્રીહત્યાનું તેવુંરે જાણ ॥ વીશેશે તવભગ્નીછે વરી ॥ સરણાંગત પોષણ કરી ॥૧૬॥ એને હણવે થશે દુખદાન ॥ અસ્ત્રી સોહત્યાનેરે સમાન ॥ આઠમો ગર્ભ એનો જે તંન ॥ આપી સતમોને હું રાજંન ॥૧૭॥ વળી બીજા પુત્ર સુખરૂપ ॥ તેવો તમને આપીશ ભુપ ॥ તજો ભગીનીને ભૂપ મણી ॥ કન્યા સમપ્રીય તમને ગણી ॥૧૮॥ વસુદેવ વચન સુણી સતી ॥ તજી ભગીનીને મહીપતી ॥ વસુદેવ આનંદ તે થયા ॥ પ્રીયા પામીને મંદીર ગયા ॥૧૯॥ કાળ પામી ક્રમે ક્રમે સુત ॥ થયા નારદ ખટ અદ્ભુત ॥ આપ્યા કંસને વસુસત્તવંત ॥ ક્રમે ક્રમે કર્યો તેણે અંત ॥૨૦॥ ગર્ભ સાતમો થયેથી સઊ ॥ રક્ષક ભય પામેછે બઉ ॥ માયાબળે આકર્ષણ કર્યો ॥ ગર્ભ રોહીણી જઠરે ધર્યો ॥ ૨૧॥ રક્ષકે જઈ કહ્યું તતકાળ ॥ ગર્ભશ્રાવ થયો મહીપાળ ॥ માયા આકર્ષણે સુખદાન ॥ નામ શંકરશણ ભગવાન ॥૨૨॥ ગર્ભ આઠમે શ્રી ભગવાન ॥ આવ્યા સુરસંત સુખદાન ॥ માહારૂપ દેવકી તણું ॥ ભય પામ્યો કંસ જોઈ ઘણું ॥૨૩॥ એછે જળહળ તેજ અપાર ॥ મૃત્ય બીજ માહારૂં નીરધાર ॥ એ પ્રકારે બોલી મહીપતી ॥ યત્ન કરી કરો રક્ષા અતી ॥૨૪॥ એખલાં દંપતી બેહુજણા ॥ સાતે દ્વારે રક્ષકછે ઘણા ॥ ગર્ભ વીષે હરી સાક્ષાત ॥ ઘરમાં ફરેછે દેવકી માત ॥૨૫॥ ક્ષણએક જડરૂપ રહી ॥ કલેશયુક્ત દેવકી સહી ॥ ક્ષણ બેસે ક્ષણે ઉઠે સતી ॥ સંકટયુકત દેવી મહામતી ॥૨૬॥ દીઠાં દેવકી ત્યાંહાં તતખેવ ॥ પ્રસુતકાળ જાણ્યો વસુદેવ ॥ તાંહાં સમરણ હરીનું કરે ॥ રત્નદીપ મંદીરમાં ધરે ॥૨૭॥ આણી મેલ્યારે થળ પાવંન ॥ ખડગજલને હુતાસંન॥ વાયુ ત્રીવીધ ચહું દીસ વહ્યા॥રક્ષક નીંદ્રા વંશ થઈ રહ્યા ॥૨૮॥ મૃતકવત અચેતછે તહીં ॥ તે સમય દેવ આવ્યા સહીં ॥૨૯॥ વલણ. આવયા સુર સરવે તાંહાં ॥ કર જોડી કર્યા નમસ્કારરે ॥ ધર્મ બહેસ સ્તુતી કરેછે ॥ હરી ગર્ભસ્થ જગદા-

ધારરે ॥૩૦॥ કડવું(૨) રાગ સામેરી. ॥દેવ ઉવાચ.॥ જગતયોની જોતી સ્વરૂપજી ॥ અયોની અનંત અનુપજી ॥ અવ્યય અનઘ અગુણજી ॥ નીરાકાર સાકાર સગુણજી ॥૩૧॥ ઢાળ. ભકતવત્સળ નીસંક પ્રભુ ॥ હરી પોતે અખીલાધાર ॥ નીરંકુસને નીરૂપદ્રવ ॥ નીરૂપાધી નીલીપ્ત અપાર ॥૩૨॥ નીરીહ નીધનાંતક પ્રભુ ॥ સ્વાત્મા રામ પુરણ કામ ॥ નીત્ય સ્વેચ્છામય સર્વ હેતુ ॥ સર્વ ગુણાશ્રય ધામ ॥૩૩॥ કર્મ સુભાસુભ ફળદાતા ॥ વળી દુર્જનાંતક કારી ॥ અવ્યકતને અદ્રશ્ય પ્રભુજી ॥ દુરારાધ્ય અચીંત અપારી ॥૩૪॥ વેદહેતુ વેદાંગ જગદીશ ॥ વેદ વીત વીભૂ બ્રહ્માકાર ॥ એ પ્રકારે કહી દેવ સર્વે ॥ પ્રણામ કરેછે વારંવાર ॥૩૫॥ હર્ષાસ્રુએ છે નેત્ર પુરણ ॥ કરે પુષ્પવૃષ્ટી અપાર એહેતાળીસ નામ એ પ્રભુના ॥ પ્રાતઃકાળે કરે ઉચ્ચાર ॥૩૬॥ દ્રઢભક્તિ થાયે હરીવીષે ॥ મનવાંછીત પામે તેહ ॥ એ પ્રકારે સ્તવન કરીને ॥ સર્વ દેવ ગયા નીજગેહ ॥૩૭॥ મંદ મંદ જળ વૃષ્ટી થાયે ॥ સઉ અચેત મથુરાં માંજ ॥ ઘોરઅંધકાર નીવીડછે ॥ તેનીસાં વીશે મુનીરાજ ॥૩૮॥ સુભક્ષણ સુગૃહ યુકત ॥ અદ્રશ્ય અસુભગૃહ ભોગ ॥ અર્ધરાત્રી નક્ષત્ર રોહીણી ॥ તીથી અષ્ટમી જયંતીયોગ ॥૩૯॥ થયો અર્ધ ચંદ્રોદય મુની ॥ સુભ લગ્ન સદા સુખકારી ॥ વાયે વાયુ ત્રીવીધ સુંદર ॥ ધરા પ્રસંન્ન દશેદીશ ભારી ॥૪૦॥ રૂશીમુની નર યક્ષ કીંનર ॥ દેવદેવી મુદીત અપાર ॥ નૃત્ય કરેછે અપ્સરા ગણ ॥ ગં-ધર્વગાન કરે સુખસાર ॥૪૧॥ વળી વીદ્યાધર નારદ ॥ નદી સુખ પ્રવાહ તરંગ ॥ વિપ્ર યજ્ઞહોત્ર સુક્ષ્મ જ્વાળા ॥ વાગે દુંદુભી બહુ સુરંગ ॥૪૨॥ પારીજાતીના પ્રસુનચારૂ ॥ તાંહાં વૃષ્ટી થાયે અપારી ॥ અવની સુતીકાગૃહ વીશે ॥ જાય નીરી સ્વરૂપ સુધારી॥૪૩॥ જય શબ્દ શંખ શબ્દ થાયે ॥ હરી શબ્દ થાયે વળી અતી ॥ એટલામાં ત્યાં મુર્છીત થયાં ॥ જગદંબા દેવકી સતી ॥૪૪॥ દેવકીના જઠરથી તાંહાં ॥ પ્રસુત વાયુ થયો સુખકારી ॥ તેહેવામાં ભગવંન પોતે ॥ પ્રગટયા કૃષ્ણ રૂપધારી ॥૪૫॥ દેવકીના પદ્મકોષ થકી ॥ બાહાર પ્રગટ્યું દીવ્ય સ્વરૂપ ॥ માહા કમનીય સુખદ છે॥ મનોહર શરીર અનુપ ॥૪૬॥ દ્વીભુજ હરીને હસ્ત મોરલી ॥ મકરાકૃત કુંડળ રાજે ॥ ભકતાનુગૃહ કારી પ્રભુજી ॥ સશીમુખ પ્રસન્ન વીરાજે ॥૪૭॥ મણીરત્નેંદ્ર સાર ભુષણ ॥ બહુ ભૂષીત જગજીવંન ॥ નવીન નીરદ શ્યામસુંદર ॥ ધર્યું પીતાંબર ભગવંન ॥૪૮॥ ચંદનાગરૂ કસ્તુરી કુંકુમ ॥ દ્રવ્ય ચરચીતછે સર્વાંગ ॥ નાસીકા સુકચંચ નીંદક ॥ બીંબાધુર મનોહર રંગ ॥૪૯॥ મયુર પીંછ મુકુટ શોભે ॥ રત્નમણી જોત અપાર ॥ મકરાકૃત કુંડળ કાને ॥ રાજે વંનમાળા ઉરધારે ॥૫૦॥ લક્ષ્મી વક્ષસ્થળે સુંદર ॥શોભે કૌસ્તુભ અંગ અનુપ ॥ કીશોર વયને સાંત પોતે ॥ બ્રહ્મેશ સ્વાંમી પર્મ સ્વરૂપ ॥૫૧॥ વસુદેવે દીઠાછે તાંહાં ॥ દેવકી અગ્રેમુનીસ ॥ પ્રસન્નાર્થ ભકતીયુકત થયા ॥ વીસ્મય પીતા જગદીશ ॥૫૨॥ બેહુકર સંપુષ્ટ તાંહાં ॥

કરીને નમ્રકંધર ।। અશ્રુપુર્ણ નયન વ્યાકુળ ।। પુલકાંગ આનંદભર ।।૫૩।। વસુદેવ ઉવાચં।। તમો અતીંદ્રી અવ્યક્ત પ્રભુ ।। અક્ષર નીરગુણ જાણ ।। ધ્યાના સાધ્ય પરાપર પોતે ।। પરમાત્મા ઇશ નીરવાણ ।।૫૪।। સ્વઇચ્છામય સર્વરૂપ ।। પરં સ્વઇચ્છીત રૂપ ધારી ।। નીરલીપ્ત પરબ્રહ્મ બીજક ।। સનાતન સદા સુખકારી ।।૫૫।। સ્થુળ સુક્ષ્મથી પરમાપીત ।। અતી સુક્ષ્મ અદર્શ સ્વરૂપ ।। સ્થિર સર્વ શરીર વીશેછે ।। સાક્ષીરૂપ અનંત અનુપ ।।૫૬।। શરીરવંત સગુણ સ્વામી ।। અસરીર અગુણ અચીંત ।। પ્રકૃતી પ્રકૃતી ઇશ પોતે ।। પુર્વ પ્રકૃતિપર કહે સંત ।।૫૭।। સર્વરૂપ સર્વઇશ પોતે ।। સર્વાંતક અવ્યય અનાંમી ।। સર્વાધાર નીરાધાર હરી ।। સ્તુતિ કેમ કરી કરૂં સ્વામી ।।૫૮।। અશક્ત શેસને સરસ્વતી ।। હરીનું કરવાને સ્તવંન ।। અસમર્થ પંચવદન પોતે ।। અશક્ત ષટ આનંન ।।૫૯।। ચતુરમુખને વેદ કરતાં ।। તેવો અસમર્થ નીરવાંણ ।। અસમર્થ વળી ગણપતી ।। છે યોગીંદ્રગુરૂ જાણ ।।૬૦।। રૂશી દેવને મુનીંદ્ર મુની।। વળી મનુસમાત્રછે જેહ।। સ્વપને તવદર્શણ નહીં ।। સ્તુતી કેમ કરી કરે તેહ ।।૬૧।। અશક્ત સૃતી સ્તુતી કરવા ।। વીવેકી કેમ કરે સ્તુવંન ।। આ શરીરનો ત્યાગ કરીને ।। બાળ થવાયોગ્ય ભગવંન ।।૬૨।। વસુદેવ કૃત સ્તોત્ર એછે ।। ત્રણકાળ ભણે નર જેહ ।। ભક્તીદાસત્વ પ્રાપ્ત થાય તેને ।। કૃષ્ણ ચર્ણાંબુજ પામે તેહ ।।૬૩।। થાયછે પુત્ર પ્રાપ્ત તેને ।। હરીભક્ત પરમ અનુપ ।। સંકટ સરવે નાશ થાયે ।। શત્રુભય નહી સુખ રૂપ ।।૬૪।। વલણ. સુખરૂપ વસુદેવ વાણી ।। સાંભળી બોલ્યા શ્રી જગદીશરે ।। પ્રસન્ન મુખ શ્રીમાન પોતે ।। ભક્તાધાર દેવ દેવાધીસરે ।।૬૫।। કડવું (૩) રાગ ધનાશ્રી. શ્રીં કૃષ્ણ ઉવાચ. તપ ફળે તમો પીતા માતાજી ।। પુત્ર થયો તમારો હું તાતજી ।। વર માંગો ભદ્ર તમારૂંજી ।। જાણી સત્યવચન મારૂંજી ।।૬૬।। ઢાળ. પૂર્વે તપસ્વી મહીશ્રેષ્ટ તમો ।। પ્રજાપતી પ્રશ્ની એવું નામ ।। આ તવ પત્ની સુત પાતમો ।। બહુ તપ સાધીત સકામ ।। ૬૭ ।। મારા જેવો તમે પુત્ર માગ્યો ।। મને જોઇ કરી નીરવાણી ।। મેં તમને વરદાન આપ્યું ।। થસે મારા જેવો સુતજાણ ।।૬૮।। વરઆપી તમને પીતાજી।। જોયા સકળ લોક વીચારી ।। મારા જેવો દીઠોની તેથી ।। હું પૂત્ર થયોછું સુખકારી ।।૬૯।। તપના પ્રભાવવડે કરી ।। તમો કસ્યપસ્રષ્ટીના તાત ।। આસુતપા દેવ માતા પોતે ।। પતીવૃતા અદીતી સાક્ષાત ।।૭૦।। હમણા કસ્યપઅંક્ષ પોતે ।। મમપીતા થયા વસુદેવ ।। આ દેવકી દેવ માતા મારી ।। છે અદીતીઅંસ સ્વમેવ ।।૭૧।। તમોથી અદીતી વીશે અંસે ।। કરી હું પુત્ર થયો વામંન ।। હમણાપરી પૂર્ણ થયોહું ।। તમારૂં તપફળ પાવંન ।।૭૨।। મને તમે પૂત્ર ભાવે કરી ।। વળી બ્રહ્મભાવે કરી જાણ ।। મને પામસો તમો મહાસુજ્ઞ ।। થશો જીવન મુક્ત નીરવાણ ।।૭૩।। સીઘ્રે જશોદા ભવન પ્રતે ।। મને લઇ

જાઓ વૃજવાસ ॥ તાંહાં મને મુકી કરી તાત ॥ માયા લઈ આવો નીજવાસ ॥૭૪॥ એમકારે કહી પોતે ॥ બાળરૂપ થયા ભગવાન ॥ મહી ઉપર સયન કીધું ॥ દીઠો શ્યામ-સુત સુખદાન ॥૭૫॥ દીઠો તાંહાં બાળક સુંદર ॥ વિષ્ણુમાયા મોહ મોહારૂપ ॥ એહેવું સૂતીકા ગ્રહમત્યે ॥ અલૌકીક અપૂર્વ અનુપ ॥૭૬॥ એ પ્રમાણે વસુદેવ તાંહાં ॥ શીયા-સહ જોઈ સોભાયે ॥ ગૃહણ કરી બાળક વસુ ॥ નંદના ગોકુળ પ્રત્યે જાયે ॥૭૭॥ સીઘ્રે ગયા નંદવૃજ પ્રત્યે ॥ કર્યો સૂતીકા ગૃહપ્રવેશ ॥ દીઠાં યશોં હાસયથન વીશે ॥ જાણે નહીંરે કંઈ લેશ ॥૭૮॥ નીંદ્રાવસ નંદવૃજપતી ॥ ગૃહવીશે રહ્યા સૌજેહ ॥ દીઠી બાળકી માહા સુંદર ॥ તપ્તકાંચન કાતી દેહ ॥૭૯॥ પ્રસન્ન મુખ નયન પંકજ ॥ જુએ ગૃહસીખરની હારી ॥ વસુદેવ માહા મનોહર ॥ જોઈ વીસ્મય થયા અપારી ॥૮૦॥ પૂત્રજ સોદા પાસે મુકી ॥ કન્યા ગૃહણ કરીછે તાંહે ॥ ઉતાવળા ચાલ્યા મથુરાં ॥ જ્યાં દેવકી કાળા ગૃહમાંહે ॥૮૧॥ મુકી તાંહાં જઈ બાળા ॥ મહંમાયા જગવંદ ॥ રૂદન કરતી ॥ જોઈ તેને ॥ થયાં દેવકી પર્મ આનંદ॥૮૨॥ રૂદન કરીને જાણ કીધું ॥ રક્ષકને તતકાળ॥ સાંભળીને સર્વે ઉઠયાં ॥ સેવકે લીધીછે બાળ ॥૮૩॥ કન્યાને લઈ કરી તાંહાંથી ॥ કંસ પાસે ચાલ્યા દાસ ॥ પશ્ચાત દેવકી વસુદેવ ॥ એ દંપતી જાયે ઉદાસ ॥૮૪॥ બાળકી જોઈ કંસાસુરે ॥ વપદુષ્ટ બુદ્ધી અપાર ॥ માહા રૂદન કરે કન્યા ॥ તેને દયાનથી લગાર ॥૮૫॥ સેવક પાસે લઈ કરીને ॥ પાષાણે હણવા જાય ॥ દેવકી વસુદેવ બોલ્યાં ॥ આદર કરી સુખદાય ॥૮૬॥ હેકંસ માહારાજ તમો ॥ નીતી શાસ્ત્રનાછો જાણ ॥ ભૂપતી સાંભળ કહું સાચું ॥ સત્ય વચન પરમાણ ॥૮૭॥ હમારા ખટ પૂત્ર હણ્યા ॥ ભાઈ દયાન તારેમન ॥ દૈવયોગે થઈ કન્યા ॥ એદીન નીરબળજંન ॥૮૮॥ એને હણવે અયસ તારો ॥ થશે ભૂતળમાં ભાત ॥ સનમુખ રહી રૂવેભગીની ॥ કંસ દુષ્ટ અસુરની જાત ॥૮૯॥ કંશે સાંભળ્યાં વચન તેનાં ॥ દુષ્ટ તે પ્રત્યે બોલ્યો વાણ ॥ તમો સાંભળો વચન મારૂં ॥ કહું બોધરૂપ નીરવાણ ॥૯૦॥ કંસ ઊવાચ ॥ ત્રણગ્રહણે પરવત મોટો ॥ દૈવરચીત અવળાંકાજ ॥ કીટસીંહ સાર્દુલહણે ॥ વળી મસકહણે ગજરાજ ॥૯૧॥ સમુદ્રજળનું પાન કીધું ॥ એક દ્વીજ માહા બળવંત ॥ વીધીગતી વીચીત્ર અતી ॥ જાણે નહીં કોજંત ॥૯૨॥ દૈવયોગે મનેહણે બાળા ॥ હોય ભવીસ્યનું નીરમાણ ॥ એ બાળકી વધકરૂં નીશ્ચે ॥ એનીર સંસય જાણ ॥૯૩॥ એમપ્રકારે કહી કંસેતે ॥ ગૃહી બાળકી તતકાળ ॥ હણવા કરે ત્યારે બોલ્યા ॥ વસુદેવ દયાળ ॥૯૪॥ વૃથાકાંયે હણે એહને ॥ દીન બાળક માહારાજ ॥ સત વચન સાંભળીને ॥ કંસ પ્રસન્ન ચીત્ત મુનીરાજ ॥૯૫॥ વળી બોધ કરે તેને ॥ થઈ ત્યાંગગને વાણી ॥ હે કંસ મુંઢતું કાંયે હણે ॥ વીધીગતી જાયે નહીં જાણી ॥૯૬॥ કોઈ સ્થાને તને હણુતાંછે ॥ કાળસમે પ્રકાસસે રૂપ ॥ દૈવવાં-

શ્રી સાંભળીને ॥ ત્યાગ કરી પાળકી ભૂપ ॥૯૭॥ દેવકી વસુદેવ ચાલ્યાં ॥ કન્યા લઈ તતકાળ ॥ હવે સુક્તનીજ ગૃહ વીશે ॥ ઉરરાખી માતુ દયાળ ॥૯૮॥ દ્વારકાંરૂકમણી વ્યાહસમે ॥ એ કૈન્યા પાર્વતી અંસ જાણ ॥ વસુએ આપી દુરવાસાને ॥ રૂશી શંકર અંસ પ્રમાણ ॥૯૯॥ એ કહ્યું સર્વ શ્રીકૃષ્ણનું ॥ જન્મ કીર્તન માહા અનુપ ॥ જન્મ મૃત્યુ જરા દુખહારી ॥ સદાસુખદછે મુની ભુપ ॥૧૦૦॥ વલણ ભુપ નારાયણ નારાણી ॥ ગુલાબ બાસુંણે કથાયરો કૃષ્ણ કૃપાથી માન કહે ॥ થયો સપ્તમો અધ્યાયરે ॥૧૦૧॥ ઈતીશ્રી.

## અધ્યાય ૮ મો.

કડવું (૧) લું રાગ ગોડી ॥ નારદ ઉવાચ ॥ વૃતજન્માષ્ટમીનું જે સ્વામી॥ કહો ફળસહ અંતરજામી ॥ તે દાહાડે ભોજનદોષ જેહ ॥ ફળ ઉપવાસનું હોય તેહ ॥૧॥ કહો વૃત પૂજાનું વીધાન ॥ પ્રભુ સંયમનું સુખદાન ॥ ઉપવાસ પારણાનો પ્રકાર ॥ કહો તે પ્રભુ જગદ્દા ધાર ॥૨॥ નારાયણ ઉવાચ ॥ સપ્તમી હવીસ્ય ભોજ્ય સયન ॥ પ્રાતઃ કાળે ઉઠવું પરદીન ॥ પ્રાતઃકૃત્ય કરી નીમધરવો ॥ કૃષ્ણપ્રીત્યર્થ ઉપવાસ કરવો ॥૩॥ અન્યદીન ફળ સ્નાનાદી તણું ॥ ભાદ્રપદ આઠેમે કોટી ઘણું ॥ તે દીન પીતૃને અર્પેજળ ॥ થાયસો ગયા શ્રાધનું ફળ ॥૪॥ સ્નાનનીત્ય ક્રીયા કરી જાણ ॥ કૃત સૂતીકા ગૃહ નીરમાણ ॥ પુંજા દ્રવ્ય ષોડસ ઉપચાર ॥ અષ્ટફળ મીષ્ટદ્રવ્ય અપાર ॥૫॥ આસન પાદ્ય મધુપ્રકવ વસંન ॥ અર્ઘ્ય પાચ મન સ્નાન પ્રયન ॥ ગંધ પુષ્પ નૈવેદ્ય લેપન ॥ તાંબુળ ધુપદીપને ભૂષણ॥૬॥ ઈતીસોડસ પ્રકાર ॥ એવીધી પ્રભુ પુંજા કરે ॥ સ્તુતી કરી હરી ધ્યાન ધરે ॥ હાથ જોડી મસ્તકમહી ધાર ॥ દંડવત કરે નમસ્કાર ॥૭॥ દીયે વીપ્રનેમાની ભગવંન ॥ વીવીધ દાન યથા સંપન્ન ॥ ભકિત ભાવે પ્રભુ ગુણ ગાયે ॥ કથા સાંભળે જન્મ અધ્યાયે ॥૮॥ દર્ભ આસન કરી સુખકારી॥ કરે જાગરણ વૃતધારી॥ પ્રભાતે ઉઠી કરે સૌચ સ્નાન ॥ સહાનંદ પૂજે ભગવાન ॥૯॥ વલણ ભગવાન પૂજા ભાવે કરી ॥ રાખે હરીચરણે મનરે ॥ બ્રાહ્મણને ભોજન કરાવી ॥ કરે હરીનું કીરતનરે ॥૧૦॥ કડવું (૨)॥ રાગ આસાવરી ॥ નારદ ઉવાચ પૃતકાળ વેદોકત કહો મુનીજી ॥ જે કહ્યું સંહીતા પુરાતનીજી ॥ અપવાસ જાગરણ ફળજી॥ તેદીન ભક્ષદોસ સકળજી ॥૧૧॥ ઢાળ નારાયણ ઉવાચ ॥ અષ્ટમીનક્ષત્ર સંયુત ॥ અર્ધનીશીએ જુએ સુખકાર ॥ તે મુખ્યકાળ વીશે પ્રગટયા ॥ હરી પોતે જગદા ધાર॥૧૨॥ જયકરતાને પુન્યકારી॥ એને જાણી માહાસુખદાની ॥ તે વીશે વૃત આચરીને ॥ કરે જાગરણજ નજ્ઞાની ॥૧૩॥ સર્વકાળ વીશે મુખ્યછે એ ॥ પ્રધાન સર્વ મત જાણ ॥ એપ્રકારે વેદવીદ વાંણી ॥ કહ્યું વિધીચે પૂર્વ પ્રમાણ ॥૧૪॥ સદ્ય તેને ત્યાગ કરવી ॥ સપ્તમીસહ અષ્ટમી-

દ ॥ અવીધાષ્ટમી રોહીણી વીશે ॥ પ્રગટ થયા દેવકીનંદ ॥૧૫॥ તીથી અંતેહરી સ્મરીને ॥ કરવું દેવાદી અરચંન ॥ પારણું પાવન વ્રતનુંતે ॥ કરે સર્વપાપ પ્રનાસંન ॥૧૬॥ રાત્રીએ ન કરવું પારણું ॥ કરે દોશમાહા થાયે ॥ રોહીણી બુધ યુક્ત આઠેમ ॥ જયંતી વૃત કહેવાય ॥૧૭॥ વ્રતીવ્રત કરે તે વીશેજે ॥ તેનો ગર્ભવાસ નહી હોયે ॥ ઉદય અષ્ટમી હોય કીંચીત ॥ નૌમીસકળ દીનસાએ ॥૧૮॥ ભક્ષનું માહાપાતક હોયે ॥ વીટમુત્ર સમફળજળ ॥ તો અંનભક્ષનું પાતકતે ॥ શું કહીએ નારદ સાંભળ ॥૧૯॥ શુદ્ધ જન્માષ્ટમી વીશેજન ॥ કરે જાગરણ વૃતજેહ ॥ સતજન્મ કૃત જે પાતક ॥ સઘનાંશ થાયે સહુ તેહ ॥૨૦॥ અશ્વમેધફળ થાયે તેને ॥ વીના જાગરણ કરે ઉપવાસ ॥ બાળયુવા વૃદ્ધનું હોયે ॥ સસજન્મનું પાતક નાશ ॥૨૧॥ શ્રીકૃષ્ણ જન્મ દીવશે કેરો ભોજન અધમનર જેહ ॥ પચુયોની વીશે પ્રગટે ॥ બ્રહ્મહત્યા પામેસત તેહ ॥૨૨॥ સ્વાન હોય સત જન્મવળી ॥ સસજન્મ પ્રગટે સંગાળ ॥ સસજન્મ હોયે વાયસતે ॥ વળી સસજન્મ હોયેવ્યાળ ॥૨૩॥ ત્યાર પછી નરહોય મુકો ॥ તેગળત કુષ્ટસદાતુર ॥ ત્યાર પછી હોયે પસુઘાતી ॥ પછી વ્યાંલગ્રાહી માહાકુર ॥૨૪॥ વળી તસ્કર હોય પ્રાણી ॥ ધર્મહીનતે નરંદ્રીકાર ॥ ત્યારપછી હોયેરજકતે ॥ વળી થાયેજન તૈલકાર ॥૨૫॥ તે થકી ઉપરાંત દેવનો ॥ સેવક બ્રાહ્મણ હોયે એહ ॥ ઉપવાસ સત્તા નહીં હોયતો ॥ એક બ્રાહ્મણ જમાડે તેહ ॥૨૬॥ એ સર્વે કહ્યું વત્સતને તે ॥ મેં સાંભળ્યું ધર્મ મૂખવાણી ॥ વૃત ઉપવાસ પુજાનોએ ॥ સહુ કહ્યો પ્રકાર વખાણી ॥૨૭॥ વલણ ॥ રાણીગુલાબબા નીત્ય પ્રત્યે ॥ સ્રવણં કરે કૃષ્ણકથાયરે ॥ માન કહેકથા થયો ॥ પૂર્ણ અષ્ટમો અધ્યાયરે ॥૨૮॥ ઈતીશ્રી.

## અધ્યાય ૯ મો.

કડવું (૧) . રાગ આસાવરી. નારદ ઉવાચ. થાપી ગોકુળ કૃષ્ણસ્વમેવજી ॥ યશોદા મંદીરે વસુદેવજી ॥ ગયા સ્વગૃહ પછે નંદ દ્વારજી ॥ સુતઉત્સવ કોણ પ્રકારજી ॥૧॥ ઢાળ. તાંહાં શું કરે શ્રી હરી રહ્યા ॥ કેટલાંક વરસ ભગવંન ॥ બાળ ક્રીડા કેમ કરી પ્રભુ ॥ તે ક્રમે વરણવો મુનીજંન ॥૨॥ પુર્વે પ્રતીજ્ઞા હરી કરી ॥ ગોલોક વિશે રાધીકા સાથ ॥ વનમાં તે પ્રતીજ્ઞાનું કેમ ॥ કર્યું પાલણ તે યદુનાથ ॥૩॥ વૃંદાવન વાસ કેમ કર્યો ॥ રાસમંડળનોતે પ્રકાર ॥ રાસક્રીડા જળક્રીડા સહુ ॥ વરણવો વીશ્વાધાર ॥૪॥ નંદ યશોદા શું તપકર્યું ॥ વળી શું કર્યું રોહીણી માત ॥ હરી પુર્વે બળરામ પ્રગટયા ॥ કોણ પુન્યથી જગતાત ॥૫॥ ॥નારાયણ॥ ઉવાચ.સાંભળ યશોદા નંદ તપ ॥ વળી કહું રોહીનું જેહ ॥ નંદ વસુદ્રોણ નામે તેની॥ પત્નીધરા યશોદા તેહ ॥ ॥૬॥ રોહીણી સર્પ માતા તેનું ॥ કંદ્રુ નામ કસ્યપની નાર ॥ એના જન્મચરીત્ર જાણુ-

તું ॥ સાંભળ તેનો કહું વિસ્તાર ॥૭॥ એક સમે ધરાદ્રોણ બન્યો ॥ પર્વતગંધ માદન જેહ ॥ પવીત્ર ભરતખંડે ગયાં ॥ ગૌતમને આશ્રમે તેહ ॥૮॥ માહાતપ કર્યો તાંહાં રહી ॥ તેણે વરસ દસહજાર ॥ શ્રી કૃષ્ણ દર્શણ કારણ ॥ નીરજન પભાત્રટ મોજાર ॥૯॥ હરી ન દીઠા ધરાદ્રોણે ॥ તાંહાં વરસ બહુ વહી ગયાં॥ કર્યો અગ્નીકુંડ વૈરાગ્યથી॥ માંહે પવેશ તત્પર થયાં ॥૧૦॥ મૃત્યુ પામતાં દીઠાં ત્યારે ॥ ગગનવાણી થઇ ત્યાંહે॥ પૃથ્વી વીષે હરી જોશો તમો ॥ પુત્રરૂપે ગોકુળ માંહે ॥૧૧॥ યોગી ધ્યાને કરી જાણે ॥ જેને બ્રહ્મા વંદના કરે ॥ વીજ્ઞાની વંદે નીત્ય પ્રભુને ॥ તમો જોશો હરી જન્માંતરે ॥૧૨॥ એ પ્રકારે સાંભળી તાંહાંથી ॥ ગયા સ્વાળય થઈ પ્રસન્ન ॥ તપ ફળે ધરાદ્રોણ બન્યો ॥ પામ્યા હરી મુખ દરસંન ॥૧૭॥ યસોદાનંદનું ચરીત્ર એ ॥ તને નારદ કહ્યું વખાણી ॥ દુર્લભ દેવને રોહીણીનું ॥ કહું ચરીત્ર સાંભળ વાણી ॥૧૮॥ એક સમયે દેવ માતાને ॥ પુષ્પ ઉત્સવ દીન પ્રમાણ ॥ મુની કસ્યપને તાંહાં તેણે ॥ ચર મોકલ્યો કરવા જાણ ॥૧૯॥ સ્નાન કરી તાંહાં માહાદેવી ॥ રત્નભુષણ સુંદરધારી ॥ કરી વિવિધ વેશ જુએ લઈ ॥ દરપણે વદન નીહારીં ॥૨૦॥ કસ્તુરી સહ સીંદુર બીંદુ ॥ શોભે કુંડળ સશી સ્વરૂપ ॥ ગજમુકતા નાસીકા રાજીત ॥ પ્રફુલ્લ પદ્મ નેત્ર અનુપ ॥૨૧॥ સરદ ચંદ્ર આનનરાજે ॥ દસન દાઢીમબીજ સોહે ॥ પકવ બીંબાધર મનોહર ॥ માહા સુંદર મુનીમન મોહે ॥૨૨॥ એવું મુખ જોઈ સુંદરી ॥ ગૃહ વિષે 'ઇચ્છે મન ક્રીડા ॥ જુએછે પતી માર્ગ રહી ॥ થાય કામબાણની પીડા ॥૨૩॥ સાંભળ્યું અદીતી કસ્યપે ॥ કંદુ લઈ વક્ષસ્થળ સ્થાપીં ॥ સાધ્વી સ્વામીને ન કહ્યું કાંઈ ॥ સર્પમાતાં કોપ કરી શ્રાપી ॥૨૪॥ અધર્મી તુંછે ધર્મનાસીની॥દેવાલયે તારૂં નહીં કામ ॥ દુરજા તું સ્વર્ગ લોકથી ॥ મહીમે માનવી યોની પામ ॥૨૫॥ એ પરમાણે ચરથી સાંભળ્યું ॥ દેવમાતાએ દીધોછે શ્રાપ ॥ થઈ મનુષ્ય મૃત્યુલોકે જાતું ॥ કંદું મન પામી પરી તાપ ॥૨૬॥ કસ્યપે તાંહાં કંદુબોધી॥ સર્પમાતા વિવિધ પ્રકાર॥કાળે મૃત્યલોક પામસે તું॥ હું સાથે સુમુખી નીરધાર ॥૨૮॥ ત્યાગી ભયને પામ આનંદ ॥ જોસે હરીમુખ સુખકંદ ॥ એમ કહી પછી અદીતીને ॥ ગૃહ ગયા ત્યાંથી વિધીનંદ ॥૨૯॥ વાસના પુર્ણ કરી તેહેની ॥ તાંહાં જઈ મુની નીરવાણ ॥ તે ગર્ભ વિષે થયા પ્રગટ ॥ સુરશ્રેષ્ટ મહેંદ્ર તે જાણ ॥૩૦॥ અદીતી પોતે થયાં દેવકી ॥ રોહીણી થયાં સુર્પની માત ॥ વસુદેવતે કસ્યપ થયા ॥ માહાપુરૂષ કૃષ્ણના તાત ॥૩૧॥ પરમ ગોપ્ય રહસ્ય જેતે ॥ મેં કહ્યું નારદ સુખદાન ॥ હવે કહું બળદેવનું તે ॥ જન્મ ધર્યું શેષ ભગવાન ॥૩૨॥ સહસ્ર શીષ અનંત પ્રભુ ॥ ભુધર ભુભારહર ભુપ ॥ રોહીણી વસુદેવ ગ્રહીણી ॥ પ્રીયા મહા મનોહરરૂપ ।૩૩। ગોકુળ જઈ રહી સાધ્વી ॥ વસુદેવ આજ્ઞાધારી ॥ કંસ ભયથી ગઈ નારદ ॥ સંકરષણ રક્ષણકારી ॥૩૪॥

ગર્ભ સમયો દેવકીનો ।। માયા કૃષ્ણ આજ્ઞા સેવી ।। લઈ રોહીણી જઠરે મુકયો ।। જઈ ગોકુળ વિષે માહાદેવી ।।૩૫।। થાપી ગર્ભને કૈલાસ ગઈ।। નંદ મંદીરે રોહીણી માત ।। દીનાંતરે પૂર્ણ માસ થવે ।। પુત્ર પ્રગટ થયા જગતાત ।।૩૬।। પ્રસન્ન મુખ પ્રભુ જન્મ થવે ।। સર્વ દેવ મુદીત અપાર ।। દુંદુભી આનક આદી બહુ ।। સ્વર્ગ વાજીત્રનાદ ઉદાર ।।૩૭।। જયશબ્દ શંખશબ્દ કરે ।। દેવ હર્ષયુક્ત સુખમાન ।। નંદ મુદીત વીપ્ર આદીને ।। બહુ વિવિધ આપે દાન ।।૩૮।। છેદનાડી ધાત્રી બાળને ।। સ્નાન કરાવે સુખકાર ।। જયશબ્દ કરે સહુ ગોપી ।। અંગભુષણ રાજે અપાર ।।૩૯।। પર પુત્રનો ઉત્સવ એવો ।। નંદ કરે પરમ ઉદાર ।। આપે યશોદા બહુ ગોપીને ।। વળી બ્રાહ્મણને સુખસાર ।।૪૦।। ધનાદી બહુ વિવિધ વસ્તુ ।। તેલ સીંદુરાદી સુભજાણ ।। એ પ્રકારે વત્સ કહ્યું તને ।। યશોદાનંદ તપ પ્રમાણ ।।૪૧।। વલણ. જન્મ બળભદ્રનું કહ્યું ।। રોહીણી ચરીત્ર ઉદારરે।। હવે કહું મુની સાંભળો।। નંદપુત્ર ઉત્સવ અપારરે ।।૪૨।। કડવું(૨) રાગ મારૂ ।।

સુખદામોક્ષ દાતાછે સાર ।। જન્મમૃત્યુ જરા નીસ્તારે ।। કૃષ્ણચરીત્ર મંગળ ધામ ।। જન વૈષ્ણવનો વીશ્રાંમ ।।૪૩।। અસુભ સકળને ભયહારી ।। હરીભકિત દાતા સુખકારી ।। વસુદેવ પોતે જઈ કરી ।। નંદ મંદીર મુક્યા શ્રીહરી ।।૪૪।। લઇ બાળા તાંથી તતખેવ ।। ગયા નીજ મંદીર વસુદેવ ।। ગૃહપ્રત્યે પોહોંચ્યા આનંદ ।। પછી તાંહાં યશોદાનંદ ।।૪૫।। પ્રભુ પ્રગટયા સુતીકાગાર ।। માહા મંગળ જેજેકાર ।। શ્રેષ્ટ પુત્ર દીઠાછે અનુપ ।। નવનીરદ શ્યામ સ્વરૂપ ।।૪૬।। અતી સુંદર દીગાંબર ।। જુએછે તે ગૃહશીખર ।। શોભે સરદ ચંદ્રવદન ।। નીલ પદ્મ વીસાળ લોચંન ।।૪૭।। રૂવે હસે હરી માહા ભુજ ।। રકત કોમળ ચર્ણાંબુજ ।। દાસી નવડાવે મન આનંદ ।। જોઈ હર્ષે યશોદાનંદ ।।૪૮।। ધરી ગોપી સોળેશણગાર ।। ગતી કરત ચળત કુચભાર ।। વીપ્ર વધુ મુદીત માહામંન ।। કરે શીશુને આશીર વચંન ।।૪૯।। હર્ષે કોઈ યસ ઉચરે ।। નંદ સ્નાન કરી પટ ધરે ।। પરંપરા કુળ વીધી કરે ।। વિપ્ર જંમાડે આનંદલેર ।।૫૦।। વાજે વાજા નંદને ભવંન ।। આપે બંદીઓને બહુ ધંન।। નંદ આનંદનો નહીં પારા।। આપે વીપ્રને ધન અપારા।।૫૧।। રત્નપ્રવાળ ને જવેરાત ।। હીરા મોતી તે વિવિધભાત ।। તલ પર્વત સમ સુમન ।। મુની આપે બહુ કાંચન ।।૫૨।। રૂપુ ધાંન્યને વસ્ત્ર અપાર ।। ગૌસહશ્ર સહ અલંકારા।। દધી દુગ્ધ સર્કરાસ મીત ।। ।। ઘૃતમધુ વળી નવનીત ।।૫૩।। મીષ્ટાંન સ્વાદુ નાના રંગ ।। મહી વાયુવેગ નાતુરંગ ।। તાંબુલ તૈલાદીક અપાર ।। આપે બ્રાહ્મણને સુખકાર ।।૫૪।। બ્રાહ્મણમંત્ર જ્ઞાતારે માહાન ।। નીગમઆગમ સરવનું જ્ઞાન ।। ચતુરવેદનો પાઠતે કરી ।। કરે નીરૂપણ શ્રી હરી ।। ૫૫।। ભક્તિ એ બ્રાહ્મણનીજ દ્વાર ।। નંદ પુજેછે દેવ અપાર ।। ગોપાળીકા ગ્રંથ અમીત ।। સહુ રત્નાભર્ણ ભુષીત ।।૫૬।। ગોપ સમુહ માહાધીર ।। શીઘ્રે આવ્યા

નંદ મંદીર ॥ આં નંદ્ધામૃ સુખ ઉમંગ ॥ પુલકાંચીતછે સર્વાંગ ॥૫૭॥ મન આનંદ માહા ગંભીર ॥ વળી આવ્યા નંદ મંદીર ॥ વીમ પત્ની પ્રત્યે આનંદ ॥ આવીને નીરખે સુખકંદ ॥૫૮॥ બાળવતી બાળક સંયુક્ત ॥ આવી જોવા યશોદા સુત ॥ તેને વસ્ત્ર તે વિવિધ વર્ણ ॥ આપ્યાં બહુ રત્ન આભર્ણ ॥૫૯॥ દઇ આશીશ સમરી ઈષ્ટ ॥ સર્વે જુએ બાળ એકનીષ્ટ ॥ માહા હર્ષ યશોદાને નંદ ॥ વ્રજવાસીને બહુ આનંદ ॥૬૦॥ જ્ઞાતા જોશી તે બહુ આવી ॥ કહે સુભાસુભ ભુતભાવી ॥ બાળ વૃદ્ધી પામશે તેમ ॥ શુક્લપક્ષનો ઈંદુ જેમ ॥૬૧॥ માતા પાસે બાળ ભગવાન ॥ કરે પ્રભુ પયોધર પાન ॥ યશોદા રોહીણી સુખકંદ ॥ પુત્રઉત્સવ માહાઆનંદ ॥૬૨॥ તૈલ સીંદુરને તાંબુલ ॥ આપે વિવિધ વિધ દુકુળ ॥ દઈ આશીસ મંગળ ગાયે ॥ ગોપ ગોપી સ્વમંદીર જાયે ॥૬૩॥ યશોદા રોહીણી ને નંદ ॥ રહ્યાં મંદીરે પરમાનંદ ॥ કહે મંગળ જેજે વેણ ॥ સહુ સમરે નારાયેણ ॥૬૪॥ વલણ. નારાયણ નૃપના રાણી ॥ સુણો ગુલાબબા કૃષ્ણ કથાયરે ॥ કૃષ્ણ પ્રેરીત માનકહે ॥ પુર્ણ થયો નવમો અધ્યાયરે ॥૬૫॥ ઇતીશ્રી.

## અધ્યાય ૧૦ મો.

કડવું (૧) રાગધનાશ્રી શ્રીનારાયણ ઉવાચ. કંસ સભામધે અનુપજી॥ સ્વર્ણ સીંહાસન બેઠો ભૂપજી ॥ અસરીરી બ્રહ્મવાણીજી ॥ સાંભળી તે ગગને વખાણીા॥૧॥ ઢાળ વાણી સાંભળી એવી નારદ ॥ શું કરે મુઢ ચીંતા અપાર ॥ પ્રગટયો ધરણી મેં કાળ તારો ॥ રહ્યા રાધાપતી નીરધાર ॥૨॥ નંદને પૂત્ર આપી કરી ॥ વસુદેવ તારી પાસ ॥ કન્યાઆણી આપી તુજને ॥ પોતે થઈ બેઠા નીરાસ ॥૩॥ માંયા કન્યારૂપ થઈ છે ॥ હરી ધર્યું કૃષ્ણશરીર ॥ ગોકુળેતવ નાશ કરતાં ॥ વૃદ્ધી પામે નંદમંદીર ॥૪॥ દેવકીનો ગર્ભ સપ્તમો ॥ નાશ સાંભલ્યોએ જુઠી વાત ॥ તે લઈ રોહીણીજ ઠરે મુકયો ॥ યોગ માયા જઈસાક્ષાત ॥૫॥ તાહાં પ્રગટયા શેશ અંસ પોતે ॥ બળદેવ માહાબળવાના॥ ગોકુળે બેઉ વૃદ્ધીપામે ॥ કાળ તારા તે સતમાન ॥૬॥ સાંભળી વચન કંસ કાપ્યો ॥ માહા શોકાતુર થયો જાણ ॥ વીષય ભોગ કંઇન રૂચે ॥ બહુ ચીંતાવ્યાપી નીરવાણ ॥૭॥ પુતનાને ત્યાં તેડી રાજા ॥ માહાપ્રેમ યુક્ત કરીમંન ॥ ભગનીને કહે સભામધ્યે ॥ બહુ નીતી નમ્ર વચંન ॥૮॥ કંસ ઉવાચ હે પુતનાતુ ગોકુળજાને ॥ કારણ કાજ નંદમંદર॥ વીષયુક્ત સ્તન કરીનોપુત્રોને પાતું વીષ ક્ષીરાંહ॥ મનવાંછીત કરી શકેતું ॥ માયાશાસ્ત્ર ચતુરછે સતી ॥ માયા માનુષરૂપ ધરીને ॥ વૃજવીશે સીધ્રેકર ગતી ॥૧૦॥ દુરવાસાથી માહામંત્ર પામી ॥ સર્વ સ્થાને ગતીછે તાહારી ॥ સર્વરૂપ ધરી શકેછે તું ॥ માહાશ્રેષ્ટ માયાકારી ॥૧૧॥ એમકારે તેને કહી રહ્યા ॥ મહીપસભા મધ્યે નારદ ॥ કરી પ્રણામ પુતના ચાલી ॥ મનગર્વમાયા વીસારદ ॥ ૧૨॥ તમ કાંચન વર્ણ

કાંતી ॥ નાનાભુષણ ભુષીતસાર ॥ માલતી સુમન શીષધારી ॥ કબરી સોભીત અપાર ॥૧૩॥ કસ્તુરી બીંદુસહ રાજીત ॥ બહુ સીંદુર બીંદુધરે ॥ માહામનોહર રસનાએ ॥ બહુ ગાન માધુર કરે ॥૧૪॥ ગોકુળ ગઇ તે તાંહાં દીઠો ॥ નંદાસ્રમ મનોહર જાણ ॥ દીવ્ય રચીત માહાસુંદર ॥ વીશ્વકર્મે કર્યો નીરમાંણ ॥૧૫॥ ઇંદ્ર, નીળને, મરકંત, મણી॥ વળી પદ્મરાગ બ્રાજીત ॥ સુવર્ણકળસ દીવ્ય સોભે ॥ ચીત્ર સેખર સ્વેત વીરાજીત ॥૧૬॥ ઉર્ધતા ગગન પરસતી ॥ ચતુરદ્વાર યુક્ત સોભીત॰॥ દ્વારપાળ બહુ રહ્યાછે તાંહાં ॥ ગોપીકા ગાયે સુભગીત ॥૧૭॥ મુકતા માણીકને રત્નધન ॥ વળી સ્વર્ણ પાત્રછે અપાર ॥ ધેનું કોટી યુકત મનોહર ॥ ગોપ સેવક બહુ સુખકાર ॥૧૮॥ પુતના આસ્રમ વિષે પેઠી॥ સુંદરરૂપ અંગ આભર્ણ ॥ તે જોઈ ગોપ ગોપીએ જાણ્યું ॥ પદ્મા આવી કૃષ્ણ દર્ષણ ॥૧૯॥ પ્રણામ કરીને ગોપ ગોપી ॥ તેને પુછેછે કુશળક્ષેમ ॥ સીંહાસન આપ્યું બેસવાને ॥ છે સરવને મન પ્રેમ ॥૨૦॥ પુછે તેને તમો કાંહાં રહો ॥ કયાંથી આવ્યાં છો કોણ કામ ॥ સર્વ વિસ્તાર કહો હમને ॥ વળી કહોને તમારૂં નામ ॥૨૧॥ વચન ગોપીના સાંભળી તે ॥ બોલી માહા મનોહર વાણ ॥ મથુરાં નીવાસ મ્હારો ગોપી ॥ છઊં વીપ્ર કામીની જાણ ॥૨૨॥ સાંભળી વાણી લોક મુખથી ॥ મન આલ્હાદ મંગળકારી ॥ વૃધાપ કાળે નંદને તાંહાં ॥ થયો પુત્ર આશ્ચર્ય અપારી ॥૨૩॥ સાંભળી આવી તેને જોવા ॥ કરવા તે આશીસ વચન ॥ તે પુત્ર આણી આપો મુજને ॥ કરૂં આસીશ જોવું વદન ॥૨૪॥ બ્રાહ્મણીના વચન સાંભળી ॥ યસોદા મન હર્ષ અપાર ॥ પ્રણમિપુત્ર આણી આપ્યો તે ॥ લઈ કરે ચુંબન વારંવાર ॥૨૫॥ હરીને સ્તન પાન કરાવે ॥ પરમ પુન્યવાન એ સતી ॥ અહો અદ્‌ભુત આ તવ બાળક ॥ સાંભળ યશોદા ભાગ્યવતી ॥૨૬॥ આ બાળમાં નારાયણ ગુણ ॥ વીપ્ર પ્રીયા કહે આવી વસે ॥ વીષસ્તનપાન કરે કૃષ્ણ ॥ રદય રહ્યા પ્રભુજી હશે ॥૨૭॥ તેના પ્રાણ સહપાન કરે ॥ બહુ પિડીત થઈ સાધવી.॥ ત્યાગ કરી બાળકને વળી ॥ તજી પ્રાણને પડતી હવી ॥૨૮॥ ભયંકર આકાર તેનો ॥ ને ઊંચુ વદન મુનીસ ॥ સ્થુળ દેહનો ત્યાગ કરીને ॥ માહા દિવ્ય દેહ પ્રવીશ ॥૨૯॥ રથ આરોહણ થઈ સીધે ॥ રત્નસાર નીરમીત જાણ ॥ મુખ્ય સેવક રહ્યા સાથે ॥ માહા મનોહર નીરવાણ ॥૩૦॥ સ્વેત ચાંમર લક્ષ સોભીત ॥ વળી દર્પણ લક્ષ રાજીત ॥ દીવ્ય અંબર સુક્ષ્મ સાજીત ॥ તે જળહળ જોત બ્રાજીત ॥૩૧॥ ચીત્ર વિચીત્ર કળશ સોભે ॥ સત ચક્ર રત્નમય સાર ॥ તે રથે બેસી ચાલી ત્હાંથી ॥ સર્વોત્તમ ગૌલોકે તે નાર ॥૩૨॥ અદ્‌ભુત દેખીને ગોપ ગોપી ॥ સર્વ થયાં તે વિસ્મય મન ॥ તે સર્વ સમાચાર સાંભળી ॥ થયો વિસ્મય કંસ રાજન ॥૩૩॥ યશોદા લઈ સ્તન મુખ આપી ॥ કર ફેરવે કૃષ્ણને શીશ ॥ મંગળ નાના વિધ કરે ને ॥ સૌ વિપ્રદારા દે આશીશ

॥૩૪॥ નારદ તેનાં દેહને કરે ॥ તાંહાં દહન નંદસાનંદ ॥ ચંદ નાગરૂ કસ્તુરી સમ ॥ સુગંધ પ્રાપ્ત સુખકંદ ॥૩૫॥ નારદ ઉવાચ. નારાયણ એ રાક્ષસીરૂપ ॥ કોણ પુન્યે સુગંધ શરીર ॥ કેમ હરી દર્શણ પામી ॥ વળી તે ગઈ કૃષ્ણમંદીર ॥૩૬॥
શ્રી નારાયણ ઊવાચ. બળીયજ્ઞ વિષે વામનનું ॥ જોઈ રૂપ મનોહર તન ॥ બળી કન્યા રત્નમાળા તેને ॥ પુત્ર સ્નેહ પ્રગટયો છે મન ॥૩૭॥ પુતના રાક્ષસી થઈ મુની ॥ તેનું કૃષ્ણે કર્યું સ્તનપાન ॥ ભકતી માત્રથી તે ગતી પામી ॥ ભજ્યાવીના કૃષ્ણ ભગવાન ॥૩૮॥ એ પ્રકારે સઊ કહ્યાં તુજને ॥ શ્રી કૃષ્ણના ગુણ વખાણી ॥ અતી ઊત્તમ માહા મનોહર ॥ તને કથા કહી સુખ ખાણી ॥૩૯॥ વલણ. રાણી ગુલાબબા નીત્ય પ્રત્યે ॥ સુણે રાધા કૃષ્ણ કથાયરે ॥ કૃષ્ણ કૃપાથી માન કહે થયો ॥ પૂરણ દશમો અધ્યાયરે ॥૪ ॥ ઇતીશ્રી.

## અધ્યાય ૧૧ મો.

કડવું ૧ લું. રાગ દેશાખની ચોપાઈ. શ્રી નારાયણ ઊવાચ. એક સમય ગોકુળમાંહી ॥ નંદ પત્ની યશોદા ત્યાંહી ॥ ગૃહકૃત્ય કરીને ઉમંગ ॥ સાધ્વી પુત્ર લીધો છે ઉછંગ ॥૧॥ ત્રણાવર્ત્ત વાયુરૂપ ધારી ॥ આવ્યો ગોકુળમાં દુઃખકારી ॥ શ્રી હરી મનમાં જાણી રહ્યા ॥ ભારયુક્ત પોતે બહુ થયા ॥ ॥ ભારાક્રાંત યસોદા તે કાળ ॥ તેણે ઊતાર્યો ખોળેથી બાળ ॥ તેને સયન કરાવી જાયે ॥ યમુના પ્રત્યે તે રૂશીરાયે ॥૩॥ એટલામાં આવ્યો તાંહાં કુર ॥ વાયુરૂપ ધરીને અસુર ॥ તેણે આવી ભ્રમાવ્યો ત્યાં તન ॥ ગયો અસુર સતયોજન ॥૪॥ વૃક્ષો ભાગ્યાં ઉડી બહુ ધુળ ॥ અંધીભૂત થયુંરે ગોકુળ ॥ માયાવઈ બહુ માયા વિસ્તારી ॥ પછી પડયો તાંહાં દુખકારી ॥૫॥ પ્રભુ સ્પર્સ થયો છે શરીર ॥ તે પણ ગયો હરી મંદીર ॥ ચઢી બેસી માહા રથ પર્મ ॥ ક્ષય કરી પોતાનાં કર્મ ॥૬॥ પાંડ્યદેશ ભૂપ માહાસુર ॥ દુરવાસા શાપે તે અસુર ॥ શ્રીકૃષ્ણ ચર્ણ સ્પર્સ અનુપ ॥ કરવા ગોકુળ આવ્યો ભુપ ॥૭॥ વાયુરૂપ વેગ માહા બળ ॥ ગોપ ગોપી તે ભય વિન્હળ ॥ સર્વ ખોળે છે બાળ રતન ॥ જ્યાંહાં કરાવ્યું હતું સયન ॥૮॥ મુરછાંગત થયા કોઈ જન ॥ કોઈ કરવા લાગ્યાં રૂદન ॥ દીઠા સર્વાંગ ધુળ ધુસર ॥ રહ્યા પુષ્પ વૈમાન અંતર ॥૯॥ ગૃહી લઈ બાળકને નંદ ॥ હૃદયે ચાંપ્યા બાળમુકંદ ॥ તેને જોઈ જોઇ રૂષીસુર ॥ રૂદન કરેછે શોકાતુર ॥૧૦॥ યસોદા રોહીણી તતકાળ ॥ રૂદન કરે તે દેખી બાળ ॥ લઈ કરીને ખોળામાં તન ॥ વારંવાર કરેછે ચુંબન ॥૧૧॥ માહા મંગળ કરાવી સ્નાન ॥ સ્તન આપી કરાવેછે પાન ॥૧૨॥ ઉચ્છંગ પ્રભુ સાક્ષાત ॥ મુખ પ્રસન્ન જુંએછે માત ॥૧૨॥ શ્રી નારદ ઉવાચ. પાંડય ભૂપતી શું કર્યું પાપ ॥ કેમ દુર્વાસાએ દીધો શ્રાપ ॥ કહો નાથ વિસ્તારીને તેહ ॥ ઇતિહાસ પુરાતન જેહ ॥૧૩॥

શ્રી નારાયણ ઉવાચ. પાંડયદેશ ભૂપ સુખકારી ॥ ઇંદ્ર જેવો પ્રતાપ અપારી ॥ લઇ સહસ્ર કામની સંગ ॥ કામબાણ પીડીત છે અંગ ॥૧૪॥ મનોહર સદા નીરંજન ॥ ગયો પરવત ગંધમાદન ॥ બેસી પુષ્પ વૈમાન અનુપ ॥ જઈ વિહાર કરે તાંહાં ભૂપ ॥૧૫॥ તાંહાં કરેછે નાના પ્રકાર ॥ વીપરીતાદી ભૂપ શૃંગાર ॥ નખદંત ક્ષતાંગ અનુપ ॥ માહા યોગીંદ્ર ભૂપ સ્વરૂપ ॥૧૬॥ વિહાર કરેછે નાના થળ ॥ વળી ક્રીડા કરે જઇ જળ ॥ સઉ નારી વીવસ તે સંગ ॥ થઇ નગ્ન નૃપ સર્વાંગ ॥૧૭॥ કરે ક્રીડા મનોહર નીર ॥ સુભ પુષ્પભદ્રા નદીતીર ॥ તાંહાં થઇ રહી રંગ ધુની ॥ એટલે આવ્યા છે માહામુની ॥૧૮॥ લક્ષ સીસ્ય સહિત તે જાય ॥ સીવાલય પ્રત્યે રૂશીરાય ॥ જોઇ મદોન્મત અપાર ॥ ઉઠી કર્યા નહીં નમસ્કાર ॥૧૯॥ જોઈ ક્રોધ થયો કોપરૂપ ॥ દુર્વાસાંએ શ્રાપ્યો ત્યાંહાં ભુપ ॥ થાતું અસુર માહા પાપીષ્ટ ॥ થઇ સમગ્ર યોગથી ભ્રષ્ટ ॥૨૦॥ શ્રી હરી પાદ સ્પર્શ અનુપ ॥ કરવા ગોકુળે આવ્યો તે ભૂપ ॥ નારી વૃંદ તમો સહુ જાઓ ॥ નૃપ ગૃહે નૃપ કન્યા થાઓ ॥૨૧॥ એમ કહી ગયા મુનીનાથ ॥ સીવાલયે શીષ્ય લઇ સાથ ॥ હા હા શબ્દ કરે શીષ્ય ધીર ॥ તાંહાં ભૂપ રૂએ સરીતીર ॥૨૨॥ વળી રૂવે રમણી અપાર ॥ રમણ શ્રેષ્ટ કરી ઉચ્ચાર ॥ તમો વિના અબળાનો સાથ ॥ કાંહાં રેહેશે તમો કાંહાં નાથ ॥૨૩॥ રાજ્ય કેવારે કરસો તમો ॥ ક્યારે ગૃહ વીશે આવું હમો ॥ નાથ સરદ ચંદ્રવદન ॥ ક્યારે થશે પ્રભુ દર્શન ॥૨૪॥ એમ કહી રૂવે નારી સાથ ॥ કહીને આગળ નીજ નાથ ॥ સર્વ અબળા મુર્છા પામી ॥ ધરી રાખી સરીતીર સ્વામી ॥૨૫॥ અગ્નીકુંડ કરી તાંહાં ધીસ ॥ સર્વ નારી સહીત મુનીસ ॥ હરી સુંમરી મનમાં મહીપ ॥ પ્રવેસીત પાવક પ્રદીપ ॥૨૬॥ સ્થીત ગગન વૈમાન સંકુળ ॥ હાહાકાર કરે સઉસુર ॥ કહે મુંની ભલા ભગવાન ॥ દૈવ ગતી માહા બળવાન ॥૨૭॥ તે રાજા ત્રણાવર્ત્ત અસુર ॥ પોતે ગયો શ્રી હરી મંદીર ॥ નારીને મુનીએ કહ્યું જેમ ॥ તે પ્રગટ થઈ સહુ તેમ ॥ ॥૨૮॥ એ પ્રકારે સરવ ઉત્તમ ॥ કહ્યું શ્રી હરીનું મહાતમ ॥ કહ્યું નૃપ દુઃખ નીવારણ ॥ વળી મુનીનું શ્રાપ કારણ ॥૨૯॥ ॥ વલણ ॥ કારણાવતાર કૃષ્ણકથા ॥ હરિ કૃપાથી માન ગાયરે ॥ સાંભળો ગુલાબબા થયો અંતે ॥ પુર્ણ એકાદશમો અધ્યાયરે ॥૩૦॥ ઇતિશ્રીઃ

## અધ્યાય ૧૨ મો.

કડવું (૧) રાગ કાફી. શ્રી નારાયણ ઉવાચ. એક સમે લઈ ગોવીંદજી ॥ યસોદા તે સહ આનંદજી ॥ જાણી ક્ષુધીત જગજીવંનજી ॥ સ્તન આપ્યું હરીને વદંનજી ॥૧॥ ઢાળ. એટલામાં બહુ આવી ગોપી ॥ નંદ ગ્રહ વદે શુભ વાણ ॥ વૃદ્ધ વયને કીશોર યુવા ॥ બાળા બાળક સંયુત જાણ ॥૨॥ અતૃપ્ત પ્રભુને લઈ કરી ॥ સયન કરાવ્યું

માતા સતિ ॥ પ્રણમીને સનમાન કીધું ॥ બેસાડયા આશને હર્ષવતિ ॥૩॥ તૈલ્ય સીંદુર તાંબુલ આપ્યા ॥ વસ્તુ મીષ્ટ અપાર વસન્ન ॥ એટલામાં શ્રી કૃષ્ણ પોતે ॥ પાદ લંબાવ્યા કરી રૂદંન ॥૪॥ પાદ પરસે સકટ પડયું ॥ ચુર્ણ થયું તે વસ્તુ સહીત ॥ નાના પદાર્થ મીષ્ટ મધુર ॥ દધી દુગ્ધ ઘૃત નવનીત ॥૫॥ જોઈ આશ્ચર્ય ભય પામીને ॥ સઉ દોડી તે ગોપીકા જન્ન ॥ દીઠું ત્યાં પડયું સકટ ભાંગી ॥ દીઠા કાષ્ટાન્તર ભગવન્ન ॥૬॥ ભાંડ ભાગીને પડયા નારદ ॥ વળી ગોરસ બહુ તાંહાં બાળ ॥ કાષ્ટમાંથી જઈ કરીને ॥ પ્રભુ ગૃહી લીધા તત્કાળ ॥૭॥ હૃદય ચાંપ્યા ક્ષુધિત જાણી ॥ યસોદા આપે કૃષ્ણને સ્તંન ॥ બાળને પુછે ગોપ સહસા ॥ કેમ થયું સકટ પતન્ન ॥૮॥ બાળક કહે હરીપાદ પરશે ॥ ગોપ સકટ પડયું ભુસાય ॥ સાંભળી ગોપ ગોપી હસ્યાં ॥ એ બોલે બાળક મિથ્યા વાચ ॥૯॥ શીશુને કરે સ્વસ્તી વાચક ॥ શ્રેષ્ટ બ્રાહ્મણ તે બહુ જાણ ॥ બાળક ગાત્રે હસ્ત ફેરવે ॥ ભણે કવચ રક્ષણ વાણ ॥૧૦॥ પુર્વે રક્ષણ કર્યું બ્રહ્માનું ॥ યોગનીંદ્રા કવચ વદામી ॥ મધુકૈટભના ભયે રહ્યા ॥ તે નાભીકમળે ત્રાસ પામી ॥૧૧॥ યોગનીંદ્રા ઉવાચ. સર્વ ભય દુર કરીરેહેતું ॥ માંથે હરી રહ્યા બહુ નામી ॥ હું રહીછું તને ભય શાનો ॥ સુખી રહે તું પ્રજાના સ્વામી ॥૧૨॥ શ્રી કૃષ્ણ રક્ષા કરે નયને ॥ પાતુ શ્રીહરી તવ વદન ॥ રાધાપતિ કરે પ્રાણરક્ષા ॥ વળી મસ્તકે મધુસુદંન ॥૧૩॥ શ્રવણ યુગમે કૃષ્ણપાતુ ॥ કપાળ રક્ષા કરે માધવ ॥ ગંડસ્થળે ગોવીંદ પાતુ ॥ કેસપાતુ તે પોતે કેસવ ॥૧૪॥ અધર રક્ષણ રશીકેશ ॥ ગદાગ્રજ પાતુ તવ દંત ॥ રાસે સ્વર રસનાએ પાતુ ॥ તાળુ એ વામન ભગવંત ॥૧૫॥ હૃદયે મુકુંદ રક્ષાકારી ॥ પાતુ દૈત્યારી જઠરે સ્વસ્થ ॥ જનાર્દન તવનાભીપાતુ ॥ વળી વૈષ્ણુ રક્ષણ ઉપસ્થ ॥૧૬॥ નિતંબ ગુદાએ સદા રક્ષા॥ કરે પુરૂષોતમ અપારી ॥ જાનકીનાથ તે યુગ્મઝાનું ॥ પ્રભુજી સદા રક્ષણકારી ॥૧૭॥ યુગમ કર ત્રેસીંગપાતુ ॥ સર્વ સંકટમાં સુખદાન ॥ ઉભયપાદ વરાહ રક્ષા ॥ કરે પ્રજાપતિ ભગવાન ॥૧૮॥ ઉર્ધ વિષે નારાયણ પાતુ ॥ હેઠે કમળાંપતી આધાર ॥ પુર્વ દીશાએ ગોપાળ પાતુ ॥ પાતુવંની કોણે વિશ્વાધાર ॥૧૯॥ દક્ષણ વનમાળી રક્ષણ ॥ નૈરૂતે વૈકુંઠ ભગવંન ॥ પશ્ચિમે વાસુદેવ પાતુ ॥ સદા પાતુ તે જળજાસંન ॥૨૦॥ સંતત અજપાતુ તે તવ ॥ વાવ્યયપાતુ રાધિકા સ્વામી ॥ ઉત્તર દીશા સદા રક્ષણ ॥ કરે અનંત અંત્તરયામી ॥૨૧॥ ઇશાન ઇશ્વર સદાપાતુ ॥ સર્વત્રપાતુ તે શત્રુજીત ॥ જળે થળે અંત્રિક્ષ નીંદ્રાએ ॥ રક્ષા કરે રાઘવ અમીત ॥૨૨॥ પુર્વે કૃપા કરી કહ્યું મને ॥ એ પરમાદ ભુત ભગવાન ॥ તે મેં સર્વ કહ્યું તને ॥ બ્રહ્માકવચ સુખદાન ॥૨૩॥ એણે કરી ભય નાશ થશે ॥ કંઠેવર, એવું સુખકંદ ॥ એ કવચ આપી ગઇ દેવી ॥ બ્રહ્મા થયા નીર્ભય આનંદ ॥૨૪॥ ઇતીકવચ ॥ સુવર્ણ ગુટીકા કરીને એ ॥ કવચ મહા શ્રેષ્ટછે જાણ ॥ કંઠે અથવા

દક્ષીણ હાથે ાા બાંધે સદા સુખી નીરવાણ ાા૨૫ાા વીષ અગ્ની જળ શત્રુ થકી ાા તેને ભય ન થાય મુનીશ ાા જળે થળે અંત્રીક્ષ નીંદ્રામાં ાા કરે રક્ષા સદા જગદીશ ાા૨૬ાા સંગ્રામ વીષે ને વજ્ર પાતે ાા વીપતી પ્રાણ સંકટ માંહી ાા કવચ સ્મર્ણ વડે નિશ્ચે ાા સદા અભય રહે ત્યાંહી ાા૨૭ાા એ કવચ કંઠે બાંધી કરી ાા પુર્વે સદાશીવે ત્રીપુર ાા લીલા માત્રમાં સંગ્રામ વીષે ાા માર્યો દુરંત માહા અસુર ાા૨૮ાા બાંધી કવચને કાલીકાએ ાા હણ્યો રકતબીજ દુઃખદાન ાા કવચ પ્રસાદે શેશ પોતે ાા ધરણીધર તીલ સમાન ાા૨૯ાા નંદપુત્રને કંઠે કવચ ાા મુકીને ચાલ્યા દ્વીજરાજ ાા પોતાને કંઠે કવચ લઈ ાા ધર્યું શ્રી કૃષ્ણ માહારાજ ાા૩૦ાા પ્રભાવ કહ્યો કવચનોને ાા શ્રી હરીનો નીરવાણ ાા પ્રભાવ અચ્યુત અનંતનો ાા અતુલ સદા મુની જાણ ાા૩૧ાા અતુલ મહીમા કૃષ્ણનો ાા ગુલાબબા સુખદાયરે ાા કૃષ્ણ કૃપાએ માન કહે ાા થયો દ્વાદશમો અધ્યાયરે ાા૩૨ાા

ઇતીશ્રીઃ

## અધ્યાય ૧૩ મો.

કડવું(૧) ાા રાગ વેરાડી ાા ાાશ્રી નારાયણઉવાચ ાા કૃષ્ણમાહાતમછે અપ્રમીતાા સાંભળ મુની કહું કીંચીત ાા સદા વિઘન પાપ નેહારીાા એછે શ્રેષ્ઠ મહા પુન્યકારી ાા ૧ ાા એક સમય નંદની નારી લીધા ઉછંગે દવમોરારીાા બેસી કાંચન સિંહાસન ાા ક્ષુધીત પુત્રને આપે સ્તન ાા૨ાા એટલામાં આવ્યા તે સ્થાન ાા એક દ્વીજેંદ્ર તે સુખદાન ાા સાથે શિષ્ય બહુ સુખરાશી ાા બ્રહ્મતેજ રહ્યુંછે પ્રકાશી ાા૩ાા જોતિષ મૂર્તિ સર્વ સંમત ાા વેદ વેદાંગ તે પારાંગત ાા શીર જટા જુટ બ્રાજીત ાા આભા કાંતીતપ્રહેમ રાજીત ાા૪ાા સરદ પુર્ણીમા ચંદ્રવદંન ાા રમ્ય ગૌરાંગ પદ્મલોચંન ાા એક રૂપ ધરીને અભેદ ાા જાણે આવ્યાછે ચારે વેદ ાા૫ાા જીવંન મુકત સિદ્ધેસ ભગવંન ાા સર્વજ્ઞ સરવ દરશન ાા યશોદા જોઇને તેજનું ધામ ાા ઉઠી કર્યા તે દંડપ્રણામ ાા૬ાા પાદ પ્રક્ષાળી કરી સ્તવન ાા આપ્યું બેસવા સિંહાસન ાા બાળકૃષ્ણને નમાવ્યા ફરી ાા તેણે પ્રણમ્યા મનમાં હરિ ાા૭ાા આનંદયુકત દીએ આશિશ ાા વેદમંત્રે કરીને મુનીશ ાા વળી પ્રણામ શિષ્યને કીધા ાા તેણે સર્વે આશીરવાદ દીધા ાા૮ાા ભકિત નમ્રકંધર ભાગ્યવતી ાા કર સંપુટ કરીને સતી ાા સ્વાત્મારામ મહા મુનીરાય ાા પુછું નામ કહો સુખદાય ાા૯ાા અબળા બુદ્ધિહીન અધાધુાા દોષ ક્ષમા યોગ્ય સદા સાધુ ાા મુઢના દોષ ન ધરે મંન ાા ક્ષમા કરે સદા સાધુજંન ાા૧૦ાા અંગીરા અત્રી મરીચી કોઈાા ગૌતમ ક્રતુ પ્રચેતા સોઈ ાા પુલસ્ત પુલહ કે દુર્વાસા ાા કર્દમ ગર્ગ વસીસ્ટ ઉદાસ ાા૧૧ાા વામદેવ કશ્યપ બ્રહસ્પતી ાા ભૃગુ સુક્ર કપિલ મહામતી ાા નર નારાયણ કે જૈમુની ાા દેવળ પરાસર વ્યાસમુની ાા૧૨ાા મારકંડ લોમસમુની આદ ાા વિશ્વામિત્ર પાણીની કણાદ ાા અગસ્ત અંગીરા માહંત ાા અષ્ટવક્ર ભાગુરી સુમંત ાા૧૩ાા

જાવાળી યાજ્ઞવલ્કય માહાન ।। વૈશંપાઅ મૈત્રેય કક્ષીવાન ।। ગૌરમુખ ભારદ્વાજ ગંભીર ।। શંકુકર્ણ સૌનક વેદસીર ।।૧૪।। એ પુન્ય શ્લોકમાં કહો સ્વામી ।। તમો કોણ પુછું શીર નામી ।। નહીં ઉત્તર ચોગ્ય હું આજ ।। તોપણ કહેવા ચોગ્ય મહારાજ ।।૧૫।। કિંકર કિંકરી મહાદીન ।। પુછે કોહોને નીજ સ્વામી વિન ।। ધન્ય કૃત્ય કૃત્ય હું આજ ।। જીવ્યું સફળ મહારૂં મારાજ ।।૧૬।। તવ પાદાબ્જરજ સ્પર્શ થાયે ।। કોટીજન્મના પાપ પળાયે ।। તવ પાદોદક સુખ ખાણ ।। સ્પર્શે પવીત્ર હોયે મહી જાણ ।।૧૭।। તવ આગમન માત્ર અહીં ।। તીર્થરૂપ આશ્રમ થયો સહી ।। મેં સાંભાળ્યા બહુ મહાજન ।। તેમાં એકનું થયુ દરશન ।।૧૮।। ચર્ણરજે પવિત્ર ગોકુળ ।। વળિ સઘ થયું મારૂં કુળ ।। કરો શીશુને આંશિર્વચંન ।। વિપ્ર વાકય કલ્યાણ અર્થન ।।૧૯।। સાંભળિ યશોદા વાકય ઇષ્ટ ।। સહશિષ્ય હસ્યા મુની શ્રેષ્ટ ।। પર્મ પ્રિતિકર મહા ઉદારી ।। નિતિયુકત સત્ય હીતકારી ।। ।।૨૦।।તે પ્રત્યે બોલ્યા આનંદા શકત ।। શુદ્ધબુદ્ધિ મહામુની યુકત ।। ।। ગર્ગ ઉવાચ મહા મિષ્ટ તે વચનામૃત ।। લોકિકયુકત કુળ ઉચિત ।। જન્મ લીએતે જે કુળ જંન ।। તેહેવું હોયછે તે ઊત્પન્ન ।। ।।૨૧।। સર્વ ગોપ મધે મનોહર ।। ગિરિભાનુ શોભિત ભાસ્કર ।। તેહેની પત્ની તે પદ્માવતી ।। નામ કમળા સમાનછે સતી ।।૨૨।। તેહેની કન્યા તમો કહે મુની ।। સદા યસોદા યશ વર્ધની ।। સર્વ ગોપ વિષે મુખ્ય નંદ ।। પામ્યા સ્વામી મહા સુખકંદા૨૩।। હું ગર્ગ જાણું યદુવંસ રીત ।। ચીરકાળછું હું પુરોહીત ।। કહીશ એ કાંત નંદને ભેવ ।। મને મોકલ્યોછે વસુદેવ ।।૨૪।। એટલામાં તે નંદગોપાળ ।। સાંભળી આવ્યાં ત્યાં તતકાળ ।। નમ્યા દંડવત ગોપસ્વામી ।। મુની ચરણે મસ્તક નામી ।।૨૫।। શિષ્યને કીધા તે નમસ્કાર ।। તેણે આશિષ દીધી ઉદાર ।। તેને ઉડાડી મહા આનંદ ।। લઈ ચાલ્યા યશોદાનંદ ।।૨૬।। ગ્રહ અંતર મહા સુખરૂપ ।। રમ્ય નિર્જનસ્થાન અનુપ ।। નંદયશોદા ગર્ગ મહાંત ।। સહ પુત્ર બેઠા તે એકાંત ।।૨૭।। ।। વલણ ।। એકાંત બેઠાં જઈ કરી, તે પ્રત્યે બોલ્યા રૂષીરાયરે ।। ઘુડ વચન કહું સાંભળ, ગોપેશનંદ સુખદાયરે ।।૨૮।। ।। કડવુ (૨) ।। રાગ રામગ્રી ।। ।। ગર્ગ ઉવાચ ।। મને મોકલ્યો શીષ નામીજી ।। વસુદેવે સુણ ગોપસ્વામીજી ।। સૂતિકાગાર વસુદેવજી ।। શિશુ આપી ગયા સ્વમેવજી ।।૨૯।। ।।ઢાળ ।। આપી ગયા એ પુત્રના ।। જેષ્ટ ભ્રાત રોહેણી તન ।। કન્યા લઇને ગયા મથુરાં ।। કંસ ભયથકી રાજન ।।૩૦।। એહેને અંન પ્રાસન કારણે ।। વળિ નામકરણ નીરધાર ।। તેડી કહ્યુ જાઓ ગુપ્તતાથી ।। નંદ ગ્રહે ગોકુળ મોઝાર ।। ૩૧।। તવ શિશુપુરણ બ્રહ્મછે ।। આવ્યા વસુધા માયાએ હરિ ।। જનસુખદ ભાર હરવા વિધાતાએ સ્તુતિ બહુ કરી ।।૩૨।। ગૌલોક નાથ ભગવાનએ ।। રાધિકાપતિ કૃષ્ણ મહંત નારાયણ એ વૈકુંઠ વાસી ।। પ્રભુજી કમળા કાંત ।।૩૩।। સ્વેત દ્વીપની વાસી જે વળી ।।

વિષ્ણું જગત રક્ષણ કારી ।। કપીલાદિ અન્ય હંસ છે ।। નર નારાયણ દુખ હારી ।।૩૪।। એકી ભૂત સર્વ રૂપ થઈ ।। પ્રભુ તેજ રાશી મૂર્તિ માન ।। તમોને દરશણ આપ્યું ।। શીશુંરૂપ પોતે ભગવાન ।।૩૫।। પ્રભુજી સુતીકા ગારથી ।। તમ ઘેર આવ્યા મહારાજ ।। અયોની સંભવ પોતે પ્રભુ ।। મહી પ્રગટયા જન સુખ કાજ ।।૩૬।। વાયુ માત્રે ગર્ભ પુર્ણ કર્યો ।। જગદીશે માયાએ કરી ।। પ્રગટયા સુંદર મુર્તિ પોતે ।। દર્શન વસુને આપ્યુ શ્રી હરી ।।૩૭।। યુગે યુગે વર્ણ ભેદ થાયે ।। વળિ નામ ભેદ થાયે જાણ ।। શુકલ રકત વળી પીત વર્ણ ।। હમણા કૃષ્ણ થયા નીરવાણ ।।૩૮।। શુકલ વર્ણ સતયુગે પ્રભુ ।। થાયે ત્રેતા રકત વર્ણ કરી ।। અતી તેજ આવૃત પ્રભુજી ।। દ્વાપુરે પીતવર્ણ શ્રી હરી ।।૩૯।। કલીયુગે કૃષ્ણ વર્ણ પ્રભુ ।। શ્રી માન મહા તેજનુ ધામ ।। પરિપૂર્ણ પરબ્રહ્મ એ છે ।। હરિનું કૃષ્ણ એહેવું નામ ।।૪૦।। કકાર બ્રહ્મ વાચક છે ને ।। રે કાર વાચક છે અનંત ।। ષકાર શીવ વાચક છે ને ।। નકાર વાચક ધર્મ કહંત ।।૪૧।। અકાર વિષ્ણુ વાચક છે તે ।। સ્વેત દ્વીપ વાસીનીજ ધામ ।। વિસર્ગ નર નારાયણ અર્થ ।। તેથી કૃષ્ણ હરિનુ નામ ।।૪૨।। સર્વ તેજ ધામ હરિ પોતે ।। સરવ મુર્તિરૂપ અનુપ ।। સર્વાધારને સર્વ બીજ છે ।। તેથી કૃષ્ણ નામ વ્રજભૂપ ।।૪૩।। ભગવંત કોટી નામથી જે ।। ફળ પ્રગટે તે નીરવાણ ।। કૃષ્ણ નામ એક સ્મરણથી ।। થાયે ગોપેસ નંદ તું જાણ ।।૪૪।। એ પ્રકારે ફળ સ્મર્ણથી ને ।। વળિ શ્રવણથી સુખદાન ।। કોટી જન્મ અઘનાશ થાયે ।। સ્મર્ણાદિક થકી ભગવાન ।।૪૫।। સર્વ વિષ્ણુના નામ મધે ।। એ છે સાર થકી મહાસાર ।। પરાત્પર કૃષ્ણ નામ સુંદર ।। મંગળદાતા ભકતી દાતાર ।।૪૬।। કકારના ઉચ્ચારથી થાયે ।। પ્રાપ્ત કૈવલ્ય પદ તે જાણ ।। રે કાર જન્માદિ નાશ કરે ।। કરે ષકાર ભકતી નીર્વાણ ।।૪૭।। નકાર થકી શાલોકય પામે ।। અકાર ઉચ્ચારથી સામીપ્ય ।। વિસર્ગના ઉચ્ચારથી વળી ।। પામે નિર સંશય સારૂપ્ય ।।૪૮।। કકાર ઉચ્ચાર થકી નંદ ।। યમદુત કાંપે પામી તાપ ।। રેકાર થકી નિષેધ ક્રીયા ।। સકાર થકી કાંપેછે પાપ ।।૪૯।। નકારથી રોગ નાસ પામે ।। અકારથી નાસ મૃત્યુ થાયે ।। સર્વ ઉપદ્રવ નાસ પામે ।। વિસર્ગથી કહે રૂષી રાયે ।।૫૦।। સ્મૃતિ યુકિત શ્રવણ કરે જે ।। એ કૃષ્ણ નામની વ્રજે સ્વર ।। રથ ગ્રહી તેને સારૂ આવે ।। ગૌલોક થકી કૃષ્ણ કિંકર ।।૫૧।। પૃથ્વીરજની સંખ્યા કરવા ।। કો વિવેકી સમરથ હોય ।। નામ પ્રભાવ સંખ્યા કરવા ।। નહીં સમરથ હોય કોય ।।૫૨।। પુરવે શીવના મુખ થકી ।। સાંભળ્યો નામનો મહિમાયે ।। કૃષ્ણ નામનો મહિમા જાણે ।। કંઈ એક પોતે શંકર રાયે ।।૫૩।। બ્રહ્માનંત ધર્મસુર રેસી ।। મનુ મનુષ્યાદિ સઉ જંત ।। વેદ સંત ન જાણે મહિમા ।। સોડસી કળા શ્રી ભગવંત ।।૫૪।। એ પ્રકારે મેં કહ્યો મહિમા ।। પુત્ર તાહારાનો સુભનંદ ।। યથાર્થ જ્ઞાન જેહેવું તેવો ।। ગુરૂ મુખ સાંભળ્યો સુખકંદ ।।૫૫।।

કૃષ્ણ પીતાંબર ધર પ્રભુ ॥ દુષ્ટ કંસ નીકંદન કારી ॥ દેવકી નંદન શ્રી પતીએ ॥ હરિ યશોદાનંદ મોરારી ॥૫૬॥ સનાતન અનંત અચ્યુત ॥ સર્વ ઇશ સર્વ રૂપધારી ॥ સર્વા ધારને સર્વગત એ ॥ શકલ કારણ સુખકારી ॥૫૭॥ રાધાનાથને રાધિકા આત્મા ॥ રાધિકા જીવન પ્રભુ આપ ॥ રાધિકા સહચારી પોતે ॥ રાધા માનસ પુર્ણ પ્રતાપ॥ ૫૮॥ રાધાધીન રાધા શકત ચિત્ત ॥ રાધા મન અલીઅરવિંદ ॥ રાધા ચિત ચોર પરી પુર્ણ ॥ ગરૂડધ્વજ બ્રહ્મ ગોવિંદ ॥૫૯॥ એ ભજે નામ શ્રી કૃષ્ણનાજે ॥ તેના જન્મ મૃત્યુ દુઃખ નાસ ॥ શંકર્સણનો વેદ અંત ન જાણે ॥ તેથી અનંત નામ અવિનાસ ॥૬૦॥ બળાધીક બળદેવ નામ ॥ હળિનામ આયુધ છે હળ ॥ નિલાંબરધર પ્રભુ પોતે ॥ મુ- શળિ આયુધછે મુશળ ॥૬૧॥ રેવતી રમણનામ પોતે ॥ પ્રભુ સંભોગ રેવતી સાથ ॥ રોહિણી ગર્ભ નીવાસ થકી ॥ રૌહીણેય નામ જગનાથ ॥૬૨॥ એ પ્રકારે જેષ્ટપુત્રના તે॥ કહી નામ કહે મુનીધીર ॥ હું જાઊં ગૃહ પ્રત્યે નંદજી ॥ તમો રહો સુખથી મંદિર ॥૬૩॥ બ્રહ્મ વચન સાંભળી નંદ ॥ સ્તબ્ધ થયા વ્રજેસ મોહંત ॥ અચેત થઇછે નંદ પ- ત્ની ॥ હસ્યા બાળકૃષ્ણ આનંદ ॥૬૪॥ કરિ પ્રણામતે પ્રત્યે બોલ્યા ॥ સવિનય વાક્ય સુખકર ॥ પુટાંજળી યુત થઈ કરી ॥ વળી ભકતી નમ્રાત્મ કંધર ॥ ૬૫॥ ॥ નંદ ઉવાચ ॥ તમો જશો ત્યારે શુભ કર્મ તે ॥ કોણ કરાવશે મહારાજ ॥ નામાકર્ણ કરી કહો પોતે ॥ જે વીધી અન્ન પ્રાસન્નકાજ ॥૬૬॥

નામ સમુહ કહ્યાંછે પોતે ॥ રાધા પ્રાણાધિક દસ જેહ ॥ તેનું શું કારણ કહો પ્રભુ ॥ કોણ રાધા નિશ્ચે કહો તેહ ॥૬૭॥ ॥ વલણ ॥ નંદના વચન સાંભળીને, હસી બોલ્યા મુનીભુપરે ॥ ગુઢ રહસ્ય જે તત્વછે તે, કહું સાંભળ પર્મ અનુપરે ॥૬૮॥ ક- ડવું (૩) ॥ રાગ દેશાખની ચોપાઈ॥ ॥ ગર્ગોવાચ ॥ સાંભળ નંદ કહું જે વાણ ॥ ઇતિહાસ પુરાતન જાણ ॥ પુર્વે ગૌલોકનુંરે વૃત્તાંત ॥ શીવમુખે સાંભલ્યું એકાંત ॥૬૯॥ શ્રીદામાને રાધકાની સાથ ॥ મહા કલેશ થયો વ્રજનાથ ॥ શ્રીદામાનો શ્રાપ થયો ભાવી ॥ ગોપી રાધા ગોકુળમાં આવી ॥૭૦॥ વ્રષભાનુ સુતા થઈ સતી ॥ તેની માતાતે કળાવતી ॥ કૃષ્ણ અર્ધાંગના સુખદાન ॥ નાથ પ્રિયા ઉભય સમાન ॥૭૧॥ ગૌલોકવાસી એ દેવી મહા ॥ કૃષ્ણ આજ્ઞાએ આવી આંહાં ॥ અયોની સંભવ સુખદાતા ॥ મુળ પ્રકૃતિ ઇશ્વરી માતા ॥૭૨॥ વાયુ પુર્યો તે ગર્ભ સમાન ॥ દેવી યોગમાયા બળવા- ન ॥ પ્રસુતકાળ થયોછે જ્યારે ॥ શીશુદેહ ધર્યોછે ત્યારે ॥૭૩॥ સુકલે ચંદ્રકળા વૃદ્ધિ જે- મ ॥ રાધા કૃષ્ણ તેજે કરી તેમ ॥ એક મૂર્તિ દ્વીધા થઈ ભેદ ॥ એવું કરે નીરૂપણ વેદ ॥૭૪॥ સત્ય કરવા પોતાની વાણ ॥ રાધા અર્થે હરિ નીરવાણ ॥ આવ્યા ગૌલોકથી વિશ્વાધાર ॥ હરવા ભૂતળભુનો ભાર ॥૭૫॥ કંસભય જણાવીને જન ॥ કીધું ગોકુળમાંરે

ગમન ॥ સિધ૦ કરવોછે સંકેત ત્યાંનો ॥ ભયના ભયને ભય શાનો ॥૭૬॥ રાધા શબ્દનો મહિમા જેહ ॥ શામવેદ નિરૂપીત તેહ ॥ કહ્યું બ્રહ્માને પ્રભુએ ધ્યાન ॥ નાભિ કમળે શ્રી ભગવાન ॥૭૭॥ ગોલોક વીષે જઈ બ્રહ્માએ ॥ એ વૃત્તાંત કહ્યુ સુખદાએ ॥ પુર્વે તે કૈલાસ શીખરે ॥ મને સંભળાવ્યું મહેશ્વરે ॥૭૮॥ દેવ દુર્લભછે સુખકંદ ॥ કહું તે તને સાંભળ નંદ ॥ સુરાસુર મુનીંદ્રને જાણ ॥ મુકતી દાતા વાંચ્છીત નીર્વાણ ૭૯॥ રકાર કોટી જન્મ અઘ જારે ॥ કર્મભોગ સુભાસુભ ટારે ॥ આકાર ગર્ભવાસ નહીં યોગ ॥ જન્મમૃત્યુ જરા જાએ રોગ ॥૮૦॥ કરે આયુષ વૃદ્ધિ ધકાર ॥ ભવ બંધનનાસ આ-કાર ॥ શ્રવણ સ્મરણ સુખવાસ ॥ કરે સર્વ અમંગળા નાશ ॥૮૧॥ રકાર નીશ્ચળ ભકતી દાતા ॥ કૃષ્ણ ચરણાંબુજ સુખસાતા ॥ ધકાર સહવાસ સર્વ કાળ ॥ મુકતી સારૂપ્ય દા-નીદયાળ ॥૮૨॥ આકાર દાનીછે સુખરાસ ॥ યોગશકતી હરિપદ વાસ ॥ મળવું રાધા માધવનું જાણ ॥ કેવા સમરથ કોણ વખાણ ॥૮૩॥ માહા માંગળીક વૃંદાવન ॥ કૃષ્ણ રાધાનું થશે લગન ॥ પુરોહિત બ્રહ્મા જગતાત ॥ શાક્ષિ અનળ પોતે શાક્ષાત ॥૮૪॥ કુબેરપુત્રના મોક્ષને કાજ ॥ ગવ્યભક્ષ કરશે મહારાજ ॥ ધેનુકાશુર કરવા નાસ ॥ ભક્ષ તાડ ફળ અભિલાષ ॥૮૫॥ કેશીબકને પ્રલંબાસુર ॥ લીલા માત્ર હણશે અસુર ॥ રૂષી-પત્નીના મોક્ષણ કાજ ॥ અન્ન યાચી લેશે મહારાજ ॥૮૬॥ સક યજ્ઞને ભંજનકારી ॥ રક્ષા ગોકુળને ગીરધારી ॥ ગોપીકાના વસ્ત્રને હરશે ॥ વ્રતનુ સંપાદન કરશે ॥૮૭॥ વસ્ત્ર આપશે તે ભગવાન ॥ ઇચ્છા પૂર્ણ વળી વરદાન ॥ સર્વ ગોપીનાં અંતઃકરણ ॥ માયા કરી કરશે હરણ ॥૮૮॥ રાસલીલા કરશે અનંત ॥ પુર્ણ ચંદ્રોદય ભગવંત ॥ ગો-પી ભોગ પૂર્ણ મનોરથ ॥ જળ ક્રીડા કરે સમરથ ॥૮૯॥ સત વર્ષ વિયોગ ભગવાન ॥ શ્રાપ શ્રી દામાનો બળવાન ॥ ગોપ ગોપીને રાધિકા સાથ ॥ વિયોગ અર્થે શ્રી યદુનાથ ॥૯૦॥ પોતે કરસે મથુરાં ગમન ॥ તે ગોપીકાને શોક વર્ધન ॥ તેહને બોધ કરી ભગ-વાન ॥ આપશે તે અધ્યાત્મિક દાન ॥૯૧॥ રથ લઈ આક્રૂર આવશે ॥ હરી જવાને તત્પર થશે ॥ પોતે રથપર બેસી કરી ॥ કરશે ગતી રામ શ્રી હરિ ॥૯૨॥ માતા પી-તાદિ દુખીયા થશે ॥ મુકીને પ્રભુ યમુના જશે ॥ આક્રૂર પર થશે પ્રસન્ન ॥ જળમાં થશે હરિ દરશન ॥૯૩॥ ગયાં મથુરાં થયુ કલ્યાણ ॥ માળિ દરજી કુબ્જાનુ જાણ ॥ ધનુર્ભંગ રક્ષક મરદન ॥ ગજ મલ્લાદિ દુષ્ટ સુદન ॥૯૪॥ કંસનો નાશ બંધુ સંયુકત ॥ માતા પીતા બંધનથી મુકત ॥ તમને બોધ વિધ અનેક ॥ ઉગ્ર સૈન્યને રાજ્યાભિષેક ॥૯૫॥ બેઉ ઉપવીત ધારણ કરી ॥ ગુરૂ મુખથી ભણ્યા બળ હરિ ॥ ગુરૂ પુત્ર આપી ગૃહ ગમન ॥ સૈન્ય હણી છળશે યવન ॥૯૬॥ મુકત કરી મુચકુંદ ભૂપ ॥ દ્વારકાં નીરમાણ અનૂપ ॥ જશે દ્વારકામાં યદૂનાથ ॥ સહ બંધુને સ્વજન સાથ ॥૯૭॥ રૂક્ષ્મણ્યાદિ વરી

સૈ નારી ।। સઉ સાથે રમણ અપારી ।। પુત્ર પૌત્રાદિક વૃધિ થાશે ।।મણિ મિથ્યા કલંક મૂકાશે ।।૯૮।। પાંડવ સાહ્ય ભૂભાર હારી ।। રાજ સુયાગ સંપન કારી ।। પારી જાત આણી મીયા રંજ ।। હરિ કરી શક્ર ગર્વ ભંજ ।।૯૯।। બાણાસુરના કર છેદન ।। શીવ મૂર્છા સૈન્ય મરદન ।। અનીરૂધ મોક્ષે દહ્યો વારણ ।। વિપ્ર દારિદ્રનું નીવારણ।।૧૦૦।। વિપ્રને પુત્રનું દાન કરી ।। દુષ્ટ દમન કરી શ્રી હરિ ।। તીર્થ યાત્રા નીમીત્ત શ્રીનાથ ।। મળશો તમો સરવે સાથ ।।૧૦૧।। સર્વ કાર્ય કરી યદુનાથ ।। ગૌલોક ગમન રાધા સાથ ।। વેદ નિશ્ચે કહ્યું જે ભવિષ્ય ।। નંદ સરવ થશે એ દ્રશ્ય ।।૧૦૨।। માંઘ ચતુર્દશી સુકલપક્ષ ।।ગુરૂવારે કરાવવુ ભક્ષ ।। રક્ષ રેવતી મિન લગન ।। વિસુધ ચંદ્ર પુર્ણ દર્શન ।।૧૦૩।। ઉત્કૃષ્ટ કરણ શુભ યોગ ।। સિદ્ધ મુની પંડિત સંયોગ ।। સ્વજન કુટંબ સહનંદ ।। પુત્ર અસન કર્મ આનંદ ।।૧૦૪।। એમ કહી મહા મુનીજન ।। બહાર આવ્યા મન પ્રસન ।। મન હરશી યશોદાનંદ ।। કરે કર્મ ઉદ્યોગ આનંદ ।।૧૦૫।। ।।વલણ।। આનંદ સહ એટલે ત્યાંહાં ।। બહુ આવ્યા ગોપીને ગોપરે ।। સહ શીષ્ય દીનેષ જેહેવાં ।। દીઠા ગર્ગ મુની અનુંપરે ।।૧૦૬।। કડવુ ૪ થુ ।। ।। રાગ કાલેરો ।। શીદ્ધ યોગબોધ મુની જનજી ।। બેઠાં છે સ્વર્ણ સિંહાસનજી ।। ભૂત ભવિષ્યને વર્તમાનજી ।। પોતાને છે ત્રીકાળ જ્ઞાનજી ।।૧૦૭।। ।। ઢાળ. ।। જ્ઞાન ધ્યાન કરી સિદ્ધ જેહેને ।। હૃદય વીષે જુએ સર્વ કાળ ।। બહાર યશોદા નંદ સાથે ।। જુએ છે રૂપ પ્રભુનુ બાળ ।।૧૦૮।। મહેષ ધ્યાને કરી જેહેનું ।। પોતે કરે નીરૂપણ રૂપ ।। પર્મ મનોરથ થયો પૂર્ણ ।। પ્રીતે જોઇ તે રૂપ અનૂપ ।।૧૦૯।। અશ્રુ નેત્રને પુલકી તાંગ ।। ને મગ્ન ભકતી સાગરે મંન ।। યોગ ધ્યાને હૃદય વિષે ।। પૂજા કરી પ્રણમ્યા ભગવંન ।।૧૧૦।। કૃષ્ણે પ્રણામ કીધો તેહેને ।। મહામુનીએ દીધો આશિષ ।। મંદીરમાં પધાર્યા પ્રભુજી ।। રહ્યા આસન સ્થીત મુનીશ ।।૧૧૧।। નંદ આનંદ યુકત થઇને ।। મંગલ દ્રવ્ય કરે અપાર ।। દધી દુગ્ધ ઘ્રતપાત્ર બહુ ।। ગોલ સર્કરા મધનાસાર ।।૧૧૨।। નવનિત પાત્રને તક્રના ।। વળિ તેલ ઉદકનો પુરણ ।। તાંદુલના પરવત કર્યા ।। સપ્ત બીજા સપ્ત લવણ ।।૧૧૩।। સપ્ત સૈલ સર્કરાના વળી ।। પકવ ફળના સોડસ જાણ ।। યવ ઘઊં ચુર્ણના વળી ।। મોદિકના સૈલ્ય પરમાણ ।।૧૧૪।। કર પુરાદિ યુકત તાંબુલના ।। શીતોદક કલસ મુની ધીર ।। દારે ચંદના ગુરૂ કસ્તુરી ।। કુંકુમ યુકત શોભે અબીર ।।૧૧૫।। રત્ન સુવર્ણ વિવિધ વિધના ।। વસ્ત્ર ભૂષણ મુક્ત પરવાળ ।। મહા રચના રચિ સુંદર ।। પુત્ર માસને નંદ ગોવાળ ।।૧૧૬।। આંગણે કુંદળિ સ્થંભ રાજે ।। નવ પલ્લવ શુભ રસાળ ।। આછા પાલવ આદિ રૂચિર ।। બહુ વિવિધ વૃક્ષ વિશાળ ।।૧૧૭।। ચંદન પુષ્પ સંયુકત ગટ ।। રાજે મંગળ દ્રવ્ય અપાર ।। નાના પ્રકાર વાજીત્ર વાગે ।। દુંદભી આનક સુભ સાર ।।૧૧૮।। મૃદંગ મૂર્છંગ ઝાઝ

ઝાળર ॥ કરતાળ ભેરી સુખદાન ॥ વિદ્યાધર ગંધર્વ કિંનર ॥ કરે વિવિધ વિધના ગાન ॥૧૧૯॥ સિંહાસને બેઠાં ગોપ સ્વામી ॥ ત્યાં નંદને કહે દ્વારપાળ ॥ ન્યાતિ જનને સ્વજન આવ્યા ॥ રૂષિમુનિ બહુ મહિપાળ ॥૧૨૦॥ અશ્વ ગજરથ બેસી સર્વે ॥ બહુ રત્ના ભૂષણ રાજીત ॥ વિપ્ર સિદ્ધને બંદિ ભિક્ષુક ॥ મુનિ ગોપિ ગોપ અગણિત ॥૧૨૧॥ જોઈ કરી સન્માન કીધું ॥ બહુ સહાનંદ વ્રજ સ્વામી ॥ પુજા બહુ વિધ કરી સિપ્રે ॥ રૂષિ ચર્ણે નમ્યા શીર નામી ॥૧૨૨॥ શ્રી કૃષ્ણજીની પ્રિતી અરથે ॥ સહાનંદ ધનદ સુખ મુળ ॥ ત્રિ મુહુર્ત સુવર્ણ વૃષ્ટિ કરી ॥ પરિપુરણ કર્યું ગોકુળ ॥૧૨૩॥ નંદ સંપદા જોઈ કરીને ॥ મત્સરી લજ્જીત બહુ મન ॥ નમ્ર કંધર થયા સરવે ॥ દેખી તે બંધુ વર્ગ સ્વજન ॥૧૨૪॥ ગંગોદકે પાદ પ્રક્ષાળિને ॥ સ્વર્ણ પાદુક તે મનોહર ॥ ગર્ગ પુજા કરી બહુ વિધી ॥ આજ્ઞા લીધી તે વ્રજેસ્વર ॥૧૨૫॥ વિશ્નુ સ્મરણ કરીને કરે ॥ કર્મ સ્વસ્તી વાચન પુર્વક ॥ વેદોક્ત કરી ભક્ષ કરાવે ॥ બહુ આનંદ યુક્ત બાળક ॥૧૨૬॥ ગર્ગ વાક્ય અનુસારે કરી ॥ મહા મંગળ કૃષ્ણ જે નામ ॥ સઘૃત ભોજન કરાવીને ॥ ધર્યું કૃષ્ણ નામ સુખધામ ॥૧૨૭॥ વિવિધ વિધ વાજીત્ર વાગે ॥ મહા મંગળ માનુનિ ગાયે ॥ સ્વર્ણ ધન વસન ભૂષણ ॥ બ્રાહ્મણને આપે સુખદાયે ॥૧૨૮॥ બંદિજન ભિક્ષુકને આપ્યું ॥ વિપુળ સુવર્ણ વસ્ત્રાલંકાર ॥ ભારાક્રાંત તે થયા સરવે ॥ ચાલી શકે નહીં લઈ ભાર ॥૧૨૯॥ મિષ્ટાન ભોજન બહુ વિધ ॥ કરી પરીપુર્ણ સઉ જંન ॥ મનવાંછિત પામીને સઉ ॥ થયા અત્યંત મન પ્રસંન ॥૧૩૦॥ જય જય શબ્દ થઈ રહ્યો ॥ મહા ગોકુળ વિશે આનંદ ॥ રત્નમણી વસન ભુષણે ॥ જન પુર્ણ કર્યા સઉ નંદ ॥૧૩૧॥ ગર્ગને વિનય કરી બહુ ॥ ચરણે નમ્યા તે વ્રજ ઇશ ॥ શીષ્યને સુવર્ણાદિ ભાર બહુ ॥ આપ્યો વિનય યુક્ત મુનીશ ॥૧૩૨॥ શ્રી નારાયણ ઉવાચ ॥ ગ્રહણ કરી હરિને પોતે ॥ ગર્ગ ગયા સહર્ષ એકંત ॥ ભક્તિએ પ્રભુ પ્રસન કરે ॥ કરે પ્રણામ મુની અનંત ॥૧૩૩॥ અશ્રૃ નેત્રને પુલકી તાંગ ॥ વળી ભક્તિ નમ્રાત્મકંધર ॥ પુટાંજળી કરી કહે મુની ॥ હે હરિ કૃપાળ સુખાકર ॥૧૩૪॥ ॥ વલણ ॥ સુખાકર પ્રભુજી છો પોતે ॥ કરૂં વિનય જોડીને હાથરે ॥ મન વાશના કરો પુરણ ॥ વર વરદાનિ જગંનાથરે ॥૧૩૫॥ ॥ કડવું ૫ મું ॥ રાગ મારૂં ॥ ॥ગર્ગ ઉવાચ ॥

॥ કૃષ્ણ વિશ્વનાથ સુખકારી ॥ હરિ સદા ભક્ત ભય હારી ॥ મને થાઓ પ્રભુજી પ્રસંન ॥ ચર્ણ સેવા આપો ભગવંન ॥૧૩૬॥ તવ પીતા આપે બહુ ધંન ॥ તેનું મારે શું છે પ્રયોજન ॥ ભક્તિ નિશ્ચળ તે આપો સ્વામી ॥ અભયદા કહુ શીર નામી ૧૩૭॥ અણિમાદિ સિદ્ધિ સુખકારી ॥ યોગ યુક્તિ મહા દુખ હારી ॥ જ્ઞાન તત્વ પર્મસુખ માહા ॥ એ સઉની મને નથી સ્પ્રહા ॥૧૩૮॥ નહીં ઇચ્છા સ્વર્ગ સુખભણી ॥

વળી નથી ઇંદ્રાસન તણી ॥ મન ઇચ્છા સદા નીરવાણ ॥ તવ ચર્ણાંબુજે પ્રભુ જાણ ॥૧૩૯॥ શાલોક્ય મુકતી વળી સામિપ્ય ॥ મુકિત સાયુજનેરે સારૂપ્ય ॥ મનઇચ્છે ન એ નિરાદીના ॥ એક પ્રભુપાદ પદ્મ વિના ॥૧૪૦॥ વૈકુંઠ ગોલોક સમરથ ॥ તેનો નથી મને મનોરથ ॥ હું સર્વજ્ઞ સર્વ દર્શકારી ॥ સરવત્ર ગતીછે માહારી ॥૧૪૧॥ કૃપા કરો હરિ કૃપાસિંધુ ॥ તવ પદાંબુજે દીનબંધુ ॥ મને રાખો પ્રભુ અભય આપી ॥ મૃત્યુ શું કરશે ત્યાંહાં પાપી ॥૧૪૨॥ સર્વ વિશ્વના થયા જે ઇશ ॥ તવપાદ સેવી જગદીશ ॥ જે યોગીંદ્ર થયા યોગધારી ॥ સેવી ચર્ણકમળ જયકારી ॥૧૪૩॥ બ્રહ્મા વિશ્વના કરતા કહેવાયે ॥ તવચર્ણ શેવા મહિમાયે ॥ જેના દીવસમાં ભગવન ॥ થાયે ચાૈદ સુરેંદ્ર પતન ॥૧૪૪॥ જેના પાદાબ્જ સેવાથી ધર્મ ॥ શાક્ષિ સર્વ સુભાસુભ કર્મ ॥ વિશ્નુરૂપ ધર્મ જગપાતા ॥ સર્વને કર્મના ફળદાતા ॥૧૪૫॥ સહસ્ર વદન ભગવંત ॥ જે પાદાબ્જ સેવાથી અનંત ॥ શેષ વિશ્વ સર્વ શીષધારે ॥ શીવકાળે તે સર્વ સંહારે ॥૧૪૬॥ માહા ચંચળ કમળા દેવી ॥ સ્થીર સદા રહ્યાં ચર્ણ સેવી ॥ મુળ પ્રકતી જે તવ શકતી ॥ સેવે ચર્ણ સદા કરે ભકતી ॥૧૪૭॥ પાર્વતી સર્વ ઇશ્વર્ય પામી ॥ ચર્ણ સેવા થકી શીવ શ્વામી ॥ ઇશ્વરી સરસ્વતી દેવી ॥ સર્વ પુજ્ય થઈ પાદ શેવી ॥૧૪૮॥ શાવીત્રીવેદ માતા જાણ ॥ ત્રિભુવન પાવન નીર્વાણ ॥ બ્રાહ્મણને બ્રહ્મગતી થાયે ॥ તમો પાદાબ્જ શેવા મહિમાયે ॥૧૪૯॥ કરે ધરણિ વિશ્વ ધારણ ॥ નાનાવિધ રત્નનુ કારણ ॥ વિશ્વપાળે સર્વ ધાન્યે કરી ॥ તવચર્ણ સેવા થકી હરિ ॥૧૫૦॥ રાધા વક્ષસ્થળે અહોરાત્ર ॥ શેવે પાદ અન્ય કોણ માત્ર ॥ મને દયા કરો મહારાજ ॥ ચર્ણ ધ્યાન બીજું નહીં કાજ ॥૧૫૧॥ ગૃહ પ્રત્યે ન જાવું વિશ્વેસ ॥ નહીં ગૃહુ તવધન લેશ ॥ ચર્ણસેવામાં સેવક કરી ॥ મને રાખો સદા શ્રી હરિ ॥ ॥૧૫૨॥ સ્તુતિ કરી ગર્ગ મુનીજન ॥ પડયા ચરણે શ્રી ભગવન ॥ મન ગળિત થયું ભકતી સંગ ॥ થઈ પુલકાવળી સર્વંગ ॥૧૫૩॥ ગર્ગ વચન સાંભળી કરી ॥ હસ્યા ભકત વત્સળ શ્રી હરિ ॥ થશે ભકતી બોલ્યા ભગવંન ॥ મારે વિશે સદા મુનીજંન ॥૧૫૪॥ ગર્ગકૃત સ્તોત્ર શુભ એહ ॥ પાઠ કરે ત્રિકાળ જન જેહ ॥ તેને દઢ ભકતી આપે શ્રી હરિ ॥ ચર્ણ સ્મૃતિ સદા સ્તોત્રે કરી ॥૧૫૫॥ જન્મમૃત્યુ જરા રોગ જાયે ॥ શોક મોહ સંકટ પળાયે ॥ કૃષ્ણ ભકતમાં ભકત કહેવાયે ॥ સદા સેવન તત્પર થાયે ॥૧૫૬॥ ॥ વલણ ॥ થાયે કૃષ્ણ સહાનંદ નિત્યે, રહે સદા શ્રી કૃષ્ણ સાથરે ॥ કદાપિ નહીં હોય તેને, વિયોગ શ્રી હરિ સંગાથરે ॥૧૫૭॥ ઇતિ ગર્ગકૃત સ્તોત્ર ॥ ॥ કડવું (૬)

॥ રાગ વસંત ॥ ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ હરિની સ્તુતી કરી મુનીશજી ॥ નંદને આપ્યા શ્રી જગદીશજી ॥ કહે નંદને જાવું સ્વસ્થાનજી ॥ કરો આજ્ઞા નંદ સુખ દાનજી ॥૧૫૮॥ ઢાળ. આશ્ચર્ય મોહ વિચિત્રછ ॥ વિંટયો સંસાર મોહની જાળ ॥

સંયોગને વિયોગ જનનો ॥ સિંધુ ફીણવત સર્વ કાળ ॥૧૫૯॥ વચન સાંભળી ગર્ગના-
ને ॥ કીધું રૂદન તે નંદરાયે ॥ સદ્ય વિયોગ સાધુજનનો ॥ મર્ણ થકી અધિક તે થાય
॥૧૬૦॥ સર્વ શિષ્ય સહાવર્ત પોતે ॥ મુનીંદ્ર જવા થયા તૈયાર ॥ સર્વ નંદાદિ ગોપ
રૂઅને ॥ વળી સકળ ગોપિ તે વાર ॥૧૬૧॥ પ્રણામ કીધા પરમ પ્રીતે ॥ મુની દઈ
આશીષ વચન ॥ મન આનંદિ મથુરાં પ્રત્યે ॥ ત્યાંથી ચાલ્યા મહા મુનીજન ॥૧૬૨॥
સર્વ રૂષીને મુની સર્વે ॥ બંધુવર્ગ પુર્ણ મન કામ ॥ ધન પુર્ણ થઈ સઉ ચાલ્યા ॥ સહા-
નંદ નીજ નીજ ધામ ॥૧૬૩॥ બહુ દ્રવ્ય ભુષણ વાહન ॥ બંદી ચાલ્યા પુર્ણ મનોરથ ॥
દ્રવ્યભાર લઈ ભિક્ષુક ચાલ્યા ॥ ગતી કરવા નહીં સમર્થ ॥૧૬૪॥ કોઈ ધીમે ગતી કરે
કોઈ ॥ ભાર ઉતારી મહી શયન ॥ ઉઠે એમ કોઈ ચાલે બોલે ॥ જયં જયતી મુખવચન
॥૧૬૫॥ કોઈ માર્ગે નૃત્ય કરેછે ॥ વળી કોઈ કરેછે ગાયન ॥ કોઇ નાનાવિધ કહે
બહુ ॥ કથા પુરાતની મુનીજન ॥૧૬૬॥ સગર માંનધાતા ન હુંશની ॥ ઉત્તાન પાદ
નળાદિ ભુપ ॥ શ્રી રામની અશ્વમેધ કથા ॥ રંતી દેવકર્ણની અનુપ ॥૧૬૭॥ જે જે નૃ-
પના કર્મ સુંદર ॥ પૃદ્ધ મુખથી સાંભળયા જેહ ॥ કો કહે કો સાંભળે પ્રજથી॰॥ સહાનંદ
જાએ સઉ ગેહ ॥૧૬૮॥ હર્ષ સંયુત નંદ યશોદા ॥ ખોળે લીધા કૃષ્ણ ભગવાન ॥ બેઠાછે
મહારમ્ય મંદીર ॥ તે કુબેર ભવન સમાન ॥૧૬૯॥ બાળક વૃદ્ધી પામેછે જેમ ॥ શુક્લે
ચંદ્રકળા સુખધામ ॥ ઝાનું પાણીએ ગતી કરતા ॥ થયા શ્રી હરિને બળરામ ॥૧૭૦॥
દેખી વૃદ્ધિ કૃષ્ણ શંકર્ષણ ॥ દંપતી મન મોદ અપારી ॥ લલિત ભાષણ કરે ચાલે ॥
હરિ બાળક વિગ્રહ ધારી ॥૧૭૧॥ ગર્ગ મથુરાં જઈ પોહોંત્યા ॥ ગયા વસુદેવને આ-
શ્રમ ॥ તે નમ્યા તેણે આશીષ દીધા ॥ પછે પુછેતે કુશળક્ષેમ ॥૧૭૨॥ મુનીએ તેની
કહી કુશળ ॥ મહોત્સવ મનોહર વાત ॥ આનંદ આસૃ મગ્ન મન થયું ॥ સાંભળી હરિ
જાણી સાક્ષાત ॥ ૧૭૩ ॥ દેવકી પરમ પ્રીતે કરી ॥ મુનીને પુછેછે વારંવાર ॥ માતા
મનમાં મહા મોદ પાંમ્યા ॥ નેત્રે વહે બહુ જળધાર ॥ ૧૭૪ ॥ ગર્ગ તેહને આશિષ
કરી ॥ નીજ ગૃહ ગયા મુનીરાયે ॥ દંપતી ત્યાંહાં રહ્યા આનંદ ॥ મનમાં હરિ ગુણ ગાયે
॥૧૭૫॥ જન્માંતરની કહું તાહારી ॥ સાંભળ કથા નારદ તેહ ॥ પંચસત કામિનીનો
સ્વામી ॥ એક ગંધર્વ સુંદર દેહ ॥૧૭૬॥ તે કામિનીમાં અંધ મહા ॥ વિવેક રહીત તું
જાણ ॥ બ્રહ્માના શ્રાપ થકી દીજની ॥ દાસીપુત્ર થયો નીરવાણ ॥૧૭૭॥ તે તું હમણા
બ્રહ્મપુત્ર થયો ॥ વૈષ્ણવ ઉચિષ્ટ મહિમાયે ॥ સર્વજ્ઞ સર્વ દર્શી હરિનો ॥ તું મહા સેવક
કહેવાયે ॥૧૭૮॥ કૃષ્ણચરિત્ર મહા નારદ ॥ નામાકર્ણ ને અન્નપ્રાસંન ॥ જન્મમૃત્યુને
જરા નાશક ॥ હવે બીજા કહું મુનીજંન ॥૧૭૯॥ ॥ વલણ ॥ ભકતજન હરિને
અતિ વલ્લભ ॥ સુણો શ્રી કૃષ્ણ મહીમાયરે ॥ કૃષ્ણ કૃપાથી માન કહે ॥ પુર્ણ ત્રયોદશમો

અધ્યાયેરે ॥૧૮૦॥ ॥ ઇતિશ્રી ॥

અધ્યાય ૧૪ મો.

॥ કડવું ૧ લું ॥ ॥ રાગ મારૂની દેશી ॥ ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ એક સમયે નંદની નારી ॥ સ્નાન અર્થે યમુના પધારી ॥ ગવ્ય પુર્ણ ગૃહ સુખદાન ॥ દેખી હસ્યા પોતે ભગવાન ॥૧॥ દધીદૃધ તક્ર સર્વ ઘૃત ॥ મધુ નવનીતાદિ સમસ્ત ॥ વસ્તુ સઘળી ભેગી કરી ॥ પોતે કીધું ભક્ષણ શ્રી હરિ ॥૨॥ ગોપી યશોદા યમુનાનીર ॥ સ્નાન કરીને આવ્યા મંદીર ॥ ઘૃત આદિ વસ્તુ કાંઈ નહીં ॥ ભાગ્યાં ભાંડ પડયાં જોયાં તહીં ॥૩॥ દેખી તે પુછે યશોદા માત ॥ કહો બાળકો સાચીરે વાત ॥ આ કેમ થયું કહો કારણ ॥ કોણે કર્મ કર્યું એ દારૂણ ॥૪॥ સાંભળી બોલ્યા બાળક વાત ॥ સાચું કહીએ સાંભળો માત ॥ એ સઉ કૃષ્ણે ખાધુંછે સહી ॥ હમને કીંચીત આપ્યું નહીં ॥૫॥ એવાં સાંભલ્યાં બાળ વચન ॥ ક્રોધ થયો યશોદાને મન ॥ વેત્ર ગ્રહીને ગ્રહવા ધાઈ ॥ રક્ત પંકજ લોચન માઈ ॥૬॥ પોતે નાઠા તે પ્રભુ સાક્ષાત ॥ પકડી ન શકે દોડે માત ॥ ધ્યાને સાધે સદાશીવ જેહને ॥ મહા સંકટે પ્રાપ્ત યોગીને ॥૭॥ ભ્રમી થાકાં યશોદાજી જ્યારે ॥ ઉભાં કંઠ અધર સુકયા ત્યારે ॥ શ્રમીત થયાં જનની જાણી ॥ ઉભા રહ્યા તે સારંગ પાણી ॥૮॥ કરે ગ્રહી કરી પ્રભુ ધીર ॥ લઈ આવ્યાં તે નીજ મંદીર ॥ વસ્ત્રે કરી બાંધ્યા બેઉ હાથ ॥ વૃક્ષ સાથે તે ત્રૈલોકયનાથ ॥૯॥ કૃષ્ણ સ્પર્શથકી મુનીજન ॥ થયાં વૃક્ષ સહસા પતન ॥ વૃક્ષથી થયા નર સુખદાયે ॥ જોડી હાથ નમ્યા પ્રભુ પાયે ॥૨૦॥ સ્તુતી કરી હરિની અપાર ॥ સ્વાળય જાયે બેસી રથ સાર ॥ વૃક્ષપાત ત્રાસી વ્રજેશ્વરી ॥ ધાઈ લીધા રોતા તે શ્રી હરી ॥૧૧॥ ગોપી ગોપ જે ગોકુળવાસી ॥ દોડી આવ્યાં નંદાશ્રમ ત્રાસી ॥ યશોદાને વઢે સૌ આવી ॥ શું કરીએ થતાં થયું ભાવી ॥૧૨॥ અતી વૃદ્ધ અવસ્થાએ બાઈ ॥ પુત્ર પ્રાપ્ત થયો સુખદાઈ ॥ ધન ધાન્યને રત્ન દ્રવ્યાણી ॥ પુત્ર અર્થેછે એ સઉ જાણી ॥૧૩॥ પુત્ર ભોગતા વિના જે સકળ ॥ તે દ્રવ્ય જાણ સદા નિષ્ફળ ॥ પુત્ર બાંધ્યો તે ગવ્યને કાજ ॥ વૃક્ષ મુળે શ્રી ગોકુળરાજ ॥૧૪॥ ગૃહ કર્મ વિકળ તવચિત ॥ વૃક્ષપાત થયું વિપરીત ॥ ગોપી વૃક્ષપાત મૃત્યુ લાગ ॥ પુત્ર જીવ્યો મહા મોટું ભાગ ॥૧૫॥ પુત્ર નાશ થાયે મુંઢ જ્યારે ॥ સર્વ દ્રવ્ય શું કામનું ત્યારે ॥ એમ કહીને સરવે જન ॥ ગયા પોત પોતાને ભુવન ॥૧૬॥ નંદ પત્નીને કહે વચન ॥ મહા રક્ત પંકજ લોચન ॥ ॥ નંદ ઉવાચ ॥ જાવું તીર્થ કરવાને કાજ ॥ નીજ પુત્રને લઇને આજ ॥૧૭॥ નહીંતો નીકળ ઘરમાંથી ॥ મારે તારૂ પ્રયોજન નથી ॥ સત કુપાધીક વાપી જાણ ॥ સરસત વાપીને સમાન ॥૧૮॥ સરસતાધિક યજ્ઞ કહે ॥ પુત્ર યજ્ઞ સતાધિક રહે ॥ તપ દાન વીષે પુન્ય થાપે ॥ જનમાન્તરે તે સુખ આપે ॥૧૯॥ સુખપ્રદ

સુપુત્ર પ્રમાણ ॥ પ્રાણથકી અધિક તું જાણ ॥ પુત્ર થકી સુખંધુ છે જ્યાંહી ॥ એવું પ્રિય ભવમાં કો નાહી ॥૨૦॥ એમ અબળાને કહી નંદ ॥ બેઠા ઘરમાં લઇ સુખ કંદ ॥ યશોદા રોહીણી મંન લાજ ॥ કરવા લાગ્યા તે ગૃહના કાજ ॥૨૧॥ ॥ વળણ ॥ ॥ નારદ ઉવાચ ॥ સુવેશ પુરૂષ કોણ થયા ॥ વૃક્ષ રૂપ ગોકુળમાં સ્વામીરે ॥ વીસ્તારી સઊ કહો મુજને ॥ શું કારણ વૃક્ષ દેહ પામીરે ॥૨૨॥ ॥ કડવુ ૨ જુ ॥

॥ રાગ કેદારો ॥ ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ ॥ કુબેર પુત્ર માહા શ્રીમાનજી ॥ નળકુબેર છે અવીધાનજી ॥ રંભા સાથે નંદન વન જ્યાંહીંજી ॥ ક્રીડા અર્થે ગયાછે તે માંહીજી ॥૨૩॥

॥ ઢાળ ॥ ॥ પુષ્પ વૈમાન મહા મનોહર ॥ સરિત તીર નીર્જન સ્થાનજી ॥ વડ વૃક્ષ સમીપ સુંદર ॥ સૌરભ પુષ્પ વાયુ સુખ દાનજી ॥૨૪॥ પુષ્પ સૈયા રમણ સુંદર ॥ રત્ન દીપીત તે જાણજી ॥ ચંદના ગુરૂ કસ્તુરી શુભ ॥ કુમ કુમ દ્રવ્ય યુત નીરમાણજી ॥૨૫॥ તેને વીષે લઇ રંભા સાથે ॥ યથા ઇચ્છિત કરે સૃંગારજી ॥ થાન નીરૂપીત ચુંબનના ॥ કરે ચુંબન ખટ પ્રકારજી ॥૨૬॥ અંગ પ્રત્યે અંગ સંયોગ કરી ॥ કરે ત્રીવિધ તે આલિંગનજી ॥ નખદંત કર ક્રીડા કરે ॥ મહા મોદ સંયુત છે મનજી ॥૨૭॥ જળ થકી જઈ થળે કરે ॥ કરે થળ થકી જઈ જળજી ॥ કામ શાસ્ત્ર દક્ષ રતી ક્રીડા ॥ ત્યાંહા આવ્યા છે મુની દેવળજી ॥૨૮॥ નગ્ન અંગ મુક્ત કેશ શીરના ॥ શ્રોણી ભરપીન પયોધરજી ॥ નખદંતના ક્ષત શોભીત ॥ પુલકીત દેહ મનોહરજી ॥૨૯॥ પ્રાણનાથને જુએ અબળા ॥ તેને જુવે તે મન આનંદજી ॥ પંકજાનન વક્ર ભૃગુટી ॥ દીઠાં કામાતુર મતી મંદજી ॥૩૦॥ રત્ન કુંડળ યુગમ શોભે ॥ વિચિત્ર રત્ન પુષ્પની માળજી ॥ સિંદુર બિંદુ ભૂષિત ભામા ॥ રાજે સંયુત કિંકણી જાળજી ॥૩૧॥ વૃક્ષતા પામ પાપિષ્ટ તું તો ॥ એહેવું બોલ્યા મુની વચનજી ॥ કામા શકત બહુ તું છે રંભા ॥ થા મનુષ્ય કહે મુની જનજી ॥૩૨॥ ગોકુળમાં જઈ વૃક્ષ થાતું ॥ કૃષ્ણ સ્પર્શથી આવશે જાણજી ॥ ઇંદ્ર સંયોગથી રંભા ફરી ॥ ગ્રહ આવશે એ મમવાણજી ॥૩૩॥ એ પ્રકારે શ્રાપ દઇ કરી ॥ મુની ગયા તે નીજ મંદીરજી ॥ કુબેર પુત્ર ગયા ત્યાંથી ॥ નીજ ગૃહ ધરી મન ધીરજી ॥૩૪॥ એ પ્રકાર સૌ કહ્યું નારદ ॥ રંભા વૃત્તાંત કહું તું જાણજી ॥ સુચંદ્ર મહિપતીને ઘેરે ॥ જન્મી રંભા જઈ નીરવાણજી ॥૩૫॥ કન્યા કમળા જેહેવી સુંદર ॥ સતી રૂપવતી અતી તેહજી ॥ નાનાવિધ ભૂષણ ભૂષીત ॥ મહિપતી મન બહુ સ્નેહજી ॥૩૬॥ જન્મે જયને આપી છે બાળા ॥ સન માનીને બહુ મહિપજી ॥ જન્મે જયની થઈ તે રાણી ॥ બહુ પ્રેમ તે ઉપર ભૂપજી ॥૩૭॥ એક સમયે યજ્ઞ અર્થે ॥ રોપ્યાં કનક કંદળી સ્થંભજી ॥ દિક્ષા લીધી તે મહિપતીએ ॥ માંડ્યો અશ્વ મેધનો આરંભજી ॥૩૮॥ શક્રે અશ્વને ગુપ્ત કર્યો તે ॥ યજ્ઞાર્થે અશ્વ બહુ સુંદરજી ॥ કૌતિક એહેવું કીધું તેણે ॥

મનમાં મનોરથ ગંભીરજી ॥૩૯॥ અશ્વ ખોળવા ગયા સરવે ॥ સક્ર સાધવી એકાકી જાણીજી ॥ સંજોગ કારણે આવ્યો ત્યાંહા ॥ બહુ કર્યું નિવારણ રાણીજી ॥૪૦॥ નહીં માન્યું ને રેમણ કીધું ॥ પછી મુર્છા થયો તે અચેતજી ॥ સંભોગથી સતી દેહ ત્યાગ્યો ॥ યોગાગ્નિ કરી નીજ નીકેતજી ॥૪૧॥ ઉઠયો સક્ર તે મહિપતીની ॥ બહુ લજ્યાભય મનમાનજી ॥ મન ક્ષોભ થઈ ત્વરા યુક્ત ॥ સક્ર ગયો સ્વર્ગનીજ સ્થાનજી ॥૪૨॥ રંભા મનુષ્ય દેહ તજીને ॥ ગઈ સ્વર્ગ વીષે સુખકારીજી ॥ વીચારી સઉ કહ્યું નારદ ॥ અર્જુન વૃક્ષભંગ વીસ્તારીજી ॥૪૩॥ રાજાએ સાંભલ્યું મર્ણ પામી ॥ જોઈ રૂદન કર્યું ભૂપાળજી ॥ પછે યજ્ઞ કર્યો પુરણ ॥ બહુ દક્ષણા આપી મહિપાલજી ॥૪૪॥ નળ કુબેરનો મોક્ષ કહ્યો ાં ને રંભાનો કહ્યો મુની જનજી ॥ જન્મમૃત્યુને જરા નાશક ॥ ચરિત્ર પુનીત ભગવનજી ॥૪૫॥ ॥ વલણ ॥ ॥ એ પ્રકારે કહ્યાં સરવે ॥ બીજાં કહું સુખદાયરે ॥ કહે માન ગુલાબમા ॥ થયો ચતુર દશમો અધ્યાયરે ॥૪૬॥ ઇતીશ્રી

અધ્યાય ૧૫ મો.

॥ કડવું ૧ લુ ॥ ॥ રાગ કાફી ॥ ॥ શ્રી નારાયણ ઉવાચ ાં ॥ એક સમે સહુભગવન ॥ નંદ પોતે ગયા બ્રંદાવન ॥ તે મધ્યે ભાંડીર ઉપવન ॥ ત્યાંહાં ચારવા નીજ ગોધન ॥૧॥ સરમિષ્ટ નીર સુખદાન ॥ ગઉ પાઇ પોતે કર્યું પાન ॥ વટ મૂળે બેઠા વ્રજ ભૂપ ॥ ખોળે લઇને બાળ અનૂપ ॥૨॥ એટલાંમાં કૃષ્ણ ભગવાન ॥ માયા મનુષ્ય વિગ્રહવાન ॥ કૃષ્ણે માયા કરી વિસારદ ॥ ત્યાં થઈ મેઘ ઘટા નારદ ॥૩॥ જોયા નભ આવ્રત જળધર ॥ સ્યામ કાનન સરવાંતર ॥ વજ્ર વાયુ વૃક્ષ થરથરે ॥ મેઘ વજ્ર શબ્દ બહુ કરે ॥૪॥ વૃષ્ટિ ધારા અતી સ્થુળ થાયે ॥ નાશાનાસ કરે સઉ ગાયે ॥ જોઇ વૃક્ષ શાખાનુ પતન ॥ ભય પ્રગટયો નંદને મન ॥૫॥ વનમાં મૂકી વત્સને ગાયે ॥ નીજ આશ્રમ કેમ જવાયે ॥ જો નહીં જવાયે મારી વતી ॥ તો આ બાળકની કોણ ગતી ॥૬॥ એમ નંદજી બોલ્યા જ્યારે ॥ હરિ રડવા લાગ્યા ત્યારે ॥ માયા નીર્યતા તે ભય કરી ॥ પીતા કંઠે વળગ્યા શ્રી હરિ ॥૭॥ એટલામાં રૂપ દીવ્ય દીપ ॥ રાધા આવી તે કૃષ્ણ સમીપ ॥ ગતી ચાપલ્યને ન નીહારે ॥ રાજ હંસને ખંજન હારે ॥૮॥ સરદ ચંદ્ર શોભા આનન ॥ સરદ પદ્મ રાજે લોચન ॥ એ છે ઉપમા મળતી રંચ ॥ નાસા વિરાજે ખગેંદ્ર ચંચ ॥૯॥ ગ્રીષ્મ મુધ્યાન ભાનુનું વર્ણ ॥ શોભે કુંડળ તે બેઉ કર્ણ ॥ શોભા અધર પકવ બિંબફળ ॥ મુકતા પંકતી દશન ઉજ્વળ ॥૧૦॥ કસ્તુરી બિંદુ સિંદુર ભાલ ॥ રંગ વિચિત્ર શોભા વિશાળ ॥ મણી રત્ન સારં ઉર હાર ॥ પુષ્પમાળ છે શોભા અપાર ॥૧૧॥ શ્રી ફળાકાર કઠિણ સ્તન ॥ શોભા જોઇ મોહે મુની મન ॥ ઉદર્ત્રિ વળી શોભા મંદીર ॥ મધ્ય નાભી રાજીત ગંભીર ॥૧૨॥ રત્ન રચિત નીપુર રાજે ॥ રક્ત

ચર્ણાંબુજ જનુ ભમે ॥ તેને પુનર્ભવ નહીં જાણ ॥ સંત નીગમાગમ કહેવાણ ॥૧૩॥ કર કમળ કંકણ રાજે ॥ બાહુ કામ ધનુષ વિરાજે ॥ શુશોભિત કલેવર જાણ ॥ વંર્ણ ચંપક પુષ્પ પ્રમાણ ॥૧૪॥ સહસ્ત્ર દળ યુકત ઉજ્વળ ॥ ક્રીડા અર્થે લીધુંછે કમળ ॥ જો-વા વદન શોભાને વર્ણ ॥ કરમાં લીધુ રત્ન દર્પણ ॥૧૫॥ નીર્જન સ્થાન જોઇ તે નંદ ॥ પામ્યા વિસ્મય મન આનંદ ॥ ચંદ્રકોટી પ્રભાસમ ભાસ ॥ દશો દિશા કરતી પ્રકાસ ॥૧૬॥ તે પ્રત્યે બોલ્યા હર્ષા શ્રૂભર ॥ નંદ ભકતી નમ્રાત્મકંધર ॥ તને જાણી ગર્ગે કહી વાણ ॥ પદ્માધિક હરિને તું જાણ ॥૧૭॥ તું પ્રાણનાથને ગૃહી સતી ॥ યથા ઇચ્છિત કરની ગતી ॥ એમ કહી આપ્યા રોતાં બાળ ॥ લઈ રાધા હસ્યાં તતકાળ ॥૧૮॥ નં-દને કહે રાધા હે તાત ॥ પ્રકાસન કરવી આ વાત ॥ તમને દર્શણ જેહ મારૂં ॥ મહા પુન્ય પ્રગટયુ તમારૂં ॥૧૯॥ ગર્ગે સંસે કર્યા નીવારણ ॥ તમો જાણોછો સર્વ કારણ ॥ વર માગો વ્રજપતી આજ ॥ મન ઇચ્છિત હોય જે કાજ ॥૨૦॥ તમને આપુ તે સુ-ખદાન ॥ દુર્લભ દેવને જે વરદાન ॥ રાધા વાકય સુણી કહે નંદ ॥ આપો તમારાં ચર્ણારવીંદ ॥૨૧॥ તમો સમીપ આવો નીવાસ ॥ ચર્ણ સેવીએ થઇને દાસ ॥ વાકય સાંભળી બોલ્યા ઇશ્વરી ॥ હોસે તે જે ઇચ્છા તમો કરી ॥૨૨॥ હમારા ચર્ણાંબુજની સ્મૃતિ ॥ હોસે સર્વદા દુર્લભ અતી ॥ તમને માયા કરે ન આછન ॥ ગોલોક આવસો ત્યાગી તન ॥૨૩॥ એમ નંદને આપીને વર ॥ ચાલી કૃષ્ણને લઇ વનાંતર ॥ દુર જઈ નીજ બાહુ કરી ॥ યથા ઇચ્છા ખેલે સહ હરિ ॥૨૪॥ મન કામ કરે આલીંગન ॥ નાના વિધ તે કરે ચુંબન ॥ પુલકાંચિત તે સર્વાંગ ॥ રાસ મંડળ સ્મર્ણ અનંગ ॥૨૫॥ એટ-લાંમાં રાધા મન પ્રીત ॥ રત્નમંડપ માયા રચિત ॥ દીઠો રત્ન કલસ સંયુત ॥ સત શો-ભીત ભાન ઊદ્યોત ॥૨૬॥ રાજીત ચીત્ર રત્ન આરંભ ॥ સિંદુરાકાર મણીના સ્થંભ ॥ ચંદના ગરૂ કસ્તુરી બ્રાજે ॥ કુંકુમ દ્રવ્ય સંયુત રાજે ॥૨૭॥ માલતી પુષ્પ સૈયા અદભૂત ॥ નાના ભોગ દર્પણ.સંયુત ॥ મણી મુકતા માણીકની જાણ ॥ મણી સાર કપાટ વી શાળ ॥૨૮॥ ભુષિત વસ્ત્ર વ્હનિ સમાન ॥ મણી કુંકુમ સત્પ સોપાન ॥ દેવી મંડપને જોઈ કરી ॥ ગઈ અંતર આનંદ ભરી ॥૨૯॥ જુવે તાંબુલ ગંધ કર્પુર ॥ રત્ન કુંભમે જળ મધુર ॥ સુધા પુર્ણ કુંભ વિસારદ ॥ મંડપ મધ્ય જોયા નારદ ॥૩૦॥ વયકીશોર પુરૂષ સ્યામ ॥ કોટી કંદર્પ લાવણ્ય ધામ ॥ પુષ્પ સૈયા કર્યું છે સયન ॥ સુષ્ટુ તન જન મન મોહન ॥૩૧॥ પીત વસ્ત્ર કર્યું પરિધાન ॥ પ્રસન વદન શ્રી ભગવાન ॥ મણી રત્ન સાર નિરમાણ ॥ કેયુર કંકણ ધરયાં જાણ ॥૩૨॥ રત્નમણી રચિત કુંડળ ॥ યુગલ શોભીત ગંડસ્થળ ॥ રાજીત કૌસ્તુભ વક્ષસ્થળ ॥ ચંદ્ર આનન પ્રભા ઉજવળ ॥૩૩॥ સરદ્કમળ પ્રભા મોચન ॥ મહા શોભિત દીર્ઘ લોચન ॥ ઉર બ્રાજીત માલતી માળ ॥

શીખી પીચ્છ શોભાછે વિશાળા॥૩૪॥ જોતિ રાજીત ભાન અનંતા॥ સોભે મુગટ શ્રી ભગવંત ॥ એકી દ્રષ્ટીએ મહા ગંભીર ॥ પોતે જુએ છે રત્નમંદીર ॥૩૫॥ પાસે બાળક નહીં તે જાણ ॥ દીઠાં નવ યોવન નીર્વાણ ॥ રાધા છે પોતે જ્ઞાન ભવન ॥ તો પણ વિસ્મય પામ્યા મન ॥૩૬॥ રાસે સ્વરીરૂપ રાસી જોઈ॥ મનોહર મન રહ્યું મોઈ॥ રાધા ચક્ષુ ચકોર સમાન ॥ મુખ ચંદ્ર રાધા કરે પાન ॥૩૭॥ દેખી કોટી કામ પ્રભુ તન ॥ નવ સંગમ લાલ સામન ॥ પુલકાંચિત સર્વાંગપુર ॥ સ્મીત હાસ્ય છે મદનાતુર ॥૩૮॥

॥ વલણ ॥ મદનાતુર છે રાધિકા ॥ જુએછે વક્રચક્ષુ કરીરે ॥ નેત્રપંકજ ચંદ્રવદની ॥ રાધા પ્રત્યે બોલ્યા શ્રી હરિરે ॥૩૯॥ ॥ કડવું ૨ જું ॥ ॥ રાગ સામેરી ॥

॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥ ॥ કર સ્મર્ણ ગોલોક એકાંતજી ॥ શુર સભા થયુ જે વૃતાંતજી ॥ પુર્ણ કરીશ કહ્યું છે પુર્વજી ॥ પ્રીયાભાષણ હમણા સર્વજી ॥૪૦॥ ॥ ઢાળ ॥ મને પ્રાણાધિક છે રાધિકા તું ॥ સદા પ્રિય પ્રિયા નીરવાણ ॥ અભેદ છૈએ આપણે નિત્યે ॥ કંઈભેદ નહી ધ્રુવ જાણ ॥૪૧॥ ક્ષીર વીષે જેમ ઉજ્વળતા ॥ અગ્નિ વિષે દાહકતા જેમ ॥ પૃથ્વી વિષે જેમ ગંધ રહે ॥ તારે વિષે હું રહુછુ તેમં ॥૪૨॥ વિના મૃતીકા ઘટ કરવા ॥ ન સમર્થ જેમ કુંભાર ॥ સ્વર્ણ વિના કુંડળ કરવા ॥ નહીં શકત કંચના કાર ॥૪૩॥ તું વિના તેમ સૃષ્ટિ કરવા ॥ નહી સમર્થ હું સત જાણ ॥ રાધા સૃષ્ટા તું સૃષ્ટિ હેતુ ॥ બીજરૂપ હું છું નીરવાણ ॥૪૪॥ તું વિના મને લોક કહેછે ॥ કેવળ કૃષ્ણ એહેવુ નામ ॥ તું સાથે ત્યારે સર્વ સુજને ॥ કહે શ્રી કૃષ્ણ સુખનુ ધાંમ ॥૪૫॥ સર્વ બીજ સ્વરૂપ હું છઊ ॥ યોગે કરી ઉદ્ભવકારી ॥ સર્વ શકતી સ્વરૂપ સર્વદા ॥ સર્વ નારી રૂપ તું ધારી ॥૪૬॥ મમ અંગ સ્વરૂપ રાધા ॥ મૂળ પ્રકૃતિ ઇશ્વરી દેવી ॥ તને કહ્યું મેં જ્ઞાન એ તે ॥ મારા ભકત જાણે મને સેવી ॥૪૭॥ તારે મારે વીષે ભેદ બુદ્ધિ ॥ કરે મહા અધમ જે જન ॥ તેના વાસ હોયે કાળસુત્રે ॥ રાધા પ્રત્યે કહે ભગવન ॥૪૮॥ પુર્વ સત્પને સત્પપરના ॥ પીતૃ પામે અધમ નીવાસ ॥ કોટી જન્મના પુન્ય તેના ॥ રાધા નિશ્ચય હોય તે નાસ ॥૪૯॥ અજ્ઞાને કરીને અધમ જન ॥ જે આપણી નીંદા કરશે ॥ ઘોર નરકે પડે જઇને ॥ યાવત્ચંદ્ર દુખ તે ધરે ॥૫૦॥ રાધા તારા નામનો જે ॥ જાપ કરે તે જન જાણ ॥ મારૂ પુજન કર્યું પ્રીતે ॥ એહેવુ ફળ હોય નીરવાણ ॥૫૧॥ બ્રહ્મા અનંત શીવધર્મ જે ॥ નરનારાયણ રૂષીરાજ ॥ કપીલ ગણેશને કાર્તીક ॥ મને પ્રિય એ સર્વ સમાજ ॥૫૨॥ લક્ષ્મી સરસ્વતી વળી દુર્ગા ॥ સાવીત્રી પ્રકૃતિ આદિ જેહ ॥ મને સકલ એ દેવી ॥ પ્રાણ તુલ્ય પ્રિય સઉ તેહ ॥૫૩॥ તું તો પ્રાણાધિક મને રાધા ॥ સરવે ભીન્નસ્થળની વાસ ॥ સર્વાધિક તું સતી સર્વદા ॥ મારે વક્ષસ્થળે તારો વાસ ॥૫૪॥ એ પ્રકારે કહી કૃષ્ણ પોતે ॥ રહ્યા મનોહર સૈયાપર ॥ શ્રી કૃષ્ણ પ્રત્યે રાધિકા

ત્યાંહા ॥ બોલ્યાં ભક્તિ નમ્રકંધર ॥૫૫॥ ॥ રાધા ઉવાચ ॥ ॥ સમરણ કરૂંને સર્વ જાણું ॥ વિસ્મર્ણ થાયે કેમ વિભૂ ॥ તમારા જેવી મને કહોછો ॥ તવ પાદાબ્જ પ્રસાદે પ્રભુ ॥૫૬॥ ઇશ્વરને પ્રિયા પ્રિય નહીં ॥ કોઈ જે સેવે તેવી ગત ॥ પર્વતનું ત્રણ કરી શકો ॥ કરો ત્રણનો પ્રભુ પર્વત ॥૫૭॥ જે તે ભાવના ભક્ત ઉપર ॥ છો ફળદાતા સમાન ॥ હું જન્મથી દાઝ પામુછુ તવ ॥ વીરહા નળથી ભગવાન ॥૫૮॥ ચર્ણાંબુજ દેખીને થઈ સાતા ॥ જોયું મુખ જે મુની અગમ ॥ રાધિકાના વચન સાંભળી ॥ પોતે હસ્યા પુરૂષોત્તમ ॥૫૯॥ તે પ્રત્યે સત્ય હિત વચન ॥ બોલ્યા શ્રુતિ સ્મૃતિ નીરૂપીત ॥ મારૂં કર્યું નીરમાણ જેતે ॥ કોનહીં કરી શકે ખંડીત ॥૬૦॥ વિધાતાનો પણ હું વિધાતા ॥ રાધિકા જાણ તું સતવાણ ॥ બ્રહ્માદિ શુદ્ર જંતુનું પણ ॥ હુંજ કરૂં છઊં નિરમાણ ॥૬૧॥ એટલામાં ત્યાંહા બ્રહ્મા પોતે ॥ હરિ પાસે કર્યું આગમન ॥ માળા કમંડળ છે કરમાં॥ આનંદ યુકત ચતુરાનંદના॥૬૨॥ શ્રી કૃષ્ણને નમસ્કાર કીધા॥ શાષ્ટાંગ દંડવત ઉમંગ ॥ બહુ સ્તુતી કરી શ્રી હરીની ॥ હર્ષા નેત્ર પુલકીતાંગ ॥૬૩॥ વારંવાર પ્રણામી પ્રભુને ॥ બ્રહ્મા ભકતી નમ્રાત્મ કંધર ॥ રાધિકા સમીપ ગયા પછે ॥ કર્યા નમસ્કાર જોડી કર ॥૬૪॥ ॥વલણ॥ ॥કરજોડી પ્રણામ કરીને ॥ પરમ ભકિત ચતુરાતનરે ॥ કમંડળ જળે ચર્ણ ધોઈ ॥ બહુ વિધિ કરેછે સ્તવનરે ॥૬૫॥ કડવું ૩ જુ॥

॥રાગ ગોડી॥ બ્રહ્મા ઉવાચ॥ ॥તવ ચર્ણાંબુજ સુખદાતા ॥ દીઠાં કૃષ્ણ પ્રસાદથી માતા ॥ જોઇ શાતા થઇછે મનને ॥ સુ દુર્લભ સરવે જનને ॥૬૬॥ છ સહસ્ત્ર વર્ષ હરિ સેવી ॥ પુરવે તપ કીધું મેં દેવી ॥ તીર્થ ભાષ્કર પુસ્કર નામી ॥ આવ્યા પોતે કૃષ્ણ જગસ્વામી ॥૬૭॥ વર માગ કહી હરિ વાણી ॥ ગુણાતીત નીજ જન જાણી ॥ આપો પ્રભુજી થઇ પ્રસન ॥ રાધા ચર્ણ કમળ દર્શન ॥૬૮॥ મહા તપસ્વી મુજને જાણી॥ હરી બોલ્યા પોતે ત્યાંહા વાણી ॥ ગત થયેથી કઈ એક કાળ ॥ હું દર્શણ કરાવીશ બાળ ॥૬૯॥ એવો વર આપ્યો શ્રી ગોવિંદ ॥ તેથી દીઠાં મેં ચર્ણારવીંદ ॥ સર્વે જન વાંછિત એ માત ॥ ગૌલોક વાસી ચર્ણ શાક્ષાત ॥૭૦॥ સર્વ દેવી વીભૂતી છે તાહારી ॥ મૂળ પ્રકૃતી તું વિશ્વકારી ॥ કૃષ્ણ અર્ધાંગ રાધા સંભૂત ॥ કૃષ્ણ તુલ્ય સદા અદ્‌ભૂત ॥૭૧॥ ઉર્ધ વૈકુંઠ બ્રહ્માંડ બ્હાર ॥ તેથી ઉર્ધ ગૌલોક વીસ્તાર ॥ એ અજન્ય ન જાણે કો ભેદ ॥ તેમ અજન્ય અંબા કહે વેદ ॥૭૨॥ જેમ સર્વ બ્રહ્માંડમાં જાણ ॥ કૃષ્ણ અંશ જીવ પરમાણ ॥ સર્વ શકતી સ્વરૂપા તું માત ॥ નીરૂપીત નિગમ શાક્ષાત ॥૭૩॥ હરિ અંશ પુરૂષ દેહ ધારી ॥ તવ અંસ સમગ્ર છે નારી ॥ જેમ નિત્ય શ્રી કૃષ્ણ છે સદા ॥ તેમ અંબા તું નિત્ય સર્વદા ॥૭૪॥ હું વિધાતા જગતનો તાત ॥ વેદ જનક છઊં શાક્ષાત ॥ હુંથી તારા ગુણ ન કહેવાયે ॥ વેદ પંડિત અન્ય શું ગાયે ॥૭૫॥ હું મહેશ

અનંતને વેદ ॥ સરસ્વતી ન જાણે એ ભેદ ॥ જન વિષય નિરત સુખ ધ્યાવે ॥ બીજું કો સમરથ ગુણ ગાયે ॥૭૬॥ જે પ્રકારએ બુદ્ધિ આલંબ ॥ તે પ્રકારે કહ્યું જગદંબ ॥ ક્ષણ ક્ષણબાળ દોષ કરે ॥ માતપીતા ક્ષમે સ્નેહ ધરે ॥૭૭॥ એમ કહી રહ્યા વિશ્વેશ્વર ॥ દેવી સમીપમાં જોડી કર ॥ સર્વ વંધ્ય અનાદિ જે માત ॥ પ્રણમ્યા તે ચર્ણાંબુજ ધાત ॥૭૮॥ બ્રહ્માકૃત સ્તોત્ર મુની એહ ॥ ત્રીકાળ તે ભણે નર જેહ ॥ રાધા કૃષ્ણ ચર્ણે નીરવાણ ॥ ભકતી પ્રગટે અખંડીત જાણ ॥૭૯॥ કર્મ નીર્મુળ કરે તે જન ॥ મૃત્યુ છતે ન થાયે પતંન ॥ વૈષ્ણવ ધર્મ દક્ષ આચરે ॥ ઉત્તમ ગૌલોક તે સાંચરે ॥૮૦॥

॥ ઇતિ બ્રહ્માકૃત રાધા સ્તોત્ર ॥ ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ ॥ બ્રહ્માકૃત સ્તવનને સુણી ॥ તે પ્રત્યે બોલ્યા રાધિક મુની ॥ વર માગ તું વિધાતા તેહ ॥ તારે મન ઇચ્છા હોય છેહ ॥૮૧॥ રાધા વચન સાંભળી કરી ॥ જગવિધિ બોલ્યા મુદ ભરી ॥ તમારા ચર્ણ કમળે સદા ॥ ભકતી વર મને આપો મુદા ॥૮૨॥ એ વર માગ્યો કમળા સન્ન ॥ બોલ્યાં તથાસ્તુ રાધા વચન ॥ જગદંબાને ભકતીએ કરી ॥ પાદ પદ્મે નમ્યા વિધી ફરી ॥૮૩॥ પછે વીધાતા મન પ્રસંન ॥ કર્યો પ્રજ્વળીત હુતા સન્ન ॥ વિશ્વવાસ હરિને સમરે ॥ વિધી હવન વિધીએ કરે ॥૮૮॥ સુતા ઉઠાડી કૃષ્ણને આણી ॥ બ્હંનીશાનિધ્ય કહેછે વાણી ॥ વિધીના કહેથી ભગવન ॥ વિધીએ કરી કરે હવન ॥૮૯॥ સાત પ્રદક્ષિણા હરિ કરી ॥ પછે રાધિકાએ કીધી ફરી ॥ પછે રાધાએ પ્રણમ્યા હરિ ॥ પ્રેમે મસ્તક ચરણે ધરી ॥૯૦॥ પછે લઈ રાધીકાનો હાથ ॥ કૃષ્ણને ગ્રહાવ્યો પ્રજાનાથ ॥ વેદોકત મંત્ર ભણાવ્યાં સાત ॥ વિધિએ હરિ પાસે સાક્ષાત ॥૯૧॥ હસ્ત રાધિકાનો આરોપીત ॥ કૃષ્ણ વક્ષસ્થળે વેદ વિત ॥ કૃષ્ણહસ્ત રાધિકાને પૃષ્ઠ ॥ સ્થાપન કરાવ્યો સુરજેષ્ટ ॥૯૨॥ રાધા પાસે ભણાવ્યા ત્રીમંત્ર ॥ પારજાતી પુષ્પ કરી યંત્ર ॥ માળા શ્રી કૃષ્ણ કંઠ ઉપર ॥ બ્રહ્મા આરોપાવી રાધા કર ॥૯૩॥ શ્રીકૃષ્ણને કરાવ્યા પ્રણામ ॥ રાધા પાસે બ્રહ્મા સુખધામ ॥ રાધા ગળે હરિ નીજ કર ॥ માળા પેહેરાવી મનોહર ॥૯૪॥ પછે કૃષ્ણ બેસાડયા આસન ॥ કમળોદભવ ચીત્ત પ્રસન ॥ વામ ભાગે રાખ્યાં રાધા સતી ॥ કૃષ્ણ તેજ જોઇને હર્ષતી ॥૯૫॥ પુટાંજળી કરીને પ્રણામ ॥ વિધાતાએ કર્યા રાધા સ્યામ ॥ યથા વિધી કન્યા અરપીત ॥ રહ્યા હરિ સમીપ સપ્રીત ॥૯૬॥ સર્વ દેવ માહા મુદ ભરે ॥ દુંદુભી આનક નાદ કરે ॥ પારજાતીના બહુ પ્રસુંન ॥ પુષ્પ વૃષ્ટિ કરે હર્ષ મન ॥૯૭॥ કરે ગાન સુંદર ગંધર્વ ॥ નૃત્ય કરે સુ અપ્સરા સર્વ ॥ સુપ્રસન કરી હરિદાતા ॥ તે પ્રત્યે બોલ્યા પોતે વિધાતા ॥૯૮॥ તમારે ચર્ણાબ્જે બહુ નામી ॥ ભકતી આપો સુદર્શન સ્વામી॥ વર આપ્યો હરિ સુખકારી ॥ ચર્ણે ભક્તિ હોશે પ્રૌઢ તાહરી ॥૯૯॥ ॥ વલણ ॥ તહારી પ્રૌઢ ભકતી હશે ગચ્છ ॥

સ્વસ્થાન થશે તાહારૂં કલ્યાણરે ॥ મેં નિયોજ્યુકર્મ તને જેતે ॥ વત્સ જઈ કર આજ્ઞા વાણરે ॥૧૦૦॥ ॥ કડવું ૪ થું ॥ ॥ રાગ ધનાશ્રી ॥ ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ સાંભળી ઇશ્વરના વચનજી ॥ પછી પ્રજાપતી મુનીજનજી ॥ કરી રાધા કૃષ્ણને પ્રણામજી ॥ ત્યાંથી ચાલ્યા બ્રહ્માનીજ ધામજી ॥૧૦૧॥ ॥ ઢાળ ॥ બ્રહ્મા જવેથી વક્ર ચક્ષુએ ॥ જુએ હરિમુખ પુર્ણચંદ ॥ પુલકી તાંગ કામ પીડીત ॥ ભકતીએ પ્રણમ્યા પુર્ણાનંદ ॥૧૦૨॥ ચંદન અગર કસ્તુરી વળી ॥ કુંકુમ સંયુકત સુભવાસ ॥ કૃષ્ણ લલાટે તીલક કીધું ॥ રદય લેપન સુખરાસ ॥૧૦૩॥ સુધા પુર્ણ રત્ન પાત્ર વળી ॥ મધુ પુર્ણ મનોહર જાણ ॥ ભકિતએ અરપ્યું રાધિકાએ ॥ આરોગે શ્રી હરિ નીરવાણ ॥૧૦૪॥ તાંબુલ કર્પુરાદિ વાસિત ॥ શ્રીકૃષ્ણને આપ્યું રાધા રાણી ॥ આરોગે પ્રભુ પ્રીતે કરીને ॥ નિશ્ચળ ભકતી રાધાની જાણી ॥૧૦૫॥ કૃષ્ણ ઉચ્છિષ્ટ તાંબુલ તેહ ॥ રાધિકાને આપ્યું સહાનંદ ॥ આરોગી પ્રેમ રાધા નયનો ॥ પીયે મુખાંબુજ મકરંદ ॥૧૦૬॥ ચંદન અગર કસ્તુરીનો ॥ કુંકુમ સંયુકત મધુસુંદન ॥ રાધિકાને મહા પ્રેમે કરી ॥ પોતે સર્વાંગે કર્યું લેપન ॥૧૦૭॥ હરિદાસ જીતે કામને તે ॥ કરે હરિપદ નિત્યે ધ્યાન ॥ તે મદને કામાતુર કરી ॥ જીત્યા અજીત શ્રી ભગવાન ॥૧૦૮॥ રાધિકાના સંતોષ કારણ ॥ નારદ એ કુતુહળ જાણ ॥ સ્વેચ્છામય કર્યું હરિ પોતે ॥ છે અકળ ગતી નીરવાણ ॥૧૦૯॥ રમણ કરતે રાધિકાને ॥ કૃષ્ણે કર ધરી રદે લીધ ॥ સીથળ અંબર રતી યુદ્ધે ॥ કરે ચુંબન તે ચતુર્વિધ ॥૧૧૦॥ આશ્લેશણ તે અધરામૃત ॥ કરે પાન ક્રીડા સુખરંગ ॥ નવ સંગમ આનંદ મન ॥ પુલકાંચિત તે સર્વાંગ ॥૧૧૧॥ મૂર્છા પામ્યા રાધિકા સતી ॥ નહીં જાણે દીવસને રાત ॥ અષ્ટ પ્રકાર શ્રંગાર હરિ ॥ કામસાસ્ત્રોક્ત સુખદાત ॥૧૧૨॥ રાસેશ્વરીના કરમાં થકી ॥ રત્નદર્પણ લીધું શ્રી હરિ ॥ મોરલી માધવ હાથમાંથી ॥ રાધિકાએ લીધી બળ કરી ॥૧૧૩॥ ચિત્ત આકર્ષણ રાધિકાનું ॥ કૃપા દ્રષ્ટીએ કરી હરિ કરે ॥ રીસ થકી ત્યાંહાં રાધિકાજી પોતે માધવનુ મન હરે ॥૧૧૪॥ કામયુધ્ધથી નીવૃત થઈ ॥ મહા આનંદ મન નીરવાણ ॥ પછી મોરલી શ્રી કૃષ્ણજીને ॥ પ્રીતે આપી રાધાએ જાણ ॥૧૧૫॥ આપ્યું દર્પણ શ્રી કૃષ્ણજીએ ॥ વળી ક્રીડાર્થ કમળ કર ॥ કરી કબરી રમ્ય તેહેમાં ॥ કર્યું તિલક રમ્ય સિંદુર ॥૧૧૬॥ એ પ્રકારે શ્રી હરિ રમણ ॥ કરે રાધા સહમહા ભાગ ॥ પછે શીશુરૂપ ધર્યું પોતે ॥ કરી કીશોર રૂપનો ત્યાગ ॥૧૧૭॥ જોઈ બાળરૂદન કરતો ॥ ક્ષુધા પીડીત ભય સંયુત ॥ નિરાશ થઇ રાધિકા ત્યાંહાં ॥ દૃખી મન દેખી અદ્ભુત ॥૧૧૮॥ દશોદિશા ત્યાંહ જુએ રાધા ॥ શોક વિરહાતુર કહે વાણ ॥ કૃષ્ણજી નીજ કિંકરીને ॥ કેમ કરો માયા નીરવાણ ॥૧૧૯॥ એ પ્રકારે કહી રાધિકાજી ॥ ધરણિ ઢળયાં કરે રૂદન ॥ રડતી રાધિકા જાણી કૃષ્ણે ॥ કરી ગંભીર વાણી ઘંન ॥૧૨૦॥ કેમ રૂઓછે રાધિકા

તું ॥ ધર કૃષ્ણ ચરણે મન ॥ આ રાસમંડળ વીષે તાહારે ॥ થશે સમાગમ ભગવન ॥૧૨૧॥ કરશે નિત્ય તું રતી ક્રીડા ॥ શ્રી હરિ સહ ઇચ્છિત મન ॥ છાંયાં ઘરમાં મુકી કરીને ॥ તું આવજે નાકર રૂદન ॥૧૨૨॥ લે તું રાધિકા પ્રાણપતીને ॥ માયાધીશ રૂએ બાળક રૂપ ॥ શોક તજી ગૃહ મત્યે જાતું ॥ બોધી સુંદરી વાણ અનુપ ॥૧૨૩॥ વચન સાંભળી રાસેશ્વરી ॥ લઈ બાળરૂપ ભગવાન ॥ વન મત્યે રત્ન મંડપને ॥ વળી જોયું ત્યાંહા પુષ્પ વૈમાન ॥૧૨૪॥ ત્વરાસહ વૃંદાવન થકી ॥ ગઇ ગોપેશનંદ મંદીર ॥ અર્ધ નીમેષમાં યશોદાને ॥ ॥ હરિ આપીને બોલી ગંભીર ॥૧૨૫॥ ક્ષુધાતુર બાળક રૂએછે ॥ વન વિષે આવ્યો તવ પતી ॥ લઈ કરીએ શિશુ કલ્યાણી ॥ સ્તનપાન કરાવો સતી ॥૧૨૬॥ ગૃહ કૃત્યક્ષણ ત્યાગ કરી ॥ બાળ લઈ બેસો ગોપેશ્વરી ॥ એમ કહી શીશુ આપી કરી ॥ ગૃહ મત્યે ગઈ રાસેશ્વરી ॥૧૨૭॥ બાળ કૃષ્ણને લઈ યશોદા ॥ સ્તન આપીને કરે ચુંબન ॥ રાધા જઇ ગૃહકૃત્ય કરે ॥ હરીના ધ્યાન નિષ્ઠછે મન ॥૧૨૮॥ એ પ્રકારે કહ્યું વત્સતને ॥ શ્રી કૃષ્ણ ચરિત્ર શુભકાર ॥ સુખદાને મોક્ષદાતા વળી ॥ બીજું કહું પુનીત ઉદાર ॥૧૨૯॥ ॥ વલણ ॥ ॥ ઉદાર નૃપ નારાયણના ॥ વાણી ગુલાબાબા સુખદાયરે ॥ કૃષ્ણ કૃપાથી કહે માંન થયો ॥ પુર્ણ પંચ દશમો અધ્યાયરે ॥૧૩૦॥ ॥ ઇતિશ્રી ॥ ॥ શ્ર : ॥

## અધ્યાય ૧૬ મો.

॥ કડવું ૧ લું ॥ ॥ રાગ મારૂ દેશીફેર ॥ ॥ શ્રી નારાયણ ઉવાચ ॥

ગોપ બાળક લઈને સાથ ॥ સહ હળધર શ્રી યદુનાથ ॥ ભોજન કરીને ચાલ્યા વન ॥ ક્રીડા અર્થે મુનીભગવન ॥૧॥ શિશુ સાથે તે મધુસુદન ॥ કરે રમણ ચારે ગોધન ॥ ત્યાંથી ગોધન લઈ સુખકારી ॥ મધુવનમાં ગયાછે મોરારી ॥૨॥ ત્યાં જઈ કીધું શ્રી ભગવાન ॥ સહબળ સ્વાદુ જળપાન ॥ ભયંકર ત્યાં એક સુરારી ॥ સૈલાકાર બક રૂપધારી ॥૩॥ દીઠા શીશુ સહબળ હરી ॥ ગ્રાસ કીધા તેણે લીલા કરી ॥ બકે ગળ્યા જોઈ ભગવાન ॥ સર્વ દેવ થયા ભયવાન ॥૪॥ હાહાકાર કરતા આતુર ॥ શસ્ત્રધારી ધાયા સઉ સુર॥ ક્રોધ કરી માર્યું સુરઇશ॥ મુનીઅસ્તી નિર્મિત કુલિશ॥૫॥ દુષ્ટ મુવો નહી વજ્રે કરી ॥ એક પક્ષ તે બકની જરી ॥ યમદંડ મુકયો ભાનુતન ॥ વાવ્યાસ્ત્ર માર્યુંછે તે પવન ॥૬॥ વરૂણ પાસે પીડાયો જન ॥ દાહ કરે બહુ હુતાસન ॥ કુબેર અર્ધચંદ્ર ક્ષેપન ॥ મારી ચરણ કીધા છેદન ॥૭॥ શુળ માર્યું ઇશ રીપેપુર ॥ તેણે મુર્છા થયો તે અસુર ॥ શીઘ્ર સકળ રૂષી મુનીશ ॥ તે શ્રી કૃષ્ણને કરે આશીષ ॥૮॥ એટલામાં પરબ્રહ્મ હરી ॥ પ્રજ્વળીત બ્રહ્મતેજ કરી ॥ કર્યો દાહ દૈત્ય સરવાંગ ॥ બાહ્યાભ્યંતર ઇશ અસંગ ॥૯॥ તેણે કીધું રૂધીર વમન ॥ પ્રાણ ત્યાગી થયોછે પતન ॥ બક હણી કરી

બળવાન ॥ *શિશુવત્સ સહ ભગવાન ॥૧૦॥ ચાલ્યા કેળકદંબને વન ॥ મહા મનોહર તે કાનન ॥ એટલામાં ત્યાંહાં માહાકુર ॥ વશરૂપ ધરીને અસુર ॥૧૧॥ વૃશભાસુર છે અવીધાન ॥ મહા કુર તે સૈલ સમાન ॥ ધાઈ દુષ્ટ સૃંગે લઈ કરી ॥ તેણે ભમાવ્યા ત્યાંહા શ્રી હરી ॥૧૨॥ સઉ બાળ કરે હાહાકાર ॥ ભયાતુર રૂએછે અપાર ॥ ત્યાંહ હશે ઉભા બળરાયે ॥ જાણે ભ્રાતરનો મહિમાયે ॥૧૩॥ ભય શુ કરવા પામે બાળ ॥ કૃષ્ણ છે મહા કાળના કાળ ॥ ગૃહી તેના વિશાણ વદન ॥ પરમાત્મા શ્રી મધુસુદન ॥૧૪॥ તેને ભમાવીનેરે ગગન ॥ ભુતળમાં કર્યોછે પતન ॥ પ્રાણ ત્યાગ્યા તે દૈત્ય મહાન ॥ હસ્યા બાળ કરે નૃત્ય ગાન ॥૧૫॥ હણી કરી પ્રબળ અસુર ॥ બળસહ શ્રી કૃષ્ણ સત્વર ॥ ગૌ ગોપ સાથે લઈ કરી ॥ ચાલ્યા ભાંડીરવનમાં હરી ॥૧૬॥ જતાં જોઈ કરી ભગવાન ॥ કેશી દૈત્ય મહા બળવાન ॥ ઘેરી કરી તે સઉને તર્ડી ॥ ખુરીએ કરી ખણે છે મહી ॥૧૭॥ હરિને લઈ ઉડયો આકાશ ॥ કૃષ્ણે પાડયો ગ્રહી કેશ પાસ ॥ પકડી કરી હરિને પાપી ॥ કોપી ચાવે જન પરીતાપી ॥૧૮॥ દૈત્ય દંત થયા સઉ ભંગ ॥ કૃષ્ણે વજ્ર કીધું સંરવાંગ ॥ હણ્યો હરિએ તેજ પ્રબળ ॥ પ્રાણ ત્યાગી પડયો મહિતળ ॥૧૯॥ સ્વર્ગે દુંદુભી નાદ સુખદાયે ॥ પુષ્પ વૃષ્ટિ હરિપર થાયે ॥ એટલામાં ત્યાંહ સુખકારી ॥ દીવ્ય સ્વરૂપ સેવક ધારી ॥૨૦॥ ત્યાંહા આવ્યા તે બેસી સ્યંદન ॥ દ્વયંભુજ ને પીત વસન ॥ મુકુટ કુંડળ વનમાળ ॥ મોરલી શોભે હસ્ત વિશાળ ॥૨૧॥ ચંદન અંગ રાગ રાજીત ॥ રત્ન રથ વિષે વીરાજીત ॥ ભાંડિર વનમાં આવી કરી ॥ પ્રણમ્યા પુર્ણાનંદ શ્રી હરી ॥૨૨॥ દીવ્ય વસ્ત્ર કરી પરીધાન ॥ રત્નભુષણ ભુશીત વાન ॥ તેને મોકલ્યા હરિપુર્ણ કામ ॥ ગોલોક ઉત્તમ નીજ ધામ ॥૨૩॥ મુક્ત થયા દેહ કરી ત્યાગ ॥ ત્રણ વૈષ્ણવતે મહાભાગ ॥ દાનવ યોની પામી નારદ ॥ થયા શ્રી કૃષ્ણના પારસદ ॥૨૪॥ ॥ નારદ ઉવાચ ॥ મહા દીવ્ય સ્વરૂપ અનુપ ॥ કોણ વૈષ્ણવતે દૈત્ય રૂપ ॥ મહાભાગ તમે કહાં સૃત ॥ મને કહો પરમ અદભુત ॥૨૫॥ શ્રી નારાયણ ઉવાચ ॥ ઇતિહાસ કહું પુરાતન ॥ મેં સાંભળયુ મહેશ વદન ॥ હરિગુણ કથા વિશારદ ॥ કહ્યો પ્રસંગ શીવે નારદ ॥૨૬॥ પુછયુ મુની સમુહ સુમતી ॥ સાથે હું ધર્મને પ્રજાપતી ॥ મહા ભાગતું બ્રહ્મ સુવન ॥ કથા ત્રણ ભુવન પાવન ॥ ૨૭ ॥ કહુ વીસ્તારી તે નીરમળ ॥ સાવધાન થઇને સાંભળ ॥ રહે ગંધર્વ ગંધમાદન ॥ તપસ્વી રતહરિ સેવન ॥૨૮॥ તેને થયા ચાર સુભ તન ॥ કૃષ્ણ પાદાબ્જ મન પાવન ॥ શિષ્ય દુર્વાસાના સઉ તેહ ॥ કૃષ્ણ પુજન તત્પર એહ ॥૨૯॥ વસુદેવ સોહોત્ર શ્રી ધામ ॥ સુ દર્શન સુપાર્સક નામ॥ ચારે વૈષ્ણવ પુષ્કરે તપ ॥ કરી થયા તે સીધ સ્વરૂપ ॥૩૦॥ જેષ્ટ દુરવાસાથી યોગ પામી ॥ સિધ થઈ ચાલ્યો શીરનામી ॥ યોગથી બ્રહ્મ તેજ પ્રકાશ ॥ તજી દેહ થયો

કૃષ્ણસુદાશ ॥૩૧॥ એક સમય ત્રણ ભ્રાતર ॥ ગયા સર્વે ચિત્ર સરોવર॥ પુજવાને કૃષ્ણ જગદીશ ॥ પદ્મ લીધા તેમાંથી મુનીશ ॥૩૨॥ ધાયા શીવના સેવક જન ॥ તેણે પકડી કર્યા બંધન ॥ પ્રાતુસકાળે ઉદિત ભાન ॥ શીવપાસે લાવ્યા બળવાન ॥૩૩॥ દેખી શંકરને થયા શર્ણ ॥ત્રણ્યે નમ્યા શીવને ચરણ ॥ તેને દઈ મહેશ આશીષ ॥ બોલ્યા સેવક વત્સળ ઇશ ॥૩૪॥ ॥ વલણ ॥ ॥ ઇશ પ્રસન વદન પોતે ॥ તે પ્રત્યે વદ્યા શંભુ સુજાણરે ॥ શું કારણ ગયા સરવીશો ॥ મને કહો તમો સતવાણરે ॥૩૫॥ ॥ કડવુ ૨ જુ ॥ ॥ રાગ રામગ્રી ॥ ॥ શ્રી શીવ ઉવાચ ॥ ॥ કોણ તમો પદ્મ લીધાં હરીજી ॥ પાર્વતીને શરે જઈ કરીજી ॥ લક્ષ યક્ષ રહે રક્ષાકારીજી ॥ હે તું પાર્વતી છે વ્રત ધારીજી ॥૩૬॥ ॥ ઢાળ ॥ પાર્વતી વ્રતે નિત્ય હરીને॥ સહસ્ર પદ્મ ચડાવે સતી ॥ ત્રૈમાસિક વ્રતફળ મોટું ॥ શોભાગ્ય અખંડ સુખપતી ॥૩૭॥ શંકર વચન સાંભળીને ॥ હર પ્રત્યે કહે જોડીકર ॥ ભકતી યુકત થઇ વૈષ્ણવ તે ॥ સઉ અતી નમ્રાત્મ કંધર ॥૩૮॥ ॥ ગંધર્વ ઉવાચ ॥ ॥ હમો ગંધર્વના સ્વામી છીએ ॥ પ્રગટ થયા ગંધમાદન ॥ પાર્વતી સરથી પદ્મ લીધા ॥ કરવા હરિનુ પુજન ॥૩૯॥ એ કમળ તમો લીધા સ્વામી ॥ કરો પુર્ણ જે મનવાંછિત ॥ તમો લેશો એટલે શંકર ॥ થયાં શ્રી હરિને અર્પીત ॥૪૦॥ એક બ્રહ્મ અદ્વૈત કૈવળ ॥ દેહ ધરી થાય રૂપવાન ॥ ભકતના અનુગ્રહ અર્થે ॥ બહુ ભેદ ભાસે ભગવાન ॥૪૧॥ તમો કૃપાળુ પ્રભુ હમારા ॥ પુર્ણ રૂપ દરશાવો હર ॥ દ્વીભુજને મહા મનોહર ॥ વય કીશોર સ્યામ સુંદર ॥૪૨॥ વિનોદ મોરલી હસ્ત રાજે ॥ શોભીત ધામ કોટી અનંગ ॥ કોટી ઇંદુવદન શોભે ॥ ચંદના ગરૂં ચરચીત અંગ ॥૪૩॥ રત્નભુષણ મહા ભુષીત ॥ જળ હળીત પીત વસન ॥ મયુર પીછ મુગુટ શોભે ॥ માલતી માલ પ્રસના નન ॥૪૪॥ કૌસ્તુભ મણી ઉર ભ્રાજીત ॥ વળી પારજાતીના પ્રસુન ॥ બહુ ગોપી સંગે હરી શોભે ॥ પ્રફુલ્લિત કમળ લોચન ॥૪૫॥ વક્ષસ્થળે સ્થીત રહ્યા રાધા ॥ નવ યોવનને સુખધામ ॥ બ્રહ્માદિ સુર સ્તવે જેને ॥ ભક્તવત્સલ પુરણ કામ ॥૪૬॥ સ્વાત્મારામ પર બ્રહ્મ પોતે ॥ હરિભકત અનુગ્રહ કારી ॥ દરશન કરવા રૂપ રાશી ॥ ઉમાનાથ ઇચ્છા છે અમારી ॥૪૭॥ એ પ્રમાણે કહી ઉભા ત્યાંહા ॥ તે ગંધર્વ ધીશ ધરી ધીર ॥ શ્રી કૃષ્ણના સ્મર્ણ થકી ॥ થયા પુલકાંચિત શરીર ॥ ॥૪૮॥ ગંધર્વના વચન સાંભળી ॥ તે પ્રત્યે બોલ્યા સુખદાન ॥ કૃષ્ણ સ્મર્ણથી અશ્રુપુર્ણ ॥ થયા નેત્ર શીવ ભગવાન ॥૫૦॥ ભૂવીષે તમો જાવો વૈશ્ણવ ॥ થશો મનઇચ્છા તમ તણી ॥ શ્રીકૃષ્ણ દર્શણ લાલશા ॥ રહે મારે મન પણ ઘણી ॥૫૧॥ સમાગમ સાધુનો ત્રીલોકે ॥ મહા દુર્લભ સઉને જાણ ॥ પાર્વતીને વળી દેવને ॥ મને સદા પ્રીય સતવાણ ॥૫૨॥ આત્માથકી ને મારા ભકતથી ॥ મને પ્રીયછે વૈષ્ણવ જન ॥ પુર્વે ની-

માણ થઈ ગયું જે ।। તે મીથ્યા ન થાયે વચન ।।૫૩।। પાર્વતીવ્રત સિધ અરથે ।। પુત્ર રક્ષણ કારણ વાણ ।। તે સાંભળો તમો માહા ભાગ ।। થયુ જે શ્રાપ નીરમાણ ।।૫૪।। સર વિશે જે પદ્મ હરતા ।। તે અવની મત્યે જઈ કરી ।। આશુરી યોનીતે પામીં પ્રાણી ।। પછે ગૌલોક ધામ શ્રી હરી ।।૫૫।। તેથી તમો અસુર થઇને ।। વૃંદાવન વિષે ભગવાન ।। નિશ્ચે જોશો પછી હરીથકી ।। મર્ણ પામશો નીદાન ।।૫૬।। ઉત્તમ વૈષ્ણવ તમો તાંહાથી ।। દીવ્ય રથ આરોહણ કરી ।। ગતી કરશો ગૌલોક મત્યે ।। હમણા જઇ જોશો શ્રી હરિ ।।૫૭।। એ પ્રકારે કહી શંભુ પોતે ।। ત્યાંહા જોયુ શ્રી કૃષ્ણ સ્વરૂપ ।। દેખી હર્ષાસૂને ત્રહર ।। પ્રણમ્યા તે રૂપ અનુપ ।।૫૮।। તેથી દાનવ થયા સરવે ।। આદિ મોક્ષે વસુદેવ ગયો ।। સુહોત્રતે થયો બકાસુર ।। વત્સાસુર સુદર્શન થયો ।।૫૯।। સુપાંસ્વક ત્યાંહા થયો કેશી ।। મહાદેવ વરદાને કરી ।। બક કેશીને વત્સ મુકાયા ।। તેણે દીઠા ઉત્તમ શ્રી હરી ।।૬૦।। ।। નારદ ઉવાચ ।। સર્વ અદ્દભુત શ્રવણ કીધુ ।। સ્વામી તવ પ્રસાદ માહાંત ।। મનઇચ્છે શ્રવણ કરવા ।। પ્રભુ પાર્વતી વ્રત વૃત્તાંત ।।૬૧।। કોણ આરાધ્યને વ્રત તે શુ ।। તેનુ શુંછે ફળ નીરમાણ ।। શી સામગ્રી જોઇએ તેમાં ।। કાળ કેટલાનુ પરમાણ ।।૬૨।। ।। વલણ ।। સુવિચારી મને કહો સ્વામી ।। પ્રભુ સેવક સુખદાનરે ।। કૌતુહળ શ્રવણ કરવા ।। મન ઇચ્છે શ્રી ભગવાનરે ।।૬૩।। ।। કડવું ૩ જું ।। ।।રાગ મારૂ ।। ।। શ્રી નારાયણ ઉવાચ ।। ।। ત્રય માસિકવ્રત નામજી ।। સૌભાગ્ય વર્ધન કામજી ।। આરાધ્ય શ્રી ભગવાનજી ।। રાધા સહ સુખદાનજી ।।૬૪।। વૈશાખે આરંભ પ્રાપ્તિજી ।। દક્ષિણાયણે સમાપ્તિજી ।। સ્નાન કરી શીતનીરજી ।। કરે સંકલ્પ ઝાંનવી તીરેજી ।।૬૫।। રાધેશનુ ધ્યાન મનજી ।। પંચદેવનુ પુજનજી ।। શામ વેદોકતછે એહજી ।। સાંભળ તું કહું તેહજી ।।૬૬।। નવીન નીરદ સ્યામજી ।। પિતવસ્ત્ર સોભા ધામજી ।। શરદ ચંદ્ર આનનજી ।। મનોહર શ્રી ભગવનજી ।।૬૭।। શરદ પદ્મ લોચનજી ।। શોભિત ભ્રગુ લાંછનજી ।। ગોપીકા માંન નીવારણજી ।। મોહિત તે વારંવારજી ।।૬૮।। દ્રશ્ય પ્રભા અપ્રમિતજી ।। રાધા વક્ષસ્થળસ્થી તજી ।। ધ્રમ બ્રહ્માને અનંતજી ।। સ્તવે સદા ભગવંતજી ।।૬૯।। એમ ધ્યાઈ શ્રી ભગવાનજી ।। ધરે રાધિકાનુ ધ્યાનજી ।। રાધિકા શોભા અયનજી ।। શરદ પદ્મ લોચનજી ।।૭૦।। મોહ ધનુષ મદનજી ।। શરદ ચંદ્રછે વદનજી ।। ભુષિત ગંધકર પુરજી ।। કસ્તુરી બિંદુ સિંદુરજી ।।૭૧।। છે રત્ન રચિત કુંડળજી ।। શોભે કપોળ ઉજ્વળજી ।। માહે રત્નમણી સારજી ।। વિરાજીત ઉર હારજી ।।૭૨।। રત્ને રચિત કંકણ કરજી ।। ચંપક વરણ શરીરજી ।। કેયુર કિંકણી રાજેજી ।। રત્નમંજરી તેહ વીરાજેજી ।।૭૩।। કરે બ્રહ્માદિ સ્તવનજી ।। ભજુ માતા સુખ ભવનજી ।। એ પ્રકારે કરી ધ્યાનજી ।। રાધા સહિત ભગવાનજી ।।૭૪।। કરે ભકતીએ પુજા સારજી ।। શોડસ વિધી ઉપચારજી ।।

કમળ સહસ્ત્ર અષ્ટ ઉપરજી ॥ અર્પે હરિને ધ્યાન તત્પરજી ॥૭૫॥ પછી વ્રત ધારી મન પ્રસનજી ॥ કરે હોમ પ્રકટી હુતાસનજી ॥ તલ હોમી કરે તે હવનજી ॥ ઘૃત યુત મુનીજનજી ॥૭૬॥ કમળ તે નવું સતજી ॥ નવ સહસ્ત્ર અક્ષતજી ॥ નવ સહસ્ત્ર વિપ્રને વરીજી ॥ પુજે કમળ અક્ષત શીશ ધરીજી ॥૭૭॥ પછે જમાડે ઉત્તમ અનજી ॥ સ્વાદીષ્ટ મિષ્ટ ભોજનજી ॥ દ્રવ્ય ફળ જોડી કરજી ॥ આપે મહા મનોહરજી ॥૭૮॥ કર જોડી નમે દાન આપીજી ॥ જે જે વેદે વિધી થાપીજી ॥ વૃષભ સ્વર્ણ સિંગ યુકતજી ॥ આપે દક્ષિણાં સંયુતજી ॥૭૯॥ એ પ્રકારે કહ્યું કંતજી ॥ મુની ત્રૈમાસિક વ્રતજી ॥ બહુ પ્રજાયે સુખી નારીજી ॥ શોભાગ્ય વર્ધન કારીજી ॥૮૦॥ પુત્રો સેવક બુધિ ધારીજી ॥ ભકતીવાનને આજ્ઞા કારીજી ॥ સ્વાયંભૂ મનુછે પતીજી ॥ સતરૂપા નારી સતીજી ॥૮૧॥ તેણે કર્યું પેહેલુ વ્રતજી ॥ પુરોહિત તેના અગસ્તજી ॥ પછી દેવહુતી કર્યું વ્રતજી ॥ તાંહા પુરોહિત પુલસ્તજી ॥૮૨॥ વળી કર્યું એ વ્રત રતીજી ॥ આચાર્ય ગૌતમ મહા મતીજી ॥ વળી કર્યું સચી સતીજી ॥ પુરોહિતછે બ્રહસ્પતીજી ॥૮૩॥ સ્વાહાવંની નારી કૃત વ્રતજી ॥ પુરોહિત મરિચી કૃતજી॥એ સાંભળયું પાર્વતી નારદજી॥બોલ્યા વાણી તે વિસારદજી॥૮૪॥ પુટાંજળી કરી સતીજી ॥ ભકતી સહ શંકર પ્રતીજી ॥ આજ્ઞા કરોજો પ્રશ ગામીજી ॥ તો કરૂં વ્રત હું સ્વામીજી ॥૮૫॥ ॥ પાર્વતી ઉવાચ ॥ વ્રતદેવ તમારા ઇષ્ટજી ॥ વ્રત વ્રત મધેછે શ્રેષ્ટજી ॥ હરિ વ્રતનુ જે ધારણજી ॥સર્વ મંગળનું તે કારણજી ॥૮૬॥ સ્રુતી પાઠને બહુ દાનજી ॥ પૃથ્વી પ્રદક્ષિણા તીર્થ સ્નાનજી ॥ એ હરિવ્રતને સમાનજી ॥ સોમે ભાગ ન આવે ભગવાનજી ॥૮૭॥ જેને બહારને અભ્યંતરજી ॥ હરિ સ્મૃતીછે નીરંતરજી ॥ એવા જીવન મુકત દર્શણેજી ॥ મુકતી હોયે તતક્ષણેજી ॥૮૮॥ તેના ચર્ણરજ મહિમાયજી ॥ સર્વ ધરણી પવીત્ર થાયજી ॥ બ્રહ્મા વિષ્ણુ વળી શેષજી ॥ ધર્મ તમોને ગણેશજી ॥૮૯॥ શ્રી કૃષ્ણ ધ્યાનને ધરીજી ॥ તેના તુલ્ય થયા તે જે કરીજી ॥ સદા સ્મર્ણ શ્રી ભગવાનજી ॥ થાયે સેવા તપને ધ્યાનજી ॥૯૦॥ શ્રેષ્ટ ત્રીમાસીક વ્રત તેથીજી ॥ પ્રભુ શું દુર્લભછે એથીજી ॥ ॥ વલણ ॥ શું દુર્લભછે એથી સ્વામી ॥ એવા પાર્વતીના વચનરે ॥ પ્રીતી પુર્વક સાંભળીને ॥ હસી બોલ્યા કામ કદનરે ॥૯૧॥ ॥ કડવું ૪ થું ॥ ॥ રાગ મલ્હાર ॥ ॥ શ્રી મહેશ્વર ઉવાચ ॥ મહાલક્ષ્મી સ્વરૂપે કરીજી ॥ તારે શુ અસાધ્ય ઇશ્વરીજી ॥ પુત્ર સ્વામી કાર્તક ગણેશજી ॥ પીતા સમર્થ છે હીમેશજી ॥૯૨॥ ॥ ઢાળ ॥ તુ વીના નહી લેશ સત્તા ॥ તુ વડે હુ મહેશ્વર જાણ ॥ ઇશ્વર આજ્ઞા લઇ કરી ॥ કર વ્રત સતી નીરવાણ ॥૯૩॥ સર્વથી તું કર વિલક્ષણ ॥ પુરોહિત સનક કુમાર ॥ કમળ દ્રવ્ય બ્રાહ્મણને હુ ॥ આપીશ કહે વીશ્વાધાર ॥૯૪॥ કુબેર દ્રવ્ય કોશ રક્ષક ॥ દાતા દક્ષ વ્રતે અહમેવ ॥ લક્ષ્મી ધન દાયક પોતે ॥ સાક્ષાત

પાવક વંહની દેય ॥૯૫॥ જળ દાયક વરૂણ પોતે ॥ વ્રતે રક્ષા કારી સંકાનંત ॥ સર્વ વીટી રહે શક્ર પોતે ॥ સ્થાન શુદ્ધ કરતા પવન ॥૯૬॥ અધિષ્ઠાય ચંદ્રવ્રત વીષે ॥ દાંન પ્રકાર વકતા પોતે ભાન ॥ મહા દેવી તુ અસંખ્ય બ્રાહ્મણ ॥ નીમંત્રણ કરી સનમાન ॥૯૭॥ સર્વાધિક પુજ હરિને તુ ॥ આપ વિપ્ર જમાડી દાન ॥ મુકતા માણીક કંકણ આદિ ॥ હોય પ્રસન્ન ભગવાન ॥૯૮॥ શ્રેષ્ઠ વ્રત તે મહેશ્વરીએ ॥ સર્વથી વિલક્ષણ કીધ વિપ્ર આદિ સૌ યાચકને ॥ વિવિધ દાન બહુ દીધ ॥૯૯॥ પાર્વતી વ્રત વિષે બ્રાહ્મણ ॥ ઉચકી શકે ન રત્ન ભાર ॥ ઇતિહાસ કહ્યું નારદ હવે ॥ સાંભળ હરી કથાએ વિસ્તાર ॥૧૦૦॥ બાળચરીત્ર શ્રી કૃષ્ણજીના ॥ પદે પદે મહા સુખદાન ॥ દાંનવ હણીને ગોપ સાથે ॥ ગોકુળ ગયા શ્રી ભગવાન ॥૧૦૧॥ ઘર ઘર પ્રત્યે કહે શીશુ ॥ જે જે થઇ તે વારતા વન ॥ વિસ્મે થયા સૌ સાંભળી તે ॥ નંદભય પામ્યા બહુ મન ॥૧૦૨॥ વૃધ વૃધ ગોપ ગોપી જે તે ॥ સર્વ મળીને કરે વિચાર ॥ ગોપેશ્વર આ સ્થાન ત્યાગીને ॥ અન્ય સ્થાન કરો સુખકાર ॥ ૧૦૩ ॥ વૃંદાવનમાં સૌ જઇએ ॥ એમ બોલ્યા નંદરૂષીરાયે ॥ નંદ આજ્ઞા સાંભળી કરીને ॥ સર્વ જવાને તત્પુર થાયે ॥ ૧૦૪ ॥ નાના વેષ ધરી ગાન કરે ને ॥ બહુ વાજીત્ર વાગે સાથ ॥ કરતાલ વિના વગાડે કોઈ ॥ કોઇએ યંત્ર લીધા છે હાથ ॥ ૧૦૫ ॥ ગોપ બાળ કોઇ કર્ણ ધારે ॥ નવ પલ્લવ કોઈ સુમન ॥ કોઈ પલ્લવ કેશમાં ધારે ॥ કોઇ કેશ પુષ્પ મુની જન ॥૧૦૬॥ પુષ્પ ગજરા કર વીંધે કો ॥ કો કંઠ પુષ્પ માળ વીશાળ ॥ નવ કોટી સૌ ચાલ્યા સાથે ॥ વય સમાન ગોપના બાળ ॥૧૦૭॥ રાધિકા સહ ગોપ બાળિ-કા ॥ સુશીળ નાના ભૂષણ ધારં ॥ યષોદા રોહીણી હર્ષ યુકત ॥ રાજે રત્નાલંકાર અપાર ॥૧૦૮॥ દીવ્ય વસ્ત્ર પરીધાન કીધાં ॥ કોઇ બેઠી છે સીબીકા માંહે ॥ કેટલીક બાળા રથ બેઠી ॥ સ્યંદન બેઠાં રાધિકા ત્યાંહે ॥૧૦૯॥ યશોદા રોહીણી રથ બેસી ॥ ગોપી સંહ ચાલ્યાં વૃંદાવન ॥ નંદબુ નંદને શ્રી દામાદિ ॥ ગીરીભાનુ વિભાસ્કર જન ॥૧૧૦॥ વીર ભાનને ચંદ્ર ભાનાદિ ॥ ચાલ્યા ગજે બેસી ગોપ અપાર ॥ દીવ્ય રત્ના ભૂષણ ભૂષીત ॥ શ્રી રામ કૃષ્ણ જગદાધાર ॥૧૧૧॥ સ્વર્ણ સ્યંદન આરોહિત તે ॥ બેઉ ચાલ્યા મોદ મહા મન ॥ કોટી કોટી ગોપ વૃદ્ધ યુવા ॥ સર્વ મળી જાય વૃંદાવન ॥૧૧૨॥ રાધિકા દાશી સતકોટી ॥ સ્વર્ણાલંકાર શોભિત સાથ ॥ કોઇએ સિંદુર પાત્ર લીધુ ॥ કોને કાજળ દાબડી હાથ ॥૧૧૩॥ કોઇએ દર્પણ હસ્ત લીધું ॥ કોઇ સ્વર્ણ પાત્ર કરગ્રહી ॥ કોઇ ગૃહીત શ્વેત ચામર ॥ કોઈ તાંબુલ લઇને રહી ॥૧૧૪॥ કોઈ ર-મણ વસ્તુ હાથ ગ્રહી ॥ કોઈ સંગીત ગાન તત્પર ॥ શ્રેષ્ઠ સીબીકા બેસી ચાલી ॥ મહા રૂપ છે તે સુંદર ॥૧૧૫॥ સર્વે વૃંદાવન ગયા ને ॥ શુભવન જોયુ મુનીજન ॥ વૃક્ષ

મૂળે સ્થાન કરી પૂછે ॥ અહનુ શુ કરવુ ભગવન ॥૧૧૬॥ ॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥ ॥ આ સ્થાને ગ્રહ થશે સુંદર ॥ સર્વે મન આણો વિશ્વાસ ॥ દેવ પ્રસન્ન થઈ રચશે ॥ સર્વને સુખકારી નીવાસ ॥૧૧૭॥ ગોપાળ સકળ રહો આંહા ॥ પ્રીતીએ પુજોની વન દેવ ॥ પ્રાતુસકાળે રમ્ય ગ્રહ થશે ॥ એક નીષ્ટ કરો સઉ શેવ ॥૧૧૮॥ ધૂપ દીપ નૈવેદ્ય સાથે ॥ અક્ષત ચંદનને સુમન ॥ દેવી સ્થાપન કરી વટ મૂળે ॥ સઉ કરો ચંડીકાનુ પુજન ॥૧૧૯॥ શ્રી કૃષ્ણે વચન સાંભળીને ॥ સર્વે ગોપ થયા આનંદ ॥ તે પ્રમાણે કરી ગોપ સુતા ॥ પોતે પોઢયા કૃષ્ણ સુખકંદ ॥૧૨૦॥ ॥ વલણ ॥ ॥ રાધા કૃષ્ણની કરે પુજા ॥ શ્રી મહારાણી ગુલાબબાયરે ॥ કૃષ્ણ કૃપાથી માન કહે થયો ॥ પુર્ણ સોળમો અધ્યાયરે ॥૧૨૧॥ ॥ ઇતિશ્રી ॥

॥ અધ્યાય ૧૭ મો. ॥

॥ કડવું ૧ લુ ॥ ॥ રાગ દેશાખની ચોપાઇ ॥ ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ ॥ નિદ્રા વસ્ય થયા વ્રજવાસી ॥ માતા પાસે સુતા અવીનાશી ॥ ગોપી નીદ્રીત તે રમ્યસ્થાન ॥ કોઇ સહ શીશુ સુખદાન ॥૧॥ સુતી સખી સહ કોઇ વંન ॥ કોઇ સકટમાં કો સ્યંદન ॥ નિશાં ઇંદુ કુમુદ શોહાયે ॥ મંદ ગંધ શીતવાયુ વાયે ॥૨॥ થયાં નિદ્રીત મુની સમસ્ત ॥ પંચ ઘટીકા થઇ છે ગત ॥ શીલ્પી મધે જે શ્રેષ્ટ મીસ્તરી ॥ ત્યાંહા આવ્યા કૃષ્ણ ઇચ્છા કરી ॥૩॥ બહુ શોભે દીવ્યરૂપ ધર ॥ રત્નમાળા કંઠે મનોહર ॥ રત્નાભૂષણ ધર્યાં અતુળ ॥ કર્ણે મકરાક્રત કુંડળ ॥૪॥ અતી સુંદર રૂપ શ્રી માન ॥ કાંત્તી કામદેવને સમાન ॥ મહા નીપૂણ સીલ્પીનો નાથ ॥ ત્રણ કોટી કારીગર સાથ ॥૫॥ મણીરત્ન હેમલોહ સમારે ॥ બહુ અસ્ત્ર હસ્ત સઉ ધારે ॥ ત્યાંહા આવ્યા યક્ષના નીકર ॥ ઉત્તરાધિપના તે કિંકર ॥૬॥ અંગ સ્યામ બ્રિકાળ વદન ॥ મહા ઉદર પિંગટ લોચન ॥ પદ્મ રાગ ઇંદ્ર નિલકરા ॥ કોઇસ્યમંતક માણીધર ॥૭॥ સુર્ય કાંત પ્રભાકર હસ્ત ॥ કોઇએ લીધી સુગંધ વસ્ત ॥ કોઇ ચામર કર દર્પણ ॥ કોઇ પાત્ર ઘટાદિ શ્રાવણ ॥૮॥ વિશ્વકર્માની સામગ્રી કર ॥ સઉએ લીધી છે મનોહર ॥ કરે નગરનુ આરંભન ॥ શ્રી કૃષ્ણ ધ્યાન ધરીને મન ॥૯॥ પંચ યોજનનો છે વિસ્તાર ॥ મહા ઉત્તમ શોભા અપાર ॥ પુન્યક્ષેત્ર છે તીર્થ પાવન ॥ મહા પ્રિતીકર ભગવન ॥૧૦॥ ચિત્ર પુતળી સહ રચીત ॥ સર્વ સુંદરતા નીરમીત ॥ મુમુક્ષુ જનને નીરવાણ ॥ પદદાયક સ્થાન એ જાણ ॥૧૧॥ સર્વ ઇચ્છિત પદ સુખદાન ॥ ઉત્તમ ગૌલોકને સમાન ॥ કપાટ સ્થંભ શોપાન વર ॥ યુક્ત શોભે ઉજ્વળ શીખર ॥૧૨॥ મહા દીવ્ય કળસ નીરમીત ॥ રચ્યાં ગોપસ્થાન યથોચિત ॥ વૃશભાન આળય આરંભ ॥ દ્વાર ચાર મણીમય સ્થંભ ॥૧૩॥ શોવર્ણાકાર જાણી સુંદર ॥ ઉપર કળસ ધર્યા છે વર ॥ તે આશ્રમ વિષે સુખરૂપ ॥ નિ-

ર્જન સ્થાન એક અનુપ ॥૧૪॥ ચારૂ ચંપક વૃક્ષછે અતી ॥ સ્વામી સહ ભોગ કળાવતી ॥ અતી ઉર્ધ્વ અટાળી રમણ ॥ સર્વથી શોભીત વિલક્ષણ ॥૧૫॥ ॥ નારદ ઉવાચ ॥ ॥ મહા મનોહર ભાગ્યવતી ॥ પ્રભુ કોની પત્ની કળાવતી ॥ યત્નથી ગ્રહ રમ્ય ધારણ ॥ નીર્મીત સુર કોણ કારણ ॥૧૬॥ ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ ॥ પીત્રેની માનસી કંન્યા જાણ ॥ કમળા અંશ છે નીરવાણ ॥ તેની તનયા છે રાધિકા જેહ ॥ કૃષ્ણને પ્રાણાધીક પ્રીય તેહ ॥૧૭॥ શ્રી કૃષ્ણ અંશાંસ શંભૂત ॥ હરિ તેજ તુલ્ય અદભૂત ॥ ભૂપાવન ચર્ણરજ મહંત ॥ દ્રઢ ભકતી ઇચ્છે સદા સંત ॥૧૮॥ ॥ નારદ ઉવાચ ॥ ॥ વ્રજ વિષે પીત્ર કંન્યા જેહ ॥ સું પુન્યે પામી દુર્લભ દેહ ॥ વૃશભાનુ કોણ છે પતી ॥ કોણ પુન્યે કંન્યા રાધા સતી ॥૧૯॥ ॥ સુત ઉવાચ ॥ ॥ નારદ વચન સાંભળી કાન ॥ બોલ્યા માહારૂષિ ભગવાન ॥ હસ્યા પ્રીતે તે થઈ પ્રસન ॥ કહે ઇતિહાસ પુરાતન ॥૨૦॥ ॥ વલણ ॥ ॥ પુરાતન ઇતિહાસ કહે ॥ શૌનકાદિક સાંભળો વાણરે ॥ વિચિત્ર કથા વિવિધવિધ ॥ બ્રહ્મવૈવર્ત્ત મહા પુરાણરે ॥૨૧॥ ॥ કડવું ૨૦ ॥ ॥ રાગ સારંગ ॥ ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ ॥ પીત્રે મનથી સુંદર વર્ણુજી ॥ થઇ પુરષે કંન્યા ત્રણજી ॥ કળાવતી રત્નમાળા નામજી ॥ મેનકા મહા રૂપના ધામજી ॥૨૨॥ ॥ ઢાળ ॥ રૂપવતી રત્નમાળા કંન્યા ॥ વરી જનક મૈથીલાપતી ॥ રત્નમાળાની પુત્રી જાનકી ॥ અયોની સંભવ શીતાસતી ॥૨૩॥ શ્રી રામચંદ્રની થઈ પત્ની ॥ મૂળ પૃકતી દેવી શાક્ષાત ॥ મેનકાવરી હીમાલયને ॥ તેની પુત્રી ઉમા જગમાત ॥૨૪॥ અયોની સંભવ યોગમાયા ॥ એક નીષ્ટ મને કરી શેવ ॥ તપ બળથી તે પામી સ્વામી ॥ વર્યા જગપીતા માહાદેવ ॥૨૫॥ શુ ચંદ્રને વરી કળાવતી ॥ રાજા પુનીત મનુનો વંશ ॥ સુંદરીને મનમોદ મહા ॥ સુંદર સ્વામી હરીનો અંશ ॥૨૬॥ મહા કોમળને લલીતાંગ ॥ સરદચંદ્રાધિક આનન ॥ સુંદરીનુ મહા મનોહર ॥ છે ગજવત ગમન ॥૨૭॥ પીનસ્તન કઠીણ ઉંનંત ॥ કટાક્ષમુની મનમોહિત ॥ નીતંબ યુગલ ચારૂ શોભે ॥ મુનીરથ ચક્રવીનીંદીત ॥૨૮॥ કોમળ કર પદ રકત રાજે ॥ શોભે પકવ ફળ બિંબાધર ॥ શોભીત પકવ ડાડીમ બીજ ॥ દંત પંકતી મહા મનોહર ॥૨૯॥ નાશા ખગેંદ્ર ચંચ શોભે ॥ શરદ મધ્યાન પદ્મલોચન ॥ ભૂષણ ભૂષીતરૂપ ચારૂ ॥ મદન નારી મદમોચન ॥૩૦॥ જોઇ વામાને કામ પીડીત ॥ ક્રીડા અર્થે એકાંત ભૂપ ॥ સ્થાને સ્થાને ગમન કરે છે ॥ આરોહિ દીવ્યરથ અનુપ ॥૩૧॥ પુષ્પ ચંપક તલ્પ સુંદર ॥ માલતી મલીકા નીર્જન ॥ પુષ્પભદ્રા નદીતીર પશ્ચિમ ॥ સિંધુ ત્રટે છે રમ્યકાનન ॥૩૨॥ સૈલે સૈલે નદી નદી વિષે ॥ નદ નદ સ્થાન સુખકારી ॥ દીપે દીપે સર સર વિષે ॥ કરે રમણ તે નર નારી ॥૩૩॥ એ પ્રકારે વરષ સહસ્ર ॥ એક ઘડી વત થયાં ગત ॥ કરી વિહાર મહા સુંદર ॥

થયો વિરકત અવની પત ॥૩૪॥ તપ અર્થે વિંધ્યાચળ વિષે ॥ નારી સાથે ગયા મહિપાળ ॥ તાંહા પુલહમુની આશ્રમે ॥ તપ માંડયો જઈ તતકાળ ॥૩૫॥ દેવ વરષ સહસ્ર લગી ॥ તપશ્ચર્યા કરી નૃપધીર ॥ નારદ નૃપ મૂર્છા પામ્યો ॥ અતી કૃશ થયું છે શરીર ॥૩૬॥ મોક્ષ ઇચ્છા છે નહીં બીજી ॥ શ્રી કૃષ્ણ ચર્ણાંબુજનુ ધ્યાંન ॥ ચૈતન્ય રહીત જોઇ પતીને ॥ ત્યકત પ્રાણ મૃતક સમાન ॥૩૭॥ ગોપેશ્વરે રૂએ કળાવતી ॥ હે નાથ નાથ કરી પોકાર ॥ વિલાપ કરે છે દીન થઈ॥ સ્વામી ભકત શુભનાર ॥૩૮॥ તેહેનુ રૂદન સાંભળીને ॥ કૃપા કરીને કૃપાનીધાન ॥ તાંહાં આવ્યા છે જગત પીતા ॥ જે કમળોદ્ભવ ભગવાન.॥૩૯॥ મૂર્છીત સ્વામીને લઈ કરી ॥ દીઠી અબળા કરે રૂદન ॥ બ્રહ્મા કમંડળ જળે કરી ॥ નૃપ દેહને કર્યું સિંચન ॥૪૦॥ જીવ સંચાર કર્યો વીધાતા ॥ બ્રહ્મજ્ઞાને કરી બ્રહ્મવિત ॥ નૃપ ચેતન થઈ સન્મુખ ॥ દીઠા પ્રજાપતી પ્રગટીત ॥૪૧॥ તેજના ધામ જોઈ ભૂપે ॥ કર જોડી કર્યા પ્રણામ ॥ પ્રસન થઈ કહે બ્રહ્મા ॥ વર માગ ઇચ્છિત કામ ॥૪૨॥ નૃપ વિધિ વચન સાંભળી ॥ નીરવાણ ઇચ્છિત મન ॥ દયાનીધી વર મોક્ષ આપો ॥ અન્ય ઇચ્છા નહીં ભગવાન ॥૪૩॥ ॥ વલણ ॥ ॥ પ્રસન વદન દેખી બ્રહ્મા ॥ વરદાતા મન જાણી સતીરે ॥ તે પ્રત્યે બોલી દીન વચન ॥ કરજોડી તાહાં કળાવતીરે ॥૪૪॥ ॥ કડવુ ૩ જુ ॥ ॥ રાગ સારંગની ચોપાઈ ॥ ॥ કળાવતી ઉવાચ ॥ જો મુકતી આપશો પ્રજાપતી ॥ નૃપને અબળાની શી ગતી ॥ કાન્ત વિના કહો સુખદાતા ॥ કાંતા કેમ શોભે જગત્રાતા ॥૪૫॥ પતીવૃતાને વૃત ન અન્ય ॥ શ્રુતી વીષે સાંભળયું બ્રહ્મન ॥ અબળાને ગુરૂ ઇષ્ટદેવ ॥ તપ ધર્મ સર્વે પતિ સેવ ॥૪૬॥ માતા પિતાને બંધુ સ્વજન ॥ સ્વામી સમન પ્રીય ભગવન ॥ સર્વ ધર્મથી શ્રેષ્ટ સંસાર ॥ પતી સેવા સુ દુર્લભસાર ॥૪૭॥ પતીસેવા રહીત જે ધર્મ ॥ નારીને સર્વ નિરફળ કર્મ ॥ વૃતદાન પુજા વળી તપ ॥ હોમ દીક સ્નાનાદી જપ ॥૪૮॥ સર્વ તિર્થ મહી પ્રદક્ષીણા ॥ દિક્ષા યજ્ઞ વીવીધ દક્ષીણા ॥ સર્વ નીગમાગમ પઠન ॥ વેદજ્ઞ બ્રાહ્મણને ભોજન ॥૪૯॥ એ સર્વે ન આવે સમાન ॥ સ્વામી સેવા સદા સુખદાન ॥ પતીસેવા હીન નારી જન ॥ કહે સ્વામીને જે કુ વચન ॥૫૦॥ કાળસુત્ર નર્ક બહુ કાળ ॥ પડે દંસે તેને કૃમી વ્યાળ ॥ વિવિધ નર્ક ભોગવે નારી ॥ યમ કીંકર પીડે અપારી ॥૫૧॥ સાંભળયું મેં પંડીત વદન ॥ વેદવાકય નિશ્ચે ભગવન ॥ હું અબળા તે શું જાણું કાજ ॥ તમો વેદ પીતા મહારાજ ॥૫૨॥ વીદુષયોગી જ્ઞાનીના ગુરૂ ॥ જાણો સર્વજ્ઞ હું શું ઉચરૂં ॥ પ્રાણાધીક કાન્ત મુકત થાય ॥ કોણ ધર્મ યોવન રક્ષાય ॥ ॥૫૩॥ કૌમારે પીતા રક્ષણ કરતા ॥ યોવા વસ્તા રક્ષકછે ભરતા ॥ વૃદ્ધાવસ્થા પુત્ર રક્ષાકારી ॥ રક્ષાએ રહે સ્વધર્મ નારી ॥૫૪॥ સ્ત્રી સ્વતંત્ર રહે ધર્મ જાએ ॥ સત નીગમા

ગમ એ ગાએ ।। કુળ વધુતે કુળટા થાએ ।। સત જન્મનું પુન્ય ન સાએ ।।૫૫।। સ્તન પાન સ્નેહ બાળ મન ।। ક્ષુધીતને પ્રીય અતી અંન ।। તેમ નારી મન માહામુદા ।। પતી સ્નેહ સાધવી ને સદા ।।૫૬।। બંધુ વીયોગ તે દુઃખ ભારી ।। પુત્ર વીયોગ મહા દુઃખકારી ।। દારૂણ દુઃખ જે અસંભોગ ।। અમળાને તે સ્વામી વીયોગ ।।૫૭।। વીષે અગની રહે દગ્ધકારી ।। વીરહાનળ દાહ તે ભારી ।। નહીં તૃષ્ના ઉદકને અન્ન ।। સાધ્વીને સ્વામી વીના મન ।।૫૮।। સતીને શ્રેષ્ટ તે પતી સેવ ।। કાન્તથકી શ્રેષ્ટ નહીં દેવ ।। નહીં શ્રેષ્ટ ગુરૂ બંધુવર્ગ ।। નહીં શ્રેષ્ટ ધર્મ સુખ સ્વર્ગ ।।૫૯।। કાન્તથકી શ્રેષ્ટ નહીં ધન ।। નહીં શ્રેષ્ટ પ્રાણ તનમન ।। જેમ ભકતને પ્રીય બહુ નામી ।। તેમ સાધવીને પ્રીય સ્વામી ।।૬૦।। કૃષ્ણ ચર્ણાંમબુજ નીત્ય લગ્ન ।। રહે વૈશનવનું મન મગ્ન ।। એક પુત્રની માતાને જેમ ।। કામની વીષે કામીનું એમ ।।૬૧।। કૃપણને નીત્ય ધન ધ્યાન ।। ભય વીષે જેમ ભયવાન ।। તેમ સાધ્વીને જીવન માર્ગ ।। મન મગ્ન સદા પતી ચર્ણ ।।૬૨।। કોઇ કાળે હોયે નહીં ભંગ ।। નીત્ય રહે છાયા દેહ સંગ ।। જન્મોજન્મ સતી પતી સાથ ।। રહે જાણો તમો જગનાથ ।।૬૩।। મારા વીના પતીને વીધાતા ।। મોક્ષ આપો મને દુઃખદાતા ।। નહીં દોષ કહું સત્ય વાત ।। શ્રાપ દઈશ તમોને તાત ।।૬૪।। સુણી કળાવતીનું વચન ।। વિસ્મે થઇને બોલ્યા બ્રહ્મન ।।૬૫।। ।। વલણ ।। વિસ્મીત વીધાતા થઇ વદે ।। હીતપીયુસ સદ્રષ વાણરે ।। મુની મન ભય યુકત બ્રહ્મા ।। એ પતિવૃત મહીમા જાણરે ।।૬૬।। ।। કડવું ૪ થું ।। રાગ ધનાશ્રી મેવાડો. ।। બ્રહ્મા ઉવાચ।। હે વત્સ સાંભળ કહું વાણજી ।। નહીં આપું પદ નિર્વાણજી ।। તારા વીના મુકત નહીં નાથજી ।। મોક્ષ પામશો બેહુ સાથજી ।।૬૭।। ।। ઢાળ ।। સાથે મોક્ષ પામશો હમણા ।। જઇ કરો વિવિધ પ્રકારજી ।। કાંઇ એક કાળ રહી સ્વર્ગમાં ।। સહુ સ્વામી સંભોગ અપારજી ।।૬૮।। પછી જઈ તમો વ્રજ વીષે ।। થશો ઉદ્ભવ કલાવતીજી ।। કન્યા મનોહર રાધીકા નામે ।। થશે અયોની સંભવ સતીજી ।।૬૯।। જીવન મુકત થઇ તે સાથે ।। ગૌલોકમાં જશો નર નારીજી ।। એ પ્રકારે સદા પતી સાથે ।। સતી રહેજે તું સુખકારીજી ।।૭૦।। જીવન મુકત અક્ષય સુખ ।। ભોગવે સર્વત્ર કાળ સમાનજી ।। તે પણ નીરંતર ધરેછે ।। શ્રીકૃષ્ણ પદાંબુજ ધ્યાનજી ।।૭૧।। તે પ્રભુ સાથે સદા સર્વદા ।। તમો રહેશો સુખરૂપ સતીજી।।એ વરદાન આપ્યું બ્રહ્માએ ।। પ્રણામ કરી રહ્યાં દંપતીજી ।।૭૨।। કમળોદભવ સ્વાલય ગયા ।। તે ભોગવે ભોગ સુખ મુળજી ।। સુચંદ્રનૃપ કાળ પામીને ।। તે જન્મ્યો વૃષભાન ગોકુળજી ।।૭૩।। પદ્માવતીના જઠર વીષે ।। સુરભાન નારેતસ કરીજી ।। પુર્વજ્ઞાન હરી અંશ થયો ।। સદા ધ્યાન જેને શ્રી હરીજી ।।૭૪।। શુકલપક્ષ સશી સમ વૃદ્ધી ।। વૃજ વીષે પામે વૃજાધીપજી ।। સર્વજ્ઞ સદા યોગી જનતે ।। મન હરી પાદાબ્જ

સમીપજી ॥૭૫॥ નંદને બંધુ સમ પ્રીયતે ॥ કામ સમરૂપ ગુણવાનજી ॥ કળાવતી પ્ર-ગટ થઇછે ॥ અયોની સંભવ રૂપ વાનજી ॥૭૬॥ જન્માન્તરનું જ્ઞાન સાધ્વીને ॥ કમળા અંશ સતી સાક્ષાતજી ॥ શ્રેષ્ટ નૃપતી મહા સુંદર ॥ ભલંદન નામ છે વીખ્યાતજી ॥ ॥૭૭॥ નૃપને કન્યા પ્રાપ્ત થયાંતે ॥ યજ્ઞકુંડમાંથી થઇ ઉત્પનજી ॥ હાસ્યવદની રૂપવતી તે ॥ બાળા સ્તનપાન ઇચ્છે મનજી ॥૭૮॥ તેજ જળહળી થઇ રહ્યું ॥ તપ્ત કાંચન પ્ર-ભા સમાનજી ॥ કન્યા લઇ નૃપે હૃદે ચાંપી ॥ સ્વકાન્તાને આપી સુખદાનજી ॥૭૯॥ માળાવતી સ્તનપાને તેનું ॥ કર્યું પોષણ હર્ષ અપારજી॥ તેને અન્નપ્રાસન અર્થે ॥ સાધ્યો સુભદીન સુભવારજી ॥૮૦॥ નામકર્ણ કરતી વેળા ત્યાં ॥ થઇ ગગનવાણી ગંભીરજી ॥ કળાવતી નામ એ કન્યાનું ॥ તમો રાખજો નૃપતી ધીરજી ॥૮૧॥ એ વચન સાંભળીને રાજા ॥ રાખ્યું નામ તે થઇ પ્રસનજી ॥ વીપ્ર બંદીને દાન વીવીધ ॥ આપ્યાં ભીક્ષુકને બહુ ધનજી ॥૮૨॥ સર્વને ભોજન કરાવ્યાંને ॥ કર્યો મહોત્સવ સુખદાનજી ॥ કાળ પા-મીને કળાવતીતે ॥ કન્યા થઇ યોવાવસ્થા વાનજી ॥૮૩॥ અતી સુંદર રૂપ સ્યામા ॥ મુનીજન માનસ મોહનજી ॥ ચારૂ ચંપકવર્ણે શોભિત ॥ સરદ ચંદ્ર આનનજી ॥૮૪॥ દીવ્યવસ્ત્રને રત્નાભુષણ ॥ પ્રફુલ્લ પદ્મ સમ લોચનજી ॥ મત્તગજ સમગતી શોભે ॥ રા-જમાર્ગે કરતી ગમનજી ॥૮૫॥ માર્ગે જતી સતી નંદજીએ ॥ આનંદ યુક્ત દીઠી તે બા-ળજી ॥ જીતેન્દ્રી અને જ્ઞાનીછે પણ ॥ મુર્છા થઇ જોઇ તત્કાળજી ॥૮૬॥ લોકને પુછયું નંદે આદર ॥ સુંદર કન્યા કોની જાયજી ॥ ભલંદન નૃપની એ કન્યા ॥ નામ કળાવતી કહેવાયજી ॥૮૭॥ કમળા કળા પ્રગટ થઇ ॥ કર્યું નૃપ મંદીર પાવનજી ॥ ક્રીડા અર્થે સખી મંદીર ॥ જાય કહી ગયા એમ જનજી ॥૮૮॥ હરખીત થઇ નંદ પોતે ॥ સીઘ્રેરથ આરોહી વ્રજેસજી ॥ તે ચાલ્યા રાજમંદીર પ્રત્યે ॥ કર્યો રાજસભામાં પ્રવેશ-જી ॥૮૯॥ ઉઠયાં તહાં રાજસભા સર્વે ॥ મળી આપ્યું સ્વર્ણ સીંહાસણજી ॥ પ્રીય ભાષણ કરી પરસપર ॥ સઉ બેઠા નીજ નીજાસનજી ॥૯૦॥ વીનય નમ્રતી સહનંદ ॥ બોલ્યા ઘટીત વાણ મુની જાણજી ॥ નીતી નીપુણ રાજેન્દ્ર તમો ॥ સાંભળો કહું સુભવાણજી ॥૯૧॥ ॥ નંદ ઉવાચ ॥ સંબંધ કરો તમો કન્યાનો ॥ સુભ કેકાણુંછે કહું આ-જજી ॥ સુરભાન સુત વ્રષભાનું ॥ મહા સુંદર તે વ્રજરાજજી ॥૯૨॥ અતી વીચીક્ષણ રૂપસંપન ॥ નારાયણ અંસ ગુણવાનજી ॥ સ્થીર યોવન યુક્તને યોગી ॥ જાતી સ્મર યુવા સુખદાનજી ॥૯૩॥ કન્યા તવ અયોની સંભવ ॥ યજ્ઞકુંડ સમુદ ભવ સતીજી ॥ ત્રૈલોક્ય મોહીની એ અબળા ॥ કમળા અંશછે કળાવતીજી ॥૯૪॥ ॥ વલણ ॥ કલાવતીને વ્રષભાનુએ ॥ યથા યોગ્ય નંદ વાક્ય મુણીરે ॥ નંદ પ્રત્યે સભા મધ્યે તાંહાં ॥ નૃપ બોલ્યા વીનય સહમુનીરે ॥૯૫॥ ॥કડવું ૫ મું॥ ॥ રાગ કાફીની દેશી ॥ ॥ભલંદન ઉવાચ ॥

શબંધ તે વીધી વશ થાએ ।। માહારે હાથે નહી વ્રજરાએ ।। ચોગ કરતાં સદા છે વીધાતા ।। જન્મદાતા પિતાનેરે માતા ।।૯૬।। કોણ પતિ કોની કોણ શ્વામી ।। જાણે શાધન અંતરયામી ।। કર્માનું સાર છે ફલદાતા ।। સરવેનું કારણ વીધાતા ।।૯૭।। વ્રશભાનુ છે ગોપ અનુપ ।। કન્યા માયાએ માનુશરૂપ ।। બન્ચો જાતી શ્મર નીરવાણ ।। છે અનાદીનો સબંધ જાણ ।।૯૮।। એહને રાધીકા કન્યા થશે ।। સુદામાના શ્રાપને વશે ।। અચોની સંભવ ઉતપતી ।। કૃષ્ણ માણાધીક સદાશતી ।।૯૯।। એહેના દરશન માત્રે કરી ।। મુકિત હોશે કથા કહું ખરી ।। ઇતીહાશ એછે પુરાતન ।। સાંભળી થઓ સઉ પ્રશન ।।૧૦૦।। વ્રશભાનુંનો આશ્રમ કરી ।। અન્ય કરવા લાગ્યા મુદ ભરી ।। નંદ આશ્રમ કરે આનંદ ।। સર્વેથી વીલક્ષણ સુખકંદ ।।૧૦૧।। મણી રત્નજડીતં નીધાન ।। શશીભાનની જોત શમાન ।। અતી ઉનંત.કલશ રાજે ।। ચહું પાસે તે બાગ બીરાજે ।।૧૦૨।। ચારૂ ચંપક પુષ્પ વીશાળ ।। શ્રીફલ પુંગીફલ રશાલ ।। ખર્જુર ડાડીમ તરૂ જંબ ।। કંદળી કેતકી ને કદંબ ।।૧૦૩।। માહારમ્ય રમણના સ્થાન ।। નાનાવીધના પુષ્પવૈમાન ।। પરજનનને અંતી દુર્ગમ ।। નીજ જનને સદા શુગમ ।।૧૦૪।। ધામ શત ધનુષ પ્રમાણ ।। ઉચેતાનુ તે એ નીરમાણ ।। ચીત્ર ચીત્રીત મણી હરીત ।। વજ્રમણી કપાટ રચીત ।।૧૦૫।। સ્વર્ણ સાર રત્નમણી સાર ।। નંદાલય શોભીત અપાર ।। મણીરંત્ન રંગ વીવીધાન ।। રાજમાર્ગ રચ્યો સુખદાન ।।૧૦૬।। રચી વેદીકા તે મનોહર ।। વ્રંદાવને ગઓ કારીગર ।। રાશમંડપ રચ્યોછે સાર ।। માહા સુંદર મંડલાકાર ।।૧૦૭।। નાના જાતીના પુંષ્પ સહીત ।। શુરભીકૃત વાયુ વહીત ।। રત્નદીપ કળશ ઉજ્વળ ।। પુષ્પ વૈમાન પુષ્પીતશરા।।૧૦૮।। રાશસ્થળ કરી નીરમાણ ।। ફરી જુવે વ્રંદાવન જાણ ।। વ્રંદાવન વીશે બીજા સ્થાન ।। ક્રીડા અર્થે રચ્યા સુખદાન ।।૧૦૯।। હરી રાધા અર્થે મનોહરા।। ચાલ્યા મધુવન અભીંતર ।। વટમુલ સમીપ સુંદર ।। ચતુર્વેદી રચી સુખાકર ।।૧૧૦।। પતાકાને તોરણ સંયુતં ।। શોભા શ્વેત ચામર અદભુત ।। રત્નશૈઆ શોભીત અપાર ।। અતી ઉત્તમ અંતરાગાર ।।૧૧૧।। રતિ ગૃહથી રમ્યતા કરી ।। નગર વિષે આવ્યાછે ફરી ।। જે જેહેને અર્થે નીર્મ્યા ધામ ।। તેપર લખ્યા તે તેના નામ ।।૧૧૨।। વિશ્વકર્મા શિલ્પી યક્ષ સાથ ।। આવ્યા સુતા જ્યાં ગોકુળનાથ ।। ધામ કામથી પામી વિરામ ।। શ્રી હરીને કર્યા છે પ્રણામ ।।૧૧૩।। શ્વાલય વિષે આનંદવાનના સૌ ચાલ્યા ધરી કૃષ્ણનુ ધ્યાન ।। નારદ હોએ જે સુકૃતિજન ।। થાએ તેને જે ઇચ્છિત મન ।।૧૧૪।। પુર રચ્યું આશ્ચર્ય તેહ ।। ઇશ્વરીચ્છાએ થયુંછે એહ ।। ।। વલણ ।। એ કહ્યું મેં નારદ સરવે ।। હરિ ચરિત્ર મંગળદાયરે ।। સુખદાતાને પાતક હરતા ।। હવે શું સાંભળવા ઇચ્છાયરે ।।૧૧૫।। ।। કડવું ૬ ઠું ।। ।। રાગ કાલેરો ।। ।। નારદ ઉવાચ ।।

આ વનનું નામ વંદ્રાવનજી ॥ કેમ થયું કહો ભગવનજી ॥ શિષ્ય જાણી પોતાનો આ-
શ્રિતજી ॥ કહો કારણ છો તત્વ વિત્તજી ॥૧૧૬॥ ॥ ઢાળ ॥ ॥ શુત ઉવાચ ॥
સાંભળી નારાયણ રૂષિ ॥ એહેવું નારદનું વચનજી ॥ સૌનક તે તમો સાંભળો ॥ સમગ્ર
તત્વ પુરાતનજી ॥૧૧૭॥ ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ પુરવે કેદાર નામે રાજા ॥
થયો સપ્તદ્વિપ અધિસ્ટાયજી ॥ સત્યવાદી સત્યયુગ વિષે ॥ નારદ ધર્મરત સદાયજી ॥૧૧૮॥
નૃપ રમણ કરેછે નિત્યે ॥ સહનારી પુત્ર ધન સાથજી ॥ પુત્ર વત પ્રજા પાળેછે તે ॥ મહા
ધર્મીષ્ટ સદા ભૂનાથજી ॥૧૧૯॥ કર્યા સત અશ્વમેધ તેને ॥ નથી ઇચ્છા તેણે ઇંદ્રાસન-
જી ॥ પુન્ય કર્યા નાનાવિધે બહુ॥ ફલ કાંક્ષા નહીં નૃપ મનજી॥૧૨૦॥ સર્વ નિત્ય નૈ-
મિતિક કર્મ ॥ કરે શ્રી કૃષ્ણને પ્રીતિકૃતજી ॥ કેદાર તુલ્ય પૂનીત રાજા ॥ ભુમે ન ભૂતો
ન ભવિષ્ય તજી ॥૧૨૧॥ ત્રીલોક્ય મોહીની રાણી તેને ॥ ઉપદેશી સ્થીત કરી મનજી
પુત્રને રાજ આશન આપી॥તપ અર્થે ગયો નૃપ વનજી॥૧૨૨॥એકાંતિક હરીભકત રાજા॥
કરે નીરંતર હરિધ્યાનજી ॥ સુદર્શનચક્ર રહે સદા ॥ રક્ષાર્થે પ્રેરીત ભગવાનજી ॥૧૨૩॥
બહુ કાળ તપ કરી નૃપ ॥ કર્યું ગૌલોક પ્રત્યે ગમનજી ॥ કેદાર નામે ત્યાં તિર્થ થયું॥હ-
રીભકતને સુખ સદનજી॥૧૨૪॥હજુ લગી પણ તહાં પ્રાણી॥ મર્ણ પામે સધ મુકત થાયજી॥
તેહેની કમળા અંશ કન્યા ॥ એક વૃંદાનામ કહેવાયજી ॥૧૨૫॥ તપસ્વી નહીં પરણી
કોને ॥ બહુ યોગશાસ્ત્ર વિસારદજી ॥દુર્વાસાએ મહા મંત્ર આપ્યો ॥ શ્રી હરી પ્રસંનાર્થે
નારદજી ॥૧૨૬॥ તે વિરકત થઈ ગૃહ તજી ॥ કન્યા તપ અર્થે ગઈ વનજી ॥ વરસ
ખટ સહસ્ર ઉગ્ર ॥ તપ તપી સ્થાન નીર્જનજી ॥૧૨૭॥ તહાં શ્રી કૃષ્ણ થયા પ્રગટ ॥
ભકતવત્સળ શ્રી ભગવાનજી ॥ પ્રસન વદન કરી બોલ્યા ॥ તું માગ્ય ઇચ્છિત વરદાનજી
॥૧૨૮॥ રાધિકા રમણ દીઠા તેણે ॥ સુંદર રૂપ કોટી અનંગજી ॥ મુર્છિત થઇછે તહાં
નારી ॥ કામબાણ પીડિત તે અંગજી ॥૧૨૯॥ શીઘ્રે વર તહાં માગ્યો તેણે ॥ મારા
પતિ થાઓ તમો નાથજી ॥ એમ હોશે કહ્યું હશી પોતે ॥ કર્યું રમણ તેની સાથજી ॥
॥૧૩૦॥ પછી ગૌલોક વિષે ગઇતે ॥ કૌતુકી શ્રી કૃષ્ણ સહ જાણજી ॥ રાધિકા સમ
સૌભાગવતિ ॥ ગોપી થઈ શ્રેષ્ટ નિરવાણજી ॥૧૩૧॥ વૃંદા તહાં તપ તપી તેથી ॥ વન
નામે થયું વૃંદાવનજી ॥ વળી વૃંદાસહ શ્રી હરીનું ॥ ક્રિડાસ્થાન તેથી મુનીજનજી ॥૧૩૨॥
વળી કહુંછું શ્રેષ્ટ હેતુ ॥ તે તું સાંભળ વિધિ નંદનજી ॥ જેણે કરીને પુણ્ય ક્ષેત્રનું ॥ મુની
નામ થયું વૃંદાવનજી ॥૧૩૩॥ રાધિકાના સોળ નામ વિષે મેં ॥ સૃતિથી સાંભળયું વૃં-
દાનામજી ॥ તેહેનું રમણ સ્થાન તેથી ॥ થયું વૃંદાવન સુખ ધામજી ॥૧૩૪॥ ગૌલોક
વિષે ક્રિડા અર્થે॥પુર્વે કૃષ્ને કર્યું નિરમાણજી ॥ પ્રીતિએ વૃંદાવન એહેવું ॥ તે નામ થયું
મહિમાં જાણજી ॥૧૩૫॥ ॥ નારદ ઉવાચ ॥ કોણ નામ સોડસ તે કહો ॥ રાધાના

વિશ્વ ગુરૂ પાવનજી ॥ શિષ્યપર દયા કરો સ્વામી ॥ તે સાંભળવાને ઇચ્છે મનજી ॥૧૩૬॥ સાંભળયા છે મેં સહસ્ત્ર નામ ॥ શામવેદ નિરૂપીત જેહજી.॥ સહસ્ત્ર મહેના સોડસ છે ॥ કે અન્ય પ્રભુ છે તેથી એહજી ॥૧૩૭॥ ॥ વલણ ॥ એહ નામ મહા દિવ્યરૂપ ॥ ભક્ત વાંચ્છિત વિશ્વ પાવનરે ॥ જગમાતા જગ વિષે પોતે ॥ ગુપ્તરૂપ ભક્ત સંભાવનરે ॥૧૩૮॥ કડવું ૭ મું ॥ રાગ મારૂની ચોપાઇ ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ નારદજી રાધા[1] રાસેશ્વરી[2] ॥ રાસવાસીની[3] રસીકેશ્વરી[4] ॥ કૃષ્ણપ્રાણાધિકા[5] કૃષ્ણપ્રીયા[6] ॥ કૃષ્ણસ્વરૂપીણી[7] કમનીઆ ॥૧૩૯॥ કૃષ્ણવાંમાંશોશંભુત[8] ભણી ॥ દેવી પરમાનંદરૂપીણી[9] ॥ યાંગમાયા કૃષ્ણ વૃંદાવની[10] ॥ વૃંદા[11] વૃંદાવનવિનોદની[12] ॥ ૧૪૦ ॥ ચંદ્રાવળી[13] ચંદ્રકાંતા[14] સતિ ॥ સતચંદ્રઆભા[15] તનવતી ॥ એ પ્રકારે સોડ સતિ નામ ॥ મધ્યે રાધા નામ સુખધામ ॥૧૪૧॥ પ્રથમ પ્રભુનું આલિંઘન ॥ તેથી રાધા નામ કીરતન. ॥ રાસેશ્વર છે પોતે શ્રી હરી ॥ એની પત્નિ તેથી રાસેશ્વરી ॥૧૪૨॥ સરવાંસ રસીકની અતિ ॥ પોતે શ્રેષ્ટ દેવી ભગવતી ॥ પુર્વે સંતવદે તેણે કરી ॥ નામા વિધાન રસીકેશ્વરી ॥૧૪૩॥ જેનો રાસ વિષે વાસગણી ॥ તેથી નામ તે રાસ વાસીણી ॥ પ્રાણાધીક પ્રીયા ભગવન ॥ કૃષ્ણ પ્રાણાધિકા કીરતન ॥૧૪૪॥ કૃષ્ણને પ્રીય તે અતિ કહે ॥ જેને કૃષ્ણ અતિ પ્રીય રહે ॥ સર્વે વેદ ગણ તેથી કહે ॥ કૃષ્ણપ્રીયા નામ સુખ લહે ॥૧૪૫॥ કૃષ્ણ સ્વરૂપને નિજધરે ॥ આશક્ત થઇને લીલા કરે ॥ સર્વાંસે છે કૃષ્ણ સમાન ॥ કૃષ્ણ રૂપીણી તેથી પ્રમાણ ॥૧૪૬॥ પ્રગટી કૃષ્ણ અર્ધાંગ વામ ॥ કૃષ્ણ વામાંસ શંભુત નામ ॥ પરમાનંદ રાસી સુમતી ॥ પરમાનંદ રૂપીણી સતિ ॥૧૪૭॥ કૃસ છે મોક્ષકારી વચન ॥ ણ એ શ્રેષ્ટ વાચમુની જન ॥ અકાર દાન વાચક ભણી ॥ તેથી કૃષ્ણ નામ દેવી ગણી ॥૧૪૮॥ જેનો વૃંદાવનમાં આરામ ॥ તેથી વૃંદાવની એવું નામ ॥ વળી વૃંદાવનની અ-વિષ્ટા ॥ બીજું કારેણં નામ પ્રતિષ્ટા ॥૧૪૯॥ વૃંદ શબ્દ શખ્ય વાચ જાણ ॥ છે વાચક અકાર પ્રમાણ ॥ જેને સખી વૃંદ છે સ્વજન ॥ તેથી વૃંદા નામ કીરતન ॥૧૫૦॥ વી-નોદ સંયુત વાકય કહી ॥ જે સ્થાનક વિષે રહે સહી ॥ તેણે કરી નિગમ વદતી ॥ વૃંદા-વન વિનોદની સતિ ॥૧૫૧॥ ચંદ્રાકાર નખાવળી સહી ॥ કૃષ્ણે નામ ચંદ્રાવળી કહી ॥ ચંદ્રતુલ્ય કાંતિ રહે સદા ॥ સત ચંદ્રઆભા તેથી વદા ॥૧૫૨॥ એ સોડસ નામ કહ્યા હરી ॥ બ્રહ્માને અર્થ વ્યાખ્યાને કરી.॥ બ્રહ્માએ કહ્યું માંરા જનકને ॥ ધર્મે કહ્યું કૃપાં કરી મને ॥૧૫૩॥ પુષ્કર તિર્થે મહામુની જન ॥ રાધા પ્રભાવ મહા પાવન ॥ સ્તોત્ર પુનીત કહ્યું મેં તને ॥ એ ન કેવું મુનીનીંદકને ॥૧૫૪॥ ત્રીકાળ સ્તોત્ર સદા જે કહે ॥ રાધા માધવ પદ ભક્તિ લહે ॥ અંતે પ્રાપ્ત કૃષ્ણનું સેવન ॥ સહ નિવાસી હોએ તે જન

॥૧૫૫॥ વૃતદાન ઉપવાસે કરી ॥ વેદ પાઠ યજ્ઞતિર્થે ફરી ॥ સર્વ મહિ પ્રદક્ષિણા કરે ॥યંમ નીયમ ધ્યાનને ધરે ॥૧૫૬॥ સર્ણાંગતનું કરે રક્ષણ ॥ દેવ વૈષ્ણવ સંત દર્શણ ॥ એ સર્વનું ફળ કહે શાહી ॥ સ્તોત્ર પાઠને પહોચે નહીં ॥૧૫૭॥ સ્તોત્ર પ્રભાવ અક્ષય કહી ॥ જીવન્મુક્ત જન હોએ સહી ॥ રાધા સ્તોત્ર કહ્યું સુખકંદ ॥ શ્રોતા નારદ મન આનંદ ॥૧૫૮॥ ॥ નારદ ઉવાચ ॥ સાંભળયું સ્તોત્ર મહા સુંદર ॥ કૃષ્ણકથા પર્મ વિચીતર ॥ તવ ચર્ણ પ્રસાદથી નાથ ॥ જાગી શું બોલ્યા ગોપની સાથ ॥૧૫૯॥ ॥ નારાયણ ઉવાચ ॥ શિલ્પી ગયા કરીને ભવન ॥ અરૂણોદયે જાગ્યા છે જન ॥ ઉઠી નગર વિલક્ષણ દેખી ॥ સ્વર્ગ થકી છે રમ્ય વિશેખી ॥૧૬૦॥ આ શું આશ્ચર્ય થયું છે વન ॥ વ્રજવાશી કહે સહુ જન ॥ કોણ જાણે કોણ રૂપે કરી ॥ કે પ્રગટ થયા ભૂ ઉપરી ॥૧૬૧॥ મનમાં જાણ્યું છે વ્રજભૂપ ॥ ગર્ગ વાકય સ્મરણ અનૂપ ॥ હરી ઇ-ચ્છા થકી રૂચિરાયે ॥ સર્વ વિશ્વચરાચર થાયે ॥૧૬૨॥ બ્રહ્માઆદી ત્રણ પરીઅંત ॥ હરી ભ્રગુટી વિલાસ સૌ જંત ॥ ઉત્પત્તિ લયછે જેને સાધ્ય ॥ તેને શું રહે બીજું અસાધ્ય ॥૧૬૩॥ ઇશ ધર્મ અનંત બ્રહ્માએ ॥ જેના ચર્ણાંબુજને ધ્યાએ ॥ પરમાત્મા સઉ સા-ધ્યકારી ॥ માયાએ માનુષ્યરૂપ ધારી ॥૧૬૪॥ બધું નગર પોતે શ્રી હરી ॥ ગૃહ ગૃહ જોયાં સઉ ફરી ॥ વાંચી વાંચી લખ્યા છે જે નામ ॥ સરવે ગોપને આપ્યા ધામ ॥૧૬૫॥ મહા આનંદ નંદ ગોપેશ ॥ વૃષભાન કૌતુકી વૃજેશ ॥ નિજ જન સાથે લઈ કરી ॥ પેઠાં આશ્રમ મહા મુદ ભરી ॥૧૬૬॥ સરવે વૃંદાવન વિશ્રામ ॥ કર્યો પ્રવેશ નિજ નિજ ધામ ॥ સર્વે ગોપ થયા મુદભર ॥ સ્વસ્થાન જોઇને મનોહર ॥૧૬૭॥ બાળ બાળકી મન હરસીત ॥ કરે રમણ ઉત્તમ તહાં નિત ॥ કૃષ્ણબળદેવ શીશુ સાથ ॥ કરે ક્રીડા પોતે વિશ્વનાથ ॥૧૬૮॥ એ પ્રકારે કહ્યું સૌ જાણ ॥ સમગ્ર નગ્રનું નિરમાણ ॥ કૃષ્ણ કથા મહા વિસારદ ॥ તુજને કહી છે મેં નારદ ॥૧૬૯॥ ॥ વલણ ॥ નારદને કહી નારાયણે ॥ સાંભળો ગુલાબમા સુખદાયરે ॥ માન કહે કથા પુર્ણ એ તો ॥ થયો સપ્ત દસમો અધ્યાયરે ॥૧૭૦॥ ઇતીશ્રી. ॥

## અધ્યાય ૧૮ મો.

॥ કડવું ૧ લું ॥ રાગ રામગરી ॥ શ્રી શૌનક ઉવાચ ॥ સુત રહસ્ય એ-મનો હરજી ॥ શ્રી કૃષ્ણચરીત્ર સુખા કરજી ॥ મોક્ષદાતા સાંભળી નારદજી ॥ શું પુછયાં ચરીત્ર વિસારદજી ॥૧॥ ॥ ઢાળ ॥ ॥ સુતઉવાચ ॥ નગર નિરમાણ સાંભળી ॥ દેવરૂષી મહા મુનીજન ॥ પૂછે છે શ્રી કૃષ્ણચરીતર ॥ અવર મનોહર પાવન ॥૨॥ ॥ નારદ ઉવાચ ॥ શ્રી કૃષ્ણાખ્યાન મહાચરીત્ર ॥ પ્રભુ પરમપીયુસ વત ॥ જ્ઞાન સીંધુ કહોની મુજને ॥ હું છુ શિષ્ય શણાંગત ॥૩॥ નારદ વાયક સાંભળીને ॥ નારાયણ

મન માહાનંદ ॥ કેહેવા લાગ્યા ઇશ ચરીત્ર ॥ પર્મ અદ્ભુતને સુખ કંદ ॥૪॥ ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ એક સમે સૌ બાળ સાથે ॥ બળ સહીત શ્રી ભગવન ॥ ચાલ્યા પ્રભુ મધુવન વિષે ॥ યમુના તીર મહા પાવન ॥૫॥ ચારેછે ગૌધન સમુહને ॥ તાહાં બાળકરે બહુ ક્રીડા ॥ ક્ષુધિત થયા ગોપ સરવે ॥ તેને ક્ષુધા કરે બહુ પીડા ॥૬॥ ક્ષુધા પીડે કહે ગોપ શિશુ ॥ સાંભળો કૃષ્ણ પરમાનંદ ॥ કીંકરને શી આજ્ઞા પ્રભુજી ॥ કેમ કરવું કહો ગોવિંદ ॥૭॥ શિશુના વચન સાંભળીને ॥ તે પ્રતે બોલ્યા કૃપાળુ હરી ॥ હિતકારીને સત્ય વાયક ॥ પ્રભુ પ્રસન વદન કરી ॥૮॥ ॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥ બાળ જાઓ તમો હ્યાં થકી ॥ વિપ્રનું યજ્ઞસ્થાન પાવન ॥ બ્રાહ્મણ યજ્ઞ કરેછે સહુ ॥ ત્યાં જઈ કરો યાચના અંનાાા૯॥ વિપ્રા સર્વેસ કામ યજ્ઞ ॥ કરે વેદોક્ત વિસારદ ॥ સદા નિસ્કામ રહે વૈષ્ણવ ॥ મુમુક્ષુ મને પુજે નારદ ॥૧૦॥ માયાએ કરી મને નહીં જાણે ॥ માયાએ ધર્યું મેં માનુષ્ય રૂપ ॥ શ્રી કૃષ્ણના વચન સાંભળી ॥ હિતકારી પરમ અનૂપ ॥૧૧॥ વિપ્ર યજ્ઞસ્થાને ગયા ગોપો ॥ જઈ ઉભા તે નમ્રકંધર ॥ નમસ્કાર કરી બોલ્યા બાળો ॥ વિપ્ર પત્ની પતિ વ્રતાવર ॥૧૨॥ અન્ન આપો માતાજી અમનેબા ક્ષુધીત બાળક સૌ જાણી ॥ બાળ વચન સાંભળી દેખી ॥ સાધ્વી પૂછે છે અમૃત વાણી ॥૧૩॥ વિપ્ર પત્નિ ઉવાચ ॥ કોણ તમોછો કોણે મોકલ્યા ॥ કહોને કોણ તમાંરા નામ ॥ બહુ વિધના અન આપશું ॥ સહવ્યંજન પ્રાણ વિશ્રામ ॥૧૪॥ બ્રાહ્મણીના વચન સાંભળી ॥ તે પ્રત્યે બોલ્યા બાળકો વાણ ॥ બાળા ઉવાચ ॥ મોકલ્યા અમને રામકૃષ્ણે ॥ હમોને ક્ષુધાપીડીત જાણ ॥૧૫॥ આપો અન માતાજી અમને ॥ ઉતાવળા જઇએ તેની પાસ ॥ હ્યાંથી દુર ભાંડીરવનમાં ॥ વટમૂળે રામકૃષ્ણ નીવાસ ॥૧૬॥ શ્રમીતને ક્ષુધિત થયાછે ॥ તમો પાસે અન્ન યાચે માત ॥ આપવું કે નહિ આપવું તે ॥ શિઘ્રે કહો માતા તમો વાત ॥૧૭॥ ગોપના વચન સાંભળીને ॥ થઈ આનંદ અસૃલોચન ॥ પુલકાંચીત સર્વાંગ થઈ ॥ પ્રભુ પાદાબ્જ દર્શન મન ॥૧૮॥ નાના વ્યંજન સંયુક્ત લીધાં ॥ બહુ અન્ન માહા મનોહર ॥ મિષ્ટ ભોજન નાનાવિધના ॥ દધીક્ષીર મધુ ઘ્રતપર ॥૧૯॥ સુવર્ણપાત્ર ભરીને ચાલ્યાં ॥ વિપ્ર પત્નિ શ્રી હરીને શર્ણે ॥ નાના મનોરથ કરે મન્માં ॥ સતીને ધન્ય કૃષ્ણ દર્શણ ॥૨૦॥ કૃષ્ણ રામ સહ જઈ દીઠા ॥ સહ બાળકરૂપ અનુપ ॥ વટ મુળે પ્રભુ બેઠા શોભે ॥ ઉડુગણ મધે સસી રૂપ ॥૨૧॥ શ્યામ કીશોર વય સુંદર ॥ કર્યું પીતવસ્ત્ર પરીધાન ॥ શાંત રાધાકાંત મનોહર ॥ આનન સરદ ચંદ્ર સમાન ॥૨૨॥ રત્નાલંકાર ભૂષિત શોભે ॥ કર કંકણ કર્ણ કુંડળ ॥ દ્યોતમાન કાંતી બહુ રાજે ॥ પ્રભુના યુગળ ગંડસ્થળ ॥૨૩॥ ઝાંનુ પર્યંત વિશાળ છે ॥ શુભ્ર રત્નમાળ પરીધાન ॥ માળતી માળા કંઠ રદય ॥ શોભે સુંદર શ્રી ભગવાન ॥૨૪॥ ચંદનાગર કસ્તુરી વળી ॥

કુંભુ કુંમ અર્ચિત ભગવન ॥ પક્વ બીંબાધર શોભે પ્રભુ ॥ પક્વ દાડીમબીજ દશન ॥ પ્રભા મયુરપીછ મુકુટ શોભે ॥ મનોહર મોરલી સુબ્રાજે ॥ કદંબ પુષ્પ યુગમ કર્ણે ॥ મહા સુંદર તેજ વિરાજે ॥૨૬॥ ધ્યાના સાધ્યછે યોગીને પ્રભુ॥ વળી ભકતાનુ ગ્રહ તત્પર ॥ ધ્રશધર્મને બ્રહ્મા શેશ ॥ સ્તુતિ કરે ઇંદ્ર મુનીશ્વર ॥૨૭॥ એવા પ્રભુજીને જોઇ કરી ॥ તેણ પ્રણમ્યા તે વિશ્વાધાર ॥ પોતાની જ્ઞાન બુદ્ધિ પ્રમાણે ॥ હરીને સ્તવેછે દ્વિજનાર ॥ ॥૨૮॥ ॥ વિપ્ર પત્નિ ઉવાચ ॥ તમો બ્રહ્મ પરમ ધામછો ॥ પ્રભુ નીરીહ નીર અહંકાર ॥ વળી નીર્ગુણ ને નીરાકાર ॥ હરી સગુણ પોતે સાકાર ॥૨૯॥ સાક્ષીરૂપ નીર્લીપ્ત પ્રભુજી ॥ વિશ્વાધાર પરમાત્મા જાણ ॥ પ્રકૃતી પુરૂષ તમે પોતે ॥ તેથી પ કારણ નિર્વાણ ॥૩૦॥ શ્રષ્ટી સ્થીતી ને અંતકર્તા ॥ શ્રૃતી કહે ત્રણ દેવપર ॥ તે તમે સર્વ બીજ રૂપેછો ॥ પોતે બ્રહ્મા વિશ્નુ મહેશ્વર ॥૩૧॥ જેના રોમ રોમ વીષે રહે ॥ અખિલ વિશ્વ યથા અવકાશ ॥ માહા વીરાટને માહા વિશ્નુ ॥ તેના જનક તમો પ્રકાશ ॥૩૨॥ તેજસ્વીનુ તેજ તમો સ્વામિ ॥ જ્ઞાનીનું જ્ઞાન શ્રી ભગવાન ॥ નેતી નેતી વેદ નીરૂપીત ॥ કોણ સ્તવે કેમ કરે ધ્યાન ॥૩૩॥ આકાશાદી તત્વ તમો સર્વ ॥ શકિત બીજક શકિત સ્વરૂપ ॥ સર્વ શકિતધર સ્વયં જોતી ॥ સર્વાનંદ સનાતન ભુપ ॥૩૪॥ આકાર નહી ને દેહછે ॥ અતીન્દ્રીવ કરો સર્વ ભોગ ॥ સરસ્વતિ ને જડ મહેશ્વર ॥ તમોથકી ચૈતન્ય સંયોગ ॥૩૫॥ શેષધર્મ વિધી પાર્વતિ ॥ કમળા રાધા સાવીત્રી જાણ ॥ વેદ સૂરજંડ ગ્રહે સર્વે ॥ ચૈતન્ય એક તમો નિરવાણ ॥૩૬॥ સંસ્કારહીન અમો અબળા ॥ સ્તવન કરીએ કોણ વિધિ ॥ અભયદાતા પ્રસન થાઓ ॥ દીનબંધુ કૃષ્ણ દયાનિધી ॥૩૭॥ ॥ વલણ ॥ સુખનીધી વિપ્ર પત્નિ કૃત ॥ સ્તોત્ર ભણે ત્રિકાળ જે એહરે ॥ સદગતિ વિપ્ર પત્નિવત ॥ પામે તે જન નીરસંદેહરે ॥૩૮॥ ॥ કડવું ૨ જું ॥ ॥ રાગ મારૂની દેશી ॥ ॥ નારાયણ ઉવાચ ॥ હરી ચરણેને કરે નમન ॥ તેને જોઇ શ્રી મધુસુદન ॥ વિપ્ર પત્નિને કહે દૈમાન ॥ તમો સતી માગો વરદાન ॥૩૯॥ શ્રી કૃષ્ણના સાંભળી વચન ॥ વિપ્ર પત્નિ તે થઇ પ્રસન્ન ॥ હરિ પ્રત્યે બોલી સઉ વાણ ॥ ભકિત નત્રાત્મ કંધર જાણ ॥ ૪૦ ॥ ॥ વિપ્ર પત્નિ ઉવાચ ॥ હરિ નથી કૈં બીજી આશકિત ॥ આપો ચર્ણાંબુજ દ્રઢ ભકિત ॥ સદા જોઇએ તમો આનન ॥ ગૃહ જૈએ નહીં ભગવન ॥૪૧॥ દ્વીજ પત્નિની સાંભળી વાણ ॥ એમ હોશે બોલ્યા નિરવાન ॥ વિપ્ર પત્નિએ આપ્યું જે અન્ન ॥ સરવે સાથે કર્યું ભોજન્ન ॥૪૨॥ નભ માર્ગે દીવ્ય રથ આવ્યો ॥ દેખી વિપ્ર પત્નિ મન ભાવ્યો ॥ રત્ન દર્પણ સંયુકત ભ્રાજે ॥ રત્ન સ્થંભ કલસ વીરાજે ॥૪૩॥ શ્વેત ચાંમર શોભે વિશાળ ॥ પારીજાત પ્રસુનનીમાળ ॥ સતચક્ર સંયુકત નારદ ॥ વીંટી રહ્યા દીવ્ય પારસદ ॥૪૪॥ પીતવસ્ત્ર ભુષણ મનોહર ॥ નવ

યોવન સ્યામ સુંદર ।। દ્વીભુજ મોરલી ગોપવેશ ।। મયુરપીછ મુગટ આવેશ ।।૪૫।। રથ-
થી ઉતરી મણ્યા હરિ ।। નારી રથે બેસા કહ્યું ફરી ।। હરિ નમી ગોલોક ગઈ તેહ ।।
થઈ ગોપીકા તે તજી દેહ ।।૪૬।। હરિ ઇચ્છાએ થઈ બીજી નારી ।। વિપ્ર ગૃહ ચાલી
સુખકારી ।। વિપ્ર નારીનું કરે શોધન ।। માર્ગે મળીછે અબળા જન ।।૪૭।। તેને જોઇને
બ્રાહ્મણ જન ।। સર્વે બોલ્યા વિનય સંપન ।। પુલકાવળી સર્વાંગ ભરી ।। પ્રસન મુખ પ્રી-
તીએ કરી ।।૪૮।। ।। બ્રાહ્મણ ઉવાચ ।। તમો ધન્ય જોયાં ભગવન ।। અમારૂં વ્યર્થ
વેદ પઠંન ।। વેદ પુરાણે કહે વિદ્વાન ।। સર્વ જંનક શ્રી ભગવાન ।।૪૯।। જે જંપ તપ
વૃતને દાન ।। વેદ પડણ પુંજન ધ્યાન ।। તિર્થ સ્નાન અનસન વૃત ।। સર્વ ફળ દાતા
ભગવત ।।૫૦।। નારદ સેવ્યા જેણે શ્રી હંરિ ।। તેને શું તપાદિ ફળે કરી ।। કલ્પતરૂ પ્રા-
પ્ત થયું જેને ।। અન્ય વૃક્ષનું કામ શું તેને ।।૫૧।। જેના હૃદયે કૃષ્ણ મહારાજ ।। તેને
અન્ય કર્મનું શું કાજ ।। જેને પ્રાપ્ત સદા ગંગાજળ ।। તેને કુપ ખણવો શું ફળ ।।૫૨।।
એમ કહી પત્નિ લઈ કરી ।। ગયા આશ્રમે આનંદ ભરી ।। તે સાથે અધિક ક્રીડા માને ।।
કૃષ્ણ માયા દ્વીજ નહીં જાણે ।।૫૩।। શ્રી કૃષ્ણ સહબળ ગોપ સાથ ।। ઘેર ગયાં પોતે
વ્રજનાથ ।। ધર્મથી સાંભળયું કહ્યું એહ ।। વળી શું સાંભળવું કે તેહ ।।૫૪।। ।। નારદ
ઉવાચ ।। કોણ પુન્યે વિપ્ર નારી સ્વામિ ।। મુની યોગી સીદ્ધ ગતિ પામી ।। એ પુર્વે
રેહેતી ક્રોણ થળ ।। કોણ દોષે આવી મહીતળ ।।૫૫।। ।। શ્રી નારાયણ ઉવાચ ।।
પુર્વે સપ્તરૂષીની એ નાર ।। પર્મરૂપ સુંદર અપાર ।। મહા ગુણ નીપુણ સુલીળા ।। પતી-
વૃતા ધર્મ સુશિળા ।।૫૬।। નવ યોવન સઘળી નારી ।। પીનસ્તનં મુખ સુખકારી ।। દીવ્ય
વસ્ત્ર કર્યા પરીધાન ।। રત્નાલંકાર ભુશીતવાન ।।૫૭।। દીવ્ય કાન્તી કમળ વદન ।। વક્રચક્ષુ
મોહે મુની મન ।। સહ અબળા તે મુનીજન ।। કરે હોમ પ્રગટી હુતાસન ।।૫૮।। એછે
કલ્પાન્તરની વાત ।। સબાસહ મહારૂષી સાત ।। સ્તનમુખ જોઈ તેણે સ્થળ ।। અનળને
પીડ્યો કામાનળ ।।૫૯।। કુંડસ્થળથી કામાતુર ।। બુદ્ધી ભ્રષ્ટ થયો વ્હનીસુર ।। પતીવૃતા
પતી પદમન ।। નહીં જાણે અનળ મોહન ।।૬૦।। તે ભ્રષ્ટ જાણ્યો અંગીરામુની ।। સર્વ
ભક્ષથા શ્રાપ્યો અગની ।। ચેત્યો વ્હની લાગ્યો મુની પાએ ।। લજ્જા વદન થયો કંપાએ
।।૬૧ ।। ક્રોધી મુનીએ શ્રાપી કામની ।। તમો પામજો માનુષ્ય યોની ।। ભરતખંડે વિપ્ર
ઘેર જાણ ।। જન્મ લેજો કહી એમ વાણ ।।૬૨।। સાંભળી તે મુનીના વચન ।। પ્રેમ
વ્હીવળ કરે રૂદન ।। કરજોડી બોલી શીરનામી ।। સર્વ જ્ઞાની શ્રેષ્ઠ તમો સ્વામિ ।।૬૩।।
।। રૂષી પત્નિ ઉવાચ ।। મુની શ્રેષ્ટ પતિવૃત નારી ।। અમો અજાણ ત્યાગ નકારી ।।
અમો દાસી સદા તમ સાથ ।। કયારે જોશું તમો પદનાથ ।।૬૪।। વજ્રપાત મુની ખડગ
છેદ ।। સઉથી દુશહ્યકાન્ત વીયોગ ।। કહો પુછે સઉ શીરનામી ।। આંહાં આવશું તે કયારે

સ્વામી ॥૬૫॥ કહો વાણી પ્રભુ સુખસાની ॥ બ્રહ્મપુત્ર તમો મહા જ્ઞાની॥ અન્ય ભયતો પતી શરણ ॥ પતિભયકો કરે રક્ષણ ॥૬૬॥ અભય આપો ધર્મીષ્ટ ધારે ॥ ભયવાનનો ભય નીવારે ॥ કરવું કહ્યું વેદ આગમમાં ॥ શીષ્યપુત્ર કળત્રને ક્ષમા ॥૬૭॥ સખળ દુર્બળ હોયે જંત ॥ પણ સ્વવસ્તુને તે રક્ષંત ॥ પોતે ખરચે નીજ અરથ ॥ રક્ષા કરવા કો સમરથ ॥૬૮॥ કામનિના સાંભળી વચન ॥ પરમદયાળુ મુનીજન ॥ પ્રેમે કરી કરતી રૂદન ॥ તેના જોયાં કમળવદન ॥૬૯॥ પતિ વિયોગ જાણીને મન ॥ મુર્છા પ્રાપ્ત થઇ મુનીજન ॥ નારી રૂદન કરી ઘણી વાર ॥ મુન્ય રહી સહ ભરથાર ॥૭૦॥ ॥ વલણ ॥ ભરથાર સાથે મુન્ય રહી ॥ તે પ્રત્યે બોલ્યાછે મુની વાણરે ॥ સ્વકર્મ ભોગીને ભોગ ફરી ॥ સૂતી વિધે ન સાંભળયો જાણરે ॥૭૧॥ ॥ કડવું ૩ જું ॥ ॥ રાગ સારંગ ॥ ॥ અંગીરા ઉવાચ ॥ આપણો પુર્ણ થયો ભોગજી ॥ ગયો થાય નહીં સંયોગજી ॥ પરભુકતને ભોગવે જનજી ॥ તેનું થાયેને નર્ક પતનજી ॥૭૨॥ ॥ ઢાળ ॥ પતન નરકે થાય તેનું ॥ પરભોગી પુરૂષને નાર ॥ વેદની રૂપીત વાણ તેથી ॥ હોયે વર્ણશંકર વીસ્તાર ॥૭૩॥ માટે યત્ન કરી અબળાનું ॥ કરે રક્ષણં તે બુદ્ધીવાન ॥ તથાપી કુમારગે વર્તે ॥ નિશ્ચે નરક પ્રાપ્ત નીદાન ॥૭૪॥ કળત્ર પાત્રને પાક સદા ॥ એનું રક્ષણ કરવું જાણ ॥ અન્ય સ્પર્સે થાય અશુધતે ॥ પોતે સ્પર્સે સુધવેદ વાણ ॥૭૫॥ નીજ પતીને વંચી કરીને ॥ પરપુરૂષ ભજે કુબુદ્ધી ॥ કુંભી પાકે પડે તે જઇને ॥ યાવત્‌ચંદ્ર દિવાકર સુધી ॥૭૬॥ અર્ધ ઘડી સુખ ભોગથી ॥ ત્રણ લોકે દુઃખીત તે નાર ॥ નારદ મેં કહી એવી ગતી ॥ દુષ્ટ ભોગવે નહીં આવે પાર ॥૭૭॥ જે કામીની અન્ય ઇચ્છા કરે ॥ તે ત્યાગ યોગ્ય છે જાણ ॥ સ્વઇચ્છીત ગામીની અબળા ॥ તેતો ગ્રામ સુ કરી સમાન ॥૭૮॥ સ્વામિ સાધ્ય પતિવૃતા નારી ॥ કુળ ધર્મ ભય રાખે જેહ ॥ નીજ સ્વામિ સહ પુંનીત નારી ॥ પરમ પદ પામે છે તેહ ॥૭૯॥ જાઓ પૃથ્વી મેં તમો સઉ ॥ માનુષી યોની પામજો નાર ॥ શ્રી કૃષ્ણના દર્શાણ માત્રથી ॥ ગૌલોકે જશો નીરધાર ॥૮૦॥ ફરી અંશે કરીને અમારી ॥ તમો નારી થશો સુંદર ॥ મારો સ્રાપ તમોને અબળા ॥ થયો પરમ પુનીત વર ॥૮૧॥ એ પરમાણે કહીને મુની ॥ તે શોક યુકત પામ્યા વીરામ ॥ મહી ઉપર સરવે આવી ॥ થઈ વિપ્ર યોશીતા સુખધામ ॥૮૨॥ ભકતીએ આપ્યું અન્ન હરિને ॥ તેથી ગઇ ગૌલોકે નાર ॥ થયોછે નિશ્ચે સ્રાપ તેને ॥ સુખ સંપતિનો દાતાર ॥૮૩॥ અસાધુની કૃપા નામળી ॥ અંતે થાય માંહા દુખ દાન ॥ સંત કોપ તે સઘ નારદ ॥ ઉપકાર કરતાં જાણ ॥૮૪॥ વિના વિપતિ મહીમા કયાંથી ॥ હોયે ભુમેમુની નીરધાર ॥ સ્વામિના પરીત્યાગ થકી તે ॥ થઇ મુકત બ્રાહ્મણની નાર ॥૮૫॥ એ કહ્યું મેં સરવ તુજને ॥ ઉત્તમ ચરિત્ર ભગવન ॥ પુન્યવતીનું

મોક્ષ કથન ॥ એમ હા મનોહર પાવન ॥૮૬॥ શ્રી કૃષ્ણનું આખ્યાન નારદ ॥ છે નવીન પદે પદે ॥ અહરનીશ સ્રવણ કરતાં ॥ તૃપ્તી હોયે નહી હૃદે ॥૮૭॥ જેટલું જાણ્યું તેટલું કહ્યું ॥ ગુરૂથી સાંભળયું વીસારદ ॥ હવે શું સાંભળવા ઇચ્છા છે ॥ તે વદ દેવરૂષી નારદ ॥૮૮॥ નારદ ઉવાચ. જે તમે સાંભળયું પુર્વે સ્વામિ ॥ ગુરૂ મુખથકી મહારાજ ॥ મહા મંગળ કૃષ્ણ ચરીત્ર ॥ તે મને કહો ગુરૂ આજ ॥૮૯॥ સુત ઉવાચ. વલણ. નારદના વચન સાંભળી ॥ રૂષી નારાયણ નીરવાણરે ॥ ઉત્તમ શ્રી કૃષ્ણ મહાત્મ ॥ કેહેવા થયા તત્પર જાણરે ॥૯૦॥ કડવું ૪ થું. ॥ રાગ વેરાડી.॥ શ્રી નારાયણ ઉવાચ.॥ એક દીવસ બાળક સાથ ॥ બળદેવ વીના યદુનાથ ॥ ગયા પોતે તે યમુના તીર ॥ જ્યાંહાં છે કાળીનાગ મંદીર ॥૯૧॥ કરે પકવ ફળનું ભોજન ॥ યમુના તીર સુંદર વન ॥ કાળીદ્રહ ભણી સઊ જાએ ॥ ક્રીડા મગ્ન બાળ ચાલી ગાએ ॥૯૨॥ ધેનુ નવ ત્રણ ભુક્તવાન ॥ મુની વીષ જળ કર્યું પાન ॥ વિષ ચડયું તે પીતાં જળ ॥ પ્રાણ ત્યાગી પડી મહીતળ ॥૯૩॥ મૃત ગૌ જોઈ સુકા વદન ॥ કહે ગોપને મધુસુદન ॥ કહુ જાણો તમો સર્વ સાથ ॥ ગૌને જીવાડશે વિશ્વનાથ ॥૯૪॥ એમ કહેતાં ઉઠી તત્ક્ષણ ॥ જુએ મુખ શ્રી હરી શરણ ॥ ચડી કદંબે જગજીવન॥ પડયા ગયાં તે નાગભવન ॥૯૫॥ સત હસ્ત તે જળ ઉત્થાન ॥ દેખી બાળા હર્ષ ખેદવાન ॥ જોઈ નીર્ભય ક્રોધીત કાળી ॥ તપ્ત લોહવત લીધા ઝાલી ॥૯૬॥ તેજથી કંઠોદર દહન ॥ જાણી પ્રાણાંત કર્યું વમન ॥ હરિ ક્રોધી પોતે જગદીશ ॥ દમવા ચડયા નાગને શીષ ॥૯૭॥ કૃષ્ણ દમ્યો થયો ભયભીત ॥ લોહી ઓકી પડયો મુરછીત ॥ દેખી મુરછીત પ્રેમ વિવ્હળ ॥ સર્વ રૂદન કરે તે થળ ॥૯૮॥ મર્ણતુલ્ય જોઈ નીજપતી ॥ સહ નાગીણી સુરસા સતી ॥ હરી પાસે ગઈ સઉ મળી ॥ પડી ચર્ણે કરી પુટાંજલી ॥૯૯॥ જાણી પ્રભુ ભક્ત સુખમુળ ॥ હરી પ્રત્યે બોલી ભયાકુળ ॥ સુરસા ઉવાચ. ॥ છંદ ભુજંગી. ॥ હમોને તમો કાંત આપો દયાળં ॥ કરો નાથજી નારિના પ્રાણ પાલં ॥ કહ્યા વેદ સંતે બહુ ધર્મ નીકં ॥ નહીં કાંતથી નારિને કંઈ અધીકં ॥ હમોને તમો કાંત આપો દયાળં ॥ કરો નાથજી નારિના પ્રાણ પાળં ॥૧૦૧॥ વિધી ઈસઈ સં સ્તવે વેદવાણી ॥ જપે દેવમૂની સદા નાથ જાણી ॥ સતી શ્રી વિધાત્રી સ્તવે સર્વ કાળે ॥ નહીં પાર પામે અપારં કૃપાળં ॥ હમોને તમો કાંત આપો દયાળં ॥ કરો નાથજી નારીના પ્રાણ પાળં ॥૧૦૨॥ અવીજ્ઞાધમા યોશિતા કુવિચારી ॥ સદા પાપ મગ્ના વિમૂઢા અપારી ॥ નહીં સાસ્ત્રવેદે અધીકાર સ્વામી ॥ સ્તવિ તે સકે કેમ નારી સકામી ॥ હમોને તમો કાંત આપો દયાળં ॥ કરો નાથજી નારીના પ્રાણ પાળં ॥૧૦૩॥ માહા દીવ્યરૂપં મનોહાર કારી ॥ સદા નાથ માથે સિખી પીછ ધારી ॥ રહે સાથ રાધા રદે વીશ્વ હેતુ ॥ રચે પાખિ આજ્ઞા

મુતી ધર્મ સેતૂ ॥ હમોને તમો કાંત આપો દયાળે ॥ કરો નાથજી નારીના પ્રાણ પાળે ॥૧૦૪॥ પ્રભૂ પ્રાણ આધાર સર્વાંત કારી ॥ વિભૂતી હરીસં વિધી અંગ ધારી ॥ અનીર્વાચ વેદે નીરૂપીત જાણી ॥ સ્તવે કેમ નારી મુઢાવેદ વાણી ॥ હમોને તમો કાંત આપો દયાળે ॥ કરો નાથજી નારીના પ્રાણ પાળે ॥૧૦૫॥ પરાપાર નીષ્કારણા ખીલ જાયં ॥ શર્વેશં સ્વયંકાસ શ્વવીશ્વ કાયં ॥ અધીપં સદા કૃષ્ણ સુરા સુરેસં ॥ બ્રહ્મેસં પ્રભુ શેશાદશં પ્રજેસં ॥ હમોને તમો કાંત આપો દયાળે ॥ કરો નાથજી નારીના પ્રાણ પાળે ॥૧૦૬॥ મન્વેશં સિધેસં મહેસં મુનીસં ॥ ગુણેસં ભુતેસં ધર્મેસં ધર્મીસં ॥ નિરૂપીત વેદેસ સૂભા મુભેસં ॥ સર્વાત્મા સદા પાહિદાસી જીવેશં ॥ હમોને તમો કાંત આપો દયાળે ॥ કરો નાથજી નારીના પ્રાણ પાળે ॥૧૦૭॥ દેશી ચાલતી. ॥ એમ સ્તવ્યા પ્રભુ પરાપર ॥ ભક્તિ યુક્ત નમ્રાત્મ કંધર ॥ ધર્યા પાદાબ્જ તે નાગનારી ॥ કરે કીંકરી નાથ તમારી ॥૧૦૮॥ નહીં સાલોક્યાદી સુખ દાન ॥ તવ પાદાબ્જ સેવા સમાન ॥ અન્ય ઇચ્છા કરે સેવા વિના ॥ માયા મોહિત તે મુઢ દીના ॥૧૦૯॥ સુણી નાગપત્નીનાં વચન ॥ એમ હોસે બોલ્યા ભગવન ॥ એટલામાં રત્ન નીરમાંણ ॥ દીવ્યરથ આવ્યો મુની જાણ ॥૧૧૦॥ સત ચક્રવાયુ વેગવાન ॥ સહપાર્સદછે સુખદાન ॥ પાર્સદ નમ્યા કૃષ્ણને પાયે ॥ નાગણી લઈ ગૈલોક જાયે ॥૧૧૧॥ હરી ઇચ્છાએ અન્ય નિર્મીત ॥ નહી જાણે કો માયા મોહીત ॥ નાગસીસથી ઉતરી નાથ ॥ કાળી માથે મુક્યો હરી હાથ ॥૧૧૨॥ થયો નાગ પ્રાપ્ત ચેતન ॥ દીઠા સન્મુખ શ્રી ભગવન ॥ કરજોડીને હરી વિનવતી ॥ તાંહાં દીઠીછે સુરસાસતી ॥૧૧૩॥ ॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥ હે કાળી તું સાંભળની વાણ ॥ પ્રાણાધીક તું માહરે જાણ ॥ મન ઇચ્છીત લે વર માગી ॥ સુખી રહે તું ભયને ત્યાગી ॥૧૧૪॥ તવ સીસ કર્યું જે દમન ॥ તે કૃપા જાણ કહે ભગવન ॥ તવ વંસ જાત સર્પ જન ॥ તેનું કરે જે કોઈ હનન ॥૧૧૫॥ તેને બ્રહ્મહત્યા સમ પાપ ॥ લાગે ભોગવે બહુ સંતાપ ॥ તવ સીસ મારા પદ ચીન્હ ॥ તેપર કરે કોઈ તાડન ॥ દ્વીગુણ બ્રહ્મહત્યા તે હોય ॥ માહા પાપ રૂપ માણી સોયે ॥ તેને શ્રાપીસી સંપતી જાયે ॥ વંશ આયુષ યશ હણાયે ॥૧૧૭॥ સતવર્ષ લગી દુઃખાયન ॥ કાળ સુત્ર વિષે પડે જન ॥ નાગપત્ની કૃત સ્તુતી સોઇ ॥ ત્રણ કાળ ભણે જન કોઈ ॥૧૧૮॥ સર્વ પાપ થકીરે મુકાયે ॥ અંતે શ્રી હરીને પદ જાયે ॥ પામે મુક્તી સાલોક્યાદી ચાર ॥ સર્પ ભયન હોયે નિરધાર ॥૧૧૯॥ ॥ નારદ ઉવાચ ॥ નાગપત્નીની સાંભળી વાણ ॥ શું બોલ્યા શ્રી હરી નીરવાણ ॥ ॥ શ્રી સુત ઉવાચ ॥ દેવ રૂશીનાં સુણી વચન ॥ બોલ્યા નારાયણ ભગવન ॥૧૨૦॥ ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ ઢા વલણ ॥ નાગપત્ની કરી પુટાંજલી ॥ હરી ચર્ણે પડી શીર ધારીરે ॥ નાગનારી

ભય વિહ્વળ છે ॥ તે પ્રત્યે બોલ્યા કૃષ્ણ મોરારીરે ॥૧૨૧॥ ॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥
॥ કડવું ૫ મું ॥ ॥ રાગ કાલેરો ॥ ઉઠ કાળી કહે ભગવાનજી ॥ ભય તજી
માગ વરદાનજી ॥ મારા વરે અજરામર ધારજી ॥ સુર સાતુસહ ભરથારજી ॥૧૨૨॥
॥ ઢાળ ॥ ભરતાર લઈ કાળીદ્રહ ॥ કર ત્યાગ કહે ભગવન ॥ સહસ્વામી સહ કુ-
ટુંબ લઇ ॥ નીરભય જાતું નીજ ભવન ॥૧૨૩॥ મમપદ ૦પદ્મ ચિન્હે કરી ॥ ન પીડે
ગરૂડ સુખધામ ॥ ભક્તિએ બહુ સ્તુતી કરીને ॥ મારે પદે કરશો પ્રણામ ॥૧૨૪॥
તેથી ગરૂડનો ભય તજીને ॥ રમણદેશ ગંતું કર ॥ દ્રહથી બાહેર નીકળી શીઘ્રે ॥
વત્સ માગ તું ઇચ્છીત વર ॥૧૨૫॥શ્રી કૃષ્ણનાં વચન સાંભળી ॥ કોમળ મધુર સુખ
આકર ॥ કર જોડીને બોલી સુરસા ॥ બહુ ભક્તી નમ્રાત્મ કંધર ॥૧૨૬॥ ॥ સુરસા
ઉવાચ ॥ વરદેસ્વર વર આપોતો ॥ કરો દયા દાસીપરે સ્વામી ॥ તવ પાદાબ્જ ભ-
ક્તી નીશ્ચળ ॥ હરી આપો કહું શીર નામી ॥૧૨૭॥ મારૂં મન તવ પાદ પદ્મે પ્રમત્ત
ભ્રમરવત ભમે ॥ તવ સ્મર્તી ન હોયે વિસ્મૃતી ॥ દીનબંધુ દયાળ કો સમે ॥૧૨૮॥
સર્પ પત્ની હરી સનંમુખ ॥ એમ કહી પ્રાર્થના વચન ॥ શરદ પુનમ ચંદ્ર જેવું ॥ જુ-
એછે શ્રી હરીનું વદન ॥૧૨૯॥ મહા મનોહર બાળ રૂપ ॥ જોઈ કહે જોડી યુગ હાથ ॥
નહીં જાઉ રમણ દેસે તાંહાં ॥ કાંઇ નથી પ્રયોજન નાથ ॥૧૩૦॥ ॥શ્રી કૃષ્ણ ઉ-
વાચ ॥ મારા પદાંક જોઈ જે જન ॥ નમે જાણી માહા સુખ દાયે ॥ ભકતીએ કરીને
શુદ્ધ ચીત્તે ॥ તે સર્વ પાપ થકી મુકાયે ॥૧૩૧॥ જાઓ તમો રમણ દેશમાં ॥ ખગ
પતી ભય કરી ત્યાગ ॥ માહારા પદ અંક દેખીને તે ॥ ભકતીએ નમસે માહા ભાગ્ય
॥૧૩૨॥ કાલી તને ને તારા વંસને ॥ નહીં ગરૂડથી ભય જાણ ॥ તાહારી જ્ઞાતીવર્ગ
સર્વે ॥ મારા વરે સુખી નીરવાણ ॥૧૩૩॥ બીજો વર જે હોય ઇચ્છીત ॥ નાગપતી લે-
તું સુખ માગી ॥ ભય ભંજન જાણી મને તું ॥ રેહે સુખી સદા ભય ત્યાગી ॥૧૩૪॥
શ્રી કૃષ્ણનાં વચન સાંભળી ॥ કાળી કંપીત ભય આવેસ ॥ પ્રુટાંજલી કરીને તે ॥ હરી
પ્રત્યે બોલ્યો ભુજંગેસ ॥૧૩૫॥ ॥ કાળી ઉવાચ ॥ અન્ય વર નહીં ઇચ્છા સ્વામી
પ્રભુ આપો એક વરદાન ॥ ભકતી સ્મૃતિ તવ પાદ પદ્મે ॥ દેહી જન્મોજન્મ ભગવાન
॥૧૩૬॥ બ્રહ્મકુળમાં જન્મ માહારૂં ॥ તીર્થગ યોની વિષે પ્રભુ વાસ ॥ તે સફળ તવ
ચર્ણ પર્સે ॥ થયો સનાથ વિશ્વ નીવાસ ॥૧૩૭॥ સ્વર્ગ નીવાસ પણ નીસ્ફળ ॥ તવ
પાદ સ્મર્ણ નહીં ધ્યાન ॥ તવપાદ પદ્મ ધ્યાન યુક્ત ॥ તે પરમસ્થાન ભગવાન ॥૧૩૮॥
ક્ષણમાત્ર કે કોટી કલ્પ જે ॥ હોયે પુરૂશ આયુશ યોગ ॥ તવ સેવા માટે સફળ છે ॥
બીજું આયુષ નીસ્ફળ ભોગ ॥૧૩૯॥ ઇંદ્રત્વકે અમરત્વ વળીછે (બ્રહ્મત્વ) માહા સુખ
દાન ॥ તવ ભકત કાંઈ ઇચ્છે નહી ॥ પાદ સેવા વિના ભગવાન ॥૧૪૦॥ અપકવ ભકત

મને જાણશે ॥ પરમ ભકત શ્રી હરી થાન ॥ શ્રેષ્ટ ઉપદેશ આપી મને ॥ તે કરસે દ્રઢ ભકતીવાન ॥૧૪૧॥ તવ પાદાબ્જ ચીન્હ તે જોશે ॥ મારે મસ્તકે શ્રી માહારાજ ॥ આપશે દ્રઢ ભકિત તમારી ॥ નહીં પીડે મને ખગરાજ ॥૧૪૨॥ ઇંદ્ર દેવ મુની મનુ નર ॥ નિશદીન કરે જેનું ધ્યાન ॥ દેખે ન ધ્યાને થયા મુજને ॥ ચક્ષુ ગોચર તે ભગવાન ॥૧૪૩॥ ભકત હેત સાકાર પ્રભુજી ॥ નહીં વીગ્રહ હરી અગુણ ॥ સગુણ તમો સાકાર સ્વામી ॥ સદા નીરાકાર નિરગુંણ ॥૧૪૪॥ સ્વેચ્છા મય સર્વધામ સ્વામી ॥ સર્વ બીજ અખંડ અરૂપ ॥ સર્વ ઇશને સર્વ સાક્ષી ॥ સર્વાત્મા સર્વ સ્વરૂપ ॥૧૪૫॥ દીનબંધુને કરૂણા સીંધુ ॥ નાથ કરો મને ક્ષમાય ॥ ખળ સ્વભાવે કૃષ્ણ તમને ॥ મેં ત્રાસ કર્યા મહા અનાય ॥૧૪૬॥ સ્તુતિ કરી કાળીનાગ પડયો ॥ શ્રી હરિ ચરણે શીરનામી ॥ પ્રભુ બોલ્યા પ્રસન થઇને ॥ એમ હોશે કહે જગસ્વામી ॥૧૪૭॥ નાગરાજકૃત સ્તોત્ર એજે ॥ પ્રાતઃકાળ ભણે જન કોય ॥ તેને ને તેના વંશને પણ ॥ નાગથકી ભય નહી હોય ॥ ॥૧૪૮॥ નાગ ઘાતે વિષ ભોજનથી ॥ કદા પ્રાણાંત હોય કો જન ॥ સ્તોત્ર સ્મરણ માત્રે કરીને ॥ મટે વ્યથા ન હોય પતન ॥૧૪૯॥ એ સ્તોત્ર જે કંઠે હાથે બાંધે ॥ તે જન સદા સુખી રે જાણ ॥ જેને ઘેર એ સ્તોત્ર રહેતે ॥ નિર્ભય નિશ્ચય વાણ ॥૧૫૦॥ આ લોકે હરી ભકિત પામેને ॥ વળી સ્મરણ રહે નિરંતર ॥ પરલોકે પ્રભુ પદ પામે ॥ જન રહે સેવા તત્પર ॥૧૫૧॥ ॥ ઇતિ કાળીકૃત સ્તોત્ર ॥ ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ નાગેંદ્રને વર આપી વળી ॥ તે પ્રત્યે બોલ્યા જગદીશ્વર ॥ મધુસુદન મધુર વાણી ॥ કહે પરીણામ સુખાકર ॥૧૫૨॥ ॥શ્રી કૃષ્ણ ઉવાચ ॥ નાગેંદ્ર જાતું રમણદ્વીપે ॥ સુખી થશે તાં સ્વર્ગ સમાન ॥ નિરમળ જળ યમુનાના ॥ ગૌ ગોપ ગોપીને સુખદાન ॥૧૫૩॥ સાંભળી નાગેશ્વરી આજ્ઞા ॥ પ્રેમ વિહવળ કરે રૂદન ॥ કયારે જોઇશ પ્રભુ પદને ॥ સરદચંદ્ર હરી વદન ॥ ૧૫૪॥ સત પ્રણામ કરી પ્રભુને ॥ સહ સ્રી કુટુંબ નાગેશ્વર ॥ ચાલ્યો તે જળમાર્ગે કરીને ॥ બહુ મનછે વિરહાતુર ॥૧૫૫॥ યમુનાની જળ થયા નિર્મળ ॥ અમૃત તુલ્ય તે સુખદાય ॥ પ્રસન થયા જંત સરવે ॥ મહા સુખી દેવ રૂષિ રાય ॥૧૫૬॥ નાગે જઇને નિજ ભુવન ॥ દીઠું ઇંદ્રનગર સમાન ॥ વિશ્વકર્મે નીરમાણ્ય કીધું ॥ કરી આજ્ઞા તે શ્રી ભગવાન ॥૧૫૭॥ સ્રી પુત્ર ધન સહ નિર્ભય ॥ તે સ્થાને રહ્યોછે નાગેશ્વર ॥ નિશંક નિશ્ચળ હર્ષયુકત ॥ સદા હરી ધ્યાન તત્પર ॥૧૫૮॥ એ પ્રકારે કહ્યુ વત્સતને ॥ હરિ ચરિત્ર મહા પાવન ॥ અદ્‌ભૂત સુખદ મોક્ષ દાતા ॥ હાવે શું શ્રવણ ઇચ્છે મન ॥૧૫૯॥ ॥ વલણ ॥ મનમાંહા રાણી ગુલાબબાનું ॥ શ્રી કૃષ્ણ ચરણ ધ્યાયરે ॥ માનસિંહ કહે કથા થયા ॥ પુર્ણં અઢારમો અધ્યાયરે ॥૧૬૦॥

॥ ઇતીશ્રી ॥ ॥ ખ્રહ્મ ॥

# અધ્યાય ૧૯ મો.

॥ કડવું ૧ લું ॥　॥ રાગ સારંગની ચોપાઈ ॥　॥ શ્રી નારદ ઉવાચ ॥ કાળી શું કારણ ગયો વન ॥ કેમ ત્યાગ કર્યું સ્વભવન ॥ રહ્યો યમુનાતીર સુખકારી ॥ કહો જગતગુરૂ વિસ્તારી ॥૧॥　॥ નારાયણ ઉવાચ ॥　ઇતિહાસ સાંભળ નારદ ॥ કહું પુરાતન વિસારદ ॥ ધર્મ મુખથી સાંભળી જાણ ॥ મળ.એ સૂર્ય પર્વણી જાણ ॥ ॥૨॥ શુભ કૃષ્ણ કથા પ્રસંગમા ॥ શુભ્રભાના પશ્ચિમ ત્રટમા ॥ પુલહે પુછીતી કથા પર્મ ॥ મુની સભામાં કહીછે ધર્મ ॥૩॥ નાગ ગણેશે આજ્ઞા કરી ॥ પ્રતિ વર્ષ ભય મન ધરી ॥ કાર્ત્તિક માસ પુર્નીમાદીન ॥ કરે ગરૂડનું અરચન ॥૪॥ પુષ્પ ધૂપ દિપ હર્ષમાન ॥ નૈવેદ વિવિધ બળીદાન ॥ પુષ્કર તિર્થમાં કરી સ્નાન ॥ ભકિત યુકત ભજે હરીયાન ॥૫॥ તેની પૂજા કાળીએ ન કરી ॥ અહંકાર મહા મન ધરી ॥ જે જે પુજાનું ઉપકરણ ॥ નાગે બળથી કર્યું ભક્ષણ ॥૬॥ નાગે પુજા નિવારણ કરી ॥ ખગરાજ આવ્યો ક્રોધ ભરી ॥ તેને જોઈ કરી કાળીનાગ ॥ ત્યાંથી નાઠો જાણી પ્રાણત્યાગ ॥૭॥ ગયો ધારી અનંતનું શર્ણ ॥ પાછળ ધાઇ ગયો સુપર્ણ ॥ તેની સાથે પ્રાણરક્ષા કાજ ॥ કાળી યુદ્ધ કરે મુની રાજ ॥૮॥ ઘડી એક યુદ્ધ કરી બીધો ॥ ખગરાજે માર બહુ દીધો ॥ ત્યાંથી નાગ પરાજય થયો ॥ નાશી યમુના દ્રહમાં ગયો ॥૯॥ તહાં શ્રાપ દીધોછે સૌભરી ॥ ન આવ્યો ગુરૂડ કરી ॥ રહ્યો કાળી તાં નીર્ભય થયો ॥ ખગરાજ તહાં નહીં ગયો ॥૧૦॥ ॥ નારદ ઉવાચ ॥　કેમ શ્રાપ સૌભરીએ દીધો ॥ અપરાધ ખગેંદ્રે શું કીધો ॥　શ્રી નારાયણ ઉવાચ ॥　દેવ વર્ષ તે સહસ્ત્ર સતા ॥ સૌભરી શ્રી કૃષ્ણ પદરતા ॥૧૧॥ મહા સીદ્ધ તપ કરે ભારી ॥ કૃષ્ણ પાદાંબુજે ચીત્ત ધારી ॥ સાંજે આવી કરે જળપાન ॥ પોતે ખગેંદ્ર તેણે સ્થાન ॥૧૨॥ જળેરહે બહુ મચ્છ ગણ ॥ કરે મુની સમીપ રમણ ॥ દ્રહ મચ્છ જોઇ ખગદીપ ॥ કર્યું ગ્રહણ મુની સમીપ ॥૧૩॥ મુખમીન જોયો હરીઆન ॥ મુની ચક્ષુ થયાં કોપવાન ॥ કોપવાન જોઈ મુનીજન ॥ થયું જળમાં મીનપતન ॥૧૪॥ ફરી લેવા કરે ખગધીપ ॥ મીન ગયું તે મુની સમીપ ॥ દુષ્ટ કર્મ જોયો નિરલાજ ॥ તેની પ્રત્યે બોલ્યા મુનીરાજ ॥૧૫॥　॥ સૌભરી ઉવાચ ॥　દુરજા ખગતું બળવંત ॥ મારી સમીપથી ગ્રહે જંત ॥ જીવમાં જાણી કૃષ્ણ વાહન ॥ અભીમાન બહુ તારે મન ॥૧૬॥ નાનાવિધ કૃષ્ણ નિરવાણ ॥ તારાં જેવા કોટીશ્રત્રે જાણ ॥ જવા દેઊં ન કરૂં દહન ॥ હું હરિદાસ ને તું વાહન ॥૧૭॥ આહાં આવશે જો કરી દાપ ॥ ભસ્મી ભુત થશે મમ શ્રાપ ॥ એહેવાં સાંભળી મુની વચન ॥ કંપમાન થયો ખગજન ॥૧૮॥ કૃષ્ણ પાદાંબુજ ધ્યાન ધરી ॥ ગયો મુનીને પ્રણામ કરી ॥ મુની ખગેંદ્ર તેથી નજાય ॥ દ્રહના સ્મરણ માત્રે કંપાય ॥૧૯॥ ઇતિહાસ કહ્યું મુની એહ ॥ ધર્મ મુખથી સાંભળયું તેહ ॥

રહસ્ય શ્રવણ સુખશાતા ॥ કહું સાંભળ મંગળ દાતા ॥૨૦॥ જુવેવાટમો ભાદ્રટે બાળા ॥ દ્રહથી ન નિકળ્યા ગોપાળ ॥ ખેદ પામીને ગોપના તન ॥ સૌ કરવા લાગ્યાછે રૂદન ॥૨૧॥ શોક વિહ્વળ થયાછે મન ॥ નિજ હૃદયે કરે તાડન ॥ વિયોગાકુળ કેટલા જન ॥ મુરછા પામી થયા૦ પતન ॥૨૨॥ કોઈ પડવા જાયછે જળ॥કોઇ પકડી લાવે તેને સ્થળ॥ હરી વીના તે જીવવું નહીં ॥ પ્રાણ ત્યાગીએ આપણ સહી ॥૨૩॥ હે નંદ નંદ હે કૃષ્ણ નાથ ॥ પ્રાણાધીક પ્રાય રાખો સાથ ॥ હે દીનબંધુ આપો દર્શન ॥ નહીંતો પ્રાણ કરે પલાયન ॥૨૪॥ એમ કહી કરેછે રૂદન ॥ કોઈ રક્ષા કરે જ્ઞાનીજન ॥ કહે હાહા કૃષ્ણ વિશ્વવાસ ॥ કોઇ દોડી ગયા નંદ પાસ ॥૨૫॥ જઇ પહોંચ્યા તે નંદને દ્વાર ॥ નંદ સમીપ કર્યો પોકાર ॥ વાત સાંભળી વિસ્મય થયા ॥ યમુના તીર સરવે ગયા ॥૨૬॥ ગોપ સરવેને નંદ સમેવ ॥ યશોદા રોહીણી બળદેવ ॥ કરે આક્રંદ સરવે મળી ॥ માતા યશોદા ધરણી ઢળી ॥૨૭॥ ગોપ ગોપી હણે નિજ અંગ ॥ અંબા દોડયા તજી સૌસંગ ॥ પડું દ્રહમાં કરૂં દર્શન ॥ ગ્રહી કોઈ કરે નિવારણ ॥૨૮॥ રાધા દ્રહમાં પડવા ધાઇ ॥ રાસેશ્વરીને કોલાવે સાઇ ॥ જીવી શું કરવુ કહે વાણ ॥ મુર્છા પ્રાપ્ત મૃતક પ્રમાણ ॥૨૯॥ તાંહાં વિલાપ કરે નંદરાય ॥ બહુ મુર્છા વારંવાર થાય ॥ વારંવાર રૂવે નંદ તાત ॥ મુર્છિત ત્રટે યશોદા માત ॥૩૦॥ ॥ વલણ ॥ માતા તાત ને ગોપ ગોપીકા ॥ રૂવે શોકાશક્ત હરી ધ્યાનરે ॥ સરવને બોધ કરે સ્વામી ॥ સર્વજ્ઞ બળ ભગવાનરે ॥ ॥૩૧॥ ॥ કડવું ૨ જું ॥ ॥ રાગ રામગ્રી ॥ ॥ શ્રી બળદેવ ઉવાચ ॥ ગોપ ગોપીકા સાંભળો વાણજી ॥ કહું વાક્ય તમોને પ્રમાણજી ॥ જ્ઞાની નંદ૦ સ્થીર કરો મનજી ॥ સ્મર્ણ કરોને ગર્ગ વચનજી ॥૩૨॥ ॥ ઢાળ ॥ વચન વેદ કહે વિશ્વને ॥ શ્રજે બ્રહ્માને શેશ ધારણ ॥ કરે સંહાર શંકર પોતે ॥ સર્વ શ્રષ્ટીના કૃષ્ણ કારણ ॥૩૩॥ સુક્ષ્મથી સુક્ષ્મ દેખાય નહીં ॥ વળી સ્થુળથી સ્થુળ પરાપર ॥ વિદ્યમાનને અદ્રસ્ય પોતે ॥ કૃષ્ણ યોગીના યોગેશ્વર ॥૩૪॥ બ્રહ્માંડ જળમાં ગળે ત્યારે ॥ કૃષ્ણ કરે શેશ શયન ॥ નાભીકમળથી થાય બ્રહ્મા ॥ સર્વ વિશ્વ કરે ઉતપન ॥૩૫॥ અખીલ બ્રહ્માંડના જનક છે ॥ બ્રહ્માદિ મસક પરીયંત ॥ એવા કૃષ્ણને શું કરી શકે ॥ સર્પ તીર્યક જાતિનો જંત ॥૩૬॥ એ પ્રકારે કહ્યું અધ્યાત્મીક ॥ સર્વોતમ જ્ઞાન નિર્વાણ ॥ મહા ધુહ્ય એ સાર યોગીનો ॥ શંસ્રય છેદન હેતુ જાણ ॥૩૭॥ બળદેવના વાયક સુણી ॥ ગર્ગ વાક્ય સમર્યું વ્રજેશ ॥ તજી શોક કહે ગોપ ગોપીને ॥ રાખો ધીર્ય આવશે ગોપેશ ॥૩૮॥ પ્રબોધ માન્યો સર્વજને ॥ જશોદા રાધાને નહીં શાતા ॥ વ્યથા મન નહીં બોધ ગ્રાહે ॥ પુત્ર સ્વામી વિયોગ દુખદાતા ॥૩૯॥ એટલામાં શ્રી કૃષ્ણ આવ્યા ॥ જળથી બહાર મુનીરાજ ॥ વિવિધ વસ્ત્ર ભુષણધારી ॥ ચંદન ચર્ચીત મહારાજ ॥૪૦॥ સર્વાંગ

સુંદર દેહછે ॥ પરબ્રહ્મ તેજ અદ્ભૂત ॥ મયુરપીંછ મુકુટ ધારી ॥ મોરલી શશિવદન અ-ચ્યુત ॥૪૧॥ યશોદા નિજ બાળક જોઈ ॥ રદે લીધા ધરી મુકુંદાવદનાંબુજ કરે ચુંબન ॥ પ્રસન જોઈ સુખકંદ ॥૪૨॥ હરખ્યાનંદને બળ રોહીણી ॥ વ્રજ નિવાશી સરવે જન ॥ નિમીશ રહીત જુએ સરવે ॥ સુખ મૂળ મુખ ભગવંન ॥૪૩॥ પ્રેમાંધ બાળ સરવે મ-ળી ॥ કરે આલીંગન વારંવાર ॥ ચકોર ચંદ્ર તેમ ગોપીકા ॥ પાન કરે હરીમુખ સાર ॥૪૪॥ એટલામાં ત્યાં થયો પ્રગટ ॥ વન વિષે મહા દુખ મૂળ ॥ દાવા અગ્નિએ વિંટયા સરવે ॥ થયા ગૌ ગોપ ગોપી વ્યાકુળ ॥૪૫॥ જોઇ શૈલ્ય પ્રમાણ પાવક ॥ કાનનં મધ્યે તે ચારે પાસ ॥ ભય વ્યાકુળ દારૂણ સંકટ ॥ માની સમગ્ર પ્રાણનો નાશ ॥૪૬॥ શ્રી કૃષ્ણની સૌ કરે સ્તુતિ ॥ પુહાંજળી કરી વ્રજ જન ॥ ભકિત નમ્રાત્મ કંધર કહે ॥ તમો સાંભળો શ્રી ભગવન ॥૪૭॥ ॥ સર્વે ઉવાચ ॥ સર્વે વન વિપત્તિ થકી ॥ જેમ રક્ષા કરી મહારાજ ॥ તેમ રક્ષા કરો દાવાગ્નિથી ॥ મધુસુદન હમારી આજ ॥૪૮॥ તમો અમારા ઇષ્ટદેવછો ॥ વળી સદા તમો કુળદેવ ॥ શ્રષ્ટાપાતા સંહરતા જગના૦ ॥ જગતપતિ હરિશ્વય એવ ॥૪૯॥ વન્હિ વરૂણ કુબેર સુર્ય ॥ ચંદ્ર યમ ઇષ્ટને પવન ॥ બ્રહ્મા શેષને ધર્મ ઈંદ્ર ॥ મનુ મુનિંદ્ર માનવ જન ॥૫૦॥ દૈત્ય યક્ષ રાક્ષસ કિન્નર ॥ ચરાચર સર્વ તવરૂપ ॥ ઉતપન્ન નાશ હોય સર્વે ॥ તવ ઈચ્છાથી હરી અનુપ ॥૫૧॥ અભય આ-પો તમો ગોવિંદ ॥ કરો કૃષ્ણ દાવાગ્નિ સંહાર ॥ હમારૂં તમો સરણ સદા ॥ રાખો સર્ણાગતં વિશ્વાધાર ॥૫૨॥ એ પ્રકારે કહી રહ્યા સઉ ॥ કરે ચરણાંબુજનું ધ્યાન ॥ દા-વાગ્નિ નાશ કર્યો સરવે ॥ અમૃતદ્રષ્ટિ શ્રી ભગવાન ॥૫૩॥ દાવાગ્નિ દુર થતે સરવે ॥ હર્ષે કરે નૃત્ય કહે વાણ ॥ સરવ વિપતી દુર થાય ॥ હરિ સ્મરણ માત્રથી જાણ ॥૫૪॥ એ સ્તોત્ર ભણે જે પ્રાત ઉઠી ॥ તેનો તે ભય સરવે જાય ॥ શત્રુ દાવાગ્નિ સંકટ નાસે ॥ તે જન સુખી સર્વદા થાય ॥૫૫॥ સર્વત્ર વિજય થાય તેનો ॥ વળી શત્રુ સૈન્ય હોય નાશ ॥ આ લોકે હરી ભકિત તે પામે ॥ અંતે હોય હરિપૂર વાસ ॥૫૬॥ ઇતિ દાવાગ્નિ મોક્ષણે કૃષ્ણ સ્તોત્ર—

॥ નારાયણ ઉવાચ ॥ દાવાગ્નિ મોક્ષણ કરી હરી ॥ સરવ સહુ સાંભળ ના-રદ ॥ શ્રી હરિ સ્વગ્રહ પ્રત્યે ગયા ॥ કુબેર ગ્રહથી વીસારદ ॥૫૭॥ દ્વિજાદીને નંદે દ્રવ્ય આપ્યું ॥ જ્ઞાતી સ્વજનાદિને ભોજન ॥ વેદાધ્યન૦ વિવીધ મંગળ ॥ સહર્ષ હરી નામ કીર્તન ॥૫૮॥ એમછે ગ્રહ ગ્રહે આનંદ ॥ કૃષ્ણ ચરણ ધ્યાન મંગળ ॥ કહ્યાં સર્વે કૃષ્ણ ચરી-ત્ર ॥ એ પાપ કાષ્ટ દાહ અનળ ॥૫૯॥ હરિ કિરતન સદા કરવું ॥ નારદ૦ સંત વેદ એ વાણી ॥ સૂર્યવંશી નૃપ નારાયણ ॥ કથા શ્રવણ કરે સહરાણી ॥૬૦॥ ॥ વલણ ॥ રાણી ગુલાબ કુંઅરનેએ ॥ સદા શ્રી કૃષ્ણ કથા ઇચ્છાયરે ॥ માનસિંહ કહે કથા થયા ॥ પુર્ણ ॥ ઓગણીસમો અધ્યાયરે ॥૬૧॥ ॥ ઇતિશ્રી ॥

# અધ્યાય ૨૦ મો.

॥ કડવું ૧ લું ॥ ॥ રાગ દેસાખની ચોપાઈ ॥ ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ એક સમય બાળક સાથ ॥ સહુબળ કૃષ્ણ વૃજનાથ ॥ કરી સ્નાન ખાન જળપાન ॥ વૃંદારણ્ય ગયા ભગવાન ॥૧॥ ક્રીડા સકત મગ્ન મનપુર ॥ ગૌ સમુહ ગયો સઉ દુર ॥ બ્રહ્મા જાણવા ઇશ કારણ ॥ કર્યાં ગોવત્સ બાળ હરણ ॥૨॥ જાણી યોગેશ્વર સુખદાન નવાં નીરમાવ્યાં શ્રી ભગવાંન ॥ ફરી ઘેર ગયા સઉ સાથ ॥ નીત્ય ક્રીડા કરે યદુનાથ ॥૩॥ એમ એક વર્ષ પરીઅંત ॥ વન આવે જાએ ભગવંત ॥ સહુબાળ બળદેવ સાથ ॥ વિધાતાએ જાણ્યા વિશ્વનાથ ॥૪॥ લજ્યા પામી આવ્યા થઇ દીન ॥ વટમૂળે જ્યાં હરી આસીન ॥ ત્યાં જોયા કૃષ્ણ ગોપ વેષ્ટિત ॥ જેમ ચંદ્ર તારા ગણ સહીત ॥૫॥ બેઠા હરિ રત્નસિંહાસન ॥ હર્ષ પ્રફુલ્લ પદ્મ વદન ॥ પીતવસ્ત્ર અંગ પરીધાન ॥ દીવ્ય બ્રહ્મતેજ ભગવાંન ॥૬॥ રત્ન કેયુર રત્ન કંકણ ॥ રત્ન કુંડળ યુગ્મ શ્રવણ ॥ શોભે કપોળસ્થળ ઉજ્વળ ॥ નાસે દરસણથી કરીમળ ॥૭॥ કોટી કંદર્પ લાવન્યધર ॥ બ્રહ્મલીલા ધામ મનોહર ॥ ચંદ્રનાગરૂ કસ્તુરી સાજે ॥ કુમ કુમાર્ચીત દેહ વીરાજે ॥૮॥ પારીજાત પ્રસુંનની માળ ॥ માલતી પુષ્પ માલવી સાલ ॥ નવીન નીરદ ઘનશ્યામ ॥ નવ યોવન સૌંદર્ય ધામ ॥૯॥ સરદપદ્મ પ્રભા મોચન ॥ હરીના સુશોભીત લોચન ॥ પ્રભુના પકવ બિંબ અધર ॥ ખગેંદ્ર ચંચ નાસીકાવર ॥૧૦॥ કૌસ્તુભ મણીંદ્ર રાજેઉર ॥ શીખી મુકુટ પીંછમયુર ॥ બહુ રાજીત રાધીકા કાંત ॥ પુર્ણ પુર્ણ માયા પરસાંત ॥૧૧॥ એવા દીઠા તે દીનદયાળ ॥ પ્રભુ સદા પ્રણત પ્રતીપાલ ॥ બ્રહ્મા વિસ્મય દંડ આકાર ॥ પડી પ્રણમ્યા તે વારંવાર ॥૧૨॥ નાભીપદ્મે રહે જોયું રૂપ ॥ ધાતા દીઠું તે બાહાર અનુપ ॥ કૃષ્ણ જોયા સનમુખ જેવા ॥ પુઠે દીઠા ચારેપાસે તેવા ॥૧૩॥ સર્વ કૃષ્ણ દીઠા સુખદાતા ॥ ધ્યાનં કરેતે રૂપ વિધાતા ॥ ગોવત્સ બાળ પ્રસાદી રૂપ ॥ સર્વ દીઠા ત્યાં કૃષ્ણ સ્વરૂપ ॥૧૪॥ જોયું આશ્ચર્ય ત્રીલોક માંહી ॥ કૃષ્ણ વિના અન્ય મુની નાહી ॥ ક્યાં વૃક્ષ મહિ સૈળ સમુદ્ર ॥ ક્યાં ગંધર્વને દેવ મુનિંદ્ર ॥૧૫॥ સર્વ હરી માયા અપ્રમીત ॥ કોણ સેવ્ય સેવક અદ્વેત ॥ નમી કૃષ્ણ વિશ્વ સુખદાતા ॥ ત્યાં જપ કરેછે જગધાતા ॥ ॥૧૬॥ કરી યોગાસન પુટાંજળી ॥ ॥ અશ્રુ નેત્રાંગ પુલકાવળી ॥ દસાક્ષર મંત્ર જાપ કરે ॥ કૃષ્ણ પાદાંમ્બુજ ધ્યાન ધરે ॥૧૭॥ દીઠું હૃદયે જોતી સ્વરૂપ ॥ તેજ મધ્યે મનોહર રૂપ ॥ દ્વિભુજ મોરલી હસ્તધારી ॥ પીતવસ્ત્ર શોભીત અપારી ॥૧૮॥ ઉજ્વળકુંડળ ધર્યાંછે કાન ॥ પ્રસન વદન શ્રી ભગવાંન ॥ સદા ભકત રક્ષા તતપર ॥ જોયું રૂપ તે પરાત્પર ॥૧૯॥ બ્રહ્મ રંગે જોયું જે સ્વરૂપ ॥ બાહાર દીઠું તે રૂપ અનુપ ॥૨૦॥

॥ વલણ ॥ •રૂપાશ્ચાર્ય જોઇ વિશ્વશ્રષ્ટા ॥ હરિ પ્રસન્ન કારણ જાણરે ॥ સ્તુતી કરે નમ્રકંધર ॥ નીજ પીતા ગુરૂ નીર્વાણરે ॥૨૧॥ ॥ કડવું ૨ જું ॥ ॥ રાગ ધન્યાસરી મેવાડો ॥ ॥ બ્રહ્મા ઉવાચ ॥ સર્વ સ્વરૂપ ને સર્વ ઇશજી ॥ સર્વ કારણા કારણ ધીસજી ॥ અનીર્વચનીને અનામીજી ॥ શીસુ રૂપ પ્રભુ મમ સ્વામીજી ॥૨૨॥ ॥ ઢાળ ॥ સ્વામી મારા શ્યામ સુંદર ॥ નવીન જળદા કારજી ॥ સ્થીત સરવે જંત વીષે ॥ નીરલીપ્ત વિશ્વાધારજી ॥૨૩॥ દેહ ધારીને સર્વ સાક્ષી ॥ સ્વાત્મા રામ પુરણ કામજી ॥ વિશ્વ વ્યાપ્ત વિશ્વપર ॥ સર્વ સ્વરૂપ પુરણ ધામજી ॥૨૪॥ સર્વના બીજરૂપ નમુ ॥ સર્વ ગુરૂ સર્વ ધારણજી ॥ સર્વ સંપતી કરતા હરી ॥ સર્વ મંગળના કારણજી ॥૨૫॥ માયા સહિત માયા રહિત નમું ॥ સ્વઇચ્છામય માયા રૂપજી ॥ સક્તિ સ સક્તિ બીજવિભુ ॥ નમુ સમગ્ર રૂપ અનુપજી ॥૨૬॥ સર્વેદ્રિ આદી દેવતા ॥ સર્વ ઇંદ્રિના હરી સ્થાનજી ॥ સર્વ ઇંદ્રી સ્વરૂપ પોતે ॥ ॥ નમુચીદ્રુપ ભગવાંનજી ॥૨૭॥ વંદુ વેદ જનક સ્વામી ॥ સર્વ વેદાંગ રૂપ ધારીજી ॥ સર્વ મંત્ર સ્વરૂપ પોતે ॥ નમુ પરમેશ્વર મોરારીજી ॥૨૮॥ તમો સર્વ શરીર વિષે ॥ અદ્રશ્ય નીર હંકારજી ॥ ધ્યાના સાધ્ય પ્રભુ તમો છો ॥ યોગીંદ્રના ગુરૂયોગ પારજી ॥૨૯॥ એ પ્રકારે સ્તુતી કરીને ॥ ગોવત્સ બાળ આપી બ્રહ્મનજી ॥ દંડવત પડી ભુવીશે ॥ પ્રણમ્યા શ્રી ભગવનજી ॥૩૦॥ બ્રહ્માકૃત સ્તોત્ર નીત્યે ॥ ભક્તિએ ભણે જન જેહજી ॥ આ લોકે સુખ ભોગવેને ॥ અંત્યે હરીપદ પામે તેહજી ॥૩૧॥ શ્રી કૃષ્ણ સ્વરૂપ પામે ॥ થાએતે મુખ્ય પારસદજી ॥ બ્રહ્માકૃત સ્તોત્ર ભણવે ॥ એ ફળ થાએછે નારદજી ॥૩૨॥ ઇતિ બ્રહ્માકૃત કૃષ્ણ સ્તોત્ર ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ જગત કારણ વિધાતા ॥ ગયા હરીને કરી પ્રણામજી ॥ શ્રી કૃષ્ણ સઉ બાળક સાથે ॥ હરિ ચાલ્યા તે નિજ ધામજી ॥૩૩॥ ગોવત્સને બાળક સર્વે ॥ એક વરસે ઘેરે જાયજી ॥ શ્રી કૃષ્ણ માયા કરી માને ॥ આ દિવસ પુરણ થાયજી ॥૩૪॥ જાણી શકે ના ગોપ ગોપી ॥ યોગેંદ્ર કરત્રીમ જાણજી ॥ માયાધીન શું જાણે પ્રાણી॥ હરી માયા છે નીર્વાંણજી ॥૩૫॥ એ પ્રકારે કહ્યું સરવે ॥ શ્રી કૃષ્ણ ચરિત્ર નારદજી ॥ સુખદાતાને મોક્ષદાઈ ॥ પાવન માહા વિસારદજી ॥ ॥ વલણ ॥ સુખદ કથા શ્રી કૃષ્ણજીની ॥ માહારાણી પાસે થાયરે ॥ હરિ કૃપાથી માન કહે ॥ થયો પુર્ણ વીસમો અધ્યાયરે ॥૩૭॥ ॥ ઇતિશ્રી ॥ ॥ બ્રહ્મ ॥ ॥ માહા ॥ ॥ શ્રીકૃષ્ણ ॥

## અધ્યય ૨૧ મો.

॥ કડવું ૧ લું ॥ ॥ રાગ મારૂની ચોપાઈ ॥ ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ એક સમય યુક્ત આનંદ ॥ મુની ગોપ વૃજેસ જે નંદ ॥ વાગે દુંદુભી મનમોદ ભરે ॥ ઇંદ્ર યાગનો આરંભ કરે ॥૧॥ ગોપ ગોપીને બાળ પ્રસન્ન ॥ વૃજની વાસી સરવે જન ॥

દ્રીજ ક્ષત્રી વૈશ્ય સુદ્ર જાણી ॥ ઇંદ્ર યાગ આનંદીત માણી ॥૨॥ યજ્ઞ આરંભીત વૃજ ભુપ ॥ માહા સ્થાન પવીત્ર અનુપ ॥ સ્નાન કરી વસ્ત્ર અંગ ધરી ॥ સ્વર્ણ પાદુકા પેહેરી કરી ॥ ૩ ॥ નાના પ્રકાર પાત્ર સહીત ॥ ગોપગોપી સહ પુરોહીત ॥ એટલામાં આવ્યા પુરવાસી ॥ લઈ વિવીધ સામગ્રી રાસી ॥૪॥ સહ શીષ્ય આવ્યા મુનીજન ॥ વેદવિતછે સર્વે બ્રાહ્મણ ॥ ગર્ગ ગાળવ સાકટાયન ॥ કાણ્વ ગૌતમને કાત્યાયાન ॥૫॥ સૌભરી વામદેવ વામન ॥ યાજ્ઞવલ્કય કૃષ્ણ દ્વૈપાયન ॥ ભારદ્વાજ સુમંત પાણીની ॥ ગૌરમુખ મૈત્રેય જૈમીની ॥૬॥ પરાસર શ્રંગી વૈસંપાયે ॥ સાકલ્યાદિ મુની સુખદાયે ॥ બહુ બ્રાહ્મણને બંદીજન ॥ ભિક્ષુક વૈશ્ય સુદ્ર રાજન ॥૭॥ મહોત્સવે નંદ માહામતી ॥ જોઇ મુની બ્રાહ્મણ ભુપતી ॥ સ્વર્ણ પીઠથી ઉતરી કરી ॥ પ્રણમ્યા મુની પાદાબ્જ ધરી ॥૮॥ વૃજપતીને મન ઉલ્લાસ ॥ તે સઉને આપ્યાં સુખવાસ ॥ પાકદક્ષ વીપ્રસન માની ॥ કહ્યુ પાક કરો સુખદાની ॥૯॥ ધુમે અંધી ભુતથલ જાણી ॥ રત્નદીપ મુકયા છે તાં આણી ॥ બહુ કુસુમ ગંધ સાનીધ ॥ મનોહર નૈવેદ્ય વિવીધ ॥૧૦॥ સર્કરા ઘૃત વસ્તુ અધીક ॥ યવ ગોધુમ ચુર્ણ મોદીક ॥ લક્ષકુંભ ભર્યા મુની ક્ષીર ॥ ત્રીલક્ષ કળસ પૂર્ણ નીર॥૧૧॥ ઘટ ઘૃત લક્ષ ગોળ ભરી ॥ ત્યાં સહસ્ત્ર વિષ્નુ તૈલે કરી ॥ નાનાવિધ દ્રવ્ય તાંહાં ધરે ॥ સ્વર્ણ રજત પાત્ર બહુ ભરે ॥૧૨॥ વસ્ત્રભુષણ ચારૂ નારદ ॥ વાજે વાજીત્ર તે વીસારદ ॥ મંગળ ગાન કરે ગાયક ॥ કરે નૃત્ય બહુ નૃત્યક. ॥૧૩॥ રંભા, ઉર્વશી, મેનકા, રતી ॥ વળી તીલોત્તમા પ્રભાવતી ॥ ચંદ્રપ્રભા, રત્નમાળા, નામ સર્વે આવ્યાં મહોત્સવ ઠામ ॥૧૪॥ નૃત્ય જોઈ તેનાંરે વદન ॥ સર્વ મોહીત માંનવજન ॥ એટલામાં તાંહાં સુખકંદ ॥ પોતે આવ્યા તે બાલમુકંદ ॥૧૫॥ ગોપ બાલ સહ બળદેવ ॥ જોઈ હરખ્યા જન તતખેવ ॥ ઉઠયા સર્વે આદર કરી ॥ સુંદર દેહ શોભે શ્રી હરી ॥૧૬॥ વિનોદ મોરલી વેણુ વાયે ॥ રત્નાભુષણ શોભીત કાયે ॥ મણી કૌસ્તુભ ઉર વીરાજે ॥ ચર્ચે ચંદન શ્યામાંગ ભ્રાજે ॥૧૭॥ સરદ મધ્યાન પદ્મ આનન॥ જુએ રત્ન દર્પણ ભગવન ॥ શોભે ચંદન તીલક ભાલ ॥ સહ કસ્તુરી બીંદુ વિશાળ ॥૧૮॥ જેમ સસીએ આકાસ ભ્રાજે ॥ તેમ શ્રી હરી ભાલ વીરાજે ॥ કંઠ માલતી માલ ઉજવળ ॥ વક્ષસ્થળ શોભે નીરમળ ॥૧૯॥ ચારૂ પીતવસ્ત્ર પરીધાન ॥ શોભે સ્યામ અંગ ભગવાન ॥ વસ્ત્ર વિદ્યુત શોભા અપાર ॥ હરી નવીન નીરદાકાર ॥૨૦॥ વનમાળા રદે ગુંજાહાર ॥ શોભે ઇંદ્ર ધનુશ આકાર ॥ સૃતી મકરાક્રત કુંડળ ॥ શોભે શ્રી હરીના ગંડસ્થળ ॥૨૧॥ સરદ્ પ્રફુલ્લ પદ્મ લોચન ॥ ઇક્ષણાજન દુખ મોચન ॥ વિપ્ર ક્ષત્રીય વૈશ્ય ને શુદ્ર ॥ રૂશી ગોપ ને માહા મુનીંદ્ર॥૨૨॥ સર્વને પ્રણમ્યા ભગવન॥ મધ્યે બેઠા રત્ન સીંઘાસન॥ જેમ નભે સાભે ચંદ્ર જોતી ॥ તેમ મધ્યે રહ્યા હરી ઘોતી ॥૨૩॥ જોઈ કહેતે સરવે જન ॥ જગ

સ્વામીએ શ્રી ભગવન ।। સ્વેચ્છામય ગુણાતીત જોતી ।। રૂપ નીરંતર રહ્યું ઘોતી।।૨૪।। જોઈ મહોત્સવ જગસ્વામી ।। બોલ્યા પીતા પ્રત્યે શીસ નામી ।। ।। વલણ ।। શીશનામી પુછે પ્રભુજી ।। સદા સર્વજ્ઞ હરી નારદરે ।। વિદુસને જે દુર્લભ નીતી ।। પ્રભુ નીતી શાસ્ત્ર વીસારદરે ।।૨૫।। ।। કડવું ૨ જું ।। ।। રાગ કેદારો ।। શ્રી કૃષ્ણ ઉવાચ ।। ગોપ સ્વામી તમો કહો વાતજી।। સુવ્રત કરોછો માહારા તાતજી ।। આરાધ્ય કોણને સું પુજનજી ।। ફળ સાધ્ય કોણ સું સાધનજી ।।૨૬।। ।। ઢાળ ।। સાધનસું જે પ્રસન્ન થઈ ।। શું આપે તે કહો વૃજનાથ।। નહીં પુજે રૂઠી શું કરેતે ।। ફળ રહ્યું ઇશ્વરને હાથા।૨૭।। કોણ મોટો તમે દેવ માની ।। કહોને આશ્રી કરોછો પુજન।। સાક્ષાત ભક્ષણ કરેછે કે ।। નહીં કરે પ્રગટ ભોજન ।।૨૮।। પુજન તેનું ને તેજ સાચા દેવ પ્રત્યક્ષ કરે ભક્ષણ ।। પૃથ્વી વિષે તે દેવ બ્રાહ્મણ ।। એમ વેદે કર્યું નીરૂપણ ।।૨૯।। સર્વ પુજન કરતાં તાત ।। સર્વોતમ વિપ્ર અર્ચન ।। પ્રત્યક્ષ ભક્ષ કરે નૈવેદ ।। પોતે દ્વીજ રૂપ જનાર્દન ।।૩૦।। બ્રાહ્મણ સંતુષ્ટ થવેથી ।। સર્વ દેવ થાય પરસન્ન।। દેવ પુજાનું કામ શું તેને ।। જેણે પુજ્યા બ્રાહ્મણ જન ।।૩૧।। દેવને અર્પી લઈ પાછું ।। ભક્ષ કરે તે નર્કે જાયે ।। દેવ દત્ત નૈવેદ્ય ન ખાવું ।। એક હરી નૈવેદ્ય આજ્ઞાયે ।।૩૨।। વિષ્નુ નૈવેદ્ય ભક્ષ કરવું ।। સર્વ વેદનું એ પરમાણ ।। અન્ન વિષ્ટા જળ લઘુવત ।। નહીં વીષ્નુ અર્પીત જાણ ।।૩૩।। સર્વનું એ કરમછે પણ ।। સૌથી બ્રાહ્મણને વિશેષ ।। દેવને નહીં આપેછે પણ ।। સુબુધ વિપ્રને આપે મુનીસ ।।૩૪।। વિપ્ર મુખે દેવ ભક્ષ કરે ।। થઈ પ્રસન્ન સ્વર્ગે જાય ।। તે માટે સર્વ પ્રયત્ન કરી ।। સૌ કરો વીપ્રની પુજાય ।।૩૫।। જપ તપ પુજા યજ્ઞ દાન ।। સર્વ કરમનો કહું સાર ।। વીપ્રને માંહા પ્રસન્ન કર્વા ।। વીપ્ર દેહેછે દેવ નીર્ધાર ।। ।।૩૬।। ચર્ણ તીરો સર્વ તીર્થ રહે ।। સ્પર્શે તીર્થ સ્નાનફળ થાયે ।। સપ્ત જન્મકૃત પાપ તેહેનાં ।। અસંસય મુની સઉ જાયે।।૩૭।। દર્શનથી મુક્ત થાય પાપી ।। નીગમ નીરૂપીતછે એહ ।। વિદ્વાન અવીદ્વાન તોપણ ।। જાણો બ્રાહ્મણ વિષ્નુનો દેહ ।।૩૮।। પ્રાણાધીક સદા વીષ્નુને છે ।। જે હરી સેવક વીપ્રજન ।। હરી સેવક ક્ષુદ્ર તે પણ ।। વીપ્રાધીક કહે ભગવન ।।૩૯।। વીપ્ર ક્ષત્રી વૈશ્ય ત્રીવર્ણને ।। સાલીગ્રામ સીલાર્ચન સાર ।। ક્ષુદ્રને શાલીગ્રામ સીલાતે ।। નહીં પુજનનો અધીકાર ।।૪૦।। ભકત ભોજને હરી સંતોશે ।। તેથી દેવ સર્વ સંતોસાયે ।। સીંચન કરતાં મુળનું તે ।। સર્વે ડાળ શાખા સીંચાયે ।।૪૧।। તેથી ભોજનાદી સર્વ વસ્તુ ।। બ્રાહ્મણ અર્પણ કરીએ તાત ।। વળી ગોવર્ધનને અર્પીએ ।। નીત્ય ગૌવૃદ્ધી કરે સાક્ષાત ।।૪૨।। ગોવર્ધન સમો નહીં આવે ।। ધરણી તળે તે સુરેસ ।। નીત્ય નવીન ત્રણ આપેછે ।। આપણા ગોધનને વૃજેસ ।।૪૩।। તીર્થ સ્નાનથી જે ફળ થાયે ।। વળી વીપ્ર ભોજનથી જાણ ।। જે પુન્ય માહા દાન થકીજે ।। હરી સેવાથી નીરવાણ ।।૪૪।।

સર્વ વ્રતોપવાસથી પુન્ય ॥ તપ યજ્ઞે સત્ય વાક્યે જેહ ॥ એ સર્વનું ફળ પામેછે જે ॥ ગૌને ત્રણ આપે જન તેહ ॥૪૫॥ ત્રણ ભક્ષણ કરતી ગૌને ॥ નીવારણ કરે જે કો જન ॥ બ્રહ્મહત્યા સમ પાપ તેને ॥ વેદ વાક્ય કહે ભગવન ॥૪૬॥ ગૌ રહેછે જાંહાં દેવરૂષી ॥ તીર્થ તુલ્ય સદા તે સ્થાન ॥ તાંહાં મર્ણ પામે જે કો પ્રાણી ॥ મુક્ત થાયે કેહે ભગવાન ॥૪૭॥ નારાયણ અંગ ગૌ વિપ્રને જે ॥ ॥ ઘાત કરે કો પાતકી જન ॥ બ્રહ્મહત્યા દીક પાપ તેને ॥ ॥ તે થાયે કાલ સુત્રે પતન ॥૪૮॥ એ પ્રકારે કહી શ્રીકૃષ્ણ-જી ॥ નારદ પામ્યા પ્રભુ વીરામ ॥ સહાનંદ હરી પ્રત્યે બોલ્યા ॥ નંદ કરી મનમાં પ્રણામ ॥૪૯॥ ॥ શ્રી નંદ ઉવાચ ॥ ॥ પરા પૂર્વથી પુજતાં આવ્યા ॥ સર્વ સુરેંદ્રને ભગવાન ॥ સુવૃષ્ટીના સાધન કારણ ॥ તેથી હોય અન્ન સુખદાન ॥૫૦॥ ધાન જીવનછે વૃષ્ટીવડે ॥ ધાન્યથી જીવેછે સહુ જન ॥ તે હેતુ વ્રજવાસી સર્વે ॥ કરેછે મહેંદ્રનું પુજન ॥૫૧॥ ॥ વલણ ॥ પુજન કરેછે મહોત્સવ ॥ સંવત્સરે કરી નીરમાંણરે ॥ એવું સાંભળી સપ્રળ કૃષ્ણ ॥ હસી પીતા પ્રત્યે કહે વાણરે ॥૫૨॥ ॥ કડવું ૩ જું ॥

॥ રાગ કેદારની ચોપાઈ॥ ॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥ અહો સાંભળી વીચીત્ર વાત ॥ અદ્‌ભુત વચન તવ તાત॥ લોક સાસ્ત્ર વિષે ઉપહાસ ॥ વેદ નીંદીત વાક્ય પ્રકાસ ॥૫૩॥ નનીરૂપ્યું કહું કોઈ જન ॥ વૃષ્ટી સક્રથકી ઉતપન્ન ॥ નહીં એ નીતી સાર વચન॥ આજ સાંભળયું તમો વદન ॥૫૪॥ સુણો નીતી સૃતિમત તાત ॥ સામવેદ કહીછે જે.વાત ॥ બ્રહ્મલોકે વીબુધ સભાયે ॥ પ્રષ્ણ થયું તાંહાં સુખદાયે ॥૫૫॥ ઇંદ્રથી વૃષ્ટી તે સાચ વાચ કે સુર્યથી થાય વાત સાચ ॥ જળ સુર્ય થકી થાય જાણ ॥ ધાન્ય વૃક્ષની વૃદ્ધી પ્રમાણ ॥૫૬॥ તેથી થાયે અન બહુ ફળ ॥ તેથી જીવેછે જીવ સકળ ॥ ॥ કીર્ણે ગૃહે નીર ગૃહ રાયે ॥ કાળે તે થકી ઉદભવ થાયે ॥૫૭॥ મેઘ આદી દીનેસથી થાયે ॥ સર્વ નીરૂપીત વીધાતાએ ॥ થાયે કાળે સર્વ યથો ચીત ॥ ઇશ્વરેચ્છા થકી નીરમીત ॥૫૮॥ ધાતા નીરૂપીત કર્મ જેહ ॥ કોણ નીવારી સકેછે તેહ ॥ ચરા ચર જગતના.તાત ॥ કરતા પોતે બ્રહ્મા સાક્ષાત ॥૫૯॥ ઇશ્વર આજ્ઞા કરી બ્રહ્મન ॥ ભક્ષ નીર્મે આદી પછી જન ॥ અભ્યાસે સ્વભાવ બંધાયે ॥ તે સ્વભાવ થકી કર્મ થાયે ॥૬૦॥ કર્મ થકી ભોગ ઉતપન્ન॥ સુખ દુઃખ પામે સહુ જન ॥ જન્મ મર્ણ નાનાવીધ રોગ ॥ લાભ હાની સોકભય ભોગ ॥૬૧॥ સંપત્તી વીપત્તી યસ અયસ ॥ નર્ક સ્વર્ગ પાપ પુન્યવસ ॥ ભકતી મુકતી કર્મથી મુનીસ ॥ સર્વ જનક શ્રી જગદીશ ॥૬૨॥ ઇશછે સર્વના ફળદાતા ॥ તેની ઇચ્છાથી હોય વિધાતા ॥ જેણે વીરાટ નીરમ્યું જાણ ॥ તત્વ પ્રક્રતી જગ નીરમાણ ॥૬૩॥ વાયુ કુર્મધરે આજ્ઞા કરી ॥ કુર્મસેસને રાખેછે ધરી ॥ સીસ ભુધારે સેસ કરણી ॥ ચરાચરને ધારે ધરણી ॥૬૪॥ ભજો ભકતી એ ઇશ સાક્ષાત ॥ શક્ર શું કરી શકેછે તાત ॥ નાના-

વિધ બ્રહ્માંડ પ્રકાશ ॥ થાયે ઉદ્‌ભવ ને વળી નાસ ॥૬૫॥ વિવિધ વિધ થાયેને જાયે ॥ જેની ભૃગુટી કટાક્ષ લીલાયે ॥ મૃત્યુ મૃત્યુકાળ નાશે કાળ ॥ છે વિધીના વિધી સર્વ પાળ ॥૬૬॥ રાખો સરણ તેહેનું તાત ॥ રક્ષા કરશે ઇશ સાક્ષાત ॥ અષ્ટાવીશ ઇંદ્રનું પતન ॥ ત્યારે થાયે એક નીસીદીન ॥૬૭॥ એવા વિધાતા સૃષ્ટા જગત ॥ આયુષ વર્ષ અષ્ટને સત ॥ જેના નીમીશથી તે પતન ॥ હેવા નીરગુણ શ્રી ભગવન ॥૬૮॥ એ પ્રકારના ઇશ્વર સતે ॥ મોટું આશ્ચર્ય સક્ર પુજતે ॥ એ વૃતાંત કહી વીસારદ ॥ કૃષ્ણ પામ્યા વીરામ નારદ ॥૬૯॥ બેઠા સભાસદ ભગવન ॥ પ્રસંસા કરેછે મુંનીજન ॥ નંદ પુલકાંગ હર્ષીત મના॥ આનંદાસૃ થયાંરે લોચન ॥૭૦॥ આનંદ યુક્ત મનુષ્યતે રાજો॥ જે પુત્રથકી થાયે પરાજે ॥ શ્રી કૃષ્ણની આજ્ઞા ધરી મન ॥ કરવા લાગ્યા સ્વસ્તી વાચન ॥૭૧॥ ગોવર્ધન સમીપે જૈ નંદ ॥ કરે મુનીંદ્ર પુજા આનંદ ॥ બુધ, વિપ્ર, વન્ની, ગૌ સરવે ॥ નીપુજા કરી છે મહોત્સવે ॥૭૨॥ નાના પ્રકાર વાજીત્ર વાગે ॥ દીર્ઘશબ્દ થાયે પ્રીય લાગે ॥ જયશબ્દ શંખ શબ્દ થાયે ॥ હરીશબ્દ થાયે વીવીધાયે ॥૭૩॥ વેદ મંગળ કાંડની ધુની ॥ કરે પાઠ શ્રેષ્ટ બહુ મુની ॥ બંદી મધ્યે મુખ્ય ડંડીનામુ ॥ કંસનો સચીવ પ્રીય ધામ ॥૭૪॥ સમીપ ઊંચે સ્વરે પાઠ કરે ॥ મંગળાષ્ટક તે ઉચ્ચરે ॥ કૃષ્ણે સૈલાંતર જઈ કરી ॥ ભીન્નમુર્તી પ્રભુજીએ ધરી ॥૭૫॥ ખાઇ સૈલ્ય કહે વર માંગો ॥ હરી ભકતી વર પ્રીય લાગો ॥ વર આપી થયા અંતર્ધ્યાન ॥ બ્રહ્મ ભોજ્ય કરાવે રાજાન ॥૭૬॥ બંદી વીપ્રને આપેછે ધન ॥ આનંદયુક્ત નંદ નંદન ॥ અગ્રેસર શ્રી કૃષ્ણને રામ ॥ વૃજ જન સઉ ચાલ્યા ધામ ॥૭૭॥ મહોત્સવે આવ્યાછે જે જન ॥ નમી કૃષ્ણ ગયા સ્વભવન ॥ મખ ભંગ સાંભળીને વાત ॥ સક્રક્રોધી ઉઠયો સાક્ષાત ॥૭૮॥ સાથે વારીદ ગણપવન ॥ સક્ર આવ્યો નંદ વૃંદાવન ॥ દેવ યુદ્ધશાસ્ત્ર વીસારદ ॥ પુઠે આવ્યા તે સઉ નારદ ॥૭૯॥ વાયુશબ્દ મેઘ શબ્દ થાયે ॥ થાય શંખશબ્દ વીવીધાયે ॥ કંપે વૃજવાસી સહુ જન ॥ નંદ ભય.પામ્યા બહુ મન ॥૮૦॥ સ્ત્રીને વાકય કહે બોધરૂપ ॥ ભયે દીન થઈ વૃજ ભુપ ॥ ચાલો એકાંત સહુ નારદ ॥ નંદ નીતી શાસ્ત્ર વીસારદ॥૮૧॥ ॥નંદ ઉવાચ ॥ થયું યસોદા વિપ્રીત જાણ ॥ તમો સાંભળો રોહીણી વાણ ॥ રામ કૃષ્ણાદી સર્વને લઈ॥ રહીયે વૃજથકી દુર જઈ ॥૮૨॥ બાળા બાળકી અબળા જન ॥ તે લઇ દુર કરો ગમન ॥ બળવંત યુવા જે જે ગોપ ॥ તે સઉ રહો માહારી સમીપ ॥૮૩॥ પશ્ચાત આવીસુ હમો નારી ॥ જો પ્રાણ સંકટ થશે ભારી ॥ એમ કહી ગોવાળના સ્વામી ॥ હરી સ્મર્ણ કરે ભય પામી ॥૮૪॥ ॥ વલણ ॥ ભય પામી પુટાંજલી યુક્ત ॥ વૃજપતી સ્તવે શીર નામીરે ॥ વેદયુક્ત સ્તોત્રે કરીને ॥ કરવા પ્રસન્ન સુરસ્વામીરે ॥૮૫॥ ॥ કડવું ॥૪॥ ॥ રાગ વેરાડી ॥ ॥ નંદ ઉવાચ ॥ ઇંદ્ર,

અદીતીજ, અગ્રજ પવનજી ॥ પાકસાસન, કસ્યપ, તનજી ॥ સહસ્રાખ્સ, સક્ર, સુરપતીજી ॥ ભગાંગ. ખીડૌજા, સચીપતીજી ॥૮૬॥ ॥ ઢાળ ॥ પતીમેઘ, સુર, મરૂત્વાન ॥ વૃત્રહા, વાસવ, સુનાસીરજી ॥ દધીચી દેહ ભીક્ષુક, જીષ્નુ ॥ શ્રીવામનભ્રાત, પુરંદરજી ॥૮૭॥ દીવસ્પતી, પુરૂહુત, વીભુ ॥ સુત્રામાધીક, પ્રભુતાધારીજી ॥ સતમખ, ગોત્રભીદ, વૃષ ॥ લેસર્સભ, મઘવા, નગારીજી ॥૮૮॥ બળીરાજા રાતી, જૃંભભેદી ॥ નારદ, દૈત્ય, દર્પ સાસનજી ॥ સર્વ સુરાશ્રય, સક્રંદન ॥ દૈપન, મુચી માણનાસનજી ॥ ॥૮૯॥ દુશ્ચવન, તુરાસાણ, વજ્રી ॥ બુધશ્રવા, મેઘવાહનજી ॥ અખંડલહરી હયનામ ॥ સટચત્વારી પાપદાહનજી ॥૯૦॥ એ કૌથુમ ઉકત સ્તોત્ર ભણે ॥ તે નરને સદા સુખકારીજી ॥ માહા વિપતમાં કરે રક્ષા ॥ પોતે સક્ર વજ્ર કરધારી ॥૯૧॥ અતી વૃષ્ટીને શીળા વૃષ્ટીથી ॥ વજ્ર પાતથી દારૂણ વાએજી ॥ તેને પોતે વાસવ રક્ષીત ॥ ભય કદા ચીત નહીં થાયેજી ॥૯૨॥ ॥ ઇતિ સક્રસ્તોત્ર ॥ ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ એ સાંભળી હરી કેહે પીતાને ॥ તમો તાતજી ન પામો ત્રાસજી ॥ કોણ ઇંદ્ર શાને કરો સ્તુતી ॥ ક્ષણ અર્ધમાં કરૂં સઉ નાસજી ॥૯૩॥ ગૌવત્સ બાળક ગોપીતાએ ॥ સરવે થયાંછે ભયાંતુરજી ॥ લઇ ગોવરધન કુહરમાં ॥ સ્થાપો નીર્ભય શું કરે સુરજી ॥૯૪॥ બાળકનાં વચન સાંભળી ॥ તેમ કર્યું આનંદ યુતજી ॥ હરીએ સૈલ્ય ધારણ કીધો ॥ વામ હસ્તે પ્રભુ છત્ર વતજી ॥૯૫॥ રજે અંધારૂ થયું સહસા ॥ રત્ન પ્રકાસ કર્યો અંતરજી ॥ માહા મેઘ વૃંદાવનમાં ॥ કરે અતી વૃષ્ટી નીરંતરજી ॥૯૬॥ શીળાવૃષ્ટી થાયે વજ્ર વૃષ્ટી ॥ ઉલ્કાપાત દારૂણ સંતાપજી ॥ એ સમગ્ર પર્વત સ્પર્સથી ॥ પડેછે દુર પ્રભુ પ્રતાપજી ॥ ॥૯૭॥ નીષ્ફળ આરંભ થયો સરવે ॥ જેમ જીવ ઉદ્યમ મુનીશજી ॥ સમગ્ર મીથ્યા જોઈ કરીને ॥ સક્રોપ થયો વીબુધા ધીસજી ॥૯૮॥ મીથ્યા કુલીસ ગ્રહણ કીધું ॥ જે દધીચી હસ્તીએ નીર્મીતજી ॥ તે જોઈ વજ્ર હસ્ત ગૃહતાં ॥ હસ્યા હરી મહીમાં અમીતજી ॥ ॥૯૯॥ તે સ્થંભન કીધું હસ્ત વીષે ॥ સહ વજ્રસક્ર બળવાનજી ॥ અમરગણ સમેત સરવે ॥ સ્થંભન કર્યા શ્રી ભગવાનજી ॥૧૦૦॥ સરવે નીશ્ચળ થઈ રહ્યા ॥ તે પુતળીવત ભય પામીજી ॥ જોયું વિશ્વ સહુ કૃષ્ણમય ॥ દ્વિભુજ મોરલી કર ધારીજી ॥૧૦૧॥ રત્નાભુષણ ભુષીત પ્રભુ ॥ કર્યાં પીતવસ્ત્ર પરીધાનજી ॥ સ્થીત રત્ન સીંઘાસનપર ॥ ભકતવત્સળ શ્રી ભગવાનજી ॥૧૦૨॥ પ્રસન્ન હાસ્ય સર્વાંગ ચંદન ॥ એવું સર્વત્ર ચરાચર રૂપજી ॥ અતી અદભૂત જોઇ કરીને ॥ થયો મુર્છીત તે સુર ભુપજી ॥૧૦૩॥ ચેતન થઇને ગુરૂ મંત્રતે ॥ જપે ધ્યાનસ્થ રૂદયાંતરજી ॥ અંતર બાહાર સમ જોઇને ॥ સક્રસ્તવે શ્રી પરમેશ્વરજી ॥૧૦૪॥ ॥ ઇંદ્ર ઉવાચ ॥ પરમ અક્ષર બ્રહ્મ જોતી ॥ ગુણાતીત સનાતન રૂપજી ॥ ગુણાકાર સ્વેચ્છામય સ્વામી ॥ અનંત અખંડ સ્વરૂપજી ॥

॥૧૦૫॥ ભક્ત ધ્યાન સેવા વસથકી ॥ પ્રભુ નાનારૂપ નીજ ધારીજી ॥ સુક્લ રક્તને પીતસ્યામળ ॥ હરીયુગાદી ક્રમ વીચારીજી ॥૧૦૬॥ સતયુગે સુક્લવર્ણ પ્રભુજી ॥ ત્રેતા યુગમા કુંકુમાકારજી ॥ દ્વાપુરે પીતવર્ણ ધારી ॥ રત્નાભુષણ શોભીત સારજી ॥૧૦૭॥ કૃષ્ણવર્ણ કળીયુગ વીષે ॥ પરીપુર્ણ પરબ્રહ્મ ધાંમજી ॥ નવીન ધારા ધરથી શ્રેષ્ટ ॥ રાજે અંગ સુંદર શ્યામજી ॥૧૦૮॥ નંદના આનંદ કંદહરી ॥ યસોદાજી વન પ્રભુ પ્રાણજી ॥ ગોપીકા આધાર ક્રીડાકારી ॥ હરી રાધા પ્રાણાધીક જાણજી ॥૧૦૯॥ વીનોદ મોરલી નાદકારી ॥ કૌતુકરૂપ શ્રી ભગવનજી ॥ કંદર્પ કોટી સુંદર કાંન્તી ॥ રાધા સહ ક્રીડા વૃંદાવનજી ॥૧૧૦॥ કહું રાધા વક્ષસ્થળ સ્થીત ॥ કહું જળક્રીડા કરે સંગજી ॥ વને કહું કેસપુષ્પ ગુંથે ॥ કહું કરે રાધા પગ રંગજી ॥૧૧૧॥ કોસમે રાધા તાંબુલ આપે ॥ વક્રચક્ષુએ જુએ રાધાયજી ॥ પુષ્પ માળા કોસમે અર્પે ॥ કોસમે રાસમંડળે જાયજી ॥ ૧૧૨॥ રાધા દત્તમાળા ગળે ધારે ॥ કોસમે ગોપી સહ વીહરંતજી ॥ રાધીકા ત્યાગી કોસમયે ॥ રૂશી પત્ની અન્ન ભુકતવંતજી ॥૧૧૩॥ સહબાળ તાળફળ ભુકત ॥ કોસમે કાળીસીર ચરણજી ॥ વીનોદ મુરલી ગાન કરે ॥ હરી સંગીત ગાન સુવર્ણજી ॥૧૧૪॥ સુરેસ સ્તુતી કરી પ્રણમ્યા ॥ ગુરૂએ આપેલો જપી મંત્રજી॥ કૃપા ગુરૂએ કરીછે ત્યારે ॥ જ્યારે યુદ્ધ થયું સહ વ્રત્રજી ॥૧૧૫॥ વિધાતાને કૃપા કરી કૃષ્ણે ॥ આપ્યો મંત્ર એકાદ સાક્ષરજી ॥ પુષ્કર તીર્થે સનકાદીને ॥ તે આપ્યો પીતા કરૂણા કરજી ॥૧૧૬॥ કુમારે અંગીરાને તે આપ્યો ॥ ગુરૂને આપ્યો તે અંગીરાયેજી ॥ એ ઇંદ્રકૃત સ્તોત્ર ભણજે ॥ તે જનને સદા સુખદાયેજી ॥૧૧૭॥ આ લોકે દ્રઢ ભકતી પામે તે ॥ ને અંતે પામે હરી સેવાયજી ॥ જન્મમૃત્યુ જરાવ્યાધી નાસે ॥ યમાળ એકદા નહીં જાયજી ॥૧૧૮॥ ॥ ઇતી ઇંદ્રકૃત શ્રી કૃષ્ણ સ્તોત્ર ॥ ઇંદ્ર વચન સાંભળી કરી ॥ શ્રીનીકેત થયા પ્રસન્નજી ॥ પ્રીતીએ વર આપ્યો ઇંદ્રને ॥ પર્વત થાપ્યો શ્રી ભગવનજી ॥૧૧૯॥ પ્રણામ કરી શ્રી કૃષ્ણજીને ॥ સક્ર ગયો નીજગણ સહજી ॥ ઘવ્હર થકી સરવે જન ॥ બાહાર નીકળયા જવાસ્વગૃહજી ॥૧૨૦॥ ॥ વલણ ॥ નીશ્ચય કર્યું મનમાં સરવે ॥ શ્રી કૃષ્ણતો પરીપુર્ણા નંદરે ॥ આગળ કરી વૃજવાસીને ॥ ચાલ્યા સ્વાલય નંદના નંદરે ॥૧૨૧॥ ॥ કડવું ૫ ॥ ॥ રાગ સામેરીની ચોપાઈ॥ ॥ નંદ ઉવાચ ॥ વંદુ બ્રહ્મદેવ શીરનામી ॥ શ્રી પરમાત્મા અંતરયામી ॥ અનંત કોટી બ્રહ્માંડધીસ ॥ જોતી ધાંમ નમું જગદીસ ॥૧૨૨॥ નમું મત્સાદીરૂપ સમગ્રે ॥ ગમ્ય યોગીને ધ્યાન એકાગ્રે ॥ બ્રહ્મા વિષ્નુ મહેશ અનંત ॥ વંદનીય રૂપ ભગવંત ॥૧૨૩॥ નમું યુગભેદે સુખધામ ॥ સુકલ રકતપીત પ્રભુ સ્યામ ॥ નમું યોગી ગુરૂ યોગરૂપ ॥ ગુરૂ સીદ્ધેસ્વરના અનુપ ॥૧૨૪॥ સ્તવીસકે ન ગજવદંન ॥ નહીં સમર્થ ખટ આનન ॥ જેને સ્તવવા ન સમર્થ

થાયે ॥ સનકાદી બ્રહ્મા રૂશીરાયે ॥૧૨૫॥ નહી નર નારાયણ જાણ ॥ જડધી અન્યનું શું પ્રમાણ ॥ પરાપર નસકે વેદ જાણી ॥ લક્ષ્મી સરસ્વતી ને બ્રહ્માણી ॥૧૨૬॥ રાધા સ્તવી સકે નહીં જેને ॥ વીવેકી તે સ્તવે કેમ તેને ॥ સર્વ ક્ષમા કરો સર્વા રાધ ॥ ક્ષણ ક્ષણના જે અપરાધ ॥૧૨૭॥ રક્ષા કરોની કરૂણાસીંધુ ॥ ભવસીંધુ વીષે દીનબંધુ ॥ પુર્વ તીર્થે કર્યુંછે તપન ॥ પુત્ર પ્રાપ્ત થયા ભગવન ॥૧૨૮॥ તમો ચર્ણાંબુજ ભકતી આપો ॥ નીજ દાસ કરી પ્રભુ થાપો ॥ સ્વર્ગ સુખ બ્રહ્મ સુખ જેહ ॥ સાલોકયાદી મુકતી કહે તેહ ॥૧૨૯॥ અધક્ષણ સતસંગ સમાન ॥ કંઇસુખ ન આવે ભગવાન ॥ ભકતસંગ સદા સુખસાતા ॥ છે અભકત સંગ દુખદાતા ॥૧૩૦॥ કરે ધીભ્રષ્ટ અભકત જન ॥ ભકત જનધી કરે પાવન ॥ એમ ભકતીએ કહીને નંદ ॥ રહ્યા હરી સમીપ આનંદ ॥૧૩૧॥ પ્રસન્નાનન કૃષ્ણ સોભીત ॥ નંદને આપ્યું મનવાંછીત ॥ નંદ કૃત સ્તોત્ર ભણે જેહ ॥ પામે હરીપદ ભકતી તેહ ॥૧૩૨॥ નીશ્ચળ ચીત્તે જે જન ગાયે ॥ અંતે હરી સેવા પ્રાપ્ત થાયે ॥ એ પ્રકારે સ્તોત્ર ભયહાન ॥ કહ્યું અદભુત કૃષ્ણ આખ્યાન ॥૧૩૩॥ મોક્ષદાતા સદા સુખદાની ॥ ટાળે બંધ કરે ભવહાની ॥ ॥ વલણ ॥ હાની દુઃખ સુખકારી માહા ॥ શ્રી કૃષ્ણકથા મહીમાયરે ॥ સાંભળો ગુલાબબા માન કહે ॥ થયો એકવીસમો અધ્યાયરે ॥૧૩૩॥ ॥ ઇતીશ્રી ॥ ॥ બ્રહ્મ ॥ ॥ માહા ॥ ॥ શ્રી કૃષ્ણ ॥

## અધ્યાય ૨૨ મો.

॥ કડવું ૧ લું ॥ ॥ રાગ સામેરી ॥ ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ એક સમય રાધીકા નાથજી ॥ સહુપ્રેમ બાળ સઉ સાથજી ॥ પકવ ફળયુકત તાળ વનજી ॥ તેમાં ગયા પોતે ભગવનજી ॥૧॥ ॥ ઢાળ ॥ ભગવાન ગયા વન વિષે ॥ રક્ષા કરે દૈત્ય ખરરૂપ ॥ ધેનુક કોટી સીંહનું બળ ॥ દેવદર્પ નાસક વન ભૂપ ॥૨॥ સરીર પર્વતાકાર તેનું ॥ કુપ સમનેત્ર ભયંકર ॥ માહા વીકાળ દસનછે તે ॥ તુંડ જાણે પર્વત ગહ્વર ॥૩॥ સતહસ્ત પ્રમાણ રસના ॥ માહા નાભી ભયાનક જાણ ॥ વન જોઇ ગોપ હર્ષ પામ્યા ॥ કૃષ્ણ પ્રત્યે કહે સહુ વાત ॥૪॥ ॥ બાળા ઉવાચ ॥ કરૂણાસીંધુ હે દીનબંધુ ॥ જગપતી કૃષ્ણ ભગવાન ॥ સમસ્ત બળી મધ્યે શ્રેષ્ટ હે ॥ બળભ્રાતા મહા બળવાન ॥૫॥ સાંભળો પ્રભુજી કહે બાળા ॥ સઉ ક્ષુધીત શીશુનો સાથ ॥ સર્વને મનઇચ્છા થઇછે ॥ ભકતવત્સળ શ્રી વ્રજનાથ ॥૬॥ સ્વાદીષ્ટ સુંદર ફળ દેખી ॥ દુર્લભ વિવીધ મહારાજ ॥ પાડી સકીયે અમો ફળને ॥ જો આજ્ઞા કરો પ્રભુજી આજ ॥૭॥ આહાં દૈત્ય ખરરૂપ રહે ॥ ધેનુકાસુરછે અભીધાન ॥ અજીત તે સર્વે દેવ થકી ॥ માહા બળ પરાક્રમવાન ॥૮॥ અતી અભયછે સર્વ થકી॥ તે કંસનો સચીવ પ્રમાણ ॥ હીંસા કરેછે સઉ જંતુની ॥ કરે રક્ષણ વનનું જાણ ॥૯॥ સુવીચારી કહો વીશ્વ સ્વામી ॥ સઉ બાળકને

ઉપદેસ ।। કરવું કેવા નહીં કરવું ।। કહો યુકત અયુકત વૃજેસ ।।૧૦।। વચન બાળકના સાંભળી ।। બોલ્યા કૃષ્ણ શ્રી મધુસુદન ।। મધુર સરવે બાળ પ્રત્યે ।। શ્રી કૃષ્ણ સુખ સદન ।।૧૧।। ।। શ્રી કૃષ્ણ ઉવાચ ।। દૈત્યનો ભય ન કરો બાળ ।। ફરો તમો સદા મારી સાથ ।। વૃક્ષ ભાંગી ફળ કરો ભક્ષ ।। નીરભય કહે શ્રી યદુનાથ ।।૧૨।। શ્રી કૃષ્ણ આજ્ઞા લઈ કરી ।। સહુ ચાલ્યા બાળ બળવાન ।। વૃક્ષ ઉપેલીને ફળ પાડયાં ।। નાનાવર્ણ સ્વાદ સુખદાન ।।૧૩।। કોઈ વૃક્ષભંગ કરે કોઇ ।। ગૃહે પકવફળ વીસ્તાર ।। કોઈ કુળાહળ શબ્દ કરે ।। કોઈ કરેછે નૃત્ય નારદ ।।૧૪।। ફળ ગૃહી ગૃહી જાયે બાળા ધાયો દૈત્ય દેખી સૌજન ।। માહા બળ માહા કાયા ઘોર ।। કરે શબ્દ ક્રોધે માહા મન ।।૧૫।। તેને દેખી સર્વ બાળ બીધાં ।। ભયે કર્યાં ફળ સૌ ત્યાગ ।। રડે કૃષ્ણ કૃષ્ણ શબ્દ કરે ।। કરો રક્ષા કૃષ્ણ માહા ભાગ ।।૧૬।। અમારી રક્ષા કરો પ્રભુજી ।। હે કૃષ્ણ કૃપાળુ હરી ઇષ્ટ ।। હે સંકર્ષણ રાખો હમને ।। પ્રાણ હરેછે દાનવ દુષ્ટ ।।૧૭।। હે કૃષ્ણ કૃષ્ણ ગોવીંદ હરે ।। મોરારી દામોદર દીનબંધુ ।। ગોપીસ ગોપેસ હે ભવેસ ।। શ્રી નારાયણ કૃપાસીંધુ ।।૧૮।। ભય અભયે સુભ અસુભે ।। સુખ દુઃખ વિષે દીનાનાથ ।। તમ વિના ન અન્ય સરણ ।। હે માધવ રાખો સઉ સાથ ।।૧૯।। કૃષ્ણ જય જય ગુણસીંધુ ।। ભક્તબંધુ બીતા રાખો બાળ ।। હણો દૈત્યને ભય નીવારો ।। ભકતવત્સળ દીનદયાળ ।।૨૦।। બાળ વીકળતા જોઇ કરી ।। તાંહાં આવ્યા કૃષ્ણ સહ બળ ।। સર્વ શીશુ અભયદાતા ।। નો બીહો કહે ભકતવત્સળ ।।૨૧।। ભય નહીં કંઈ ભય નહીં ।। રહો નીર્ભય બાળકજન ।। દેખી કૃષ્ણ બળદેવ સાથે ।। ભય ત્યાગીને થયાં પ્રસન્ન ।।૨૨।। હરીનું સ્મર્ણ અભયદાતા ।। સર્વ મંગળદાઇક જાણ ।। બોધીત શ્રી બળદેવજીને ।। કહે શ્રી મધુસુદન વાણ ।।૨૩।। ।। શ્રી કૃષ્ણ ઉવાચ ।। દાનવ બળીનો પુત્ર નામે ।। છે સાહસીક બળી પ્રમાણ ।। થયો ગર્દભ કર્મ યોગે ।। પુર્વે શ્રાપ્યો દુર્વાસાએ જાણ ।।૨૪।। એ પાપીષ્ટને જઇ હું હણું ।। માહા બળ પરાક્રમવાન ।। તમો પ્રભુ સૌ બાળકની ।। કરો રક્ષા બળ ભગવાન ।।૨૫।। તાંહાં રહી સૌ બાળક રક્ષા ।। બળદેવ કરે આજ્ઞા માની ।। જોઈ કૃષ્ણને દાનવે તાંહાં ।। ગૃહ્યા પ્રભુ વિશ્વ સુખદાની ।।૨૬।। દાહયુકત થયો દાનવ ।। જાણ્યું મનમાં કરસે નાશ ।। મુકી ઇશ્વરને જોયા તેણે ।। સુંદર બ્રહ્મતેજ પ્રકાસ ।।૨૭।। કૃષ્ણ દર્શણ માત્રે કરીને ।। તેને થયું ત્યાં પુર્વનું જ્ઞાન ।। નીજ સ્વરૂપ જાણી કૃષ્ણ જાણ્યા ।। જગ કારણ શ્રી ભગવાન ।।૨૮।। તેજ સ્વરૂપ ઇશ્વર જોઇ ।। સ્તુતિ કરે નમ્રકંધર ।। જે પ્રકાર ગુણં જન્મ કર્મ ।। હરી ગુણાતીત પરાપર ।।૨૯।। ।। દાનવ ઉવાચ ।। માહારા પીતાના યજ્ઞ વીષે ।। વામન થઇને ભીક્ષાકારી ।। રાજ હરતાં ને કલ્યાણ કરતાં ।। સુતળથળ દાતા મોરારી ।।૩૦।। સર્વેસ ભકત વંસ આધારી

ભક્તવત્સળ વીશ્વ નીવાસ ॥ શીઘ્રે હણી મને શ્રાપ મુકત ॥ કરો ગર્દભ.રૂપનો નાશ॥ ॥૩૧॥ મુની દુર્વાસાના શ્રાપ થકી ॥ હાવું જન્મ થયું બહુનામી ॥ મૃત્યુ મુનીએ કહ્યુંછે માહારૂ ॥ તમો થકી પ્રભુ જગસ્વામી ॥૩૨॥ તીક્ષણ ચક્રે કરીને મારો ॥ જાણી સ્વભકત વંસનો જન ॥ હણી કરી હરી ગતી આપો ॥ મોક્ષદાયક શ્રી ભગવન ॥૩૩॥ પ્રભુ જે અંસે વરાહ થયા ॥ વસુંધરા ઉધારકરણ ॥ હીરણાક્ષ હણી કરી કર્યું ॥ વેદધર્મ ધરણી ધારણ ॥૩૪॥ હીરણ્ય, કસ્યપ, વધ અર્થે ॥ પ્રભુ નૃશીંગ વીગ્રહ ધારી ॥ પ્રલ્હાદ અનુગ્રહ કરીને ॥ દેવ રક્ષણ ભય નીવારી ॥૩૫॥ તમો વેદ ઉધાર કરતા ॥ અંસે મીનરૂપ થયા હરી ॥ શીક્ષા નરકાસુરને વળી ॥ સુરમહી વીપ્ર રક્ષા કરી ॥૩૬॥ સેસાધાર કુર્મ થયા. સ્વામી ॥ પ્રભુજી સૃષ્ટી સૃજવા કાજ ॥ સાગરસેતુ કરી રાઘવ ॥ દસકંઠ હણ્યો માહારાજ ॥૩૭॥ કળાયે પરસુરામ થયા ॥ જમદગ્ની પુત્ર જગનાથ ॥ એકવીસવાર નૃપહીન ॥ કરીમહી હણ્યો ક્ષત્રી સાથ ॥૩૮॥ અંસે કરી મુનીસ્વર થયા ॥ જ્ઞાનદાતા માતા બ્રહ્માકાર ॥ કીધાં મુમુક્ષુ હેતુ કપીલ ॥ કરતા સાંખ્યસાસ્ત્ર વીસ્તાર ॥ ॥૩૯॥ અંસે નરનારાયણ પ્રભુ ॥ જ્ઞાનીવર વીગ્રહ ધારણ ॥ વીશ્વેસ્વર ધર્મ પુત્ર થયા ॥ હરી લોક નીસ્તાર કારણ ॥૪૦॥ હમણા કૃષ્ણ સ્વરૂપ ધારી ॥ થયા પરીપુર્ણ ભગવન ॥ સમગ્ર અવતારના પોતે ॥ પ્રભુજી રૂપ સનાતન ॥૪૧॥ યસોદા જીવન વૃજપતી ॥ નંદ આનંદ બહુ નામી ॥ પ્રાણાધી દેવ સૌ ગોપીના ॥ રાધા પ્રાણાધીક પ્રીય સ્વામી ॥ ॥૪૨॥ વશુદેવ સુત સુખકંદ ॥ સાંતદેવકી દુઃખભંજન ॥ રાધીકાનાથ પ્રસન્ન થઈ ॥ મોક્ષ કરો સ્વભકત રંજન ॥૪૩॥ ગર્દભયોની દુઃખદાતા ॥ ભવાર્ણવ.વીપે માહારાજ ॥ પતીત પાવન બીરદછે ॥ કરો મુક્ત શ્રી વૃજરાજ ॥૪૪॥ વેદ બ્રહ્માદી મુની સરવે ॥ સ્તવી સકે નહીં ગુણાકાર ॥ ગુણાતીતને હું કેમ સ્તવું ॥ પુર્વે દૈત્યને હમણાખ્ખર ॥ ॥૪૫॥ એ પ્રકારે કહી દૈત્ય પ્રભુની ॥ સન્મુખ રહ્યો શીરનામી ॥ પ્રસન્ન વદન શ્રી કૃષ્ણજી ॥ અતી તુષ્ટ થયા વૃજસ્વામી ॥૪૬॥ દૈત્ય કૃત સ્તોત્ર નીરંતર ॥ એ ભકતીએ ભણે જન જેહ ॥ તેને સાલોકયાદી મોક્ષચારે ॥ સુલભ હરી કૃપાથી તેહ ॥૪૭॥ ॥વલણ ॥ તે આ લોકે હરી ભકતી પામે ॥ અંતે દુર્લભ સેવામાં જાયરે ॥ વિધ્યાલક્ષ્મી સુકવીતા શોભા ॥ પુત્ર પૌત્ર વૃદ્ધીયશ થાયરે ॥૪૮॥ ॥ કડવું ૨ જું ॥ ॥ રાગ સારંગની ચોપાઈ ॥ ॥ ઇતી ધેનુકકૃત કૃષ્ણ સ્તોત્ર ॥ ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ દૈત્ય સ્તુતી સુણી અનુમાન ॥ મન કરે કરૂણા નીધાન ॥ કેમ કરૂં હું એનોરે નાશ ॥ ભકતી નમ્રસ્તુતી કરે દાસ ॥૪૯॥ સ્મૃતી હર્ણ કરી સુરરાયે ॥ કુવચન વીના ન હણાયે ॥ ભુલ્યો દૈત્ય થયો અહંકાર ॥ કુભાષણ કરે વારંવાર ॥૫૦॥ હરી પ્રત્યે બોલ્યો તાં અસુર ॥ બહુ કોપ સ્ફુરીત અધર ॥ મુની આવી ભ્રમ્યું માથે મર્ણ ॥ દૈવે ચેતન કીધું

આહુર્ણ ॥૫૧॥. ॥ દૈત્ય ઉવાચ ॥ નીસ્ચે આવ્યોછે તારોરે કાળ ॥ દુરબુદ્ધી મનુષ્યના બાળ ॥ હમણા ઉભો રહે રાખી ધીર ॥ તને મોકલું યમ મંદીર ॥૫૨॥ મૃત્યુ કામ આવ્યો તાળવન ॥ ફરી દેખેન ગૃહ સ્વજન ॥ હું નકંસાદી અન્ય સમાન ॥ કાપે દેવ નીત્યે બળવાન ॥૫૩॥ મને કો ન હણી સકે બાળ ॥ બ્રહ્મા વિષ્નુ રૂદ્ર મૃત્યુકાળ મારા વનનો કર્યો સંહાર ॥ કોના બળેછે તને હેકાર ॥૫૪॥ તું કોણછે બાળ કેની સતા॥ સુંદરતા માહામદ મત્ત ॥ કેમ દુર્લભ તારૂં જીવન ॥ મને આપવાં આવ્યોછે વન ॥૫૫॥ એમ કહી બળી મૃત્યુ કામ ॥ મસ્તક મારીને પાડયા શ્યામ ॥ પાડી હણવા લાગ્યો અજાણ ॥ કૃષ્ણ સ્પર્શ ભંગસીર જાણ ॥૫૬॥ ગૃહી ચાવવાને કરે અંગ ॥ મુની થઈ ગયા દંતભંગ ॥ તેજે દગ્ધ થયુંછે વદન ॥ કરે બુહીએ મહી ખનન ॥૫૭॥ લાંગુલ ફેરવી શબ્દ કરી ॥ સીસુસ્થાને દોડયો રીસ કરી ॥ બીતા બાળ જોઇ ધાયા રામ ॥ દૈત્ય પાસે આવ્યા સુખધામ ॥૫૮॥ મુષ્ટી મારી કરી બળપુર ॥ મુર્છા પામી પડયો તે અસુર ॥ ક્ષણ કે ચેતન આવ્યું ભાન ॥ જવા લાગ્યો હરીસં નીધાન ॥૫૯॥ વજ્ર મુષ્ટીવ્યથીત છે મન ॥ ફરી મુર્છીત થયો પતન ॥ પડી પડી ઉઠે દૈત્ય સ્વામી ॥ મળમુત્ર કરે ભય પામી ॥૬૦॥ ઘુમી ઘુમી પડે વારંવાર ॥ વૃક્ષ ચુર્ણ,થયાતાં અપાર ॥ તાડવૃક્ષને ઉપાડી કરી ॥ મારદેવાને લાગ્યા શ્રી હરી ॥૬૧॥ દૈત્ય દુઃખ કેસમાર જેવું ॥ તાડવૃક્ષનું તાડન તેવું સમજી ઉપાડયો ગોવર્ધન ॥ માર્યો દૈત્યને શ્રી ભગવન ॥૬૨॥ સૈલ્ય વાગ્યો તે દૈત્યને અંગ ॥ મુર્છા પામ્યો થયું બળભંગ ॥ દૈત્યે કર્યું રૂધીર વમન ॥ ઉઠયો ક્ષણેકે થયું ચેતન ॥૬૩॥ પર્વત માર્યો તેણે લઇ કરી ॥ સૈલ્ય આવતો જોયો શ્રી હરી ॥ દક્ષીણ હસ્તે લીધો છે સાઇ ॥ ઇક્ષુ દંડવત પ્રભુ ધાઈ ॥૬૪॥ થાપ્યો પર્વત લઈ પુર્વસ્થાન ॥ કર્ણ ગૃહી પાડયો બળવાન ॥ ઉઠયો દૈત્ય માહા બળ કરી ॥ પાછો આવ્યો પકડવા હરી ॥૬૫॥ ગૃહી લીધો તે દૈત્ય રાજન ॥ માથે માર દીધો ભગવાન ॥ પકડી કર્યું ઉર્ધક્ષેપન ॥ ગ- યો લીલાયે લક્ષજોજન ॥ ૬૬ ॥ પ્હોર એક યુદ્ધ થયું જાણ ॥ ગૃહી પાડયો મહી નીરવાણ ॥ ભુતળમાં યુદ્ધ કર્યું ફરી ॥ દૈત્ય સાથે ઘડી એક હરી ॥૬૭॥ હરી પ્રસંસીત મુદભર ॥ પ્રસન્ન થયો દાન વેસ્વર ॥ મારા ભક્ત બળીનો તું તન ॥ ધન ધન તારૂં છે જીવન ॥૬૮॥ થશે દાનવ તારૂં કલ્યાણ ॥ વત્સ જાતું પદ નીરવાણ ॥ મારૂં દર્શણ કલ્યાણ કર ॥ નીરવાણ હેતુ મહીપર ॥૬૯॥ સર્વાધીક છે સર્વથીપર ॥ પામસ્થાન જઈ મનોહર ॥ એમ કહી કર્યું ચક્ર સ્મર્ણ ॥ કાંતી કોટી સુર્ય સુદર્શણ ॥૭૦॥ ચક્ર માર્યું છે શ્રી ભગવાન ॥ દાનવેંદ્ર માહા ભાગ્યવાન ॥ એ અવધ્ય બ્રહ્મા વિષ્નુ ઈસ ॥ લીલા માત્રે છેદ્યુ તેનું સીસ ॥૭૧॥ થયું મસ્તક ભુમેપતન ॥ એછે માહાત્મા દાન વજન ॥ તેજ સમુહ થયું ઉત્થાન ॥ પ્રભાસત દીનેસ સમાન ॥૭૨॥ હરી વીસે, થયું તે પ્રવેસ ॥

કૃષ્ણ પદાંબુજે દાન્વ વેસ ॥ થયો પરમ મોક્ષ સંપ્રાપ ॥ અહો દાનવ શ્રેષ્ઠ'પ્રતાપ ॥૭૩॥ ગગને રહ્યા સરવે સુર ॥ મુની થયા મુદ ભરપુર ॥ પારીજાત ફુલ સહુવૃંદ ॥ પુષ્પવૃષ્ટી કરે માહાનંદ ॥૭૪॥ દુંદભીનાદ બહુ તાંહાં થાયે ॥ સહુ ગાંધર્વ સમુહ ગાયે ॥ કરે અપ્સરા નૃત્ય વીનોદ ॥ સ્તુતી કરે મુની મનમોદ ॥૭૫॥ સ્તુતી કરીને સુરસદન ॥ ગયા મુનીમોદ મહામન ॥ ધેનુકવધ જોવાને બાળ ॥ તે થાન વીષે આવ્યા ગોવાળ ॥૭૬॥ સહુ બાળ કરેછે સ્તવન ॥ કરે નૃત્ય તે ચીત્ત પ્રસન્ન॥ બેડા બળને સારંગપાણી ॥ ફળ આપેછે બાળક આણી ॥ અતી હર્ષીત બાળક જન ॥ ફળ સ્વાદીષ્ઠ કરે ભોજન ॥ ખાઇ પી બળ સહ નીજ સ્થાન ॥ ચાલ્યા બાળ સાથે ભગવાન ॥૭૮॥ ॥ વલણ॥ ભગવાન ધેનુક હણીને ॥ અખંડાનંદ સ્વાલય જાયરે ॥ ગુલાબબા તમો સાંભળો ॥ થયો બાવીસમો અધ્યાયરે ॥૭૯॥ ॥ ઇતીશ્રી ॥ ॥ બ્રહ્મ ॥ ॥ માંહા ॥

## અધ્યાય ૨૩ મો.

॥ કડવું ૧ લું ॥ ॥ રાગ ગોડી ॥ ॥ નારદ ઉવાચ ॥ બળી પુત્ર કોણ પાપે કરીજી ॥ ગર્ધભાકાર તે દેહ ધરીજી ॥ દુર્વાસાએ કેમ દીધો શ્રાપજી ॥ હેવું દાન્વે શું કીધું પાપજી ॥૧॥ ॥ ઢાળ ॥ પાપ કહોને સુપુન્યે કરી ॥ પ્રાપ્ત પદ શ્રીહરી સમીપ ॥ સહસા વીના શ્રમ મુકતતા ॥ પામ્યો તે દાન્વ વાધીપ ॥૨॥ મુની સર્વ વીસ્તાર કરીને ॥ મને કહો સંદેહ ભંજન ॥ અહો કવી મુખ કાવ્ય સ્વામી ॥ પદે પદે અતીનુ તન ॥૩॥ ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ સાંભળ વત્સ કહુંછું તને ॥ એ ઇતિહાસ પુરાતન ॥ સાંભળયું ધર્મ મુખ થકી મેં ॥ પર્વત વીષે ગંધ માદન ॥૪॥ પદ્મ કલ્પનું વૃંતાંત એછે ॥ મુની વીચીત્ર સુ મનોહર ॥ શ્રી નારાયણ કથા શ્રોતાને ॥ કર્ણ પીયુશ માહા સુંદર ॥૫॥ જે કલ્પે તું ગાધ્રવેસ હતો ॥ કલ્પ જીવી સુંદર અંગ ॥ પંચાસત કામીનીનો સ્વામી ॥ થીર યોવન ક્રીડા અનંગ ॥૬॥ બ્રહ્માના વરદાને કરીને ॥ માહા સુકંઠ ગાયને સ્વર ॥ ક્ષણ ક્ષણ પંકજાનનનું ॥ પાન કરે સર્વ સુખાકર ॥૭॥ નીમેસરહીતા તે સરવે ॥ કામીની કામબાણ પીડીત ॥ તેના પ્રાણઆધાર વીધીએ ॥ માહા સુંદર તને નીર્મીત ॥૮॥ દીવસ નીસી તે સહચારી॥ તારા વીના ન અન્યજીવન ॥ પુષ્પ વૈમાને બેસી કરીને ॥ એકાંત સ્થાન સ્થાને ગમન ॥૯॥ ગૈવ્હર વીષેને સૈલ્ય વીષે ॥ નદી વીષે માહા વનમાંહી॥ નીર્જન રમ્યસ્થાન વીષે તું ॥ મનવાંછીત વીહરે તાંહી ॥૧૦॥ તેવામાં દૈવયોગે વીધીના ॥ શ્રાપે દાસી સુતધરી કાયે ॥ હમણાં બ્રહ્મપુત્ર થયો તું ॥ વૈષ્ણવ ઉચ્ચીષ્ટ મહીમાયે ॥૧૧॥ અસંખ્ય કલ્પ જીવી થયો તું ॥ વૈષ્ણવ વીશે મુખ્ય મહાન ॥ જ્ઞાન દ્રષ્ટી સર્વ દર્શી સદા ॥ માહા પ્રીય મન ભગવાન ॥૧૨॥ તે કલ્પનું વૃતાંત નારદ ॥ કહું સાંભળ તે સુખદાન ॥ દૈત્ય વૃતાંત વીસ્તારૂ સર્વે ॥ પ્રીષ્ટ

સુંદર સુધા સમાન ॥૧૩॥ એક સમય બળીપુત્ર તે ॥ સાહાસીક બળીછે બળવંન ॥ સ્વ-તેજેસુર જીતવા અર્થે ॥ મુની આવ્યો તે ગંધમાદંન ॥૧૪॥ ચંદન ચર્ચીત સર્વાંગ છે ॥ વળી રત્નભુષણ ભુષીત ॥ રત્નસીંહાસને સ્થીતી કરી ॥ વળીછે બહુસેન્ય સહીત ॥૧૫॥ એટલામાં તે સ્થાને નારદ ॥ આવી તીલોત્તમા સુખકારી ॥ રૂપવતી શ્રેષ્ઠ અપ્સરામાં ॥ નાનાવિધ વેષ બહુધારી ॥૧૬॥ સુંદર ચંપકવર્ણ શોભે ॥ કાંતી રત્નાભુષણ ભુષીત ॥ નવયોવેન સંપન્ન તેનું ॥ અંગમદન બાણ પીડીત ॥૧૭॥ પ્રસંન્ન મુખ દીવ્ય વસ્ત્રધારી ॥ વકૃભૃગુટી ગજ ગામીની ॥ સ્તનજંઘામુખ ચંદ્ર જોઈ ॥ વાયુએ ઉર્ધવસ્ત્ર કામીની ॥૧૮॥ મુર્છા પામ્યો બળીપુત્ર અતી ॥ સુંદર મનોહર અપાર ॥ પ્રસન્ન વદન જોઇ કરી ॥ કામ કટાક્ષ કરે તે નાર ॥૧૯॥ પ્રફુલ્લ માલતી માળા ધરી ॥ નવયોવન સુંદરરૂપ ॥ સરદપુનમ ચંદ્ર આનન ॥ છે માહા મનોહર અનુપ ॥૨૦॥ ક્રીડાહેતુ ચંદ્ર લોક મત્યે ॥ જાયે તે ચંદ્રકામના મન ॥ થીર થઇને તાંહાં ઉભી ॥ સૃંગાર લાલ સાથે સ્ત્રીજન ॥૨૧॥ જોઈજોઇ વદન તેહેનું ॥ કરે કટાક્ષ હર્ષ અપાર ॥ વસ્ત્રે મુખ આચ્છાદન કરે ॥ કંદર્પ ચરીત્ર વારંવાર॥૨૨॥ પુલકાંચીત સર્વાંગ થઈ ॥ ભુલી ગઈ તે સસી સંભોગ ॥ અહો કોઈ નહીં જાણી સકે ॥ પુસ્ચલીમન કામ સંયોગ ॥૨૩॥ વાંછીતનું તન પ્રાપ્ત થવે ॥ મન ઇચ્છા મટે પુરાતન ॥ પુસ્ચલી સદા સ્વકર્મ સાથે ॥ કોઇ નહીં પ્રીયા પ્રીયજન ॥૨૪॥ રતીદક્ષ પ્રીય પ્રાણાધીક ॥ પુંસ્ચલી સદા ઇચ્છે અનંગ ॥ કદા પુંસ્ચલીને નહીં જુએ ॥ દક્ષન કરે પુંસ્ચલી સંગ ॥૨૫॥ સંભોગાંતે સુભકર્મ નાસે ॥ માહાપાતક પર્સે અંગ ॥ પુંસ્ચલી પકવ અંન્ન ભક્ષ કરે ॥ અપાર પાપ પ્રાપ્ત અભંગ ॥૨૬॥ પુંસ્ચલી અન્ન ભક્ષણ કરે ॥ દૈવાધીન અધમ જે જન ॥ સપ્ત જન્મકૃત પુન્ય તેનાં ॥ નીશ્ચે નાસે એ નીતીવચન ॥૨૭॥ પુંસ્ચલી દર્સને મહાપુન્ય ॥ યાત્રા સીદ્ધી ફળ સુખદાયે ॥ સ્પર્સ કરે તે માહાપાતક ॥ તીર્થ સ્નાને પ્રાણી સુદ્ધ થાયે ॥૨૮॥ સ્નાન દાનને વૃત પુજન ॥ નાનાવીધ કર્મ વીસારદ ॥ નીષ્ફળ પુસ્ચલી સંગતથી ॥ જીવન વૃથા તેનું નારદ ॥૨૯॥ કુલટાખ્યાન કહ્યું સર્વે ॥ જેટલી જાણ માંરે મન ॥ હવે કહું સંવાદ તેનોતે ॥ સર્વ સાંભળ તું મુનીજન ॥૩૦॥ ચેતન થઇને ફરી જોયું ॥ બળીપુત્ર અસુર અધીપ ॥ કામાતુર મદમત્ત થઇ મુની ગયો કુલટા સમીપ ॥૩૧॥ ॥ વલણ ॥ સમીપ જોઈ કટાક્ષ કરે ॥ પીનસ્તની કરતી વીનોદરે ॥ લજ્જા મીસમુખ વસ્ત્રે કરી ॥ કરે આચ્છાદન મનમોદરે ॥૩૨॥

॥ કડવું ૨ જું ॥ ॥ રાગ મારૂની ચોપાઇ ॥

॥ સાહસીક ઉવાચ ॥ કોણછે તું કોહેનીરે કન્યા ॥ કોની કાંતા તે સ્વામીને ધન્યા ॥ કાંહાં જાયેછે તું મનોહર ॥ કોણ ઇચ્છોછે જન સુંદર ॥૩૩॥ તવસહ વીધી નીરમીત ॥ આપ સૃંગાર પ્રસન્ન ચીત ॥ વાક્ય પીયુશ સદ્રસ જાણ ॥ વદ સુંદરી મધુરવાણ ॥૩૪॥

કરનીજ ભુજે આલીંગન ॥ સસીમુખી સ્થાન નીરજન ॥ સ્તન મંગળ ઘટ અનંગ ॥ સોભે સ્વર્ણ રંગ બહુ અંગ ॥૩૫॥ ગંભીરનાભી ત્રીવળીત્હારી ॥ જોવા કામીની ઇચ્છા છે મ્હારી ॥ અધરામૃત કરવા પાન ॥ નીમી ગ્રંથી નીવારણ ધ્યાન ॥૩૬॥ ઉરૂનીતંબ મુની મોહન ॥ માહા સુંદર પદ્મ લોચન ॥ સરદપુનમ સસી આનન ॥ જોઇ મોહે સર્વજન મન ॥૩૭॥ વાક્ય સાંભળી આનંદ ઉર ॥ બોલી તે પ્રત્યે મદનાતુર ॥ નારી તે જાણે વીભાગ્યવતી ॥ તમ જેવો જેને હોય પતી ॥૩૮॥ ॥ તીલોત્તમા ઉવાચ ॥ બળી પુત્ર રૂપ ગુણવાન ॥ કામસાસ્ત્ર દક્ષ સુખદાન ॥ નારી મનોહર સુભવેસ ॥ માહાનીપુણ સૃંગાર દેવેસ ॥૩૯॥ સુચી સુરારસીક દયાળુ ॥ નારી મનઇચ્છા પ્રતીપાળુ ॥ તવ સંતોષ કરીસ ફરી ॥ ચંદ્ર સમાગમ આવું કરી ॥૪૦॥ સમાગમ કરૂં અન્ય જન ॥ થાયે ધર્મ તણું ઉલંઘન ॥ જે પ્રાણી સ્વધર્મ રાખે નહીં ॥ તેનું વૃથા જીવનછે સહી ॥૪૧॥ નીસી દીવસ માહારૂ મન્ન ॥ કરે ચંદ્રક્રીડાનું ચીંત્વન્ન ॥ સાંભળી તીલોત્તમા વચન ॥ હસવા લાગ્યો બળીનંદન ॥૪૨॥ ॥ સાહાસીક ઉવાચ ॥ માહા રૂપવતી કરી બ્રહ્મા ॥ તારૂં નામ ધર્યું તીલોત્તમા ॥ કહે તું સાંભળવા ઇચ્છે મન ॥ તને કોણ અતી પ્રીયજન ॥૪૩॥ ગાંધર્વ અમરનર ભુપ ॥ તેમાં પ્રાણપ્રીય કોણ રૂપ ॥ સાંભળી અસુરનાં વચન ॥ તીલોત્તમા મુખ આચ્છાદન ॥૪૪॥ કરી જુએ વક્ર લોચન ॥ કહે સત્યહર્ષયુત મન ॥ ॥ તીલોત્તમા ઉવાચ ॥ નારી ચરીત્ર ગુપ્ત કેહેવાયે ॥ કોઇ થકી જાણ્યા નહીં જાયે ॥૪૫॥ પુંસ્ત્રીના વીરો સથી જાણુ ॥ જાણી સકે નહીં નીરવાણ ॥ વેદવેદાંગ સાસ્ત્રના અંત ॥ જાણે પંડીત સરવે સંત ॥૪૬॥ યોષીતાના મનનો સાર ॥ કોઇ જન નહીં પામે પાર ॥ બહુ રત્ન આપે વૃદ્ધ જન ॥ નારીનુ મન નહીં પ્રસન્ન ॥૪૭॥ યુવા કરે સ્વધન સંહાર ॥ પ્રાણ પ્રીય યુવા નરનાર ॥ નુતન ભજે પુંસ્ચલી ભજે ॥ ભરથતી પુત્રાદીક તજે ॥૪૮॥ અસાધ્યદાન માન સ્તવન ॥ વિહારસાધ્ય પુંસ્ચલી મન ॥ ભોજન સયને સ્વપ્ને જ્ઞાન ॥ કરે સારા પુરૂશનું ધ્યાન ॥૪૯॥ સૃંગાર નીપુણ તે છે મીત્ર ॥ કહ્યાં સર્વે કુલટાચરીત્ર ॥ સર્વથી પ્રીયછે મને સસી ॥ તેથી પ્રીય કામ મન વસી ॥૫૦॥ કામતુલ્ય મારે પ્રીયપતી ॥ કોઇ ન ભુતો ન ભવીષ્યતી ॥ સ્મર સ્મર્ણ સરવદા રહ્યું ॥ ચરીત્ર મારૂંનારીનું કહ્યું ॥૫૧॥ આજ્ઞા મને આપો માહારાજ ॥ જાઉં ચંદ્ર સમાગમ કાજ ॥ તાંહાંથકી હમણાં પાછી ફરૂ ॥ આવી સંતોષ તમારો કરૂં ॥૫૨॥ વાક્ય સાંભળી બળીકુમાર ॥ હાસ્ય કરે બહુ વારંવાર ॥ કામાતુર ઉભી છળ ભરી ॥ વક્રચક્ષુ જુએ હાસ્ય કરી ॥૫૩॥ સ્તનયુગ્મ કામી મન ભાવે ॥ પીનઉનંત સ્ત્રી દરશાવે ॥ રમ્ય નીતંબ સ્મર ઉપજાવે ॥ જંઘા કંદળી સ્થંભ લજાવે ॥૫૪॥ કામ કટાક્ષ કરેછે નાર ॥ મુખ પંકજ સોભીત સાર ॥ સર્વાંગ છે પુલકાંચીત ॥ સુક્ષ્મ વસ્ત્રે મુખ આચ્છાદીત ॥૫૫॥

॥ વલણ ॥॰ આચ્છાદીત મુખ કામાતુર ॥ જોઈ વીચીક્ષણ બળી નંદરે ॥ કામની મન કામના પુછે ॥ ભાવ જાણ વામન આનંદરે ॥૫૬॥ ॥ કડવું ૩ જું ॥ ॥ રાગ વેરાડી ॥ ॥ સાહાસીક ઉવાચ ॥ કેને મનઈચ્છા સુંછે તારેજી ॥ નથી રાખવી બલાત્કારેજી ॥ ધર્મવાનનો એ નથી કર્મજી ॥ જોરે જે કરવું તે અધર્મજી ॥૫૭॥ ઢાળ ॥ ધર્મીષ્ટ જન તે નહીં કરે ॥ નથી ઘટીત એ કુળ મારે ॥ સૃંગાર આપકે જાની હાંથી ॥ રતી નીપુણ ઇચ્છા તાંરે ॥૫૮॥ કોણ સમરથ વસ્ય કરે ॥ બહુ સ્થાનની પુંચ્ચલી ગામી ॥ દાનવ વાએક સાંભળીને ॥ નમ્ર થઇ બોલી સીરનામી ॥૫૯॥ ॥ તીલોત્તમા ઉવાચ ॥ શું કરવા એમ કરો સ્વામી ॥ મારે પ્રાણાધીક તમો રાજ ॥ કોપયુકત તમો થાઓ સાને ॥ કરો મનઇચ્છીત માહારાજ ॥૬૦॥ તમને નીરાસ કરીને જો ॥ હું જાંઉંનો માહા પ્રત્યવાયે ॥ મને જતાં ચંદ્ર સમીપમાં ॥ કંઈ વિઘન નીશ્ચે થાયે ॥૬૧॥ કરો વિહારભ દ્રત મારૂં ॥ કરે હરી અંતરયામી સોચે ॥ નારી માન રક્ષીત નરને ॥ પદે પદે સદા સુભ હોય ॥૬૨॥ નારીનું અપમાન કરીને ॥ જાએ અધમ નર કુમતી ॥ પદે પદે અસુભ કરે તેને ॥ જે જગદંબા પાર્વતી સતી ॥ બળીપુત્ર મન હર્ષ પામ્યો ॥ સાંભળી તીલોત્તમાની વાણી ॥ કામશાસ્ત્ર નીપુણ વીચારે ॥ છે પવીત્ર ભાવ મન જાણી ॥૬૩॥ મુખપંકજ ચુંમન કરી ॥ કરે આલીંઘન ઝાલી કર ॥ સાથે મળી બેઉ તાંહાં થકી ॥ ચાલ્યા ગંધમાદન ગવ્હર ॥૬૪॥ તાંહાં જઇને તેણે જોયું ધારી ॥ નીર્જનસ્થાન ગુહા અંતર ॥ વીવીધ રત્ન દીપક મુક્યાં ॥ બહુ સુગંધ તે મનોહર ॥૬૫॥ અતી સુંદર રચીત સૈયા ॥ સહાર્સ કર્યું સહ સયંન ॥ સૃંગાર નાનાવીધ કરે તે ॥ કામ મોહીત છે બેહુજન ॥૬૬॥ સુરથી વીચીક્ષણ દાનવ ॥ તીલોત્તમા થઇ રતી સંતોષ ॥ દીવસ નીશીતે નહીં જાણે ॥ નવ સંગમ મુર્છીત દોશ ॥૬૭॥ ॥ તીલોત્તમા ઉવાચ ॥ ક્યારે જોઈ સહુ કાંત આવે ॥ તવ મુખચંદ્ર મનોહર ॥ હેવા સુભદીન કયારે હોસે ॥ ફરી જોઉં રૂપ ગુણાકર ॥૬૮॥ માહા સૃંગાર નીપુણ તમો ॥ એવો નથી અન્ય કોઇ જાણ ॥ કાળ પામી તમો ભુલી જસો ॥ મને ભ્રમરવૃત પ્રમાણ ॥૬૯॥ સમાગમ સારા પુરૂષનો ॥ નારી ભુલે નહીં સુખદાન ॥ સતસંગમ હોયેછે જેને ॥ સુભદીન જાણો પુન્યવાન ॥૭૦॥ સાધુ વીયોગ તે દુઃખહેતુ ॥ મર્ણાધીક કહે સુજાણ ॥ અસાધુ સંગમ દુઃખદાતા ॥ વિષ અધીક દુઃખ પ્રમાણ ॥૭૧॥ ક્ષણેક રહો કરો ફરવી ॥ તમો આલીંગન માહારાજ ॥ એમ કહીને હૃદયે બાઝી ॥ કુલટા દૈત્ય વસ્યતાકાજ ॥૭૨॥ કુલટા આલીંગને બોલવેથી ॥ બહુ કામાતુર કરે નાર ॥ ફરી સૃંગાર વિવિધવીધ ॥ કરે અસુર અષ્ટપ્રકાર ॥૭૩॥ નવં વીધી ચુંબન કરે તે ॥ યથા ઉચ્ચીત થાનેરે થાન ॥ નખદંત હસ્તે કરે ક્રીડા ॥ બહુ વીધ દૈત્ય સુખદાન ॥૭૪॥ કીંકીણીને કંકણનો બહુ ॥ તાંહાં થયો નાનાવિધ ઘોષ ॥

દુર્વાસા ધ્યાન ભંગ થયું તે ॥ મુની મન હવો બહુ રોષ ॥૭૫॥ યોગાસન કરી રહ્યાછે તે ॥ ગંધમાદન ગવ્હર માંહી ॥ કૃષ્ણ પદાંબુજ ધ્યાન કરે ॥ મુની સમીપ દીઠા ન ત્યાંહે ॥૭૬॥ જોઇ તે કામાતુર થયાછે ॥ રૂદ્રઅંસ મુનીભગવન ॥ ધ્યાનસ્થાન ભ્રષ્ટ થયા તેથી ॥ બોલ્યા રકત પંકજલોચન ॥૭૭॥ ॥ દુર્વાસા ઉવાચ ॥ ઉઠ ગર્દભાકાર નીર્લજ ॥ પુરૂષાધમ પશુ પ્રમાણ ॥ દેવગંધર્વ દૈત્ય માન્નવ ॥ જન લજ્જા કરે સઉ જાણ ॥૭૮॥ ભકત પ્રધાન્ય બળીપુત્ર તું ॥ લજ્યાહીન ખર સમાન ॥ તેથી દાન્નવ શ્રેષ્ટ હમણાં ॥ તું ખર યોની પામ અજ્ઞાન ॥૭૯॥ તીલોત્તમા તું ઉઠ નીર્લજ ॥ દૈત્યોની પામ પુંસ્ચલી જન ॥ સાંભળી કાંપ્યો લજીત થઈ ॥ મુનીનુ કરે બેહુ સ્તવન ॥૮૦॥ ॥ સાહસીક ઉવાચ ॥ તમો સુરપતી ને વીષ્ણુ તમો ॥ તમો સાક્ષાતછો ત્રીપુરારી ॥ તમો દીનેસ ને ચંદ્ર તમો ॥ હેતુ વીશ્વ સ્થીતી લયકારી ॥૮૧॥ મુઢ અપ્રાધ ક્ષમા કરવા ॥ પ્રભુ તમો યોગ્યછો માહંત ॥ કરો કૃપા કૃપાંનીધી કહી ॥ પડયા ચર્ણે ગૃહી ત્રણદંત ॥૮૨॥ ॥ તલોત્તમા ઉવાચ ॥ હે નાથ કરૂણાસીંધુ કૃપા ॥ કરો દીનબંધુ ભગવન ॥ સર્વ મધ્યે વિધીએ સ્રજીછે ॥ મુઢજાતી તે અબળા જન ॥૮૩॥ તે મધ્યેછે અંધીક કુલટા ॥ સદા મન રહે કામાતુર ॥ એમ કહી તીલોત્તમા ગૃહા ॥ મુની ચરણ તે સુખ મુળ ॥૮૪॥ ॥ દુર્વાસા ઉવાચ ॥ દૈવ આધીન દાન્નવ તને ॥ દેહ પ્રામ શ્રાપ પ્રમાણ ॥ વીષ્ણુભકત બળીપુત્ર તેથી ॥ થશે સુકીર્તી મહીમે જાણ ॥૮૫॥ પીતા પ્રભાવ રહે પુત્રમા ॥ સદા સુત જનકનો અંસ ॥ જેમ કૃષ્ણ પાદાંક મસ્તકે ॥ રહે સમગ્ર કાળીને વંસ ॥૮૬॥ પામી ગર્દભ યોનીને પછી ॥ વત્સ પામસે પદ નીરવાણ ॥ પુર્વેનું કૃષ્ણ પુજાનુ ફળ ॥ નહીં જાએ એમ વાણ ॥૮૭॥ વૃંદાવનમાં તાળવન છે ॥ તાંહાં શીઘ્રે જાને તું દૈત્યેસ ॥ શ્રી કૃષ્ણ ચક્રે પ્રાણ તજીને ॥ પામસે મોક્ષપદ વીશેસ ॥૮૮॥ તીલોત્તમા શ્રાપ પ્રભાવથી ॥ તું બાણાસુરની પુત્રી થશે ॥ શ્રીકૃષ્ણપૌત્ર સંગમ થકી ॥ પાવન થઈ સ્વાલય જશે ॥૮૯॥ એમ કહી રહ્યા માહામુની ॥ ગયા મુનીને કરી પ્રણામ ॥ ખર જન્મે દૈત્ય મુકત થયો ॥ મુની વાકય સદા સુખધામ ॥૯૦॥ તીલોત્તમા બાણપુત્રી થઈ ॥ નામઉસા, અનીરૂધનાર ॥ નૃપ નારાયણ કૃષ્ણ કથા ॥ સમગ્ર વેદસાસ્રનો સાર ॥૯૧॥ ॥ વલણ ॥ સાર નીગમા ગમનો એછે ॥ સુણો ગુલાબબા માન ગાયરે ॥ એ કૃષ્ણ ચરીત્ર સુધાસીંધુ ॥ પુર્ણ તેવીસમો અધ્યાયરે ॥૯૨॥ ॥ ઇતીશ્રી ॥ ॥ શુભ ॥ ॥ માંહા ॥ ॥શ્રીકૃષ્ણ॥

## અધ્યાય ૨૪ મો.

॥ કડવું ૧ લું ॥ ॥ રાગ મારૂની દેસી ॥ ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ મુની સાંભળ ગુઢવૃત્તાંતરે ॥ તેનો સૃંગાર જોઈ મહાંતરે ॥ કામી હવાયોગી મુનીશયરે ॥

અસત સંગનો મહીમાયરે ॥૧॥ એહવે તાંહાં ઔર્વ મુનીનાથરે ॥ પતી ઇચ્છીત કન્યાછે સાથરે ॥ બ્રહ્મા ઉરૂદ્ભવ કલ્પે પુર્વરે ॥ તેથી નામ ધર્યું મુની ઔર્વરે ॥૨॥ તેને કન્યા તે કંદળી નામરે ॥ જે દુર્વાસાપતી મન કામરે ॥ સુતા સાથે આવ્યા મુની ત્યાંયરે ॥ રહ્યા છે મુની દુર્વાસા જ્યાંયરે ॥૩॥ સાંભા જોઈ મુની મુનીજનરે ॥ ઉઠી નમ્યા હર્ષયુક્ત મનરે ॥ દુર્વાસાને નમ્યા મુની ઔર્વરે ॥ કહે કન્યા મનોરથ સર્વરે ॥૪॥ ॥ ઔર્વ ઉવાચ ॥ મારી કન્યા મનોહર નામરે ॥ કંદળી માહારૂપનું ધામરે ॥ સદા કરે તમારૂં તે ધ્યાનરે ॥ નામ સાંભળીને ભગવાનરે ॥૫॥ અયોની સંભવ કન્યા એહરે ॥ ત્રૈલોક્ય મોહીતકારી દેહરે ॥ છે સર્વ રૂપ ગુણ સંપન્નરે ॥ એક દોષયુક્ત મુનીજનરે ॥ ॥૬॥ છે કળેશી ક્રોધીને કટુભાષીરે ॥ ત્રણ દોષ સકળ ગુણરાસીરે ॥ મુની સાંભળી ઔર્વ વચનરે ॥ દીઠી કન્યા સુરૂપ સંપન્નરે ॥૭॥ સરદપુનમ ચંદ્રાનનરે ॥ સરદપંકજ છે લોચનરે ॥ કાંતી રાજે માહા મનોહરરે ॥ પીંગટ ઉનંત પયોધરરે ॥૮॥ નવયોવન સુખ અયનરે ॥ જુએ કરીને વક્ર નયનરે ॥ રત્નાભુષણ ભુષીતવાનરે ॥ અંગ દીવ્યાંબર પરીધાનરે ॥૯॥ જોઈ થયુંછે મોહીત્ત મનરે ॥ કામબાણ પીડયા મુની તનુરે ॥ રદયે વીચારીને મુનીજનરે ॥ તેની પ્રત્યે તે બોલ્યા વચનરે ॥૧૦॥ ॥ દુર્વાસા ઉવાચ ॥ ત્રીભુવન વીષે મુની નારીરે ॥ મુકતી મારગ વીરોધકારીરે ॥ તપ ધ્યાન માંક્ષતેભીત મનરે ॥ મોહ કારણ વેદ વચનરે ॥૧૧॥ કારાગૃહ રૂપ સંસારરે ॥ તેમાં બેડીરૂપ છે નારરે ॥ જ્ઞાન ખડગે કરી ન છેદાયરે ॥ સંકરાદી માહા યોગીરાયરે ॥૧૨॥ જ્યાં લગી પ્રીયછે નારી અંગરે ॥ તાંલગી ન થાયે જન્મ ભંગરે ॥ જીવને જન્મ ત્યાંલગી ભોગરે ॥ સુખ દુઃખાદી રોગ વીયોગરે ॥૧૩॥ કૃષ્ણ પાદાબ્જ ધ્યાનમાં મનરે ॥ મને વીઘ્ન થયું મુનીજનરે ॥ કોણ જાણે સાણે ગયું ચળીરે ॥ પુર્વજન્મ કર્મદોશે કરીરે ॥૧૪॥ પુંસ્ચલી સહ દાન્નવ ધીસરે ॥ તેનો શૃંગાર દેખી મુનીસરે ॥ કામવાન થયા મન કાયરે ॥ દુષ્ટી દોશનો એ મહીમાયરે.॥૧૫॥ તવ કન્યાનું હું મુનીજનરે ॥ કેમ સહીસ કટુ વચનરે ॥ અતી નીંદીતછે જગનારીરે ॥ ત્રણ ભુવન મોહનકારીરે ॥૧૬॥ તવઆજ્ઞા મસ્તકે ધરીસરે ॥ તવ કન્યા ગ્રહણ કરીસરે ॥ પ્રાપ્ત કામીની ત્યાગ ન થાયરે ॥ ત્યાગે કાળસુત્રે નર જાયરે ॥૧૭॥ સ્થીત એકાંતે કામ ઇચ્છાયેરે ॥ કદા પુંસ્ચલી પ્રાપ્ત જો થાયેરે ॥ તજે ધર્મ ભયે યોગી રાયરે ॥ તો થાયે અધર્મ નર્કે જાયરે ॥૧૮॥ મુની એ પ્રકારે કહી કરીરે ॥ પાંમ્યા વીરામ નીતી ઉચરીરે ॥ વેદ વીધી કરી સનમાનરે ॥ કર્યું દુર્વાસાને કન્યાદાનરે ॥૧૯॥ સ્વસ્તી કહી ગૃહી મુનીજનરે ॥ મોહે ઔર્વ કરેછે રૂદનરે ॥ કન્યા વિયોગ મુર્છીત મનરે ॥ પ્રજા વીયોગ સોક ઉત્પન્નરે ॥૨૦॥ ક્ષણે કે ચેતન થઈ કરીરે ॥ બોધ કન્યાને કરેછે ફરીરે ॥ મુર્છીત કન્યા તાંત વિયોગરે ॥ કરે રૂદન સોક સંયોગરે ॥

॥૨૧॥ ॥ ઔર્વ ઉવાચ ॥ સાંભળ વત્સ તું નીતી સારરે ॥ અતી દુર્લભ જેછે સંસારરે ॥ વેદ વાક્યહીત સત્ય ધામરે ॥ માહા સુખદાતા પરીણામરે ॥૨૨॥ સ્વામી સમન કો સુખદાતારે ॥ કુળ સ્ત્રીને પતી ગુરૂ ત્રાતારે ॥ વેદ પુજન મંત્ર ને તપરે ॥ દાનઅંન સંનવૃત જપરે ॥૨૩॥ તીર્થ સ્નાન યજ્ઞ દેવાર્ચનરે ॥ બ્રાહ્મણ અતીથીનું સેવનરે ॥ આવે ન પતી સેવા સમાનરે ॥ સ્ત્રીને સદા પતી સુખદાનરે ॥૨૪॥ નારી શ્રેષ્ટ પતીધર્મ સેવરે ॥ નારાયણાધીક પતી દેવરે ॥ જોઇ પાદાંબુજ સીરનામીરે ॥ સેવા કરજે નીત્ય તું સ્વામીરે ॥૨૫॥ પરીહાસ કોપે ભ્રમે કરીરે ॥ અપમાન ન કરવું દીકરીરે ॥ કટુ ન બોલીસ રેજે સાંતરે ॥ મન કર્મવચન સેવકાંતરે ॥૨૬॥ સર્વ ધર્મયુક્ત હોયે નારીરે ॥ કટુવાક્ય પતી સહકારીરે ॥ સર્વ તેના પુન્ય ક્ષય થાયેરે ॥ બોધી કન્યા આપી મુની જાયરે ॥૨૭॥ ગયા ઔર્વ આશ્રમે સુખ સાથરે ॥ નારીસહ રહ્યા મુનીનાથરે ॥ ભોગ ઇચ્છા થતે મન ભાવીરે ॥ કામીની મુની સમીપ આવીરે ॥૨૮॥ સુક્રતીજન ઇચ્છીત જેહરે ॥ તાતકાળી સીદ્ધ હોયે તેહરે ॥ રચી સૈયા ગૃહી દઇ માનરે ॥ સહસયન નીર્જન સ્થાનરે ॥૨૯॥ નારીસંગ ન જાણે નારદરે ॥ તો છે કામસાસ્ત્ર વિસારદરે ॥ નાનાવિધ કરેછે સૃંગારરે ॥ નવસંગમ મુર્છીત નારરે ॥૩૦॥ મુર્છા પામ્યા શ્રેષ્ટ મુનીજનરે ॥ નથી જાણતા નીસા ને દીનરે ॥ એમ દીન પ્રત્યે સુખરાગરે ॥ ગૃહાસકત મુની તપ ત્યાગરે ॥ ॥૩૧॥ કંદલીને કળહની પ્રીતીરે ॥ મુની બોધ કરે બહુનીતીરે ॥ નથી બોધ થતો નારીજનરે ॥ પીતા દત્ત જ્ઞાન નહીં મનરે ॥૩૨॥ નથી તજતી બોધે સ્વભાવરે ॥ અતી પ્રબળ કર્મ પ્રભાવરે ॥ નીત્ય કટુભાષણ તે કરેરે ॥ વીના કારણ કલેસ આચરેરે ॥૩૩॥ જેને કોપે સદા વિશ્વ કાંપેરે ॥ કાંપે તે નીજ નારીને તાપેરે ॥ વારંવાર કટુવાક્ય કહેરે ॥ દયા આણી કૃપા કરી સહેરે ॥૩૪॥ બહુ ક્ષમાએ કર્યું સહનરે ॥ કટુવાક્યે દગ્ધ મુની મનરે ॥ થયુંછે તેના કર્મે દહનરે ॥ દુર્વાસાથી ન થયું સહનરે ॥૩૫॥ કોપે ભસ્મ થવાને ઊચરીરે ॥ થઈ ભસ્મ મુની શ્રાપે કરીરે ॥ ॥ વલણ ॥ કરી ભસ્મ જીવ અંતરીક્ષ રહી ॥ મુની પ્રત્યે વદે તાંહાં વાણરે ॥૩૬॥ તમો સર્વજ્ઞને સર્વ દર્શી ॥ પ્રભુજી કેમ થયું અજ્ઞાનરે ॥૩૭॥ ॥ કડવું ૨ જું ॥ ॥ રાગ ધનાશ્રી મેવાડો ॥ ॥ જીવ ઉવાચ ॥ હે નાથ તમોછો સર્વ જાણજી ॥ શું કહું તમોને બોધ વાણજી ॥ કુવાક્ય સુવાક્ય ઉચારણજી ॥ કોપ સંતોષનું છે કારણજી ॥૩૮॥ ॥ ઢાળ ॥ કારણ એ વળી લોભ મોહ ॥ ક્ષુધા પીપાસાદીક જે કર્મજી ॥ સ્થુળ દ્રસને નાસ ઉદભવ ॥ ન જીવને શરીરના ધર્મજી ॥૩૯॥ એમ કહી જીવે મોન્ય કર્યું ॥ સોકે મુર્છા પામ્યા મુનીજનજી ॥ આત્મસ્થીત અજ્ઞાની અચેતન ॥ સ્ત્રી વીયોગ દગ્ધ થયું મનજી ॥૪૦॥ ક્ષણેકે ચેતન થઇ કરી ॥ ઇચ્છેમન કરૂં પ્રાણત્યાગ ॥ તાંહાં યોગઆસન કરેછે ॥ પ્રાણત્યાગ અર્થે માહા

ભાગ ॥૪૧॥ એટલામાં તે થાનક વીષે ॥ આવ્યા બ્રાહ્મણ બાળકરૂપ ॥ ડંડછત્ર વળી રક્તવસ્ત્ર ॥ ધારણ કર્યાં અંગ અનુપ ॥૪૨॥ પ્રસન્ન મુખ ને શ્યામવર્ણ ॥ જળહળ જોત બ્રહ્મધામ ॥ વય સીસુરૂપ સાંત જ્ઞાની ॥ વેદવીદ ગુરૂ પુર્ણ કામ ॥૪૩॥ જોઈસ ભ્રમ ઉઠી દુર્વાસા ॥ જઈને કર્યાં ડંડપ્રણામ ॥ આસન આપી કર્યું પુંજન ॥ ભક્તીએ થયો મન વીશ્રામ ॥૪૪॥ બ્રાહ્મણે બહુ ત્યાં દુર્વાસાને ॥ પ્રેમે કર્યું આસીસ વચન ॥ ક્ષણેક રહીને બહુ રૂપ ॥ કહે નીતી વાક્ય ભગવન ॥૪૫॥ ॥ શીસુ ઉવાચ ॥ ગુરૂ પ્રસાદથી સર્વ જાણું ॥ તને શું પુછું સોકકાતર ॥ બ્રાહ્મણનો સ્વધર્મ તપછે ॥ તપે જગસાધ્ય સુખાકર ॥૪૬॥ સ્વધર્મને ત્યાગી કરી મીથ્યા ॥ તું આ સું કરેછે મુનીજન ॥ કોની પત્ની ને પતી કોનોછે ॥ કો કોનું નહીં ત્રયભુંવન ॥૪૭॥ મુર્ખને સદા ઠગેછે એહ ॥ હરી માયા માહા બળવાન ॥ ક્ષણેક પત્ની થઈ ગઇ એ ॥ તું જાણ સત્તા શ્રી ભગવાન ॥૪૮॥ નહીં સાચી મીથ્યા તવ પત્ની ॥ પાર્વતી અંસ થઈ ઉત્પન્ન ॥ કલ્પે કલ્પ સુસીલા સુંદરી ॥ તવ પત્ની હોયે મુનીજન ॥૪૯॥ તપમા મન ધારણ કરો ॥ માહા મુની કહું સતવાણ ॥ કંદળી કંદળીરૂપ થઈ ॥ મહીતળમે પ્રગટીત જાણ ॥૫૦॥ સુભદ્રા ફળ ભક્ષ કરસે ॥ સુંદર સુતા થશે ઉદભવ ॥ કલ્પાંતરે સતરૂપા કન્યા ॥ પ્રાપ્ત પત્ની હોસે મુનીતવ ॥૫૧॥ એમ કહી પછે તાહાં થકી ॥ વીપ્ર રૂપધારી જનાર્દન ॥ દુર્વાસાને જ્ઞાન આપી કરી ॥ અંતરધ્યાન થયા ભગવન ॥૫૨॥ પછે મુની સઉ ભ્રમમાની ॥ રહ્યા તપ વીષે મન ધારી ॥ કંદળી કંદળીરૂપ થઈ ॥ જઇ મહીતળે સુખકારી ॥૫૩॥ તાળવન વીષે જઈ કરી ॥ ગર્ધભ થયો દાનવાધીસ ॥ તીલોત્તમા બાણપુત્રી થઇ ॥ સમય પામી દેવ મુનીસ ॥૫૪॥ દૈત્યેંદ્ર વીષ્ણુ ચક્રે કરીને ॥ પ્રાણત્યાગી ગયો તજી સોક ॥ સુરમુનીને મહા દુર્લભ ॥ તે પ્રાપ્ત થયો ગોલોક ॥૫૫॥ કાળ પામી તીલોતમા થઈ ॥ ગઇ તે સ્વાળયવીષે ફરી ॥ કૃષ્ણ પૌત્રના આલીંગનથી ॥ પરીપુર્ણ મનોરથ કરી ॥૫૬॥ એ પ્રકારે મેં કહ્યું નારદ ॥ કૃષ્ણાખ્યાન મહા સુખદાયે ॥ પદે પદે રસીક સુંદર ॥ હાવે સું સાંભળવા ઇચ્છાયે ॥૫૭॥ વલણ સું૦ ઇચ્છા શ્રવણ કરવા ॥ કહે તું મનવાંચ્છીત મુનીરાયહે ॥ ગુલાબખા માન સિંહ કહે ॥ થયો પૂર્ણ ચાવીસમો અધ્યાયરે ॥૫૮॥ ઇતીશ્રી ॥ બ્રહ્મ ॥

## અધ્યાય ૨૫ મો.

॥ કડવું ૧ લું ॥ ॥ રાગ મારૂની ચોપાઈ ॥ ॥ શ્રીનારદ ઉવાચ ॥

સાંભળ્યાં ચરીત્ર દુઃખહારી ॥ શ્રી પરમાત્માના મંગળકારી ॥ તવ મુખથી અંન્યનું તન ॥ સાંભળવા ઇચ્છા ભગવંન ॥૧॥ અતી અદ્ભુત છે મનોહર ॥ કહો વીષેસ કરૂણા કર ॥ મૃત્ય કન્યા ઔર્વમુની આવી ॥ તેણે શું કર્યું તે કહો ભાવી ॥૨॥ ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ સરસ્વતી નદીનેરે તીર ॥ તપશ્ચર્યા કરે મુનીધીર ॥

ઉર્ધ વસ્ત્ર થયું છે પતંન ॥ વાયુ વેગે ઘેર્યું તું ગગન ॥૩॥ વસ્ત્ર પડવેથી પૃથ્વીપર ॥ તપ ત્યાગ કર્યું મુનીસ્વર ॥ ધ્યાન કરી જાણ્યું નીરધાર ॥ કન્યા સંબંધી દુઃખ અપાર ॥૪॥ આલ્યા મુની શોકચીત ધરી ॥ જામાતૃ આશ્રમે સીઘ્રે કરી ॥ પૃથ્વી રેણું કરે તે સીંચંન ॥ જળબીંદુ ઝરેછે નયંન ॥૫॥ જઈ આશ્રમે કરે ઉત્ચાર ॥ હે વત્સકંદળી વારંવાર ॥ દુ-ર્વાસા સભય અંતઃકર્ણ ॥ જઈ પડયા સ્વસુરને ચર્ણ ॥૬॥ સ્વસુરને તે પ્રણામ કરી ॥ સોકે રૂદન કરેછે ફરી ॥ પછે દુર્વાસા થઇને શાંત ॥ કહ્યું માહા મુનીને વૃતાંત ॥૭॥ મુની બોલ્યા સોકાતુર ચીત્ત ॥ રહ્યા દુર્વાસા સનમુખ સ્થીત ॥ જામાતૃ સંકાને સોક ભર ॥ ભય-યુકત પ્રણત કંધર ॥૮॥ ઔર્વ સોક થકી અશ્રુ પુર્ણ ॥ છે નેત્ર કમળ રક્ત વર્ણ ॥ કોપ થકી છે કંપીત વાન ॥ સ્ફુરીતા ધરે દુઃખ માહાન ॥૯॥ ઔર્વ ઉવાચ હે બ્રાહ્મણ તુ અત્રેનો વંસ ॥ માહા યોગી થયો અવતંસ ॥ થોડા દોષે બહુ કર્યો ડંડ ॥ કેમ કર્યું એકર્મ પ્રચંડ ॥૧૦॥ તવ જન્મ સંકરનો અંસ ॥ જગ ગુરૂ ધર્મ કર્યો ધ્વંસ ॥ વેદ વેદાંગ સમગ્ર જ્ઞાન ॥ બ્રહ્મજ્ઞાતા પોતે ગુણવાન ॥૧૧॥ અનુસુયા માતા તવ સતી ॥ ન જાણે કેમણ દોષે કુમતી ॥ માતાપીતા સાધુ ગુણવાન ॥ દયા હીન તેનો તું સંતાન ॥૧૨॥ મારી પ્રાણાધીક કન્યા આપી ॥ ગુણાન્વીત તે કટુઆળાપી ॥ ત્યાગદંડ નારી કહે કુવાણી ॥ પાળે પીતા સુતાનીજ જાણી ॥૧૩॥ અલ્પ દોષથી મારી દીકરી ॥ તે નીર્દય તેને ભસ્મ કરી ॥ માહા પરાભવ થસે જાણ ॥ તવ અસંસય મમ વાંણ ॥૧૪॥ માહાન ક્ષુદ્ર વીવીધ્ર જંત ॥ સર્વ જીવને શ્રીભગવંત ॥ સર્જે પાળે ને કરે સંહાર ॥ સીક્ષા કરતા હરી વીશ્વાધાર ॥૧૫॥ એમ કહી ઔર્વમુની ગયા ॥ દ્વીગુણ સોકે દુર્વાસા થયા ॥ મુની સાંભળીને નીજનાર ॥ ત્યાં કરે વીલાપ વારંવાર ॥૧૬॥ નીજ મનને તે બોધ્ર કરી ॥ મુની બેઠા તપે મન ધરી ॥ એ મુનીનો શ્રાપહે તું કહ્યો ॥ કાળ પામી પરાભવ થયો ॥૧૭॥ ॥ શ્રી નારદ ઉવાચ ॥ દુર્વાસા સંકરનો છે અંસ ॥ શીવ તુલ્ય તેજ અવતંસ ॥ કોણ તેજસ્વી પ્રથ્વી ઉપરે ॥ દુર્વાસાનો પરાભવ કરે ॥૧૮॥ શ્રી નારાયણ ઉવાચ ॥ વૈષ્ણવ રાજેંદ્ર અંબરીસ ॥ સુર્યવંસ પ્રગટયો મુનીસ ॥ કૃષ્ણ પદાંબુજે સુખા-કર ॥ તેનું મન રહે નીરંતર ॥૧૯॥ નરાજ નારી પુત્રમાં ચીત ॥ નહીંસુ પ્રજામાં નહીં વીત ॥ ધર્મી સ્વપ્ને જ્ઞાન હરી ધ્યાન ॥ જીતેંદ્રીને વૃત ભગવાન ॥૨૦॥ વૃતએકાદસી કૃષ્ણ પુંજીત ॥ કર્મ લેપેન હરી અર્પીત ॥ પ્રભુ ચક્ર સુદર્સન નામ ॥ હરી તુલ્ય કોટી સુર્ય ધામ ॥૨૧॥ બ્રહ્માદી સ્તુયમાન સપ્રીત ॥ સદા સુર અસુર પુજીત ॥ પ્રભુ એ ર-ક્ષણાર્થ મહીપ ॥ સદા રાખ્યું છે નૃપ સમીપ ॥૨૨॥ એકાદસી વૃત નૃપ કરી ॥ દ્વાદસી દીન વીધી આચરી ॥ પુંજી દાન આપેછે રાજંન ॥ બ્રાહ્મણને રજત કાંચંન ॥૨૩॥ બ્રહ્મ ભોજન થાય તે દીન ॥ આવ્યા દુર્વાસા બહુ સીસ્યલીન ॥ ડંડ છત્રને સુક્લ વસંન ॥

જટીલ તીલક મુનીજંન ॥૨૪॥ આવ્યા દીઠા તપસ્વી દ્વાર ॥ ઉઠી કર્યા ભુપે નમસ્કાર ॥ પુંજી આપ્યું સ્વર્ણ સીંહાસન ॥ દઈ આશીસ બેઠા તે આસંન ॥૨૫॥ સું આજ્ઞા છે કહો મુનીજંન ॥ ક્ષુધા પીડીત ઇચ્છા ભોજંન ॥ ક્રોધી મુની ભુપ મન ભીતી ॥ હાવે દ્વાદસી જાએછે વીતી ॥૨૬॥ બહુ સંકટ પ્રાપીત મંન ॥ કરે સ્વગુરૂનું તે સ્તવન ॥ કહો મને સ્વામી સું કલ્યાણ ॥ સુણી સત્ય બોલ્યા મુની વાણ ॥૨૭॥ ॥ વસીષ્ટ ઉવાચ ॥ દ્વાદસી વીતે પારણું થાયે ॥ ઉપવાસનું ફળ હણાયે ॥ બ્રહ્મ હત્યા પાપ હોયે રાયે ॥ માંસ સમ ભક્ષ કે બ્રહ્માએ ॥૨૮॥ આવ્યા હોયે અતીથી ભવંન ॥ ન ભોજન કરે મુઢ જન ॥ જો કદા કરે અજ્ઞાન આણી ॥ તો કુંભી પાકે જાયે તે પ્રાણી ॥૨૯॥ સત વર્સ તે મારે પતંન ॥ પછે ચાડાળતા પામે જંન ॥ વ્યાધી યુક્ત સદા રહે અંગ ॥ જન્મો જન્મ દરીદ્રતા સંગ ॥૩૦॥ ઉપવાસ ફળ રક્ષા વાન ॥ કરે કૃષ્ણ પાદોદકપાન ॥ એમ કહી રહ્યા બ્રહ્મા તન ॥ લીધું ચર્ણામૃત રાજન ॥૩૧॥ એટલામાં ત્યાં ક્રોધ આકર ॥ સ્નાન કરી આવ્યા મુનીસ્વર ॥ સરવજ્ઞ થયા કોપાતુર ॥ જટાજટકી નૃપતી પુર ॥૩૩॥ તેથી પ્રગટીત દુઃખદાન ॥ પુરૂશ અગ્નો સીખા સમાન ॥ માહા ભીમ ખડગ હસ્ત ધાયે ॥ રાજેંદ્રને હણવા તે જાયે ॥૩૪॥ પ્રભાકોટી સુર્ય સમ હરી ॥ ચક્ર તે દુષ્ટને જોઇ કરી ॥ ધસી કર્યો પુરૂશ છેદન ॥ ચાલ્યું કરવા વીપ્રહનન ॥૩૫॥ જોઈ આવતું સુદરસન ॥ નાઠા ભયવ્હીવળતા મન ॥ દ્વીજ પુંઠે તેને જોતા જાયે ॥ પ્રળયાજ્ઞી સમાન તે ધાયે ॥૩૬॥ સર્વ બ્રહ્માંડ ભ્રમણ કરી ॥ ભયાકુળ જુએ ફરી ફરી ॥ ભ્રમી થાકયા અતી ત્રાસ થયો ॥ પછે બ્રહ્માને સર્ણે તે ગયો ॥૩૭॥ કરે ત્રાહી ત્રાહી ભગવન ॥ પેઠા સભામાં જોયા બ્રહ્મન ॥ મુની જોઈ ઉઠયા કરી પ્રેમ ॥ બ્રહ્મા પુછેછે કુશળક્ષેમ ॥૩૮॥ ॥ વલણ ॥ ક્ષેમ પુછે બ્રહ્મા પ્રત્યે કહે ॥ મુની માંડી વૃત્તાંત સઉ મુળરે ॥ સાંભળી બોલ્યા મુનીંદ્ર પ્રતે ॥ વોધી થઇ મન ભયાકુળરે ॥૩૯॥ ॥ કડવું ૨ જું ॥ ॥ રાગ રામગ્રી ॥ ॥ બ્રહ્મ ઉવાચં ॥ વત્સં સંતાપ્યો તેં હરી દાસજી ॥ રક્ષા કરે સદા વીશ્વાસજી ॥ ભકત રક્ષીત શ્રી ભગવંતજી ॥ ત્રણ લોકમાં કોણ હનંતજી ॥૪૦॥ ॥ ઢાળ ॥ હણતા કો સમરથ તેને ॥ ચક્ર રહે સદા ભકત પાસ ॥ ભકતવત્સળ ભગવાન પોતે ॥ પીડા પામે પીડે કોઇ દાસ ॥૪૧॥ મુઢ વૈષ્ણવનો દ્વેશ કરે ॥ વીષ્ણુ પ્રાણ તુલ્ય હણે જન ॥ તે સંહારતા ને હણે ચક્ર ॥ સુદર્શણ શ્રી ભગવન ॥૪૨॥ વત્સ જાતું આંહાં થકી સીઘ્રે ॥ પ્રાણ રક્ષણ કર યતન ॥ નહીંતો હમણાં મારી સાથે ॥ તને હણસે સુદર્શન ॥૪૩॥ બ્રહ્મલોક બ્રહ્માંડ સરવે ॥ ધારે ભસ્મ કરે તતક્ષણ ॥ વિષ્ણુ તુલ્યછે તેજ તેનું ॥ અન્ય કોણ કરે નીવારણ ॥૪૪॥ બ્રહ્માનાં વચન સાંભળીને ॥ ત્યાંથી નાઠો બ્રાહ્મણ તુરત ॥ ત્રાસીત બહુ કૈલાસ પ્રતે ॥ ગયો તે શીવ સર્ણાંગત ॥૪૫॥ હે કૃપાનીધાન કરો રક્ષા ॥ કહે સંકરને

ભયભીત ॥ બ્રાહ્મણને ન કુસળ પુછે ॥ જાણે સીવ પોતે સર્વ વીત ॥૪૬॥ તેં દીન પ્રત્યે સંકર બોલ્યા ॥ પ્રભુ પોતે વીશ્વાધાર ॥ સ્થીરથા હમણાં દ્વીજ શ્રેષ્ટ ॥ મમવચન સાંભળ સાર ॥૪૭॥ ॥ સંકર ઉવાચ ॥ પૌત્ર મુની તું જગધાતાનો ॥ માહા મુનીંદ્ર અત્રીનો તન ॥ સર્વજ્ઞ એમ કેમ કર્યું તેં ॥ મુર્ખ તુલ્ય કર્મ મુનીજન ॥૪૮॥ વેદપુરાણ ઈતીહાસ સર્વ ॥ નીરૂપીત જેને સરવેસ ॥ મુઢવત તેં તેને ન જાણ્યા ॥ હું બ્રહ્મા રૂદ્ર વસુદીનેસ ॥૪૯॥ ધર્મેંદ્ર મુની મનુસુરાદી ॥ ઉદભવલય લીલાએ થાયે ॥ તેને પ્રાણાધીક ભક્ત સદા ॥ તે ત્હારે તેજે કેમ હણાયે ॥૫૦॥ હું બ્રહ્મા પદ્મા રાધીકા વાણી ॥ નહીં ભક્ત તુલ્ય પ્રીય જાણ ॥ ભક્ત રક્ષા પોતે નીરંતર ॥ ચક્રે કરે હરી નીરવાણ ॥૫૧॥ દુર્નીવાર્ય ચક્ર સ્વતુલ્ય તેજ ॥ મુક્યું તો તું જાણે રાખું તન ॥ ગુણ શ્રવણાર્થે ભક્ત સંગે ॥ ભ્રમે છાંયાવત ભગવન ॥૫૨॥ પ્રાણાધીક પ્રીયા સદાકાંતા ॥ તેથી અધીક નહીં કો જાણ ॥ તોપણ ભક્ત દ્વેસ કરેતો ॥ તેને તજે હરી નીરવાણ ॥૫૩॥ દ્વીજ પ્રીયનીજ દેહ થકી ॥ દ્વીજથી પ્રાણથી પ્રીય ભક્ત ॥ ઇશ્વરને પ્રીય અપ્રીય નહીં ॥ ભક્તીએ હરી સદા આસક્ત ॥૫૪॥ માહા પ્રલયે બ્રહ્માંડ સરવે ॥ સમગ્ર જંતુનો થાયે નાસ ॥ ભક્તનો નાસ ન થાયે ત્યારે ॥ હરી ભક્ત હરી અવીનાસ ॥૫૫॥ ભજ બ્રાહ્મણ શ્રી ગોવીંદને ॥ મુનીશ્વર તું તેના ચરણ ॥ નાનાવીધીની વીપત સરવે ॥ થાયે નાસ હરીને સરણ॥ ॥૫૬॥ જા તું શીઘ્રે વૈકુંઠ વીષે ॥ અભયદાતા કરૂણા સાગર ॥ ચક્ર તેજથી કૈલાસ વ્યાપ્યું ॥ જેમ સુર્યતેજ મહીપર ॥૫૭॥ વીકાળ તેજથી દગ્ધ થયા ॥ તાંહાં સરવે કૈલાસવાસી ॥ ભય વીહ્‌વળ થયા સરણે ॥ ત્રાહી ત્રાહી સીવ અવીનાસી ॥૫૮॥ જોઇ ચક્ર અસહ્ય સંકર ॥ કરૂણાનીધી પાર્વતી સાથ ॥ પ્રીતીએ કરી બ્રાહ્મણને ॥ દે આસીરવાદ જગનાથ ॥૫૯॥ તેજ સત્યને તપ સત્યજો ॥ હોયે સંચીત સુકૃત ઇસ ॥ કૃત અપરાધ ભયયુક્ત ॥ સંકટ રહીત હોજો મુનીસ ॥૬૦॥ ॥ પાર્વતી ઉવાચ ॥ જો પ્રભુ પુન્ય હોયે મારૂંતો ॥ આ સરણાંગત દ્વીજ ભીત ॥ માહારા આસીસે કરીને સીઘ્રે ॥ હોજો બ્રાહ્મણ વ્યથા રહીત ॥૬૧॥ એમ કહી રહ્યા સીવસીવા ॥ મુની પ્રણમી વૈકુંઠ જાયે ॥ પશ્ચાત સુદર્શણને જોતો ॥ હરીપુર પેઠો દ્વીજરાયે ॥૬૨॥ રત્નસીંહાસન સ્થીત જોયા ॥ બ્રાહ્મણે જઇ શ્રી ભગવાન ॥ સંખ ચક્ર ગદા પદ્મધારી ॥ અંગ પીતાંબર પરીધાન ॥ ॥૬૩॥ ધનસ્યામ ચર્તુભુજ પ્રભુ ॥ લક્ષ્મીકાંત સાંત મનોહર ॥ રત્નાલંકારે ને રત્નમાળા ॥ રાજે ભક્ત અનુગૃહ તત્પર ॥૬૪॥ પ્રસન્નાનન કીરીટ શોભે ॥ ચામરે કરે દાસ સેવન ॥ પદ્મા ચરણારવીંદ સેવે ॥ કરેછે સરસ્વતી સ્તવન ॥૬૫॥ સુનંદ નંદને કુમુદ આદી ॥ ગુણાનુવાદ કરે ગાયન ॥ એહેવા પ્રભુ જોઈ પ્રણમીને ॥ વેદોક્ત સ્તવે તે મુનીજન ॥૬૬॥ ॥ દુર્વાસા ઉવાચ ॥ દીનબંધુ રક્ષા કરો મ્હારી ॥ વેદપીતા વીધી

તવ બાળ ॥' કમળા કાંત કરૂણાનીધી ॥ મૃત્યના મૃત્યુકાળના કાળ ॥૬૭॥ સંહાર ક-
રતા સર્વ સૃષ્ટા ॥ મહા વીષ્ણુ ત્રાહી માહારાજ ॥ સર્વેસ સંકટાર્ણવથકી ॥ સર્ણાંગત
ત્રાહીજન આજ ॥૬૮॥ પંચવદનને ચતુર્મુખ ॥ સૃતીને સૃતીના વકતા જાણ ॥ વેદવીત
મુની સીદ્ધસાધક ॥ કોન રતવી સકે નીરવાણ ॥૬૯॥ મનુ ઇંદ્ર અષ્ટાવીસ નાસે ॥ વીધી
દીવસની સી કહેવાયે ॥ સતાધીક અષ્ટ આયુષછે ॥ તે પતને મ્હેસ તવથાયે ॥૭૦॥ અ-
નીર્વચનીય કેમ કરીા કરૂં હું સ્તુતી શ્રી ભગવન ॥ પડયો ચર્ણાંબુજ વીષે તે ॥ એ પ્રકારે
કરીને સ્તવન ॥૭૧॥ નયનાંબુજ નીરે કરીને ॥ કરે સીંચન ભયવીવ્હળ ॥ દુર્વાસાકૃત
સ્તોત્ર હરીનું ॥ સ્યાંમ વેદોકત ધામ મંગળ ॥૭૨॥ સંકટાતુર ભણે જે જન ॥ ભકતી
મોક્ષનું એછે કારણ ॥ નારાયણ કૃપા કરી તેનું ॥ શીઘ્રે આવીને કરે રક્ષણ ॥૭૩॥
રાજદ્વાર ને સ્મસાન વીશે ॥ કારાગાર ભયાકુળ જન ॥ શત્રુ ચોર હીસક ભયથી ॥ સૈન્ય
સાગર અગ્નીદહન ॥૭૪॥ ॥ વલણ ॥ મૃત્યુ દ્વારા સમગ્ર થકી ॥ સ્તોત્ર સ્મર્ણ
માત્રે મુકાયે ॥ દુઃખ સ્પર્સ કરી નવ સકે ॥ મુની સ્તોત્ર સદા સુખદાયરે ॥૭૫॥ ॥ ઇ-
તિ દુર્વાસાકૃત સ્તોત્ર ॥ ॥ કડવું ૩ જું ॥ ॥ રાગ વેરાડી ॥ ॥ નારાયણ ઉવાચ ॥
મુની સ્તવન સાંભળી કરી ॥ ભકતવત્સળ બોલ્યા શ્રી હરી ॥ હાસ્યવદન શ્રી ભગવાન ॥
મધુરવાણી સુધા સમાન ॥૭૬॥ ॥ શ્રી ભગવાન ઉવાચ ॥ ઉઠ ઉઠ ભદ્ર થસે ત્હા-
રૂં ॥ વરદાઈ એ વાયક મ્હારૂં ॥ મુની સાંભળ મમવચન ॥ હીતકારીને સુખ પ્રાપન્ન ॥
॥૭૭॥ પુરાણવેદ ઇતીહાસ ગાયે ॥ સાંભળો વૈષ્ણવ મહીમાયે ॥ હું છઊં વૈષ્ણવનોરે
પ્રાણ ॥ મ્હારો પ્રાણ વૈષ્ણવછે જાણ ॥૭૮॥ તેનો દ્વેસ કરે મુઢજન ॥ મ્હારો પ્રાણ
તે કરે હનન ॥ પુત્ર પૌત્ર નારી ધન ત્યાગી ॥ મારૂં ધ્યાન સદા રહ્યું લાગી ॥૭૯॥
તેથી શ્રેષ્ટ પ્રીય કોણ મ્હારે ॥ ભકતાધીક ન કોઈ સંસારે ॥ લક્ષ્મી ભારતી સેસ મહેસ ॥
ન બ્રહ્મા દુર્ગા નહીં ગણેસ ॥૮૦॥ તેમાં શ્રેષ્ટ નૃપ અંબરીસ ॥ તેને હણવા તેં લીધો મુ-
નીસ ॥ કેમ હણે દયા સીલરૂપ ॥ સર્વ પ્રાણી હીતકર ભુપ ॥૮૧॥ સર્વ જીવ વીષે દયા
સંત ॥ તેને દ્વેસે તેનો કરૂં અંત ॥ નીજ શત્રુને રાખે તે ભકત ॥ તેને હું નહીં રાખવા
સકત ॥૮૨॥ જા અંબરીસથી થસે અર્થ ॥ રક્ષા કરવા તે સમરથ ॥ સાંભળી નારાયણ
વચંન ॥ ભય વીવ્હળ તે મુનીજંન ॥૮૩॥ રહ્યો ખેદીત મન અપાર ॥ કૃષ્ણ પાદ્વાળી
સમરે સાર॥ એટલામાં ત્યાહા બ્રહ્મ દેવા॥ સીદ્ધસહ આવ્યા માહાદેવા॥૮૪॥ ધર્મ ઇંદ્રાદી દેવ
સકળ ॥ માહા મુની આવ્યા તેણે થળ ॥ સર્વ પ્રણમી કરે પ્રસંન્ન ॥ પરમાતમા શ્રીભગ-
વંન ॥૮૫॥ પુલ કાંચીત સમગ્ર દેહ ॥ ભકતી ન આત્મકંધર તેહ ॥

॥ બ્રહ્મા ઉવાચ ॥ નીર લીપ્ત સદા સ્વાત્મ રૂપ ॥ ભકતાનુગ્રહકારી અનુપ
॥૮૬॥ ભકત અપરાધ કર્તા અનાથ ॥ રક્ષા કરો બ્રાહ્મણની નાથ ॥ માહાદેવ ઉવાચ ॥

જગંનાથ પ્રભુદીન બંધુ ॥ ભકત વત્સળ છો કૃપાસીંધુ ॥૮૭॥ અપરાધ કૃત વીપ્રદીન ॥ પાહી સર્ણાંગત આધીન ॥ ॥ પાર્વતી ઉવાચ ॥ અંબરીસ સહ કરી દ્વેસ ॥ દ્વીજ પીડાયો બહુ વીસ્વેસ ॥૮૮॥ સરવેસ તમો બહુ નામી ॥ વીપ્ર રક્ષા કરો જગ સ્વામી ॥ ॥ ધર્મ ઉવાચ ॥ સર્વ જનક તમોછો ત્રાત્રા ॥ ડંડ કર્તા ઇસ ફળ દાતા ॥૮૯॥ શીસુ હણે નહીં સીસુ હેત ॥ સદા પીતારે કૃપાની કેત ॥૯૦॥ ॥ ઇંદ્ર ઉવાચ ॥ કૃપા સ-મતા તે નીરંતર ॥ સરવ જીવ વીષે ઇશ્વર ॥ અપરાધ ફળ થયું ભોગ ॥ ક્ષમા કરવા હવે છો યોગ ॥૯૧॥ ॥ રૂદ્ર ઉવાચ ॥ વીવીધ વૃત પ્રગટ કરી ॥ સીદ્ધી સમાપ્રી કરે શ્રીહરી ॥ સરવેનું રે પાલણ કરતા ॥ સૃજતા પ્રભુ પોતે સંહરતા ॥૯૨॥ ॥ દીગ્પાળ ઉવાચ ॥ અપરાધ કૃત વીપ્રજંન ॥ તેને હણે નહીં ભગવંન ॥ એવું સાંભળ્યું ફળ આપી કરી ॥ સદા રક્ષા કરે તેની હરી ॥૯૩॥ ॥ મુની ઉવાચ ॥ વીપ્ર પરાભવ થતે નાથ ॥ જીવન્મૃત હમો મુની સાથ ॥ પ્રભુ જો ડંડ એકને થાયે ॥ તેથી સ્વજાતી સર્વ લજાયે ॥૯૪॥ ॥ અત્રી ઉવાચ ॥ તવ વાકય પુત્ર ભગવંન ॥ ક્રોધી એ તવ સેવક જંન ॥ ત્રીલોકમે ભય પામે હરી ॥ તેજસ્વી તે તવ તેજે કરી ॥૯૫॥ ॥ લક્ષ્મી ઉવાચ ॥ ક્ષમો અપરાધ અસર્ણા સર્ણ ॥ તવ સરણાંગત એ બ્રાહ્મણ ॥ સ્તવે વીપ્ર દેવ સર્વ સાથ ॥ વીપ્ર હણવા યોગ્ય નહીં નાથ ॥૯૬॥ ॥ સરસ્વતી ઉવાચ ॥ માહા કારણ વીશ્વના કર્ત્તા ॥ પ્રભુ પાળો તમો તમો હરતા ॥ સર્વ સ્વામી તમો ત્રીભુવંન ॥ સર્વ રક્ષા યોગ્ય ભગવંન ॥૯૭॥ ॥ પાર્સદ્ર ઉવાચ ॥ તવ સ્મૃતિ માત્રે મૃતી ગાયે ॥ સર્વને સર્વ મંગળ થાયે ॥ નાસે વીપતી સ્મરણે કરી ॥ પાહી સર્ણાંગત શ્રી હરી ॥૯૮॥ ॥ નૃત્યક ઉવાચ ॥ તમો દારીદ્ર ભંજન કર ॥ હમો ભીક્ષુક તે ની-રંતર ॥ શીઘરે ભીક્ષા આપો હરી આજ ॥ વીપ્ર રક્ષા કરો માહારાજ ॥૯૯॥ સર્વ સ્તવન સાંભળી કરી ॥ સુખ અયન બોલ્યા શ્રી હરી ॥ હાસ્ય વદન શ્રી ભગવન ॥ સર્વ સંતોષકારી વચન ॥૧૦૦॥ ॥ શ્રી ભગવાન ઉવાચ ॥ સર્વ સાંભળો મારી વાણ ॥ સુખકારી નીતીયુક્ત જાણ ॥ વીપ્ર રક્ષા કરીશ કહે હરી ॥ નીસ્ચે તમારી આજ્ઞાએ કરી ॥૧૦૧ જાઓ વીપ્ર હાંથી ધરી ધીર ॥ નૃપ અંબરીસને મંદીર ॥ કરે પારણું કહે ભગવન ॥ જઇસુ પ્રીતીએ મુનીજન ॥૧૦૨॥ તેનો ભીક્ષુક વીપ્ર તું થઈ ॥ વાંક વીના કોપ કર્યો જઈ ॥ રક્ષા કરતું ધાયું કોપી મન ॥ બ્રાહ્મણ હણવાં સુદર્શન ॥૧૦૩॥ એક વર્સ થયાં ભમે ત્રાસી ॥ નૃપ રાણી અજી ઉપવાસી ॥ તેથી હું અપવાસી છું જાણ ॥ ભકત હે તું કહું નીરવાણ ॥૧૦૪॥ ન ધાવતો બાળ જોઇ જેમ ॥ ભક્ષ કરે ન જનની તેમ ॥ મહારો આસીસ જા મુનીજન ॥ માર્ગે ચક્ર કરે ન હનન ॥૧૦૫॥ હું હાં સુખે કરીસ ભોજન ॥ ભકત દત્ત સુધા સમ અન ॥ લક્ષ્મીદત્ત દ્રવ્ય નહી મન ॥ ભક્ત નૈવેદ

ચીત પ્રસન્ન ॥૧૦૬॥ વત્સ જાતું નૃપ સંનીધાના॥ જાઓ દેવાદી સહુ સ્વસ્થાન ॥ એમ કહીને રહ્યા શ્રી હરી ॥ નમી સર્વે ગયા હર્ષભરી ॥૧૦૭॥ નૃપ ગૃહે ગયા મુનીજન ॥ નૃપે ઉઠી પ્રણમ્યા બ્રહ્મન ॥ જમાડી વીપ્રને મીષ્ટ અન્ન ॥ પછે પોતે કર્યુંછે ભોજન ॥ ॥૧૦૮॥ જમી પ્રસન્ન થઈ મુનીસ ॥ નૃપને કર્યું શુભ આસીસ ॥ ગયા આશ્રમે મુની સુખાકાર ॥ કરતા પ્રસંસા વારંવાર ॥૧૦૯॥ માર્ગ વીષે કહેછે વચન ॥ વીસ્મયા કુળ તે મુની મન ॥ માહા આશ્ચર્ય મહીમા જાણ ॥ વૈષ્ણવનો સદા નીરવાણ ॥૧૧૦॥ ॥ વલણ ॥ નીર્વાણ નૃપ નારાયણના ॥ રાણી સાંભળો કૃષ્ણ કથાયરે ॥ હરી પ્રેરીત માન કહે થયો ॥ પુર્ણ પચ્ચીસમો અધ્યાયરે ॥૧૧૧॥ ॥ ઇતીશ્રી ॥

## અધ્યાય ૨૬ મો.

॥ કડવું ૧ લું ॥　　॥ રાગ કાલેરો ॥　　॥ શ્રી નારદ ઉવાચ ॥ જે દોશ દ્વાદશી ઉલંઘનજી ॥ તવમુખથી કર્યું શ્રવણજી ॥ પરાભવ થયો મુની જનજી ॥ નૃપ રક્ષા કરી ભગવનજી ॥૧॥ ॥ ઢાળ ॥ ભગવાન ભકતવત્સળતાં ॥ સુણી સાંભળવા ઇચ્છા મન ॥ કૃપા કરી તમો કહો સ્વામી ॥ એકાદશીવૃત વિસ્તુરન ॥ કંઈ એક સાંભળયું સૃતી વિષે ॥ મતભેદે નીશ્ચે નહિં થાએ ॥ તેથી તમો કહો નીશ્ચય ॥ કૌતુહળ શ્રવણ ઇચ્છાએ ॥૩॥ શ્રી નારાયણો વાચ ॥ એકાદશી વૃતછે દુર્લભ ॥ સર્વ વૃત મધ્યે શ્રેષ્ટ પ્રમાણ ॥ શ્રી કૃષ્ણ વિષે એ કરે પ્રીતિ ॥ તપસ્વીનું શ્રેષ્ટ તપ જાણ ॥૪॥ જેમ દેવ મધ્યે શ્રી કૃષ્ણજી ॥ દેવીમધ્યે પ્રકૃતી મુનીશ ॥ ચારવર્ણ મધ્યે જેમ વિપ્ર ॥ વૈશ્નવ મધ્યે કૈલાસાધીસ ॥૫॥ પુજા મધ્યે જેમ ગણપતી ॥ વિવેક મધ્યે વાણી પ્રમાણ ॥ તીર્થ મધ્યે જેમ ગાંગવીછે ॥ મનુષ્ય મધ્યે વૈશ્નવ જાણ ॥૬॥ વિદ્યા ધન જેમ ધન મધ્યે ॥ નારી મધ્યે સધ્વી મુનીજન ॥ શ્રેયકારી મધ્યે સુમતીછે ॥ ચંચળ મધ્યે છે જેમ મન ॥૭॥ બળીષ્ટ મધ્યે જેમ દેવછે ॥ સુશીલ મિત્ર મધ્યે મુનીશ ॥ અવની સહન શીળ મધ્યે ॥ જેમ તેજસ્વી મધ્યેછે ઇશ ॥૮॥ દાહક મધ્યે જેમ અનળછે ॥ જેમ જળાશ્રયમાં સાગર ॥ પ્રજેશ મધ્યે જેમછે બ્રહ્મા ॥ રૂદ્ર મધ્યે જેમછે શંકર ॥૯॥ વૃક્ષ મધ્યે જેમ અસ્વસ્થ છે ॥ મંત્ર મધ્યે ગાયત્રી પ્રમાણ ॥ ઋતુ મધ્યે વસંતછે જેમ ॥ માસ મધ્યે માર્ગશીર જાણ ॥૧૦॥ દેવ ઋષિ મધ્યે જેમ તુંછે ॥ બ્રહ્મ ઋષિમાં ભ્રગુઋષીશ ॥ મણિ મધ્યે કૌસ્તુભ મણીછે ॥ નૃપ મધ્યે શ્રી રામ મહિષ ॥૧૧॥ હિમસૈલમાં દ્રોણ વસુમાં ॥ સિધ્ધ મધ્યે કપિલ અધિક ॥ નદી મધ્યે સરસ્વતિ જેમ ॥ યોગીજ્ઞાનીમાં સનકાદિક ॥૧૨॥ ગાંધર્વ મધ્યે ચિત્રરથ છે ॥ મનુમાં સ્વાયમ્ભુ મનુ જેમ ॥ સર્વવૃત મધ્યેછે ઉત્તમ ॥ મુની એકાદશીવૃત તેમ ॥૧૩॥ શ્રી કૃષ્ણવૃત દિવસ વિષે ॥ જો ભોજન કરે પ્રાણી જેહ ॥ આ લોક વિષે પ્રાતકી પ્રાણી ॥ અંતે નરક પામેછે તેહ ॥૧૪॥ ચોવીસ યુગરે કુંભી

પ્રાપે ॥ સમજન્મ ચાંડાળ તે થાયે ॥ ગળીત વ્યાધી ભોગવી પાપી ॥ મુકાય એમ કહે બ્રહ્માયે ॥૧૫॥ એ દોષ એકાદશી ભોજન ॥ કહ્યોછે દ્વાદશી ઉલંઘન ॥ ॥ હવે સાંભળ કહુ નારદ ॥ દસમી ઉલંઘન દુશન ॥૧૬॥ પુર્વે સાંભળ્યું ધર્મ મુખથી ॥ સાર નીગમાગમનો એહ ॥ કળા માત્ર દસમીનો જન ॥ મુઢ કરે ઉલંઘન જેહ ॥૧૭॥ લક્ષ્મી તેના ઘરથકી મુની ॥ શીઘ્રે શ્રાપદઈ કરી જાય ॥ આ લોકમાં યશવંશ હાની ॥ અંતે અંધ કુપે તે પળાય ॥૧૮॥ દસમી વેધ એકાદશી ત્યાગી ॥ દ્વાદશી વિષે કરે ઊપોસ ॥ કરે પારણું ત્રયોદશીમાં ॥ નદ્વાદશી ઉલંઘન દોશ ॥૧૯॥ શુકલકૃષ્ણ ઉપવાસ કરે ॥ વિશ્નવ યતિ વિધવા નારી ॥ એકાદશી સમતુલ્ય માની ॥ કરે ભીક્ષુકને બ્રહ્મચારી ॥૨૦॥ વૈશ્નવથી અન્યગ્રહી જે છે. ॥ તે શુકલવૃત કરે ઉપોસ ॥ નારદ કૃષ્ણ ઉલંઘનનો ॥ વેદે કહ્યું તેને નહિ દોષ ॥૨૧॥ એ પ્રકારે કહ્યોછે નીર્ણય ॥ શ્રુતિથી સાંભળયો જે મુનીશ ॥ હવે વિધાન કહું વૃતનું તું સાંભળને કહે ત્રષિશ ॥૨૨॥ હવિષ્ય પૂર્વ દિવશે કરી ॥ પછે ભુકત કરે નહિં જળ ॥ એકાકી કુશ સૈયા વિષે તે ॥ કરેછે સયન સુચીથળ ॥૨૩॥પ્રાતઃકાળે ઉઠી કરીને ॥ પ્રાતક્રિયા કરે મુનીજન ॥ ત્યાર પછી હરિ સમરીને ॥ સ્નાન કરે તે નિર્મળ તન. ॥૨૪॥ ઉત્તમ સ્નાન નક્ષત્ર છતે ॥ અસ્તતારા મધ્યમસ્નાન ॥ સૂર્ય ઉદયેસ્નાન અધમ ॥ એમ કહે સ્નાન ત્રીવિધાન ॥૨૫॥ વૃતોપવાસ સંકલ્પમુની ॥ શ્રીકૃષ્ણ પ્રિતિ અર્થે કરે ॥ સંધ્યા તરપણ વિધિવત ॥ નીત્યપુંજાદિ કૃત્ય આચરે ॥૨૬॥ વૃત સામગ્રી લઈ કરી સર્વે ॥ સોડસો પચાર મુનીજન ॥ આસન વસન અર્ઘપાદ્ય ॥ પુષ્પ ચંદન અનુલેપન ॥૨૭॥ ધુપ દીપને નૈવેદ્ય મુની ॥ યજ્ઞ સૂત્રને ભુષણ સ્નાન ॥ ગંધ તાંબુલ અને મધુપ્રકુવ ॥ જળ એ સોડસ સુખદાન ॥૨૮॥ એ ગ્રહી કરી વૃત દીવસે ॥ વૃત આચરે તે વૃતિજન ॥ આસનસ્થ આચમન કરે ॥ હરિ સ્મરણ સ્વસ્તિવાચન ॥૨૯॥ મંગળ ઘટ સ્થાપન કરે ॥ વેદોકત ધ્યાન સુભ આચરણ ॥ ખટ દેવનુ પ્રથક ધ્યાને ॥ કરે પંચોપચાર પુજન ॥૩૦॥ ગણેશ દીનેશને વન્હિ વિષ્ણું ॥ શીવ શીવાખટ સમજાણ ॥ એ પુંજી પ્રણમી વૃત કરે ॥ સમરીને હરિ નિર્વાણ ॥૩૧॥ એને આરાધ્યાવિના જો કોઈ ॥ કરે સુભકર્મ આચરણ ॥ નિત્ય નૈમિતીક તેઓ પણ ॥ નિષ્ફળ હોયછે મુનીજન ॥૩૨॥

વલણ

નિષ્ફળ હોય એ કહ્યું સરવે ॥ વૃત વિધિ તને નારદરે ॥ કાહ્નાણવ શાખાએ કહ્યું વૃત જે ॥ કહું તે સાંભળ વિસારદરે ॥૩૩॥

કડવું બીજું રાગ સારંગની

ચોપાઇ

સામવેદોકત ધ્યાનેરે કરી ॥ ધ્યેય કૃષ્ણ પરાત્પર હરિ ॥ કહું ગુડ તું સાંભળ ધ્યાન ॥ સર્વ વાંચ્છીત છે સુખદાન ॥૩૪॥ અભકતને કહેવું ન પ્રકાસ ॥ પ્રાણાધીક છે હરીને દાસ ॥ નવીન નિરદ પ્રભુ શ્યામ ॥ દેહ સુંદર ભકત વિશ્રામ ॥૩૫॥ સરદપુનેમ ચંદ્ર આનંન ॥ શજે સરદપદ્મ લોચન ॥ ગોપી પ્રસન લોચન કરી ॥ નીરખે પ્રાણા-

ધીક શ્રી હરિ ॥૩૬॥ અંગ્રે રત્ના ભૂષણ ભૂષિત ॥ રાસમંડળ મધ્યમાસ્થીત ॥ રાધા મુખચંદ્ર સૂધાપાન ॥ શોભે કૌસ્તુભ શ્રી ભગવાંન ॥૩૭॥ રાજે પારીજાત પુષ્પમાળ ॥ ગજ મુકતની માળ વિશાળ ॥ રત્નસાર રચિત આસન ॥ ત્યાં વિરાજીત છે ભગવન ॥૩૮॥ દિવ્યવસ્ત્ર અત્યંત દીપીત ॥ વિશ્વકર્માએ તે નિર્મિત ॥ અનિર્વચનીય મૂર્તિમાન ॥ રહે રાધાપતિ ભગવાન ॥૩૯॥ પાદ પ્રક્ષાળણાર્થે શીતળ ॥ સ્વર્ણ પાત્રસ્થીત સુભજળ ॥ માહા પવિત્ર છે સુવાસીત ॥ ગ્રહો કરૂણાનીધી સપ્રિત ॥૪૦॥ અર્ઘ અર્થે પવિત્ર સુપ્રિત ॥ સુભ ઉજ્વળ સંખ સહિત ॥ દુર્વા પુષ્પ ચંદન યુકતજળ ॥ ગ્રહીએ પ્રભુ ભકતવત્સળ ॥૪૧॥ સુભ સુગંધી સ્વેત પ્રસુંન ॥ સંયુત છે અગર ચંદન ॥ સદા પરમ પ્રીતિ વૃદ્ધિકારી ॥ ગ્રહો સર્વ કારણ મોરારી ॥૪૨॥ ચંદનાગરૂ કંસ્તુરી યુત ॥ કેસરને કુંકુમ સંયુત ॥ સુંદર સર્વ ઇચ્છીત મન ॥ ગ્રહો શ્રી કૃષ્ણ અનુલેપન ॥૪૩॥ વિષેશ વૃક્ષરસ સહિત ॥ નાના વિધવસ્તુ સમનૂવિત ॥ સુગંધીયુત પ્રીતિએ કરી ॥ સુખ દાધુપ ગ્રહો શ્રી હરિ ॥૪૪॥ નિશિદિન સમ પ્રકાસીત ॥ શુભ રત્નસાર નિરમીતં ॥ અંધકારનુ નાશ કારણ ॥ દિપ ગ્રહો અસરણા સર્ણ ॥૪૫॥ વસ્તુ સમગ્રરસ પ્રચુર ॥ નાના વિધ્ સ્વાદીષ્ટ મધુર ॥ સુખકારી નૈવેદ્ય પાવન ॥ આત્મારામ ગ્રહો ભગવન ॥૪૬॥ ક્ષાવિત્રિ ગ્રંથી સંયુત જેહા॥ સ્વર્ણ તંતુ નીરમીત એહ ॥ સુંદર ઉપવિત વિશ્વેશ ॥ ગ્રહો શ્રી કૃષ્ણ દેવ દેવેશ ॥૪૭॥ અમુલ્ય રત્નસાર રચીત ॥ સુંદર સરવાંગ ભૂશીત ॥ દ્યોતમાન ભૂષણ પાવન ॥ ગ્રહો કૃપાળુ નંદ નંદન ॥૪૮॥ સર્વ મંગળ દ્રવ્ય પ્રધાન ॥ ફરી ગંધ ગ્રહો ભગવાંન ॥ વિશ્નુ તૈલ માહા મનોહર ॥ ગ્રહો પ્રભુજી પરાતપર ॥૪૯॥ કરપુરાદિ ગંધ અનકુળ ॥ હરિ ગ્રહો કૃપાએ તાંબુળ ॥ અતિ મધુર મધ સુંદર ॥ ગ્રહો શ્રી હરિ કરૂણાકર ॥૫૦॥ નીર્મળ ગ્રાનવીનું જે નીર॥ સુવાસીત સુગંધ સમીર ॥ ફરી થકી પ્રભુ આચમન ॥ કરો ગ્રહણ મધુ સુદન ॥૫૧॥ ભકત દત્ત સોડસ ઉપચાર ॥ મંત્ર યત્ને કરી પુષ્પ હાર ॥ સુકલ તંતુએ પુષ્પ ગુંથીત ॥ માળ ગ્રહો હરી કૃપા સહિત ॥૫૨॥ અર્પે પુષ્પાંજળી ભગવાંન ॥ મુળ મંત્રે કરી વૃતવાન ॥ પછી ભકિતએ કરે સ્તવન ॥ પુટાં જળી કરી ભકતજન ॥૫૩॥ ભકત ઉવાચ. હે શ્રી કૃષ્ણ રાધીકાના સ્વામી ॥ કૃપાસિંધુ હરી બહુ નામી ॥ ભયાનક અઘોર સંસાર ॥ કરો શ્રી હરી સાગરપાર ॥૫૪॥ બહુ જન્મ દુખીત છે મન ॥ મોક્ષ કરો કરમ બંધન ॥ સર્ણાગત પાદ પ્રણમીત ॥ પાહી ભવ પાપ ભયભીત ॥ ૫૫ ॥ ભકિતક્રિયા વિધીમંત્ર હિન ॥ મને કૃપા કરો ભકતાધીન ॥ એમ સ્તવીનમી રાધાપતી ॥ આપે દક્ષિણા વિપ્રને વૃતિ ॥૫૬॥ સુદ્ધભાવે મનોમળ હરે ॥ મહોત્સવ જાગરણ કરે ॥ જો વૃતિ વૃતોપ વાસ કરી ॥ નિંદ્રા સેવી કરી ઉઠે ફરી ॥૫૭॥ જળપાન કરે જો તે જન ॥ થાય વૃતાર્ધ ફળ પ્રાપન ॥ વૃત વૃ-

તાંતમેં એ પ્રકાર ।। મુની કહ્યો તને સઉ સાર ।।૫૮।। વૃત ધારી તરેછે સંસાર ।। સ્વ કુટુંબનો કરે ઉદ્ધાર ।। એ પ્રકારે કહ્યું વિપ્રજન ।। વૃત ચારીત્ર શ્રી ભગવન ।।૫૯।। સુખદાઈ મોક્ષદાતા એહ ।। કહું બીજાં સાંભળજે તેહ ।। વલણ. સાંભળો ચરિત્ર શ્રી કૃષ્ણના ।। ગુલાબકુંવર સુખદાયરે ।। શ્રી રામકૃપાથી માન કહે ।। પૂર્ણ થયો છવીસમો અધ્યાયરે. ।।૬૦।। ઇતિશ્રી. ।। બ્રહ્મ. ।। ।। માહા. ।।

## અધ્યાય ૨૭ મો.

।। કડવું ૧ લું ।। ।। રાગ સામેરી ।। ।। શ્રી નારાયણો વાચ ।।

કહું સાંભળ મુની નારદજી ।। શ્રી કૃષ્ણ ચરિત્ર વીસારદજી ।। ગોપી વસ્ત્ર હરણ વૃતાંતજી ।। વરદાન પ્રાપ્ત સુખ સાંતજી ।।૧।। ।। ઢાળ ।। સુભમાસ મુખ્ય હેમંતનો ।। કામ મોહીત ગોપીકા જન ।। હવિસ્ય ભોજનં ભક્તિયે ।। વૃત એક માસ પર્યંત ।।૨।। સ્નાન કરી સુર્ય સુતા તીરે ।। પાર્વતિ મુર્તિ વાળુનીકીન ।। નીત્ય પુજા કરે આદી મંત્રે ।। પાદપદ્મે મન લયલીન ।।૩।। અગરચંદનને કસ્તુરી ।। વળી કુંકુમ સુમનોહર ।। નાનાપ્રકારે પ્રસુને કરી ।। પુજે સઉ ગોપી સુખાકર ।।૪।। હે દેવી તુંછે જગત માતા ।। વિશ્વ સ્રજે પાળે કરે અંત ।। કૃપાળુ મહામાયા અમને ।। આપો નંદ ગોપ સુતકંત ।।૫।। સંકલ્પ કરીને મુળ મંત્ર ।। સબીજ શામવેદે કહ્યો જાણ ।। પુષ્પમાળ વળી ધુપદીપ ।। નૈવેદ્ય વિધીવત પ્રમાણ ।।૬।। ઓમ્ શ્રી દુર્ગા સર્વવિઘ્ના નાસે નમઃ ।। ઇતિ સર્વ કામ ફળ પ્રદોમંત્રઃ એ મંત્રે કરીને ભક્તિ સાથે ।। આપે આનંદીત ત્હીતકાર ।। પરવાળ માળ ભક્તિએ કરી ।। સહુ મંત્ર વિવિધ પ્રકાર ।।૭।। જપ કરી વળી સ્તુતી કરી ।। શીરભુંયરી કર્યા પ્રણામ ।। આપો વાંચ્છીત સંકર પ્રિયા ।। કામદાનિ સુમંગળ ધામ ।।૮।। એમ કહી નમસ્કાર કરી ।। શ્રી કૃષ્ણ ચરણેછે મન ।। નાના વિધ નૈવેદ્ય દક્ષિણા ।। દઈ બ્રાહ્મણને ગ્રહ ગમન ।।૯।। ।। શ્રી નારાયણો વાચ ।। સ્તાવરાજ કહું સાંભળ તું ।। જેણે ગોપી પામી ઇચ્છીત મન ।। જગ અંતે જળમય સર્વ ।। ચરાચર જંત મુની જન ।।૧૦।। પુર્વે નાભિપદ્મે એ બ્રહ્માને ।। આપી હરીયે કર્યું શયન ।। મધુ કૈટભે પીડીત બ્રહ્મા ।। કરી મુળ પ્રકૃતિ પ્રસન ।।૧૧।। ।। બ્રહ્મો વાચ ।। દુર્ગા, સીતાને, અભયા, માયા ।। નારાયણી, સનાતની માત ।। જયા, મંગળ, આપો મનેહું ।। નમું મંગળરૂપ સાક્ષાત ।।૧૨।। દકારદૈત્ય નાશકોવાચ ।। ઉકારો વાચ વિઘ્ન નાસક ।। રેકારરોગ નાશકો જાણ ।। છે ઘકાર પાપનાશ વાચક ।।૧૩।। દુર્ગશબ્દ વિપત્તી વાચક ।। તે નાસક વાચક આકાર ।। વિપત્તી નાશ કરેછે નીત્યે ।। તેથી દુર્ધાનામ કહ્યું સાર ।।૧૪।। દુર્ધા દૈત્યન્દ્ર વાચકો શબ્દ ।। આકાર નાશવાચક જાણ ।। પુર્વે નાશ કર્યા મહંમાયા ।। પંડીતે દુર્ધાનામ

નિર્માણ ॥૧૫॥ શીકલ્યાણ વાચક છેને ॥ વા દાની વાચક જાણ ॥ તે થકી એ મહંમાયાનું ॥ શીવા નામ નિર્માણ ॥૧૬॥ અભય તે ભયનાશ કહે ॥ છે દાતા વાચક તે આકાર ॥ અભયદાતા છે મહંમાયા ॥ તેથી અભયા નામ ઉચ્ચાર ॥૧૭॥ માશબ્દરાજ લક્ષ્મીવાચક ॥ માસીવાચક આ ઉચ્ચાર ॥ નિત્ય માસ કરે તેણે કરી ॥ માયા નામ કહ્યો એ વિસ્તાર ॥૧૮॥ માશબ્દ એ મોક્ષાર્થ વાચક ॥ આછે માપન વાચક જાણ ॥ મોક્ષ ઇચ્છિત ને મોક્ષદાઈ સદા ॥ કહ્યું એ માયાનામ પ્રમાણ ॥૧૯॥ નારાયણના અર્ધઅંગે પ્રગટયાં ॥ વળી તે તુલ્ય તેજનું ધામ ॥ તેના શરીર વિષે રહ્યા તેથી ॥ ધર્યું મુનિ નારાયણી નામ ॥૨૦॥ નિર્ગુણને નિરંતર વાચક ॥ શનાતન શબ્દ મુનિજન ॥ સદા નિત્યને નિર્ગુણદેવી ॥ તે થકી શનાતની કીરતન ॥૨૧॥ જયશબ્દ-કલ્યાણ વાચક ॥ આકાર દાત્રે વાચક જાણ ॥ જયદાતા નિત્ય મહંમાયા ॥ તેણેજયા નામ નિરમાણ ॥ ॥૨૨॥ એ બ્રહ્માને આપી કરી પોતે ॥ નિંદ્રાવશ થયા વિશ્વાધાર ॥ દુષ્ટ મધુકૈટભ કરે ત્યાં ॥ બ્રહ્માને હણવાનો પ્રકાર ॥૨૩॥ એ સ્તોત્રે કરીને સ્તુતિ કરી ॥ ત્યાં યોગનિંદ્રાની જગતાત ॥ સ્તવેથકી શાક્ષાત દુર્ગાએ ॥ બ્રહ્માને કવચ આપ્યું માત ॥૨૪॥ શ્રી કૃષ્ણ કવચ મહા દિવ્ય ॥ સર્વ ક્ષીત જે સુખદાન ॥ તે આપી બ્રહ્માને મહંમાયા ॥ પોતે થયા તે અંતરધ્યાન ॥૨૫॥ ॥ નિંદ્રાસ્તોત્ર કવચ મહીમાએ ॥ કરી ત્યા આવ્યા શ્રી ભગવાન ॥ પ્રભુએ પોતે હણ્યા અસુર ॥ આપ્યું બ્રહ્માને અભયદાન ॥૨૬॥ સ્તોત્ર પ્રભાવે પ્રાપ્ત કવચ ॥ નિર્ભેથયા કવચ મહિમાયે ॥ બ્રહ્માએ આપ્યું મહેશ્વરને ॥હ ણવા ત્રીપુર દુખદાયે ॥૨૭॥ બ્રહ્માસ્ત્ર ગ્રહીને શકિતસહ ॥ સમર્યા હરિ પોતાના ઇષ્ટ ॥ સ્તોત્ર કવચ પ્રભાવે કરી ॥ હરે હણ્યો ત્રીપુર પાપીષ્ટ ॥૨૮॥ એ સ્તોત્રે કરીને દુર્ગાની ત્યાં ॥ કરી સ્તુતિ સર્વ ગોપીજન ॥ ઇચ્છિત પામી શ્રી હરી સ્વામી ॥ સ્તોત્ર પરભાવથી મુનીજન ॥૨૯॥ ત્રીકાળ ભણે નિત્ય ભકિતએ ॥ શૈવ્ય વૈશ્નવ શાકત જે ગાય ॥ નાનાવિધ સંકટ સર્વથી ॥ સ્તોત્ર સ્મરણ માત્રથી મુકાય ॥૩૦॥ મનવાંચ્છીત પામે તે પ્રાણી ॥ સર્વ ઐશ્વર્યતા સદ્ય જાણ ॥ આ લોકે પ્રૌઢ ભકિત પ્રગટે ॥ શ્રીહરી ચરણે નિર્વાણ ॥૩૧॥

॥ વલણ ॥ નિરવાણ હરીપદ પામે ॥ અંતે હરિ ચરણે રહે જનરે ॥ અખંડ અવિનાશી સુખ તે ॥ પાર્વતી પ્રસાદે મુનીજનરે ॥૩૨॥ ॥ બ્રહ્માકૃત મંગળ સ્તોત્ર પુર્ણ ॥

॥ કડવું ૨ જું ॥ ॥ રાગ સામેરીની ચોપાઈ ॥ એ સ્તવરાજે દેવી પ્રસન ॥ પુર્ણમાસ સેવ્યા ગોપીજન ॥ સ્નામી દીન નાવા પેઠા નીર ॥ વસ્ત્ર મુકયા યમુના તીર ॥૩૩॥ નાનાવિધ્ય અમુલ્ય નારદ ॥ પીત શુકલરકત વિસારદ ॥ બહુ નૈવેદફળ સહીત ॥ ધુપદિપ કુંમ કુંમ રાજીત ॥૩૪॥ ગોપી જળમાં નગ્ન ક્રિડિત ॥ મન શ્રી કૃષ્ણચર્ણે અર્પિત ॥ જોઇ વસ્ત્ર લઇ કૃષ્ણરાય ॥ નૈવેદ શિશુસહ સર્વ ખાય ॥૩૫॥

ગયા દુર ગોપ હર્ષ ભરી ॥ ચડી વૃક્ષડાળે બોલ્યા હરી ॥ શુભળ સુપાર્શદ સુદામા ॥ સુભાંગ સુંદર ને શ્રીદામા ॥૩૬॥ વળી સુદામને ચંદ્રભાન ॥ સુર્યભાન વળી વીરભાન ॥ વસુભાન રત્નભાન જાણ ॥ એ ગોપાળ દ્વાદશ પ્રમાણ ॥૩૭॥ બળદેવને શ્રી ભગવાનના ॥ એછે ચતુરદશ પ્રધાન ॥ કોટી કોટી ગોપ સમવય ॥ વસ્ત્રગ્રહી ગયા એકત્રય ॥૩૮॥ કદંબડાળે તે બેસી કરી ॥ ગોપીકા પ્રત્યે બોલ્યા શ્રી હરી ॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥ કહું સાંભળો ગોપિકા સત ॥ તમો આરંભ્યુ તે શુભ વૃત ॥૩૯॥ નગ્ન કેમ પેઠા જળ માંહે ॥ વૃત વિષે અઘટીત થાએ ॥ નગ્ન જોઇ ચડી મને રીસ ॥ તેથી રૂઠયો પોતે જળ ઇશ ॥૪૦॥ આજ્ઞા કરી તેણે અનુચરને ॥ હરી લીધા તે વસ્તુ વસ્તરને ॥ નગ્ન કેમ નીકળશો બાહાર ॥ વૃત પુર્ણતા કોણ પ્રકાર ॥૪૧॥ એ તમારી છે દેવી તે કેવી॥ વસ્તુ રાખી શકે નહી એવી ॥ ફળ આપવા હોય સમર્થ ॥ કરી શકે તે સઘળા અર્થ ॥૪૨॥ કૃષ્ણ વચન સાંભળી કરી ॥ ચિંતાતુર થઈ છે સુંદરી ॥ યમુના તીર જુએ થઇ દીન ॥ દીઠું વસ્તુને વસ્ત્ર વિહિન ॥૪૩॥ ખેદ પામી રૂદન કરે તાહાં ॥ વસ્ત્ર વસ્તુ ગયા હ્યાંથી ક્યાહાં ॥ જળમાં ખેદ કરે ગોપીજન ॥ કૃષ્ણ પ્રત્યે બોલી તે વચન ॥૪૪॥ ભક્તિ સહ હાથ જોડી કરી॥ સર્વ વિનય કરે સુંદરી ॥ ગોપાળિકા ઉવાચ॥ વસ્ત્રનું શું છે કહો શ્રી હરી ॥ નિજ કિંકરીને કૃપા કરી ॥૪૫॥ વ્રત અર્થે વસ્તુ મનોહર ॥ રાખી વસ્ત્ર આપોને ઇશ્વર ॥ પેરીને કરીએ વ્રત પુર્ણ ॥ વસ્ત્ર આપો અસરણા શર્ણ ॥૪૬॥ એટલામાં શ્રી દામ એ આવી ॥ તાહાં વસ્ત્ર ગ્રંથી દેખડાવી ॥ સર્વ નાઠા દુર ચીન્હ કરી ॥ ગોપ સવસ્ત્ર જોયાં ઇશ્વરી ॥૪૭॥ સમવય પ્રતે બોલી વાણ ॥ કોપયુક્ત જળમાંથી જાણ ॥રાધિકાઉવાચ॥ હે શુશિલા સશિકળા ધારી ॥ હે ચંદ્રમુખી માધવી મારી ॥૪૮॥ કદંબમાળા સર્વ મંગળા ॥ હે કુંતિ યમુના હે કમળા ॥ હે પદ્મમુખી સાવીત્રી સુભા ॥ હે પારિજાતા હે સ્વયંપ્રભા ॥૪૯॥ સુધામુખી જાન્હવી ભારતી ॥ કાળિકા દુર્ગા હે સરસ્વતિ ॥ હે પદ્માગૌરી અપર્ણારતિ ॥ ગંગા અંબિકા સુંદરી સતિ ॥૫૦॥ તમો સર્વ ગોપાળિકા ધાવો ॥ જઇ ગોપને બાંધીને લાવો ॥ રાધા આજ્ઞા સર્વ શિશ ધરી ॥ નિકળી જળથી ક્રોધે કરી ॥૫૧॥ ધાઈ ગોપીકા અંગ નગન ॥ કરે કરી યોની આચ્છાદન ॥ તે સાથે સહશ્રો ગોપીજન ॥ ચાલી તે કોપા રકતલોચન ॥૫૨॥ નાઠા શ્રી દામા દીવેગે કરી ॥ સઘળા વસ્ત્ર હાથમાં ધરી ॥ શીઘ્રે ગોપ ગોપી પુંઠે ધાય ॥ વસ્ત્ર ચોર ગોપ કેહેતી જાય ॥૫૩॥ ગોપીકાનો ભય માની મન ॥ ગોપે કૃષ્ણને આપ્યા વસન ॥ લઇ માધવ સ્કંધે સ્કંધે ધરે॥ગોપી પ્રત્યે હાસ્યવ ાક્ય કરે ॥૫૪॥ કદંબ વૃક્ષ તે શુભ સાજ્યો નાનાવિધ વસ્ત્રે કરી રાજે ॥ ॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥ હે ગોપીકા તમો નગ્ન અંગ ॥ કેમ ફરશો રાધિકા સંગ ॥૫૫॥ તમો સર્વ તમારી ઇશ્વરી ॥ વસ્ત્ર યાચો પુટાં-

જળી કરી ॥ બીજે પ્રકારે તે આપું નહીં ॥ તમને વસ્ત્ર ગોપીકા સહી ॥૫૬॥ શું કરશે તમારી ઇશ્વરી ॥ વ્રત દેવી તે શું શકે કરી ॥ એ પ્રકારનું સર્વ કથન ॥ કહો રાધિકાને ગોપીજન ॥૫૭॥ શ્રી કૃષ્ણના વચન સાંભળી ॥ સર્વે ગોપકન્યા ટોળે મળી ॥ રાધા સમીપ કૃષ્ણ વચન ॥ જઇ કહ્યાં સર્વે ગોપીજન ॥૫૮॥ હાસ્યવાક્ય સાંભળી સપ્રીત ॥ રાધા થયાછે કામ પીડીત ॥ પુલકીત અંગ લજ્યાવતી ॥ હરી પાસે ગઇ નહી સતી ॥ ॥૫૯॥ જળવિષે કરી યોગાસન ॥ કૃષ્ણ પાદાંબ્જ ધ્યાનછે મન ॥ બ્રહ્માઇશને ધર્મ અનંત ॥ જે પદે નિત્ય વંદેછે સંત ॥૬૦॥ સમરી સમરી પાદાંબુજ ॥ અશ્રુપુર્ણ લોચન સરોજ ॥ ॥ વલણ ॥ સરોજ નયન રાધા તાંહાં ॥ ગોપી સમુહ સ્વાધીન સાથરે ॥ ભવાતિ રીકત પ્રાણેશ પ્રભુ ॥ પ્રસંનાર્થ સ્તવે નિજ નાથરે ॥૬૧॥ ॥ કડવું ૩ જું ॥ ॥ રાગ સારંગ ॥ ॥ રાધિકા ઉવાચ ॥ ગૌલોક ગોપ ગોપીના ઇશજી ॥ મારા પ્રાણવલ્લભ જગદીશજી ॥ દીનબંધુ કૃપાળુ દીનેશજી ॥ નમુ સર્વેસ દેવ દેવેશજી ॥૬૨॥ ॥ ઢાળ ॥ ઇશ ગૌનાને ગોપેશ સ્વામી ॥ યશોદાનંદ વર્ધનકારી॥ નંદાત્મજ સદા નંદ નમુ ॥ નિત્યાનંદ ગોવરધનધારી ॥૬૩॥ મઘવામદ ભંજન પ્રભુ ॥ પરમેષ્ટી દર્પ વિનાસન ॥ કાલીયદ મન પ્રાણનાથ ॥ નમું શ્રી કૃષ્ણજી ભગવન ॥૬૪॥ શીવેશ ધર્મેશ ને બ્રહ્મેશ ॥ અનંતેશ પરાત્તર સ્વામી ॥ બ્રહ્મસ્વરૂપ બ્રહ્મજ્ઞ હરી ॥ અખં-ડાનંદ બહુ નામી ॥૬૫॥ ચરાચર બીજ ગુણાતીત ॥ નમુ ગુણાત્મક ગુણાધાર ॥ ગુણબીજ ગુણેશ્વર પ્રભુ ॥ નમુ નારાયણ નિરાકાર ॥૬૬॥ હું સરસ્વતિને લક્ષ્મીદુ-ર્ગા ॥ નિત્યે કરીએ પાદપુજાય ॥ જેના સેવકના સ્પર્શે કરી ॥ સઘળા તિર્થ પવિત્ર થાય ॥૬૭॥ એમ કહીને રાધા જળમાં ॥ દેહ પ્રાણ મન કૃષ્ણ પાસ ॥ રાધાકૃત હરિ સ્તોત્ર ભણે ॥ ભકિત પામે થાય હરીદાસ ॥૬૮॥ નાશે વિપત્તી સંપત્તિ પામે ॥ તેને દ્રવ્ય પ્રાપ્ત બહુ થાય ॥ બંધુ વૃધિ પ્રસન માનસ ॥ ચિંતા મટે સ્તોત્ર મહિમાય ॥૬૯॥ પતિ પુત્ર વિયોગ ન નારીને ॥ ભણવે સકળ સુખ હોએ ॥ કુમારી સ્તોત્ર શ્રવણ કરે ॥ કૃષ્ણ તુલ્ય કાંત પામે સોએ ॥૭૦॥ ॥ ઇતિ રાધાકૃત કૃષ્ણ સ્તોત્ર ॥ જળમાં રહી ધ્યાન કરે રાધા ॥ કૃષ્ણ ચરણનું નિરવાણ ॥ સ્તવીને નેત્ર ઉઘાડી જુએ ॥ દીઠું કૃષ્ણમય જગ જાણ ॥૭૧॥ તીરે વસ્તુ વસ્ત્ર જોઈ રાધા ॥ કહે સત્ય કે સ્વપ્ન થયું એહ ॥ જે સ્થાને દ્રવ્ય વસ્ત્ર જે મુકયાં ॥ ગોપકન્યા પામી સહુ તેહ ॥૭૨॥ જળથી નિકળીને સર-વે ॥ વસ્ત્ર કર્યાંછે પરીધાન ॥ માસીકવ્રત પુરણ થયું ॥ તે દિવસે સમાપ્તિ સુખદાન ॥૭૩॥ ॥ દેશી ફેર ॥ સમાપ્તી દીવસે વ્રજેશ્વરી ॥ ગોપીકા સહ પુજી ઇશ્વરી ॥ સહસ્ત્ર બ્રાહ્મ-ણને ભોજન ॥ કરાવે સાદરે મુનીજન ॥૭૪॥ વાગે વાજીત્ર આનંદ મન ॥ આપે ભીક્ષુકને બહુ ધન ॥ કાણ્વ શાખાના સ્તોત્રે કરી ॥ રાધા પ્રસન કરે ઇશ્વરી ॥૭૫॥

॥ રાધીકા ઉવાચ ॥ સર્વ શકિતદેવી સર્વાધાર ॥ ગુણાશ્રય શંભુ ભરતાર ॥ માહાદેવી ચરણ નમામી ॥ મનવાંચ્છિત આપોને સ્વામી ॥૭૬॥ સર્વ શ્રષ્ટીરૂપ નિજધારી ॥ સ્થિતિ શ્રજન સંહારકારી ॥ સર્વ બીજકરૂપ નમામી ॥ મનવાંચ્છિત આપોને સ્વામી ॥૭૭॥ ગૌરીપતિ ધર્મજ્ઞાન સેવી ॥ પતિવ્રત પરાયન દેવી ॥ અવિનાશી અખંડ નમામી ॥ મનવાંચ્છિત આપોને સ્વામી ॥૭૮॥ મંગળ કારણ મંગળરૂપ ॥ સર્વ પ્રીય સર્વજ્ઞ સ્વરૂપ ॥ સર્વ અશુભ નાશી નમામી ॥ મનવાંચ્છિત આપોને સ્વામી ॥૭૯॥ સનાતની પરમાત્માં રૂપ ॥ નિરાકાર સાકાર સ્વરૂપ ॥ સર્વ નિયંતા માત નમામી ॥ મનવાંચ્છિત આપોને સ્વામી ॥૮૦॥ ક્ષુધા ત્રુશા ઇચ્છા દયા જેહ ॥ શ્રદ્ધા નિંદ્રા સ્મ્રતી ક્ષમા તેહ ॥ તારી કળાએ માત નમામી ॥ મનવાંચ્છિત આપોને સ્વામી ॥૮૧॥ મેધા તૃષ્ટી પુષ્ટી વળી શાંતિ ॥ વૃદ્ધી સંપત્તિ જે સર્વ કાંતિ ॥ સર્વરૂપ તું માત નમામી ॥ મનવાંચ્છિત આપોને સ્વામી ॥૮૨॥ દ્રશ્યા દ્રશ્ય રૂપ ફળદાતા ॥ અનિર્વચની નમુ યોગમાતા ॥ શિવ શૌભાગ્ય યુકત નમામી ॥ આપો શૌભાગ્ય શ્રી હરી સ્વામી ॥૮૩॥ ॥ ઇતિ રાધાકૃત પાર્વતી સ્તોત્ર ॥ એ સ્તોત્ર સ્તવે સમાપ્તી દીના॥ ભકિતયુકત શીવાતુષ્ટ કીના॥ એટલામાં ત્યાં જગપાવના॥ દેવી દુર્ગાદુર્ગ તીનાશન ॥૮૪॥ ઘનથી આવ્યાં અદભુતા॥ સતિ સતયોગીની સંયુક્ત ॥ સીંધસ્થ દશ ભુજ શોભીત ॥ રત્નાસાર ભુષણ ભુષિતે ॥૮૫॥ રથથી શીઘ્રે ઉતરી કરી ॥ રદે લીધી રાધા વ્રજેશ્વરી ॥ ગોપી જોઈ દેવી બ્રહ્મધામ.॥ આનંદયુકત કર્યા પ્રણામ ॥૮૬॥ ॥ વલણ ॥ પ્રણામ કરતી ગોપીકાને ॥ કહ્યું મનેચ્છિત હોશે જાણરે ॥ આદરે વર આપી ગોપીને ॥ રાધા પ્રત્યે બોલ્યાં દુર્ગા વાણરે ॥ ॥૮૭॥ ॥ કડવું ૪ થું ॥ ॥ રાગ ધનાશ્રી ॥ ॥ પાર્વતી ઉવાચ ॥ રાધા હરી આધારે સંસારજી ॥ તે પ્રભુને તું પ્રાણઆધારજી ॥ માયા માનુંસ્ય રૂપ તું ધારીજી ॥ લોક સંગ્રહાર્થ વ્રતકારીજી ॥૮૮॥ ॥ ઢાળ ॥ શ્રી કૃષ્ણ અર્ધાંગ સંભુતતુ ॥ કૃષ્ણ તુલ્ય તેજ મહામતિ ॥ તવાંસ કળાછે દેવી સર્વે ॥ કેમ કહીએ માનુસી સતિ॥૮૯॥ કૃષ્ણ આજ્ઞાએ ગૌલોકથી ॥ આવી મહિ વિષે સુખદાન ॥ નહિ માનુષ્ય હરિ પ્રાણછે તું ॥ તારે શ્રી હરિ પ્રાણ સમાન ॥૯૦ તવ મહિમા અપાર દેવી ॥ કેમ કહીએ માનુષી સતિ ॥ કલ્પે કલ્પે શ્રી કૃષ્ણજી પોતે ॥ જન્મોજન્મ સદા તવપતિ ॥૯૧॥ કળાવતી સુતા ત્રીમાસ વિતે॥ મહામનોહર મધુમાસા॥ સર્વ ગોપી સહ વૃંદાવને ॥ થશે શ્રી કૃષ્ણની સાથે રાસ ॥૯૨॥ પ્રીય હું જેમ સદાશીવને ॥ સદા શ્રી પ્રીય હરિને જેમ ॥ નિરંતર તું પ્રીય હોજે ॥ શ્રી કૃષ્ણજીને સુંદરી તેમ ॥૯૩॥ ક્ષીર વીષે જેમ ધાવલ્યતા ॥ વન્હી વિષે દાહક તારીત ॥ જળેશીત ગંધ પૃથ્વી વિષે ॥ કૃષ્ણ વિષે તેમ તુંછે સ્થીત ॥૯૪॥ દેવ માનુષીને ગંધર્વી ॥ રાક્ષસી કીનરી મહામતિ ॥ તવતુલ્ય શૌભાગ્ય શ્રેષ્ટતા ॥ કોને

ન ભુતો ન ભવિષ્યતિ ॥૯૫॥ પરાત્પર ગુણાતિત પ્રભુ ॥ બ્રહ્માદિ વંદિત નિશદિન ॥ મારા વરદાને કરી સદા ॥ શ્રી કૃષ્ણ હોશે તવ આધીન ॥૯૬॥ રાધિકા તું માહાભાગ્યવતિ ॥ તવતુલ્ય કોન નારીજન ॥ શ્રી કૃષ્ણ સંઘાતે રાધિકા તું ॥ કરશે ગૌલોકમાં ગમન ॥૯૭॥ એમ કહી પાર્વતી અંતર ॥ ધ્યાન થયાં ગયાં તે કૈલાસ ॥ રાધા ગોપીસહ જવા કરે ॥ એહેવે કૃષ્ણ આવ્યા રાધા પાંસ ॥૯૮॥ કૃષ્ણ કિશોર સ્યામસુંદર ॥ દીઠા પીતવસ્ત્ર પરીધાન ॥ રત્નાલંકાર ને વનમાળા ॥ શોભે માલત્તિ માળ ભગવાન ॥૯૯॥ ભક્તાનુ ગ્રહકારી ચંદન ॥ ચરચીતાંગ પદ્મલોચન ॥ રત્નજડીત મુકુટ રાજે ॥ સરદપુનમ ચંદ્રવદન ॥૧૦૦॥ અવ્યક્ત અક્ષર વ્યક્ત સ્વામી ॥ હરી જ્યોતિરૂપ સનાતન ॥ મંગળ મંગળાધાર પ્રભુ ॥ મંગળ પ્રદાતા મુનીજન ॥૧૦૧॥ અદ્‌ભુત તેને જોઈ કરી ॥ સભ્રમ થકી કર્યા પ્રણામ ॥ કૃષ્ણને જોઇને થયાં મુર્છિત ॥ રાધા સર્વાંગ પીડીત કામ ॥૧૦૨॥ જોઇને મુખાંબુજ સુંદર ॥ હર્ષિત વક્રચક્ષુએ કરી ॥ મુખ આચ્છાદન કરે રાધા ॥ વારંવાર લજ્જા મન ધરી ॥૧૦૩॥ ॥ રાધિકા ઉવાચ ॥ તવ પાદપદ્મે મન મારૂં ॥ અલીવત ભ્રમે નીરંતર ॥ મારા પ્રાણનાથ તમો પ્રભુ ॥ સદા હોજો જન્મો જન્માંતર ॥૧૦૪॥ તવગુણ સ્મૃતિ મમચિત્તે ॥ રહે સદા ટળે નહિં જાણ ॥ તવચર્ણાંબુજની ભકિત ॥ આપો દુર્લભ નિરવાણ ॥૧૦૫॥ ॥ ગોપાળિકા ઉવાચ ॥ જેમ રાધાને તેમ મને પ્રીય ॥ થાઓ જન્મોજન્મ માહારાજ ॥ પદ્મ સહસ્ત્રદળ સંયુત ॥ લલિત ક્રીડાર્થ આપો આજ ॥૧૦૬॥ ॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥ ત્રણ માસ વિત્તે તમો સૌ ॥ ક્રીડા કરશો તે મમસાથ ॥ રાસમંડળ વૃંદાવનમાં ॥ રમ્ય કરશું કેહે યદુનાથ ॥૧૦૭॥ હું તમારા પ્રાણ છઊં તમે ॥ માહારા પ્રાણ કહે ભગવાન ॥ વ્રત કર્યું તમો લોક અર્થે ॥ નહીં સ્વાર્થે પ્રીયા સુખદાન ॥૧૦૮॥ મારી સાથે આવ્યા ગૌલોકથી ॥ મમસહ કરશો ગમન ॥ જાઓ સ્વાલય શીઘ્રે સરવે ॥ કરશો મમસહ રમણ ॥૧૦૯॥ એ પ્રકારે કહી હરિ પોતે ॥ ઉભા રહ્યાછે યમુનાતીર ॥ કૃષ્ણમુખ ઇંદુ ગોપાળિકા ॥ જુએ ચક્ષુ ચકોર ત્યાં સ્થિર ॥૧૧૦॥ પછે સ્વાલય ચાલ્યાં ગોપીકા ॥ જયજય વદી વારંવાર ॥ સહાનંદ હરિ શિશુસહ ॥ સ્વભવન ચાલ્યા વિશ્વાધાર ॥૧૧૧॥ ॥ નારદ ઉવાચ ॥ ॥ દેશી ફેર ॥ વ્રતનો પ્રકાર શુંછે કહો ॥ શુંછે નામ ને શું ફળ સ્વામી ॥ ધ્યાન વસ્તુ શુંછે કહોને શું ॥ એ વિશે દક્ષીણા બહુ નામી ॥૧૧૨॥ વ્રત અંતે શું રહસ્ય એમાં ॥ હોય તે કહો સુ મનોહર ॥ પાવન નારાયણી કથા ॥ કહો વ્યાશકૃત એ સુંદર ॥૧૧૩॥ ॥ સુત ઉવાચ ॥ નારદનાં વચન સાંભળી ॥ ને પોતે હસ્યા મુની મહાન ॥ કથા કેહેવાનો આરંભ કર્યો ॥ યોગીંદ્રના ગુરૂ સુખદાન ॥૧૧૪॥ ॥ નારાયણ ઉવાચ ॥ સર્વે વ્રતપ્રકાર સાંભળ ॥ નામ ગૌરીવ્રત મુનીજન ॥ માર્ગશીર માસે

કરે નારી ॥ ફળ સુંદર કાંન્ત આપન ॥૧૧૫॥ પ્રથમ દિવસે ઉપવાસ કરે ॥ નારી સ્વચ્છ વસ્ત્ર સહીતાય ॥ માર્ધ સંક્રાંતિ પ્રાતઃસકાળે ॥ ભક્તિયુક્ત સરીત્રટ જાય ॥૧૧૬॥ સ્નાન કરે નાના વસ્તુએ કન્યા ॥ ખટદેવનું વિધિપુજન ॥ કરે આવાહન ઘટ વિષે ॥ ગણેશ દીનેશ આરાધન ॥૧૧૭॥ વન્હી નારાયણ શિવદુર્ગા ॥ પંચો પચાર પુજન વિસ્તાર ॥ વ્રત આરંભી વાળુ પીંડી કરી ॥ કરે દશભુજા દુર્ગાઆકારે ॥૧૧૮॥ ચંદનાગર કસ્તુરી સહ ॥ કપાળે અર્પિત સીંદુર ॥ દેવીનું આવાહન કરીને ॥ કરી પુટાંજળી શ્રદ્ધાપુર ॥ ॥૧૧૯॥ ભણી મંત્રાદિ પુજા આરંભે ॥ હે ગૌરી શિવ પ્રીયછો જેમ ॥ કૃપા કલ્યાણી કરો હમને ॥ આપો દુર્લભ કાંન્ત સુખ તેમ ॥૧૨૦॥ મંત્ર ભણી ધ્યાય જગદંબા ॥ શામ વેદોક્ત ધ્યાન કરી મન ॥ શુણ નારદ કહું દુર્લભ ॥ ધ્યાન દુર્ગા દુર્ગતિ નાશન ॥ ॥૧૨૧॥ મહંમાધા શિવા શિવપ્રીયા ॥ શિવ વક્ષસ્થળ સ્થિતાસન ॥ પ્રસંનાનને શુલોચન ॥ સદા નવ યોવન સંપન ॥૧૨૨॥ રત્નાભુષણ શોભીત અંગે ॥ રત્ન કંકણ રત્ન કેયુર ॥ રત્નકુંડળ ગંડસ્થળ રાજે ॥ પાદ ભુષિત રત્ન નેપુર ॥૧૨૩॥ માલતી માલક બરીરાજે ॥ ભુષણ યુક્તભાળ સીંદુર ॥ તીલક કસ્તુરી બીંદુસહ ॥ રત્નકીરીટ સુમનોહર ॥૧૨૪॥ મણીંદ્રસાર સંયુક્ત રત્ન ॥ માળા ઉજ્વળ બહુ રાજંત ॥ વળી પારીજાત પુષ્પમાળા ॥ શોભિત આઝાનું પર્યંત ॥૧૨૫॥ બ્રહ્માદિક સ્તવે સદા દેવી ॥ છે પ્રભા કોટી કસ્યપ તન ॥ પકવ બીંબાધર ચંપક વર્ણી ॥ મુકતા પંક્તિ નિંદીત દશન ॥૧૨૬॥ મુકતીદાતા ચંદ્રમુખી દેવી ॥ શિશ પુષ્પ મુકી કરે ધ્યાન ॥ ફરી પુષ્પ ગ્રહી ભક્તિ કરો ॥ ધ્યાન પુજા સહ સનમાન ॥૧૨૭॥ વ્રતી સોડ સોપચાર કરે ॥ પુર્વોક્ત મંત્રે કરી નિરવાણ ॥ પુર્વોક્ત સ્તોત્રેસ્તવી પ્રણમી ॥ કથા સાંભળે ભકતીએ જાણ ॥૧૨૮॥ ॥ શ્રી નારદ ઉવાચ ॥ વ્રતને વ્રત વિધાનફળ ॥ એ સાંભળયું સુખદાય ॥ ગૌરીવૃત સુખકારીએ ॥ પુર્વે કોણે કર્યું રૂષીરાય ॥૧૨૯॥ ॥ વલણ ॥ રૂષિરાય એ વ્રત પુરવે ॥ કોણે પ્રકાશ્યું મહિમા જાણરે ॥ એ સરવે વિસ્તારી કહો સ્વામી ॥ સંદેહ ભંજન નિરવાણરે ॥૧૩૦॥ ॥ કડવું ૫ મું ॥ ॥ રાગ મેવાડાની ચોપાઈ ॥ ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ કુશધ્વજ સુતા વેદવતિ ॥ કર્યું વ્રત એ પુરવે સતી ॥ મહા તિર્થ પુષ્કરે મુનીજન ॥ સમાપ્તી દિવસે થયાછે પ્રસન ॥૧૩૧॥ પ્રગટીત જગદંબા માત ॥ લક્ષયોગીની સહ સાક્ષાત ॥ કોટીભાનુ ધામ રચો પરી ॥ બોલી પ્રસન પરમેશ્વરી ॥૧૩૨॥ ॥ પાર્વતી ઉવાચ ॥ હે વેદવતી તવ કલ્યાણ ॥ માગ ઇચ્છાવર કહું વાણ ॥ તાહારા વ્રતે હું થઈ પ્રસન ॥ તને આપું જે ઇચ્છિત મન ॥૧૩૩॥ પાર્વતીના સાંભળી વચન ॥ વેદવતીનું ચીત્ત પ્રસન ॥ બેહુ હાથ પોતે જોડી કરી ॥ દેવી પ્રત્યે તે વાણી ઓચરી ॥૧૩૪॥ ॥ વેદવતી ઉવાચ ॥ આપો દેવી નારાયણ

સ્વામી ॥ ખંડ·ભક્તિ સદા બહુ નામી ॥ સતિ વાક્ય સાંભળી સાક્ષાત ॥ રથેથી ઉતરી આવ્યાં માત ॥૧૩૫॥ ॥ પાર્વતી ઉવાચ ॥ જગત માતાછો વેદવતી ॥ તમો માહાલક્ષ્મી પોતે સતી ॥ ભુપવીત્ર પાદ રજે કરી ॥ તમો આવ્યાછો વિગ્રહ ધરી ॥૧૩૬॥ લોકકાર્ય અર્થે વ્રત કરે ॥ તારૂં જોઇને વિશ્વ આચરે ॥ જન્મોજન્મ મહા પ્રીયકારી ॥ નારાયણની સદા તું નારી ॥૧૩૭॥ ભાર ઉતરવાને કારણ ॥ વિષ્ણુ ધરણી દેહ ધારણ ॥ રામદાસ રથી પુર્ણ ધામ ॥ દુષ્ટ નિગ્રહ કરવા કામ ॥૧૩૮॥ બ્રહ્મ શ્રાપથી અચ્યુત રામ ॥ મોક્ષ કરવા ભક્ત નિશકામા ॥ અયોધ્યા વિશે વિગ્રહ ધરી ॥ ત્રેતાયુગમાં આવશે હરી ॥૧૩૯॥ મીથીલા વિષે સાધ્વી તું જઈ॥ ધરદેહ શિશુરૂપ થઈ ॥ અયોની સંભવ સીતા સતી ॥ પ્રાપ્ત થશે જનક નૃપતિ ॥૧૪૦॥ સીતાનામ-તારૂં ત્યાં પડશે ॥ રામસહ વિવાહ ત્યાં થશે॥ કલ્પે કલ્પ હરીની તું નારી ॥ કહી ગઈ તે સૈલકુમારી ॥૧૪૧॥ મીથીલા વિષે સાધવી તે ગઈ॥ હલરેખામાં શિસુ થઈ રઈ-ન ભુપે જોઈ નિંદ્રીત લોચન હેમવર્ણ કરતી રૂદન ॥ ૧૪૨॥ ગ્રહીલીધી રદયે કુમારી ॥ તાંહાં ગગને વાણી ઉચારી॥ અયોનીભવ કન્યા અનુપ ॥ ગ્રહી લે તું એ કમળારૂપ ॥૧૪૩॥ થશે જામાત્ર શ્રી ભગવન ॥ શુણી હરખ્યું મુની નૃપ મન ॥ પાળવા નિજકાંતાને જઈ॥ આપી ભુપે હર્ષયુક્ત થઇ ॥૧૪૪॥ સ્વામી પામી તે શ્રી રઘુરામ ॥ વ્રત પ્રભાવે પુરણ કામ ॥ ભુમે પ્રકાશ્યું વૃત એ રીત ॥ કર્યું રાધાએ તે સહ પ્રીત ॥૧૪૫॥ પામી ગોપાંગના ભગવન ॥ એ વ્રત પ્રભાવે મુનીજન ॥ ગૌરીવ્રત મહા વિસારદ ॥ કથા કહી તને મેં નારદ ॥૧૪૬॥ મહી વિષે સદા સુખકારી ॥ કરે એ વ્રત કોઈ કુમારી ॥ તેને સ્વામી શ્રી કૃષ્ણ સમાન ॥ પ્રાપ્ત થાએ સદા સુખદાન ॥૧૪૭॥ એ પ્રકારે કહ્યા મેં નારદ ॥ હરિ ચરિત્ર મહા વિસારદ ॥ ગોપી વસ્ત્ર હરણ વિચારી ॥ એ સરવ લોક સુખકારી ॥૧૪૮॥ ॥ વલણ ॥ સુખકારી એ સર્વ જનને ॥ ગુલાબમા કૃષ્ણ મહિમાયરે ॥ હરિ કૃપાએ માન કહે પુર્ણ ॥ થયો સતાવીશમો અધ્યાયરે ॥૧૪૯॥ ॥ ઇતિશ્રી ॥

## અધ્યાય ૨૮ મો.

॥ કડવું ૧ લું ॥ ॥ રાગ વેરાગની ચોપાઈ॥ ॥ શ્રી નારદ ઉવાચ ॥ હરિસહ વિતે ત્રણ માસ ॥ કહો નવ સંગમ સુખરાસ ॥ વૃંદાવનમાં કોણ પ્રકાર ॥ હરી એકને ગોપી અપાર ॥૧॥ સુત ઉવાચ ॥ સાંભળી નારદનાં વચન ॥ પોતે નારાયણ રૂષિજન ॥ હસી કરી પ્રસન વદન ॥ કહે નારદને ભગવન ॥૨॥ ॥ નારાયણ ઉવાચ ॥ હરિ પોતે ગયા વૃંદાવન ॥ મધુ સુક્લત્રયો દશીદીન ॥ ચંદ્રોદય ત્રીધાવાયુ પુર ॥ કરે મધુપશબ્દ મધુર ॥૩॥ નવ પલ્લવ પુષ્પ સભર ॥ વ્રક્ષ શોભે મહામનોહર ॥ ચંદનાગરૂ કસ્તુરી વાસીત ॥ કર્પુર કુંકુમ સમન્વીત ॥૪॥ તાંબુળ ભોગ દ્રવ્ય પુષ્પીત ॥

રતિયોગ્ય સુતલ્પ રચીત ॥ રત્ન દીપસુ ધુપ વિસાળ ॥ નાના પુષ્પ સુસોભીત માળ ॥५॥ રાસમંડળ વર્તુળાકાર ॥ ચંદનાદી સુગંધ અપાર ॥ સરોવર સપદ્મ સોભીત ॥ હંસાજળ કુકુટ કુંજીત ॥६॥ ક્રીડા સર હરીનુ ગંભીર ॥ સુધ સુભ્ર સુનીર્મળ નીર ॥ દધિ સુકલ ધાન્ય લાજા ન્વીત ॥ બહુ કંદળી સ્થંભ સોભીત ॥७॥ આમ્ર પલ્લવ સંયુક્ત બ્રાજે ॥ નાળીએરી ફળ સહરાજે ॥ રાસમંડળ સુખ સદન ॥ હરખ્યા જોઈ તે મધુસુદન ॥८॥ કર્યો મોરલી નાદ ત્યાં ભારી ॥ ગોપીકાં કામવર્ધનકારી ॥ રાધા સાંભળી મદનાતુર ॥ તાલતાન મગ્ન મનપુર ॥९॥ ફરી થઇ ચેતન સુણીધુની ॥ ઉઠી સોભીત મન તે મુની ॥ ત્યાગી કર્મ તે નીકળી બાહાર ॥ ચાલી જોતી કરતી વિચાર ॥१०॥ રત્નાભુષણ પ્રકાશમાન ॥ હૃદે કૃષ્ણ પદાંમ્બુજ ધ્યાન ॥ મન ત્રાસનકો જાણે મર્મ ॥ કામમોહે ત્યાગ્યો કુળધર્મ ॥११॥ તેત્રીસે ગોપી વય સમાન ॥ મુખ્યછે રાધાને પ્રીય માન ॥ તેની પુંઠે ગતીછે જેની ॥ સમરૂપ સંખ્યા કહું તેની ॥ १२॥ સોળ હજાર સુશોળા સંગ ॥ તેર સહસ્ત્ર ચંદ્રમુખી અંગ ॥ કુંતિવય સાથે દસ હજાર ॥ ચૌદ યમુનાસહ નીર્ધાર ॥१३॥ નવ સહસ્ત્ર જાહ્નવ વિસાથ ॥ એમ અસંખ્ય ગોપી મુનીનાથ ॥ સર્વ એકત્ર થઇને રહી ॥ ગોપીકાહસ્ત સામગ્રી ગ્રહી॥१४॥ કોઈ માળા ચંદન હસ્તધારી ॥ શ્વેત ચામરકો સુખકારી ॥ કસ્તુરી ગ્રહી ચાલી કો સાથ ॥ કોઇએ કુંકુમ લીધું હાથ ॥१५॥ કોઇ ગોપીકા તાંબુળ ગ્રહી ॥ કોઇ વસ્ત્ર ભુષણ લઈ રહી ॥ ચાલી માર્ગ રાધા વેસધારી ॥ જય જય હરી શબ્દકારી ॥१६॥ રમ્ય રાસમંડળ દર્શણ ॥ મનમાં સમર્યા અસર્ણા સર્ણ ॥ પુષ્પીત દ્રુમ નિર્જન સ્થાન ॥ વહે વાયુ ત્રીવિધ સુખદાન ॥१७॥ મુની મોહન સોભા અપારી ॥ નારીને કામ પ્રાગટ્ય કારી ॥ સુણી ત્યાં કોકીલ કળધુંની ॥ અલીરવ મનોહરમુની ॥१८॥ સુ સોભીત છે સુંદર સ્થળા॥પેઠી રાધીકા રાસમંડળા॥१९॥ વલણ॥ રાસમંડળ પ્રવેશી રાધા ॥ શખી સહ કૃષ્ણ પદ ધ્યાનરે ॥ આવતાં સનમુખ જોયાં રાધા ॥ આનંદ યુક્ત શ્રી ભગવાંનરે ॥२०॥ કડવું બીજું ॥ રાગઆસાવરી॥ મદનાતુર પ્રિતિ સહીતજી॥ સખી મધ્યે ભૂષણ ભુષિતજી॥વક્રલોચન દીવ્ય વસનજી॥ગજગામીની મુની મોહનજી ॥२१॥ ઢાળ॥ મોહનમુની રૂપ સુંદર ॥ નવયોવન અંગ મનોહર ॥ શ્રોણીત ભરની તંબ સોભે ॥ કૃષ્ણ ચરણે મન તત્પર ॥२२॥ ચારૂ ચંપકવર્ણ સોભીત ॥ સરદચંદ્ર રાજીતાનંન ॥ માલતી માલ સંયુત સોભે ॥ સુકબરી રાજીવલોચન ॥२३॥ રાધીકાએ ત્યાં કૃષ્ણ દીઠા ॥ કીશોરવય શ્યામ સુંદર ॥ નવયોવન સંયુત સોભે ॥ વક્રચક્ષુ જુએ પ્રેમભર ॥२४॥ પરમાદ્ભૂત અનુપરૂપ ॥ વિચિત્ર વેશ સર્વજ્ઞ મતિ ॥ વારંવાર જુએ વક્રચક્ષુ ॥ મુખ ઢાંકી લજ્યા કરી સતી ॥२५॥ મુર્છા પામી તે કામ પીડીત ॥ પુલકાંચિત હતચેતન ॥ કટાક્ષ કામબાણે મુર્છિત ॥ પડયા ન રહ્યા શ્રી ભગવન ॥२६॥ મોરલી પડી છે હાથ થકી ॥

ક્રીડા કમળ પડયું ઉજવળ ॥ ઉપર પીત વસન પડયું ॥ સીખી પીછ પતન તે. થળ ॥૨૭॥ ક્ષણે કે ચેતન થઇ કરી ॥ રાધા પાસે ગયા ભગવાંન ॥ હૃદય લીધી, માહા પ્રી- તિએ ॥ કયું તે આલીંગન ચુંબન ॥૨૮॥ શ્રી કૃષ્ણના સ્પર્શ માત્રે કરી॥ મુની ચેતનતા પામી સતી॥ પ્રાણાધીક પ્રાણનાથ સંગે॥ સદાં અલૌકીક છે પ્રિતિ ॥૨૯॥ કામ શાંન્તિ રાધા સહ કૃષ્ણ ॥ ગયા રશીક રતી મંદીર ॥ રત્નદીપક રત્નદર્પણ ॥ ચંપક ચંદના- ન્વીત સમીર ॥૩૦॥ કર્પુર તાંબુળ ભોગ દ્રવ્ય ॥ સુભ સ્થાને રાધા ભગવાંન ॥ રહ્યા રાધા તાંબુળ આપે ॥ તે આરોગે ભકત સુખદાન ॥૩૧॥ રાધાને તાંબુળ આપી પોતે ॥ રાધા ઉચીષ્ટ માગે શ્રી નાથ ॥ આપે નહિ રાધા વીનય કરે ॥ નમી પાદામ્બુજે જો- ડી હાથ ॥૩૨॥ પછી વિહારાર્થે રતી તલ્પે ॥ જઇને કર્યું સહ સ્પંન ॥ શૃંગાર અષ્ટ- વિધ વિપરીતાદી ॥ સુજ્ઞકામ સાસ્ત્ર ભગવન્ન ॥૩૩॥ નખ દંતને કર પ્રહાર ॥ યથોચીત કરે સુખાકર ॥ અધરામૃત કરે ચુંમન ॥ અષ્ટ પ્રકાર રશીકેસ્વર ॥૩૪॥ અંગોઅંગ આ સ્લેશણ કરે ॥ સહકામીની સુખ ભવન ॥ શૃંગાર કુશળ યુગ્મરતી ॥ યુદ્ધ વિરામ ન બેહુ જન ॥૩૫॥ એ પ્રકારે કરે સર્વસ્થાને ॥ રમણ વિવિધ મૂર્તિ ધારી ॥ સર્વ ગો- પાંગના સહ પ્રભુ ॥ રાસમંડળમાં મોરારી ॥૩૬॥ અભ્યંતર રતી બહીર ક્રીડા ॥ કરે ગોપીસહ સુભસ્થળ ॥ નવલક્ષ ગોપીસહ કૃષ્ણ ॥ લક્ષ અરાડ રાસમંડળ ॥૩૭॥ કેશ વસ્ત્ર વિછીન ભુષણ॥ મુર્છીત ક્રીડા તતપર ॥ કીંકણ કીંકણીનુપુરનો॥ થાયે સુશબ્દ ની- રંતર ॥૩૮॥ સ્થળ ક્રીડા કરી જળ વિષે ॥ કરે ક્રીડા શાંત અંતઃકરણ ॥ જળથી નીકળી વસ્ત્ર પેહેરી ॥ જુએ મુખ રત્ન દર્પણ ॥૩૯॥ ચંદનાગર કસ્તુરી ચર્ચિત ॥ સૌ તાંબુળ આપી કરધરી ॥ કોઈ મત્ત કામાતુર ગોપી ॥ કૃષ્ણને આકર્ષે બળ કરી ॥૪૦॥ કોઇ કામ મત્ત માધવને ॥ હાસ્ય કરી કરે દીધાંબર ॥ ફરી વસ્ત્ર આપી ગ્ર- હી સ્વામી ॥ ને કરે ચુંબન બિંબાધર ॥૪૧॥ વક્રચક્ષુ મુખ ચંદ્ર સ્તન ॥ ઉનન્ત દર્શાવે કામ મત્ત ॥ કોઇ કેસ સુધારી સુમન ॥ અર્પે માલતી માળ સંયુત ॥૪૨॥ કોઇ મયુર પીછ ધરે કોઇ ॥ ગુંજાશ્રવણ ભુષણહાર ॥ કો પ્રેમવર્ધન હેતુ કરે ॥ વિવસ્ત્ર કૌતુક વારં- વાર ॥૪૩॥ કોઈ નૃત્ય કરેછે ગોપીકા ॥ હર્ષયુકત કરે કોઇ ગાન ॥ કૌતુકી કરે કોઇ ગોપીના ॥ વસ્ત્રા કર્ષણ શ્રી ભગવાન ॥૪૪॥ કોઇને નગ્નાંગ કરી કોને ॥ બાંધે ક્ષેપણ કરી વસન્ન ॥ શ્રી કૃષ્ણ રાધાને કરગ્રહી ॥ કરે વક્ષસ્થળે સ્થાપન ॥૪૫॥ કબરી રં- મ્ય કરે તેહેની ॥ હાસ્ય ભાષણ કરે મધુર ॥ નાના વિધના કુસુમ ગુંથે॥ કસ્તુરી બિંદુ સહ સિંદૂર ॥૪૬॥ ભાલ લલિત કરી પ્રયત્ને ॥ ગ્રહી પદ પેરાવે નેપુર ॥ ભુષણ ભૂષીત કરીકરે ॥ ચંદન અર્ચન અંગ તેપુર ॥૪૭॥ માલતી માલ આપીને કરે ॥ શ્રી હરિચં- દન વારંવાર ॥ સુંદર નેત્રે કરે અંજન ॥ શોભીત નીળ કમળા કાર ॥૪૮॥ ગજમુકતા

ધરે નાસીકાએ ॥ બિંબ અધર ડેરી દસવે ॥ સુંદર સરીતા તટે તટે ॥ કરે વિહાર સ્થાન નિર્જને ॥૪૯॥ વલણ ॥ નિર્જન સ્થાને ક્રીડા કરીને ॥ સૌ આવ્યા રાસમંડળ માંઝારે ॥ રાસેશ્વર પુર્ણ રાસ કરે ॥ પુર્ણ કરવા ગોપી ઇચ્છાયરે ॥૫૦॥ કડવું ત્રીજું રાગ સારંગની ચોપાઇ ॥ રાસમંડળ સોભા સહીત ॥ ત્રીધાવાયુ સુંદર વહીત ॥ અલી ધ્વની કોકીલ કુંજીત ॥ બહુ મુર્તિ હરીએ નીર્મીત ॥૫૧॥ પરમગુરૂ યોગીના હરી ॥ પોતે કરેછે શૃંગાર ફરી ॥ નખદંત પ્રહાર પ્રકારી ॥ હરી ગોપીકાના ચીતહારી ॥૫૨॥ કંકણ કીકીણી વીસારદ ॥ થાયે નેપુર શબ્દ નારદ ॥ કૃષ્ણ કરકુચ પરધરી ॥ નખચીત્ર કરેછે શ્રી હરી ॥૫૩॥ નવવીધ આલીંગન સાર ॥ કરે ચુંબન અષ્ટ પ્રકાર ॥ સોડ સવીધ કરે શૃંગાર ॥ ગોપીકેશ્વર વિશ્વઆધાર ॥૫૪॥ અંગ પ્રત્યે અંગ ભગવન ॥ કરે કામીની સહ આલીંગન ॥ નારીની સોડસ કળા જાણ ॥ છે શૃંગાર પ્રકાર પ્રમાણ ॥૫૫॥ કળાભેદે સોળ નીરૂપીત ॥ સર્વ જાણે કામશાસ્ત્ર વીત ॥ ગોપીકા સહ પોતે ગોપાળ ॥ સુષ્ઠુ શોભે શ્રી કૃષ્ણ કૃપાળ ॥૫૬॥ જોવા રાસ પુરણ આતુર ॥ સકળત્ર આવ્યા સુરઅસુર ॥ સુવર્ણ રથ માંહે રાજીત ॥ સહ સ્વજન પુલકાંચીત ॥૫૭॥ ઋષિમુની સીદ્ધ વિદ્યાધર ॥ પીત્ર રાક્ષસ યક્ષ કિન્નર ॥ ગંધર્વ સર્વ નારી સમાજ ॥ યુકત આવ્યા જોવા વૃજરાજ ॥૫૮॥ દિવ્યસ્યંદન તે આરોહિત ॥ મણીરત્ન જડીત સોભીત ॥ સ્વેતચામર દર્પણરાજે ॥ સતચક્ર ચિત્ર બહુ ભ્રાજે ॥૫૯॥ રત્નકળસ શ્વેત નીર્માણ ॥ આવ્યા સંભુ ઉમાસહ જાણ ॥ વામેકાળ ભૈરવ સુંદર ॥ દક્ષિણ પાસે નંદી કેસ્વર ॥૬૦॥ અગ્રેસડાનન સોભે ઇશ ॥ સહાનુજ દેવ ગણાધીસ ॥ હર વક્ષસ્થળે દુર્ગાસ્થીત ॥ આવ્યા બ્રહ્માસાવીત્રી સહીત ॥૬૧॥ વામ પાસેછે સપ્તરૈષય ॥ દક્ષિણ ભાગે સનકાદય ॥ સ્વર્ણરથે આવ્યા ધર્મ જાણ ॥ સર્વ કર્મના સાક્ષી પ્રમાણ ॥૬૨॥ તેને વક્ષસ્થળે સ્થીત સતી ॥ કૃષ્ણ રાસ તે પુર્ણ દ્રસ્યતિ ॥ પાર્શદ વેષ્ટીત ચહુપાસ ॥ જ્વળીત બ્રહ્મ તેજ પ્રકાશ ॥૬૩॥ સચી સહ આવ્યા વિબુધેસ ॥ રોહીણી સહ આવ્યા નીશેષ ॥ સ્વાહા સહ પાવક આવેસ ॥ સંજ્ઞયાસહ આવ્યા દિનેસ ॥૬૪॥ આવ્યા કામદેવ રતીસહ ॥ સકળત્ર આવ્યા સર્વ ગ્રહ ॥ સહસ્ત્રી દીકપાળ આકાસ ॥ રહી જુએ છે સૌ સુખરાસ ॥૬૫॥ જોઇ મોહ પામ્યા ત્યાંહાં કોઇ ॥ કોઇ મુર્છા પામ્યા રાસ જોઇ ॥ સર્વ સૂર કરે આહ્લાદીત ॥ કુસુમવૃષ્ટિ ચંદનાન્વીત ॥૬૬॥ ચંદન પુષ્પે કૃષ્ણ અર્ચય ॥ મુનીસ્વર વદે જય જય ॥ રાધા સહ કૃષ્ણ પુર્ણ રૂપ ॥ ગોપી સહ માયા કૃષ્ણ અનુપ ॥૬૭॥ રાધા કૃષ્ણ ક્રીડા જળે કરી ॥ જળ રાધાને આપે શ્રી હરી ॥ રાધીકા આપે અંજળી ભરી ॥ તેનું વસ્ત્ર ગ્રહી લીધું હરી ॥૬૮॥ અવસ્ર કરી માલ છેદન ॥ કરે શ્રી હરી જળ તાડન ॥ ધોવાયુ ચંદનાં ગલેપન ॥ ગયું કાજળ નેત્ર અંજન ॥૬૯॥ ગ્રહવા વસ્ત્ર ધસી સુંદરી ॥

જળાંન્તરે ગેઆ ત્યાંહા હરીા કોપી ગોરલી દૂર ક્ષેપન ।। ફરી ગ્રહ્યું તે પીત વસ્ત્રાવ્યાં ભક્તાધીન રતી સુખદાન ।। દીધાંબર કર્યા ભગવાંન ।। હરી તેને આકર્ષણ કરી ।। લીધી વક્ષસ્થળે કર ધરી ।।૭૧।। કરે ચુંબન તે વારંવાર ।। ગોપી સહ કૌતુક અપાર ।। નાના વીધ ક્રીડા કરી નીર ।। દીધાંબર ગયા સહ તીર ।।૭૨।। કરી હાસ્ય માધવ પ્રસન્ન ।। આપ્યાં રાધાને માલ વસન્ન ।। પછી બંશી વસ્ત્ર રાસેસ્વરી ।। આપ્યાં શ્રી કૃષ્ણને કર ધરી ।।૭૩।। લઈ કસ્તુરી કુંકુમાન્વીત ।। સરવાંગ ચંદન ચર્ચિત ।। પુષ્પ ભુષણ ભુષિત કીન ।। શ્રી કૃષ્ણ પ્રેમભક્તિ આધીન ।।૭૪।। હરિ વિવિધ પુષ્પ લઇ કર ।। રાધા કબરી રચી મનોહર ।। માલતી માલા સુસોભામાન ।। રાધાને પેહેરાવે ભગવાંન ।।૭૫।। ધર્યાં કર્ણે કુંડળ વિશાળ ।। સિંદુર કસ્તુરી બિંદુભાલ ।। લીધાં હૃદયે પ્રેમ અપાર ।। કરે ચુંબન તે વારંવાર ।।૭૬।। વારંવાર આલીંગન કરી ।। રાધા ગળે માલ હરીધરી ।। નાના વિધભૂષણ ભૂષીત ।। ચરણે નેપુર મુખ રીત ।।૭૭।। તેમ માયા કૃષ્ણ ગોપી જાણ ।। ભિન્ન ભિન્ન રહ્યાં નીરવાણ ।।૭૮।। વલણ ।। નીરવાણ જળ ક્રીડા કરીા હરીજન પાવન ભૂતળે ।। કામમત સુંદર સરવોાફરી ગયાં તે રાસમંડળે ।।૭૯।। કડવું ચોથું ।। રાગ રામગ્રી પુર્ણ ઇંદુ ચંદ્રીકા સહીતજી ।। રતી યોગ્યને જન રહીતજી ।। માધવી કેતકી માલતીજી ।। મલીકા કુંદ જોઇને સતીજી ।।૮૦।। ઢાળ ।। સતી જોઇ સુરેલી કૃતતે ।। પુષ્પ કરવા માળ ઇશ્વરી ।। સુંદર મનોહર રાધીકા ।। સેવા ગોપી નીયોજ કરી ।।૮૧।। કોઇની યોગ્યમાળા કારણ ।। કોઇ તાંમ્બુળ કરવા કાજ ।। કોઇ ચંદન ઘર્ષણ અર્થે ।। ચંદન માલા તાંબુલસાજ ।।૮૨।। ગોપીદત્ત લઇને સુંદરી ।। પ્રિતિએ કૃષ્ણને અર્પિત ।। હાસયુક્ત જુવે વક્ર નેત્રે ।। કરે નૃત્ય ગાન સુરીત ।।૮૩।। મૃદંગ મુરજાદી વિવિધ ।। વાજીંત્રે કરી કો નીયોજન ।। એ પ્રકારે કરે રાસલીલા ।। નાનાવિધ સહ ભગવન ।।૮૪।। ગોપી નિંદ્રીત જોઇ કરીને ।। હરિ કરેછે હાસ્ય રમણ્ય ।। તેહેની સાથે ક્રીડા કરે ।। ને મુખ મુકેલછે ભક્ષણ ।।૮૫।। દુર રહી ઊંચે સ્વરે હસે ।। કરે કૌતુક બહુ પ્રકાર ।। સર્વત્ર નિર્જનસ્થાન વિષે ।। મનોહર માધવ વિહાર ।।૮૬।। સુંદર પુષ્પ વિમાન વિષે ।। સરવીષે વિવિધ વિધાન ।। રમ્ય પર્વત ગુફા વિષે ।। નદી વિષે ક્રીડા ભગવાંન ।।૮૭।। અસંખ્યરૂપ કૃષ્ણ થઇ પોતે ।। અનંન્ત ગોપીઓની માંહે ।। નારી વાંચ્છીત જે સ્થાન વિષે ।। તેત્રીસે વનછે જ્યાંહે ।।૮૮।। ભાંડીર, શ્રીવન, કદંબવન, ।। તુળશી, કાનન, કુંદવન ।। ચંપકાનન નિમીસારણ્ય ।। મધુવન જંબીરકાનન ।।૮૯।। નાળીએર વન પુગવન ।। કંદળીવન બદરી. માંહે ।। વાંસવન ડાડી મકાનના।।અસ્વથ કાનન બીલ્વ તાંહે।।૯૦।।નારંગવન મંદારવન ।। તાલ વનને આમ્ર મોઝાર ।। કેતકી કાનન અસોકવન ।। ખજુર કાનનમાં વિહાર ।।૯૧।। આમ્રતકને જંબુગહન ।। સાળકાનન કંટક વન ।। પદ્મ કાનનને જાતીવન ।। નેગ્રોધ વન

[illegible] [illegible] ॥९२॥ श्री अंकने महद केसर ॥ सर्वथकी विलक्षण सार ॥ [illegible] प्रकारे काम क्रीडा ॥ दीवानिशी कौतुक अपार ॥९३॥ तथापि मन नहीं पुरण ॥ नहीं कींचीत पामे विराम ॥ शृंगारे करी नहीं निवर्त्ती ॥ शांन्त थाये न कामनी काम ॥९४॥ कामाग्नि [illegible] क्रीडा थकी ॥ जेम वन्ही वृद्धि घृत धार ॥ देव देवी गया निज गृहे ॥ मुनी स्वाश्रम हर्ष अपार ॥९५॥ सर्व जाय प्रसंसा करता ॥ सहर्ष विस्मय वारंवार ॥ नृप ग्रहे सौ देवीओ जन्मी ॥ इच्छा करी कृष्ण शृंगार ॥९६॥ ॥ वलण ॥ शृंगार रासलीला कृष्णनी ॥ कहे नारदने रुषिरायरे ॥ गुलाबकुंवर मान कहे ॥ थयो अठावीसमो अध्यायरे ॥९७॥ ॥ इतीश्री ॥ ॥ ब्रह्म ॥ ॥ माहा ॥

## अध्याय २९ मो.

॥ कडवुं १ लुं ॥ ॥ राग देशाखनी चोपाई ॥ ॥ नारायण उवाच ॥ को कृष्ण जोई वक्रलोचन ॥ कहे आपो मालती सुमन ॥ को के चालो कृष्ण मने लई ॥ को हरी स्कंधे वळगे जई ॥१॥ कोदर्प मत्त कहे कृष्ण आवो ॥ पीतवस्त्र तमारुं पेहेरावो ॥ कोई कहे माहारी शीर्ष हरी ॥ निज हस्ते सुधारो कबरी ॥२॥ करे शामश्या नेत्र सरोज ॥ मीथुनार्थ जोई मुखांम्बुज ॥ मोरली हरीना कर धरी ॥ कोइए ग्रही लीधी बळ करी ॥३॥ कोई ग्रही लइ पीत वसन ॥ हीन वस्त्र कर्या भगवन ॥ कोई बोली ते प्रेम वीहवळ ॥ नाना चीत्र करो गंडस्थळ ॥४॥ मारा स्तनपर चीत्रो मण ॥ करो श्री कृष्ण अशर्णाशर्ण ॥ को कहे हे कृष्ण करधरी ॥ सेंथे सींदुर पुरोने हरी ॥५॥ अनुमान करी भगवत ॥ तांहां सर्वने जोई प्रमत्त ॥ कृष्ण राधिकाने लई साथ॥अंतरध्यान थया विश्वनाथ ॥६॥ पर्वत पर्वते प्रवेसन ॥ रम्यद्वीप द्वीपे निरंजन ॥ पुष्पभद्रा शुकावेरी तीरा॥ कुंद वने त्रीवीध समीर ॥७॥ सर्वत्र रमण राधा साथ ॥ मळआचळे गया श्री नाथ ॥ सयः पुष्प मय त्यांहां करी ॥ राधीकसह रमे श्री हरी ॥८॥ सुख संभोगथी सह स्वामी॥मुनी तेथी राधा मुर्छा पामी ॥ कृष्णे रदे लीधी प्रीया प्राण ॥ पुलकांचीत वीग्रह जाण ॥९॥ जोई मुर्छीत तेने श्री हरी ॥ वस्त्रहीन पीन पयोधरी ॥ कामातुर सर्वांग सीथळ ॥ छुटो केश पडीछे वीव्हळ ॥१०॥ स्वजनने सदा सुखदान ॥ चेतन करी श्री भगवान ॥ तेने आरोपी मालती माळ ॥ सहकुंदना पुष्प विशाळ ॥११॥ शुभ भाळे तिलक सींदुर ॥ स्तन गंडस्थळ चीत्रपुर ॥ तेने उठाडीने लई साथ ॥ सरोवरे गया व्रजनाथ ॥१२॥ वीराजित विविध कमळ ॥ शुभ्र स्वच्छछे पुरणजळ ॥ हंश आदि नानाविध जंत ॥ अलिजळ कुकुट रहंत ॥१३॥ सह स्नान जळक्रीडा करी ॥ जळ राधाने आपे श्री हरी॥ राधा माधवने आपे जळ ॥ पछी हरी ग्रहेछे कमळ ॥१४॥ एक आप्युं राधिकाने हाथ॥ एक राखी रमे यदुनाथ ॥ चंदनागरु निजांगेधर ॥ राधिकांगे करे राधेश्वर ॥१५॥

ચાલ્યા આગે જોયા વડઆર ॥ ઊંચી શાખા અતિ વિસ્તાર ॥ મુળે છાયા યોજન પ્રમાણ ॥ કેતકી વન સમીપ જાણ ॥૧૬॥ હરી બેઠા ત્યાં સુખ આસન ॥ સુરભીકૃત વહે પવન ॥ છે વિચીત્ર વન પુરાતન ॥ હર્ષી રાધાને કહે ભગવન ॥૧૭॥ એટલામાં તાંહાં મુનીજન ॥ આવ્યા દીઠા પ્રસન વદન ॥ મુની રદે જોયા વિશ્વાધાર ॥ ધ્યાંન રહિત દીઠા તે બહાર ॥૧૮॥ બ્રહ્મરૂપ અષ્ટાવક્ર નામ ॥ યોગીંદ્ર જટીલ તપ ધામ ॥ બ્રહ્મચર્ય પોતે ધરી દેહ ॥ નખ કેશ દીર્ઘશાંન્ત તેહ ॥૧૯॥ ભક્તિયુક્ત હાથ જોડી કરી ॥ મુનીને પ્રણમ્યા પોતે હરી ॥ હશી રાધીકા જોઈ બ્રાહ્મણ ॥ તેને કરી હરી નીવારણ ॥૨૦॥ કૃષ્ણે કહ્યો મુનિ મહિમાય ॥ મુનીએ પ્રણમ્યા વ્રજરાય ॥ પુર્વે સ્તોત્ર આપ્યું ઉમા ઇશ ॥ તેણે સ્તવે હરીને મુનીશ ॥૨૧॥ ॥ અષ્ટાવક્ર ઉવાચ ॥ ગુણાતીત હરી ગુણાધાર ॥ ગુણબીજ પ્રભુ ગુણાકાર ॥ ગુણજ્ઞ છો પોતે ગુણીશ ॥ નમું નારાયણ જગદીશ ॥૨૨॥ સીદ્ધી બીજને સીદ્ધિ સ્વરૂપ ॥ નમું સિદ્ધિ નિયંતા અનુપ ॥ નમું નાગયાગ વેદ્બ્રહ્મ ॥ બ્રહ્માનંતને ધર્મ મહેશ ॥૨૩॥ ઇંદ્રાદીકના ઇશ અનુપ ॥ નમું સર્વેશ્વર સર્વ રૂપ ॥ પ્રકૃતિશને પ્રકૃતિધર ॥ પ્રકૃતિ અંશ પરાત્પર ॥૨૪॥ વૃક્ષ સંસારને બીજ ફળ ॥ નમું શ્રી કૃષ્ણ રૂપ સકળ ॥ તેજ રૂપ નમું નિરાકાર ॥ નમું સ્વેચ્છામય સર્વાધાર ॥૨૫॥ એમ કહી મહિ ધરી શિશ ॥ પડયા ચર્ણાંબુજે તે મુનીશ ॥ પ્રાણત્યાગ કરી મુનીજન ॥ યોગે કરી થયા તે પતન ॥૨૬॥ પાદપદ્મ સમીપમાં તેહ ॥ દેવરૂષિ અચેતન દેહ ॥ માહા મુનીનું તેજ ઉથાન ॥ થયું હિમાગ્નિ શીખા સમાન ॥૨૭॥ ઉર્ધ્વતા સપ્ત તાડ પ્રમાણ ॥ ભમીલીન પદાંબુજે જાણ ॥ અષ્ટાવક્ર કૃત સ્તોત્ર એહ ॥ પ્રાતઃઉઠી ભણે જન જેહ ॥૨૮॥ પરંમોક્ષ તેને નિરવાણ ॥ પ્રાપ્ત થાયે અસંસઅ જાણ ॥ પ્રાણાધીક સ્તોત્ર વિસારદ ॥ મુમુક્ષુને સદાએ નારદ ॥૨૯॥ પુર્વે સ્તોત્ર આપ્યું કૃપા કરી ॥ સંકરને વૈકુંઠમાં હરિ ॥૩૦॥ ॥ વલણ ॥ હરિ પુજન કરે પોતે ॥ ગુલાબમા સુખદાયરે ॥ કૃષ્ણ કૃપાથી માન કહે થયો આગણત્રીસમો અધ્યાયરે ॥૩૧॥ ॥ ઇતીશ્રી ॥

## અધ્યાય ૩૦ મો.

॥ કડવું ૧ લું ॥ ॥ રાગ સામેરી ॥ ॥ શ્રી નારદ ઉવાચ ॥ એ અદભુત રહસ્ય મુનીસજી ॥ તવ પ્રસાદે સાંભળયું ઇશજી ॥ મુની મર્ણ થયા પછી સ્વામીજી ॥ શું કરતા હવા બહુ નામીજી ॥૧॥ ॥ ઢાળ૦॥ ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ બહુ નામી જોઈ મૃત મુની ॥ ઉડયા કરવાને સતકાર ॥ હૃદે દેહ લઈ રૂએછે કૃષ્ણ ॥ યજ્ઞ નર સમાન અપાર ॥૨॥ રૂધિર માંસ રહિત છે ॥ માહા મુનીંદ્રનું શરીર ॥ છ હજાર વરસ કર્યુંછે ॥ તપ નિરાહાર મુનીધીર ॥૩॥ દગ્ધ લોહીતને માંસ અસ્તિ ॥ પ્રજ્વળીત જઠરાગ્નિ કરી ॥ માહાત્મ મુની રહ્યા ચિતવૃત્તિ ॥ સદા શ્રી હરિ ચરણે ધરી ॥

॥૪॥ ચંદન કાષ્ટે ચિતા રચીને ॥ ઉપર સબ કર્યું સ્થાપન ॥ અગ્નીએ કરી જ્વળીત ચીતા ॥ ક્ષણ મુર્છીત મધુસુદન ॥૫॥ દેહ ભષ્મ થઈ પુષ્પ વૃષ્ટિ ॥ ગગન સ્વર્ગ દુંદુભી વાજે ॥ એટલામાં ત્યાં રત્ન નિર્મિત ॥ રથ વસ્ત્ર આચ્છાદીત રાજે ॥૬॥ પાર્સદ યુક્ત શ્રી કૃષ્ણ તુલ્ય ॥ આવ્યો ગૌલોકથી હરિ સમીપ ॥ સેવક રથથી હતરીને ॥ સર્વે પ્રણમ્યા રાધીકા ધીપ ॥૭॥ કૃષ્ણ દેહ ધરી નમી મુની ॥ ગયા રથપર બેશી કરી ॥ ગૌલોક ગયા જોઈ મુનીને ॥ થઈ વિસ્મે પુછે રાસેસ્વરી ॥૮॥ ॥ રાધીકા ઉવાચ ॥ સર્વાંગવંક શ્રેષ્ટ મુનીકો ॥ એ તપસ્વી માહા તેજસ્વીન ॥ કેમ નિકળી ભષ્મ દેહથી ॥ થયા તવ પાદામ્બુજ લીન ॥૯॥ રથે બેસી ગૌલોક ગયા તે ॥ તમો રોયા પોતે સ્વાત્મા રામ ॥ નેત્રાંસુ પુર્ણ સત્કાર કર્યો ॥ મને કહો સર્વ સુખધામ ॥૧૦॥ રાધીકાનાં વચન સાંભળી ॥ પોતે હશ્યા મધુસુદન ॥ કથા કહેવાને કર્યો આરંભ ॥ યુગાંન્તરની મુનીજન ॥૧૧॥ ॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥ અષ્ટાવક્ર વિખ્યાત મુની ॥ બહુ કાળના મમજન ॥ માહા જસવાન જ્ઞાની પોતે ॥ મુનીદ્ર વિખ્યાત ત્રીભુવન ॥૧૨॥ શ્રી કૃષ્ણનાં વચન સાંભળી ॥ વિચારી બોલ્યાં રાધીકા વાણ ॥ વિસ્તારી સર્વ કહો સ્વામી ॥ મુની ઉદભવ યસ પ્રમાણ ॥૧૩॥ ॥ રાધીકા ઉવાચ ॥ વેદ કરતા છો સ્વામી તમો ॥ વિધાતાના જનક સૌશ્રેષ્ટ ॥ માહા વિશ્નુ ઇશ્વર તમોથી ॥ અન્ય કોણ વકતા જગ શ્રેષ્ટ ॥૧૪॥ રાધીકાનાં વચન સાંભળી ॥ શ્રી કૃષ્ણ થયા મન પ્રસન્ન ॥ પરમાદ્ભુત ગુપ્ત રહસ્ય ॥ કહે રાધાને જગજીવન ॥૧૫॥ ॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥ શુંણકાંન્તા ઇતિહાસ કહું ॥ પુરાતન સુણે પાપધ્વંશ ॥ વિશ્નુ નાભીપદ્મે થયા બ્રહ્મા ॥ માહા મળયાંતે મમઅંશ ॥૧૬॥ ચાર પુત્ર માનશી થયા તેને ॥ નારાયણ અંશ સુખધામ ॥ સી પુપંચ વરસી સર્વદા ॥ દીગાંબર તત્વજ્ઞ નિષ્કામ ॥૧૭॥ સનક સનંદ સનાતન ॥ સનત કુમાર મુનીજન ॥ તેને કહ્યું બ્રહ્મા એ કરો સ્રષ્ટી ॥ તે ન રહ્યા ગયા તપવન ॥૧૮॥ વિધાતા ઉદાસ પુત્ર જતે ॥ દુખદા પુત્ર ન આજ્ઞાધીન ॥ જ્ઞાન તપથી બીજા પુત્રે નીર્મ્યા ॥ બ્રહ્મા એ માહા તેજસ્વીન ॥૧૯॥ અત્રિ પુલસ્ત ભૃગુ પુલહ ॥ મરીચી અંગીરા ક્રતુ કવિ ॥ વસીષ્ટ કપીલ સંખ સંકુ ॥ પંચસીખ પ્રચેતા તપસ્વી ॥૨૦॥ એ સરવે તપ કરીને ॥સૃષ્ટિ નારી થકી ઉતપંત ॥ તપસ્વી સર્વ સંસાર કરતા ॥ થયાં પુત્રપુત્રાદિ અનંત ॥૨૧॥ તેની થઇ બહુ સૃષ્ટિ નારદ ॥ વંશ અનુક્રમથી કથન ॥ તે ચંદ્રમુખી રાધીકા પ્રત્યે ॥ પોતે કહે શ્રી ભગવન ॥૨૨॥ પ્રચેતાના પુત્ર પાવન ॥ થયા મુનીનામ અસીત ॥ દેવ સહસ્ર વરસ લગી ॥ તે સકળત્ર તપ તપીત ॥૨૩॥ પુત્ર પ્રાપ્ત નહીં થયો તેને ॥ તે મનધારે ત્યાગી એ પ્રાણ ॥ એટલે તેને સંબોધકારી ॥ થઈ ત્યાં સત્ય આકાશવાણ ॥૨૪॥ શું કરવા પ્રાણ તજે મુની ॥ તું જાને શંકર સંનિધાન ॥ શંકર મુખથી

મંત્ર ગ્રહી ને કર તું સિદ્ધ ઇચ્છા તપવાન ॥૨૫॥ નિશ્ચય દેવી મંત્ર આધીન ॥ તને થશે તે સાક્ષાતકાર ॥ તે દેવીના વરદાન થકી ॥ તારે પુત્ર થશે નીરધાર ॥૨૬॥ બ્રહ્મવાણી તે સાંભળી શીઘ્રે ॥ વિપ્ર ગયો સીવ સન્નીધાન ॥ યોગીને પણ અગમ્ય શિવ ॥ લોક નિ-રામય સુખદાન ॥૨૭॥ સહકળત્ર અસીત પોતે ॥ પ્રસન્ન કરવાને સંકર ॥ પુટાંજળીયુક્ત થઇ કરી ॥ બેહુ ભક્તિ નમ્રાત્મ કંધર ॥૨૮॥ ॥ અસીત ઉવાચ ॥ સદાશીવજગ ગુરૂ નમુ ॥ શીવદાતા શીવ ભગવાંન ॥ યોગેંદ્રના યોગિંદ્ર ગુરૂના ॥ ગુરૂ નમુ પ્રભુ સુખ-દાન ॥૨૯॥ કાળના કાળ સ્વરૂપ નમું ॥ મૃત્યુખંડન કારણ ઇશ ॥ મૃત્યુના ઇસને મૃત્યુંજય ॥ મૃત્યુબીજ નમુ જગદીશ ॥૩૦॥ ગુણબીજ ગુણાત્મક નમું ॥ ગુણાતીત નમું ગુણાધીસ ॥ બ્રહ્મ સ્વરૂપને બ્રહ્માકાર ॥ નમુ સદા બ્રહ્માત્મક ઇસ ॥૩૧॥ એમ સ્તવીને શીવને નમી ॥ રહ્યા સનમુખ મુનીસ્વર ॥ દીનવત અશ્રુપુર્ણ નેત્ર ॥ પુલકાંચીત સંપુટ કર ॥૩૨॥ અસીત મુનીકૃત સ્તોત્રએ ॥ ભક્તિયુક્ત ભણે જન જેહ ॥ વરસ એક લગી જે પ્રાણી ॥ સદા સેવે સંકરને તેહ ॥૩૩॥ તેને વૈશ્નવ પુત્ર સુંદર ॥ જ્ઞાની ચીરંજીવી શીળ થાય ॥ નીર્ધન ધનવંત થાય ॥ મુર્ખ થાએ તે પંડિતરાય ॥૩૪॥ નારીહિન. નર પામે. નારી ॥ પતીવૃત્તા સુશીળતા સતી ॥ આ લોકે સુખ ભોગવી અંતે ॥ શીવલોક મંત્યે થાય ગતિ ॥૩૫॥ એ સ્તોત્ર પુર્વે આપ્યું બ્રહ્માએ ॥ પુત્ર પ્રચેતાને ભયહારી ॥ પ્રચેતાએ સ્તોત્ર આપ્યું નીજ ॥ પુત્ર અસીતને સુખકારી ॥૩૬॥ ॥ ઇતિ શીવ સ્તોત્ર ॥

॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥ ॥ વલણ ॥ સુખકારી મુની સ્તોત્ર સુણી ॥ ભગ-વાન શંકર સુરેસરે ॥ બ્રહ્મા પૌત્ર નીજભક્ત પ્રત્યે ॥ બોલ્યા ભક્તવત્સળ મહેશરે ॥૩૭॥

॥ કડવું ૨ જું ॥ ॥ રાગ મારૂની ચોપાઈ ॥ ॥ સંકર ઉવાચ ॥ સ્થીર થાતું શ્રેષ્ટ મુનીજન્ન ॥ જાણ્યું મેં તવ વાંચ્છીત મન્ન ॥ પુત્ર હોશે સદ્ય મમવાણ ॥ મારે અંશે મમ સમજાણ ॥૩૮॥ સુદુર્લભ મંત્ર આપું સહી ॥ આપ્યો સોડાક્ષર એમ કહી ॥ કવચ સ્તોત્ર પુંજા વિધાન ॥ ભવ વિજય નામ નિર્વાણ ॥૩૯॥ વરદાઇની તે દેવી ઇષ્ટા હોશે પ્રતક્ષ દાની વરીષ્ટ ॥ એમ કહીને પામ્યા વિરામ ॥ ગયા મુની કરીને પ્રણામ ॥ ॥૪૦॥ મંત્ર જપી સત વર્ષ સેવી ॥ પ્રગટ થઈ વર આપ્યો દેવી ॥ પુત્ર હોશે તને સુપ્રભાવિ ॥ વર આપી તે ગૌલોક આવી ॥૪૧॥ કાળે પુત્ર જ્ઞાની અવતંશ ॥ નામ દેવળ શીવને અંશ ॥ સુયજ્ઞ નૃપ સુતા રત્નમાળા ॥ વર્યા તે વિશ્વ મોહીની બાળા ॥૪૨॥ સ્થાને સ્થાને એકાંન્તે તે સાથ ॥ સત વરસ રમ્યા મુની નાથ ॥ કાળે ક્રીડા તજી મુનીજન્ન ॥ કરે ધર્મીષ્ટ હરિ સ્મરણ ॥૪૩॥ રાત્રે ઉઠી ચાલ્યા તપ ધન ॥ તપ કરવા ગંધમાદન ॥ તજી નિંદ્રા જુએ કાંન્તા કામી ॥ નહિ દીઠા સૈયાપર સ્વામી ॥૪૪॥ દગ્ધ વિરહાગ્ની કરે પોકાર ॥ ઊંચે સ્વરે રૂએ વારંવાર ॥ તજી હાર તજ્યા તેણે પ્રાણ ॥ ક્રિયા વિધિ

મુત્રે કરી જાણ ॥૪૫॥ તપ કરે માહામુની સ્વર ॥ બેસી ગંધમાદન ઘવ્હરે ॥ દેવ વર્ષ સહસ્ત્ર પ્રમાણ ॥ પ્રભભક્ત જીતેન્દ્રીય જાણ ॥૪૬॥ જોયા મુની થયું દૈવભાવિ ॥ સૃંગારા સક્તરંભા ત્યાં આવી ॥ અતિ સુંદર કંદર્પ ધામ ॥ કહે મુનીને રંભા સકામ ॥૪૭॥ ॥ રંભા ઉવાચ ॥ સુણો વાક્ય મારૂં સાધુનર ॥ તમો કામનીના મનોહર ॥ તજી કઠોર ચાલો એકાંત ॥ ક્રીડા કરી કરો મને શાંત ॥૪૮॥ શ્રેષ્ટથી છે શ્રેષ્ટ સુખકંદ ॥ નવ સંગમમન આનંદ ॥ સ્વર્ગ હેતુ કરે યજ્ઞ ભુપ ॥ ભોગ સાર ત્યાં મારૂં સ્વરૂપ ॥૪૯॥ સ્તન સુંદર પંકજ મુખ ॥ જોઈ નર સદ્ય પામે સુખ ॥ સ્ત્રી સહ સુખ સર્વ વાંચ્છીત ॥ દુર્લભ ભોગ રસીકાન્વીત ॥૫૦॥ દેવ મનુષ્ય યક્ષ ગંધર્વ ॥ નારી શ્રેષ્ટરંભા કહે સર્વ ॥ પ્રાપ્ત કાંન્તા તજે નર જેહ ॥ બહુ કાળ નર્ક વસે તેહ ॥૫૧॥ પુશ્ચલી શ્રાપથી સઉ કાપે ॥ અપુજ્ય બ્રહ્મા મોહિની શાપે ॥ પ્રાપ્ત પુંશ્ચલીનો ત્યાગ કરે ॥ તેથી માહા ક્રોધ મન ધરે ॥૫૨॥ ધ્યાન ત્યાગ કરો મુનીજન્ન ॥ ભોગવો તપ ફળ પ્રાપન્ન ॥ સુણી બોલ્યા મુની તપધામ ॥ સત્યહિત સુખ પરિણામ ॥૫૩॥ ॥ દેવળ ઉવાચ ॥ સુણ રંભા કહું સુખકાર ॥ શ્રેષ્ટ વચન વેદનો સાર ॥ સત્યને કુળ ધર્મ ઉચીત ॥ વિપ્ર તપસ્વીને જે ઘટીત ॥૫૪॥ ધર્મે પ્રાપ્ત થાએ માહાભાગ ॥ નીજ ચોસીતાનો કરે ત્યાગ ॥ થાય સર્વત્ર પુજીત સદા ॥ પરલોક આ લોકમાં મુદા ॥૫૫॥ બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્યમાં કોય ॥ પર ચોસીતા રતજે હોય ॥ તેના ગ્રહથકી લક્ષ્મી જાય ॥ કોપીને તે અપુજીત થાય ॥૫૬॥ આ લોક વિષે સર્વ નિંદીત ॥ નિજ કર્મથકી જે રહીત ॥ પરલોકે અંધ કુપ માંહી ॥ સત વરસ વસે જન ત્યાંહી ॥૫૭॥ ગ્રહીને ત્યાગનો દોષ સહી ॥ તપસ્વીને કદાચીત નહી ॥ બ્રહ્મા સૃષ્ટા પણ ન વિરક્ત ॥ દેપ મને નહીં અનાશક્ત ॥૫૮॥ ત્યાગી સ્વસ્ત્રી ગ્રહે પરનારી ॥ યસ ધનાયુસ નાશકારી ॥ જેહનો યશ નહીં મહિતળ ॥ તેનું જીવન જગ નીષ્ફળ ॥૫૯॥ તપસ્વીને વય વ્રદ્ધ તન્ન ॥ મારૂં તારે તે શું પ્રયોજન્ન॥ સુંદર સુવેસ માત્રે કરી ॥ જાણેછે તું યુવાન સુંદરી ॥૬૦॥ એવાં વાક્યં મુનીનાં સાંભળી પ્ર કોપીને બોલી અપ્સરા વળી ॥ વાક્ય મુનીને ત્રાસીત જાણ ॥ દુખકારી સદા નીરવાણ ॥ ॥૬૧॥ ॥ રંભાઉવાચ ॥ ચંપકવર્ણ કાંતિ મદન ॥ તપ પ્રભાવે શોભા સદન ॥ સુવેસછે સ્ત્રીને માન્યકારી ॥ તમ વિનાકો કંદર્પહારી ॥૬૨॥ તજ્યો કેમ જીવે કામાતુર ॥ શીઘ્રે મને ભજો મુનીશ્વર ॥ મન્ને તમથી શાન્ત અનંગ ॥ કેળથી જેમ મન માતંગ ॥૬૩॥ નીતો શ્રાપું કહેને ત્રારૂંણ ॥ ગ્રહ મને કે શ્રાપ દારૂણ ॥ મટે મન પ્રાણ દગ્ધવાન ॥ તવ સૃંગાર પીયુસપાન ॥૬૪॥ દ્વિજ સાંભળી રંભા વચન ॥ થયા ધ્યાન તત્પર મુનીજન્ન ॥ બોલ્યા નહીં રહ્યા મૌન ધરી ॥ તેણે સાપ દીધો કોપ કરી ॥૬૫॥ વક્રચીતનું થા વક્રઅંગ ॥ હીન યોવનને શ્યામ રંગ ॥ ત્રીલોક નીંદીત તવ કાએ ॥ પુરાતન તપ નષ્ટ

થાય ॥૬૬॥ ગઈ પુંશ્ચલી તે એમ કહી ॥ મુનીએ હરિને દીઠા નહિં ॥ તેથી દુખીતછે મુની મન ॥ દીઠું પુન્યહીન વક્ર તન ॥૬૭॥ અગ્નીકુંડ કર્યો શોક ધરી ॥ પ્રાણ તજવાની ઇચ્છા કરી ॥ તે જોઇ આપ્યું મેં વરદાન ॥ કર્યો બોધ આપી દિવ્યજ્ઞાન ॥૬૮॥ આસવાસના પ્રિતિએ કરી ॥ શાંત થયા મુની રાજેસ્વરી ॥ અષ્ટવક્ર જોઇ મેં તે ઠામ ॥ અષ્ટાવક્ર મુની ધર્યું નામ ॥૬૯॥ મારે વાક્યે કરી મુનીજન્ન ॥ કર્યું મળયાચળે ગમન ॥ હરિચર્ણે ધ્યાન મન દીધું ॥ ૭ સહસ્ત્ર વર્સ તપ કીધું ॥૭૦॥ પરમ ભક્ત મારો નીરવાણ ॥ મુક્ત કર્યો પ્રિયા એ મેં જાણ ॥ સર્વ પ્રાણીતે પ્રલએ જાય ॥ મારા ભક્તનો નાશ ન થાય ॥૭૧॥ ચીરકાળ તપ નિરાધાર ॥ દીપ્ત જઠરાગ્ની ત્યક્તહાર ॥ તેથી ભસ્મ પુરણ મુનીજન્ન ॥ મુની હેતુ મારૂં આગમન ॥૭૨॥ અષ્ટાવક્ર મારો ભક્ત રાએ ॥ એવો થયો નહીંકો ન થાએ ॥ એ પ્રકારે થયો તપ નીષ્ટ ॥ પ્રપૌત્ર બ્રહ્માનો મુની શ્રેષ્ટ ॥૭૩॥ પુંશ્ચલી શાપે મુની કુવેસ ॥ પુર્વે અપુજ્ય બ્રહ્મા પ્રજેશ ॥ એ મેં કહ્યું સર્વ સુખકારી ॥ માહાત્માનું રહસ્ય વિસ્તારી ॥૭૪॥ સુખદાઈ પુન્યદાતા એહ ॥ હાવે શું સાંભળવું કે તેહ ॥૭૫॥ ॥ વલણ ॥ તે કે તું ઇચ્છા જે મનતણી ॥ એમ બોલ્યા શ્રી ગોકુળ રાયરે ॥ ગુલાબખા કવી માન કહે ॥ થયો પુર્ણ ત્રીસમો અધ્યાયરે ॥૭૬॥ ॥ ઇતીશ્રી ॥

## અધ્યાય ૩૧ મો.

॥ કડવું ૧ લું ॥　॥ રાગ કાફી ॥　॥ રાધીકા ઉવાચ ॥　નાથ ચરિત્ર સુમનોહરજી ॥ સાંભળયું આશ્ચર્ય સુખાકરજી ॥ હવે સાંભળવાછે ઇચ્છાયજી ॥ બ્રહ્મશાપ હેતુ વ્રજરાયજી ॥૧॥　॥ ઢાળ ॥　વ્રજરાજ ઇચ્છા મન તણી ॥ ત્રીજગત તપ ફળદાએ ॥ વિશ્વપિતા કુલટા શાપથી ॥ કેમ અપુજ્ય થયા બ્રહ્માએ ॥ ॥૨॥　॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥　રેવંત નામ મન વન્તરમાં ॥ સુ ચંદ્ર નૃપતિ કુળ શ્રેષ્ટ ॥ તપસ્વી વૈશનવ માહાજ્ઞાની ॥ ધર્મ પરાયણ હરિનિષ્ટ ॥૩॥ સહસ્ત્ર વરસ તપ કર્યું ॥ આવી ભુપતી મળ આચળે ॥ દેહ જીર્ણ થયો તપ થકી ॥ પુર્વે તપ કરતાં આથળે ॥૪॥ એ જોઇ વિધાતા વરદાતા ॥ તપસ્થાને આવ્યા કૃપાનીધી ॥ કમંડળ જળ કર્યું સીંચન ॥ મંત્ર મેં આપેલો તેણે વિધી ॥૫॥ જળ સ્પર્સ થકી ઉઠી નૃપ ॥ નમ્યા વિધિને સમીપ સ્થીત ॥ કમળોદભવ કહે ભુપને ॥ માગ રાજેંદ્રવર વાંચ્છીત ॥૬॥ વચન સાંભળી વિધાતાનાં ॥ માગ્યું ભુપતીએ વરદાન ॥ મારા ચરણની ભક્તિ માગી ॥ વળી મમ શેવા સુખદાન ॥૭॥ કૃપા કરીને બ્રહ્માએ ત્યાં ॥ નૃપને આપ્યો વર વાંચ્છીત ॥ કાંન્તી કામ સમ રહ્યા ઉભા ॥ માહાતેજ સર્વ આચ્છાદીત ॥૮॥ એટલામાં ભુપે રથ ઉત્તમ ॥ દીઠો આવ્યો તે માર્ગ આકાશ ॥ રત્નરચીત કળસ પ્રભા ॥ રાજીત સતસુર્ય પ્રકાશ

॥૯॥ મુકતા માણીક રત્ન દર્પણ ॥ શ્વેત ચામર સુમનોહર ॥ દિવ્ય વસ્ત્રાચ્છાદિત સુમન ॥ પારીજાત સુસુરભીકર ॥૧૦॥ નાનાચીત્ર ચિત્રીત શોભીત ॥ સહપાસંદ રત્ન ભુસીત ॥ ચતુર્ભુજને શ્યામ સુંદર ॥ તેને નમ્યા નૃપ મુદાનવિત ॥૧૧॥ સહસા તેને શીર ઉપર ॥ થઇ સુમન વૃષ્ટિ અપાર ॥ દુંદુભી આનક વાગ્યાં સ્વર્ગે ॥ શ્રીમુની આશીશ ઉચાર ॥૧૨॥ રાજાને દેવ પ્રસંશે રહ્યા ॥ રથે બેશી આવ્યા પ્રમસમીપ ॥ સ્વમંદીરે જતાં વિધાતાને ॥ જોયા મોહીની કામ પ્રદીપ ॥૧૩॥ જુએ વક્ર નયને સિંદુર ॥ સહકસ્તુરી બિંદુધારી ॥ ચારૂ ચંપકવર્ણ આભા ॥ સર્વદા યોવન સુખકારી ॥૧૪॥ દીર્ઘ નીતંબને પીતસ્તન ॥ સરદ પાર્વણતે ચંદ્રાનન ॥ વસ્ત્ર રત્નાલંકાર ભુષિત ॥ કટાક્ષ ત્રીલોકય વિમોહન ॥૧૫॥ માહામદ માતંગ ગમની ॥ પુલકાંચીત માર્ગે મુર્છીત ॥ તે જોઇ બ્રહ્મા હરી સમરી ॥ ચાલ્યા જીતેંદ્રી નહીં મોહીત ॥૧૬॥ બ્રહ્માલોક પોહ્ચ્યા જગપતી ॥ કુલટા કામહત ચેતન ॥ નીશદીન સ્વપ્ને ચતુર્મુખ ॥ ધ્યાન અન્ય જાર વિસ્મરણ ॥૧૭॥ મુખે બેસે ઉઠે ક્ષણેક્ષણ ॥ બ્રહ્મે તમ પાત્રે જેમ ધન ॥ એટલામાં ત્યાં આવી રંભા ॥ જાય કામલોક મદવાન ॥ ॥૧૮॥ દીઠી માર્ગે સહચરી તેણે ॥ સુશ્કતાળુક કંઠ અધર ॥ અભિપ્રાય જાણી પુછે રંભા ॥ હાસ્યયુક્ત મુખ મનોહર ॥૧૯॥ ॥ રંભા ઉવાચ ॥ એ પ્રકારે કેમ થઇછે ॥તું જન ત્રીલોકય મોહનકારી ॥ માહાભાગ તું કેહેની સીગ્રે ॥ થા ચેતન હું રંભા સહચારી ॥૨૦॥ સૌજન ઇંદ્રિસુખ ઇચ્છે ॥ સર્વ કુલટા ભોગ સમાન ॥ પ્રાણ ત્યાગે નહીં હોય લજ્યા ॥ આત્મા અધિક કો નહીં આન ॥૨૧॥ ત્રિલોકે પુત્ર બંધુસહ ॥ સ્નેહ તે સ્વાત્મા કારણ જાણ ॥ સંબંધછે આત્મા જ્યાં લગી ॥ ત્યાંહાં લગી સ્નેહ નીર્વાણ ॥૨૨॥ કામ લોક પ્રત્યે જાઉછઉં ॥ સખી જો મને કામ પ્રચુર ॥ જે સહ હોય સૃંગાર ઇચ્છા ॥ જઇ કર તેને મોહાતુર ॥૨૩॥ વચન હૃદય રાખી કરી ॥ રાખ તું સ્ત્રીનો મહિમા ભારી ॥ કામપ્રકાશ કરે ન નારી॥ વિના સ્વકાંન્ત ને સહચારી ॥૨૪॥ તેથી હૃદય અભિપ્રાય જે ॥ તે મને કહે તું પ્રિય પ્રકાશી ॥ અન્યને કહેવા યોગ્ય નહિ તે ॥ થાએ મર્ણતુલ્યે બહુ હાંસી ॥૨૫॥ વળણ ॥ હાંશી થાએ કહેવાય ન કોને ॥ સાંભળી સલજ્યા હર્ખિ મનરે ॥ સ્વાભિપ્રાય મોહિની રંભાને ॥ કહેછે સૌનિજ વદનરે ॥૨૬॥ ॥ કડવું ૨ જું ॥

॥ રાગ વસંત ॥ મોહિની ઉવાચ ॥ દીઠા બ્રહ્મા મેં નિર્જન સ્થાન ॥ થઇ કામાગ્નિએ દગ્ધમાન ॥ રંભા રૂચે નહીં ખાનપાન ॥ નહીં દિવસ નિશીનું જ્ઞાન ॥૨૭॥ નિરંતર જાગૃત સ્વપન ॥ તેનું ઇચ્છે આલીંગન મન ॥ ધીક પુંશ્ચલીનો અવતાર ॥ તેમાં ધીક મને નિરધાર ॥૨૮॥ કહે રંભા શું કરવો ઉપાય ॥ લજ્યા દેહ બે કેમ રખાય ॥ હશી સાંભળી મોહીની વાણ ॥ વદે નિતી ઉપાય તે જાણ ॥૨૯॥ ॥ રંભા ઉવાચ ॥ કહું હિતથી કર ધારણ ॥ તારા કલ્યાણનું જે કારણ ॥ દુઃખ નાશ કરે

સુખદાયે ॥ તેજ ભય સાંભળ ઉપાયે ॥૩૦॥ કરી અપુર્વ વેસને સાધ ॥ પ્રથમ મનમથને આરાધ ॥ જાતું કામ સહાય સહિત ॥ કર મોહિની તેને મોહિત ॥૩૧॥ જીતેંદ્રિય બ્રહ્મ સુખ ભોગી ॥ નારાયણાત્મક માહા યોગી ॥ વિના કામદેવની સહાયે ॥ કોણ સમર્થ જે તે જીતાયે ॥૩૨॥ તે થકી તું કામ તપ કર ॥ જઇ મોહિની થળ પુષ્કર ॥ થશે સાક્ષાત મન આરામી ॥ છે દયાળુ ચાસીતાના સ્વામી ॥૩૩॥ રંભા ગઇ ઉપદેશ કરી ॥ ગઇ પુષ્કર તે મન ધરી ॥ તપે કામ કરીને પ્રસન્ન ॥ કર્યું બ્રહ્મ લોકમાં ગમન ॥૩૪॥ દીઠા બ્રહ્મા તે નીર્જનસ્થાન ॥ રહિ સન્મુખ મોહવા ધ્યાન ॥કરે નૃત્ય રૂચીર સુતાન ॥ મારા ચરિત્રનું કરે ગાન ॥૩૫॥ ભકતના ચીત મોહનકારી ॥ સુંણ્યું સંગીત માનસહારી ॥ દેહ પુલકીત વિધી મન ॥ મોહિત અસૃપુર્ણ લોચન ॥૩૬॥ જોઇ રૂપ તે ચતુરાનંન ॥ હણાયું બહુ મોહિની મન ॥ લીલા કરે સ્વભાવ પ્રમાણ ॥ અંગ દરસાવે કટાક્ષ બાણ ॥ ॥૩૭॥ નહિ લજ્યા રહે તેને મન ॥ જેનું કામે હણાયુંછે તન ॥ તેનો ભાવ જાણી નીજ મન ॥ કર્યું વિધીએ નિચું વદન ॥૩૮॥ આપ્યું દાન તેને થૈ પ્રસન્ન ॥ કરે 'વિરકત હરિ સ્મરણ ॥ વિધાતાનો ભાવ જાણી કરી ॥ આશા ખંડીત થઇ સુંદરી ॥૩૯॥ ન થયું મોહિની મન ધાર્યું ॥ કળા કરી કરી મન હાર્યું ॥ હત ઉધમ થઇ મનભંગ ॥ પ્રસંનાર્થ સ્તવે તે અનંગ ॥૪૦॥ ॥ મોહિની ઉવાચ ॥ સર્વેદ્રિ પ્રવેશ વિશ્તું અંશ ॥ નમું મનોમય'અવતંશ ॥ શીવ બ્રહ્માના મન હારણ ॥ સર્વ જન ઉદ્ભવ કારણ ॥૪૧॥ નમું સકળ શરીરે સ્થીત ॥ યોગીને પણ છો અદર્શીત ॥ સર્વાજીત નમું જગસાધ્ય ॥ નમું દુર્નિવાર્ય દુરા રાધ્ય ॥૪૨॥ મોહિનીને એ સ્તોત્ર અનુપ ॥ મુની દુર્વાસા સંકર રૂપ ॥ આપ્યું દયાળું કૃપા સદન ॥ પુર્વે પવિત્ર ગંધમાદન ॥૪૩॥ સ્તોત્ર પવિત્ર ભકિતએ કરી ॥ ભણે કામી શ્રદ્ધા મનધરી ॥ સઘ પામે મનેચ્છિત જેહ ॥ રહે નિષ્કળંક જન તેહ ॥ ॥૪૪॥ રહે અરોગી સદા શ્રીવાન ॥ કાન્તિ કામદેવને સમાન ॥ સાધ્વી રૂપ સુશીળ અપાર ॥ પામે ત્રીલોક્ય મોહિની નાર ॥૪૫॥ ॥ વલણ ॥ નાર પામે ત્રિલોક્ય મોહિની ॥ કામદેવ સ્તોત્ર મહિમાયરે ॥ ગુલાબ કુંવર માન કહે ॥ થયો એકત્રીસમો અધ્યાયરે ॥૪૬॥ ॥ ઇતિશ્રી ॥ બ્રહ્મ માહા

## અધ્યાય ૩૨ મો..

॥ કડવું ૧ લું ॥ ॥ રાગ મલાર ॥ ॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥ મોહિની સ્તવને કરી કામજી ॥ થયા પ્રસન્ન કામી વિશ્રામજી ॥ અંત્રિક્ષ રહિ પ્રાક્રમવાનજી ॥ કર્યું મદને સર સંધાનજી ॥૧॥ ॥ ઢાળ ॥ સરસંધાન મંત્રે કરીને ॥ અસ્ત્ર પિતાને કર્યું ક્ષેપન ॥ કામાકુળ થયા બ્રહ્મા પોતે ॥ કામસાસ્ત્રથી ચંચળ મન ॥૨॥

જોવા લાગ્યા અગુક વિધાતા ॥ મોહિની વદન વારંવાર ॥ જ્ઞાન વિચારી વિરામ પામ્યા સમર્થા શ્રી હરિ વિશ્વાધાર ॥૩॥ સર્વ ચરિત્ર જાણ્યું કામનું ॥ ક્રોધિ તાત પુત્રને દે શાપ ॥ હે કામ ઇશ્વર્યતા ગર્વિત ॥ દર્પ ભંગ થજે મુઢ આપ ॥૪॥ હત ઉદ્યમ માર મધુસહ ॥ ગયો બ્રહ્મ સાપે ભયાતુર ॥ એ પ્રકારે કહે વિશ્વ શ્રષ્ઠા ॥ મોહિની પ્રત્યે વદે માધુર ॥૫॥ ॥ બ્રહ્મા ઉવાચ ॥ માત મોહિની જાતું જાણ્યો મેં ॥ તારો અભિપ્રાય અઘટીત ॥ વેદ નિંદીત કર્મ ન થાય ॥ હું શ્રષ્ટિકર્તા વેદ વિદિત ॥૬॥ પ્રાપ્ત ચોસીતા ન ત્યાગે રાગી ॥ તપસ્વી ત્યાગે એ વેદ વાણ ॥ સર્વ ત્યાગવા ઘટેછે તેને ॥ તેમાં પુંશ્ચલી વિશેષે જાણ ॥ ॥૭॥ માહા રૂપવતી તુંછે સદા ॥ મોહ કર જઈ કામીજન ॥ તવ સમાગમ તપસ્વીને ॥ વિષ તુલ્ય સદા રહે મન ॥૮॥ સર્વ અપછરા મધ્યે શ્રેષ્ટછે ॥ તું સદા સ્થીર યોવનવાન ॥ કર્મ યથાયોગ્ય યુવા કોઈ ॥ સુંદરી જો તું તવ સમાન ॥૯॥ કામીસ્ત્રીને કામીનર ભજે ॥ તે સંગમ સદા સુખાભીજા॥ જરાતુર ને વૃદ્ધ અવસ્થા ॥ હું તપસ્વી વિરનવ દ્વિજ ॥૧૦॥ છઉ સદાયે પરાધીન હું ॥ પુંશ્ચલી વિષે ન રતીમન ॥ હે વત્સ જાતું હાં થકી સીગ્રે ॥ ત્યાગ જાણી પીતા વૃદ્ધ તન ॥૧૧॥ મનમથ ચંદ્ર જયન્ત ભાનું ॥ સ્વર્વૈદ્ય દાનવ બુધ સુર ॥ એ સર્વે બહુ સ્વરૂપવાન ॥ કામશાસ્ત્રને રતી ચતુર ॥૧૨॥ સદા સંભોગ ઇચ્છા રહે તેને ॥ કરે પ્રાર્થના સ્ત્રીની તેહ ॥ રત્ન પદારથ સર્વ મધ્યે ॥ દુર્લભ રત્ન કામીની દેહ ॥૧૩॥ લોકાચારને નિગમ વિષે ॥ કહે શ્રેષ્ઠ સ્વવસ્તુનો ભોગ ॥ નિજ વસ્તુ ભુક્તા પુજ્ય સદા ॥ પર વસ્તુરત નિંદા યોગ ॥૧૪॥ વેદોક્ત કરવે થાએ સદા ॥ પ્રસન્ન શ્રી હરિ નિર્વાણ ॥ હરિ પ્રસન્ને જગ પ્રસન્ન ॥ હરિ રૂઠે જગ રીપુ જાણ ॥૧૫॥ ક્યાંથી કુલટાને ક્યાંથી સાધવી ॥ સર્વ નીજ કર્મથી ઉદીત ॥ પ્રકતીના અંશે કરી સઉ ॥ નારીને નારાયણે નિર્મિત ॥૧૬॥ દુષ્કૃતિ પુંસ્ચલી સર્વ નિંદે ॥ નનિંદે પતિવૃતા જાણ ॥ પતિ-વૃતા ત્રીવિધા કહેછે ॥ છે ત્રિવિધ પુંસ્ચલી પ્રમાણ ॥૧૭॥ તેમાં કો ન જાએ વિના તેડે ॥ પોતે નિષ્કામી જનને ધામ ॥ એ પ્રકારે કહી જગશ્રષ્ટા ॥ પીતામહ પામ્યાછે વિરામ ॥ ॥૧૮॥ ॥ વલણ ॥ વિરામ પામ્યા વિધાતા પ્રત્યે ॥ તે થઈ બોલવાને ત-ત્પરરે ॥ કોપવાન થઇછે કામીની ॥ ફરકે વારંવાર અધરરે ॥૧૯॥ ॥ રાગ વે-રાડીની ચોપાઇ ॥ ॥ મોહિની ઉવાચ ॥ જાણ્યું ચરિત્ર સર્વ તમારૂં ॥ નિતિએ મન થીર ન મારૂં ॥ ભુત શ્રષ્ટા તમારૂં વદન્ન ॥ જોવેથી કો ગમે નહીં જન્ન ॥૨૦॥ દગ્ધ કામાગ્નિએ દેહાકાર ॥ જ્યારે ત્યાગવા કર્યો વિચાર ॥ આવી રંભા તેણે કર્યો શોધ ॥ મને મંત્ર આપી કર્યો બોધ ॥૨૧॥ ત્યારે કામને લઇ સહાએ ॥ તવ સમીપ આવી સુર રાએ ॥ સહ મધુતવ સાપ ધરી ॥ ગયો નાસોધમ થઈ કરી ॥૨૨॥ ગતિ સત્તા નથી દીનબંધુ ॥ કૃપા કરો મને કૃપાસીંધુ ॥ તવ આલિંગન માત્રે હિત ॥ નિશ્ચે થઇશ હું

જ્વર રહિત ॥૨૩॥ તમો જગતધાતાછો સ્વામી ॥ કર્મે હું કુલટા દેહ પામી ॥ સંત જન કરે નહીં ગર્વ ॥ કર્મ આધીનછે જીવ સર્વ ॥૨૪॥ કો ગતિ કરેછે સુખાસંન ॥ તેને વહન કરે કો જન્ન ॥ કો સિંહાસને કો ભુમિશ્રામી ॥ કર્મે કો સેવક કોઈ સ્વામી ॥ ॥૨૫॥ કોઇ અસ્વ ગજ રથે જાએ ॥ કોને કર્મે ઉપાનન પાચે ॥ શુંકરી જઠર થીકો જન ॥ કોઈ સચી જઠરે ઉત્પન ॥૨૬॥ કો તવ પુત્ર સુખ વિલાસ ॥ હરિ ભકિત કર્મે હરિ દાસ ॥ કોઇ કર્મે થાએ વીટજંત ॥ થાએ રાજા કોઈ તપવંત ॥૨૭॥ કર્મે કોઇ જન સ્વર્ગે જાયે ॥ કર્મે કરી કો નર્ક પળાયે ॥ કો ઇંદ્ર થાએ કો કર્મે સુરં ॥ કર્મે કો નરને કો અસુર॥૨૮॥ વર્ણ શ્રેષ્ટ વિપ્ર કર્મે થાએ ॥ ક્ષત્રી વૈશ્ય સુદ્ર ધરે કાએ ॥ કો કર્મે મુર્ખને કો વિદ્વાન ॥ કો નેત્રાદિ અંગ હિનવાન ॥૨૯॥ તમો બ્રહ્મા થયા કર્મે કરી ॥ સ્વર્ગે વેશ્યાની દેહ મેં ધરી ॥ સદા ભોગ ઇચ્છે સુરમન ॥ આલિંગનેન કર્મ ખંડન ॥૩૦॥ ફળ આપે કર્મ દ્વારે ઇશ ॥ કર્મ રૂપ બળી જાગદીશ ॥ એમ કહી ત્યાં મોહિની રહી ॥ વિશ્વધાતા મન ભમ્યું સહી ॥૩૧॥ કાંપ્યા બ્રહ્મા ભય તેનો ધરે ॥ પાછી કુલટા કટાક્ષ કરે ॥ કામ ભાવ સ્વઅંગે દર્શાવે ॥ કામબાણ પીડીત જણાવે ॥૩૨॥ એટ-લામાં યોગવીત કામ ॥ પ્રગટયા સર્વજ્ઞ જ્યોતિ ધામ ॥ ક્ષેપ્યાં પંચબાણ માહાવેગ ॥ સંમોહનને બીજું ઉદ્દવેગ ॥૩૩॥ સ્થંભન ઉન્મત્તતાએ ચાર ॥ ચેતનહાર પંચ પ્રકાર ॥ ક્ષીપ્ર મદને અંત્રીક્ષ રહી ॥ પ્રેર્યા કિંકર મોહવાસહી ॥૩૪॥ પીતાને વસંતને કોકિલ ॥ શીત મંદ સુગંધ અનીલ ॥ અભ્યંતર જઈ કરે વિકાર ॥ સમીપે કરે અલી ગુંજાર ॥૩૫॥ વેગે સર્વાંગ પુલકાંચીત ॥ મોહિની હાવભાવ દર્શીત ॥ કામે કર્યા છે હત ચેતન ॥ સર્વ જાણ્યુ વિધાતાએ મન ॥૩૬॥ નથી સકતા મન થીર કરી ॥ સભય થઈ સમર્યા હરી ॥ બ્રહ્મા ધ્યાન કરેછે અનુપ ॥ હૃદયસ્થ કૃષ્ણ શાંતરૂપ ॥૩૭॥ ઘનશ્યામ પીતાંબરધારી ॥ કમનીય કિશોર મોરારી ॥ રાજે દ્વિભુજ મોરલીધર ॥ થીર યોવન શ્યામ સુંદર ॥૩૮॥ રત્નાભુષણ ભુષિત અંગ ॥ કાંન્તિ રાજીત કોટી અનંગ ॥૩૯॥ ॥ બ્રહ્મા ઉ-વાચ ॥ રક્ષ રક્ષ હરિ કૃપા કર ॥ મને બુડતો કામ સાગર ॥ જળ પુર્ણ કુકિર્તિ અપાર ॥ બહુ સંકટ દુષ્પારતાર ॥૪૦॥ ભકિત નાસબીજ દુસ્તરન ॥ કરે જ્ઞાન ચક્ષુ આચ્છાદન ॥ પ્રિય પ્રથમ સુધા પ્રમાણ ॥ પરિણામે વિસવત જાણ ॥૪૧॥ યમ આળય પ્રવેસકારી ॥ સર્વદા મુકિત દ્વારનીવારી ॥ બુદ્ધિ તરણી વિજ્ઞાને કરી ॥ મને તારો કર્ણધાર હરી ॥૪૨॥ હે વિશ્વનાથ કરૂણા સિંધુ ॥ કૃપા કરો મને દીનબંધુ ॥ તમો માયાના ઇશ કહાવો ॥ મને દુસ્વપ્રના દરસાવો ॥૪૩॥ એમ કહિ વિધાતા અકામ ॥ નમ્રઆનન પામ્યા વિરામ ॥ વારંવાર કરી પદધ્યાન ॥ ધાતા સમરે શ્રી ભગવાન ॥૪૪॥ વિધાતા કૃત સ્તોત્રને જન ॥ ભકિતયુકત કરે જે પઠન ॥ કામસાગરે મગ્ન ન થાએ ॥

વિષ વિષમએ તે ન પીડાએ ॥૪૫॥ મારી માયા ઉલંઘન કરી ॥ જ્ઞાન પામે ન આવે તે ફરી ॥ ॥ વલણ ॥ ફરી આવે નહીં ભવ વિષે ॥ નહીં ત્રીવિધિ તાપે પીડાયરે ॥ ગુલાબબા કવી માન કહે ॥ પુર્ણ બતરીસમો અધ્યાયરો॥૪૬॥ ॥ઇતિશ્રી॥

# અધ્યાય ૩૩ મો.

॥ કડવું ૧ લું ॥ ॥ રાગ વેરાડી ॥ ॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥

હરિ સ્તોત્ર કરી જગધાતાજી ॥ રહ્યા સમીપ સ્થીત વિધાતાજી ॥ મનમત્ત ગજેંદ્ર પ્રકારજી ॥ કામાસકત કર્યું મેં નિવારજી ॥૧॥ ॥ ઢાળ ॥ નિવાર્યું દીવ્ય જ્ઞાન અંકુશ ॥ રાધા આપ્યું તેને કૃપા કરી ॥ વિધાતા પ્રત્યે મોહિની બોલી ॥ પરીહાસ વચન ત્યાં ફરી ॥૨॥ ॥ મોહિની ઉવાચ ॥ કામા ક્રાંન્ત નારી દેખી ગ્રહી ॥ સંભોગ કરે ઉતમજન ॥ મધ્યમજન જે કેવે થકી ॥ કરે સંભોગ થઈ પ્રસન્ન ॥ ॥૩॥ કામાર્ત નારી કહે તોપણ ॥ ન ગ્રહે તે નપુંસક જાણ ॥ પ્રાપ્ત સ્ત્રી કદાત જે તપસ્વી ॥ પામે નર્ક અપુજ્ય નિર્વાણ ॥૪॥ સોભા બુદ્ધિરૂપ ભ્રષ્ટ થાયે ॥ નપુંષતા પામે શાપે કરી ॥ ઘોરકામ સાગર મગ્નને ॥ ઉઠી ગ્રહીલ્યો નાથ કરધરી ॥૫॥ જંતુ વર્જીતસ્થાન નીર્જન ॥ ત્રીધાં વાયુ કોકીલ શબ્દીત ॥ મનકાંમના કરો પુરણ ॥ જન્મોજન્મ દાસી સેવાંન્વીત ॥૬॥ એમ કહી મોહીની બ્રહ્માનું ॥ આકર્ષ્યું વસ્ત્ર હર્સીત જાણ ॥ બોધ કરે ભયાતુર વિધી ॥ વીનય યુકત પીયુંષવાન ॥૭॥ ॥ બ્રહ્મા ઉવાચ ॥ સાંભળ મોહિની કહું તને ॥ સત્ય હિતાર્થ મમવચન ॥ તજ મને પુત્ર જાણી અંબા ॥ વૃદ્ધ નિષ્કામી સમજી મન ॥૮॥ જો તવયોગ્ય રસીક યુવા ॥ મમસહન રતી નીર્માણ ॥ મહત તુચ્છ જે કર્મ સર્વ ॥ દૈવ આધીનછે નીર્વાણ ॥૯॥ એમ કહી વિધાતા સમરે ॥ આશ પદાંણબુજ સુખદાન ॥ ફરિ આકર્ષે કરે વેશ્ય ॥ કામહતતે ચેતનવાન ॥૧૦॥ એટલે તે સ્થાન વિષે સીઘ્રે ॥ માહા મનોહરને મહંત ॥ આવ્યા મુનીજન તપસ્વીન ॥ ~~સર્વ~~ બ્રહ્મતેજ જ્વળંત ॥૧૧॥ અત્રી પુલસ્ત પુલહભ્રગુ ॥ વસીષ્ટ મરીચી અંગીરા જાણ ॥ કપીલ પ્રચેતા બ્રહસ્પતિ ॥ પીપલ પરાસર નીરવાણ ॥૧૨॥ આવ્યા શ્રેષ્ટ મુનીસ્વર દેખી ॥ તજી મોહિની વિધી લજ્જિત ॥ સર્વ મુનીએ પ્રણામ કીધા ॥ નમ્રકંધર ભકિત અન્વીત ॥૧૩॥ વિધિએ આસીરવાદ દીધો ॥ બેસાડયા કરીને સનમાન ॥ મુની સહ સભા મધ્યે શોભે ॥ તારા મધ્યે ચંદ્ર સમાન ॥૧૪॥ પુછે મુની કેમ તવ સમીપ ॥ સ્વર્ગ વેશ્યા મોહિની આજ ॥ સાંભળી વચન મુની પ્રત્યે ॥ બોલ્યા પ્રજાપતી સુરરાજ ॥૧૫॥ ॥ બ્રહ્મા ઉવાચ ॥ અપુર્વ નૃત્ય ગાન કરીએ ॥ રહી કન્યાવત માહા મગ્ન ॥ એમ કહી મુનીસહ હસ્યાં ॥ સૌ મુની હસ્યા સર્વજ્ઞ ॥૧૬॥ વિધિ મનનું

રહસ્ય જાણ્યું ।। કોપાકુળ થઈ બહુ મન ।। સર્વાંગ કંપીત માન થયું ।। થઈ કુલટા કુટીલ વદન ।।૧૭।। અરૂણ પંકજ નેત્ર થયાં ।। કોપથી મસ્ફુરીત અધર ।। ઉઠ કરી ત્યાં સભા મધ્યે ।। સનમુખ રહી શેસાકર ।।૧૮।। ।। વલણ ।। શેશાકર સનમુખ રહી ।। તે બોલી વિધાતા પ્રત્યે વાણરે ।। શ્રી હરી કહેછે રાધીકાને ।। કથન બ્રહ્મશાપ નિરમાણરે ।।૧૯।। ।। કડવું.૨ જું ।। ।। રાગ મારૂની ચોપાઈ ।। ।। મોહીની ઉવાચ ।। હે વિધાતા તમો જગતાત ।। વેદ જનક તમો સાક્ષાત ।। નીયંતા સ્વય વિચાર કરૂ ।। વેદ જ્ઞાતાનાછો તમો ગુરૂ ।।૨૦।। નીમીત સ્વર્ગ વેશ્યા અનુપ ।। ઇસ્વરે મને દિવ્ય સ્વરૂપ ।। દાશી તુલ્ય વનીતાછે સર્વ ।। થા અપુજ્ય હશ્યો બહુ ગર્વ ।।૨૧।। ભર સભાવિષે હાંશી કરી ।। કરશે દર્પભંગ શ્રી હરી ।। સર્વ દેવ પુંજા વિધિ હોએ ।। તવ.પુંજા કરે નહીં કોયે ।।૨૨।। એમ કહી મોહિની ધરી ધીર ।। ગઈ સીગ્રે મદન મંદીર ।। તેની સાથે રતી ક્રીડા કરી ।। અંગ અનંગ વ્યથા નીસ્તરી ।।૨૩।। પછી ચેતનતા પામી મન ।। પશ્ચાતાપ તપીત સ્વતન ।। અનુચીત કર્યું કરે વીલાપ ।। જગધાતાને દિધો મેં શાપ ।।૨૪।। વેશ્યા જવેથી કૃપા સદન ।। દુખી થયા મુનીજન મન ।। કમળોદભવ કંપીત તન ।। સુખ હેતુ વદે મુનીજન ।।૨૬।। સદ્યોપાય કલ્યાણ કરણ ।। જાઓ વૈકુંઠનાથ સરણ ।। ગયા મુની કહી નીજસ્થાન ।। બ્રહ્મા ગયા શરણ ભગવાન ।।૨૭।। મમમુર્તિધન શ્યામ શાંન્ત ।। શ્રી નારાયણ કમળા કાંન્ત ।। વૈકુંઠેશ સદા સુખધામ ।। ચતુર્ભુજને કર્યાં પ્રણામ ।।૨૮।। રહ્યા થઇ જઈ નમ્ર સમીપ ।। કહ્યું રહસ્ય પ્રજા અધીપ ।। વિપત તારણ કૃપાસિંધુ ।। જન સુખદાતા દીનબંધુ ।।૨૯।। સર્વ રહસ્ય સાંભળી કરી ।। હશી બોલ્યા વિધિ પ્રત્યે હરી ।। સત્ય સાર હિતકારી વાણ ।। જગતને સુખકારી જાણ ।।૩૦।। ।। શ્રી નારાયણ ઉવાચ ।। તમે કર્યું અનુચીત જેહેવું ।। કોઇ મુર્ખ કરે નહિ તેહેવું ।। વનિતા જાતી પ્રકૃતિ અંસ ।। જગ બીજરૂપ અવંતંસ ।।૩૧।। સ્રીનું હાસ્ય તે પ્રકૃતિ હાસ ।। તજે યોગી પાપ પુરવાસ ।। નિજ કળતૃનો કરે ત્યાગ ।। ગ્રહે જે પરસ્રી અનુરાગ ।।૩૨।। કામ સુખના લોભે જે કરી ।। અધમ નર તે કહે હરી ।। તજી નિજ સ્વામીને કામિની ।। પરપુરૂષ સહ ગામીની ।।૩૩।। આ લોકે મહત ઉપહાસ ।। પરલોકે નરકની વાસ ।। સ્વર્ગ વેશ્યાકુળ ધર્મ વાન ।। આવી તેનું કર્યું અપમાન ।।૩૪।। શાપ સુદ્ધી ઉપાયે કરીશ ।। રહો ક્ષણેક પ્રજા અધિસ ।। એટલામાં દસમુખ ધાતા ।। આવ્યા હરિપુરમાં વિધાતા ।।૩૫।। દ્વારપાળે આવી કરી જાણ ।। નમ્રકંધર બોલ્યો તે વાણ ।।૩૬।। ।। દ્વારપાળ ઉવાચ ।। દસમુખ બ્રહ્મા માહામતી ।। દ્વારે આવ્યા બ્રહ્માંડાધીપતી ।। ઉભા રહ્યા માહા ભક્તધાતા ।। તવ દર્શણાર્થે સુખદાત ।।૩૭।। સુણી દ્વારપાળનાં વચન ।। આપી આજ્ઞા તે શ્રી ભગ-

વન ॥ દસમુખે સ્તુતી કરી જઇ ॥ બેઠા વિશ્નુની આગન્યા લઈ ॥૩૮॥ ચંતુર્ભુજ નારાયણ હરી ॥ દ્વારપાળને આગન્યા કરી ॥ જે કો આવે બ્રહ્મા પ્રજાપીપ ॥ આવવા દેજો મમસમીપ ॥૩૯॥ એટલામાં તે થાને અનુપ ॥ આવ્યા બ્રહ્મા સતમુખ રૂપ ॥ દિવ્ય સ્તોત્રે સ્તુતિ બહુ કરી ॥ કૃપા કરી બેસાડયા શ્રી હરી ॥૪૦॥ આવ્યા બ્રહ્મા સહસ્ત્ર વદન ॥ નમ્યા તે શ્રી હરીને ચરણ ॥ ભક્તિયુક્ત નમ્રાત્મ કંધર ॥ પુછે વૃતાંત સઉ તત્પર ॥૪૧॥ જોઈ વક્ત આધિક્યતા સુખ ॥ દર્પ ભંગ થયા ચતુર્મુખ ॥ વીશ્નુ તુલ્ય હું એ ગયું માન ॥ થયા બ્રહ્મા મૃતક સમાન ॥૪૨॥ અતિ બ્રહ્માંડ બ્રહ્મા આનંત ॥ હરિ રોમ કુપે વરતંત ॥ નારાયણને કરી પ્રણામ ॥ ગયા સઉ નીજ નીજ ધામ ॥૪૩॥ જોયું આ વિધી સ્વપ્ન સમાન ॥ એમ પુછેછે શ્રી ભગવાન ॥ નારાયણ વાકય સુંણ્યું જ્યારે ॥ જગજનક બોલ્યાછે ત્યારે ॥૪૪॥ ભુત ભવિષ્યને વર્તમાન ॥ તવમાયા ઉદ્ભવ ભગવાંન ॥ એમ કહી વિધિ શીરનામી ॥ બેઠા સભા વિષે લજ્યા પામી ॥૪૫॥ પોતે સર્વાંતરાત્મા શ્રી હરિ ॥ તેના ઉપાયની ઇચ્છા કરી ॥ કૃષ્ણ કથા એ પર્મ અનુપ ॥ કલ્પદ્રુમ નારાયણ ભુપ ॥૪૬॥ ॥ વલણ ॥ ભુપ નારાયણના રાણીને ॥ અતિ પ્રીય કૃષ્ણ મહિમાયરે ॥ ગુલાબકુંવર માન કહે ॥ થયો તેત્રીસમો અધ્યાયરે ॥૪૭॥ ॥ ઇતિશ્રી ॥

## અધ્યાય ૩૪ મો.

॥ કડવું ૧ લું ॥ ॥ રાગ ધનાશ્રી ॥ ॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥

એટલે શંકર માહા ભાગજી ॥ વૃષભારૂડ ભસ્માંગ રાગજી ॥ આવ્યા વ્યાઘ્ર ચર્માંબર રાજેજી ॥ નાગ અગ્નોપવિત વિરાજેજી ॥૧॥ ॥ ઢાળ ॥ રાજે સ્વર્ણાકાર જટા ભાર ॥ અર્ધચંદ્ર સુભાલ સોભિત ॥ માહા આયુધ ત્રીશુળ ધર ॥ કરમાં યંત્ર રત્ન રચોત ॥૨॥ વાહનથકી હર ઉતર્યા ॥ યુતભક્તિ નમ્રાંત્મે કંધર ॥ પ્રણમ્યા તે કમળા કાંન્તને ॥ જોઇ વિધિને આનંદ ભર ॥૩॥ આવ્યા મુનીને સુર સક્રાદિ ॥ સિદ્ધ વસુ મનુદિનકર ॥ સર્વે નમ્યા પુરૂષોત્તમને ॥ શીવ વિધિને નમ્ર કંધર ॥૪॥ ગાન સંગીત કર્યું શંકર ॥ શુભતાન યંત્ર સહિત ॥ લીલા આપણી રાસની રાધા ॥ સુમનોહર સમચાચિત ॥૫॥ તે ગાયન સાંભળી દેવાદી સર્વે ॥ મુર્છા માસ અચેતન વાન ॥ રૂદ્ર રૂપ થઈ ગયા સઉ ॥ એવું કર્યું તે સંગીત ગાન ॥૬॥ વિધાતા નારાયણ કમળા ॥ પોતે સંકરાદિ સર્વ જાણ ॥ જળમય તે થઈ ગયા ॥ સહ વૈકુંઠ સઘળું પ્રમાણ ॥૭॥ જળહળ થઈ તે સુરસરી ॥ રાધામમ ઇચ્છાથી પાવન ॥ પાછું મેં વૈકુંઠ નિરમ્યું ॥ જેવું હતું સુખ સદન ॥૮॥ પુર્વવત બ્રહ્મા સક્રાદિ ॥ થઇ સભા તાંહાં સ્થાપીત ॥ શ્રી કૃષ્ણ કહે સુણ

રાધીકા ॥ એ સરીત મહિમા અમીત ॥૯॥ હરિ ભક્તિદાનીછે ભક્તને ॥ કોટી જન્મના હોય જે પાપ ॥ તેના સ્પર્સ માત્રે નાશ પામે ॥ સુખદાતાછે શરી પ્રતાપ ॥૧૦॥ તું કેમ ન જાણે પ્રાણ પ્રિયા ॥ સ્પર્શ દર્સણનું ફળ જેહ ॥ તને કહ્યું નીરૂપણ કરી ॥ સુતીર્થ શ્રેષ્ઠ પુષ્કરે તેહ ॥૧૧॥ નૃપ ભગીરથે આણી ભુમા ॥ તેથી ધર્યું ભાગીરથી નામ ॥ ગો જે મહિમાં પ્રવાહ તેથી ॥ ગંગા નામ થયું સુખધામ ॥ ત્રીધા રાજત મમ આજ્ઞાએ ॥ સ્વર્ગમહિ મંડળ પાતાળ ॥ સ્વર્ગે મંદાકીની કહે એને ॥ ત્રીપથ ગામીનામ વિસાળ ॥ ॥૧૩॥ ક્ષીર તુલ્ય જળ નીરંતર ॥ શ્વેત તરંગ અતિ ઉનન્ત ॥ વૈકુંઠથી બ્રહ્મલોક આવી· ત્યાંથી સ્વર્ગ પ્રત્યે સમાગત ॥૧૪॥ સ્વર્ગથી હીમાદ્રિમાર્ગે ભુમાં ॥ આવી.અલક નંદા રાજતી ॥ સુદ્ધ સ્ફટીકવતછે કાન્તિ ॥ બહુ વેગવતિ માહા સતી ॥૧૫॥ પાપીનાં પાપ મુકાયે ઘણાં ॥ દગ્ધ કારીણી પાવક રૂપ ॥ સગર વંશને મોક્ષદાઈ ॥ વૈકુંઠ માર્ગ સોપાન અનુપ ॥૧૬॥ અંતકાળે કળેવર ત્યાગે ॥ પ્રાણી ગંગોદક કરી પાન ॥ નિરાપદ બ્રહ્મલોક પામે ॥ વૈમાન આરોહી સુખદાન ॥૧૭॥ પછી પુંનીતના ગ્રહ પ્રત્યે ॥ ભુવિષે ભરતખંડે જાય ॥ અનન્ય નીશ્ચળ ભક્તિ પામી ॥ મારો મુખી પાર્શદ તે થાય ॥૧૮॥ ગંગાસ્નાનનો માહા મહિમા ॥ સર્વ પાપમુક્ત હોય જન ॥ ફરી લીપ્ત નહિ થાય પાતક ॥ રાધા પ્રત્યે કહે ભગવન ॥૧૯॥ ભરતખંડે પંચ સહસ્ત્ર ॥ વર્સ સ્થીત રહે કળીમાંહી ॥ કળી વિષે ગંગાસ્થીત સતે ॥ જગ અન્ય મહિમા કઈ નાહિ ॥૨૦॥ દસ સહસ્ત્ર વર્ષ મમમુર્તિ ॥ કળીમાં પુરાણ કથા રહે ॥ જે ધારા ગઈ પાતાળ વિષે ॥ તેનું ભોગવતી નામ કહે ॥૨૧॥ આકર અમુલ્ય રત્ન મણિ ॥ ખચીત ઘાટછે નિર પાવન ॥ તેને ત્રટે ક્રીડા કરે સર્વે ॥ નાગ કન્યા તે સ્થીર યોવન ॥૨૨॥ મુળ ગંગાજે વૈકુંઠ વેષ્ટિત ॥ સદા સહસ્ત્ર યોજનાકાર ॥ લંબાઇ લક્ષ યોજનની છે ॥ સ્મરણે પાપ સમુહ નીસ્તાર ॥ ॥૨૩॥ એનો વિનાસ પ્રલયે નહિં ॥ અખંડ જાન્હવી મુનીજન ॥ નાના રત્નાકર દિવ્યતીર ॥ સુમનોહર. માંહા પાવન ॥૨૪॥　　॥ વલણ ॥　　પાવન એ મેં કહ્યું તુજને ॥ ગંગાજન્મ પુંન્ય સુખદાયરે ॥ ગુલાબબા માનસીંઘ કહે ॥ થયો ચોત્રીસમો અધ્યાયરે ॥ ૨૫ ॥　　॥ ઇતિશ્રી ॥　　॥ બ્રહ્મ ॥　　॥ માહા ॥

## અધ્યાય ૩૫ મો.

॥ કડવું ૧ લું ॥　　॥ રાગ દેસાખની ચોપાઈ ॥　　॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥　　જગવિધિ પ્રત્યે રાધા ફરી ॥ બોલ્યા નારાયણ કૃપા કરી ॥ સર્વ ગત જોઇ ગંગારૂપ ॥ માને તે મમ માયા અનુપ ॥૧॥　　॥ નારાયણ ઉવાચ ॥ વિધિ જાતું કલ્યાણ ઉપાય ॥ ગંગાસ્નાને શાપ મુક્ત થાય ॥ તુંતો પવિત્ર વૈશ્નવ આદ ॥

તીર્થ ઇચ્છે વિશ્નવના પાદ ॥૨॥ પણ આપ યુક્ત તવ અંગ ॥ તેથી પવિત્ર કાજ પ્રસંગ ॥ પાપબીજ હુંકાર નિદાન ॥ થશે પવિત્ર કર ગંગા સ્નાન ॥૩॥ એમ કહી પોતે સુખધામ ॥ નારાયણ પામ્યા તે વિરામ ॥ આપ મુક્ત અંગા સ્નાને કરી ॥ વિધિ ગયા બ્રહ્મલોકે ફરી ॥૪॥ કહ્યું પ્રીયા વૃત્તાંત મેં જેહ ॥ ગુઢ સર્વ પુરાણમાં એહ ॥ બોલ્યા કૃષ્ણજી કરી કૃપાએ ॥ કહે શું સાંભળવા ઇચ્છાએ ॥૫॥ ॥ નારાયણ ઉવાચ ॥ માણેસના વાક્ય સુણી કરી ॥ હસી બોલ્યા તે પરમેશ્વરી ॥ લાગ્યાં પુછવા રાધીકા ફરી ॥ કેહો કૌતુકી સ્વામી શ્રી હરી ॥૬॥ ॥ રાધીકા ઉવાચ ॥ વેશ્યા પ્રામ પોતે સુખદાતા ॥ કેમ ગ્રહી નહીં તે વિધાતા ॥ પ્રામ ત્યાગ દોષ માહાભાગ ॥ જ્ઞાતા ધાતા કેમ કરી ત્યાગ ॥૭॥ ॥ નારાયણ ઉવાચ ॥ રાધીકાનાં સાંભળી વચન ॥ હસી બોલ્યા તે મધુસુદન ॥ પદ્મ કલ્પવૃતાંત વિસ્તારી ॥ રાધા પ્રત્યે કહેછે શ્રી હરી ॥૮॥ ॥ વલણ ॥ શ્રી હરિ રાધા પ્રત્યે કહેછે ॥ વેશ્યા ત્યાગ કારણ વૃતાંતરે ॥ દેવઋષિ પ્રત્યે કહે પોતે ॥ પ્રભુ નારાયણ માહંતરે ॥૯॥ ॥ કડવું ૨ જું ॥ ॥ રાગ સામેરી ॥ ॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥ પ્રિયા સાંભળ પુર્વ વૃતાંતજી ॥ અકથ્ય ગોપ્ય નિંદે માહંતજી ॥ પ્રજા સૃજને મનેછા ધરીજી ॥ ત્યારે બ્રહ્માને મેં આજ્ઞા કરીજી ॥૧૦॥ ॥ ઢાળ ॥ કરી આજ્ઞા જ્યારે વિધાતાને ॥ તેણે પુત્ર સૃજ્યા મને કરી ॥ સનક સનંદ સનાતન ॥ સનતકુંમાર દિવ્ય દેહ ધરી ॥૧૧॥ કહ્યું પીતાએ તેને પૃજાસૃજો ॥ કર્યું નહિ તે વાક્ય પ્રમાણ ॥ તપ કરવાને ચ લ્યા ત્યાંથી ॥ મમ ધ્યાન પરાયણ જાણ ॥૧૩॥ ત્યારે રોશ કરીને વિધાતા ॥ ફરી કર્યા પુત્ર નિર્માણ ॥ યોગયુક્ત મમધ્યાન કરી ॥ સ્વાત્મારામ સદા નીરવાણ ॥૧૪॥ વસીષ્ટ પુલહ અને અંગીરા ॥ ક્રતુ ભૃગુ પુલસ્ત ઉદીત ॥ અત્રી કર્દમ દક્ષ મરીચી ॥ એને પ્રજા સૃજન પ્રેરીત ॥૧૫॥ હર્ષ મનથી પુત્ર સૃજીને ॥ એક કન્યા સૃજી માહારૂપ ॥ કામદેવ પુત્ર પ્રગટીત ॥ સમ કન્યા કંદર્પ અનુપ ॥૧૬॥ સ્થીત સંનમુખ પુત્ર પ્રત્યે ॥ બોલ્યા વિધાતા સુખ આકર ॥ મમઅંશ છે હેપુત્ર તું ॥ માહા અજીતને મનોહર ॥૧૭॥ ॥ બ્રહ્મા ઉવાચ ॥ સ્ત્રી પુરૂષ ક્રીડાને અર્થે ॥ સાહાનંદ તમને નિર્મિત ॥ સમ્મોહનાદિ સહસ્ત્ર વિધિએ ॥ પંચ આપ્યાં તેને હર્સાંન્વીત ॥૧૮॥ ગ્રહી સર્વ સંમોહનકર ॥ દુર્નિવાર્ય મમ વરદાન ॥ વર પામી મંત્ર પરીક્ષાર્થે ॥ તે મુક્યા વિધિપર અજ્ઞાન ॥૧૯॥ અતિ પ્રબળ પવિત્ર મંત્ર ॥ છે વિધિ માહા યોગીજન ॥ ક્ષણેક મુર્છીત થયા તેણે ॥ પોતે વિધાતા હતચેતન ॥ ૨૦ ॥ ચેતન થઇ જુએ સમીપ ॥ દીઠી કન્યા માહારૂપ ધામ સંભો ॥ કરવા કરી ઇચ્છા ॥ વિવેકહીન મતિ સકામ ॥૨૧॥ સતી ભયયુક્ત નાઠી ત્યાંથી ॥ દેખી પશ્ચાત ધસતા તાત ॥ શીઘ્રે થઇ તે સર્ણાંગત ॥ ગઇ જહાં તપસ્વી

નીજ બ્રાત ॥૨૨॥ નિજ ભગીની સમીપ રાખી ॥ ક્રોધી પીતાને કહે વચન ॥ હિત સત્ય નીગમ વદીત ॥ નીતિસાર પરમ અયન ॥૨૩॥ ॥ રૂષિ ઉવાચ ॥ હે જનક તમો આ શું કરો ॥ કુકર્મ સર્વ જન નિંદીત ॥ નીચ હેવું ન આચરે તમો ॥ જગ જનક વેદ વીદિત ॥૨૪॥ કન્યા ગ્રહણ કરી તમો ॥ વિશ્વ નિંદીત કર્મ સાક્ષાત ॥ ભસ્મ કરવા ન સમર્થ અમો ॥ તમે થાઓ હમારા તાત ॥૨૫॥ સાંભળી ધાતા લજ્યા પામ્યા ॥ ઇચ્છા કરે ત્યાગવા તન ॥ યોગે ખટચક્ર ભેદી કરી ॥ બ્રહ્મ રંધ્રે કરી પ્રાણ બંધન ॥૨૬॥ ત્યાગ સમે નમસ્કાર કરી ॥ કહે હરિને હે વિશ્વાધાર ॥ પરવસ્તુ વિષે મન મારૂં ॥ લોભ કરે નહીં કોઇ વાર ॥૨૭॥ તવ પાદામ્બુજ ધ્યાન આપો ॥ અયસન થાએ ભગવાંન ॥ અયસ માહા દુખદાંઇક ॥ યસસ્વીને પ્રાણત્યાગ સમાન ॥ ૨૮ ॥ એ માગી બ્રહ્મલીન બ્રહ્માતે ॥ દેખી. કન્યા રૂએ થઇ દીન ॥ યોગે કરી તેણે દેહ ત્યાગી ॥ દુખે કરી થઇ બ્રહ્મલીન ॥૨૯॥ તાત ભગીનીનો નાશ જોઇ ॥ માહામુની શોચ્યા દુખે કરી ॥ શ્રી હરીનું કરે સ્મરણ ॥ મુની શોક બહુ મન ધરી ॥૩૦॥ રાધા મમઅંશ નારાયણ ॥ ત્યાં આવ્યા સમન સંતાપ ॥ તેણે જીવાડયા વિશ્વ વિધાતા ॥ કન્યા જીવાડી હરિએ આપ ॥૩૧॥ સનમુખ જોઇ હરિને ત્યાં ॥ વર માગે તે વિધિ વાંચ્છીત ॥ મમચરણની ભકિત માગી ॥ અવિનાશીની ભકત ઇચ્છીત ॥૩૨॥ લજ્જિત થયાં જોઇ વિધાતા ॥ તે પ્રત્યે બોલ્યા કૃપાળું કરી ॥ બોધ વચન સત્ય કહું તે ॥ સુનીતી સાંભળ કહે હરિ ॥૩૩॥ ॥ શ્રી નારાયણો વાચ ॥ સુકિર્તિ સુખ દુખ ॥ સઉને હોચે કર્મ પ્રમાણ ॥ યસ અપયશ માહંતને ॥ તે તુચ્છ જંતુને નહિ જાણ ॥ ૩૪ ॥ પરદારા પરવસ્તુ સદા ॥ પાપ અયશનું કારણ ॥ તેથી સંત ગ્રહે નહિં તેને ॥ મમચરણે મન ધારણ ॥૩૫॥ યોસીતા રૂપછે મારી માયા ॥ સર્વને મોહ કરણી જાણ ॥ લીલા માત્રમાં મોહ કરે તે ॥ સંતત યોગીને નિર્વાણ ॥૩૬॥ માંસ પીંડ સ્તન સુસોભીત ॥ ત્રાણયુકત અસુચી અંધર ॥ દેહ મુખ સઉ શ્રોણીયુકત ॥ સદા મદન દેવનું ઘર ॥૩૭॥ તે થકી તેને નહિ જુએ ॥ સંત ધર્મ ભંગ ભયમાન ॥ હાં અપયસ પર નર્ક તેને ॥ જેનું વિષયી મન લોભવાન ॥૩૮॥ દુખ બીજ સુખ રૂપ માને ॥ દૈવ નાસિત ચેતન મંદ ॥ પરસ્ત્રી સેવન મિતે કરે ॥ સંતત મુઢજન આનંદ ॥૩૯॥ ઉત્તમ મમ પાદાબ્જ સેવે ॥ સેવે સુકર્મ મધ્યમ તદા ॥ અધમનું મન નિરંતર ॥ પરનારી વિષે રહે સદા ॥૪૦॥ સંતત વિપતી રહે તેને ॥ જેનું પર વસ્તુ વિષે મન ॥ તેમાં વિશેષથી પરદારા ॥ વળી પરસંચીત કાંચન ॥૪૧॥ પરસ્ત્રી દેખી મન ભ્રષ્ટ થાય ॥ કરે પવિત્ર હરી સ્મરણ ॥ પરસુવર્ણ જોવેથી જન ॥ હસ્ત પ્રક્ષાલણથી પાવન ॥૪૨॥ નિતીમાનને સભા પ્રસંશે ॥ વિરોધીને નીંદે સૌજન ॥ મમપ્રસાદે પરસ્ત્રી વિષે ॥ વિધિ જાય નહીં તવ મન ॥૪૩॥ બાહ્યાન્તર મમ

પદાંમ્બુજ ॥ કર ચીંત્વન વીઘ્ન વિનાશી ॥ તવ કન્યા હોશે જગધાતા ॥ મંદન કામીની સુખરાશી ॥૪૪॥ એ પ્રકારે કહી બ્રહ્મા પ્રત્યે ॥ કરી આસવાસના શ્રી હરી ॥ કમળાપતી ગયા વૈકુંઠ ॥ સ્વાલય સાંભળ રાસેસ્વરી ॥૪૫॥ ॥ વલણ ॥ રાસેસ્વરી એમ સાંભળીને ॥ કૃષ્ણ પ્રત્યે બોલી સુખદાયરે ॥ ગુલાબકુંવર માન કહે ॥ થયો પાંત્રીસમો અધ્યાયરે ॥૪૬॥ ॥ ઇતિશ્રી ॥ ॥ બ્રહ્મ ॥

## અધ્યાય ૩૬ મો.

॥ કડવું ૧ લું ॥ ॥ રાગ સારંગ ॥ ॥ રાધીકા ઉવાચ ॥

વેદ વિધીથી મોહીની ત્યાગી ॥ કેમ અપુજ્ય થયા શાપ લાગી ॥ કેમ દર્પ ભાંગ્યો લક્ષ્મી પતિ ॥ કહો મને પુછે રાધાસતી ॥૧॥ . નારાયણો વાચ ॥ રાધીકાનાં સાંભળી વચન ॥ હસ્યા પોતે તે શ્રી ભગવન ॥ અતિ ગુડ ઇતિહાસ સાર ॥ તેને કહેવાનો કર્યો વિચાર ॥ ॥શ્રી કૃષ્ણ ઉવાચ ॥ બ્રહ્મા તપતપી ચીરકાળ ॥ મારાથી વર પામ્યા વીસાળ ॥ કરી શ્રષ્ટિ વિવિધી રચન ॥ થયા ધાતા ગર્વિ માહામન ॥ ॥૨॥ તપ ફળદાતા હું ઇશ્વર ॥ એવો ગર્વ જાણ્યો મેં અંતક ॥ મારા મનમાં વિચારી કરી ॥ દર્પ ભંગ કર્યો કહે હરિ ॥૪॥ વિશ્વ વિષે ગર્વ જેને થાએ ॥ તેને શીક્ષક હું સુખદાયે ॥ એ વિધિ ગર્વભંગ પ્રકાર ॥ કહું સાંભળ અન્ય વિસ્તાર ॥૫॥ સંભુઉમાં ચંદ્ર રવી ફરી ॥ વન્હી દુર્વાસાને ધન્વન્તરી ॥ એનો સાંભળ તું દર્પભંગ ॥ ક્રમે કહું તે સરવ પ્રસંગ ॥૬॥ ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ શ્રી કૃષ્ણનાં સાંભળી વચન ॥ પુછે થઇ ભયવિહ્‌ળ મન ॥ રાધીકા સુસ્કકંઠ અધર ॥ કહો સર્વ પ્રાણ દાનેશ્વર ॥૭॥ ॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥ વિધિનો દર્પભંગ સાંભળી ॥ કહું અંન્ય તું સાંભળ ફરી ॥ મમઅંશ શીવ વિશ્વધારી ॥ મમસમ ઐશ્વર્ય પુરારી ॥૮॥ ગુરૂ યોગેંદ્ર નામમરૂપ ॥ સર્વદા જ્ઞાનાનંદ સ્વરૂપ ॥ પ્રીયા સાંભળ તેનું આખ્યાન ॥ છસહસ્ર યુગ તપવાન ॥ ઉગ્ર તપતપી દીવાનીશ ॥ મમ સમપુર્ણ કળાઇશ ॥ તપ તેજ કોટી સુર્ય રાસી ॥ ભકત કલ્પતરૂ વિશ્વવાસી ॥૧૦॥ યોગી ધ્યાન કરે કાલાંતર ॥ રદએ રૂપ જુએ સુંદર ॥ પંચ મુખ ત્રીનેત્ર સુંદર ॥ શુળા યુદ્ધ વ્યાઘ્ર ચર્માઅંમર ॥૧૧॥ ॥ દેશી ફેર ॥ સુવર્ણાકાર શિર જટાધાર ॥ વિશ્વેશ ભકતાનું ગ્રહકારી ॥ સર્વ સંપતદાતા શિવ પોતે ॥ મન થયું અભિમાન ભારી ॥૧૨॥ જે જે વર વાંચ્છીત યાચીત ॥ તેને આપી શકે વરેશ્વર ॥ તેથી થયા તે ગર્વ સંયુકત ॥ પોતે સ્વાત્મારામ સુખાકર ॥૧૩॥ એક સમે વૃકદૈત્ય માહા ॥ શિવનું તપ તપે કેદાર ॥ વરસ એક દિવસ નિસિ ॥ તે સમીપ આવ્યા વિશ્વાધાર ॥૧૪॥ વાંચ્છિત વર આપવા કરે ॥ તે ગ્રહે નહિ માહા અસુર ॥ તેનિ સમીપ રહે શંકર ॥

છે ભકિત પાસ બંધનપુર ॥૧૫॥ સર્વ ઐશ્વર્યને સર્વ સિદ્ધી ॥ ભોગ મુકિત પ્રેરેછે મહેશ ॥ સર્વ સમીપ આવી રહેછે ॥ તોપણ નથી લેતો દૈતેશ ॥૧૬॥ એક નીષ્ટભક્તિ દેખી તેની ॥ ધ્યાન અચળ જોઇ કરી ॥ ત્રાસ પામી મહેશ્વર મન ॥ ત્યાં શિવરૂદન કરે ફરી ॥૧૭॥ રૂદનથી ધ્યાનભંગ થયો ॥ સામા દીઠા વર વરદાની ॥ મમ માયા પ્રેરીત દૈત્તેંદ્ર ॥ વર માગ્યો મહા અભિમાની ॥૧૮॥ હસ્ત મુકું હું જેને મસ્તક ॥ તત્કાળ ભસ્મ થઇ જાએ ॥ ત્થાસ્તુ કહિ ચાલ્યા તે મત્યે ॥ દોડયો દૈત્ય મહા દુખદાએ ॥૧૯॥ મૃત્યુંજય મૃત્યુ ભય થકી ॥ નાઠા વિવ્હળ ત્રાસ ઉદીત ॥ પતન ડમરૂ વ્યાઘ્ર ચર્મ ॥ દીગંબર દૈત્ય ભયેભીત ॥૨૦॥ ન હણે તેને ભકતવત્સળ ॥ સદા કૃપાળુ સાધુનું મન ॥ મને સમરતાં આવ્યાં પોતે ॥ મમશરણે સુખસદન ॥૨૧॥ હે પ્રભુ રક્ષ રક્ષ કરતાં ॥ શિવ આવ્યા તે આશ્રમ માંહી ॥ તેને બેસાડી પુછયું દૈત્યને ॥ તેણે કહ્યું થયું જે ત્યાંહી ॥૨૨॥ ત્યારે મેં મમ માયા પ્રેરીત ॥ તેણે જઇ દાંનવ વંચીત ॥ નિજ મસ્તક સ્વહસ્ત મુકયો ॥ થયો ભસ્મ અસુર અનિતા॥૨૩॥સીદ્ધ સુરેંદ્ર માનવ મુની ॥ થયા પ્રસન સર્વ જન ॥ ભક્તિએ માહારૂં સ્તવન કરે ॥ શંકર લજ્જિત મહામન ॥૨૪॥ ગર્વચુર્ણ થઇ ગયા શંકર ॥ કર્યો બોધ મેં કૃપા અપાર ॥ વળી ત્રીપુર સહ થયું તે ॥ રાધા સાંભળ કહું વિસ્તાર ॥૨૫॥ રૂદ્ર ગર્વાંન્વિત્ત દૈત્ય સાથે ॥ યુદ્ધ કરે હણવા ત્રીપુર ॥ પતંગ જેવો માની મનમાં ॥ મુક્યું શુળ કરી બળપુર ॥૨૬॥ વર્ષ એક લગી તેની સાથે ॥ થયું યુદ્ધ તે નીશીવાસર ॥ કો કોઇને જીતી નવ શકે ॥ બેહુ યોદ્ધ સમાન સમર ॥૨૭॥ માયા કરી દૈત્ય ઊંચે ગયો ॥ તે પંચાશતકોટી યોજન॥ પાછળ શંભુ ગયા ત્યાં થયો ॥ સંગ્રામ માસ એક ગગન ॥૨૮॥ શંકરના અસ્ત્રચાંપ છેદયા ॥ તેનાં છેદયાં રથ અસ્ત્રચાંપ ॥ દૈતેંદ્રને વજ્ર મુષ્ટી મારી ॥ હરે પાડયો થઇ મુર્છા પ્રાપ્ત ॥૨૯॥ ક્ષણેકે ચેતન થઇ કરી॥ કરી કોપ ધાયો શીવપર ॥ સહરથ પાડયા મહીતળે ॥ તે જોઇ ભય પામ્યા અમર ॥૩૦॥ દેવમુની મારી સ્તુતિ કરે ॥ કહે ત્રાહી ત્રાહી ભગવાન ॥ હર સમરણ કરે માહારૂં ॥ નિર્ભય થઇ તે ભયવાન ॥૩૧॥ મેં આપેલું સ્તોત્ર તેણે સ્તવે ॥ ત્યારે ત્યાં ધર્યુંમેં વૃષભરૂપ ॥ સહરથ શંકરને લીધા ॥ કહ્યું મેં મારો શુળ અનુપ ॥૩૨॥ ઉર્ધ રહ્યો દૈત્ય ત્યાંહાં માર્યું ॥ તે શુળે હણ્યો ત્રીપુર હર ॥ દર્પ હણતાં મને જોઇ કરી ॥ ફરીથી લજ્જા પામ્યા શંકર ॥૩૩॥ ત્રીપુર નાશ જોઇ દેવાદિ ॥ શિવને સ્તવે સ્તોત્ર અનુપ ॥ વિઘ્ન મુળદર્પ શિવે ત્યાગો ॥ મહા જ્ઞાન આનંદ સ્વરૂપ ॥૩૪॥ ત્યારથી હું વૃષભ રૂપે કરૂં ॥ માહા પ્રીય શીવનું વહન ॥ શિવ સમાન ત્રીલોક વિષે ॥ અધિક પ્રીય નહીં કો જન ॥૩૫॥ મન સ્વરૂપ બ્રહ્મા છે માહારે ॥ જ્ઞાનરૂપ મહેશ્વર જાણ ॥ બુદ્ધિરૂપ ભગવતી દુર્ગા ॥ મુળ પ્રકૃતિ મમ નિર્વાણ ॥૩૬॥ પ્રકૃતિ શક્તિ નીંદ્રાદિ દેવી ॥ સરવ હર્ષરૂપ ગણેશ ॥ પરમાર્થ રૂપ ધર્મ

પોતે ॥ મમતેજ રૂપ દિનેશ ॥૩૭॥ સર્વ મમ કળાંશ ઉદ્ભવ ॥ નાનાવિધી સુરેંદ્રાદિ રૂપ ॥ મહદ આદિ શ્રષ્ટી હેતુ સૌનો ॥ સરવાત્મા હું બીજ સ્વરૂપ ॥૩૮॥ જીવરૂપ પ્રતિબીંબ માહારૂં ॥ સર્વ કર્મનો કરતા ભોગ ॥ ધર્મા ધર્મને પાપ પુન્યનો ॥ થાએ જીવને સર્વ સંયોગ ॥૩૯॥ હું સાક્ષી અભોગી અચેષ્ટીત ॥ ભકત ધ્યાનાર્થે દેહ ધારણ ॥ સ્વેચ્છા મયને ધર્મ રક્ષક ॥ પ્રકૃતિરૂપ સહુ કારણ ॥૪૦॥ ॥ વલણ ॥ કારણ હું સર્વનું રાધીકા ॥ તને કહ્યો શીવદર્પ ભગરે ॥ હાવે પાર્વતિ ગર્વમોચન ॥ કહું હું સાંભળ તે પ્રસંગરે ॥૪૧॥ ॥ કડવું ૨ જું ॥ ॥ રાગ મારૂની ચોપાઇ ॥ ॥ શ્રી નારાયણો ઉવાચ ॥ એમ કહી રહ્યા પરાત્પર ॥ શ્રી કૃષ્ણ પરમાત્મા ઇશ્વર ॥ રાધા જાણવા ગુઢાળી માય ॥ પ્રભુ પ્રત્યે પુછે સુખદાય ॥૪૨॥ ॥ રાધિકા ઉવાચ ॥ સર્વ તત્વજ્ઞ શ્રી ભગવાન ॥ સર્વ બીજ સનાતન જ્ઞાન ॥ પુછ્યું પ્રશ્ન પ્રગટયું જે મન ॥ કહો સર્વ સંદેહ ભંજન ॥૪૩॥ સર્વ જ્ઞાનાધિ દેવ શંકર ॥ સર્વ તત્વવીત્ત સર્વેશ્વર ॥ મૃત્યુંજયછે કાળના કાળ ॥ તવ તુલ્ય મહાન કૃપાળ ॥૪૪॥ પંચમુખ વિભુતી ધારણ ॥ ત્રયનેત્ર કહો શું કારણ ॥ દીગંબર જટા શીરધારી ॥ કેમ નાગ ભુષણાંગકારી ॥૪૫॥ રત્નભુષણ અપ્રીય માન ॥ નહિ દિવ્ય વસ્ત્ર પરીધાન ॥ વર વાહનનો કરી ત્યાગ ॥ વૃષ વાહનનો અનુરાગ ॥૪૬॥ તજી પારિજાતાદિ સુમન ॥ ધંતુર બીલપત્ર પ્રસન ॥ ન કીરીટ જટા પ્રીયવાન ॥ દિવ્ય લોક તજી દે સ્મશાન ॥ ૪૭ ॥ કહો વિસ્તારી પ્રભુ પ્રસન ॥ કૌતુહળ શ્રવણેચ્છા મન ॥ રાધિકાનાં સાંભળી વચન ॥ હસ્યા પોતે શ્રી મધુસુદન ॥૪૮॥ રાધા વૃક્ષસ્થળે લઇ કરી ॥ કથા કથન કરે શ્રી હરી ॥ ॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥ તપ્યા છ સહસ્રયુગ હર ॥ માહારૂં ધ્યાન ધરી મહેશ્વર ॥૪૯॥ મને દીઠો સમીપ શંકર ॥ વય કીશોર શ્યામ સુંદર ॥ જોઈ રૂપ શ્રેષ્ટ સુખદાય ॥ ત્રય નેત્ર તૃપ્ત નહીં થાય ॥૫૦॥ થીર નેત્ર પડે નહીં પળ ॥ કરે રૂદન પ્રેમ વિવ્હળ ॥ ધન્ય વિધાતા ચંતુરાનન ॥ સેશ ભાગ્ય સહસ્ર વદન ॥૫૧॥ બહુ લોચને નીરખે હરી ॥ બહુ મુખે સ્તવે પ્રેમ કરી ॥ સ્તવી જોઈ તૃપ્ત નહીં મન ॥ એક મુખને દ્રય લોચન ॥૫૨॥ ઇચ્છિતામાં થયાં ચાર મુખ ॥ પુર્વ સાથે પંચ મુખસુખ ॥ એકેકે ત્રય ત્રય નયન ॥ નામ ત્રીનેત્ર પંચઆનંન ॥ ૫૩ ॥ શીવને સ્તુતિ દર્શણ સુખ ॥ અધિક થયાં નેત્રને મુખ ॥ સંહારકાળે ક્રોધાગ્ની ભારી ॥ પ્રગટ કરેછે ત્રીપુરારી ॥૫૪॥ ઉર્ધતા કોટી તાડ પ્રમાણ ॥ કોટી સુર્ય સમ પ્રભા જાણ ॥ શંકર ત્રીલોક ભસ્મ કરે ॥ તે ભસ્માંગ રાગ નીત્ય ધરે ॥૫૫॥ સર્વદા યોગી આનંદ મન ॥ દીગમ્બર સદા નીજ તન ॥ તપસ્યા કાળે જટા રહે શીશ ॥ તેમની તેમ રાખે યોગીશ ॥૫૬॥ ગરૂડભયે નાગ શર્ણ થાય ॥ ભુષણ કરી રાખે શીવરાય ॥ હુંછું વાહન

વૃષભ તન ॥ અન્ય કરી શકે ન વહનાાપ૫ાા મંને ચડાવી પુષ્પ ચંદનાા પુજે શીવ આદી સર્વે જન ॥ ઇષ્ટ પુંજાની વસ્તુરે જાણી ॥ શીવ ધરે નહીંરે સયાણી ॥૫૮॥ તેથી ધરે ધંતુર સુમન ॥ બીલ્વ પત્ર કર્પુર લેપન ॥ દીવ્યલોક દીવ્ય સેજ જેહ ॥ ભોગી પ્રીય શીવનેન તેહ ॥૫૯॥ છે સ્મશાન એકાંતીક સ્થાન ॥ શીવને કરવું મારૂં ધ્યાન ॥ બ્રહ્માથી તે ત્રણ પરી યંત ॥ સ્વપ્રવત મ.ને શીવ સંત ॥૬૦॥ અનીર્વચનીય મમ રૂપ ॥ તેમાં મગ્ન મનછે અનુપ ॥ બ્રહ્મા પડે મળે જન જાયે ॥ ક્ષણ એક શંકરની થાયે ॥૬૧॥ તેનાં આયુસનું પરીમાણ ॥ હું ન જાણું શ્રૃતીને ન જાણ ॥ મારૂ મન ત્રંબકેસ્વર માંહી ॥ શીવથી પ્રીય કો મને નાહીં ॥૬૨॥ હર બ્રહ્મરૂપ પરમાર્થ ॥ શીવને જીતવા કો સમર્થ ॥ નહીં વસુ હું ગૌલોક માંહી ॥ તંવસમીપ વૈકુંઠે નાહી ॥૬૩॥ સદાશીવ રૂદે મારો વાસ ॥ હું અબંધ બંધ પ્રેમ પાસ ॥ સ્વર સહ સુતાલ સુતાંન ॥ પંચ વકતે કરે હરગાંન ॥૬૪॥ મારી ગાથા તે કઇલાસાધીપ ॥ તેણે કરી હું સદા સમીપ ॥ મૃત્યુજય સદાસુળ પાણી ॥ મમ સમતેજ નીરવાણી ॥૬૫॥ યોગી કો નહીં સંકરપર ॥ યોગથકી બ્રહ્માંડ નીકર ॥ દીવ્યજ્ઞાને શ્રજે સુખરાસ ॥ કરે મોહ વીલાસથી નાસ ॥૬૬॥ કાળના કાળ સમર્થ હર ॥ કોન જ્ઞાની સંકરથીપર ॥ સર્વ સંપદ દાતા અપાર ॥ મારી ભક્તિ મુકિતના દાતાર ॥૬૭॥ શકળ સીધ્રી દાતા ઇશ્વર ॥ કોન દાતા સંકરથી પર ॥ હું સદાસીવને સુદર્શન ॥ તેજ તુલ્ય કહે ભગવન ॥૬૮॥ પંચ વકતે જપે મમ નામ ॥ યોગી ધ્યાન ધરે નિસકામ ॥ મમરૂપ ધ્યાન નિરંતર ॥ નહિ ભકત સંકરથી પર ॥૬૯॥ એ પ્રકારે મેં કહ્યું સેકળ ॥ સંકરનો યશ નિરમળ ॥ તોપણ તેનો દરપ નાસન ॥ હાવે શું સાંભળવું છે મન ॥૭૦॥ ॥ વલણ ॥ મન ઇચ્છે શું સાંભળવાને ॥ રાધા પ્રત્યે કહે વ્રજરાયરે ॥ ગુલાબ માનસીંહ કહે ॥ થયો છત્રીસમો અધ્યાયરે ॥૭૧॥ ઇતીશ્રી

## અધ્યાય૩૭ મો.

॥ કડવું ૧ લું ॥　　॥ રાગ ધનાશ્રી ॥　　॥ રાધીકા ઉવાચ ॥

હેવા સમર્થ શ્રી વીશ્વેશજી ॥ ઉમાનાથ મહાત્મા મહેસજી ॥ એનો પ્રસાદ ન લેકો જનજી ॥ એ શું કહો સંદેહ ભંજનજી ॥૧॥　　॥ ઢાળ ॥　　॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥　　સંદેહ ભંજન કહે પ્રભુ ॥ સુણ ઇતિહાસ પુરાતન ॥ અગ્નિ કાષ્ટવત કરે સદા ॥ પાપ ઇંધનનુંરે દહન ॥૨॥ સનતકુમાર વૈકુંઠ ગયા ॥ ભોજન કરતા દીઠા શ્રી હરી ॥ પ્રણમી દીવ્ય સ્તોત્રે સ્તવ્યા ॥ પ્રભુ પ્રસાદ આપ્યો કૃપા કરી ॥૩॥ કંઈ એક પોતે ભક્ષણ કર્યો ॥ કંઈ એક રાખ્યો બંધુને કાજ ॥ સીદ્ધા શ્રમેતે શીવને આપ્યો ॥ હર્ષી ખાધો શીવ મહારાજ ॥૪॥ ભક્ષણ કરીછે પર્મ વસ્તુ ॥ નૃત્ય કરે તે પ્રેમ

મહીત ॥ હર્સાશ્રુ નેત્ર પુર્ણ શંકર ॥ પ્રભુ સર્વાંગ પુલકાંચીત ॥૫॥ ભકિતએ શું કંઠ પંચ મુખે ॥ મારા ગુણનું કરે તે ગાન ॥ તાળ માનને સુરસુંદર ॥ રાગ ભેદ બહુ એક તાન ॥૬॥ ડમરૂ અંગને વ્યાઘ્રચર્મ ॥ પડયાંને પોતે થયા મુર્છીત ॥ મહા કમનીયરૂપ ધ્યાને ॥ રદસ્થ જોઈ હર્ષાંન્વીત ॥૭॥ એટલામાં ત્યાંહાં દેવી દુર્ગા ॥ નિજ જન દુર્ગતિ નાસન ॥ મુદાન્વીત મન આવ્યાં ત્યાંહાં ॥ છે નેત્ર વદન પ્રસન ॥૮॥ રોતા મુર્છિત પડયા દેખી ॥ ભકિતયુકત મહેસ સાક્ષાત ॥ હસી કરીને કુમારે પ્રત્યે ॥ સુળપાણીની પુછે છે વાત ॥૯॥ કહ્યું વૃતાંત કુમારે તેને ॥ કરી સ્તુતી સ્તોત્ર મનોહર ॥ બોલ્યાં ત્યારે જગત જનની ॥ વચન નીતી સાર આકર ॥૧૦॥ કોપે રકત પંકજ લોચન ॥ સમીપ રહી કહે વચન ॥ સૈલ કન્યાના કોપથી કાંપ્યા ॥ બ્રહ્માંડ સંહર્તા ભગવન ॥૧૧॥

॥ પાર્વતી ઉવાચ ॥ જગપાતા તમો સદા મારૂ ॥ રક્ષણ કરતા વિશ્વાધાર ॥ જનક વકતા ચતુર્વેદના ॥ સર્વ સંપદ મોક્ષદાતાર ॥૧૨॥ નિતિભંગ તમો કરી ત્યારે ॥ કોણ રક્ષણ કરતા ફરી ॥ કૃપા કટાક્ષથી પોશેલો હું ॥ નાથ સદા પોતાની કિંકરી ॥ ॥૧૩॥ મને વંચીપ્રસાદ વિશ્નુનો ॥ પોતે ભક્ષણ કર્યો પુરારી ॥ સર્વોત્કૃષ્ટ નૈવેદ હરીનું ॥ એ પવિત્ર સદા સુખકારી ॥૧૪॥ પ્રાપ્ત વિશ્નુ પ્રસાદથી જન ॥ ॥ મુખ્ય પાર્સદ પ્રભુનો થાયે ॥ માહા મીષ્ટ અમૃતાદી વસ્તુ ॥ કાંઈ નહી આવે સમતાએ ॥૧૫॥ મહા પ્રસાદ મને ન આપ્યો ॥ તેનું ફળ આપે ભગવન ॥ તવ નૈવેદ્ય જે ગ્રહે ભુમે ॥ અધમ જન્મ પામે તે જન ॥૧૬॥ એમ કહીને શીવ સમીપ ॥ પાર્વતીએ કર્યુંછે રૂદન ॥ દ્રષ્ટિ પડીકંઠ વિશે તેણે ॥ નીલકંઠ થયા ત્રીલોચન ॥૧૭॥ ત્યારે શીવાશીવે રૂદે લીધાં ॥ કરે સ્તોત્રે કરીને સ્તવન ॥ નેત્ર નીર નીવારણ કરી ॥ નિતી વાકય કરે પ્રબોધન ॥૧૮॥ રોષ રહિત થઇને દેવી ॥ નિજ સ્વામી પ્રત્યે કહે વાણ ॥ કલેવર હું તજું શંકર ॥ નૈવેદ્ય રહિત નિરવાણ ॥૧૯॥ અપુર્ન તવ નૈવેદ્ય પ્રભુ ॥ જન્મમૃત્યુ જરા નાશકારી ॥ તેને દુષીત કર્યો મેં તેથી ॥ ત્યાગ કરૂં દેહ ત્રીપુરારી ॥૨૦॥ પવિત્ર વિશ્નુ નૈવેદ્ય ~~સાથે~~ ॥ તમારૂં નૈવેદ્ય શુધ થાય ॥ એ પ્રકારે ત્યાંહાં કહી દેવી ॥ થયાં તત્પર તજવા કાય ॥૨૧॥

॥ શંકર ઉવાચ ॥ ક્ષમા કર અપરાધ મારો ॥ સ્વામીને કૃપાયોગ ભવાની ॥ બ્રહ્મા વિશ્નુ મહેશની તુંછે ॥ સદા બીજરૂપ સનાતની ॥૨૨॥ થીરથા જગદંબ ચંડિકા ॥ તું સાકાર નિત્ય નીરાકારી ॥ ગૌલોક નાથ ગુણાતિતની ॥ સર્વ શકિતરૂપ સહચારી ॥ ॥૨૩॥ સ્વેચ્છામય સર્વ બીજરૂપ ॥ માહા માયા માહા મનોહર ॥ સર્વ સીદ્ધિ પ્રદ મોક્ષદાતા ॥ કૃષ્ણ ભકિતપ્રદ સુખાકર ॥૨૪॥ એમ કહીને રહ્યા સન્મુખ ॥ ॥ ચંદ્ર શીખર આનંદ ધામ ॥ પ્રસન થઇને માહાદેવી ॥ તેણે હરને કર્યા પ્રણામ ॥૨૫॥ એ પ્રકારે પાર્વતી સ્તોત્રએ ॥ પુર્વે કહ્યુંતે સંકરરાએ ॥ વિપતવાન જે જન ભણે ॥ ટળી

દુખ માહાસુખ થાએ ॥૨૬॥ ॥ ઇતી પાર્વતી સ્તોત્ર ॥ ॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥ નાથની વાણી સાંભળીને તે ॥ થઈ પ્રસન રોષ પરહરી ॥ સ્વર્ગ નદી વિશે ગયાં સીઘ્રે ॥ સ્નાનાર્થ હર આજ્ઞાએ કરી ॥૨૭॥ સ્નાન કરીને ભક્તિએ પુંજે ॥ નિર્ગુણ ઇષ્ટદેવ અનાદી ॥ સર્વ સામગ્રી કરી સુંદર ॥ મિષ્ટાન વિવિધ વ્યંજનાદી ॥૨૮॥ સ્નાન કરી શીવ સનાતન ॥ બ્રહ્મજોતીનું કર્યું પુજન ॥ રૂદસ્થ મને પ્રસન કીધા ॥ મેં જઇ કર્યું ત્યાં ભોજન ॥૨૯॥ મનવાંચ્છીત મેં આપ્યું તેને ॥ પાર્વતી નૈવેદ્ય પામી સાર ॥ સહસ્વામી ભક્ષ કર્યું દેવી ॥ પ્રણમી હરને વારંવાર ॥૩૦॥ એ પ્રકારે કહ્યું તને સર્વે ॥ તેં મને પુછ્યું જે શુરેશ્વરી ॥ નીશેધ શીવ નીરમાળનું ॥ કારણ કહ્યું સઉ વિસ્તરી ॥ ॥૩૧॥ ॥ વલણ ॥ વિસ્તારી સર્વે કહ્યું રાધા ॥ અન્ય સાંભળ કહું કથાયરે ॥ ગુલાબબા માનસીંહ કહે ॥ થયો સાડત્રીસમો અધ્યાયરે ॥૩૨॥ ॥ ઇતીશ્રી ॥

# અધ્યાય ૩૮ મો.

॥ કડવું ૧ લું ॥ ॥ રાગ વેરાડીની ચોપાઈ ॥ ॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥ ગર્વ ભંગ કહ્યો ત્રીલોચન ॥ સાંભળ દુર્ગા દર્પ મોચન ॥ સુર તેજથકી તે સુંદર ॥ દેવીરૂપ ધર્યું મનોહર ॥૧॥ હણ્યા દૈત્ય માહાદુખ મુળ ॥ રક્ષણ કરી દેવનું કુળ ॥ દક્ષનારીને ગરભે જઈ ॥ લીધું જન્મ કન્યારૂપ થઈ ॥૨॥ વર્યા હર વિશ્વ આરાધન ॥ માહાદેવી જગત કારણ ॥ પરમ ભક્તિએ કરી સતી ॥ સેવે નિરંતર નિજ પતિ ॥૩॥ દક્ષ સાથે દૈવાધનકારી ॥ પુર્વે શત્રુતા થઇ પુરારી ॥ વિના કાર્યવિધી યાગ માંહી ॥ સર્વ સુર સભા બેઠે ત્યાંહી ॥૪॥ કોપી આવી દક્ષે કર્યો યાગ ॥ તેડયા સુર કરી શીવ ત્યાગ ॥ સહ સ્ત્રી દેવતા સર્વ જાયે ॥ જુએ કૈલાસથી શીવરાયે ॥૫॥ જવા શતી ઇચ્છા મનધરી ॥ માહાદેવે નિવારણ કરી ॥ માન્યું ન થયું ચંચળ મન ॥ આજ્ઞા વિના કર્યુંછે ગમન ॥૬॥ તેથી થઈ દેવી દર્પભંગ ॥ પિતા બોલ્યા નહિ દેવી સંગ ॥ સતી મનમાં પામી વૈરાગ ॥ સ્વામી નિંદા સુણી દેહ ત્યાગ ॥૭॥ સતી દર્પભંગ કર્યો યથા ॥ રાધા સુણ જન્માંતર કથા ॥ સતી જન્મી સૈલગ્રહ જઇ ॥ તેના અસ્તી ભસ્મ શીવે લઈ ॥૮॥ અસ્તી માળાને ભસ્માંગ રાગ ॥ કરી બ્રમે સતી અનુરાગ ॥ મેંનાથી પ્રગટી માહા દેવી ॥ વિશ્વમાં કો કન્યા નહી તેવી ॥૯॥ વૃદ્ધિ ચંદ્રકળા શુકલ પખે ॥ થયાં યુવાસૈલ ગ્રહ વિખે ॥ તે પ્રત્યે થઈ આકાશવાણી ॥ કર શીવતપ પતિ જાણી ॥૧૦॥ તપ વિના ઇશ ન પ્રાપીત ॥ સુણી હસી યોવન ગર્વીત ॥ પુર્વના અસ્તિને ભસ્મ માહસી ॥ સદા અંગ ધરે ત્રીપુરારી ॥૧૧॥ મને જોઇ માહારૂપ જાણી ॥ મારો સંકર ગ્રહશે પાણી ॥ થકે બ્રહ્માંડનો લય કરી ॥ બ્રમે સોક મારો મન ધરી ॥૧૨॥ વરે કેમ ન

તે પ્રેમ કરી ॥ મને જોઇ પરમ સુંદરી ॥ દેખી ભસ્મ થયું મમ અંગ ॥ કર્યો દક્ષયજ્ઞ હેર ભંગ ॥૧૩॥ વિશ્વ વિષે કોન દેહ ધરી ॥ મારા જેવી પરમ સુંદરી ॥ ગર્વે કરી મનવૃતિ એહવી ॥ નહિ કર્યું તપ માહાદેવી ॥૧૪॥ રૂપવાન યુવાવસ્થાધારી ॥ નર પોતે ગ્રહે એવી નારી ॥ મારૂં રૂપ જોઇને તત્પર ॥ થઇને ગ્રહશે મને હર ॥૧૫॥ વિના તપ રહે એમ માની ॥ હીંમગ્રહે રહીછે ભવાની ॥ સખી સાથે ત્યાંહાં નિરંતર ॥ ક્રીડા કરે માહા મનોહર ॥૧૬॥ ॥ વલણ ॥ હરદુત આવ્યો એટલામાં ॥ સૈલ સભા મધે કહે વાણરે ॥ મધુર સમીપ રહી કરી ॥ કરજોડી નમ્ર થઇ જાણરે ॥૧૭॥ કડવું ૨ જું ॥ ॥ રાગ મેવાડો ॥ ॥ દુત ઉવાચ ॥ હો સૈલેંદ્ર કર ગમનજી ॥ આવ્યા શીવ વૃષભ વાહનજી ॥ અક્ષયવટ તળે સગણજી ॥ કરી મધુમકવાદી ગ્રહણજી ॥૧૮॥ ॥ ઢાળ ॥ . ગ્રહણ કરીને જઇ ત્યાંહાં ॥ આપ ભક્તિએ નમ્રકંધર ॥ સૈલેંદ્ર કરતું પુંજા પ્રીતે ॥ સદા સીદ્ધ સ્વરૂપ ઇશ્વર ॥૧૯॥ અતીંદ્રીય માહાદેવ પોતે ॥ યોગીંદ્રના છે ગુરૂ સીદ્ધેસ ॥ મૃત્યુંજયને કાળ કાળના ॥ બ્રહ્મ જોતી અક્ષય મહેશ ॥૨૦॥ સૈલેંદ્રદુત વાક્ય સાંભળી ॥ જલદી ઉઠયા હર્ષીત મન ॥ મધુમકવાદીક લઇ કર્યું ॥ સંકર સમીપમાં ગમન ॥૨૧॥ દેવીદુત વચન સાંભળી ॥ પ્રસન વદન નેત્ર મન ॥ વિચાર્યું મને વરના કારણ ॥ આવ્યા પોતે શીવ ભગવન ॥૨૨॥ પેહેર્યાં અંગ ઉત્તમ અંબર ॥ ને રત્ન આભુષણ ધરે ॥ સુમન ચંદનયુક્ત ધરી ॥ સંભુ સેવા મનોરથ કરે ॥૨૩॥ રત્નસીંહાસન બેસી જુએ ॥ દર્પણમાં મુખ સુશોભિત ॥ રક્તનેત્ર નિરમળ અંજન ॥ સહઅંગી કમળ રાજીત ॥૨૪॥ સીંદુર સેંથે કસ્તુરી બિંદુ ॥ શોભે અધર તાંબુળ યુત ॥ રમ્ય, પક્વ, બીંબ, ફળ, વત, ॥ રત્નકુંડળ કર્ણે અદ્ભુત ॥૨૫॥ મુક્તા સમુહ ઉજવળ શોભે ॥ દંતપંક્તી મહા મનોહર ॥ ગજ મુક્તા નાસીકા શોભિત ॥ માલતિ પુષ્પ કબરીધર ॥૨૬॥ રત્નમાળ વક્ષ, સ્થળ શોભે ॥ પીનસ્તન યુગ્મ મનોહર ॥ વર્તુળાકાર, ગંભીર નાભી સર્વાંગ સુંદર સુખાકર ॥૨૭॥ અતુળ રૂપ પાર્વતી દેવીનું ॥ સંભુ ચરણકમળે મન ॥ માતા પીતા બંધુ સહોદર ॥ શીવ વિના ન કો સમરણ ॥૨૮॥ સૈલેશે જોયા ચંદ્ર શેખર ॥ માળા ધરી જપે મમનામ ॥ તપ્ત સ્વર્ણસમ પ્રભા રાજે ॥ શીર જટા શીવ બ્રહ્મધામ ॥૨૯॥ વૃસભારૂઢ હસ્ત ત્રીશુળ ॥ સર્પ ભુષણ ભુષીતવાન ॥ પંચમુખ ત્રીનેત્ર રાજીત ॥ અંગ વ્યાઘ્ર ચર્મ પરીધાન ॥૩૦॥ વીભુતી અંગને અસ્તી માળા ॥ દીગંબર, હર સુખદાન ॥ માહા અવ્યક્ત જોતી ધામ પોતે ॥ શોભીત કોટી સુર્ય સમાન ॥૩૧॥ સર્વ રૂપ સરવેશ સ્વામી ॥ જળહળ બ્રહ્મતેજ આકર ॥ શીવ વામે માહાવીર શોભે ॥ રાજે દક્ષિણે નંદીકેશ્વર ॥૩૨॥ ભુત, પ્રેત, ને પીસાચ રાજે ॥ કુષ્માંડી દેવી રાક્ષસ સાથ ॥ વેતાળને ક્ષેત્રપાળ શોભે ॥ ભયંકર તે ભૈરવનાથ ॥૩૩॥ સનકસનંદ

સનાતન ॥ સનતકુમાર વિધી તન ॥ દેવળ ગણાદને ગૌતમ ॥ પીપલાદ કાણ્વ, મા-હાજન ॥૩૪॥ પાણી નીકરશ્વને જાવાળી ॥ દુર્વાસા સુર્ય સમભાસ ॥ કાત્યાયની અષ્ટવક્ર લોમસ ॥ સહ મુની સર્વ સુખરાસ ॥૩૫॥ હીમાચળ, આવી સનમુખ ॥ શીશભુધરી કર્યા પ્રણામ ॥ દંડવત હાથ જોડી કરી ॥ ભક્તિએ શંભુ પુરણ કામ ॥૩૬॥ પુલકાંચીત વિગ્રહ થઈ ॥ હીંમ ધર્મદત સ્તોત્રે કરી ॥ પ્રસંનાર્થે પરમેશ્વરને ॥ સ્તવે પ્રેમપ્રમોદ મન ધરી ॥૩૭॥ ॥ હીમાલય ઉવાચ ॥ તમો વિધાતા સૃષ્ટિ કરતા ॥ છો વિશ્નુ પાળણ કરતાર ॥ કલ્યાણકારી છો શીવ સ્વામી ॥ તમો કરતા વિશ્વ સંહાર ॥ ॥૩૮॥ ગુણાતીત ઈશ્વર પ્રભુજી ॥ તમો સનાતન જોતી રૂપ ॥ પ્રકૃતિ રૂપને પ્રકૃતિસ ॥ પ્રકૃતિપર નિજ સ્વરૂપ ॥૩૯॥ નાનારૂપ ધારણ કર્તા ॥ ભક્તના ધ્યાન કારણ જાણ॥ જેને જે રૂપ ઉપર પ્રીતી ॥ તેવું રૂપ ધરો નિરવાણ ॥૪૦॥ તેજસ્વી પ્રદે સુર્ય તમોછો ॥ નયનાધિદેવ વિશ્વાધાર ॥ સશી સર્વ ધાનના રક્ષક ॥ નિજ શીતળકિર્ણે વિસ્તાર ॥૪૧॥ એ પ્રકારે કહીને સૈલેંદ્ર ॥ રહ્યો પાદાંમ્બુજ ગ્રહી કરી ॥ એ મહાસ્તોત્ર ભણે જેહ પ્રાં-ણી ॥ થાએ સુખી પાપ પરહરી ॥૪૨॥ અપુત્રવાન તે પુત્ર પામે ॥ પ્રેમે સ્તોત્ર ભણે એક માસ ॥ નારીહીન તે પામે નારી ॥ સાધવી સુશીળા સહ વિલાસ ॥૪૩॥ ઘણા કાળની ગઈ જે વસ્તુ ॥ સહસા પામે ભણે જે જન ॥ જે રાજભ્રષ્ટ તે રાજ પામે ॥ હરપ્રસાદ સ્તોત્ર પઠન ॥૪૪॥ શત્રુ ગ્રસ્ત સંકટ સ્મશાને ॥ કારાગાર જળ ભય જાયે ॥ વિસ યુદ્ધાદી વિવિધભય ॥ સર્વ ભયથી સદ્ય મુકાય ॥૪૫॥ ॥ વલણ ॥ મુકા-ય પ્રાંણી શીવ પ્રસાદે ॥ કહ્યો શીવસ્તોત્રનો મહીમાયરે ॥ ગુલાબમા સુણો માન કહે ॥ પુર્ણ આડત્રીસમો અધ્યાયરે ॥૪૬॥ ॥ ઇતીશ્રી ॥

## અધ્યાય ૩૯ મો.

॥ કડવું ૧ લું ॥ ॥ રાગ દેશાખની ચોપાઈ ॥ ॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥ શીવને સ્તવી ભક્તિ સહીત ॥ ગીરી મધુપ્રકવાદી અર્પીત ॥ પછી મુની પુજા પ્રેમે કરી ॥ શીવના પાર્શદ પુંજ્યા ફરી ॥૧॥ તેહેવે ત્યાં આવી મેંનકા રા-ણી ॥ વટમુળે દીઠા સુળ પાણી ॥ પ્રસનાનન પુરણ કામ ॥ મુની પ્રદે રાજે બ્રહ્મધામ ॥૨॥ ઉડુંગણ પ્રદે દ્વીજરાજ ॥ તેમ શોભે શીવમહારાજ ॥ માહા હાલાદકારી સ્વરૂપ ॥ કોટી કંદર્પ કાંન્તિ અનુપ ॥૩॥ વૃદ્ધાવસ્થા પોતે ત્યાગ કરી ॥ યુવાવસ્થા મહાદેવ ધરી ॥ અતિ સુંદરતા ત્રીપુરારી ॥ ચોરીતા ચીત આહર્ણકારી ॥૪॥ કામાતુર ને કામ સ્વરૂપ ॥ પુત્રને જેમ માબાપ રૂપ ॥ વિશ્નવને માહા વિશ્નુ સ્વામી ॥ સૈવને શીવ અંતરયામી ॥૫॥ સાક્તને શક્તિરૂપ મહેશ ॥ ભાનું ભક્તને પોતે દીનેશ ॥ દુષ્ટને કાળરૂપ સંહર્તા ॥ સાધુજનને પાલણ કર્તા ॥૬॥ શ્વેતરાજે વૃષભ વાહન ॥ ભુતગણ નૃત્યકારી

જન ॥ બ્રહ્મધામ શીવ દરસંન ॥ જોઇ મેનાદી સર્વ પ્રસન ॥૭॥ કો પુલકાંચીત હરને જોઇ ॥ કામાતુરે મુર્છિત થઇ કોઈ ॥ નિંદેકાન્ત કહે શીવ ધન્ય ॥ કોઇ મને કરે આલીંગન ॥૮॥ કોઇ જોઇ વારંવાર વદન ॥ વસ્ત્રે કરે મુખ આચ્છાદન ॥ કો કહે ગ્રહ ન જાવું કદા ॥ શીવ સમીપ રહું હું સદા ॥૯॥ કરે વિવિધ કામના મન ॥ સઉ કહે પાર્વતીને ધન્ય ॥ જેનાં શીવ સ્વામી કહે કોઈ ॥ સ્ત્રીગણ સહ મેનકા જોઈ ॥૧૦॥ નમી શીવને ગઇ ભવન ॥ શૈલે પ્રણમી કર્યું ગમન ॥ બેશી એકાંત મેનાંગીરીસ ॥ કરે વિચાર જહાંછે ઇસ ॥૧૧॥ ત્યાંહા મોકલીએ માહાદેવી ॥ જઇ આવે શીવને ત્યાં સેવી ॥ પાર્વતી શુ સખી ગણસંગ ॥ કરી વેશ મનોહર અંગ ॥૧૨॥ પરમપ્રીય કૈલાસાધીપ ॥ ગઈ ગીરીજા શીવ સમીપ ॥ જઇ જોયા સીવા નિજકાંત ॥ પ્રસંનાનન શંકર શાંત ॥૧૩॥ પ્રદક્ષિણા કરી સમસતી ॥ હર્ષી પ્રણમ્યા દેવાધીપતિ ॥ જાણ્યું અનન્ય ભાવ સંકર ॥ પોતે સર્વજ્ઞ પરમેશ્વર ॥૧૪॥ સુંદર પામ સુંદરી પતિ ॥ મારો આસીરવાદ એ સતી ॥ સૌભાગ્ય વૈભવ તે અપાર ॥ થશે સ્વામી સહ નીરધાર ॥૧૫॥ તવ પુત્ર હોશે સુખદાન ॥ ગુણ નારાયણને સમાન ॥ તવ પુંજા હોશે શ્રેષ્ટ ત્યાંહી ॥ જગદંબીકા ત્રીલોક્યં માંહી ॥૧૬॥ તને પુંજે જે જન સદાયે ॥ તેને સરવત્ર સીધી થાએ ॥ દેવમંત્ર ગુરૂ તીર્થ સ્નાને ॥ તેહેવી સીધી હોય તવ ધ્યાને ॥૧૭॥ ॥ વલણ ॥ ધ્યાને સીધી થાએ એમ કહી ॥ બ્રહ્મ જોતી મનોહર ધ્યાયરે ॥ વ્યાઘ્ર ચર્મે યોગઆસન કરી ॥ મહા યોગેંદ્ર શંકર શાધરે ॥૧૮॥ ॥ કડવું ૨ જું ॥ ॥ રાગ ધનાશ્રી ॥ ચરણ પ્રક્ષાળી ભકિતમાનજી ॥ દેવી પાદોદક કરે પાનજી ॥ અર્ધ્ય સુરસુરી જળ અર્પીતજી ॥ ચંદન કસ્તુરી કુંકુમ સહીતજી ॥ ૧૯॥ ॥ઢાળ ॥ સહીત અર્પી વિવિધ પુંજા ॥ દેવી કરે મુદમન ધારીજી ॥ મહા મીષ્ટ સ્વાદિષ્ટ નૈવેદ્ય ॥ ધરે હરને સૈલકુમારીજી ॥૨૦॥ ગળે ગરલ માલતી માળા ॥ રત્તદીપ મુક્યાંછે સમારીજી ॥ ઉતમ ધુપવસ્ત્ર દુર્લભ ॥ કાંચન અગ્નોપવિત ધારીજી ॥૨૧॥ સ્નાનાર્થ સુગંધી શીતંજળ ॥ દેવી હરને કરે અર્પણજી ॥ સહર્ષ તાંબુળ મનોહર ॥ સુંદર રત્નસાર ભુષણજી ॥૨૨॥ સોડસોપચાર કરી દેવી ॥ વારંવાર કરેછે નમનજી ॥ સીવ પ્રસંનાર્થ સીવા પોતે ॥ પરમેશ્વરી કરે સ્તવનજી ॥૨૩॥ સ્તુતી કરતી પાર્વતી તજી ॥ ગયા સ્વસ્થાન ત્રય નયનજી ॥ રૂપ યોવન ગર્વ તજીને ॥ પાર્વતી થઇ દર્પ મોચનજી ॥૨૪॥ નહીં જાવું પીતુગ્રહ પ્રત્યે ॥ પાર્વતી લજ્જા મનમાં કરીજી ॥ સ્વસખી નીવારણ કરતે ॥ ચાલી વન તપ મન ધરીજી ॥૨૫॥ સખી સર્વે શોક વિહ્વળ ॥ સહચરી નેત્ર ભરે નીરજી ॥ માતા નિવારણ નહિ માની ॥ દેવી ગઈ સ્વર્ગ નદી તીરજી ॥૨૬॥ એ પ્રકારે કહ્યું મે સર્વે ॥ દેવી પાર્વતી દર્પ મોચનજી ॥ માહાગુઢ ચરીત્ર રાધીકા ॥ હવે શું સાંભળવાછે મનજી ॥૨૭॥ ॥ વલણ ॥

મન સદા માહા ભકતજનનું ॥ કૃષ્ણ કથા વિષે બહુ ધાયરે ॥ કૃષ્ણ કૃપાથી માન કહે થયો ॥ ઓગણચાળીસમો અધ્યાયરે ॥૨૮॥ ॥ ઇતીશ્રી ॥

# અધ્યાય ૪૦ મો.

॥ કડવું ૧ લું ॥ ॥ રાગ મારૂની ચોપાઈ॥ ॥ શ્રી રાધીકા ઉવાચ ॥ અપુર્વ આશ્ચર્ય ચરિત્ર ॥ એ મેં સાંભળ્યું નાથ વિચિત્ર ॥ ગુડ પીયુસ જ્ઞાન કારણ ॥ કર્ણે સંક્ષેપે કર્યું ધારણ ॥૧॥ એ વિસ્તારે સાંભળવા મન ॥ વિસ્તારી નાથ કરો કથન ॥ શું શું કઠિણ તપ પાર્વતી ॥ કરી શું શું વર પામી સતી ॥૨॥ પાર્વતી શીવવિવાહ હરી ॥ તેમને કહો નાથ વિસ્તરી ॥ સંજોગ પાર્વતી ત્રીલોચન ॥ કહો દુખીનું દુખમોચન ॥૩॥ દંપતિ વિરહ દુખાગાર ॥ કૃષ્ણ કહો મીલનપ્રકાર ॥ અગ્નિ જ્વાળા વીસ જ્વાળા સહે ॥ વિરહ જ્વાળે દંપતિ દહે ॥૪॥ રાધીકાનાં સાંભળી વચન ॥ કેહેવા આરંભે શ્રી ભગવન ॥ દુખી સાંભળી વીરહ વાત ॥ કેમ સહસે વિરહ સાક્ષાત ॥૫॥ એમ વિચારે માયા અધિસ ॥ કહે કૃપાસિંધુ જગદિસ ॥૬॥ ॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥ પ્રાણવલ્લભ સુણ રાધીકા ॥ પ્રાણાધી દેવી તું પ્રાણાધીકા ॥ વડમુળ વિષે રૂદ્ર સ્થીત ॥ સતી ગઈ તપ ઇચ્છાન્વીત ॥૭॥ જઈ સ્વર્ગ નદી કરી સ્નાન ॥ મને જપે માહા મુદવાન ॥ વર્ષ એક કઠિણ અનાહાર ॥ જગદંબા તપેછે અપાર ॥૮॥ સહે વન્હી ઉનાળે ચોપાસ ॥ મધ્યે બેસી જપે અવિનાસ ॥ કરી સ્મસાને ચોગઆસન ॥ શીળા મધ્ટે જપે ભગવન ॥૯॥ સીત જળમાં પ્રવેસી રહે ॥ હિમ નીસદીન દેવી સહે ॥ ઉગ્ર તપ કર્યું એ પ્રકાર ॥ પામી નહિ સીવ વિશ્વાધાર ॥૧૦॥ સોચયુકત અગ્નીકુંડ કરી ॥ કરવા પ્રવેસ ઇચ્છા ધરી ॥ અગ્નિકુંડ પ્રવેસતી સતી ॥ જોઇ આવ્યા શીવ ઉમાપતી ॥૧૧॥ અંગ વામન વિપ્ર સ્વરૂપ ॥ બાળરૂપ ધર્યુંછે અનુપ ॥ પ્રજ્વળીત તેજ સુખકારી ॥ દંડ છત્ર જટા શીરધારી ॥૧૨॥ સુકલ ઉપવિત સુકલાંબર ॥ સ્વેત પુષ્પમાળા ઉરધર ॥ નીરજને બાળક જોઇ કરી ॥ હસીતે મન આનંદભરી ॥૧૩॥ તેને તેજે તે ઝંખીત મન ॥ પુછે થઇને દેવી પ્રસન ॥ તમો કોણછો શીસુસ્વરૂપ ॥ સ્થીત સમીપ આનંદ રૂપ ॥૧૪॥ મારા મનને આનંદકારી ॥ એમ પુછેછે સૈલકુમારી ॥ હસ્યા સાંભળી તે મત્યે જાણ ॥ બોલ્યા શ્રવણામ્રત તે વાણ ॥૧૫॥ ॥ સંકર ઉવાચ ॥ હું તપસ્વીછું વિપ્ર કુમાર ॥ ઇચ્છાએ કરૂં હરી આધાર ॥ કોણ તું તપ કરે સુંદરી ॥ કોના કુળ વિશે અવતરી ॥૧૬॥ કોની કન્યા તું શું તારૂં નામ ॥ ફળદાતા તું પુરણ કામ ॥ કોણ કારણ તું તપકારી ॥ તપરાસી પોતે દેહ ધરી ॥૧૭॥ કમળેક્ષણ તું કૃપા કરે ॥ લોક શિક્ષાર્થે તપ આચરે ॥ પોતે છે માહા તેજ સ્વરૂપ ॥

ઇશ્વરી મુળ પ્રકૃતીરૂપ ॥૧૮॥ ભકત ધ્યાનાર્થએ કૃપા કરી ॥ ધરણીપર તેં દેહ ધરી ॥ કે તું ત્રીલોક લક્ષ્મી અનુપ ॥ સનાતનતું સંપતીરૂપ ॥૧૯॥ કે તું જગદંબીકા સુરતી ॥ કે સાવીત્રી કે તું સરસ્વતી ॥ એમાં કોણછે તું સુખકારી ॥ બુદ્ધિ તર્કિ શકે નહિં મારી ॥૨૦॥ જે કો હોય તે હો કૃપાવાન ॥ મને કલ્યાણી થા તુષ્ટ માન ॥ સતી તવ પ્રસન્નતા કરી ॥ હોય પોતે પ્રસન્ન શ્રી હરી• ॥૨૧॥ પતિવૃતા તુષ્ટ થએ સતી ॥ તુષ્ટે નારાયણ જગપતી ॥ ઇશ તુષ્ટે જગ ત્રએ તુષ્ટ ॥ મુળ સીંચે શાખા જેમ પુષ્ટ ॥૨૨॥ સીસુ વચન સાંભળી કરી ॥ હસી બોલી તે પરમેશ્વરી ॥ કર્ણ પીયુસ તુલ્ય વચન ॥ શીસુ પ્રત્યે તે મન પ્રસન ॥૨૩॥ ॥ પાર્વતી ઉવાચ ॥ લક્ષ્મી આદી હું ન સત્યવાણ ॥ જન્મ સૈલ્ય ગ્રહે મમજાણ ॥ પુર્વ દક્ષગ્રહે જન્મી હતી ॥ હર કામીની હું કહે સતી ॥૨૪॥ યોગાગ્નિએ દેહ પરહરિ ॥ મમન્તાતે સ્વામી નીંદા કરી ॥ થઇતી આજન્મે પ્રાપ્ત કપાળી ॥ મને તજી ગયા રૂંડમાળી ॥૨૫॥ શીવ જવેથી લજ્જિત મન ॥ તપ કારણ આવી હું વન ॥ ઉગ્ર તપ તપી પવિતર ॥ પ્રાપ્ત થયા નહિ મહેશ્વર ॥૨૬॥ અગ્નિ પ્રવેશ કરવા ચીત ॥ તવ જોઈ રહી ક્ષણસ્થીત ॥ તમો જાઓ હું પ્રવેશ કરૂં ॥ અગ્નિ વિશે દેહ પરહરૂં ॥૨૭॥ કરૂં કામના પુરણ વિપ્ર ॥ હરસ્વામી પામુ જેમ ક્ષીપ્ર ॥ જન્મ ધરૂં હું જઇને જ્યાંહાં ॥ નીજ સ્વામી પામું શીવ ત્યાંહાં ॥૨૮॥ પ્રાણાધીક પ્રીય વિભુ શાંન્ત ॥ જન્મોજન્મ ઇચ્છા શીવકાંન્ત ॥ એમ કહી પ્રવેસે પાર્વતી ॥ વિપ્ર વારે વારંવાર સતી ॥૨૯॥ દેવી પેસતાં વન્હી તે થળ ॥ તપ પ્રસાદે થયો શીતળ ॥૩૦॥ ॥ વલણ ॥ શીતળ મધ્યે ક્ષણીક રહી ॥ બાહાર નીકળી પર્મેશ્વરીરે ॥ રાધીકા સાંભળ કૃષ્ણ કહે ॥ તે પ્રત્યે બોલ્યા શંકર ફરીરે ॥૩૧॥ ॥ કડવું ૨ જું ॥ ॥ રાગ રામગ્રી ॥ ॥ માહાદેવો વાચ ॥ હે દેવી બોલ માન્યો નહિ મારોજી ॥ એકું અર્થ થયો નહિ તારોજી ॥ દગ્ધ થયો નહિ તવ દેહજી ॥ મનવાંચ્છીત પામી ન તેહજી ॥૩૨॥ ॥ ઢાળ ॥ તે ન થયું મન ઇચ્છિતવ ॥ શીવ કરવાને ભરતાર ॥ દેહ રહિત તે કેમ થાએ ॥ દેવી કર તું મન વિચાર ॥૩૩॥ જાતું સીઘ્રે પિતુગ્રહ પ્રત્યે ॥ જોસે ત્યાં તું શીવ વિશ્વસ્વાંમી ॥ મારે આશીસે તપે તાહારે ॥ પ્રાપ્ત શંકર અંતર્યામી ॥૩૪॥ પાર્વતીને એમ કહી વિપ્ર ॥ ત્યાંહાં થયા તે અંતરધ્યાન ॥ પિતુગ્રહે પ્રત્યે ચાલ્યાં દેવી ॥ સમરી ને શીવ ભગવાંન ॥૩૫॥ પાર્વતીનું આગમન સુણી ॥ મેનકા સહસૈલ્ય રાજાન ॥ પ્રેમ વિહ્વળ થઇ તે આવ્યાં ॥ આગળ કરીને દીવ્ય વૈમાન ॥૩૬॥ રાજ મારગે મંગળ ઘટ ॥ થાપ્યા કસ્તુરી કુંકુમાન્વીત ॥ ચંદનાગર ફળ પલ્લવ ॥ કંદળી સ્થંભ બહુ રોપીત ॥૩૭॥ બ્રાહ્મણ મુનીને બ્રહ્મચારી ॥ નટ નૃત્ય આદિ બહુ જંત ॥ પુરોહિતાદિ સંયુક્ત સર્વે ॥ કરે મંગળધ્વની

અનંત ॥૩૮॥ નાના પ્રકાર વાજીંત્ર વાજે ॥ કેશું ચંદનાન્વીત સીંદુર ॥ નગર પ્રવેસ કરે દુર્ગા ॥ જોતિ શોભીત પિતા પુર ॥૩૯॥ હરસાયુપુલ કાંન્વીત સખી ॥ પ્રસન્ન આવી કરે પ્રણામ ॥ વત્સ વત્સેતી કહી બોલાવે ॥ પ્રેમે આસીશ દે સુખધામ ॥૪૦॥ પછી રથે બેસી કરી દેવી ॥ હરખી ચાલી નીજ મંદીર ॥ મંગળ ગાન કરે અબળા ॥ દે આસીશ વિપ્ર વરધીર ॥૪૧॥ બ્રાહ્મણ બંદીને ધન આપે ॥ સૈલેંદ્ર માહામન આનંદ ॥ મંગળા સીસ કરે બ્રાહ્મણ ॥ દે આસીશ બંદી ભણે છંદ ॥૪૨॥ નીજ કન્યા સહુ એ પ્રકારે ॥ નીજ મંદીરે સૈલ્ય રાજન ॥ સુખ નિવાસી રહ્યાં સરવે ॥ માહાહર્ષ નીરભર મન ॥૪૩॥ એક સમય તપ કરવા ॥ ગીરી ગયો સ્વર્ગ નદી તીર ॥ મેનકાં કન્યા સહ બેઠાં ત્યાં ॥ આવ્યો ભીક્ષુક ગાન ગંભીર ॥૪૪॥ વામહસ્તે શૃંગને દક્ષિણે ॥ ડમરૂ ભસ્માંગ જટાવાન ॥ વૃદ્ધ પ્રષ્ટ કંથા રકત વસ્ત્ર ॥ સુષ્ટુ કંઠ મનોહર ગાન ॥૪૫॥ મારા ગુણનું ગાન કરેને ॥ કરે નૃત્ય મનોરમ જાણ ॥ ક્ષણ ડમરૂ વગાડે ક્ષણ ॥ નાદ કરે શૃંગ નીરવાણ ॥૪૬॥ આવ્યાં નગરનાં બાળ બાળી ॥ હર્ષ વિહ્વળ વૃદ્ધ યુવાન ॥ સાંભળી ગાનતાન સુંદર ॥ સૌ સહસા મુર્છીતવાન ॥૪૭॥ મુર્છા પામી ત્યાં જોઈ દુર્ગા ॥ હૃદયે દીઠું શંકરરૂપ ॥ ત્રીશુળ પટીધર શંકર ॥ વ્યાઘ્ર ચર્માંગધર અનુપ ॥૪૮॥ વિભુતી ભુષણ માળ અસ્તી ॥ માહા પ્રસન્ના નન લોચન ॥ પંચવકત નાગ ઉપવિત ॥ વર માગ તું કહે પ્રસન ॥૪૯॥ હૃદયસ્થ હર જોઈ કરી ॥ દેવી માનસી કર્યા પ્રણામ ॥ વર માગ્યો તમો મારા પતી ॥ થાઓ મહેશ્વર સુખધામ ॥૫૦॥ વર આપી શીવ થયા ત્યાંથી ॥ અલોપ પોતે અંતરધ્યાન ॥ હૃદય વિશે ન દિઠા ત્યારે ॥ થઈ માહાદેવી ચેતનવાન ॥ ॥૫૧॥ ચક્ષુ ઉઘાડી જુએ સનમુખ ॥ ભીક્ષુક કરે નૃત્ય સંગીત ॥ ભીક્ષુકને ભીક્ષા આપવાને ॥ મેનકા ઉઠી તે સહ પ્રીત ॥૫૨॥ સ્વર્ણપાત્ર રત્ન ભરી લાવી ॥ ભીક્ષા આપવા કારણ જાણ ॥ તે કહે અન્ય ભીક્ષા ન ગ્રહું ॥ ભીક્ષા દુર્ગા આપ કહે વાણ ॥૫૩॥ એમ કહીને નૃત્ય કરવા ॥ લાગ્યો કૌતુકી ભીક્ષુક જન ॥ મેનાં તેનાં વચન સાંભળી ॥ થઈ ક્રોધીત વિસ્મય મન ॥૫૪॥ તીરસ્કાર બહુ કર્યો તેને ॥ દુર કરો કુભાષણકારી ॥ પતિ ત્રીલોક નાથ શીવની ॥ યજ્ઞ માગે ગીરીસકુમારી ॥૫૫॥ એટલામાં તાહાં તપ કરી ॥ અહહર્ષ આવ્યો ગીરીશ્વર ॥ દીઠો ભીક્ષુક રહ્યો આંગણે ॥ સુંદર સ્વરૂપ મનોહર ॥૫૬॥ નારાયણાર્ચિ ગંગા તીરે ॥ ધ્યાનસ્થ વિયોગે શોકાતુર ॥ મેનાં મુખથી વાત સાંભળી ॥ હસીને થયો તે કોપાતુર ॥૫૭॥ આગન્યા કરી નીજ સેવકને ॥ બાહાર કરો ભીક્ષુકને દુર ॥ હવે હિમાલય ત્યાં દીઠું ॥ ચતુર ભુજ રૂપ તે પુર ॥૫૮॥ સુશોભીત કીરીટ કુંડળ ॥ ઘનશ્યામ પીતાંબર ધર ॥ ભકતાનુંગ્રહકારી પ્રભુજી ॥ પ્રસન્ન આનન મનોહર ॥ ॥૫૯॥ ચંદનાંગ લેપન સુંદર ॥ જે પુંજા કાળે કર્યું પુજન ॥ ધુપ દીપ નૈવેદ્ય સરવે ॥

તે મધ્યે દીઠું સૈલ્યરાજંન ।।૬૦।। ક્ષણમાં દ્વિભુજ રૂપ દીઠું ।। કરમાં મોરલી સુશોભીત ।। ગોપ વેસને કીસોર વય ।। સુંદર વનમાળા ભુષિત ।।૬૧।। મયુરપીંછ મુકુટ શીશ ।। રત્નાલંકાર રાજીત તન ।। ઘનસ્યામ ને પીત વસન ।। રાજે સર્વાંગ લીમ ચંદન ।।૬૨।। ક્ષણમાં દિઠા ચંદ્ર શીખર ।। પોતે શંકર ત્રીશુળધારી ।। વ્યાઘ્ર ચર્માંમ્બર અસ્તી માળા ।। રાજે વિભુતિ સર્વાંગકારી ।।૬૩।। નાગ ઉપવિત જટાધારી ।। શૃંગ ડમરૂ રાજીતકર ।। પંચવક્ત હરિ જાપજપે ।। ત્રીલોચન રાજે મનોહર ।।૬૪।। ક્ષણમાં વિધાતા રૂપ દીઠું ।। ચતુર્મુખ જપે હરિનામ ।। ક્ષણમાં સુર્ય રૂપ દીઠું ।। શ્રી ત્રીગુણાત્મક સુંદર ધામ ।।૬૫।। અગ્નિ રૂપ પ્રજ્વળીત તેજ ।। ને ચંદ્રરૂપ હાલ્હાદકારી ।। જોયું તેજરૂપ નીરંજન ।। નીર્લીપ નીર્ગુણ નીરાકારી ।।૬૬।। ।। વલણ ।। નિરાકારનાનાં રૂપ એવાં ।। જોયાં સ્વેચ્છામય સુખ ધામરે ।। હર્ષાંશ્રુ પુલકાંગ સૈલ્યંદ્ર ।। કર્યાછે ડંડવત પ્રણામરે ।। ।।૬૭।। ।। કડવું ૩ જું ।। ।। રાગ મારૂની દેશી ।। ભક્તિયુક્ત પ્રદક્ષીણા કરીરે ।। નમે વારંવાર હર્ષ ભરીરે ।। જોયું ભીક્ષુકનુ મુળ રૂપરે ।। ગયા માયા રચીત સ્વરૂપરે ।।૬૮।। ભુલ્યો નાનારૂપ દર્શણ નરે ।। ભીક્ષા દુર્ગા યાચે ભીક્ષુજનરે ।। અન્ય યાચનાન મારે મનરે ।। માન્યું નહિ તે સૈલરાજનરે ।।૬૯।। ભીક્ષા ગ્રહી નહિ કાંઇ આનરે ।। થયો ભીક્ષુક અંતરધ્યાનરે ।। ત્યારપછી થયું મન જ્ઞાનરે ।। મેનકાને સેલ રાજાનરે ।।૭૦।। આવી ગયા સ્વપ્નવત ઇશરે ।। આપણને વંચી જગદીસરે ।। બેહુની ભક્તિ શીવપર પુરરે ।। દેખી વિચારે શક્રાદિ સુરરે ।।૭૧।। વિનવિઆ ગુરૂ માહારાજરે ।। હીમગ્રહે મોકલવા કાજરે ।। જઇ ગુરૂને પ્રણામ કરીરે ।। કહ્યું સર્વ વૃતાંત વિસ્તરીરે ।। ।।૭૨।। હિમાલય ગ્રહ પરવશેરે ।। સુત પાણી નીંદા જઇ કરોરે ।। દુર્ગા પીનાકીનું ધ્યાન ધરેરે ।। તે વિના નહીં અન્યને વરેરે ।।૭૪।। જ્યારે હિમાલય કન્યાદાનરે ।। આપે કરી શીવને સનમાનરે ।। મોક્ષ પામસે સેલેસ જ્યારેરે ।। જશે રત્ન વસુંધરા ત્યારેરે ।।૭૫।। એવા દેવનાં સુણી વચનરે ।। કાને હાથ દીધા ગુરૂજનરે ।। નહિ કર્યું કહેવાને માનરે ।। ગુરૂ કરે નારાયણ ધ્યાનરે ।।૭૬।। દેવ મધ્યે બોલ્યા ગુરૂરાયરે ।। એમ કેમ કરીને તે થાયરે ।। વેદ વેદાંગજ્ઞા તાછે હરરે ।। હરિભક્ત માહા માયાપરરે ।।૭૭।। ।। બ્રહસ્પતી ઉવાચ ।। હે દેવ સાંભળો મારી વાણરે ।। તમો સ્વારથ સાધક જાણરે ।। નીતીસાર એ વેદોક્ત વાણીરે ।। પરીણામ સદા સુખ આણીરે ।। હર કેસવભક્ત દેવતારે ।। બ્રાહ્મણ ગુરૂને પતીવૃતારે ।। યતિ ભીક્ષુકને બ્રહ્મચારીરે ।। એને જે જન નીંદીત કારીરે ।।૭૯।। કાળસુત્ર વિશે પચે જનરે ।। યાવતચંદ્ર ત્રીલોક્ય લોચનરે ।। ભક્ષીત માહા કીટ નીકરરે ।। શબ્દ કરે તે થઇ કાતરરે ।।૮૦।। દુર્ધાલક્ષ્મી વળી સરસ્વતીરે ।। ગીતા તુળશી ગંગા. પાર્વતીરે ।। વૃત તપ પુંજા મંત્રનુપરે ।। એને નિંદે પડે અંધકુપરે ।।૮૧।।

સર્વઅંગ કીટ ભક્ષી તાનરે ॥ કરે શબ્દ સદા ભયવાનરે ॥ વિશ્નુ ભક્તિ પ્રકરણ સૃતિરે ॥ રૂશીકેસ નીંદે જે કુમતીરે ॥૮૨॥ ક્રષ્ણપ્રિયા રાધાગોપી નીંદીતરે ॥ માહા ઘોર નરક આપીતરે ॥ નર્કે પડે શીવ નિંદાકારીરે ॥ સુરા માહાદેવ ત્રીપુરારીરે ॥૮૩ શીવને દક્ષ સુતાં અર્પીતરે ॥ તે હર નિંદાફળ આપીતરે ॥ તજી સારૂપ્યતા સુખરાસરે ॥ તુચ્છ લાભ થયો સ્વર્ગવાસરે ॥૮૪॥ તમો જાઓ સૈલગ્રહ સુરરે ॥ જઇ મનેચ્છીત કરો પુરરે ॥ શીવને સૈલ સુતાં અર્પસેરે ॥ તેને નીશ્ચે મોક્ષ પ્રાપ્ત થશેરે ॥૮૫॥ સપ્ત ઋષિ આવશે નગ ગેહરે ॥ કરશે બોધ સૈલને તેહરે ॥ દુર્ગા વરસે પીનાક પાણીરે ॥ ગુરૂએ કહી દેવને વાણીરે ॥૮૬॥ પછી દેવ ગયા નીજસ્થાનરે ॥ રાધા પ્રત્યે કહે ભગવાંનરે ॥ કહે માન સુણ પ્રેમ આણીરે ॥ નૃપ નારાયણ સહ રાણીરે ॥૮૭॥ ॥ વલણ ॥ સભા સહ સ્રવણ કરે ॥ રાધા ક્રષ્ણ કથા સુખદાયરે ॥ પાવન કથાનો થયો પુર્ણ ॥ ચાળી-સમો અધ્યાયરે ॥૮૮॥ ॥ ઇતીશ્રી ॥ ॥ શ્રેહ્ન ॥

## અધ્યાય ૪૧ મો.

॥ કડવું ૧ લું ॥ ॥ રાગ સામેરી ॥ ॥ શ્રી ક્રષ્ણ ઉવાચ ॥

વિચારીને દેવ દેવાધીપજી ॥ સર્વ ગયા બ્રહ્માને સમીપજી ॥ જઈ કર્યું સર્વ નીવેદનજી ॥ જગસ્રષ્ટીને સુર રાજનજી ॥૧॥ ॥ ઢાળ ॥ ॥ દેવા ઉવાચ ॥ જગ જનસૃષ્ટા તમો સ્વામી ॥ રત્નાધાર હિમાલય જાણ ॥ જ્યારે તે પામશે મોક્ષ ત્યારે ॥ ભુરત્નગર્ભા ક્યાંથી નીરવાણ ॥૨॥ ભક્તિએ શીવને સુતા આપી ॥ નારાયણ સારૂપ્ય પ્રાપીત ॥ જઈ તમો કરો શીવ નીંદા ॥ સૈલ ગ્રહ તાત સર્વ વીત ॥ ॥૩॥ વચન સાં-ભળી અમરના ॥ તે પ્રત્યે બોલ્યા વિધાતા વાણ ॥ વચન નીતીસાર માધુર ॥ કર્ણે ઉત્તમ પીયુસ જાણ ॥૪॥ ॥ બ્રહ્મા ઉવાચ ॥ શીવ નીંદા હું ન કરી સકું ॥ સંપત નાસક દુખકોસ ॥ મોકલો શીવને કરે પોતે ॥ સુર નીજનીંદા નીરદોશ ॥૫॥ વાયક સાંભળી વિધાતાનાં ॥ ગયા નીર્જર કરી પ્રણામ ॥ શીઘ્રે જઇને કૈલાસ વિશે ॥ સ્તવે તે શીવ સદા નીષ્કામ ॥૬॥ સર્વ નીવેદન કર્યું શીવને ॥ હરશી આલ્યા ક-પાળુ પુરારી ॥ દેવ મુદીત ગયા મંદીર ॥ ઇચ્છીત સીદ્ધી આનંદકારી ॥૭॥ હિમાલય બેઠો સભા મધ્યે ॥ બંધુવર્ગ પાર્વતી સહીત ॥ એટલામાં શીવ વિપ્ર રૂપે ॥ આવ્યા ત્યાં સહસા હર્સાન્વીત ॥ દંડ છત્રને વસ્ત્ર આછ્વ ॥ તીલક ઉજ્વળ શોભે ભાલ ॥ સાળી ગ્રામ સ્વગળે ધારણ ॥ કરમાં સુભ સ્ફાટીક માળ ॥૮॥ વિપ્ર જોઇને ઉઠ્યા તે શીઘ્રે ॥ સભા સહગીરી હિમધામરા ॥ દંડવત પડયો મહી વિશે ॥ ભક્તિ પુર્વક કર્યા પ્રણામ ॥૧૦॥ મને દેખાડી છે પાર્વતીને ॥ મોને વિપ્રે તે દીધું આસીશ ॥ મધુ મક્રવાદિક લઈ શીઘ્રે ॥ સેલ

પ્રીતે પુંજ્યા વિપ્ર ઇશ ॥૧૧॥ પુછે કુશળ સૈલરાજન ॥ વિપ્ર કોણ તમો માહારાજ ॥ વિ-
પ્રેંદ્ર કહે સાંભળ સર્વે ॥ કહું સહુ આદર ગીરીરાજ ॥૧૨॥ ॥બ્રાહ્મણ ઉવાચ ॥ શાંતવૃત્તીયે
અનુંધરણી ॥ સદા સર્વજ્ઞ ઇચ્છાચારી ॥ જાણ્યું શીવને આપવા ઇચ્છે ॥ પદ્મા તુલ્ય તું નીજ
કુંમારી ॥૧૩॥ નીરાશ્રય અરૂપ નીર્ગુણ ॥ અસંગ સદા સ્મશાન ગામી ॥ દીગાંમ્બર
વિભુતી ભુષણ ॥ યોગી ભુત પ્રેતાદીક સ્વામી ॥૧૪॥ વ્યાળગ્રાહી સ્વરૂપ જેનું ॥ નીર-
ધનને નહિ નીકેત ॥ માહા દેવીછે પાર્વતીને તું ॥ આપવા કરે પ્રેમ સમેત ॥૧૫॥
અતિશય હર વૃદ્ધતા છે ॥ નીર્વિત જીવન ભીક્ષા માત્ર ॥ અવિકારી સંભુ નાગહારી ॥
કન્યાદાન યોગ્ય નહિ પાત્ર ॥૧૬॥ સુતા આપશે તું સાંભળીને ॥ માહાજન તે કરશે
હાસ ॥ લક્ષ સૈલાધીપ સૈલ તુંછે ॥ કોન તવ સમ શોભારાસ ॥૧૭॥ દંપતી મન વિચાર
કરો ॥ જે મેં કહી તે સમજી વાણ ॥ રાધીકા સાંભળ કહું સદા ॥ રોગીને કુપથ્ય રૂચે
જાણ ॥૧૮॥ એમ કહી વીપ્ર ગયા સ્થાને ॥ દુખી થઇ મેના માની સાચ ॥ બ્રાહ્મણનાં
વચન સાંભળી ॥ હિમાલય પ્રત્યે બોલી વાચ ॥૧૯॥ ॥ મેનકા ઉવાચ ॥ સૈ
લેંદ્ર સાંભળો વાકય મારૂં ॥ કહું પરિણામ સુખકારી ॥ શોકાસૃપુર નેત્ર તે કહે ॥ એને
સુતા નહિ આપું મારી ॥૨૦॥ વિશય તજી વિષ ભક્ષ કરૂં ॥ અંબાગળે બાંધી જાઉં
વન ॥ ગ્રહી ગીરીજાને ગઇ મેના ॥ કર્યું સયન કોપ ભુવન ॥૨૧॥ દેશી ફેર ॥
એવામાં પૃથ્વી વિષે પ્રગટયો ॥ તારકાસુર દુખદાનજી ॥ અમર સરવે પીડયા તેણે ॥ થયા
દુખીત માહા ભયવાનજી ॥૨૨॥ ઇંદ્રાદિ સરવે બ્રહ્મા પાસે ॥ જઇ પ્રણમી કહેછે વૃતાં-
તજી ॥ દેખી તારક દૈત્ય દુષ્ટનો ॥ કૃપા કરી વેહેલા આણો અંતજી ॥૨૩॥ ત્યારે ત્યાં બ્રહ્મા
પોતે બોલ્યા ॥ સક્ર આદિ પ્રત્યે વચનજી ॥ દૈત્યનો નાશ કરી શકે તે ॥ શિવ વિર્યથી
ઉદભવ તનજી ॥૨૪॥ પણ તમો સદાછો સ્વારથી ॥ જાણો નહિ ઇશ્વર ઇચ્છાયજી ॥
રત્ન રક્ષાર્થે શંભુ પાસે ॥ સેલગ્રહે કરાવી નીંદાયજી ॥૨૫॥ શંભુ સદાછે વૈરાગી પોતે ॥
બેઠા કરે પરબ્રહ્મ ધ્યાનજી ॥ હિમાચળને મેનાં દુરગા ॥ થઇ રહ્યાછે માહા શોકવાનજી ॥
॥૨૬॥ શીવને અવીચળ થઇછે ॥ સમાધી લગ્ન કેમ થાયજી ॥ શીવ જાગે કાર્ય સીધી
થાય ॥ ઇંદ્ર તેવો તું કર ઉપાયજી ॥૨૭॥ વારતા સાંભળી સુંનાસીરે ॥ કરે વિચાર તે
નીજ મનજી ॥ ત્યાંથી પ્રણમી વિધાતાને ॥ સર્વે ગયા તે નીજ ભોવનજી ॥૨૮॥ દુત
મોકલી કામદેવને ॥ તેડાવ્યો ત્વરાયે સુરપતિજી ॥ ઇંદ્ર આગનાએ મદનદેવ ॥ તુરત
આવ્યો અમરાવતીજી ॥૨૯॥ સુરપતીએ મોકલ્યો તેને ॥ જ્યાં રહ્યાછે શ્રી માહાદેવજી ॥
પંચસાયક સંયુક્ત ચાલ્યો ॥ ત્યાંથી કામદેવ તતખેવજી ॥૩૦॥ માહા પ્રસન શ્રીમાન પ્રી-
તે ॥ જ્યાં સમાધી વિશે શીવરાયજી ॥ મદને જઇ જોય ઇશ્વર ॥ સદા ભકતજન સુખ
દાયજી ॥૩૧॥ શાંત ત્રીલોક્ય કાંત પ્રભુજી ॥ પ્રસન વદન ચક્ષુ જાણજી ॥ કામ અંતરીક્ષ

સ્થીત રહીને ॥ સ્વધનુષ સહ ધર્યું બાણજી ॥૩૨॥ શસ્ત્ર માર્યું શંકરપર ॥ હૃદયે લાગ્યું સર અમોગજી ॥ આકાશવત નીરલીપ્ત હર ॥ તેને જગાડયા કર્યું અયોગ્યજી ॥૩૩॥ સમીપ સ્થીત કામ કંપીત ॥ દેખીને મૃત્યુંજય મહેશજી ॥ સ્મરણ કરે સૌ દેવનું ॥ ભયાતુર સમરે સુરેસજી ॥૩૪॥ સર્વ દેવતા ત્યાંહાં આવ્યા ॥ શંકર ભયે કંપીતમાનજી ॥ દીવ્યસ્તોત્રે કરી કરે સ્તુતી ॥ હરની નીરજર તેણે સ્થાનજી ॥૩૫॥ હરભાલ નેત્રથી કોપાગ્ની ॥ પ્રગટીત પ્રલય પ્રમાણજી ॥ જ્વળીત ઉર્ધશીખા દિપીત ॥ તેણે ભષ્મ થયો કામ જાણજી ॥૩૬॥ ખેદ પામ્યા સૌ દેવ ત્યાંહાં ॥ આવી ભષ્મ થયો જાણી પતીજી ॥ વિલાપ કરે માહા દુખીત ॥ હર સનમુખ રહી રતીજી ॥૩૭॥ કંપીત થઇ દેવં સરવે ॥ પ્રસન્ન કરે ચંદ્ર શીખરજી ॥ રતી પ્રત્યે સૌ દેવ કહે ॥ કિંચિદ ભષ્મ ગ્રહણ તું કરજી ॥ ॥૩૮॥ ભય તજ રતી અમો એને ॥ જીવાડશું પામશે તું ફરીજી ॥ હર કોપ નાશ થવે થકી ॥ રાખ ધીરજ શોક પરહરીજી ॥૩૯॥ આસવાસના કરી રતીની ॥ દેવે કર્યું પ્રસ્થાને જાણજી ॥ વિધિએ વશીષ્ટને પ્રેરીઆ ॥ સૈલસને કેવા બોધ વાણજી ॥૪૦॥ ગીરી સમેનકા સહ પોતે ॥ કરે દુર્ગાનો શોચ અપારજી ॥ સ્વજન મુંનીસહ સૈલ તે બેઠો સભા મધ્યે એકવારજી ॥૪૧॥　　॥ દેશી ઉપર પ્રમાણે ॥　　એવામ. ત્યાં વશીષ્ટ આવ્યા ॥ અરૂંધતી સહ સીષ્યજન ॥ પ્રણમી સૈલે આસન આપ્યું ॥ સોડસો પચાર કર્યું પુજન ॥૪૨॥ રૈષીઆદી સૌ સભા મધ્યે ॥ સુખાસને બેઠાછે મુનીશ ॥ અરૂંધતી જઇ સીઘ્રે કર્યું ॥ મેનાં પાર્વતી ગ્રહપ્રવેસ ॥૪૩॥ ઋષિ પત્નીએ ત્યાં જોઇ મેનાં ॥ કર્યું સયન શોક મુર્છિત ॥ તે પ્રત્યે સાધ્વી બોલી માધુર ॥ વાક્ય સાવધાનકારી હિત ॥ ॥૪૪॥　　અરૂંધતી ઉવાચ ॥　　ઉઠ તું મેનાં તવ ગ્રહે હું ॥ આવી અરૂંધતી કહે વાણ ॥ પીત્રને માનસી કન્યા મને ॥ મેનકા વધુ વીધીની જાણ ॥૪૫॥ અરૂંધતીનો સ્વર સાંભળી ॥ મેનકા ઉઠી તે તતકાળ ॥ પ્રેમ સહ શીર નામ્યું તેને ॥ કમળા સમતેજ વિસાળ ॥૪૬॥　　॥ મેનકા ઉવાચ ॥　　પુર્વ જન્મનું પુંન્ય પ્રગટયું ॥ મારે ત્યાં આવ્યાં કૃપા અપાર ॥ મારૂં મંદીર કર્યું પાવન ॥ વિધિવધુ વસીષ્ટની નાર ॥૪૭॥ એ પ્રકારે કહે મેનાં પ્રત્યે ॥ અરૂંધતી વાણ સુખસાજ ॥ જગત ઇશ્વરી તવ ગ્રહે ॥ આવી તેનાં દર્શણકાજ ॥૪૮॥ સ્વર્ણ પીઠ બેસાડયા સતીને ॥ કર્યું અર્ગ પાધાદિ પુજન ॥ તેને જમાડીને પછી પોતે ॥ કન્યકા સહ કર્યું ભોજન ॥૪૯॥ શીવહેતુ નીતિ મેનકાને ॥ ત્યાં અરૂંધતી બોધીત વાન ॥ સૈલંદ્રને ઋષિંદ્ર કહેછે ॥ બોધપરિણામ સુખદાન ॥૫૦॥　　॥ ઋષિ ઉવાચ ॥　　સૈલંદ્ર સાંભળ વાક્ય મારૂં ॥ પાર્વતી આપી થાતું સ્વસુર ॥ અયાચ તે પ્રયત્ને કરીને ॥ શંકર સદા સુરાદીસુર ॥૫૧॥ વિધિ પ્રાર્થના થકી કરશે ॥ શીવ તવ કન્યાનું ગ્રહણ ॥ વળી તપતપી પાર્વતીએ ॥ પ્રતિજ્ઞા કરી હર-

સારણુ ॥૫૨॥ તેથી નીશ્ચય વરશે શંકર ॥ એવાં સાંભળી ઋષિવચન ॥ કિંચિત ભય વિનયાન્વીતે ॥ તે મધ્યે કહે સૈલરાજન ॥૫૩॥ ॥ હિમાલય ઉવાચ ॥ સીવને સુખરાજ સામગ્રી ॥ કાંઈ દેખુ નહિ મુનીનાથ ॥ નહિ આશ્રમ ન ઐશ્વર્યતા ॥ નહિ સ્વજન બંધુનો સાથ ॥૫૪॥ તેથી એ આપવા યોગ્ય નહિ ॥ નીર્લીપ્ત યોગીને કન્યાદાન ॥ વિધિ પુત્ર તમો સત્ય કહો ॥ તમને સદા ત્રીકાળી જ્ઞાન ॥૫૫॥ સમાન પાત્રને જોઈ કરી ॥ પીતા કન્યા આપે સુખરીત ॥ જો અયોગ્યે કરે મોહલોભે ॥ તો સતાબ્દ નરક પ્રાપીત ॥૫૬॥ શુળ પાણીને આપવા કન્યા ॥ નહિ ઇચ્છે મુની મમ મન યથાયોગ્ય જે હોય તે કહો ॥ મને વિચારી ઋષિ વચન ॥૫૭॥ ॥ વલણ ॥ વચન સુણી હિમાલયનાં ॥ પછી વશીષ્ટ વિધી નંદનરે ॥ વેદ વેદાંત વિજ્ઞાતા પોતે ॥ તે વેદોક્ત વદે મુનીજનરે ॥૫૮॥ ॥ કડવું ૨૮ મું ॥ ॥ રાગ દેશાખની ચોપાઈ ॥ ॥ વસીષ્ટ ઉવાચ ॥ લૌકીકવૈદીક ત્રીધા વચન ॥ જાણુ શાસ્ત્રજ્ઞ અમલ લોચન ॥ શત્રુ વદે અસત સુધારી ॥ કહે પ્રાણીને અહીતકારી ॥૬૦॥ ત્પરીણામે જન સુખદાય ॥ ધર્મીવાક્ય સુચી શૈલ્યરાય ॥ ક્ષુધા કર્ણ સર્વ સુખાન્વીત ॥ સત્યસારને હિત ઇચ્છિત ॥૬૧॥ બાહ્ય સંપત્તિ હીણ સર્વજ્ઞ ॥ સત્વજ્ઞાન સમુદ્ર નિમગ્ન ॥ કોણ કહેજે દુખી શંકર ॥ જેને કુબેર જેવા કીંકર ॥૬૨॥ સૃષ્ટિ ભ્રગુટીલીલા વિલાસ ॥ ક્ષણે પાળેને કરે વિનાશ ॥ પરમાત્મા પ્રકૃતિ પરેશ ॥ છે નિર્લીપ્ત નિર્ગુણ સર્વેશ ॥૬૩॥ લય વિષે એક અવિકાર ॥ વિભુ નિરાકારને સાકાર ॥ ત્રીધા મુર્તિ ધારે શ્રષ્ટિકાજ ॥ બ્રહ્મા વિષ્ણુ શીવ માહારાજ ॥૬૪॥ બ્રહ્મા કર્યો બ્રહ્મ લોકવાસ ॥ ક્ષીર સાગરે વિષ્ણુ નિવાસ ॥ કૈલાસસ્થ શિવ નિરવાણ ॥ કૃષ્ણ વિભુતી સર્વે તું જાણ ॥૬૫॥ ધારી શ્રી કૃષ્ણ દ્વિધા સ્વરૂપ ॥ સ્થિત વૈકુંઠ ગૌલોક ભુપ ॥ શ્રષ્ટિકાજ પ્રકૃતિ નિર્માણ ॥ માયા યોની વિર્યાશ્રય જાણ ॥૬૬॥ તે થકી અંડ ઉદિત થાય ॥ માહા વૈરાટ તે મધ્યે કાય ॥ માહા વિષ્ણુ તેછે સુખદાન ॥ કૃષ્ણ સોડસાન્સ ભગવાન ॥૬૭॥ નાભીપદ્મે વિધિ ઉતપન્ન ॥ ભાળ પ્રગટીત પંચાનન ॥ વામભાગે વિષ્ણુ પ્રગટીત ॥ સર્વત્ર આદિ માયા ઉદિત ॥૬૮॥ કૃષ્ણ પ્રકૃતિ ઉદયકારી ॥ તેણુ મુર્તિ ચતુર્વિધધારી ॥ લીલાઅંશે કરે તે શ્રજન ॥ કળા કરી બહુ વિધિજન ॥૬૯॥ રાધા કૃષ્ણ વામાંશ સંજાત ॥ મુખોદ્ભવ સરસ્વતિ માત ॥ વક્ષસ્થળોદ્ભવ શ્રી અનુપ ॥ દેવ તેજોદ્ભવ શીવા રૂપ ॥૭૦॥ દેવી સર્વ દાંનવને હણી ॥ શ્રીય આપી અમરને ઘણી ॥ પછી કલ્પાંતરે યોગમાતા ॥ દક્ષ યોષીતા જઠરે જાતાં ॥૭૧॥ દક્ષે શીવને આપી માહાભાગ ॥ સ્વામી નિંદા સુણી દેહ ત્યાગ ॥ પીત્ર કન્યા મેના તવનારી ॥ તેને જઠરે દેવી દેહધારી ॥૭૨॥ જન્મોજન્મ શિવા શિવનારી ॥ બુદ્ધિ રૂપાજ્ઞાન ઉદેકારી ॥ સુખદાજન દુખ નીવારે ॥ જેના અસ્તિ

ભસ્મ શીવધારૂ ॥૭૩॥ શીવને આપતું કન્યાદાન ॥ ભદ્ર હોશે તે સૈલ્યરાજન ॥ પ્રજાપતિએ બાંધ્યો નિબંધ ॥ મેટી શકે ન કોતે સમંધ ॥૭૪॥ શીવ વિવાહ સુર હર્ષિત ॥ દુષ્ટ તાડકાસુર પીડિત ॥ વિધિએ વિનવ્યા દેવકાજ ॥ છે કૃપાળુ શીવ માહારાજ ॥૭૫॥ તવ સુતાતપે તપસ્થાન ॥ ત્યાંહાં આવ્યા દ્વિજ ભગવાન ॥ વર આપી તેને આપી ધીર ॥ ગયા પોતેતે નિજ મંદિર ॥૭૬॥ મને કહી વિધાતાએ વાણ ॥ જાઓ અરૂંધતિ સહ જાણ ॥ તમને બોધ કરવા વિસ્તારી ॥ શુરકાર્ય થવા સુખકારી ॥૭૭॥ નિજ ઇચ્છા કરી શૈલ્યપતિ ॥ નહી આપશે શીવને સતી ॥ હોશે વિવાહ સઘનિદાન ॥ ભવિતવ્ય માહા બળવાન ॥૭૮॥ ઇશે વર આપ્યો તપસ્થળ ॥ શીવાને તે ન હોય વિફળ ॥ સાધુ પ્રતિજ્ઞા છે અવિનાશ ॥ તોએ શિવ પોતે વિશ્વવાસ ॥૭૯॥ દેવ આવશે તે સુખદાય ॥ લઈ નારાયણની સહાય ॥ રત્નસાર રથે કરી જાણ ॥ દેવ શ્રેષ્ઠ યોગી નિરવાણ ॥૮૦॥ એક ઇંદ્ર છેદે શૈલ્ય અંગ ॥ વાયુ લીલા મેરૂ સૃંગભંગ ॥ કો શૈલ્યસુર સહ યોધીત ॥ પડે સમુદ્રે વાયુ પ્રેરીત ॥૮૧॥ એક અર્થે વિનાશે સંપત્ત ॥ તેને આપી થાએ શર્ણાંગત ॥ જેમ અનરણ્ય ભુપ ભારી ॥ તેણે વિપ્રને આપી કુમારી ॥૮૨॥ તમો શૈલ્યરાજ નિજ કન્યા ॥ આપો શિવને જે હોઅ ધન્યા ॥ રાખ સર્વ બંધુનોરે સાથ ॥ કરી વશસુર સુરનાથ ॥૮૩॥ સાંભળીને વસીષ્ટ વચન ॥ આનંદયુક્ત શૈલ્ય રાજન ॥ લાગ્યો પુછવા નૃપ વૃતાંત ॥ થયો શૈલ્ય નિજ મન ભ્રાંત ॥૮૪॥　　॥ વલણ ॥　　॥ હિમાલય ઉવાચ ॥　　સભ્રાંત કહે કોણ વંશમાં ॥ અનરણ્ય નૃપ પ્રગટીતરે ॥ સુતા આપીને કોણ પ્રકારે ॥ તેણે સર્વે સંપત રક્ષીત ॥૮૫॥　　॥ કડવું ૭૩ જું ॥　　॥ રાગ રામગ્રી ॥　　॥ વસીષ્ટ ઉવાચ ॥　　મનુ વંશોદ્ભવ મનોહરજી ॥ અનરણ્ય માહા નૃપેશ્વરજી ॥ ચીરંજીવી ધર્મશીલ ભુપજી ॥ સદા જીતેંદ્રી વિષ્ણવ રૂપજી ॥૮૬॥ ॥ ઢાળ ॥　　રૂપ માહા સ્વાયંભુ મનુ ॥ પુર્વે બ્રહ્માપુત્ર ધર્મવંત ॥ રાજ કર્યું ધર્મ નિતિયુત ॥ એકોતેર યુગં પરીયંત ॥૮૭॥ પછી ગયા તે વૈકુંઠ પ્રત્યો ॥ સતરૂપા નારી નીજ સાથ ॥ હરી સાનીધ્ય દાસ્યતા પામ્યા ॥ શીર સહાય વૈકુંઠનાથ ॥૮૮॥ પછી સ્વારૂચીશ મનુ થયો ॥ પછી ઉત્તમનું શૈલેશાતે પુંઠે થયો તામશ મનુ॥પછી થયો રેવત મન્વેશ॥૮૯॥તે પુંઠે ચાક્ષુસ મનુ થયા ॥ પછી શ્રાધ્ધદેવ થયો જાણ ॥ આઠમો થયો સાવર્ણી મનુ ॥ શુભ સુર્ય તનય પ્રમાણ ॥૯૦॥ તેના વંશ વિશે થયો પુર્વે ॥ સુરથ નૃપતિ મહારૂપ ॥ નવમો દક્ષ સાવર્ણી મનુ ॥ પછી બ્રહ્મ સાવર્ણી અનુપ ॥૯૧॥ એકાદશમો ધર્મ સાવર્ણી ॥ રૂદ્ર સાવર્ણી શ્રી વિષ્ણુ ભક્ત ॥ તે થકી પરદેવ સાવર્ણી ॥ ઇંદ્ર સાવર્ણી હરી આશક્ત ॥ ॥૯૨॥ એ પ્રકારે કહ્યા મેં તુજને ॥ માહાન મનુ એ ચતુર્દશ ॥ એટલા પ્રગટીતે ખપે ત્યારે ॥ શૈલ્ય થાએ બ્રહ્માનો દિવશ ॥૯૩॥ ઇંદ્ર સાવર્ણી મનુનું તને ॥ કહું સાંભળ

સર્વ વૃતાંત ॥ મનુ મધ્યે તે શ્રેષ્ટ ધાર્મીક ॥ શુદ્ધ ભક્ત હરીનો માહાંત ॥૯૪॥ પ્રકોતેર યુગ રાજ્ય કરી ॥ આપી સુચંદ્રને ગયો વન ॥ સુચંદ્રનો સુત શ્રીનીકેત ॥ તેનો પુરીશ તરૂ પાવન ॥૯૫॥ તેનો પુત્ર ગૌકામુખ નામે ॥ વૃદ્ધશ્રવા તેનો સુત જાણ ॥ તેનો ભાનુપુંડરીક એવો ॥ તેનો ઉભળ નામે પ્રમાણ ॥૯૬॥ ઉભળનો સુત સૃંગી તેનો ॥ ભીમ પુત્ર વિશ્વભયહર્ન ॥ તેનો પુત્ર યશશ્ચંદ્ર નામે ॥ યશશ્ચીતે ઉતેદ્રીય મન ॥૯૭॥ સ્વચ્છ યશ સુરગાન કરે ॥ તેનો સુત વરેણ્ય માહાન ॥ તેનો પુરારણ્યસુત તેનો ॥ પુત્ર ધરારણ્ય સુખદાન ॥૯૮॥ તેનો મંગળારણ્ય તપસ્વી ॥ પુત્ર અર્થે ગયો તપવન ॥ પુષ્કર તપતપી તે પામ્યો ॥ વર શીવથી મનભાવન ॥૯૯॥ થયો સંપ્રાપ્ત પુત્ર વૈષ્ણવ ॥ ઉતેદ્રીય અનરણ્ય નામ ॥ રાજ્ય સમરપી ગયો વનમાં ॥ કરવાને તપ સુખધામ ॥૧૦૦॥ અનરણ્ય શ્રેષ્ટ મહીપતિ ॥ સપ્તદ્વીપ અધિપ પ્રમાણ ॥ સતયજ્ઞ શુભ કર્યા તેણે ॥ ભ્રગુ પુરોહિત કરી જાણ્ય ॥૧૦૧॥ લીલા માત્રે તેણે સહુ જીત્યો ॥ જીત્યો બળીદૈતેશ અનુપ ॥ માહા પ્રતાપી તે મહિપને ॥ સતપુત્ર થયા ગીરીભુપ ॥૧૦૨॥ એક કન્યકા માહા સુંદર ॥ પદ્માનાન કમળા સમાન ॥ યૌવાવસ્થા યુક્ત થઈ કન્યા ॥ રહી નીજ પીતાને સ્વસ્થાન ॥૧૦૩॥ એક સમે પીપ્પલાદ મુની ॥ સ્વાશ્રમ જવા આનંદમન ॥ તપસ્થાને દીઠો છે ગંધર્વ ॥ સહસ્ત્રી તે શૃંગાર મગન ॥૧૦૪॥ જોઈ કામાતુર થયા મુની ॥ તે ચલીત ચીત્ત તપધ્યાન ॥ એક સમે પુષ્પભદ્રા વિષે ॥ ગયા મુનીશ કરવા સ્નાન ॥૧૦૫॥ પદ્માનારી જોઈ મનોહર ॥ કોની કન્યા પુછે મુનીજન ॥ અનરણ્ય નૃપની એ કન્યા ॥ કહે મુનીને જન પ્રસન ॥૧૦૬॥ સ્નાન કરી હરીધ્યાન ધરી ॥ મુની ગયા અનરણ્ય ધામ ॥ રાજા મુનીને જોઈ કરીને ॥ ભયાકુળ જઈ કર્યા પ્રણામ ॥૧૦૭॥ મધુપર્કવાદીક વીધીવત ॥ ભક્તિએ પુજા કરી મહીશ ॥ પ્રીતીએ ગ્રહીને ભુપ પ્રતે ॥ કન્યા યાચના કરી મુનીશ ॥ ॥૧૦૮॥ મુન્ય કરીને રહ્યા નૃપતિ ॥ ફરીકહે મુની કન્યા તું આપ ॥ નહીંતો ભસ્મ કરૂં સરવે ॥ મુની તેજે સૌ પામ્યા તાપ ॥૧૦૯॥ વૃદ્ધ જરાતુર જોઈ મુની ॥ રાજા રાણી સૌ કરે રૂદન ॥ કન્યાની માતા થઇ મુર્છીત॥બોધ કરેછે પંડીતજન ॥૧૧૦॥ નૃપાદિ સર્વને નિતિ ઉત્તમ ॥ અન્યને કન્યા આપવી સત્ત ॥ આજે અથવા ચાર દિવસે ॥ મુનીછે સતપાત્ર ભુપત ॥૧૧૧॥સુતા આપી સૌ સંપદ રાજા ॥ રાખ નહિતો થશે સૌ નાશ ॥ રાજા પ્રાજ્ઞ વચન સાંભળી ॥ કરે વિલાપ થઇ ઉદાસ॥૧૧૨॥ અલંકાર યુક્ત કરી કન્યા ॥ મુનીને આપીતે મહીપાળ કાન્તાગ્રહી થઈ મુદીત મન ॥ સ્વાલય ગયા મુની કૃપાળ ॥૧૧૩॥ નૃપતિ સરવે ત્યાગ કરીને ॥ સાચાન્વીત ગયા તપ કાજ ॥ સ્વામી સુતાના શોક થકી ત્યાં ॥ રાણી પ્રીયપ્રાણ કર્યો ત્યાગ ॥૧૧૪॥ પુત્ર પૌત્રને શેવક સરવે ॥ નૃપ વિના મુર્છીત સૌ સાથ ॥ અનરેણ્ય નૃપ તપ કરી ॥ ધ્યાન ધરીતે રાધીકા નાથ ॥૧૧૫॥ ગૌલોકેસ સેવારત રાજા ॥

ગૌલોક પ્રત્યે કર્યું ગમન ॥ જેષ્ટપુત્ર કિર્તિ મત નામે ॥ નૃપનો થયો મહિરાજાન ॥૧૧૬॥ ॥ વલણ ॥ રાજા પુત્રવત પ્રજા પાળે ॥ સ્વમન કૃષ્ણ ચરણે ધ્યારે ॥ ગુલાબખા માનસીંહ કહે ॥ થયો એકતાળીસમો અધ્યાયરે ॥૧૧૭॥ ॥ ઇતિશ્રી ॥

# અધ્યાય ૪૨ મો.

॥ કડવું ૧ લું ॥ ॥ રાગ મેવાડાની ચોપાઈ ॥ ॥ વશીષ્ટ ઉવાચ ॥

અનરણ્ય કન્યા પદ્મા સતી ॥ ભક્તિયુક્ત સેવે નીજ પતી ॥ મનસાવાચા કર્મણા કરી ॥ જેમ કમળા સેવે શ્રી હરિ ॥૧॥ એક સમય સ્વર નદી તીર ॥ ગઈ સ્નાનાર્થે નીરમળનીર ॥ ધર્મે દીઠી તે નારી અનુપ ॥ માયા ધરી કર્યું નૃપ રૂપ ॥૨॥ રત્ન રથસ્થ જાણે અનંગ ॥ રત્નાભુષણ ભુષિત અંગ ॥ નવયોવન શોભે શ્રીમાન ॥ પ્રભા નિશીસ ભાન સમાન ॥૩॥ દેખી સુંદરી સુંદર રૂપ ॥ તે પ્રત્યે બોલ્યા ધર્મ અનુપ ॥ મુનીસ્રીને મદન પ્રભાવ ॥ જણાવે નીજ અંતર ભાવ ॥૪॥ ॥ ધર્મ ઉવાચ ॥ . હે સુંદરી લક્ષ્મીવત રૂપ ॥ નવ યોવન અતી અનુપ ॥ શોભે નહિ તું વૃદ્ધ સમીપ ॥ તવ યોગ્ય હું યુવા મહીપ ॥૫॥ ત્યાગ વિપ્ર વૃદ્ધ જરાતુર ॥ જોરાજેંદ્ર કામીરતી સુર ॥ પ્રાપ્ત પુર્વે પુન્યે જન્મ ધન્ય ॥ સફળ રસીક આલીંગન ॥૬॥ સહસ્ત્ર સ્રીનો કાંન્ત પ્રમાણ ॥ કામશાસ્ત્ર વિસારદ જાણ ॥ ભજ મને તું પ્રસન્ન થઈ ॥ ક્રીડા કરીએ એકાંન્તે જઈ ॥ ॥૭॥ સૈલ્યે સૈલ્યે નદી નદસ્થાન ॥ ફરીએ બેશી પુષ્પ વૈમાન ॥ બાગબગીચે ચંદનવન ॥ જ્યાંહાં ત્રીવિધી વાયુ વહન ॥૮॥ કામજ્વરે દેહ તવ દહી ॥ રતી ક્રીડાકર એમ કહી ॥ ઊભો હસ્થ હર્ષ મન અતી ॥ તે પ્રત્યે બોલી તે પદ્મા સતી ॥૯॥ પદ્મા ઉવાચ ॥ દૂર ગચ્છ નરાધમ નષ્ટ ॥ નહિં તો ભષ્મ હોશે પાપીષ્ટ ॥ માહા તપસ્વી જીતેંદ્રી મન ॥ પીપ્ય લાદય મુની પાવન ॥૧૦॥ હરિ રૂપ સ્વામીનીજ તજું ॥ સ્રી ઝિત લંપટ તાને ભજુ ॥ નારી ઝીત માહા પાપી નર ॥ ભુમે કોન પાપી તેથી પર ॥૧૧॥ માતા રૂપ મને કુવચન ॥ નારી ભાવે કહ્યું દુષ્ટ જન ॥ ક્ષય થાતું શાપ સુંણી કરી ॥ તજી ભૂપરૂપ દેહ ધરી ॥૧૨॥ ધર્મ ઉવાચ. માતા જાણ્યો મને ધર્મરૂપ ॥ માહાજ્ઞાની વિવેક અનુપ ॥ પરસ્રી હું માતા જાણું સતી ॥ સદા દૈવયોગે થૈ કુમતી ॥૧૩॥ માતા જાણું સદા સતી રીત ॥ દેવાધીન બુદ્ધી વિપરીત ॥ યથોચિત્ત શીક્ષા સુખદાન ॥ શીક્ષાકારી છે શ્રી ભગવાન ॥૧૪॥ કરી પ્રકૃતિનું નીરમાણ ॥ માહા વિશ્નુ નીરમ્યાછે જાણ ॥ રચ્યા શીવ બ્રહ્મા બહુ નામી ॥ નમુ શ્રી કૃષ્ણ અંતરયામી ॥૧૫॥ અતિ તેજ કરીને ઉત્થાન ॥ તેજરૂપ મુર્તી ભગવાન ॥ ગુંણ શ્રેષ્ટ નીરગુણ સ્વામી ॥ નમું શ્રી કૃષ્ણ અંતરયામી ॥૧૬॥ સર્વ બીજ પ્રભુ સર્વ રૂપ ॥ સર્વના બંધુ સાક્ષી સ્વરૂપ ॥

સર્વના આત્મા અસંગ સ્વામી ।। નમું શ્રી કૃષ્ણ અંતરયામી ।।૧૭।। નીરંજન પ્રભુ નીરાકાર ।। અવ્યક્ત અચિંત વિશ્વાધાર ।। સચિદાનંદ લક્ષણ સ્વામી ।। નમું શ્રી કૃષ્ણ અંતરયામી ।।૧૮।। નહિ આદી મધ્ય અવસાન ।। જગ અધસ્તના અધિષ્ટાન ।। અન્વય વ્યતીરેક છે સ્વામી ।। નમું શ્રી કૃષ્ણ અંતરયામી ।।૧૯।। જગગુરૂ ધર્મ એમ કહી ।। સતી સન્મુખ રહ્યા છે સહી ।। સાધ્વી તે પ્રત્યે બોલી વચન ।। મન ક્ષોભીત સૈલ રાજન ।।૨૦।। પદ્મા ઉવાચં. સર્વવિત તમો ધર્મરૂપ ।। સર્વ કર્મના સાક્ષી સ્વરૂપ ।। તમો સર્વાન્તરાત્મા સર્વજ્ઞ ।। કેમ જાણું હું સ્ત્રીરૂપ યજ્ઞ ।। ૨૧ ।। થવા કાળે થયું દૈવ સાધ્ય ।। નથી થયો મારો અપરાધ ।। ક્રોધ વસથી દીધો મેં શાપ ।। નારી યજ્ઞ સ્વભાવ પ્રતાપ ।।૨૨।। તવ નાશે શૃષ્ટિ થાય નાશ ।। એથી કહું સુણો સુખરાસ ।। સત્યયુગે ચારે પાદ ભૂપ ।। સર્વ કાળે વિરાજીત રૂપ ।।૨૩।। ત્રેતાયુગે પાદ એક જાય ।। પાદ દ્વે-ક્ષય દ્વાપુરે થાય ।। કળીમાં એક પાદ ગમન ।। કળી અંતે પાદ થાએ છન ।।૨૪।। સત્યયુગે પુર્ણ હોશો ફરી ।। તમો રહેશો સર્વ વ્યાપી કરી ।। બીજા યુગે કહું કહું વાસ ।। કહું તે સાંભળો સુખરાસ ।।૨૫।। વૈશ્નવ યતિને બ્રહ્મચારી ।। વાનપ્રસ્થ પતીવૃતા નારી ।। પ્રાજ્ઞ ભીક્ષુ નૃપ ધર્મધારી ।। સત્ય શીળ વૈશ્ય અધીકારી ।।૨૬।। દ્વિજ સેવે તે સુદ્ર-પાવન ।। સંત સંસર્ગસ્થીત જે જન ।। એને વિશે સદા પુર્ણરૂપ ।। તમો રાજ જો ધર્મ સ્વરૂપ ।।૨૭।। યુગે યુગે તવ આધાર ।। જડ વિશે સ્થાનક હું સાર ।। અસ્વથ વટ તુળશી વન ।। બીલ્વ ગૌશાળભુમી પાવન ।।૨૮।। કૃષ્ણ ગુણ કરે શ્રુત ગાન ।। વેદ વેદાંગવાદીક સ્થાન ।। વૃત પુજા તપ યજ્ઞ જાંહાં ।। તવવાસ સદા ધર્મ તાંહાં ।।૨૯।। કહું જાંહાં નહીં તવવાસ ।। જહાં પુંશ્ચલી નારીની વાસ ।। નર ઘાતી નીચ મુર્ખજન ।। દેવગુરૂનું હરતા ધન ।।૩૦।। સ્વામી નીંદક અધમનારી।। વિશ્નુ ભકત વિપ્ર નીંદાકારી।। સ્વાંગ કન્યાવિક્રે ધન ધરે ।। નીજ નારીનો વિક્રે જે કરે ।।૩૧।। નીજ આસીતને હણે જેહ ।। માહાપાતકી કહીએ તેહ ।। કામી ક્રોધી લોભી મીથ્યા લાભી ।। પુન્ય કર્મ વિ-રોધીત પાપી ।।૩૨।। એને વિશે નહિં તવ વાસ ।। પ્રભુ સત્ય વાક્ય અવિનાશ ।। જાણી પતી સેવા વિશે ધ્યાન ।। તમો જાઓ તાતનીજ સ્થાન ।।૩૩।। વલણ.

સ્થાને જાઓ હેવી સતીવાણી ।। સુણી સાધ્વી પ્રત્યે બોલ્યા વાણરે ।। વિનયાન્વીત પ્ર-સન્ન મુખ ।। શ્રી માનધર્મ પર્મ સુજાણરે ।।૩૪।। કડવું બીજું રાગ કાલંગડો

ધર્મ ઉવાચ ધન્ય સતી પતી ભક્તિવાનજી ।। વર લે તું આપું સુખ દાનજી ।। સાધ્વી તું મમ રક્ષણ કારીજી ।। તવ સ્વામી થશે યુવાધારીજી ।।૩૫।। ઢાળ.

યોવન ધારી થશે પતીતે ।। કન્યા રતીસુર નીરવાણ।। રૂપ ગુણ માહા સુંદરતા ।। રેહેશે અચળ યોવન જાણ ।।૩૬।। પરમ ઐશ્વર્ય યુક્ત થાતું ।। સુતાસ્થીર યોવન પાવન ।। શ્રી-

રંજીવી માકડ અધીક ॥ ધનદ અધિક હોશે ધન ॥૩૭॥ સૂક્ષ્મ અધિક ઐશ્વર્યતાને ॥ વિ-
ષ્ણુ ભક્તિ તે શીવ સમાન ॥ સિદ્ધતા કપીલ મુની સમ ॥ સદા સ્વામી સૈભાગ્યતા
વાન ॥૩૮॥ કુબેરાધીક ભોવન હોશે ॥ દસ પુત્ર થશે ગુણવાન ॥ પીતાધીક હોશે તે
પાવન ॥ એ વર આપ્યા ધર્મ રાજાન ॥૩૯॥ પદ્મા પ્રદક્ષિણા કરી ચાલી ॥ ધર્મને પદ
નમાવી શીર ॥ ધર્મ આશીશ દઈ પદ્માને ॥ પોતે ચાલ્યા તે નીજ મંદીર ॥૪૦॥ ધર્મ
સતીને સદા પ્રશંસે ॥ સતી સ્વપતિ સહરમણ ॥ દસ પુત્ર થયા તેને સૈલ ॥ કહ્યું ઇતિ-
હાસ પુરાતન ॥૪૧ અનરણ્ય નૃપ સૂતા આપી ॥ સર્વ સંપદ રાખી જાણ ॥ તું પણ
કન્યા આપ શીવને ॥ કૃપારૂપ સંભુ નીરવાણ ॥૪૨॥ રક્ષણ કર બંધુ વર્ગનું ॥ સર્વ
સંપદ રાખસે લેસ ॥ સપ્તમી તીથીને શુભક્ષણે ॥ લગ્ન શ્રેષ્ઠ છે નક્ષત્રેસ ॥૪૩॥ વિશુદ્ધ
રોહીણી ચંદ્રતારક ॥ માર્ગ શીર શુભ ચંદ્રવાર ॥ દોશ વિવર્જીત સદગ્રહે ॥ પતા સૌ-
ભાગ્ય સુખ દાતાર ॥૪૪॥ સદ પ્રજા અવિધવ્ય પ્રદ ॥ જન્મોજન્મ સુ સુખા વહન ॥
માહા પ્રેમાન્વીત થઇ કરી ॥ કન્યા આપી થાગીરી વાવન ॥૪૫॥ જગદંબા મુળ પ્રકૃતિ-
એ ॥ સુરતેજ સમુહ ઉદીત ॥ કલ્પે કલ્પે દેવ રક્ષણાર્થે ॥ તેજ રાશી દિશા પ્રજ્વલીત
॥૪૬॥ એના તેજે દૈત્ય કેટલાક ॥ દગ્ધ થઇને દૂર પળાય ॥ કેટલાક ભષ્મ થયા સૈલ
॥કો મુર્છીત કો ગુફા ભરાય ॥૪૭॥ ઘણા એક દાંતે ત્રણ ગ્રહી ॥ માહા ઇશ્વરી સરણે
જાય ॥ કેટલાક સાંમા યુદ્ધ કરી ॥ ગયા સ્વર્ગ સદા સુખદાય ॥૪૮॥ સુરા સર્વ નીરસન્નવ
થયા ॥ તે માહાદેવી પ્રસાદે કરી ॥ કૃષ્ણ આજ્ઞાએ કલ્પાંત વિશે ॥ દક્ષ કન્યા થઈ દેહ
ધરી ॥૪૯॥ દક્ષે વિધિવત માહા પ્રેમે ॥ શીવને આપી તે માહા સતી ॥ દૈવયોગે પ્રમ
પીતાયજ્ઞે ॥ ક્લેસ થયો શીવ પ્રજાપતી ॥૫૦॥ નમસ્કાર કરી વિધાતાને ॥ રોસયુક્ત
ગયા ત્રીલોચન ॥ દક્ષગણસહ રોષ કરી ॥ યજ્ઞ આરંભ્યો જઈ સ્વભવન ॥૫૧॥ યજ્ઞ
ભાગ શીવને ન આપ્યો ॥ સતી જોઈ પીતા ક્રોધાતુર ॥ દુખ પામી યજ્ઞસ્થાન જોઈ ॥
ગઇ તે જ્યાંહાં નીજ માતુર ॥૫૨॥ ત્રીકાળજ્ઞાની ભવિષ્ય કહેછે ॥ યજ્ઞભંગ પીતા પ-
રાભવ ॥ પલાયણ દેવનું યજ્ઞથી ॥ શંકર સૈનાજન્ય સંભવ ॥૫૩॥ નીજ મૃત્યુ કહ્યું મા-
હાદેવી ॥ શોકથી સ્વસ્વામી પર્યટન ॥ ફરી પામી મુર્તિ ભેદ તેનું ॥ બીજુ ભવિષ્ય કર્યું
કથન ॥૫૪॥ સર્વ કહી અદ્રસ્ય થઈ ॥ જઇ સ્નાન કર્યું ગ્રંગની તીર ॥ શીવ પૂજી
દેહ તજ્યો ચોગે ॥ સમરી શંભુ સુખ મંદિર ॥૫૫॥ હાહાકાર સુર કરે સરવે ॥ માહા
વિશ્મય થયા ઉદાસ ॥ શંકર સેના જઈ કરીને ॥ દક્ષ યજ્ઞનો કર્યો વિનાશ ॥૫૬॥ સર્વ
પરાભવ કરી જઈ ॥ ઇશને કહ્યું સર્વ વૃતાંત ॥ સર્વ સંહાર કરતા પોતે ॥ સગણ થયા
દુખી આહાંત ॥૫૭॥ મુર્છા પામ્યા મહેશ્વર પોતે ॥ સર્વજ્ઞ રૂપ દુખ મોચન ॥ ક્ષણીક
રહી થયા ચેતન ॥ ઉઠયા શૂળ પાણી ત્રીલોચન ॥૫૮॥ ગયા હર સ્વર્ગ નદી તીરે ॥

જ્યાંહાં છે દેવીનું કુસેવર ॥ શ્રી કૃષ્ણ કહે રાધીકા પ્રત્યે ॥ ત્યાંહાં જઈ કયું જે શંકર ॥૫૯॥ વલણ. ॥ શંકર કર્યા માહા શોચન ॥ રૂપ નારાયણ સુખદાયક ॥ સુબાબાબા માનસીંહ કહે ॥ થયો બેતાલીશમો અધ્યાય ॥૬૦॥ ઇતીશ્રી.

# અધ્યાય ૪૩ મો.

કડવું ૧ લું ॥ રાગ સામેરીની ચોપાઈ ॥ શ્રી નારાયણ ઉવાચ ॥

જઈ જાન્હવી તીર શંકર ॥ દીઠી સતી મુર્તિ મનોહર ॥ જોઈ વિરહાગ્ની દગ્ધાંતર ॥ મુર્છા પામ્યા તત્વ મુર્તીહર ॥૧॥ કળત્રનો શોક બળવાન ॥ આત્મરૂપ શીવ ભગવાન ॥ અમાપ્ય ચેતન માહાસતી ॥ જોઈ મુખાંબુજ વિશ્વપતી ॥૨॥ અશ્રુપુર્ણ નેત્ર થયા દીન ॥ શરણાંગત ભક્ત આધીન ॥ દેવી પ્રત્યે તાંહાં ત્રીલોચન ॥ કહે મોહાતુર તે વચન ॥૩॥ શંકર ઉવાચ ॥ ઉઠ ઉઠ તું સુભાંગી સતી ॥ માહેશ્વરી સદા પ્રીયપતિ ॥ તવ સ્વામી હું કૈલાસાધીપ ॥ મને જો તું હું આવ્યો સમીપ ॥૪॥ દેશી ફેર ॥ સ્વશીવ શીવપ્રદ સર્વને ॥ સંપદ રૂપ શીદ્ધી દાતાર ॥ પોતે સર્વગત સર્વાતમા ॥ તું વિનો સબ તુલ્ય આકાર ॥૫॥ તવ સહ સકિતવાન સદા ॥ તું વિના હું શકિતહીન જાણ ॥ સર્વજ્ઞ તું તને નહીં ઘટે ॥ મને કેમ તજે પ્રીયા પ્રાણ ॥૬॥ બ્રહ્મા વિષ્ણું હું આદિ સર્વનું ॥ કારણ રૂપ સતિ દેહ ધારી ॥ દગ્ધમાન મને કર સીંચન ॥ મધુર ભાષણ વૃષ્ટિકારી ॥૭॥ દુરથી મને દેખી કરે તું ॥ પ્રીયા ભાષણ અમૃત વાણી ॥ હમણાં કેમ રહી તું રૂઠી ॥ મને વિલાપ કરતો જાણી ॥૮॥ પ્રાણાધીક પ્રાણાધીક ઉઠ ॥ માહા સતી મમ અર્ધાંગ ॥ રૂદન કરતો જુએ નહીં ॥ તું કેમ કરેછે વ્રતભંગ ॥૯॥ પતીવ્રતા ઉઠ સેવા અર્થે ॥ ન તજવા ઘટે તને પ્રાણ ॥ એમ કહી મૃતદેહ લઈ ॥ યગ્નવત ચુંબન કરે જાણ ॥૧૦॥ વારંવાર આલીંગન કરી ॥ ફરી મુર્છીત થયા છે હર ॥ ચેતન થઇને શોક થકી ॥ ઉન્મત્ત વત્ત ફરે શંકર ॥૧૧॥ સસદ્વીપને સપ્ત સાગરે ॥ ભ્રમે વક્ષસ્થળે કરી સતી ॥ સતસંગગીરી જંબુદ્વીપે ॥ ભરતખંડે વિશ્વના પતી ॥૧૨॥ ઊંચેશ્વરે રૂદન કરેછે ॥ નિર્જન સ્થાન અક્ષય વટે ॥ વારંવાર કલ્પાંત કરે ॥ હે સતી સાધવીગંગા ત્રટે ॥૧૩॥ ત્રય નેત્રના નેત્ર નિરથી ॥ પ્રગટ થયું ત્યાં સરોવર ॥ નેત્રસર થયું નામ તેનું ॥ દ્વય યોજનનું મનોહર ॥૧૪॥ પુન્યતિર્થ તેમાં સ્નાન કરે ॥ ફરી જન્મ જનનું ન થાય ॥ સત જન્મના પાપ સઘળા ॥ સ્નાન કરવેથી સૈ જાય ॥૧૫॥ માનવી દેહનો ત્યાગ કરી ॥ હરી પદ પામે નિર્વાણ ॥ ત્યાંહાં રૂદન હર ત્યાગીને ॥ ફરી ભ્રમણ કરેછે જાણ ॥૧૬॥ પુર્ણ વર્ષ ગત માહાયોગી ॥ વીરહાતુર શંકર મન ॥ અસ્તીમાળનું કર્યું ભુષણ ॥ શેષ અંગનું કર્યું દહન ॥૧૭॥ હરતે ભસ્માંગ રાગ કરી ॥ હે સતી માહેશ્વરી ઉચ્ચાર ॥ કરી મુર્છીત થયા

ફરીથી ॥ પરમાત્મા વિભુ વિશ્વાધાર ॥૧૮॥ અતિશ્ય વિરહજ્વાર થકી ॥ ગીરીવર મુકે તે સર્વન ॥ ઉપ્પી દેવ શીવ સમીપમાં ॥ આવ્યા નારાયણ ભગવન ॥૧૯॥ રદન વૈમાને બેસીને આવ્યા ॥ પ્રભુ પદ્માર્ચીત પાદાંબુજ ॥ રત્નાલંકાર દીવ્ય શોભીત ॥ પીતાંબર ધારી ચતુર્ભુજ ॥૨૦॥ બ્રહ્મા ધર્મ શેષસુર રૈસી ॥ આવી હરીને કર્યા પ્રણામ ॥ હરીએ હરને હૃદે લીધા ॥ ભકતવત્સળ પુરણ કામ ॥૨૧॥ ॥ શ્રી ભગવાન ઉવાચ ॥ સર્વજ્ઞ જ્ઞાનીના ગુરૂ કહે ॥ સ્વાત્મારામ સાંભળોનિ વાણ ॥ હિત સત્ય અધ્યાત્મ વાચક ॥ દુખ શોક નિવર્તક જાણ ॥૨૨॥ દુખ શોકને ભય જે શંભુ ॥ અવિવેકી અજ્ઞાનીને જાણ ॥ જ્ઞાનબીજ હર સનાતન ॥ થાઓ ચેતન હોશે કલ્યાણ ॥૨૩॥ સતી પ્રાપ્ત તવ થશે નિશ્ચે ॥ સકળ વીદીતછે પ્રસંગ ॥ તેજ સુર્ય મહી ગંધ જેમ ॥ તેમ સતીને શીવનો સંગ ॥૨૪॥ એ પ્રકારે સાંભળી કરીને ॥ સભ્રમ બોલ્યા ત્રીલોચન ॥ નેત્ર ઉઘાડી કરી સંકર ॥ કહે સાંભળો દુખ મોચન ॥૨૫॥ ॥ શીવ ઉવાચ ॥ કોણ તમો તેજ સ્વરૂપછો ॥ તવ સંનિધાન કોણ નામ ॥ કોણ તમારૂં નામ કોણ સુતી ॥ હું કોણ કહોને સુખ ધામ ॥૨૬॥ કીંકરો આવ્યા કયાંહાં થકી ॥ કાહાં રહે કહો ક્યાંહાં ગતી ॥ એ પ્રકારે સાંભળી કરીને ॥ રૂદન કરેછે જગપતિ ॥૨૭॥ સગણ રોતા હરીને હરે ॥ કરેછે નેત્ર નીરે સીંચન ॥ હરી હરના નેત્ર નીરથી ॥ થયું ત્યાં સરતીર્થ પાવન ॥૨૮॥ ભરતખંડ ગીરી પશ્ચાત ॥ તાંહાં અક્ષયવડ સમીપ ॥ તપસ્થાન થયું તે સુંદર ॥ મુક્તિ બીજને તીર્થ અધીપ ॥૨૯॥ ॥ વલણ ॥ અધિપ વિશ્વના શીઘ્રે કહે ॥ હર પ્રતે ફરી હરી જ્ઞાનરે ॥ સર્વ દેવમુની ઉર્ધરેતા ॥ શ્રવણ કરે તે સુખદાનરે ॥૩૦॥

॥ કડવું ૨ જું ॥ ॥ રાગ મારૂ ॥ ॥ શ્રી ભગવાન ઉવાચ ॥

સુણ કહું જ્ઞાનાનંદ ઇશ ॥ પરાત્પર શનાતન ધીશ ॥ શોકે મોહીત થયાછો હર ॥ સુદીન દુર્દિન નીરંતર ॥૩૧॥ સુખદુખ પ્રકૃતિથી સર્વ ॥ સુખ થકી હોએ હર્ષ ગર્વ ॥ એક બ્રહ્મ જે અનાદિ સીદ્ધ ॥ ગુણ ભેદે તે વસ્તુ વિવિધ ॥૩૨॥ સગુણરૂપ તે માયા આશ્રીત ॥ નિર્ગુણ સ્વરૂપ માયા અતિત ॥ નિજ ઇચ્છામય ભગવાન ॥ ઇચ્છા કરી કરે સુખદાન ॥ ॥૩૩॥ ઇચ્છા શકિત પ્રકૃતિ નિર્વાણ ॥ નિત્ય સર્વ પ્રસુતિ તે જાણ ॥ કોઈ કહે એક બ્રહ્મમતી ॥ કોઈ કહે પુરૂષ પ્રકૃતિ ॥૩૪॥ જેથી હોએ દીધા વિસ્તારણ ॥ તે બ્રહ્મ પોતે સર્વ કારણ ॥ એક બ્રહ્મ દીધા ઇચ્છા કરી ॥ તે પ્રકૃતિ શકિત રૂપધારી ॥૩૫॥ તે આશક્ત પ્રાકૃત સગુણ ॥ તેમાં નિર્લીપ્ત નિત્ય અગુણ ॥ તે આત્મા ઇશ્વર સર્વાધાર ॥ સર્વ સાક્ષી તે ફળદાતાર ॥૩૬॥ પ્રાકૃત દેહ દીધાછે હર ॥ એ નિત્યને એક નરવર ॥ હું તું આપણા વિગ્રહ નિત્ય ॥ અંશ ભુત પ્રાકૃત અનિત્ય ॥૩૭॥ ઇંદ્રાદિ તવ અંશ પ્રદંશ ॥ વિષ્ણુ માયા અદિધાવતંશ ॥ દ્વીભુજ ચતુર્ભુજ સ્વરૂપ ॥ ચતુર્ભુજ હું વૈકુંઠ ભુપ ॥૩૮॥

સહ પદ્માને પાર્સદ જાણુ ॥ ગોલોકે દીધુજ નિરવાણ ॥ સહ ગોપીને રાધીકારાણી ॥ નિત્ય પુરૂષ પ્રકૃતિ જાણી ॥૩૯॥ જે પ્રકારે પુરૂષ પ્રધાન ॥ તેમ પ્રકૃતિ સદા સમાન ॥ શક્તિ ઈચ્છા જો હોએ સ્વમન ॥ હર કરો પ્રકૃતિ સ્તવન ॥૪૦॥ ગીરા એમ કહી સુખધામ ॥ લક્ષ્મી પતિતે પામ્યા વિરામ ॥ પ્રકૃતિને સ્તવે મહેશ્વર ॥ નમી શ્રી કૃષ્ણચરણે હર ॥૪૧॥ ॥ શંકર ઉવાચ ॥ ॥ મંત્ર ॥ ઓમ નમઃપ્રકૃતે ॥ બ્રાહ્મી તું સદા બ્રહ્મ સ્વરૂપ ॥ થા પ્રસિદ્ધ સનાતની રૂપ ॥ પરમાત્મ સ્વરૂપ ઇશ્વરી ॥ પરમાનંદ રૂપ મહેશ્વરી ॥૪૨॥ દુર્ગા ભદ્રરૂપ ભદ્રદાતા ॥ ભવાર્ણવ નૌકા વિશ્વમાતા ॥ સર્વ બીજરૂપ સર્વેશ્વરી ॥ મનેપ્રસન્ન થા પરમેશ્વરી ॥૪૩॥ સર્વ સ્વરૂપ તું સર્વાધાર ॥ સર્વ વિદ્યા અભય દાતાર ॥ સર્વ મંગળ મંગળદાની ॥ મંગળાધાર પ્રસન્ન થાની ॥૪૪॥ નિંદ્રા તંદ્રા ક્ષમા શ્રદ્ધારૂપ ॥ તૃષ્ટિ પૃષ્ટિને દયા સ્વરૂપ ॥ જયા માહામાયા જગદંબ ॥ શાંન્તિ ક્ષુધા તૃષા નીરાલંબ ॥૪૫॥ લજ્જા મેધાને વેદ સ્વરૂપ ॥ પ્રસીદ્ધ ભક્ત વત્સળ રૂપ ॥ વેદ કારણ તું વેદવિદ ॥ વેદ માતા મને થા પ્રસીદ ॥૪૬॥ યસરૂપ તું યસ કારણ ॥ યસ પ્રદને કળાધારણ ॥ સર્વ કાળ વ્યાપ્ત સર્વ થળ ॥ મને પ્રસિદ દિનવત્સળ ॥ ॥૪૭॥ કળા અંશે સમસ્ત કામીની ॥ દેહ ધરી રહી તું સ્વામીની ॥ સર્વ શક્તિ કારણ સ્વરૂપ ॥ કૃષ્ણ હૃદયે રાધીકા રૂપ ॥૪૮॥ દેવી સર્વ જગત આધાર ॥ વસુંધરા રૂપ રત્નાધાર ॥ થા પ્રસિદ ચરાચર રૂપ ॥ યોગેસ્વરી તું યોગ સ્વરૂપ ॥૪૯॥ યોગાધીષ્ટાત્ર દેવી પ્રસીદ ॥ સર્વ સીદ્ધી રૂપા સિદ્ધીપ્રદ ॥ સર્વ સિદ્ધિ હેતુ સિદ્ધેસ્વરી ॥ વ્યાખ્યાશાસ્ત્ર ભેદ મહેશ્વરી ॥૫૦॥ બ્રાહ્મા વિશ્નુ નાભીપદ્મે સ્થિત ॥ રહ્યા કમળોદ્ભવ ઉદિત ॥ તેને મધુકૈટભ અસુર ॥ હણવા કરે લીલા અંકુર ॥૫૧॥ સ્વરક્ષાર્થ સ્તુતિ વિધિ કરી ॥ તેના ના સાર્થ બોધીત હરી ॥ નારાયણે તું શક્તિએ કરી ॥ હણ્યા અસુર પરમેશ્વરી ॥૫૨॥ સર્વે શ્વરતા તે શક્તિ સાથ ॥ અનીસ્વરતા તું વિના નાથ ॥ ત્રીપુર સંગ્રામે તેં ઇશ્વરી ॥ સહ વિશ્નુ રક્ષા મારી કરી ॥૫૩॥ હમણા રક્ષા કર નીર્વાણ ॥ વીરહાગ્ની દગ્ધ મને જાણ ॥ એમ કહી રહ્યા વિશ્વતાત ॥ પ્રસન્નાસ્ય દીઠાં જગમાત ॥૫૪॥ વિરહિત હર જોઇ કરી ॥ સીઘ્રે સ્તુતિ કરે તેની ફરી ॥ દુખની વેદીત માહાસુર ॥ રૂદનયુક્ત વિર આતુર ॥૫૫॥ દેખાડાવી તેને હસ્તિમાળ ॥ અંગ ભસ્મ ભુષણ વિશાળ ॥ કહી વિનય વાણી નીર્દોશ ॥ માહાદેવીને કર્યો સંતોષ ॥૫૬॥ નારાયણ બ્રહ્મા ધર્મ શેષ ॥ સ્તવે રૂષિને સુર સુરેશ ॥ સંભુ રક્ષા કરો મહેસ્વરી ॥ સર્વે કહે એમ સ્તુતિ કરી ॥૫૭॥ સ્તોત્રે કરીને થઇ પ્રસન્ન ॥ માહાદેવી વદેછે વચન ॥ શંભુ પ્રત્યે માહા સુખદાન ॥ કહું સાંભળ સૈલ રાજાન ॥૫૮॥ ॥ પ્રકૃતિ ઉવાચ ॥ માયા કહે સ્થીર થાઓ હર ॥ મારા પ્રાણાધીક મહેસ્વર ॥ તમો પરમાત્મા યોગીશ ॥ સદા સ્વામી જન્મોજન્મ ઇશ ॥૫૯॥

હિમાચલની જે મેના નારી ॥ તેને ભર્ગે જન્મી સુખકારી ॥ તવ પત્ની થઈ રહીશ સા-થ ॥ વીરહ મુકત થાઓની નાથ ॥૬૦॥ એ પ્રકારે પ્રકૃતી ઉચરી ॥ શીવની આશાવાસના કરી ॥ હર્ષયુકત થઇને નગેસ ॥ ચાલ્યા કૈલાસ પ્રત્યે મહેસ ॥૬૧॥ શીવકૃત માયા સ્તો-ત્ર ગાયે ॥ તેને નારી ભેદ નહિ થાય ॥ આંહાં સુખ ભોગવી અનંત ॥ જાયે અંતે શીવાલય જંત ॥૬૨॥ ॥ વલણ ॥ જંત ધર્માર્થ કામ મોક્ષને ॥ પામે નીશંશય સુખદાયરે ॥ગુલાબબા સુણો માન કહોથયો ત્રેતાળીસમો અધ્યાયરે ॥૬૩॥ ॥ ઇતિશ્રી ॥

## અધ્યાય ૪૪ મો.

॥ કડવું ૧ લું ॥ ॥ રાગ કેદારો ॥ ॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥

સાંભળી વસીષ્ટનાં વચનજી ॥ સગણ હિમાલય રાજનજી ॥ ભાર્યાસહ થયા વિષ્મે મન-જી ॥ હસ્યાં પાર્વતી મન પ્રસન્નજી ॥૧॥ ॥ ઢાળ ॥ પ્રસન્ન પરમેશ્વરી પોતે ॥ અરૂંધતી બોધ સુખરાસ ॥ નીરાહાર બહુ રોતી મેના ॥ તેના શોકનો કર્યોછે નાશ ॥૨॥ મુદીત મેનાં અરૂંધતીને ॥ પ્રેમે જમાડી કરે પુજન ॥ માહા મંગળ કરે સર્વે ॥ ઉત્તમ ભોગ કરે ભોજન ॥૩॥ વસિષ્ટે આગન્યા થકી પર્વત ॥ વિવિધસ્થાન પત્ર પ્રેરીત ॥ મંગળ પત્રીકા શીવ પાસે ॥ મોકલી સૈલ મનહર્ષીત ॥૪॥ નાના પ્રકાર કરે સામગ્રી ॥ ગુડ શર્કરા ક્ષીર પ્રચુરા॥ યવચુર્ણ પીષ્ટ ઘૃત પકવ ॥ બહુ કર્યા પદાર્થ માધુરા॥૫॥ દિવ્ય વસ્ત્ર વિવિધ વિધનાં ॥ રત્ન પ્રવાળ રજત સુવર્ણ ॥ સૈલ મંગળ કરે આરંભ ॥ સુભ દિવસ મંગળ કર્ણ ॥૬॥ સંસ્કાર ઉમાને સૈલ નારી ॥ કરાવે સ્નાન વસ્ત્ર ધારણ ॥ રત્ન ભુષણ ધરે દર્પણ ॥ દુર્વા અક્ષત સુભ કારણ ॥૭॥ કજ્જળ યુકત કરે લોચન ॥ કબરી વ્યાપ્ત માલતી માળ ॥ રક્ત પંકજ ચરણ રાજે ॥ શુભ સકળ ગાત્ર રસાળ ॥૮॥ એટલામાં સુરીસ ત્યાં આવ્યા ॥ રત્ન વૈમાન આરોહિત ॥ દીવ્યાસન આપી મનોહર ॥ શૈલ્ય પરમ પ્રેમ પુજીત ॥૯॥ રંભા નૃત્ય કરે મનોહર ॥ ફળ પલ્લવ તોરણ રાજે ॥ જળ સંયુકત કળશ શોભે ॥ ચંદનાગર કુમ કુમ ભ્રાજે ॥૧૦॥ નારાયણ ભગવાન પોતે ॥ સહ પાર્સદ આવ્યા ત્યાં જાણ ॥ શીઘ્રે ઉતર્યા ગરૂડ થકી ॥ ચતુર્ભુજ પ્રભુ નિરવાણ ॥૧૧॥ ચતુર્ભુજ પાર્સદ સરવે ॥ રત્ન ભુષણ ભુષિતવાન ॥ સેવીત શ્વેત ચામરાદીકે ॥ માહા રૂષિ સુર સ્તુતિ-માન ॥૧૨॥ પ્રસનાનન કૃપાળુ પોતે ॥ નિજ ભકત અનુગ્રહકારી ॥ દેવમુની ગણ સહ બ્રહ્મા ॥ બેઠા શોભે સુવેસધારી ॥૧૩॥ એટલામાં માહાદેવ આવ્યા ॥ જોવા ચાલી શૈલ્ય પુરે નાર ॥ વૃદ્ધ બાળને યુવા અબળા ॥ સુશોભીત વસ્ત્ર અલંકાર ॥૧૪॥ કોઇને હસ્તે રહ્યું કાજળ ॥ કોઇને હસ્તે વસ્ત્ર રહીત ॥ કોઇને હસ્તે રહ્યું સીંદુર ॥ સરવ અર્ધવેશ ભુષિત ॥૧૫॥ દેવકન્યા વળી રૂષિ કન્યા ॥ નાગ કન્યા તે રૂપ સુંદર ॥ ગંધર્વ કન્યાને

સૈલ્યકન્યા ॥ રાજકન્યા તે માહામનોહર ॥૧૬॥ અપ્સરા દીવ્ય રંભાદિ વળી ॥ મેના કન્યા બહુ ગણ સાથ ॥ સુંદર ચંપકવર્ણ આભા ॥ દીઠા મહેશ્વર જગનાથ ॥૧૭॥ રત્નાભુષણ ભુષિત શંભુ ॥ મુકુટોજ્વળ પ્રસનાનન ॥ રત્ન સુમન માળા રાજિત ॥ અરૂણ પંકજ ત્રીલોચન ॥૧૮॥ અમુલ્ય વસ્ત્ર વિચીત્ર શોભે ॥ રત્નદર્પણ હસ્ત શંકર ॥ વય તરૂણ સુપ્રભા રાજે ॥ છે અતુલ રૂપ મનોહર ॥૧૯॥ ધર્યું નારાયણ આજ્ઞાએ તે ॥ યોગ સ્વરૂપ યોગ અધીશ ॥ યોગેંદ્ર ગુરૂના ગુરૂ પોતે ॥ સ્વેચ્છામય ગુણાતિત ઇશ ॥ ॥૨૦॥ ગુણ ભેદે રૂપ ભેદ ધરે ॥ અરૂપ મહેશ્વર અનુપ ॥ જગ જન્મ સ્થીતી અંત હેતુ ॥ બ્રહ્મ જોતિ સનાતન રૂપ ॥૨૧॥ સર્વાધારને સર્વ બીજક॥ સર્વ જીવન સર્વ ઇશ્વર॥ સાક્ષીરૂપ નિરીહ શંકર ॥ અનાદિ પરમાત્મા અક્ષર ॥૨૨॥ આદી મધ્યને અંતરહિત ॥ સર્વાદિ સર્વ રૂપ રાજીત ॥ દેખી જમાત્રને મેના થઈ॥ શોક રહીત મન મુદીત ॥૨૩॥ ધન્ય ધન્ય સૌ કરે પ્રસંશા ॥ સતી મહેશ્વરી ભાગ્યવતી ॥ અમોએ એહેવો વર ન દીઠો ॥ કો જ્ઞાને ગોચર મહામતિ ॥૨૪॥ કો એક ભાર્યા રૂદન કરે ॥ કો પુલકીત વિગ્રહ વાન ॥ અપ્સરા ગણ સુનૃત્ય કરે ॥ ગાંધર્વ પતિન કરેછે ગાન ॥૨૫॥ શંભુ રૂપ જોઈ દેવ હર્ષા ॥ નાનાવિધી વાજીંત્ર વાજીત ॥ નાના પ્રકારના શૈલ્ય વાજાં ॥વગડાવે મન હરષિત ॥૨૬॥ એટલે દુરગા રત્ન ભુષિત ॥ બાહાર સીંહાસણે-કર્યા સ્થીત ॥ કસ્તુરી બીંદુ સીંદુર શોભે ॥ ચંદન ચંદ્રભાળ ભુષિત ॥૨૭॥ રત્ન કંકણ કર મંડિત ॥ શોભીત રત્ન કર્ણ કુંડળ ॥ મણી પ્રભા અધીક દંતરાજો॥ કુંડળ પ્રભાએ ગંડસ્થળ ॥૨૮॥ અમુલ્ય વસ્ત્ર વિચીત્ર શોભે ॥ રત્ન દર્પણ હસ્ત રાજીત ॥ ક્રિડાર્થે પદ્મ હસ્ત ઘુર્ણીત ॥ ચંદ નાગર કુંકુમાર્ચીત ॥૨૯॥ સર્વે હર્ષા જોઈ જગદંબા ॥ ત્રીલોચન મન માહાનંદ ॥ સતી આગ્રહથી જોઈ થયા તે ॥ વીરહ રહીત સુખકંદ ॥૩૦॥ પુલકાંગીત સર્વાંગ થયા ॥ હર હર્ષાશ્રુયુક્ત લોચન ॥ એટલામાં સ્વમોહીત સહુ ॥ ત્યાં આવ્યા પોતે શૈલ્ય રાજન ॥૩૧॥ હરવરને પુજે શૈલેંદ્ર ॥ વસ્ત્ર ચંદન ભુષણ સાર ॥ ભક્તિ યુક્ત અર્ઘ પાદ્ય કરને ॥ અર્પે માળા સુગંધ અપાર ॥૩૨॥ પછી શીઘ્ર વેદ મંત્રે કરી ॥ કન્યાદાન કર્યું ગ્રહ્યું હર ॥ રત્નમણી વિવિધ ભુષણ ॥ આપ્યાછે રત્નપાત્ર સુંદર ॥૩૩॥ લક્ષ ગાયને ગજ સહસ્ત્ર ॥ રત્ન પલાણ અંકુશાન્વીત ॥ ત્રીસહસ્ત્ર સુહય આપ્યા તો॥ રત્ન જડીત સાજ સહીત॥૩૪॥ લક્ષ દાસી સુકુમાર આપી ॥ રત્ન મણી ભુષણ ભુષિત ॥ દ્વીજ બાળસતી બાતુસમ ॥ સત નેરથ રત્ન નીર્મિત॥૩૫॥ પાર્વતી વસ્તુ સહશંકર॥ ગ્રહી સ્વસ્તિ ઉચ્ચારી મુદીત॥ સતી સામગ્રી સહ શૈલેશે॥ સુપ્રેમ સહીત સમર્પીત ॥૩૬॥ હીમાલય સુતા આપી પોતે ॥ વિનયૂ કરે મોદમન ધરી ॥ માધ્ય દીનોક્ત સ્તોત્રે કરીને ॥ સ્તુતિ કરે પુટાંજળી કરી ॥૩૭॥ ॥ હીમાલય ઉવાચ ॥ પ્રસન થાઓ પરમેશ્વર ॥ પરમાનંદ

સર્વાત્મ રૂપ ॥ ગુણાતિત ગુણ યુક્ત પ્રભુ ॥ ગુણ બીજછો યોગ સ્વરૂપ ॥૩૮॥ યોગાધારને યોગ કારણ ॥ યોગીના ગુરૂછોને યોગીશ ॥ પ્રલય આદિ પ્રલય હેતુ ॥ પ્રલયાંતે શેષ જગદીશ ॥૩૯॥ કાળે સૃષ્ટિ સંહાર કારણ ॥ દુરારાધ્ય શીવ ભગવાન ॥ શીવબીજ શીવ શીવાશ્રય ॥ શીવ રૂપ સદા સુખદાન ॥૪૦॥ એ પ્રકારે સ્તવન કરીને ॥ હીમાલય પામ્યોછે વીરામ ॥ દેવમુની સૌ કરે પ્રસંસા ॥ ગીરીશ્વર માહા બુધ ધામ ॥ ॥૪૧॥ હીમાલય કૃત સ્તોત્ર એજે ॥ રાધા ભકતીએ ભણે જે જન ॥ સદા સુખ સંપદ તે પામે ॥ રહે શંકર સદા પ્રસન ॥૪૨॥ ॥ વલણ ॥ પ્રસન સદા રહે શંકરા નૃપ નારાયણ સુખદાયરે ॥ ગુલાબ બા માનસિંહ કહે ॥ થયો ચુંમાલીસમો અધ્યાયરે ॥૪૩॥ ॥ ઇતિશ્રી ॥ ॥ બ્રહ્મ ॥ ॥ માંહા ॥

## અધ્યાય ૪૫ મો.

॥ કડવું ૧ લું ॥ ॥ રાગ સારંગ ॥ ॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥

અથ વેદવિધી આવાહેન ॥ ઇશ્વર કરે વન્હિ સ્થાપન ॥ કરે યજ્ઞ મોદમન અતિ ॥ વામે રાખ્યાછે દેવી પાર્વતી ॥૧॥ કરી યજ્ઞ વિધિએ શંકર ॥ આપી દક્ષીણા વિપ્રને હરે ॥ હર્ષ પ્રાપ્ત દંપતિ જે સ્થાન ॥ કરે નારી ત્યાં મંગળ ગાન ॥૨॥ થઈ રહી જય જય ધ્વની ॥ પ્રવીશે ગ્રહ વિશે કામીની ॥ સકટાક્ષ પુલકીત અંગ ॥ શીવ રૂપ તે કોટી અનંગ ॥૩॥ પ્રનથૈ જુએ મનોહર ॥ ભાળ ભુષિત બીંદુ સીંદુર ॥ ચંદનાગર કસ્તુરી ધરી ॥ કુંમ કુંમાચીત વીગ્રહ કરી ॥૪॥ ચંપકવર્ણ નવ યોવન ॥ રૂપ મુનીંદ્ર મન મોહન ॥ લક્ષ્મી સાવીત્રી જાન્હવી રતી ॥ સચી અરૂંધતિ સરસ્વતિ ॥૫॥ તુલશી અહલ્યાને અદિતી ॥ રોહીણીને વસુંધરા સતી ॥ સ્વાહા સત રૂપાદિ સ્ત્રીજન ॥ નારી મધ્યે છે માહાપાવન ॥૬॥ દેવ કન્યા નાગ કન્યા વર ॥ મુની કન્યા માહા મનોહર ॥ અસંક્ષીત નારી સ્થીત તહીં ॥ સંખ્યા કરવા શકત કો નહીં ॥૭॥ ॥ સરસ્વતિ ઉવાચ ॥ માહાદેવ પ્રાણાધીક પ્રાપ ॥ ચંદ્રમુખ જોઈ તજો તાપ ॥ સતી સહ આનંદીત ઇશ ॥ સર્વ કાળ સુખી પ્રમાશીશ ॥૮॥ ॥ લક્ષ્મિ ઉવાચ ॥ તજી લજ્જા શિવ માહામતી ॥ તમો કરો વક્ષસ્થળે સતી ॥ રહો દંપતિ સુસુખ લહિ ॥ એના વીના તમો શોભો નહીં ॥૯॥ ॥ સાવીત્રી ઉવાચ ॥ શીઘ્રે ભોજન કરો શંકર ॥ પ્રેમે ઉમાને જમાડો હર ॥ સકર્પુર સુગંધ સુફળ ॥ શીવ શીવાને આપો તાંબુળ ॥૧૦॥ ॥ જાન્હવી ઉવાચ ॥ સ્વર્ણ કંકણ કેયુર ધારી ॥ કેસ કુસુમ યુત સમારી ॥ કામીનીને સદા સુખદાન ॥ સ્વામી સૌભાગ્ય શમ નહી આન ॥૧૧॥ ॥ રતી ઉવાચ ॥ પાર્વતીને ગ્રહો માહાદેવ ॥ દુર્લભ નારીને

સ્વામી સેવ ॥ વિન સ્વારથ પુરણકામી ॥ કેમ ભસ્મ કર્યા મમસ્વામી ॥૧૨॥ કામને જીવાડો મહેશ્વર ॥ મારો નીવારો વીરહ જ્વર ॥ દયાનીધી સદા હર હરી ॥ તો પણ ભસ્મ કર્યો કોપે કરી ॥૧૩॥ એમ કહી ભસ્મ આપી છોડી ॥ રોવા લાગી રહી કરજોડી ॥ હરી સાંભળી તેનું રૂદન ॥ કરૂણાસીંધુ શ્રી ભગવન ॥૧૪॥ વિધાતા ધર્મ દયા નિધાન ॥ આવ્યા શીવ નિવાશીત સ્થાન ॥ હરી ધર્મ બ્રહ્માને નિર્જર ॥ જોઈ ઉઠયા શીઘ્ર મહેશ્વર ॥૧૫॥ કરો આજ્ઞા કહે વીનય કરી ॥ શીવ વાક્ય સુણી બોલ્યા હરી ॥ કામને જીવાડો શુળ પાણી ॥ ગયા દુર કહી એમ વાણી ॥૧૬॥ સુધા દ્રષ્ટિ કરી વિશ્વાધાર ॥ કામ ભસ્મથી નીકળયો બાહાર ॥ પ્રણમી રતી જોઈ સ્વસ્વામી ॥ કામે પ્રણમ્યા શીવ નિષ્કામી ॥૧૭॥ દીઠા સુર હરી આવ્યો બાહાર ॥ નમ્યો સુર હરી પગે માર ॥ સરવે આશીર્વાદ ઉચારે ॥ કહે કાળ કૃતિ કો નિવારે ॥૧૮॥ પછી નારાયણ સુર સાથ ॥ શૈલ્યે જમાડયા ભકિતએ નાથ ॥ શંભુ વાસ ગ્રહે સહ સતી ॥ જમાડે છે મોદમન અતી ॥૧૯॥ શીવ જમતાં જોઈ સપ્રીતી ॥ ત્યાંહા દેવની માતા અદીતી ॥ રાધા પ્રત્યે કહે ભગવન ॥ બોલી સરસ પ્રેમ વચન ॥૨૦॥ ॥ અદીતી ઉવાચ ભોજનાંતે સતીને શંકર ॥ જળ આપો પોતે મહેશ્વર ॥ મારી પ્રીતી અરથે જગદીશ ॥ દંપતિ પ્રીતી દુર્લભ ઈશ ॥૨૧॥ ॥ સચી ઉવાચ ॥ વીલાપ કરતાતા જે કારણ ॥ રદયે સભ કરી ધારણ ॥ જે કારણ થઈ મનભંગ ॥ કરી ભસ્મ ધારણ સર્વાંગ ॥૨૨॥ ॥ અરૂંધતી ઉવાચ ॥ હર તમને આપી મેં સતી ॥ મેના આપવા નહીં ઈચ્છતી ॥ બહુ બોધ કર્યો માહારાજ ॥ મને પ્રીતી કરાવવા કાજ ॥૨૩॥ ॥ અહલ્યા ઉવાચ ॥ વૃદ્ધાવસ્થા હર પરીહરો ॥ અતિ તરૂણ અવસ્થા કરો ॥ તેણે કરી મેના હર્ષે મન ॥ સુતા અર્પી પરમ પાવન ॥૨૪॥ ॥ તુલશી ઉવાચ ॥ તમો સતીનો કરીને ત્યાગ ॥ કામદગ્ધ કર્યો માહાભાગ ॥ કૃપાદ્રષ્ટિ મહેશ્વર કીધ ॥ હવે સર્વે કામ થયું સીદ્ધ ॥૨૫॥ ॥ સ્વાહા ઉવાચ ॥ સ્થીર થાવો સદા શુભકાજ ॥ સ્રીવચને શીવ માહારાજ ॥ વીવાહ વ્યવહાર પ્રમાણ ॥ એ છે નારીનો મંગળવાણ ॥૨૬॥ ॥ રોહિણી ઉવાચ ॥ પાર્વતી કામ પુરો શંકર ॥ કામશાસ્રે વીશારદ હર ॥ કામીની કામ સાગરમાંજ ॥ પોતે પાર કરો માહારાજ ॥૨૭॥ ॥ વસુંધરા ઉવાચ ॥ કામાશકત નારી મનભાવ ॥ જાણો સર્વજ્ઞ કામ પ્રભાવ ॥ વિપત સ્વામી વિના શંકર॥ સ્વામી સહસુખ નિરંતર॥૨૮॥ સતરૂપાઉવાચ ॥ ભોગદ્રવ્ય વિના ભોગીપુર ॥ નહી તુષ્ટ થાએ ક્ષુધાતુર ॥ જેણે તુષ્ટ થાયે મહેશ્વર ॥ તેમ કરો શંભુ સુખાકર ॥૨૯॥ ॥ સંજ્ઞા ઉવાચ ॥ સહ પાર્વતી શંકરસચ ॥ શીઘ્ર સ્થાપન કરો સૈપાય ॥ રત્ન દીપક નીર્જનસ્થાન ॥ સહ તાંબુળ

શીવ ભગવાન ॥૩૦॥ ॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥ ॥ વલણ ॥ ભગ-
વાન કહે રાધીકાને ॥ હેવા સાંભળી મેના વચનરે ॥ નિર્વીકારી યોગીંદ્રના ગુરૂ ॥ પોતે
બોલ્યા શીવ ભગવનરે ॥૪૧॥ ॥ કડવું ૨ જું ॥ ॥ રાગ વેરાડી ॥
॥ શંકર ઉવાચ ॥ દેવી કહો ન વાકય અદીપજી ॥ એ પ્રકારના મમ સમીપજી ॥
પુત્રને અયોગ્ય કહો કેમજી ॥ જગમાતા તમો કરી પ્રેમજી ॥૩૨॥ ॥ ઢાળ ॥
કેમ કહો તમો પુત્ર પ્રતે ॥ હેવા સાંભળી શીવ વચન ॥ ચીત્રવત સૌ મૌન્ય થઈને ॥ સ-
ભ્રમયુકત લજીત મન ॥૩૩॥ મીષ્ટ ભુક્ત આચમન કરી ॥ આરોગી તાંબુળ નારી સાથાર
મેનાદત્ત રત્ન સીંહાસનોપરહર્ષ બેઠા શ્રી વિશ્વનાથ ॥૩૪॥ રત્નદીપને રત્ન દર્પણ ॥ મણી
યુકત શ્વેત ચામર ॥ ચંદનાગર સંયુકત શોભે ॥ સુમન સૈયા માહા સુંદર ॥૩૫॥ નાના
વિચીત્ર વિસ્વકર્માએ ॥ નિર્મીત રત્નમણી ખચીત ॥ કહું વૈકુંઠ રચના કરી ॥ ને કહું
વૃંદાવન રચીત ॥૩૬॥ કહું રાસમંડળ રચના ॥ કહું કૈલાસ ઇંદ્ર મંદિર ॥ માહાદેવ મા-
હાશ્ચર્ય દેખી ॥ થયા સંતોષ્ટ મન ગંભીર ॥૩૭॥ પ્રભાતકાળ થવેથી રાધા ॥ નાનાપ્રકાર
વાજીત્ર વાય ॥ સુર ઉઠી સ્વવાહન સજે ॥ જવા કૈલાસ તત્પર થાય ॥૩૮॥ શંભુવાસ
ગ્રહ ધર્મ આવ્યા ॥ નારાયણ આજ્ઞા કરી જાણ ॥ યોગીશ શંકર પ્રતે બોલ્યા ॥ ધર્મ
સમય ઉચીત વાણ ॥૩૯॥ ॥ ધર્મ ઉવાચ ॥ ઉઠ ઉઠ તવભદ્ર હોસે ॥
બ્રહ્માંડાધીસ કૈલાશ ઇશ ॥ પાર્વતી સહીત કરો ગતિ ॥ સમરો શ્રી હરી જગદીશ ॥૪૦॥
કૈલાશ જવા તત્પર રાધા ॥ જોઈ પાર્વતી સહ શંકર ॥ કૃપાનિધી પ્રત્યે બોલી મેના ॥
રૂદન કરતી ઊંચે સ્વર ॥૪૧॥ ॥ મેના ઉવાચ ॥ કૃપાનિધી મમસુતા
પાળો ॥ ક્ષમા કરજો દાશ અનંત ॥ તવ પદાંબુજ ભકિત મને ॥ જન્મોજન્મ સદા
ભગવંત ॥૪૨॥ સ્વપ્ને સમરણ સદા તમારૂં ॥ તવ ભજન મન આનંદ ॥ તવ નિંદા શુણી
નવ શકે ॥ તમો નાથ સદા સુખકંદ ॥૪૩॥ એમ કહી મેના રહી ત્યાંહાં ॥ આવ્યા હી-
માલય ગીરીશ્વર ॥ ઊંચેસ્વરે રૂદન કરીને ॥ રૂદે સુતા લીધી કૃપાકર ॥૪૪॥ વત્સ
જાઓ ગૃહ શુન્ય કરી ॥ તવ ગુણનું સદા સ્મરણ ॥ એમ કહીને પર્વત ઇશે ॥ શીવને
શીવા કરી અર્પણ ॥૪૫॥ શૈલ્ય પુત્ર પરવારે સાથે ॥ ત્યાંહાં સૌ રોયાં વારંવાર ॥ અધ્યા-
ત્મ વિદ્યાએ બોધ કર્યો ॥ પોતે ભગવાન વિશ્વાધાર ॥૪૬॥ પાર્વતીએ માતા પીતા ગુરૂને ॥
ભકિતએ કર્યાં નમસ્કાર ॥ માયા કરી મહંમાયા પોતે ॥ રૂદન કરે તે વારંવાર ॥૪૭॥
સર્વ સ્ત્રી રોઈ સતી રૂદને ॥ સુરમુની નારી ગણાન્વીત ॥ અર્ધ ઘડી મા આનંદ સાથે ॥
શીઘ્રે શંકરાલય પ્રાપીત ॥૪૮॥ આવ્યા કૈલાસે ત્યાં સર્વ પત્ની ॥ કરે ગાન મંગળવાન ॥
વાયુ પત્નીને કુબેર પત્ની ॥ તારાગુર ગુરૂ પત્ની જાણુ ॥૪૯॥ શુક્ર પત્નીને
દુર્વાસા પત્ની ॥ અત્રી પત્ની અનુસુયા સતી ॥ ચંદ્ર પત્ની દેવ નાગકન્યા ॥ મુની કન્યા

મહા પતીવતી ાાપ૦ાા અસંખ્ય નારી શંખ્યા કરવા ાા કો સમર્થ નહીં બુધ ધીર ાા આ-નંદયુક્ત શીવ પાર્વતી ાા દંપતિ પ્રવેશીત મંદીર ાાપ૧ાા રત્ન સીંહાસને બેઠાં છે ત્યાં ાા સતીને દેખાડાવે શીવાલય ાા હમણાં તું શૈલ્ય કન્યા થઈ ાા પ્રથમ દક્ષ ગૃહે ઉદય ાા ાાપરાા જાતી સ્મર તને સ્મર્ણ હશે ાા એવાં સુણી શંકર વચન ાા મન આનંદ પુલકીત સતીાા બોલ્યા થૈને પ્રસન વદનાાપ૩ાાસર્વ સ્મરણછે પ્રાણ પતી ાા એમ કહી મૌન્ય થઈ રહી ાા નાના વસ્તુ ભોજનં કરે ત્યાં ાા નારાયણાદિ દેવતા સહી ાાપ૪ાા તૃપ્ત થૈને દેવ સહુ ચાલ્યાં ાા નાના રત્ન ભુષણ ભુષિત ાા સહસ્ત્રીને સગણ સરવે ાા પ્રણમી શંકરને મુદીત ાાપપાા નારાયણ વિધાતાને પોતે ાા નમ્યા મહેશ્વર જગદીશ ાા અન્યો અન્ય ત્રયદેવ ભેટી ાા પછી ચાલ્યા તે દઈ આશીશ ાાપ૬ાા શૈલ્યંદ્ર મેના મળી બન્યોએ ાા મેનાક તેડાવ્યો નીજપાસ ાા શીઘ્રે પાર્વતીને તેડી લાવો ાા સહ શંકર શ્રી અવીનાશ ાા ાાપ૭ાા સાંભળી તે શીવાલયે ગયા ાા આણ્યા પાર્વતી પરમેશ્વર ાા આવ્યા સાંભળીને બાળ બાળી ાા વૃદ્ધ યુવા દોડયા સૌ તત્પર ાાપ૮ાા મેના પુત્ર વધુસહ દોડી ાા હીમાલય મનુ મહાનંદ ાા રથથી ઉતર્યા મહાદેવી ાા દેખી માતા પીતા સુખકંદ ાાપ૯ાા ગુરૂ સર્વને પ્રણમી સતી ાા મગ્ન આનંદ સાગરે મન ાા પાર્વતીને ભેટી રૂદે લીધી ાા મેના વીવ્હળ હર્ષ પાવન ાા૬૦ાા હીમાલય મનમોદ માહા ાા ફરી ગયા આવે જેમ પ્રાણ ાા સુતા લઈ નીજ ગૃહે ગયા ાા આપ્યું રત્ન સીંહાસન જાણ ાા૬૧ાા સુખ પામીને આસન આપી ાા પુજા કરી સોડશો પચાર ાા એ કથા સર્વ કહીછે રાધા ાા શીવ વીવાહ મંગળ સાર ાા૬૨ાા ાા વલણ ાા સાર કથા માહા હર્ષ કેરતા ાા હવે શું સાંભળવા ઇચ્છાયરે ાા ગુલાબ બા સુણો માન કહે ાા થયો પીસ્તાલીસમો અધ્યાયરે ાા ાા૬૩ાા ાા ઇતીશ્રીાા ાા બ્રહ્મ ાા ાા માંહા ાા

## અધ્યાય ૪૬ મો.

ાા કડવું ૧ લું ાા ાા રાગ મારૂ ાા ાા રાધીકા ઉવાચ ાા

જીવાડયો શંકર મૃતમાર ાા સ્વામી પામી રતી સુખકારાા સ્ત્રીને સ્વામી વીયોગાતી દુખ ાા ફરી પ્રાપ્ત પ્રીય માહાસુખ ાા૧ાા શીવ સતી પામ્યા મનોહર ાા તજી વીરહ કરે શું હર ાા સ્ત્રી વિયોગ સદા દુખાનીક ાા ફરી પ્રાપ્ત પ્રાણ દાનાધિક ાા૨ાા સ્વામી વીરહ રતિને મન ાા સ્ત્રી વિરહી શીવ ભગવન ાા સ્વામી સ્ત્રી મળેથી બીજું નવું ાા બેહુને શું સુખ હોતું હવું ાા૩ાા તે સાંભળવા ઇચ્છાછે સ્વામી ાા કૃપાથી કહો અંતરયામી ાા મીલન કથા શોકહારણ ાા શ્રવણ મંગળનું કારણ ાા૪ાા ાા નારાયણ ઉવાચ ાા એ પ્રકારે રાધા દેવી કહી ાા વિશ્રામ પામી મુની ત્યાં રહી ાા કૃષ્ણ સાંભળી તેનાં વચન ાા

રાધા પ્રત્યે બોલ્યા ભગવન ॥૫॥ ॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥ પામી કામનારી કામ પતિ ॥ લઈ સ્વાલય આવી તે રતી ॥ સ્વામીને પોતે સુવેસકારી ॥ રતી ક્રીડા હર્ષ મનધારી ॥૬॥ તેનો ભાવ જાણીને મદન ॥ વૈમાન આરોહી ચાલ્યો વન ॥ સૈલે સૈલે નદી નદ જ્યાંહી ॥ દ્વીપ દ્વીપે સિંધુ તૃટ માંહી ॥૭॥ શ્વર્ણ ભુમી નીકટ નિર્જન ॥ વટ મુળે પુષ્પિત કાનન ॥ ભ્રમર કોકીલાદી કુંજીત ॥ મંદવાયુ શીત સુગંધીત ॥૮॥ નારી ચીત ચેતન તાહારી ॥ કળામાન તે સંગારકારી ॥ દીવ્ય વર્ષ સત વામા સાથ ॥ રમે જાણે ન કંઈ રતીનાથ ॥૯॥ વિરામ પામે ન ક્રીડાતુર ॥ રતીશાસ્ત્ર વિસારદ સુર ॥ રતી કામનો કહ્યો વિહાર ॥ શીવ શક્તિનો સાંભળ સાર ॥૧૦॥ પરમાશ્ચર્ય શ્રવણામૃત ॥ પુન્ય સુખદા દુખ નીવૃત ॥ સહ પાર્વતી શંકર રાય ॥ ક્રીડા અર્થે તે વન પળાએ ॥૧૧॥ રત્ન રથે આરોહણ કરી ॥ ગંધમાદને આનંદ ભરી ॥ વન સુંદર સાગ તૃટે ॥ ગીરી સમીપવટ નીકટે॥૧૨॥સતી સાથ જ્યાં મુક્યું તું હર ॥ દેખી સ્થાન ઉદાસ સંકર ॥ સતીને દેખાડે સર્વે સ્થાન ॥ભ્રમ્યા જ્યાં જ્યાં શીવ ભગવાન ॥૧૩॥ કરે રમણ સ્થાન નીર્જન ॥ પુર્ણ થયું ન દંપતી મન । માહાં શૃંગાર આરંભે હર ॥ વર્સ સહસ્ત્ર આનંદભર ॥ ॥૧૪॥ સુખા સકત મનોલ્હાદકારી ॥ વિરહોદ્ભવ સંતાપ હારી ॥ સર્વ ગાત્ર તે પુલકાંચીત ॥ સયન કામબાણે મુર્છીત ॥૧૫॥ પુષ્પ સૈયાએ સુખ સંભોગ ॥ રતીશાસ્ત્ર જાણે સર્વ યોગ ॥ નખદંત પ્રહાર રાજીત ॥ ચંદનાગરૂ કસ્તુરી સાજીત ॥૧૬॥ કેસ કામરી સીથળ અંગ ॥ કંકણ નેપુર શબ્દ પ્રસંગ ॥ પુષ્પ સૈયા વિવિધ વિહાર ॥ ક્રીડા કૌતુકી કરે અપાર ॥૧૭॥ ॥ દેશી ફેર ॥ દિવ્ય વર્સ સહસ્ત્ર જવેથી ॥ શીવ પાસે ગયા સુરેસ્વર ॥ જે પ્રકારે વિર્ય પડે ભુમે ॥ તે ક્રિયાકૃત સઘ તત્પર ॥૧૮॥ તે વિર્યથી સ્કંદ પ્રગટીત ॥ અમર ભદ્ર કરતા સાહે ॥ બોલ્યા ખટમુખ દેવ પ્રત્યે ॥ તમને ભય તે કોનો થાએ ॥૧૯॥ એમ પુછીને તારકાસુરનો ॥ કર્યો તતક્ષણ સંહાર ॥ દેવ સર્વે પ્રસન્ન થયાને ॥ કરી પુંજા વિવિધ પ્રકાર॥૨૦॥ નમસ્કાર કરી દેવ સરવે ॥ ગયા તેનીજ નીજ ધામ ॥ શીવ સતીને પુત્ર સાથે ॥ કૈલાસ ગયા પુરણકામ ॥૨૧॥ ॥ નારાયણ ઉવાચ ॥ કૃષ્ણ કહી એમ રાધીકાને ॥ સકટાક્ષ પ્રસન્ન વદન ॥ એકાંન્ત નિર્જને રાધા સહ ॥ કૃષ્ણ ગયા તે ચંદન વન્ન ॥૨૨॥ બહુ પ્રકારે કરે ક્રીડા ॥ રહ્યાં રાધા સહ મુનીજન ॥ મુર્છા થયા રતી અતિ કરી ॥ શું સાંભળવા ઇચ્છેછે મન ॥૨૩॥ એ મંગળ કર્મ જે સાંભળે ॥ તેને બંધુ વિછેદન હોય ॥ પુત્ર કળત્રનો ભેદ નહિ ॥ સહ રહે સદા સુખી સોય॥૨૪॥ ॥ સુત ઉવાચ ॥ એમ કહી ધર્મ પુત્ર પોતે ॥ માહામુની પામ્યા વિરામ ॥ ફરી કથા પુછેછે નારદ ॥ દેવમુની સદા બ્રહ્મધામ ॥૨૫॥ ॥ વલણ ॥ બ્રહ્મધામ યદુપતી પ્રભુ રાધીકા પ્રત્યે કહે કથાયરે ॥ ગુલાબ પ્રમા માનસિંહ કહે ॥ થયો

છેંતાળીસમો અધ્યાય ॥૪૬॥ ॥ ઇતિશ્રી ॥ ॥ બ્રહ્મ ॥ ॥ માંહા ॥

# અધ્યાય ૪૭ મો.

॥ કડવું ૧ લું ॥ ॥ રાગ વેરાડીની ચોપાઈ ॥ ॥ શ્રી નારદ ઉવાચ ॥ હવે ક્રીડાંતરે પ્રેમ કરી ॥ હરીને શું પુછે રાશેસ્વરી ॥ કથા કહે જે અંતરયાંમી॥ કહો તે કરૂણાનીધી સ્વામી ॥૧॥ નારાયણ ઉવાચ ॥ સુખ સંભોગથી ઉઠી કરી ॥ અંગે કરી રાધીકાને હરી ॥ મલયદ્રોણીછે સુખાકર ॥ બેઠાં વટ-મુળ મનોહર ॥૨॥ રાધા પુછે પ્રભુને વૃતાંત॥ પ્રસનાનન કહો પ્રમકાંન્ત ॥ વજ્રધારીનો જે દર્પભંગ ॥ શુભ શ્રવણ સુખ પ્રસંગ ॥૩॥ ॥ રાધીકા ઉવાચ॥ સુળ પ્રાણી અસ સુખકારી ॥ દર્પભંગ સાંભળચા પુરારી ॥ પાર્વતી દર્પભંગ વિવાહ ॥ શ્રોતાને સુખદા દુઃખ દાહ ॥૪॥ હવે સાંભળવા ઇચ્છે મનુ ॥ દર્પભંગ જે સુર રાજન ॥ તેનો વિસ્તાર તે ક્રમે કરી ॥ કરૂણાસિંધુ કહો શ્રી હરી ॥૫॥ ॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥ ॥ દશી ફર ॥ કર્ણ પીયુસ તુલ્ય વિસ્તારી ॥ સુરપતીનો જે દર્પભંગજી ॥ કહું સાંભળતે તું સુંદરી ॥ ત્રણે લોકે પ્રસિદ્ધ પ્રસંગજી ॥૬॥ દિન દિન એશ્વર્યતા અતી ॥ સત અંખ કરી દર્પ પુરજી ॥ શીઘ્ર મંત્ર કહ્યો બ્રહ્મસ્પતી ॥ સંપદ્યુકત થયા સર્વ સુરજી ॥૭॥ ઇંદ્રે વિસ્વકરમાને તેડી ॥ કહ્યું સ્વર્ગ કરો નીચી રીતજી ॥ બહુ કાળ શોભી રહેતેવું ॥ હું છતે નહિં થાય નાશીતજી॥૮॥ શ્રીપતી સક્રનો ગર્વ જાણી॥અમરાવતી ગયા શ્રીહરિજી॥ દંડ છત્ર સુકલ વસ્ત્રધારી ॥ રૂપ માહા મનોહર ધરીજી ॥૯॥ વયસીસુને બુધ વિલક્ષણ ॥ હરી સકળ વિશ્વ આધારજી ॥ સુખદાતા વિધાતાના ધાતા ॥ જઈ રહ્યાં તે ઇંદ્રને દ્વારજી ॥૧૦॥ દ્વારપાળે જઈ કહ્યું ઇંદ્રને ॥ દ્વારે આવ્યાછે બ્રહ્મસ્વરૂપજી ॥ વચન સુણીને સક્ર ગયો ॥ જોયા સીસુરૂપ સુર ભુપજી ॥૧૧॥ શોભે બાળ સમુહ વેષ્ટિત ॥ ભક્તિએ સક્રે કર્યા પ્રણામજી ॥ પ્રિતિએ આશીરવાદ કીધો ॥ ભકતવત્સળ શ્રી સુખધામજી॥૧૨॥ મધુપર્કાદિક આપી સક્રે ॥ પુંજા કરી વિવિધ પ્રકારજી ॥ પુછે આગમન શું કારણે ॥ વિપ્ર બાળ કહો નીજ સારજી ॥૧૩॥ ઇંદ્ર વચન તે સાંભળીને ॥ વિપ્ર બાળક બોલ્યાછે વાણીજી॥ બ્રહસ્પતિ ગુરૂના તે ગુરૂ ॥ મેઘ સદ્રસ્ય ગંભીરવાનજી ॥૧૪॥ આવ્યો છોહું જોવા તુજને ॥ પુછવુંછે ઇચ્છીત વચનજી ॥ ચિત્ર નગર નિરમાણ સુણી ॥ હરિ થકી થયું મમ મનજી ॥૧૫॥ કેટલા વર્ષ નિર્માણ એ તેં ॥ સંકલ્પ કર્યો યથા પ્રકારજી ॥ કેટલું ચિત્ર વિશ્વકર્માએ ॥ નીર્માણ કર્યું યથાપ્રકારજી ॥૧૬॥ એહેવું કો ઇંદ્રે ન નિર્મીત ॥ વીશ્વકર્મા શકયા નહિ કરીજી ॥ બાળ વાક્ય સુંણી ઇંદ્ર હસ્યો ॥ મદોન્મત્ત પુછેછે ફરીજી ॥૧૭॥ કેટલા ઇંદ્ર જોયા સાંભળયા ॥ કહો વિશ્વકર્માનું નીરમાણજી ॥ શક્ર વાક્ય સુણી હરી બોલ્યા ॥ બાળ પીયુસ સદ્રસ્ય વાણીજી ॥૧૮॥ ॥ બ્રાહ્મણ ઉવાચ ॥ જાણુંછું

તવ તાત કસ્યપ ॥ તેનો તાત મરીચી મુનીશજી ॥ જાણું તેહેનો તાત વિધાતા ॥ થયા નાભી પદ્મે જગદિશજી ॥ ૧૯ ॥ વારંવાર પ્રલય ઉદ્‌ભવ ॥ નાના વિધ શ્રષ્ટિ નીરમાણજી ॥ હોયે સંખ્યા ભુ રેણુની પણ ॥ સક્ર સંખ્યા નહીં નીરવાણજી ॥ ૨૦ ॥ ઇંદ્રાયુસ યુગ એકોતેર ॥ અડાવીસ સક્ર જ્યારે હોયજી ॥ વિદુશ નીગમા ગમ કહે ॥ વિધાતાનો અહર્નિશ હોયજી ॥ ૨૧ ॥ એકસો અષ્ટ વર્સ ઉપર ॥ પરમેષ્ટી આયુસ પ્રમાણજી એવા વિધાતાની સંખ્યા નહીં॥ તો ઇંદ્ર સંખ્યા શેની જાણજી ॥ ૨૨ ॥ બ્રહ્મા વિશ્નુ રૂદ્ર રહે જેમાં ॥ એવા બ્રહ્માંડ અસંક્ષીતજી ॥ મહા વિશ્નુના રોમ વિશે ॥ રહ્યાછે બહુ પ્રગટી તજી ॥ ૨૩ ॥ જેમ માહાજળે રહે નૌકા ॥ યથા અવકાશ ભરપુરજી ॥ બ્રહ્માંડ વિશે નાના વિધના ॥ તવ તુલ્ય રહે બહુ ગુરજી ॥ ૨૪ ॥ એટલે જોઈ ત્યાં પીપીલીકા ॥ સત ધનુષ વર્તે અસંક્ષીતજી ॥ જોઈ હસ્યા તે વિપ્ર બાળક ॥ તેનું હેતુ નહીં પ્રગટી તજી ॥ ૨૫ ॥ વલણ પ્રગટ્યું નહીને મુંન્ય કિધું ॥ સક્ર સાંભળી કથા કથનરે ॥ સક્ર ફરી પુછેછે વિપ્ર પ્રત્યે ॥ થયો સુસ્કઉષ્ટ તન્પ મનરે ॥ ૨૬ ॥ કડવું બીજું ॥ રાગ સામેરી ॥ ઇંદ્ર ઉવાચ ॥ કેમ હસ્યા વિપ્રેંદ્ર સુજાણ ॥ મને કારણ કહો નીરવાણ ॥ તમો કોણ માયા મય રૂપ ॥ ગુણસાગર શીશુ સ્વરૂપ ॥ ૨૭ ॥ સુણી ઇંદ્રતણુંરે વચન ॥ બોલ્યા તે પ્રત્યે દ્વિજ ભગવન ॥ અધ્યાત્મીક માહા નીતિ સાર ॥ જ્ઞાન બીજ વાણી નીરધાર ॥ ૨૮ ॥ બ્રાહ્મણ ઉવાચ ॥ પીપીલીકા સમુહ જો ભારી ॥ એનો હેતુ છે ગુઢ અપારી ॥ મને પુછનો શોકનું મુળ ॥ તવ અજ્ઞાન કારણ સુળ ॥ ૨૯ ॥ સંસારીને જે વૃક્ષ સંસાર ॥ મુળ ખણવું તે નીરધાર ॥ તમ અજ્ઞાન આવર્ણ ભારી ॥ જ્ઞાનદીપ નીવારણ કારી ॥ ૩૦ ॥ સર્વ વેદ વિશે ગુઢ જેહ ॥ માહા સિદ્ધને દુર્લભ એહ ॥ યોગી જનને પ્રાણ સમાન ॥ મુઢ હંકાર ભંજનવાન ॥ ૩૧ ॥ એમ કહી રહ્યા તેણ ઠામ ॥ દ્વિજ શ્રેષ્ટ માહા બુધધામ ॥ ફરી પુછે સક્ર સુરવર ॥ સુસ્ક તાલુકને કંઠા ધર ॥ ૩૨ ॥ સક્ર ઉવાચ ॥ કહો શીઘ્રે વિપ્ર બટુવાણ ॥ જ્ઞાન દીપ પુરાતન જાણ ॥ નહીં જાણું તમો કોણ બાળ ॥ જ્ઞાન રાશી મુર્તિ સર્વ કાળ ॥ ૩૩ ॥ શુણી ઇંદ્ર તણુંરે વચન ॥ બોલ્યા વિપ્ર રૂપ જનાર્દન ॥ જ્ઞાન ભાષણ આરંભે વાણ ॥ યોગીસને એ દુર્લભ જાણ ॥ ૩૪ ॥ બ્રાહ્મણ ઉવાચ ॥ જોઆ પીપીલીકા ગણ ભારી॥ ક્રમે ક્રમે એકેકને ધારી॥ સર્વ કર્મે કરીને સંયોગ ॥ સક્ર થઇને ભોગવ્યા ભોગ ॥ ૩૫॥ હમણા થયા સર્વ સંઘાતી॥ કર્મે કરી પીપીલીકા જાતી ॥ જંત કર્મે વૈકુંઠ પળાએ॥ બ્રહ્મલોક શીવલોક જાએ ॥૩૬॥ કર્મે સ્વર્ગ પાતાળને લહે॥ કર્મે ઘોર નરક દુખ સહે ॥ કર્મે સુકરી ગરભે જાએ ॥ પશુ પક્ષી કીટ વક્ષ થાયે ॥૩૭॥ દેવ પીતર દ્રીજ અંતક ॥ સુખી દુખીને સેવ્ય સેવક ॥ સ્વકર્મે સીબીકા આરો હીત ॥ કર્મે વહનકારી ઉદીત ॥ ૩૮ ॥ કર્મે વ્યાધી યુક્ત હોએ

અંગ ॥ કર્મે સુંદર અંગ પ્રસંગ ॥ કર્મે વ્યથા કર્મે સુખ શાતા ॥ કર્મ સુત્રે બ્રહ્મા ફળ દાતા ॥ ૩૯ ॥ કર્મ સ્વભાવ સાધક જાણ ॥ એમ કહી અધ્યાત્મીક વાણ ॥ સુખદા પુન્યદા શુભ સાર ॥ સ્વપ્નવત સકળ સંસાર ॥ ૪૦ ॥ મૃત્યુ મસ્તકે પ્રાણીને જાણ ॥ જંતુ કાળ કવળ પ્રમાણ ॥ જળ બુદ્ બુદ્ વત કહંત ॥ શુભાશુભ પ્રાપ્ત સર્વ જંત ॥૪૧॥ એ પ્રકારે કહી વીપ્ર વર ॥ તાંહાં રહ્યા મોદ મન ભર ॥ વિસ્મે પામ્યો તે સુર રાજંન ॥ નિર્મહત્વ થયું નિજ મંન ॥ ૪૨ ॥ હેવે તાંહાં આવ્યા મુની ભૂપ ॥ માહા યોગી જ્ઞાની વૃદ્ધ રૂપ ॥ જટીલ તીલક શ્વેતકારી ॥ માથે કટ વ્યાઘ્ર ચર્મ ધારી ॥ ૪૩ ॥ વક્ષ સ્થળે લોમ ચક્ર ભાજ્યો કીંચીત્ દેશ લોમ હીન રાજ્યો ॥ બહુ મધ્યે આવી રહ્યા સ્થિત ॥ નમ્યો મહેંદ્ર હર્ષ અન્વીત ॥ ૪૪ ॥ મધુ પ્રકવાદિ કર્યું પુજંન ॥ પૂછે ક્ષેમ વિનય વચંન ॥ અતિથી ભાવે કરી સાદર ॥ વિપ્ર બાળક વાક્ય ઉચ્ચાર ॥૪૫॥ બાળક ઉવાચ ॥ ક્યાંથી આવ્યા વિપ્ર કહો નામ ॥ આવ્યા શું કામે કહાં છે ધામ ॥ રદે લોમ ચક્ર કટ શીશ ॥ કીંચિત્ અલોમ ચક્ર મુનીશ ॥ ૪૬ ॥ મને કૃપા કરી કહો વાત ॥ શ્રવણેચ્છા કૌતુહળ તાત ॥ મુની સાંભળી શીશુ વચંન ॥ સ્વવૃતાંત કહે મુની જંન ॥ ૪૭ ॥ મુની ઉવાચ ॥ અલ્પાયુશ કર્યું નહીં ધામ ॥ ભીક્ષુ એકાકી લોમશ નામ ॥ નવીવાહન ઉપજીવન ॥ હેતુ આવ્યાનું તવ દર્શન ॥ ૪૮ ॥ તપ સાંત્યર્થ કટ ધારણ ॥ લોમ ચક્રનું કહું કારણ ॥ શુણો સંસારીને ભય ધારી ॥ શ્રેષ્ટ વિવેક ઉદભવ કારી ॥ ૪૯ ॥ મારાં આયુ સંખ્યાનું પ્રમાણ ॥ લોમ ચક્ર વક્ષસ્થળે જાણ ॥ એક શક્રનું હોએ પતન ॥ ત્યારે એક લોમ ઊંત્પાન ॥ ૫૦ ॥ ગતકાળ અલોમ સ્થળ રહે ॥ બ્રહ્મા પતને મૃત્યુ મારૂં કહે ॥ બહુ બ્રહ્મા પડે બ્રહ્મ ધામ ॥ મારે નારી પુત્રનું શું કામ ॥૫૧॥ એક બ્રહ્મા જ્યારે પડી જાએ ॥ ચક્ષુ નિમેષ હરીની થાએ ॥ તેના પાદ પદ્મ કરૂં ધ્યાન ॥ સદા ચીંત્વન શ્રી ભગવાન ॥૫૨॥ દુર્લભ હરી સેવા નિર્વાણ ॥ મુકતીથી ભકિત શ્રેષ્ટ છે જાણ ॥ સ્વપ્નવત ઐશ્વર્ય છે જેહ ॥ ભકિત અંતરાય કારી તેહ ॥૫૩॥ એ મારા ગુરૂએ આપ્યું જ્ઞાન ॥ કૃપા સીંધુ શીવ ભગવાન ॥ ભકિત વિના ગ્રહું નહીં સાર ॥ સાલોકયાદિ જે છે મોક્ષ ચાર ॥૫૪॥ એમ કહીને મુની અધીપ ॥ ત્યાંથી ગયા તે શીવ સમીપ ॥ શીશુ રૂપ તે શ્રી ભગવાન ત્યાંથી થયા છે અંતરધ્યાન ॥ ૫૫ ॥ સ્વપ્નવત ઇંદ્ર જોઈ કરી ॥ દર્પહીન સમર્યા શ્રી હરી ॥ રાજ લક્ષ્મી સચી કરી ત્યાગ ॥ ગ્રહ્યો વેરાગતે માહા ભાગ ॥ ૫૬ ॥ જોઇ વિવેકી તે નિજ નાથ ॥ સચી દુખી થઈ મન સાથ ॥ ગુરૂ પ્રત્યે શોકાન્વીત થઈ ॥ સર્વ કર્યું નિવેદન જઈ ॥ ૫૭ ॥ ગુરૂ સક્ર તેડયો દયા ધરી ॥ રસ શાસ્ત્ર નિતી બોધ કરી ॥ બહુ વિધિ કર્યો ઉપદેશ ॥ સચીસહ રાજ્યકરે સુરેશ ॥૫૮॥ સર્વ કહ્યું હરી નિરવાંણ ॥ શક્ર દર્પ વિમોચન જાણ ॥ નંદ યજ્ઞ વિષે રાસેશ્વરી ॥ દીઠો પ્રત્યક્ષ તેં કહે હરી ॥૫૯॥

॥ વલણ ॥ કહે શ્રીહરી રાધિકા પ્રત્યે ॥ એ વૃતાંત નારાયણ રાયરે ॥ ગુલાબબા સુણો માન કહે ॥ થયો સુડતાળીશમો અધ્યાયરે ॥૪૭॥ઇતીશ્રી બ્રહ્મઃ

# અધ્યાય ૪૮ મો.

॥ કડવું ૧ લું ॥ રાગ રામગ્રી ॥રાધિકા ઉવાચ ॥દર્પ ભંગ જે સુરરાજાનજી સર્વે સાંભળ્યો શ્રી ભગવાનજી ॥ રવી દર્પ ભંગ કહો સ્વામીજી.॥ શ્રવણ ઇચ્છાછે બહુ નામીજી ॥ ૧ ॥ ઢાળ ॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥ બહુ નામી કહે રાધીકાને ॥ એક સમય રવી ઉદિત ॥ અસ્તાચળે ગયો રવી ત્યારે ॥ માળી સુમાલ્ય દૈત્ય દર્પીત ॥ ૨ ॥ પ્રકાશ કર્યો નીજ કાંન્તીનો ॥ મદમત્ત શંભુ વરે કરી ॥ તેના પ્રકાશથી થાએ નહીં ॥ રજની તું સાંભળ સુંદરી ॥૩॥ રોષી રવી નિજ શુળે કરી ॥ લીલા માત્રે હણ્યો તે વીર ॥ સૂર્ય શુળે તે થયો મુર્છિત ॥ ધરણી તળે પડયોછે ધીર ॥૪॥ ભકત સંકટ જાણી કરી ॥ ભકતવત્સળ શંકર રાયે ॥ આવી જીવાડ્યો નીજ ભકતને ॥ ઉઠી નમીયો શંકર પાયે ॥૫॥ પ્રણમી ભકિત એ સ્તુતિ કરી ॥ દૈત્યેંદ્ર ગયો નીજ મંદિર ॥ રોષી માહાદેવ સૂર્યપર ॥ દોડયા હણવા જ્ઞાન ગંભીર ॥૬॥ જોઈ સૂર્ય સંહાર કરતા ॥ હણવા આવ્યા કૈલાસવાસી ॥ ભયવાન થઈ રવી ત્યાંથી ॥બ્રહ્મા શરણે તે ગયો નાશી ॥૭॥દોડ્યા માહાદેવ તેહેની પુંઠે બ્રહ્માલયે ગયા ક્રોધાકર ॥ ત્રીશુળ ધારીને ત્રીપુરારી ॥ કાળના કાળ તે ભયંકર ॥૮॥ દીઠા રોષીત હર બ્રહ્માએ ॥ પ્રસંન કરવા મહેશ્વર ॥ ચતુર્વદને વેદોકત સ્તોત્રે ॥ સ્તવે વિઘ્નીહર વિશ્વંભર ॥૯॥બ્રહ્મા ઉવાચ ॥ પ્રસન થા દક્ષ યજ્ઞ ધ્વંશી ॥ મમ શર્ણાંગત દીનેશ ॥ તમો શ્રષ્ટા છો શ્રષ્ટી આરંભે ॥ જગત ગુરૂ પોતે મહેશ॥૧૦॥ શીઘ્રે કૃપા કરો માહા ભાગ ॥ પ્રસંન થાઓ ભકતવત્સળ ॥ કૃપાસીંધુ તમો કરો રક્ષા ॥ અહરનીશ સ્થળ સકળ ॥૧૧॥ બ્રહ્મ રૂપ ભગવાન પોતે ॥ શ્રષ્ટી સ્થીત્યંત કારણ જાણ ॥ પોતે રવી નીરમાણ કર્યોને ॥ સ્વહણવા ઇચ્છો નિરવાણ ॥૧૨॥ સ્વયં બ્રહ્માને અનંત પોતે ॥ પોતે ધર્મ સૂર્ય હુતાસંન ॥ ચંદ્ર ઇંદ્રાદય દેવ સરવે ॥ ત્વમથી ભય પામે ભગવંન ॥૧૩॥ રૂષી સર્વને મુની સરવે ॥ તમને સેવેછે તપધંન ॥ તપ ફળ દાતા તમો સ્વામી ॥ તમો તપને તપ પરંન ॥૧૪॥ એ પ્રકારે કહી બ્રહ્મા પોતે ॥ સૂર્ય આણી ભકિતએ કરી ॥ પ્રીતીએ તે કર્યો અર્પણ ॥ શંકર ચર્ણાંબુજે ધરી ॥૧૫॥ શંભુ તેને આશીશ કરીને ॥ વિધીને કર્યો તે નમસ્કાર ॥ પ્રસંનવદન થઈ પોતે ॥ સ્વાલય ગયા તે વિશ્વાધાર ॥૧૬॥ એ વિધાતા કૃત સ્તોત્ર નર ॥ સંકટે ભણે પ્રીતીએ કરી ॥ ભયવાન ભયમુકત થાએ ॥ બંધ મુકત બંધ પરહરી ॥૧૭॥ વલણ ॥ પરહરી સંકટ સરવે ॥ સ્તોત્ર સ્મરણ માત્રે સુખ થાય રે ॥ ગુલાબકુંવર માન કહે ॥ થયો અડતાલીશમો અધ્યાયરે ॥૧૮॥ઇતીશ્રી

# અધ્યાય ૪૯ મો.

કડવુ ૧ લું ॥ રાગ મારૂની ચોપાઇ ॥ શ્રી કૃશ્ન ઉવાચ ॥

સૂર્ય પ્રણામ બ્રહ્માને કરી ॥ મોદયુક્ત આજ્ઞા તેની ધરી ॥ ગયા ભજતા શીવનું નામ ॥ ત્રીગુણાત્મીક તેજનું ધામ ॥૧॥ હવે કહું વન્હિનું આખ્યાન ॥ રાધા સાંભળ થઈ સાવધાન ॥ ગુપ્ત પુરાણમાં નિરર્વાણ ॥ કર્ણ પીયુશ ઉત્તમ જાણ ॥૨॥ ત્રીલોકય ભસ્મ કરવા મન ॥ ઉધમયુકત થયો હુતાશન ॥ ઊંચી તે સતતાળ પ્રમાણ ॥ શીખા કરી ભયાનક જાણ ॥૩॥ બ્રગુરૂષિના શ્રાપ કારણ ॥ ક્ષુભીત મન કોપ ધારણ ॥ નીજ તે-જસ્વી માનીને મન ॥ તુચ્છ માને તે અન્યત જન ॥૪॥ એવામા વિશ્નુ કરી વિચાર ॥ લીલા કરી આવ્યા વિશ્વાધાર ॥ તેને દાહ કરવાનું મન ॥ શક્તિ વીસ્તારીછે હુતાશન ॥૫॥ સિશુરૂપ તે શ્રી ભગવન ॥ તે પ્રત્યે બોલ્યા છે જનાર્દન ॥ વિનય કરીને સુખાકર ભક્તિયુક્ત નમ્રાત્મકંધર ॥૬॥ શીશુરૂવાચ ॥ કેમ રૂષ્ટ થયા ભગવન ॥ કારણ કહોની હુતાંસન ॥ ભસ્મ ત્રૈલોકય કરવા કાજ ॥ વીના અર્થ ઇચ્છો મહારાજ ॥૭॥ તમને કર્યો બ્રગુયે શ્રાપ ॥ કરો દમન બ્રગુને આપ ॥ એકના અપરાધે સંયોગ્ય ॥ ત્રણ લોક ભસ્મ નહી યોગ્ય ॥૮॥ વિશ્વ સ્રજતા વિધાતા તાત ॥ રક્ષણ કરે હરી શાક્ષાત ॥ શંહર્તા રૂદ્ર જગદાધાર ॥ એહેવે ક્રમે વિશ્વ વિસ્તાર ॥૯॥ તે તું શું પ્રકારે ભસ્મ કરે ॥ છતે પોતે શંકર ઇશ્વરે ॥ જીવોના હરિ રક્ષણકારી ॥ સંહરવા તું કરે તૈયારી ॥૧૦॥ બ્રહ્મ બટુ એમ કહી કરી ॥ વૃક્ષપત્ર લીધુ કરધરી ॥ અતિ શુષ્ક તે બાળવા કાજ ॥ તેને આપ્યું તે શ્રી મહારાજ ॥૧૧॥ શુષ્કપત્ર દગ્ધ થયું નહી ॥ ન થયુ શીશુ રોમેક શાહી ॥ ॥ દેખી લજ્યાયુકત હુતાશન ॥ સ્તબ્ધ થયો ભય પામી મન ॥૧૨॥ વન્હિ દર્પ ભંગ એમ કરી ॥ અંતર્ધ્યાન થયા બટુ હરી ॥ વન્હિ જ્વાળા પોતાની શંહરી ॥ નીજ સ્થાને ગયો ભય ધરી ॥૧૩॥ કહ્યો દર્પભંગ હુતાશન ॥ હવે શું સાંભળવા છે મન ॥ નિત્યનું તન પરમાખ્યાન ॥ દેવદર્પ મોચન અમાન ॥૧૪॥ રાધીકા ઉવાચ ॥

ધન્વંતરીનો જે દર્પભંગ ॥ કહો જગતગુરૂ પ્રસંગ ॥ ગુપ્ત વાત એ છે બહું નામી ॥ કુતુહળ સંભળાવો સ્વામિ ॥૧૫॥ નારાયણ ઉવાચ ॥ રાધીકાના વચન સાં-ભળી ॥ હશીને બોલ્યા પોતે શ્રી હરી ॥ કથા કહેવા આરંભેછે મન ॥ શ્રવણ સુખદ પુરાતન ॥૧૬॥ વલણ ॥ પુરાતન કૃશ્ન કહે કથા ॥ સાંભળો નારાયણ રાયરે ॥ ગુલાબબા માનસીંગ કહે ॥ થયો ઓગણપચાસમો અધ્યાયરે ॥૧૭॥ ઇતિ શ્રી બ્રહ્મવૈવર્તે મહાપુરાણે શ્રી કૃશ્ન જન્મખંડે નારાયણ નારાદ સંવાદે શ્રી કૃશ્ન રા-ધીકા સંવાદે વન્હિ દર્પભંગ પ્રસ્તાવો નામ ॥૪૯॥ મો અધ્યાય. ॥

# અધ્યાય ૫૦ મો.

કડવું ૧ લું ॥ રાગ વેરાડી ॥ શ્રી કૃશ્ન ઉવાચ ॥ ધન્વંતરી નારાયણ અંશ ॥ દધિમથને તે અવતંશ ॥ સર્વ વેદજ્ઞાતા છે નીપુણ ॥ મંત્ર તંત્ર પુરા સર્વ ગુણ ॥૧॥ પરમગુરૂ કૈલાસાધીશ ॥ એ છે શંકરનો ઉપશીષ ॥ બહુ શીષ્ય સહ તેહ જાય ॥ જાંહાં કૈલાસે છે શીવરાય ॥૨॥ દીઠો મારગે નાગ તક્ષક ॥ ફણાધારી મહા ભયાંનક ॥ લક્ષ નાગ પરિવૃતકારી ॥ સર્વ શ્રેષ્ટ મહાવીશકારી ॥૩॥ ભક્ષ હેતુ આવ્યો કોપ કરી ॥ તેને દેખી હસ્યો ધન્વંતરી ॥ દંભીશીષ્ય તક્ષકને ધરી ॥ જૂંભીતકર્યો તે મંત્ર કરી ॥૪॥ મણી મસ્તક થકીજ હાર ॥ ભ્રમાવી દુર નાખ્યો તે વાર ॥ પડયો મ્રતક તુલ્ય ઉદાશ ॥ ગણ મોકલ્યા વાસુકી પાંસ ॥૫॥ સુણી વાસુકી થયો ક્રોધીત ॥ સર્પ મોકલ્યા છે અંસંક્ષીત॥ શેનાગૃહી પંચ નીરવાણ ॥ દ્રોણકાલી કર્કોટીકજાણ ॥૬॥ પુંડરીક ધનંજય ભારી ॥ મુખીપંચ મહાવીષ ધારી ॥ સર્વે ગયા જાંહાં ધન્વંતરી ॥ ભય પામ્યા શીષ્ય જોઇ કરી ॥૭॥ નાગે જઇ શ્વાસવાયુએ કરી ॥ પીડયા શીષ્ય ગયા જાણે મરી ॥ જ્ઞાનહીન ગઈ સ્વકરણી ॥ ડંડવત પડયા તે ધરણી ॥૮॥ સુધાવૃષ્ટી કરી ધન્વંતરી ॥ જીવાડયા ગુરૂ મંત્ર સમરી ॥ ચેતન કરી શીષ્યનું વ્યુહ ॥ કર્યો જૂંભીત સર્પ સમુહ ॥૯॥ મંત્રથી થયા જ્ઞાન રહીત ॥ પડયા ભુ મ્રતવત અમિત ॥ જાણ્યું વાસુકી સર્વજ્ઞરૂપ ॥ તેડી ભગીની જ્ઞાન સ્વરૂપ ॥૧૦॥ વાસુકી ઉવાચ ॥

જા તું નાગરક્ષાએ સુખકારી ॥ ત્રયલોકે પુજા હોશે તારી ॥ હસી સુણી વાસુકી વચન ॥ બોલી પીયુશ વાક્ય વદન ॥૧૧॥ મનસા ઉવાચ ॥ મારી નાગેંદ્ર સાંભળો વાણ ॥ સમર મધ્યે જાવું નિરવાણ ॥ ભદ્ર અભદ્ર દૈવઆધીન ॥ યથોચીત થશે દુખહીણ ॥૧૨॥ કરૂ રક્ષા તે શત્રુ સંહરી ॥ સમરથળે લીલાએ કરી ॥ જઈ હણું જેને શત્રુ ધારી ॥ તેમું કોણકે રક્ષણકારી ॥૧૩॥ મારા ગુરૂ શેષ ભગવાન ॥ મને સિદ્ધ મંત્ર દત્તવાન ॥ જગત ઇશ શ્રી નારાયણ ॥ કવચ મને કર્યું ધારણ ॥૧૪॥ ત્રયલોક સુમંગળકારી ॥ શકુ હું વીશ્વ સૃજી સંહારી ॥ સર્વ મંત્ર નિયંન્તા સ્વમેવ ॥ મને આપ્યુ જ્ઞાન મહાદેવ ॥૧૫॥ ન ગણુ શીવ શીષ્ય પક્ષીસ ॥ ધન્વંતરી તે સું તેનો શીષ્ય ॥ કહી ચાલી તે તજી નાગેશ ॥ પ્રણમી હરી સંભુને શેષ ॥૧૬॥ જહાં રહ્યા દેવ ધન્વંતરી ॥ તાંહા ગઈ દેવી કોપે કરી ॥ દ્રષ્ટિમાત્રે જે સર્પ જીવાડયા ॥ વીશ દ્રષ્ટિ શત્રુ શીષ્ય પાડયા ॥૧૭॥ ધન્વંતરી મંત્ર વીસારદ ॥ બહુ પ્રયત્ન કર્યું નારદ ॥ ન ઉડાડી શકયો ભગવન ॥ દેખી તે મધ્યે દેવી વચન ॥૧૮॥ બોલી ત્વરાયુકત હર્ષિકરી ॥ કટુ યુકિત હુંકારે ઇશ્વરી ॥ મનસા ઉવાચ ॥ મંત્ર અર્થને તંત્રના ભેદ ॥ મહા ઓ-

બંધ મુહુ તું વેદ ॥૧૯॥ સું તુ જાણું તે કહે ઔષધીશ ॥સીધ તું છે ગરૂડનો શીષ્ય ॥ વલણ ॥ શીષ્ય ગરૂડનો સીધ તું છે ॥ હું ને ગરૂડ સંભુના જાણરે ॥ બેહુ સીષ્ય સુણ ધન્વંતરી॥ એમ બોલી તે મનસા વાણરે ॥ ॥૨૦॥ કડવું ૨ જુ ॥

રાગ રામગ્રી ॥ એમ કહીને પદ્મ સુમનજી ॥ મેયુ કરીને મંત્ર સાધનજી ॥ જ્વળદગ્નિ તુલ્ય જોઇ કરીજી ॥ કર્યું ભસ્મ તેને ધન્વંતજી ॥૨૧॥ ઢાળ ॥

ધન્વંતરીએ તે ભસ્મ કીધું ॥ દેખી મનસા ક્રોધ કરંત ॥ મંત્ર સાધ્ય કરી તેણે શીઘ્રે ॥ મેર્યા સર્પ પ્રમુહ અનંત ॥૨૨॥ દેખી ધન્વંતરી મંત્રે કરી॥ નિષ્ફળ ભસ્મ કર્યા તે વારા॥ ગ્રહણ કરી શકિત દેવીએ ॥ પ્રભાગ્રીસમ રવી આકાર ॥૨૩॥ મંત્રાન્વીત કરી તેને મેરી ॥ રીપુ ઉપર ક્રોધીત મન ॥ વિશ્નુદત્ત સુળ ધન્વંતરી ॥ લીલા માત્રમાં કરી પતન ॥૨૪॥ વૃથાશકતી થઇ દેખી દેવી ॥ પ્રજ્વળીત ક્રોધ બહુ ધારી ॥ નાગપાશ ગ્રહણ કર્યો છે ॥ મનસાએ મહા ભયકારી ॥૨૫॥ નાગ લક્ષાન્વીત તે દીપીત ॥ શીઘ્રમંત્રે મંત્રી નીરવાણ ॥ કોપવાન થઇ કરી મેર્યો ॥ પ્રભાકાંળાન્તક સમજાણ ॥૨૬॥ ધન્વંતરી નાગપાસ દેખી ॥ મનમોદ હર્ષીત આનંન ॥ સ્મર્ણ કર્યું તેણે ગરૂડનું ॥ સીઘ્રે આવ્યા ત્યાં વીશ્નું વાહન ॥૨૭॥ સર્પાસ્ત્ર જોઇ હરી વાહન ॥ ભક્ષ કર્યા ચંચે સહુ અહી ॥ નાગાસ્ત્ર નિષ્ફળ દેખી કોપી ॥ શીવદત ભસ્મ મુષ્ટી ગ્રહી ॥૨૮॥ ભસ્મ મુષ્ટીને પાવન મંત્રે ॥ મેરી દેવીએ તે જોઇ કરી ॥ પાંખ વાયુએ કરી નિષ્ફળ ॥ ગરૂડે શીષ્યને પાછળ ધરી ॥૨૯॥ વ્યર્થ દેખી દેવી ભસ્મ મુષ્ટિ ॥ કોપીને શુળ કર્યું ધારણ ॥ શીવદત્ત સુળ સૂર્ય સમ ॥ પ્રભા અગ્નિ પ્રલય કારણ ॥૩૦॥ એટલામાં શીવઆદી આવ્યા ॥ ધન્વંતરી રક્ષણને કાજ ॥ દેખી દેવી સંકર વિધાતા ॥ નમિ કહી જય મહારાજ ॥૩૧॥ ધન્વંતરીને ગરૂડ આવી ॥ નમયા સુરેસ્વરને પાયે ॥ દેવે આશીર્વાદ કીધો તેને ॥ બોલ્યા વિધીવાકય સુખદાયે ॥૩૨॥ બ્રહ્મા ઉવાચ ॥ હે ધન્વંતરી તું મહા ભાગ્ય ॥ સાસ્ત્ર વીશારદ નિર્વાણ ॥ મનસા સાથે યુધ કરવા ॥ તારી સમતા નહી તુ જાણ ॥૩૩॥ શીવદત્ત શુળ દુર્નિવાર્ય ॥ એ છે ત્રયલોક ભસ્મકારી ॥ ક્ષમા માગ સુરેસ્વરી પાસે ॥ કૌથુમી સાખોકત ધ્યાન ધારી ॥૩૪॥ સોડ સોપચાર આપી કરી ॥ ભકિત એ કર દેવી પુજન ॥ આસ્તિક યુકત સ્તોત્રે કરીને ॥ તારે કરવા યોગ્ય સ્તવન ॥૩૫॥ તને પ્રશન્ન થઇ મનસા ॥ દેસે આશીસ તે સુખકારી ॥ એજ મત છે સદાશીવનો ॥ બોધ્યા ગરૂડ બોધ વિસ્તારી ॥૩૬॥ એવા વીધી વચન સાંભળી ॥ સ્નાને સુચી થયા તતકાળ ॥ પુરો હીતકરી વીધાતાને ॥ પુજન કરવાને વીચાર ॥૩૭॥

॥ ધન્વંતરી ઉવાચ ॥ આંહા આવો તમે વિશ્વ માતા ॥ ગ્રહણ કરો મમ પુજના॥ પુજીત સદા ત્રય લોકમાં ॥ કસ્યપ કન્યા મહા પાવન ॥૩૮॥ તેં જીત્યુછે જગત સરવે

માહા દેવી તું વિશ્નુ સ્વરૂપ ॥ એમ કહીને નમ્રકંધર ॥ ગ્રહ્યું સુમન ઊજ્વળરૂપ ॥૪૯॥ ભક્તિ યુક્ત તે ધ્યાન તત્પર ॥ ચંપકવર્ણ મનોહર અંગ ॥ પ્રસન્ન આનન સર્વ વિદ્યા॥ વીસારદ વિચીત્ર સુરંગ ॥૪૦॥ એહેવાં દેવી નાગેશ્વરીને ॥ ધ્યાન કરીને આપ્યું સુમન॥ ષોડસોપચાર પુજા કીધી ॥ કરે નમ્રકંધર સ્તવન ॥૪૧॥ ॥ધન્વંતરી ઉવાચ ॥ નમું સીદ્ધી રૂપને સીદ્ધીદા ॥ નમું કસ્યપ કન્યા ઇશ્વરી ॥ વરદાઇની નાગ સહાઇની ॥ નાગ ભગ્નિ નમું નાગેશ્વરી ॥૪૨॥ એ પ્રકારે સ્તુતી કરીને ॥ ભગ્તિએ કરી કર્યા પ્રણામ ॥ થઈ પ્રસન્ન તે વર આપી॥ ત્યાંથી ગઈ દેવી નીજ ધામ॥૪૩॥ બ્રહ્મા રૂદ્રને વૈનતેય ॥ સર્વે ગયા નીજ નીજ સ્થાન॥ પછે નીજ મંદીરે ગયા ॥ પોતે ધન્વંતરી ભગવાન ॥૪૪॥ હર્ષાન્વીત થઈ નાગ ગયા॥ સ્વાલય કૃણા બહુ રાજીત ॥ એ પ્રકારે કહ્યુ મે સરવે ॥ સ્તવરાજ સુખદ વાન્છીત ॥૪૫॥ એ પુણ્ય સ્તોત્રને જે ભકતીએ ॥ ભણે પ્રેમ માહા મન આણ ॥ તેહેના કુલ સમગ્રને નહી ॥ નાગ ભય અશંશ જાણ ॥૪૬॥

॥વલણ॥ અશંશય શર્પ ભય નહી ॥ માહા સ્તોત્રનો એ મહીમા એરે ॥ ગુલાબભા સુણો માન કહે ॥ થયો પુર્ણ પચાસમો અધ્યાયરે ॥૪૭॥ ઇતિ શ્રી બ્રહ્મ વૈવર્ત્તે માહા પુરાણે શ્રીકૃષ્ણ જન્મ ખંડે નારાયણ નારદ સંવાદે રાધા કૃષ્ણ સંવાદે ધન્વતરી દર્પભંગ મનસા વિજય પ્રસ્તાવો નામ પચાસમો અધ્યાય ॥૫૦॥

## અધ્યાય ૫૧ મો.

॥ કડવું ૧ લું ॥ રાગ દેસાકની ચોપાઈ॥શ્રીકૃષ્ણ ઉવાચ ॥ કહ્યો મેં સર્વનો દર્પભંગ ॥તે તેં સાંભળ્યો સર્વ પ્રસંગ ॥ હવે ઊંડ જઇએ વૃંદાવન ॥ વીરહાતુર જોયું ગોપીજન ॥૧॥ શ્રી નારાયણ ઉવાચ ॥ ॥હેવા સાંભળી કૃષ્ણ વચન ॥ રાધિકાને માન આવ્યું મન ॥ મારેથી ચાલી શકાય નહીં ॥ મને પહોચાડો પ્રભુ તહીં ॥૨॥ એવાં સાંભળી રાધા વચન ॥ પોતે હશ્યા શ્રી મધુસુદન ॥ બેસ ખાંધે કહ્યું ભગવાન ॥ એમ કહી થયા અંતર્ધ્યાન ॥૩॥ બહુ કરતી રાધા રૂદન ॥ શોધતી ચાલી તે વૃંદાવન ॥ શોક યુક્ત ગપવન ચંદન ॥ દીઠાં દુખી ત્યાં ગોપીકા જન ॥ ૪ ॥ નમ્ર મુખ અસુ છે નયન ॥ કરે ભ્રમણ સર્વ કાનન ॥ નાથ નાથ એમ વદે પ્રીત ॥ નીરાહાર સર્વ શોકાન્વીત ॥૫॥ તેને દેખી રાધા માન સાંત ॥ કહ્યું મળયાદિ નીજ વૃત્તાંત ॥સઉ સાથે રૂએ રાધા આપ ॥ કરે હે નાથ નાથ વિલાપ ॥૬॥ શ્રીકૃષ્ણ નિંદા કોપે ઉચરે ॥ સર્વે સરીર ત્યાગવા કરે ॥ એટલામાં તે ચંદનવંન ॥ આપ્યું દર્શન શ્રી ભગવંન ॥૭॥ દેખી રાધિકા ગોપિકાન્વીત ॥ હસી દોડી થઈ પુલકાંચીત ॥ કરી મોર્લિમાળા આહરંન ॥ નગ્ન કરવા પીત વસંન ॥૮॥ કરે ચંદન અંગે લેપંન ॥ જુવે મુખ કરે છે ચુંબન ॥ આલીંઘન કરી અર્પે ફુલ ॥ આપે

સહ કર્પુર તાંબુલ ॥૯॥ પછી સરવ ગોપીકા જંન ॥ પ્રેમ વિહ્વળ કરે રૂદંન॥ દુખવિરહ જ્વાળ તેપન્ન ॥ સઉ કરે સર્વ નિવેદન્ન ॥૧૦॥ દેહ દુખ હારતુટયા તંન ॥ ભ્રમણ સર્વદા વનેવંન ॥ કામકો ઇને સ્તુતિ કરે ॥ ભૂષણ ચંદન અંગે ધરે ॥૧૧॥ કરે પ્રાણ ચોરનું રક્ષણ ॥ ફરી કરે ન એવાં લક્ષણ ॥ કો કહે કરવો ન વીશ્વાસ ॥ રદે સાથે બાંધો પ્રેમપાસ ॥૧૨॥ કોઈ કહે હેની શું પ્રતીતી ॥ ચીતચોરને ચોરીની રીતી ॥ એવા સાંભળી તેનાં વચંન ॥ હસ્યા પોતે શ્રી મધુસુદંન ॥ ૧૩ ॥ રમ્ય નીર્જન જ્યાં જયાંહાં વંન ॥ ગોપીકા સહ કરે ભ્રમણ ॥ કૃષ્ણ-સહ તલ્પે સુખ ભોગ ॥ જાુવે ચંદ્રમુખ નીરરોગ ॥૧૪॥ ભલ સીંદુર નેત્ર કજ્જલ ॥ રક્તાધર શોભે ગંડસ્થળ ॥ કબરી નેત્ર વક્ર ભ્રાજીત ॥ રત્નકુંડળ યુગ્મ રાજીત ॥૧૫॥ મુક્ત માળ શોભીત વીશાળ ॥ સુક્ષ્મ વસે માધવ કૃપાળ ॥ કરેમુખ સ્વચ્છ પ્રેમ કરી॥ કબરી ગુથે પોતે શ્રીહરી ॥૧૬॥ પુરે સીંદુર ભક્તવત્સલ॥ પુષ્પ માળ અર્પે વક્ષસ્થળ ॥ કરે કસ્તુરીના બિંદુ ભાલ॥ બહુ શોભિત શોભા વિશાળ ॥૧૭॥ રત્ન-મણીહાર ભગવંન ॥ અર્પે અમુલ્ય દીવ્ય વસન ॥ રત્ન મુદ્રિકા અંગુળીએ ધર ॥ પગે પ્રભુ પંહરાવે ઝાંઝર ॥૧૮॥ પારજાતી પુષ્પ વીસારદ ॥ બ્રહ્માદત્ત અર્પે તે નારદ ॥ શીવ-દત્ત કમળ નીર્મળ ॥ હરી આપે તે સહસ્રદળ ॥૧૯॥ મણીરત્ન કૌસ્તુભ અર્પીતા॥ ધર્મદત્ત હસીને શુ પ્રીત ॥ રત્નપાત્રે તાંબુળ રસ જાણ ॥ પાન અર્થે આપે નીરવાણ ॥૨૦॥ મા-લતી માધવી કુંદ મંદાર ॥ ચંપકાદિક પુષ્પ અપાર ॥ રત્નપાત્રસ્થ આપે શ્રીહરી ॥ વરૂણ દત્ત વસ્ત્ર તેને ધરી ॥૨૧॥ ખટસત કોટી ગોપીજંન ॥ લઈ સામગ્રી ત્યાં આગમંન ॥ તેમાં ગોપીકા ખટહજાર ॥ રાધાની સેવામાં મુખી સાર ॥૨૨॥ કોઇ ચંદન હસ્તમાં ગ્રહી શ્વેત ચામર ગ્રહી કો રહી ॥ કોઈ હસ્તે માળા કો કસ્તુરી ॥ કોઇ રહી છે સીંદુર ધરી ॥૨૩॥ કોઈ હસ્તમાં વર વસંન ॥ હસ્ત દર્પણ કો ગોપીજંન ॥ કોઈ ગોપી કર તાલ ગ્રાહી॥ કોઇ ગો-પીછે મૃદંગ વાહી ॥૨૪॥ સર યંત્ર કો કરમાં સહી ॥ કોઇ વીણા ગ્રહીને ત્યાં રહી ॥આવી રાગરાગીણી છત્રીસ ॥ ગોપી રૂપ ધરીને મુનીશ ॥૨૫॥ ગૌલોકથી રાધાસહ મહી ॥ સર્વે દેહ ધારી આવ્યાં સહી ॥ કોઈ નૃત્ય કરે ચીત્ત હારી ॥ મનો લ્હાદ કોઇ ગાનકારી ॥૨૬॥ સેવે રાધા કો શ્વેત ચામર ॥ કોઈ ચરણ સેવા તત્પર ॥ તાંબુલ આપે કો ગોપીજંન ॥ કૌતક વિવિધ વૃંદાવંન ॥૨૭॥ સ્થીત સર્વ ગોપીકા સહીત ॥ વક્ષસ્થળે તે રાધીકા સ્થીત ॥ ક્ષણ રાધા સહ ભગવાન ॥ કરે માધવ અધરપાન ॥૨૮॥ ક્ષણ પ્રીતે તાંબુલ ખાદીત ॥ ક્ષણ નિંદ્રા કરે હર્ષાન્વીત ॥ક્ષણ કરે રતી રતી ધીર ॥ મણીરત્ન નીર્મીત મંદીર ॥૨૯॥ ક્ષણમાં કરે જળ વીહાર ॥ યમુના જળ નીર્મળ સાર ॥ વત્સ કહી કથાએ વીસ્તારી ॥ હરી રાસ-ક્રીડા સુખકારી ॥૩૦॥ સ્વેચ્છામય સ્વાત્મ પુર્ણ સ્વામી ॥ સ્વતંત્ર નીર્ગુણ બહુ નામી ॥ પ્રકૃતીપર સર્વ અધીસ ॥ બ્રહ્મા વિષ્ણુ શીવાદિના ઇશ ॥૩૧॥ કૃષ્ણજન્મ રહસ્ય અપાર ॥

બાળ ક્રીડન તે વિશ્વાધાર ।। કહ્યાં કીશોર ચરીત્ર હરી ।। શું સાંભળવા ઇચ્છા છે ફરી ।।૩૨।। ।। વલણ ।। ફરી ઇચ્છા શું સાંભળવાની ।। તમો કહો દેવ રૂષીરાયરે ।। ગુલાબખા માનસીંગ કહે ।। થયો એકાવનમો અધ્યાયરે ।।૩૩।। ।।ઇતિ શ્રી બ્રહ્મ વૈવર્ત્તે મહા પુરાણે શ્રી કૃષ્ણ જન્મખંડે નારાયણ નારદ સંવાદે રાસક્રીડા વર્ણન પ્રસ્તાવો નામ એકાવનમો અધ્યાયઃ ।। ૫૧ ।।

## અધ્યાય પર મો.

।। કડવું ૧ લું ।। ।। રાગ કાલેરો ।। શ્રીનારદ ઉવાચ ।। પછે શું થયું એ ઉપરાંતજી ।। મુની શ્રેષ્ટ કહો તે વૃત્તાંતજી ।। કેમ મથુરાં પ્રતે શ્રીહરીજી ।। ગયા નંદાળય ત્યાગી કરીજી ।।૧।। ઢાળ ।। ત્યાગી નંદાળય ગયા હરી ।। નંદે કેમ રાખ્યા નીજ પ્રાણ ।। ગોપાંગના સઉ યશોદાયે ।। કેમ સહ્યો વીયોગ નીરવાણ ।।૨।। ચક્ષુ નીમેષ માત્ર વીયોગે ।। જીવે નહીં રાધા સુખદાન ।। તેણે પ્રાણ કેમ કરી રાખ્યા ।। પ્રાણેશ્વર વીના ભગવાન ।।૩।। જેજે ગોપ સદા સંગ રહે ।। ભોજનાદી ભોગ વરતાયે ।। વિવિધ વિધ વિલાસ ક્રીડા ।। તેનું વિસ્મરણ કેમ થાયે ।।૪।। મથુરાં જઈ શ્રીકૃષ્ણજીએ ।। શું શું કર્મ કર્યું ભગવાને ।। સ્વર્ગા રોહણ પર્યંત સહુ ।। તમો કેહેવા યોગ્ય સુખદાન ।।૫।। શ્રી નારાયણ ઉવાચ ।। કંસે ધનુર્મખ આરંભીત ।। આક્રુર પ્રેર્યા નંદમંદીર ।। નૃપ આજ્ઞાએ કરી હર્ષીત ।। ગયા ગોકુળ જ્ઞાન ગંભીર ।।૬।। શ્રીકૃષ્ણ બળને લઈ કરી ।। આવ્યા સહ ગોપ મથુરાં માંહે ।। ભકતવત્સલ શ્રીકૃષ્ણ પોતે ।। હાણ્યો નૃપતી આવી ત્યાંહે ।।૭।। રજક ગજહણી પ્રભુજીએ ।। ચાણુર મુષ્ટીક કરી નાસ ।। બંધ મુકત કર્યાં માતાપીતા ।। બંધુવર્ગ સુખી વિશ્વ વાસ ।।૮।। કુબ્જા સહ સંગાર કરીને ।। ગોલોક આપ્યું શ્રી ભગવન ।। ઉપવીત ધરી અવંતી ગયા ।। ગૃહી વિદ્યા ગુરૂ સાંદીપન ।।૯।। ત્યાર પછી જરાસંધ જીતી ।। હરીએ હણ્યો કાળયવંન ।। ઉગ્રસેનને અભીષેક કરી ।। સમુદ્રે ગયા શ્રી ભગવંન ।।૧૦।। દ્વારકાંપુરી નીમીત હરી ।। હરણ કરી રૂક્ષમણી સતી ।। કાલિંદી, લક્ષમણા, સૈબ્યાં, સત્યાં ।। વળી મીત્રવૃંદા, જાંબવતી,।।૧૧।। નાગ્ન જીતી, એ અષ્ટ પરણ્યાં ।। હણ્યા નરકાસુર શ્રીહરી ।। સોળહજાર ત્યાંથી વર્યા ।। આણ્યું પારીજાત હર્ણ કરી ।।૧૨।। લીલા માત્રમાં જીતી સકને ।। હસ્ત છેદન કર્યાં જઈ બાણ ।। ચંદ્ર સેખરૂ જીતી હરીએ ।। પૌત્ર મોક્ષ કર્યો નીરવાણ ।।૧૩।। ફરી આવ્યા હરી દ્વારકાંમાં ।। લોકને આત્મ ભાવ દર્શીત ।। યાગ વીશે વસુદેવજીને ।। તીર્થયાત્રા પ્રસંગ નીમીત ।।૧૪।। પછે પ્રાણ અધીષ્ટાતા દેવી ।। મલ્યા રાધીકા નીરવાણ ।। સતવર્ષ પુર્ણ થવે થકી ।। મુકત શ્રીદામા શ્રાપથી જાણ ।।૧૫।। ફરી ગયા રાધા સાથે પ્રભુજી ।। પરમ પવીત્ર વૃંદાવંન ।। ચૌદવર્ષ જગપતી પોતે ।।ત્યાંહાં

રાસ કર્યો ભગવંન ॥૧૬॥ પૂર્વ એકાદશ વર્ષ રહી ॥ આવ્યા ત્યાગી તે નંદ મંદીર ॥ મથુરાં વીશે ને દ્વારકાંમાં ॥ શતવર્ષ પુર્ણ યદુવીર ॥૧૭॥ ભાર ઉતારી ભુમીપરનો ॥સત વર્ષ ઉપરી પચીસ ॥ રહી ધરણી ગૌલોક ગયા ॥ ભકતવત્સલ શ્રી જગદીશ ॥૧૮॥ યશોદાનંદને વ્રષભાનુને ॥ કૃપાકરી વિશ્વઅધીપ ॥ રાધીકા વળી કળાવતીને ॥ હરીએ આપ્યો મોક્ષ સામીપ ॥૧૯॥ સહ ગોપીને રાધીકા સહ ॥ સર્વે મહાકુતુહળ કરી ॥ નીબંધ કરી ધર્મ શેતુનો ॥ ગયા ગૌલોક પોતે શ્રીહરી ॥૨૦॥ એ પ્રકારે કહ્યું એ સરવે ॥ સંક્ષેપે મહામુની ઉદાર ॥ કૃષ્ણ ચરીત્ર મહા સુંદર ॥ ધર્માદી ચાર ફળદાતાર ॥૨૧॥ બ્રહ્માદીથી ત્રણ પર્યંત ॥ સરવ નશ્વર મુનીજંન ॥ તેઓ પરમાનંદ પ્રભુને ॥ ભજે આનંદ નંદ નંદન ॥૨૨॥ સ્વેચ્છામય પ્રભુ પરબ્રહ્મ ॥ પરમાત્મા પરેશ મોરારી ॥ પરમ અક્ષર અવ્યકત હરી ॥ ભકતાનુગ્રહ વીગ્રહ ધારી ॥૨૩॥ સત્ય નિત્ય સર્વેસ સ્વતંત્ર ॥ પ્રકૃતી પરછે વીશ્વાધાર ॥ નીર્ગુણને નીરીહ સર્વદા ॥ હરી નીરંજન નીરાકાર ॥૨૪॥

॥ વલણ ॥ નીરાકાર સાકાર અદ્વય ॥ એક પ્રભુ નારાયણ રાયેરે ॥ ગુલાબમા માનસાગ કહે ॥ થયો દ્વીપંચાસતમો અધ્યાયરે ॥૫૨॥ ઇતિશ્રી॥

## અધ્યાય ૫૩ મો.

॥કડવું ૧ લું॥ ॥રાગ સારંગની ચોપાઈ॥ શ્રીનારાયણ ઉવાચ ॥ ॥ તે સર્વાત્મા કૃષ્ણ નીરવાણ ॥ પુરૂષ પરદુરારાધ્ય જાણ ॥ સર્વારાધ્ય સુખ પ્રદ એહ ॥ નીજ ભકતને સાધ્યછે તેહ ॥૧॥ ભકતવત્સલ ભકતને દ્રશ્ય ॥ સદા અભકતનેછે અદ્રશ્ય ॥ દુર્જ્ઞેય ચરીત્ર ભગવાન ॥ માયા મોહીત સર્વ નીદાન ॥૨॥ જેના ભયથી વાયુ વહંન ॥ નીરાશ્રય તે કુર્મ ધરંન ॥ કુર્મ શેષ ધરે ભયે કરી ॥ ધરે શેષ વીશ્વ ભય ધરી ॥૩॥ સપ્ત દ્વીપને સપ્ત સાગર ॥ સૈલ કાનન સંયુકત ધર ॥ સપ્ત પાતાલ સ્વર્ગ સહીત ॥ વીધીધા બ્રહ્મલોક અન્વીત ॥૪॥ એ પ્રકારે તે ત્રયભુવંન ॥ કરત્રીમ સદા ભગવંન ॥ જેનો આશય કોણ વખાણે ॥ બ્રહ્મા, વિષ્ણુ, મહેષ ન જાણે ॥૫॥ વત્સ હું મંદબુદ્ધિ શું જાણુ ॥ કેમ મથુરાં આવ્યાં વખાણુ ॥ ત્યાગ કરીને વૃંદાવંન ॥ ગોપીરાધા તજ્યાં ભગવંન ॥૬॥ યશોદાનંદ નંદ નંદન ॥ દર્પદાતાને દર્પહનંન ॥ શ્રીદામાશ્રાપ કારણ કરી ॥ રાધા દર્પ ભંગ કર્યો હરી ॥૭॥ કૃષ્ણ તુલ્ય પોતે જે શ્રીરંગ ॥ મહાવિષ્નુ કર્યો દર્પભંગ ॥ બ્રહ્માવિષ્નુ શંકરને શેષ ॥ ધર્મ યમ ચંદ્રને દીનેશ ॥૮॥ ગરૂડવન્હી ગુરૂ દુર્વાસા ॥ દ્વારપાળ સદા હરીદાસા ॥ જયવીજય સુરઅસુર ॥ લક્ષ્મણ અર્જુન બાણાસુર ॥૯॥ ભ્રગુ સુમેરૂ સરીતા પતી ॥ વાયુ વરૂણને સરસ્વતી ॥ દુર્ગાપદ્મા સાવીત્રી સુ અંગ ॥ તે દેવીયોને વળી જે ગંગ ॥૧૦॥ પ્રાણાધિક રાધીકા અર્ધંગ ॥ સરવેનો કર્યો દર્પ ભંગ ॥ કર્તાહર્તા

પાલણ સર્જન.।। સ્તવિ શકે ન પંચવદન ।।૧૧।। ચતુર્વકત્ર વીધાતા વારવેસ ।। સહસ્ત્ર મુખે સકત નહી સેષ ।। શ્રીકૃષ્ણ મહીમાંવી સારદ ।। નહિ જાણે નીગમ નારદ ।।૧૨।। એ પ્રકાર કહ્યો મુનીજંન ।। સર્વ પ્રભાવ શ્રી ભગવંન ।। કૃષ્ણ નિર્ગુણ યાદવરાયે ।। હવે સું સાંભળ્યા ઇચ્છાયે ।।૧૩।। ।। વલણ ।। ઇચ્છા સું સાંભળવા નારદ ।। કહે નારાયેણ રૂષીરાયરે ।। ગુલાબભા સુંણો માનુ કહે ।। થયો તેપંનમો અધ્યાયરે ।।૧૪।।

ઇતી શ્રી બ્રહ્મવૈવર્તે માહાપુરાણે શ્રી કૃષ્ણ જન્મખંડે નારાયણ નારદ સંવાદે કૃષ્ણ પ્રભાવ વર્ણન નામ ત્રીપંચાસતમો ધ્યાયઃ ।।૫૩।।

## અધ્યાય ૫૪ મો

કડવું ।।૧।। લું રાગ ગોડી ।। નારદ ઉવાચ ।। વીષ્નુનો દર્પ ભંગ મુનીશજી ।। કેમ કર્યો કૃષ્ણ જગદીશજી ।। વળિ અન્યનો કોણ પ્રકારજી ।। તમો તે કેવા યોગ્ય વીસ્તારજી ।।૧।। ।।ઢાલ ।। નારાયણ ઉવાચ.।। મહા. વિશ્નુને હુંકાર થયો ।। મહારા રોમ કુપે વીશ્વ સર્વ ।। હું સરવનો નીયંતા છઉ ।। સહજ થયો એહેવો ગર્વ ।।૨।। સંહાર ભૈરવ થઇ કરી ।। તેને લિલામાત્રમાં ગ્રાસીત ।। તે ભક્ષાણી કારી સરવને ।। શમગ્ર મસ્તક વિશે સ્થીત ।।૩।। શહજ વીશે તે વિધાતાને ।। નીતી દર્પ થયો મુનીજંન ।। તેને બ્રહ્માના શમુહ બહુ ।। તે સમે દર્શાવ્યા ભગવંન ।।૪।। ફરી પુજ્ય હરી કર્યા બ્રહ્મા ।। જ્ઞાન આપ્યું પ્રભુ જ્ઞાનાનંદ ।। વિષ્ણુને ગર્વ થયો મનમાં ।। હુ જગ પાતા પુરાણાનંદ ।।૫।। આત્મવિસ્મરણ થઈ કરી ।। પ્રભુયે રોમ જન્મ ધારણ ।। અનંત મનમાં દર્પ થઓ ।। હું વિશ્વ ધારી વીશ્વ કારણ ।।૬।। દર્પ ભંગ તે ગરૂડ દ્વારા ।। એક સમય સરવે નાગ ।। પુજીત પ્રીતે કૃષ્ણ વાહન ।। સેસે પુજ્યા નહી માહાભાગ ।।૭।। ગરૂડ ક્રોધીત ઘઈ કરી ।। સેષ ગ્રહી હણુ મતી કીધી ।। જઇ અનંતનો મોક્ષ કર્યો ।। ભકતવત્સલ કરૂણાનીધી ।।૮।। ઇસના દર્પ ભંગ તણો ।। પુર્વ કહ્યોછે તને વીસ્તાર ।। એક સમે વળી યુધ કર્યું ।। બાણાસુર યુદ્ધે વીશ્વાધાર ।।૯।। જૃભણાસ્ત્રે કરી ભગવન ।। કર્યો શંકરને જડીભુત ।। અનરણ્ય કન્યા દ્વારે કરીને ।। ધર્મને શ્રાપ થયો અદ્ભુત ।।૧૦।। માંડવ્ય શ્રાપે કરી યમને ।। પ્રાપ્ત શુદ્રયોની મુનીજન ।।સોવરસને અંતે ફરીથી ।।થયો શુધ તે યમ રાજન ।।૧૧।। ચંદ્રમાહા મંદે કરી હરણ ।। સ્વગુરૂ પ્રીયા કર્યો અધર્મ ।। દર્પ ભગ થઈ પ્રાપ્ત થયો ।। ક્ષયરોગ અવિહીત કર્મ ।।૧૨।। માહા તેજ ગર્વે કરી સુર્ય ।। હણવા લાગ્યો શીવકિંકર ।। રવિ દર્પ ભંગ કર્યો તે ।। કૈલાસાધીપ પોતે હર ।।૧૩।। વન્હિ દર્પ ભંગ ભ્રગુશ્રાપે ।। સર્વ ભક્ષ હુવો હુતાશન ।।ગુરૂ નીજ નારી હરણથી ।।દર્પ ભંગ હવા મુનીજન ।।૧૪।। વલણ ।। મુની દુર્વાસા દર્પ ચુર્ણીત ।। હવો અંબરીષથી નિરમા-

નરે તો સુદર્શનચક્રે વ્યથીત તે ॥ ભકતવત્સલ ભગવાનરે ॥૧૫॥ ॥કડવું ૨ જું ॥
॥રાગ દેશાખની ચોપાઈ॥ જય વીજય દર્પ દહન ॥ બ્રહ્મ શ્રાપથી હવા પતન ॥વા
રાહ રૂપે શ્રી ભગવાન ॥ હણ્યો હીરણ્યાક્ષ દુખદાન ॥૧૬॥ હીરણ્યકશ્યપને શ્રી હરી ॥
હણ્યો નૃસિંહ રૂપને ધરી ॥ પછે રાવણને કુંભકર્ણ ॥રામબાણે હણ્યા ધર્માવર્ણ ॥૧૭॥
શીશુપાલ દંતવક્ર ભારી ॥ તેને હણ્યા કૃષ્ણે ચક્ર ધારી॥ સુરદર્પ ભંગ દૈત્ય દ્વાર ॥ દૈત્યનો
સુર દ્વાર નીવાર ॥૧૮॥ વિધી દ્વારા તવ દર્પ ભંગ ॥ પુર્વે હતો પ્રજાપતિ અંગ ॥ પીતા
શ્રાપથી થયો ગંધર્વ ॥ પછે દાસી પુત્ર હતા ગર્વ ॥૧૯॥ હરી મહીમાથી વીસારદ ॥ હ-
મણા હવો ફરી નારદ ॥ કામને દર્પ થયો છે મન॥ મારે સાધ્ય વીશ્વ સર્વ જન ॥૨૦
હરદ્વારા તેને ભસ્મ કરી ॥ લીલા માત્રે જીવાડયો તે ફરી ॥ હરી ભકત એકાંતીકપર ॥
માર મુકે નહી પુષ્પસર ॥૨૧॥ દર્પ ભંગ કર્યો લક્ષ્મણ ॥ શીવ સુળ પ્રેરીત રાવણ ॥
રામ સ્તવને જીવાડયો ફરી ॥ વીશ્નુ ભુલ્યા બ્રહ્મ શ્રાપે કરી ॥૨૨॥ સહસ્રાર્જુન કર્યો દર્પ
ભંગ ॥ અમોઘ પર્સુ સહ્સ્ર પ્રસંગ ॥ વિપ્ર પુત્રના મરણે કરી ॥ ફરી વસ્ત્ર લીધા કાળે હરી
॥૨૩॥ કર્ણ સાથે કરતાં સંગ્રામ ॥ પાર્થ દર્પ ભંગ ત્રય ઠામ ॥ બાણાસુરનો દર્પ હનન ॥
ઉષા હરણે ભુજ છેદન ॥૨૪॥ દક્ષયગ્નને ભ્રગુ દર્પ ભંગ॥ પર્સુરામનો રામ પ્રસંગ ॥ મેરૂ
શ્રૃંગ ભંગ વાયુ દ્વાર ॥ સમુદ્રનો અગસ્ત અહાર ॥૨૫॥ દુર્ગા દર્પ યુકત મન જાણી ॥
તજી તપે ગયા સુળપાણી ॥ દર્પ ભંગ થયા લજ્યા ધરી ॥ તપે વિશ્નુને પ્રસન્ન કરી॥૨૬॥
ફરી થકી તે સૌભાગ્ય પામી ॥ પ્રાપ્ત શંભુ સનાતન સ્વામી ॥ માહાલક્ષ્મી દર્પ યુકત થઈ
સ્વામિ નીવાસ દ્વારે તે ગઈ ॥૨૭॥ જયવીજયે નીવારણ કરી ॥ દર્પ ભંગ ગ્લાની મન
ધરી ॥ હરી ચરણે ધરીને મન ॥ કરે તજવાને નીજ તન ॥૨૮॥ બ્રહ્મા વિશ્નુને ધર્મ
મહેશ ॥ આવ્યા વન્હિ વરૂણ સુરેશ ॥ ચંદ્રભાનું કામ ધનેશ્વર ॥ રૂષીમુની મનુ ગણેશ્વર
॥૨૯॥ સર્વે આવ્યા મહાલક્ષ્મી જ્યાંહાં ॥ પદ્મા રૂદન કરે છે તાંહ ॥ સ્તુતિ કરે સહુ વીને
કરી ॥ મુળ પ્રકૃતિ તું મહેશ્વરી ॥૩૦॥ ॥ દેવા ઉવાચ ॥ ક્ષમાં કરો તમો ભગ-
વતિ ॥ ક્ષમા શિલ પરાત્પર સતિ ॥ શુદ્ધ રૂપ સદા સત્વ સેવી ॥ તમો કોપાદી વર્જીત
દેવી ॥૩૧॥ મહા સાધ્વી દેવી સર્વ દેવ ॥ તને પુજી કરે સહુ સેવ ॥ તુ વિના દેવી વિશ્વ
સકળ ॥મ્રત તુલ્ય તે જાણ નીષ્ફળ ॥૩૨॥ દેવી તું સર્વ સંપતિ રૂપ ॥ સર્વ રાજીત સર્વ
સ્વરૂપ ॥મુખ્ય દેવી તું છે રાસેશ્વરી ॥તારી કળાછે સીતા ઇશ્વરી ॥૩૩॥ કૈલાસે પાર્વતિરૂપ
ધરે ॥ સીંધુ કન્યા તું ક્ષીર સાગરે ॥ માહાલક્ષ્મી વૈકુંઠે તું રતિ ॥ ગંગા તુલસી તું સર-
સ્વતિ ॥૩૪॥ બ્રહ્મલોકે સાવીત્રી સ્વરૂપ ॥ દેવી ગોલોકે રાધીકારૂપ ॥ રાસેરાસેશ્વરી વી-
હરતિ ॥ વૃંદાવૃંદઃ વને ભગવતિ ॥૩૫॥ કૃશ્ન પ્રીયા તુ ભાંડીર વન ॥ ચંદ્રા દેવી ચંદન
કાનન ॥ ચંપક વને વીરજા રાજે ॥ સતસૃંગે સુંદરી વીરાજે ॥૩૬॥ પદ્મ વને દેવી પદ્મા-

વતી ॥ માલતી વને તું છે માલતી ॥ કંદબવને કંદબમાળા ॥ રાજ લક્ષ્મી તું રાજે વીસાળા ॥૩૭॥ ગ્રહ લક્ષ્મી ગ્રહે ગ્રહે રહે ॥ બહુ રૂપા કેમ કરી કહે ॥ એમ કહી દેવ મુનીજન ॥ સુષ્કકંઠને નમ્ર વદન ॥૩૮॥ લક્ષ્મી સ્તોત્ર એ પર્મ પવીત્ર ॥ દેવ કૃત શુભદા સર્વત્ર ॥ માત ઉઠી ભણે જે કો જન ॥ પામે ઐશ્વર્ય ઇચ્છિત મન ॥૩૯॥ નારી હીન પામે જન નારી ॥ કુલવાન સતિ સુખકારી ॥ સુસીળા સુંદરી તે આધીની ॥ મહા કોમળ રમ્ય વાદીની ॥૪૦॥ અપુત્રી પામે પુત્ર સુસંત ॥ તે ઐશ્વર્ય વીદ્યા યસવંત ॥ ભ્રષ્ટ રાજ્ય પામે શુભ રાજ ॥ ભ્રષ્ટ શ્રી શ્રી પામે શુભસાજ ॥૪૧॥ સ્તોત્ર એ સર્વ મંગળદાતાં ॥ સોકનાં શક દાયક સાતા ॥ હર્ષાનંદ સદા ફળકારી ॥ ધર્મ અર્થ કામ મોક્ષચારી ॥ ૪૨ ॥

॥ વલણ ॥ ચારફળ દાતા સ્તોત્ર એ છે ॥ સુણો નારાયણ નરરાયરે ॥ માહારાણી સુણો માન કહે ॥ થયો ચતુરપંચાસતમો અધ્યાયરે ॥૪૩॥ ઇતિશ્રી બ્રહ્મવૈવર્તે મહાપુરાણે શ્રીકૃશ્ન જન્મખંડે નારાયણ નારદ સંવાદે ભગવદગુણ વર્ણને લક્ષ્મી સ્તોત્ર કથનં પ્રસ્તાવો નામ ચતુર પંચાસતમો અધ્યાય.

## અધ્યાય ૫૫ મો.

કડવું ૧ લું ॥ રાગ સામેરી ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ દેવાદીનું સાંભળી સ્તવનજી ॥ ત્યાગ કર્યું દેવીએ રૂદનજી ॥ સ્તોત્રે કરી દેવરૂષી જનજી ॥ બોલી થઇ તે મન પ્રસનજી ॥૧॥ ઢાળ ॥ લક્ષ્મી ઉવાચ ॥ ક્રોધ થકી દેહ ત્યાગ કરૂં ॥ નથી વૈરાગ્ય કઇ મમ મન ॥ હૃદયમાં મેં એમ વીચાર્યું ॥ કહું સાંભળો દેવ વચન ॥૨॥ સત સર્વાત્મા ઇશ નિર્ગુણ ॥ જેને છે ત્રણ શૈલ સમાન ॥ ભ્રગુટી વીલાસમાં કરે જે ॥ લક્ષો લક્ષ લક્ષ્મી ભગવાન ॥૩॥ સ્વ સ્રીને સેવક સમ જેને ॥ તેને સેવેથી સું પ્રયોજન ॥તેને સ્રી મા પ્રધાન હું છુ ॥મને દ્વારથી કરી નીવારણ ॥૪॥ તેને સેવંક પ્રીય સ્રી ન ઇચ્છે ॥તેથી કરૂં હું જીવન ત્યાગ ॥વન્હિ વિષે પરજળુ મારે ॥ સ્વામિનો નથી અનુરાગ ॥૫॥ જે સ્રીને સ્વામી ન સનમાને ॥ તેને સર્વ સ્થાને અપમાન ॥ સયન ભોજને સુખ નહી ॥ તેનુ જીવન વૃથા દુખદાન ॥૬॥ જેને સ્વામિનો પ્રેમ નહી ॥ તેનું જન્મ નીરર્થ સકળ ॥ પુત્ર ધન સ્વરૂપ સરવે ॥ યોવન સંપતિ તેની સ્ફળ ॥૭॥ જેની ભકિત સ્વામીપર નહી ॥ સર્વ પ્રીય પ્રીયો તમ જેહ ॥તે અસુચીને ધર્મ રહીત ॥ સર્વ કર્મ વીવર્જીત તેહ ॥૮॥ પતી ગતી છે શ્રેષ્ટ દેવત ॥ ભર્તા ગુરૂ સ્વામી સુખદાન ॥ મુઢ હોય તો પણ નારીને ॥ સ્વામિ થકી ગુરૂ નહી આન ॥૯॥ પીતા માતા વળી સુતભ્રાતા ॥ કલેશ દાતા છે સરવે જાણ ॥ સર્વસ દાતા છે નીજ સ્વામી ॥ યો સીતાને સુરાસત વાણ ॥૧૦॥ દેવ જાણે પતીને સુસાધ્વી

સુવંશે જાતા સુસીળા, તેહ ॥ કુવંશની કુમુખી કુચોની ॥ દુઃશીળા પતિ નીંદક જેહ ॥૧૧॥ વિશ્નું ગુરૂ સમપતીને જેહ ॥ દ્વેશ કરે નારી નીરવાણ ॥ નર્ક વિશે પડી દુખ શહે ॥ ચતુર્દશ ઇંદ્ર સુધી જાણ ॥૧૨॥ અન્ન સન્ન વૃતને દાન સત ॥ કરે પુન્ય તપચીરં કાળ ॥ જે પતિભકતી વીહીન તેનું ॥ ભસ્મ હોયે સર્વ તતકાળ ॥૧૩॥ પતીદોશ ન કહે કીંચીત ॥ પતિ ઇશ્વર છે મહા ભાગ ॥ દૈવે પતી અપરાધ થાએ ॥ નારી નીશ્ચે કરે પ્રાણ ત્યાગ ॥૧૪॥ પતી સેવા વ્રતછે નારીને ॥ પતી સેવા તપ નીરવાણ ॥ પતી સેવા મહા ધર્મ સ્ત્રીનો ॥ પતી સેવા દેવાર્ચન જાણ ॥૧૫॥ સત્ય તીર્થદાન પતી સેવા ॥ સદા સર્વ દેવમય સ્વામી ॥ સર્વ પુન્ય સ્વરૂપ છે સ્વામી ॥ જનાર્દનરૂપ બહુ નામી ॥૧૬॥ જે સ્વામી ઉચ્છીષ્ટ ભક્ષ કરે ॥ નીત્ય પાંદોદક કરે પાન ॥ સર્વદા તેનું દર્શન ઇછે ॥ સર્વ દેવ કરે સનમાન ॥૧૭॥ તે સર્વ તીર્થ પવીત્ર કરે ॥ એમ કહી રોયાં વા-રંવાર ॥ ભયયુકત થઇ નમ્રકંધર ॥ બ્રહ્મા વીનયવાકય ઉચાર ॥૧૮॥ બ્રહ્મા ઉવાચ ॥ નહી ભદ્રજય વીજયનું ॥ તમો શ્રાપ્યા નહી પ્રભુ ભીત ॥ ધર્મીષ્ટ તમો ક્ષમી રહ્યાં છો ॥ પણ હોશે તે સર્વ નાસીત ॥૧૯॥ જો ન સમર્થ શ્રાપ કરવા ॥ નહી શકે દંડ કઇ કા-રી ॥ અપરાધકારી પુરૂશને ॥ કરે દંડ યમ અધીકારી ॥૨૦॥ ક્ષમા કરો તમે સઉ માતા ॥ કરો સ્વામી સમીપ ગમન ॥સ્વામી ભકત હુ મને માતાજી ॥ કરો શ્રષ્ટીકર્મની યો-જન ॥૨૧॥ એમ કહી અગ્રે કરી માતા ॥ સર્વ દેવમુની સહજાણ ॥ સર્વે ચાલ્યા વૈકુંઠ પ્રત્યે ॥ સ્તવવા ઇશ્વર શ્રી નીર્વાણ ॥૨૨॥ જગન્નાથને સ્તવે જઇ ત્યાં ॥ પ્રસન્નાર્થ તે કમળાસન ॥ ચતુર્વેદ વીદ ચતુર્મુખે ॥ વીદુસ ગુરૂ ચતુરાનન ॥૨૩॥ સ્તવન સાંભળી બ્રહ્માનું ને ॥ જોઇ કમળા તે અગ્રેસર ॥ રૂદન્તી બહું નમ્રવદના ॥ બોલ્યા શ્રીપતી પરમેશ્વર ॥૨૪॥ શ્રી ભગવાન ઉવાચ ॥ સર્વજ્ઞ હું ને સર્વ પાલક ॥ સર્વ રક્ષક સર્વાત્મા સ્વરૂપ ॥ સર્વાદિ કારણ સર્વ જાણ ॥ કમળાદ્ભવ સર્વ અનુપ ॥૨૫॥ ભગત કલત્રને બંધુવર્ગ ॥ સર્વ સમ મારે સતવાણ ॥ તથાપી ભગત વીશેષ મારે ॥ કળત્ર થકી તું બ્રહ્માજાણ ॥૨૬॥ જય વીજય આદી સરવે ॥ દ્વારપાળને નહી અંત ॥ કરો અપરાધ ક્ષમા એનો ॥ એ ભકિત પુર્ણ છે મહાસંત ॥૨૭॥ એ પ્રકારે કહી જગન્નાથ ॥ સ્વ વક્ષસ્થળે તે લક્ષ્મી લીધી ॥ દ્વારપાળને સનમાનીને ॥ આસવાસના પ્રભુએ કીધી ॥૨૮॥ નહી ભય પામો વત્સ તમો ॥ હું છતે તમને ભય સાંનો ॥ મમ ભગતને કોણ કરે શીક્ષા ॥ આત્મપદ જાઓ સુખ માંનો ॥૨૯॥ એમ કહી ભગવાન પોતે ॥ નારદ પામ્યા પ્રભુ વીરામ ॥ સરવ દેવ સ્વસ્થાને ગયા ॥ પ્રણમી ઇશ પુરણ ધામ ॥૩૦॥ દ્વારપાળ ઉવાચ ॥ પુલ કાંચીત સર્વાંગ થઇ ॥ કહે ભકિત એ નમ્રકંધર ॥ ભય ન પામીએ હમો સ્વામી ॥ દેવાદી સર્વ થકી ઇશ્વર ॥૩૧॥

વલણ ॥ ઇશ્વર તવ ચર્ણાબુજે ॥ એક નીષ્ટ સદા મન ધ્યાયરે ॥ ગુલાબમાં માનસીંહ કહે ॥ થયો પંચ પચાસતમો અધ્યાયરે ॥૮॥ ઇતીશ્રી બ્રહ્મ વૈવર્તે મહા પુરાણે શ્રી કશ્ન જન્મખંડે નારાયણ નારદ સંવાદે લક્ષ્મીદર્પ મોચન પ્રસ્તાવો નામ પંચ પંચાસતમો અધ્યાય ॥

## અધ્યાય ૫૬ મો.

કડવું ૧ લું ॥ રાગ સારંગની ચોપાઇ ॥ શ્રી નારાયણ ઉવાચ ॥

થયો પૃથ્વીને દર્પ નારદ ॥ ફળદાતા પ્રભુ નીરમદ ॥ સર્વ ધારણ હું છું માહાન ॥ પ્રભુ દ્વારા તે દર્પ જહાન ॥૧॥ સાવીત્રીને દર્મ થયો મન ॥ વેદ માતા હું પવીત્ર પાવન ॥ થયું પુત્રનું તે અદર્શન ॥ દર્પઘાતી છે શ્રી ભગવન ॥૨॥ દર્પ થયો ગંગાજીને જાણ ॥ પાપીને પદ આપું નીરવાણ ॥ જહુ દ્વારા તે દર્પ જાહાર ॥ જગપતી પ્રભુ વીશ્વાધાર ॥૩॥ કર્યો મનસા દર્પ દહન ॥ દુર્ગા દ્વારા પુર્વે મુનીજન ॥ વીર જાગ્રહે કરનછે જાહાં ॥ કોપી રાધીકા આવ્યા તાંહાં ॥૪॥ ગર્વ તે શ્રીદામા શ્રાપે કરી ॥ ઉતર્યો પોતે કષ્ણ શ્રી હરી ॥ ગૌલોકથી ભ્રષ્ટ થઈ કરી ॥ પૃથ્વી પીશે આવ્યા રાસેશ્વરી ॥૫॥ વલણ ॥ રાસેશ્વરી રાધાકૃશ્ન કથા ॥ નીત્યે હરીજન ગાયરે ॥ ગુલાબમા સુણી માન કહે ॥ થયો છપનમો અધ્યાયરે ॥૬॥ ઇતીશ્રી ॥ બ્રહ્મ ॥ માહા ॥

## અધ્યાય ૫૭ મો.

કડવું ૧ લું ॥ રાગ કેદારો ॥ એ પ્રકાર કહ્યો તને સર્વજી ॥ સર્વનો જે થયો ભંગ ગર્વજી ॥ વળી ઇંદ્રનો જે દર્પ ભંગજી ॥ તે વીસ્તારે સાંભળ પ્રસંગજી ॥૧॥ ઢાળ

પ્રસંગ સાંભળ સુરેસનો ॥ ઇંદ્ર દર્પ થકી સભા માંહે ॥ રત્ન સીંહાસને બેસી રહ્યો ॥ નહી ઉઠ્યો ગુરૂ આવ્યા તાંહે ॥૨॥ ગુરૂ ગયા રીસ યુક્ત થઈ ॥ ઇંદ્રે કર્યું ગુરૂ અપમાન ॥ તોપણ કૃપાળુ સ્નેહ થકી ॥ તેને શ્રાપ્યો નહી સુખદાન ॥૩॥ વીના શ્રાપે ગર્વ ભંગ હોએ ॥ ધર્મી શ્રાપે નહી કોપ કરી ॥ તોપણ હણેછે ધર્મ તેને ॥ પ્રેરક ફળ દાતા શ્રીહરી ॥૪॥ તેથી એક સમે થઈ બ્રહ્મહત્યા ॥ભયે તજી ગયો નીજ રાજ ॥સરોવર વીશે જઇને તે ॥ પદ્મનાળે રહો સુર રાજ ॥૫॥ વીરનુસરે જઈ શકે ન હત્યા ॥ તપસ્વીનું માહા તપ સ્થાન ॥ પુસ્કર તીર્થ કહેછે તેને ॥ ઇંદ્રરાજ ભ્રષ્ટ જોઈ રાજાન ॥૬॥ ધર્મી નહુંશે ઇદ્રાસન ગ્રહ્યું ॥ સચી થઇછે સ્વામી રહીત ॥ જાએશ્વર ગંગા રૂદન કરતી ॥ નવ યુવા ભુષણ ભુષીત ॥૭॥ સુકોમળા તે માહા સતી ॥ જોઈ મોહ્યો નહુંશ નરેશ ॥ જઇ સમીપ વીનીત થઈ ॥ દાશવત બોલ્યો કામાવેશ ॥૮॥ નહુંશ ઉવાચ

વીચીત્ર ગતિછે વીધાતાની ॥ માહા સુંભાંગ શ્રી મુખ શશી ॥ તારા તું જેવી નારી જેની

ગ્રહણી ॥ કોણ માત્ર રંભા ઉરવસી ॥૯॥ તીલોતમાં મેના રત્નમાળા ॥ કળાવતી કાળીકા સુંદરી ॥ ભદ્રાવતી શુભ ચંપાવતી ॥ એ કોઈ શકેન સમતા કરી ॥૧૦॥ ચંદ્રમુખી ભજ મને પ્રીતે ॥ મારે હૃદય રહે તું વસી ॥ જેમ રાધીકા રહે ગોલોકે ॥રાજે સદા કૃષ્ણ વક્ષસી ॥૧૧॥ વૈકુંઠે જેમ રહેછે લક્ષ્મી ॥ બ્રહ્મલોક વીશે સરસ્વતિ ॥ બ્રહ્મલોકે બ્રહ્માણી રહેછે ॥ બ્રહ્મવક્ષ સ્થળે સુખદતી ॥૧૨॥ જેમ મુર્તી મહાસાધ્વી રહે ॥ સદા ધર્મ વક્ષ સ્થળ સ્થીત ॥ પાતાળે જેમ રહેછે લક્ષ્મી ॥ અનંતવક્ષ સ્થળે સુમીત ॥૧૩॥ ગનેશે પુષ્ટીને દેવ શેના ॥ કાર્તીકે વરૂણે ભાર્યા જેમ ॥ હુતાશને સ્વાહા રતી કામે ॥ દીનેશ્વરે સંજ્ઞા રહે તેમ ॥૧૪॥ વાયુપત્ની વાયુવક્ષ સ્થળે ॥ ચંદ્ર રદયે રોહીણી સ્થીતી॥ તવ સ્વસુર કશ્યપ હૃદયે ॥ દેવ માતા રહે છે અદીતી ॥ ૧૫ ॥ હીમાલયે મેના પીત્ર કન્યા ॥લોપામુદ્રા અગસ્ત વક્ષસી ॥જેમ તારા બ્રુહસ્પતી હૃદે॥ દેવહુતી કર્દમ ઉરસી॥૧૬॥ મનુ હૃદે જેમ સતરૂપા ॥ નળ વીષે દમયંતી જેમ ॥ સૌભાગ્યા મમ હૃદય વીશે ॥ સદા રહે તું સુંદરી તેમ ॥૧૭॥ સહસ્ર ઇંદ્રથી શ્રેષ્ટ લીલા ॥ હું કરતા શકત નહી સંદેહ ॥રૂવામી થકી ભગવત હોયે ॥ જાર નારી ઇછે મન તેહ ॥૧૮॥ સુમેરૂ ગીરી ત્રીકુટ દુર્ગમ ॥ રમ્યસ્થળ મળય નીકટે ॥ સત સૃંગે ગોદાવરી તીરે ॥ પુષ્પભદ્રા મહાનદી ત્રટે ॥૧૯॥ ચંપાવતી નદી તીર રમ્ય ॥ ત્રીવીધ વાયુ ચંપક વન ॥ કંદર કંદરે શૈલ સેલ્યે ॥ દ્વીપ દ્વીપે ચંદન કાનન ॥૨૦॥ નદી નદીએ ને નદ નદે ॥ સમુદ્ર તીરને જંત વર્જીત ॥ સ્થાને પુષ્પ ચંદન સૈયાયો॥ પુષ્પચંદન અંગ અર્ચીત ॥૨૧॥ કર વીહાર તું માહારી સાથે॥ પામ્યો બ્રહ્માથી વર પાવન ॥ જરા મ્રત્યુ રહીત પતી તું ॥ કર કલ્યાણી સ્થીર યોગ વન ॥૨૨॥ સુવેશ સુંદર વીર્ય ધારી ॥ કામસાસ્ત્ર વીસારદ જાણ ॥ સરદ પુનમ ચંદ્ર મુખ ॥ ઉદ્ભવ ચંદ્ર વંશ પ્રમાણ ॥૨૩॥ હમણા ઉર્વશી આવી કરી ॥ મને ઇછતી કરી મે ત્યાગ ॥ મને સ્પ્રહા નહી પરસ્ત્રીની ॥ તને દેખી લોભ મન લાગ ॥૨૪॥ સ્વભાર્યા ત્યાગ કરૂં અથવા ॥ કરૂ સદ્યદાશી સઉ તારી ॥ વરૂણે આપીછે રત્નમાળા ॥ તેને છત્યો હું બ્રહ્માસ્ત્ર ધારી ॥૨૫॥ વન્હિ છત્યો તેણે વસ્ત્ર આપ્યા ॥ અદીતીયે કુંડળ અર્પિત ॥ ચંદ્ર પત્નિ રોહીણીયે આપ્યાં ॥ કર ભુષણ રત્ન નીર્મીત ॥૨૬॥ વિના યુદ્ધે ભય પામી આપ્યાં ॥ પાર્વતીએ તે ભુષણ જાણ ॥ જેના સ્વામી કૃપાળ શંકર ॥ સ્તુતી વસ પ્રભુ નીરવાણ ॥૨૭॥ અમુલ્ય રત્ન નિર્માણ કેયુર ॥ ગંગાએ આપ્યા તે મનોહર ॥ બીજાં આપ્યાં વળી સુર્ય પત્નિ ॥ રત્ન સાર આભુષણ કર ॥૨૮॥ દીવ્ય દર્પણ આપ્યું રતીએ ॥ કામને છત્યો લીલાયે કરી ॥ ક્રીડા કમળ આપ્યું નીર્મળ ॥ થઇ કમળા પ્રશન્ન સુંદરી ॥૨૯॥ સુંછન અર્પિત સાવીત્રીએ ॥ વાણીએ વીણા સુભ અર્પીત ॥ નહુંસ નીજ પ્રભાવ કહી ॥ પાદાંબુજ પડયો મહા પ્રીત ॥૩૦॥

વક્ષણ ॥ પ્રીત રીત જોઈ નહુંશની ॥ સચિ બહુ મનમાં ત્રાસીતરે ॥ કરે ગ્રહી ઉડાડી તે પ્રત્યે ॥ બીત સચી વાક્ય ઉચરીતરે ॥૩૧॥ કડવુ રે જુ ॥ રાગ મારૂની ચોપાઇ ॥ સચી ઉવાચ ॥ સુણ વત્સ રાજા ભય ત્રાતા ॥ પ્રજા પીતા વત સુખદાતા ॥ શ્રી ભ્રષ્ટ છેહમણા મહેંદ્ર ॥ હવે સ્વર્ગ નૃપતું નરેંદ્ર ॥૩૨॥ ગુરૂપત્નિ દેવપત્નિ જેહ ॥ શીષ્ય પુત્ર રાજપત્નિ તેહ ॥ પીત્ર ભ્રાત પત્નિરે સુજાણ ॥ એ પુરૂષને માતા સમાન ॥૨૩॥ તુ છે નર હું દેવની નારી ॥ માતા તારી વદે વેદ ચારી ॥ સર્વ પાપીનો હોએ ઉદ્ધાર ॥ માત્ર સંગીનો નહી નીસ્તાર ॥૩૪॥ કુંભી પાકે તે પ્રાણી પતંત ॥ સતકલ્પ હોયે કર્માંજત ॥ ક્ષત્રી વેસ્ય સુદ્ર નર જેહ ॥ વીપ્ર સ્ત્રી સંગથી પ્રાપ્ત એહ ॥૩૫॥ કોઢિ મ્લેચ્છ સપ્ત જન્મ થાયે॥ નર્ક ભોગવે કહ્યું બ્રહ્માયે ॥ વેદ વચન નહી નીસ્તારા॥ કહ્યો અંગીરારૂષીએ સાર ॥૩૬॥ સંસારીને સુખ સ્વર્ગ સોયે ॥ મુમુક્ષુને મોક્ષે સુખ હોયે ॥ તપસ્વીને તપ નીરમાણ ॥ બ્રાહ્મણને બ્રહ્મણ્યતા જાણ ॥૩૭॥ મુની તપ વૈદીકને વેદ ॥ કવીને ભણવા કાવ્યભેદ ॥ વધુશનવને વીશનુ ભકિત પ્રીત ॥ ભકિતવીના ન મોક્ષ ઇચ્છીત ॥૩૮॥ મળમુત્ર દુર્ગંધીત સ્થાન ॥ સાધુને સ્ત્રી યોની દુઃખદાન ॥ કુળ પ્રદીપકારી નરેશ ॥ સર્વ રાજા મધ્યે તું મહેશ ॥૩૯॥ પામ્યો ભારતે જન્મ પાવન ॥ ચંદ્રવંશ પદ્મ પ્રકાશન ॥ તું પ્રગટયો ગ્રીષ્મ ભાસ્કર ॥ સર્વને સ્વધર્મ પ્રશકર ॥૪૦॥ પામે નર્ક રહીત સ્વધર્મ ॥ નીત્ય ત્રીસંધ્યા દ્વીજનું કર્મ ॥ હરી પૂજા પાદોદક પાન ॥ ભક્ષે નૈવેદ્ય સુધા સમાન ॥૪૧॥ અન્ન વીષ્ટા જળ મુત્ર જેહ ॥ હરીને ન નીવેદીત તેહ ॥ ભક્ષે બ્રાહ્મણ હોયે શુકર ॥ સદા નૈવેદ્ય ભક્ષણ વર ॥૪૨॥ એકાદશીએ અપવાશ કરે ॥ કૃશ્ન જન્મ દીને વ્રતધરે ॥ શીવરાત્રી કરે ઉપવાસ ॥ રામ નૌમી સદા સુખરાસ ॥૪૩॥ કહ્યો બ્રાહ્મણ ધર્મ વીધાતા ॥ સ્ત્રીને પતીસેવા સુખ-દાતા ॥ પર પતી તે પુત્ર સમાન ॥ યોષીતા ધર્મ એ સુખદાન ॥૪૪॥ રાજા પ્રજા પુત્ર વત લેખે ॥ પ્રજા સ્ત્રીને માતા વત દેખે ॥ યજ્ઞ કરે સેવે વીશનુ દેવ ॥ કરે સાધુ વીપ્ર ગુરૂસેવ ॥૪૫॥ રૈયત પાળવી સર્વ કાળ ॥ દુષ્ટ સીક્ષા સાધુ પ્રતીપાળ ॥ કહ્યો બ્રહ્માએ ક્ષત્રીનો ધર્મ ॥ ધર્મ વાણીજ્ય વૈસ્યનુ કર્મ ॥ ૪૬ ॥ વિપ્ર સેવા સુદ્ર ધર્મ જાણ ॥ સર્વ ત્યાગ સન્યાશ નીર્વાણ ॥ રકતવશનને દંડીધર ॥ મૃત્તીકાનું કમંડળ કર ॥૪૭॥ સમદર્શી જપે હરી નામ ॥ કરે ભ્રમણ નહે એક ઠામ ॥ વિદ્યા મંત્ર ન કોઇને આપે ભીક્ષુ આશ્રમ સ્થીર ન થાયે ॥૪૮॥ અન્ય વાસના સંગ ન કરે ॥ નીર મોહ અસંઘ વી-ચરે ॥ સ્ત્રી મુખ ન જુવે સ્વાદ ત્યાગે ॥ ભક્ષ વસ્તુ નહી મુખ માંગે ॥૪૯॥ એ સન્યા-સીના ધર્મ તુ જાણ ॥ કહી કમળોદ્ભવે એ વાણ ॥ વત્સજા પું જાંહાં સુખઠામ ॥ કહી ઇદ્રાણી પામી વીરામ ॥૫૦॥ નહુશ ઉવાચ ॥ કહ્યુ સર્વ તે વીપર્ય

જાણે ॥ કહુ યથાર્થ વેદોકત વાણ ॥ કર્મ ફળ ભોગે સર્વ કોચે ॥ સ્વર્ગ પાતાળે અન્ય ન હોચે ॥૫૧॥ સુભાસુભ કર્મ પ્રાણી કરે ॥ પુન્યક્ષેત્ર ભારતે આચરે ॥ અન્યત્ર તે ફળ ભોગ હોએ ॥ કર્મ થકી જે પ્રગટે સોચે ॥૫૨॥ શ્રેષ્ટ ભરતખંડ સકળ ॥ પુન્યક્ષેત્રએ તપનું સ્થળ ॥ ત્યાં જન્મી માયા મોહે કરી ॥ ઇચ્છે વીશય ન સેવે હરી ॥૫૩॥ ત્યાંહાં પુન્ય કરી સુભદાન ॥ સ્વર્ગે ગતિ કરે પુન્યવાન ॥ દેહ નવો ધરે તેને તજે ॥ ભોગ બહુ સ્રિ શ્રંગાર સજે ॥૫૪॥ આવ્યો હુ તેનો તે દેહ ધરી ॥ મહત્ પુન્ય જો માહારૂં સુંદરી ॥ બહુ જન્મનું પુન્ય પાવન ॥ ફળે થયું તારૂં દરશન ॥૫૫॥ કર્મ સ્થળ ન આ ભોગસ્થાન ॥ વર સ્ત્રી ભોગવે પુન્યવાન ॥ ભોગ સ્થળે વસ્તુ પ્રાપ્ત હોચે ॥ તેને તજે પશુ પ્રાણી સોચે ॥૫૬॥ જા તું કર સૈયા સુખકારી ॥ શ્રેષ્ટ એકાંત સ્થળ વીચારી ॥ તજી દીધા મન મનોહર ॥ મારી સાથે સુખાનંદ કર ॥૫૭॥ અમુલ્ય રત્નમાણીની માલ ॥ આપી લક્ષ્મી ઉરથી વીશાળ ॥ શેષ શીરમણીની તે કરી ॥ તને આપું દુર્લભ સુંદરી ॥૫૮॥ મણીરત્ન કૌસ્તુભ બ્રાજીત ॥ નારાયણને ઉરરાજીત ॥ ભીક્ષા કરી મે વૃત આચરી ॥ આપ્યુ નારાયણે કૃપા કરી ॥૫૯॥ શીવ ભાલે ચંદ્રાર્ધ ધારણ ॥ જન્મ મૃત્યુ જરા નીવારણે ॥ શીવ વૃતે આપ્યો કૃપાહર ॥ નીશ્ચે આપુ તને સુખાકર ॥૬૦॥ આપુ સ્યમંતક મણી જાણ ॥ સુર્યવ્રતથી પ્રાપ્ત નિર્વાણ ॥ જરા મત્યુવ્યાધી નીત્ય હરે ॥ અષ્ટભાર સુવર્ણ તે ઝરે ॥૬૧॥ અમુલ્ય પાત્ર સુમનોહર ॥ આપુ મધુ પુર્ણ નીરંતર ॥ મદન થકી થયુ સુલભ ॥ ત્રયલોક વીસે તે દુર્લભ ॥૬૨॥ પદ્મ અમુલ્ય રત્ન નીમીત ॥ સુર્ય તુલ્ય તેજ અમમીત ॥ પ્રાપ્ત પદ્માલયે વ્રત ધારના ॥ મહા નિર્મળ મંડળાકાર ॥૬૩॥ ઇશ્વરેચ્છાથાં તે પ્રગટીત ॥ તને આપુ સુંદરી નીશ્ચીત ॥ એમ કહી નહુંશ વીસ્તાર ॥ ચર્ણે પડયો તે વારંવાર॥૬૪॥

વલણ ॥ વારંવાર સુણી નૃપ વાણી ॥ સુષ્ક તાળુકકંઠ અધરરે ॥ તે પ્રત્યે બોલી ત્યાં મહેંદ્રાણી ॥ સમરી હરી ગુરૂને હરરે ॥૬૫॥ કડવું ૩ જુ ॥ રાગ કાલેરો ॥ સચી ઉવાચ ॥ હે મદમત્ત તુ તજ મનેજી ॥ તારી માતા હું કહુછુ તનેજી ॥ રૂતુ પ્રથમ દીવસ છે આજજી ॥ નીતી કહું સાંભળ તું રાજજી ॥૬૬॥ ઢાળ ॥ પ્રથમ દીવસે ચંડાળીને ॥ દ્વીતીએ મ્લેછા રૂપ ધારીજી ॥ દ્વીતીએ રજકી રજસ્વલા ॥ ચોથે સ્વામીને શુદ્ધ નારીજી ॥૬૭॥ દેવ નૈવેદ પાક વીશેને ॥ પીત્ર સ્રાધ વીશે તે અશુધજી ॥ સાસ્ત્ર અર્થ વીચાર કરીને ॥ ગ્રહણ કરે નહીબુધજી ॥૬૮॥ રજસ્વલા કાંતા પ્રત્યે સ્વામી ॥ પ્રથમ દીવસે જે જાયજી ॥ દેવ પીત્ર અર્થે તે ન આવે ॥ તેને ચાર બ્રહ્મહત્યા થાયજી ॥૬૯॥ દ્વીતીએ દીવસે નારી પ્રત્યે ॥ જાએ રજસ્વલા જન જાણીજી ॥ કામ મત્ત પરીપુર્ણ કામી ॥ ગૌહત્યા પામે સદ્ય તે પ્રાણીજી ॥૭૦॥ ત્રતીય દીને સ્રી હત્યા પામે ॥ તેને નહી દેવાદી સરણજી ॥ હે મુઢ માતા રજસ્વલાને ॥ કરવા કરે બળ

ગ્રહણજી ॥૭૧॥ વચન સાંભળી સચી પ્રત્યે ॥ વળી બોલ્યો નહુંશ રાજનજી ॥ મધુર સાંતને નમ્રવાણી ॥ દેવ પત્ની સદા પાવનજી ॥૭૨॥ સયન ભોજન વીશે દેવી ॥ મનુષ્ય અશુચ છે જાણજી ॥ રજસ્વલા સંભોગ પાતક ॥ કર્મ સ્થલે આંહાન નીર્માણજી ॥૭૩॥ કર્મ ક્ષેત્રે વેદોકત કર્મ તે ॥ સદા શુભાશુભ ફળકારીજી ॥ વીશ્નવને તે હોય નહી જે ॥ પ્રજ્વળીત બ્રહ્મ તેજ ધારીજી ॥૭૪॥ શુષ્ક કાષ્ટ ત્રણ હોય જેમ ॥ ભસ્મ પ્રદીપ્ત વન્હિને તાપજી ॥ વિસ્નુ પ્રસાદથી ભસ્મ તેમ ॥ વૈષ્નવ વીશે સહુ પાપજી ॥૭૫॥ વન્હિ સુર્યને બ્રાહ્મણ થકી ॥ વૈષ્નવમાહા તેજવંતજી ॥ વિષ્નુ ચક્ર રક્ષા કરે જેની ॥ સ્વતંત્ર મહામદ્ઘ મત્તજી ॥૭૬॥ સ્વકર્મ ભોગ ન વૈષ્નવને ॥ હમો રહીએ સર્વદા શાંતજી ॥ છે મહીમા સામની કૈથુમી વીશે ॥ બ્રહસ્પતીને પુછ પ્રતાંતજી ॥૭૭॥ હમુને સહુ.સર્વત્ર જાણે ॥ ચંદ્ર વંશી તે વૈષ્નવ જનજી ॥ હરી વીના અન્ય દેવ ન સેવે ॥ ચંદ્રવંશીનો નીમ પાવનજી ॥૭૮॥ સદવંશ પ્રભવ જે પ્રાણી ॥ બ્રાહ્મણ અથવા ક્ષત્રી જાતજી ॥ વિષ્નુમંત્ર ન ગ્રહણ કરે ॥ વિષ્નુ માયા મોહીત અજ્ઞાતજી ॥૭૯॥ કોણ મંત્ર કોણ દેવ માહારે ॥ યમ સંહીત સર્વ આધીનજી ॥ સર્વને શીક્ષા કરી શકું ॥ બ્રહ્મા વિષ્નુ મહેશ્વર વીનજી ॥૮૦॥ ગ્રહ પ્રત્યે જઇ કર સૈયા ॥ તવ ગ્રહે આવું શીઘ્ર કરીજી ॥ રેતુ પાપ હોશે તો મુજને ॥ તેમાં તારે શું જા સુંદરીજી ॥૮૧॥ એમ કહી નહુંશ ચાલ્યો છે ॥ રથે બેશી નંદનવનજી ॥ ભય પામી સચી ગુરૂ ગ્રહે ॥ ગઈ દીઠા ગુરૂ પાવનજી ॥૮૨॥ તારા સેવે પાદાબ્જ સ્વામીના ॥ જ્વળીત બ્રહ્મ તેજ પ્રકાશજી ॥ જપમાળા કર ગ્રહી જપે ॥ ગુરૂ શ્રીકૃષ્ણ વીશ્વ નીવાસજી ॥૮૩॥ પરમ પરમાનંદ પ્રભુ ॥ પરમાત્મા પરમેશ્વરજી ॥ નીરગુણને નીરીહ સ્વામી ॥ સદા સ્વતંત્ર પ્રકૃતીપરજી ॥૮૪॥ સ્વેચ્છા મય પરબ્રહ્મ ભકત ॥ અનુગ્રહ કારી શ્રી હરીજી ॥ મહી શીરનામી નમસ્કાર ॥ કરે આનંદા શ્રૂ નેત્ર ભરીજી॥૮૫॥

વલણ ॥ ભરી અશ્રુ નેત્ર સચી તેને ॥ ચરણે નમી કરે સ્તવનરે ॥ શોકાર્ણવે મગ્ન મન દુઃખી ॥ પ્રસંન્નાર્થે ગુરૂ ભગવનરે ॥ ૮૬ ॥ કડવું ૪ થું ॥ રાગ સારંગની ચોપાઈ ॥ સચી ઉવાચ ॥ રક્ષ રક્ષ મને અવીનાશી ॥ શરણાંગત હુ ગુરૂ દાશી ॥ સ્વ રાજ્યથી શીશ્ય દુરી ભુત ॥ શીક્ષા તમારી થઈ અદ્‌ભુત ॥૮૭॥ નીજ દોશે પામ્યો પરીતાપ ॥ કરો કૃપા અનુગ્રહ આપ ॥ પીતાછે સર્વ સુખના દાતા ॥ પીતાથકી સતગુણી માતા ॥૮૮॥ વિદ્યા મંત્ર જ્ઞાન ભકતી દાએ ॥ માતાથી સોગણા ગુરૂરાએ ॥ અજ્ઞાન નીશાનો અંધકાર ॥ કરે જ્ઞાન ભાનુએ નીસ્તાર ॥૮૯॥ જન્મમર્ણ નીવારણકારી સદગુરૂ પરમ ઉદારી ॥ ગુરૂ વીષ્નુ બ્રહ્માને મહેશ ॥ ગુરૂ સર્વાત્મા ધર્મને શેષ ॥૯૦॥સર્વ તીર્થાશ્રમ ગુરૂદેવ ॥ હરી રૂપ ગુરૂ સ્વયમેવ ॥ દેવ કોપે ગુરૂ રક્ષા કરે ॥ ગુરૂ કોપે કોણ કર ધરે ॥૯૧॥ ગુરૂ પર કોન શાસ્તા ઈશ ॥ દેવ રાજા ગુરૂ શીષ્ય શીશ ॥ જન્મોજન્મ

ગુરૂ શીક્ષાકારી ॥ નમુ પાદાબ્જ મસ્તક ધારી ॥૯૨॥ બ્રહ્મવેતા બ્રહ્મીષ્ટ ધર્મિષ્ટ ॥વિપ્ર મધ્યે પ્રભુ છો વરીષ્ટ ॥ સકનેને મને મુનીજન ॥ શીઘ્રે પ્રભુજી થાઓ પ્રસન્ન॥૯૩॥ તમો પ્રસન્નથી ગ્રહ દેવ ॥ સર્વ પ્રસન્ન તે તતક્ષેવ ॥ એમ કહી સચી ઊંચેશ્વરે ॥ શોકાતુર રૂદન તે કરે ॥૯૪॥ રૂદન દેખી તે તારા સતી ॥ વારંવાર રોઇ કૃપાવતી ॥ પતી વીનવ્યા કરી સ્તવન ॥ બોલ્યા તે પ્રત્યે ગુરૂ પ્રસન્ન ॥૯૫॥ ॥ ગુરૂ ઉવાચ ॥ તારા સાંભળની કહું વાણ ॥ સચીનું ભદ્ર હોશે તું જાણ ॥ સઘ પામશે એ ભરતાર ॥ ઇંદ્રને મારા આશીષે નાર ॥૯૬॥ એમ કહી ગુરૂ વીસારદ ॥ પામ્યા વીરામ મુનીનારદ ॥ પછી પાંદાંબુંજે તારા ફરી ॥ કૃપાળુ રૂદન બહુ કરી ॥૯૭॥ તારા ચીત પરમ કોમળ ॥ ગ્રહી સચી લીધી વૃક્ષસ્થળ ॥ બોધ કર્યો વીવીધ પ્રકાર ॥ અધ્યાત્મીક નીગમનો સાર ॥૯૮॥ સચી કૃત ગુરૂ સ્તોત્ર જન ॥ભણે તેને ગુરૂ હે પ્રસન્ન ॥ નીર રોગ સદા તન પુષ્ટ ॥ ગ્રહ દેવ દ્વીજ રહે તુષ્ટ ॥૯૯॥ રાજા બાંધવ સંતુષ્ટ સોએ ॥ ગુરૂ ભક્તિ વીષ્નુ ભક્તિ હોએ ॥ સદા હર્સ હોએ શોક નહી ॥ પુત્ર અર્થિ પુત્ર પામે સહી ॥૧૦૦॥ ભાર્યા અર્થિ તેને ભાર્યા પ્રાપ્ત ॥ બંધુ વીછેદ કદાન વ્યાપ્ત ॥ વીપુલ ધર્મ યશ વૃદ્ધીત ॥ પામે એશ્વર્યતા ધનાન્વીત ॥૧૦૧॥ આંહાં ભોગવી સુખ પાવન ॥ અંતે હરી પદ પામે જન ॥ ગુરૂ સ્તુતી મહા સુખકારી ॥ જન્મ મૃત્યુ જરા શોક હારી ॥૧૦૨॥ . વલણ ॥ શોકહારી હરી ગુરૂ સદા ॥ સાંભળો નારાયણ રાયરે ॥ ગુલાબબા માનસીંહ કહે ॥ થયો સત્તપંચાસતમો અધ્યાયરે ॥૧૦૩॥ ઇતી ॥ બ્રહ્મ ॥ માહા ॥ કૃષ્ન જન્મખંડે નારાયણ મહેંદ્ર દર્પ ભંગ પ્રકણે ॥ સચી કૃત ગુરૂ સ્તોત્ર પ્રસ્તાવોનામ ૫૭મો અધ્યાય ॥

## અધ્યાય ૫૮ મો.

કડવુ ૧ લું ॥ રાગ આસાવરી ॥ શ્રી નારાયણ ઉવાચ ॥

સચી સ્તોત્ર સુણી વીસારદજી ॥ બ્રહસ્પતી સંતુષ્ટ નારદજી ॥ ઇંદ્રપત્ની પ્રત્યે મહામતીજી ॥ મીષ્ટ સાંત બોલ્યા બ્રહસ્પતીજી ॥૧॥ ઢાળ ॥ બ્રહસ્પતી ઉવાચ॥ બ્રહસ્પતી કહે હે વત્સતુ ॥ ભય તજ હુંછુ ભયસાંને ॥ મારે પુત્રવતશીષ્ય છે સદા ॥ ગુરૂશીષ્યપુત્ર ભેદ ન માને ॥૨॥ પીત્ર તર્પણે પાઠ પોષણે ॥ અગ્નીદાતા પુત્ર સમ સીષ્ય ॥ કમળોદ્ભવે એ કહી નીતી ॥ વીશ્વ શ્રષ્ટાએ ભુત ભવીષ્ય ॥૩॥ પીતા માતા નીજગુરૂ ભાર્યા ॥ શીશુ અનાથ બાંધવ જેહ ॥ નીત્ય પોશણ યોગ્ય એ સહુ ॥ કમળોદ્ભવે કહ્યુંછે એહ ॥૪॥ એનુ પોસણ જે કરે નહી ॥ તેના બ્રષ્મ સકળ સુકર્મ ॥ ગુરૂ અપમાન કરે જે કોઈ॥ તેનાં નાશે રાજલક્ષ્મી ધર્મ ॥૫॥ મને દેખી કરી સભા મધ્યે ॥ ઉઠયો નહી તે પાક સાસન ॥ પ્રત્યક્ષ ફળ ભોગવે તેનું ॥ તે થયો ભ્રષ્ટ ઇંદ્રાસન ॥૬॥

તેહેની રક્ષા હું કરૂ હવે ॥ તાહારા વીનયથી સચી જાણ ॥ રક્ષા શીક્ષા કરી શકે જે તે ॥ ગુરૂ કહે વેદશ્રુતી વાણ ॥૭॥ તને જેણે કહ્યું કુભાષણ ॥ તે નાશ હોશે પાતક વસ ॥ તવ મહીમાં દુર્ગાસમ હોશે ॥ લક્ષ્મી સમ પ્રતીષ્ટા યશ ॥૮॥ સૌભાગ્ય રાધીકા સમ સ્વામી ॥ પ્રેમ પ્રાધાન્ય ગૌરવમાન ॥ ભારતી સમાન સદા પુજ્ય ॥ નીરૂપમ સાવીત્રિ સમાન ॥૯॥ એટલામાં તાંહા તેવે સમયે ॥ આવ્યો નહુંશ નૃપનોચર ॥ ભયયુકત થઈ ઉભો રહી ॥ બોલ્યો વાકય સ્વામી શીખધર ॥૧૦॥ દુત ઉવાચ ॥

ઉઠ દેવી તું ચાલની શીઘે ॥ તને તેડે નહુંશ રાજન ॥ ક્રીડા કરવા એકાંત સ્થાનનું માહા રમ્ય નંદન કાનન ॥૧૧॥ દુત વચન સાંભળી કરી ॥ તે પ્રત્યે બોલ્યા ગુરૂ વચન ॥ રોમાંચીત સર્વાંગ કંપીત ॥ ક્રોધીત રક્તકંજ લોચન ॥૧૨॥ ગુરૂ ઉવાચ ॥

જઈ કહે તું નહુંશ પ્રત્યે ॥ જો તું સચી સહભોગ ઇચ્છિત ॥ અપુર્વ વાહને બેશી કરી॥ આવ નીશા વીશે તું નીશ્ચીત ॥૧૩॥ સપ્તરૂશીના સ્કંધ ઉપર ॥ સુભ સીબીકા કરી સંયોગ્ય ॥ એ અપુર્વ વાહને બેસીને ॥ તું છે સમર્થ આવવા યોગ્ય ॥૧૪॥ ગુરૂવાકય સુણી દુતે જઈ ॥ નૃપ પ્રત્યે કહ્યો સમાચાર ॥ દુત વાકય સાંભળી તે પ્રત્યે ॥ નહુંશ હશી બોલ્યો તે વાર ॥૧૫॥ શીઘ્રે જા તું સપ્તરૂશી પાશે ॥ તેડી લાવ કરીએ સાધન ॥ દુતે જઇ કહ્યું રૂષી પ્રત્યે ॥ ચાલો તેડે નહુંશ રાજન ॥૧૬॥ દુતવાક્ય સુણી સપ્તરૂષી ॥ મુદીત મન આવ્યા તે વાર ॥ રાજા સર્વને દેખી પ્રણમ્યો ॥ સહ આદર વચન ઉચાર ॥૧૭॥ નહુંશ ઉવાચ ॥ તમો મહાનસુત બ્રહ્માના ॥ મહાબ્રહ્મ તેજ પ્રજ્વળીત ॥ બ્રહ્મા સદ્રશ સર્વ સંતત ॥ ભકતવત્સલ કરૂણાન્વીત ॥૧૮॥ નારાયણાર્ચીત નીરંતર ॥ સુદ્ધ સત્વરૂપ પ્રગટીત ॥ મોહ મત્સર રહીત સર્વે ॥ સદા હંકાર દર્પ વર્જીત ॥૧૯॥ નારાયણ સમાન સરવે ॥ સર્વદા તેજસ્વી યશે કરી ॥ અગણીત ગુણને કૃપાએ ॥ પ્રેમ વરદાને સમ હરી ॥૨૦॥ એમ કહીને પ્રણામ કર્યા ॥ પ્રસન્નાર્થ કર્યું તે રૂદન ॥ દીનત્વ નૃપનું દેખી બોલ્યા ॥ છે પરહીત મન પાવન ॥૨૧॥ ॥ રૂષય ઉવાચ ॥ હે વત્સ માગ માગ તાહારે ॥ જે મનઇચ્છીત વરદાન ॥ સર્વ આપવા સમર્થ છૈયે સા નથી અસાધ્ય કઈ રાજન ॥૨૨॥ ઇંદ્રત્વ મનુત્વ ચીર આયુ ॥ સપ્તદ્વીપ ઐશ્વર્યતા જાણ ॥ સર્વ સીદ્ધીવા સર્વ ઐશ્વર્ય ॥ મુકતી ભકતી પદ નીરવાણ ॥૨૩॥ શું ઇચ્છે શીઘ્રે કહે તું વત્સ ॥ વીના અર્થ કાળ બહુ જાય ॥ એક ક્ષણ કૃષ્ણાર્ચન વીના ॥ લક્ષયુગ સમતા તે થાય ॥૨૪॥ તે દીવસ દુર્દીવસ જાણો ॥ જે ધ્યાન સેવન વીવર્જીત ॥ તેના સેવન વીના જે કોઇ ॥ મન વીસય બહુ ઇચ્છિત ॥૨૫॥ વીસયમતી તે નાશ કરતા ॥ જેમ તજે અમૃત વીષ ધરે ॥ વીસય વૈરાગ્યમતી જેની ॥ જન્મમૃત્ય જરા દુખ હરે ॥૨૬॥ વલણ ॥ હરે જરા દુખ સાંભળતે છતે ॥ તે પ્રત્યે બોલ્યો ભુપ વચનરે ॥ સલજીત

નત્ર વકત્ર થઈ ।। માયા મોહીત ભુપતી મનરે ।।૨૭।। ।। કડવું ૨ જું ।। રાગ મેવાડાની ચોપાઈ ।। ।। નહુંશ ઉવાચ ।। આપવા સકત તમો સકળ ।। સદા છો સ્વામી ભકતવત્સળ ।। આપો હમણા તો રૂષીરાયે ।। મને સચી ઇચ્છા પુર્ણ થાયે ।।૨૮।। તમે સર્વ થાઓ જો વાહન ।। મને સચીવરે થઈ પ્રસન ।। મને આપો એ વર કૃપાએ ।। આજ સચીસંગ સદ્ય થાએ ।।૨૯।। એવાં સુણી નહુંશ વચન ।। પરસ્પર હસ્યા મુનીજન ।। માહોમા કહી કઉતુક વાણી ।। માયા મોહીત ભુપતી જાણી ।।૩૦।। રૂષીને માથી ભ્રમાવ્યો છે રાયે ।। સત્ય પાળવા કરી કૃપાયે ।। મુકતામાણીકય રત્ન ભુષીત ।। સ્કંધે સીબીકા તે આરોહીત ।।૩૧।। તે પર હર્ષી બેઠો ભુપાળ ।। લઈ ચાલ્યા પરમ કૃપાળ ।। થાય વીલંમ જાણીને મન ।। વેલા ચાલો કહ્યું છે રાજન ।।૩૨।। અગ્રવાહી દુર્વાશા પ્રતાપી ।। શ્રાપ્યો કોપી તે ભુપતી પાપી ।। પડ થઈ અજગર તું ભુપ ।। મુઢ ધરી મહાન સ્વરૂપ ।।૩૩।। ધર્મ પુત્રના દર્શને જાણ ।। તવ મોક્ષ હસે સતવાણ ।। જસે વૈમાને વૈકુંઠે મુદા ।। કર્મ નીસ્ફળ ન હોયે કદા ।।૩૪।। કહી ગયા સર્વ હસી કરી ।। પડયો શ્રાપે સર્પ દેહ ધરી ।। ગઈ સચીતે સાંભળી વાણ ।। પ્રણમી ગુરૂ સ્વગ્રહે જાણ ।।૩૫।। બ્રહસ્પતી સીધે ત્યાંથી જાય ।। પદ્મ પત્રમાં જ્યા સુરરાય ।। જઇ ઇંદ્રને કહેછે આવ ।। કૃપાનીધી કૃપાળ સ્વભાવ ।।૩૬।। ।। ગુરૂ ઉવાચ ।। આવ મહેંદ્રનો હે તું છાનો ।। હું છતે ભય છે તને શાનો ।। ભય ત્યાગ કર સુરપતી ।। હું છું તારો ગુરૂ બ્રહસ્પતી ।।૩૭।। નીજ ગુરૂના સુણી વચન ।। હર્ષ પામ્યો સુરાધીપ મન ।। તજી કરી તે સુક્ષમરૂપ ।। આવ્યો ધરીને મુલ સ્વરૂપ ।।૩૮।। ગુરૂ ચર્ણે પડયો ડંડવત ।। ભયાન્વીત રોયો શુરપત ।। ગુરૂએ કરાવ્યો સોમયાગ ।। પ્રાયશ્ચિત અર્થે માહાભાગ ।। ।।૩૯।। ગુરૂયે બેસાડયો સીંહાસન ।। માહા ઐશ્વર્ય આપ્યું પાવન ।। પુર્વથી ચોગણુ ગુ-રૂદેવ ।। સર્વ દેવ આવી કરે સેવ ।।૪૦।। સચી સંપ્રાપ્ત નીજ ભરતાર ।। ત્રીદશેશ્વર રૂપ ઉદાર ।। મંદીરમાં પુષ્પતલ્પ કરી ।। કરે મોદ માહાનંદ ભરી ।।૪૧।। એ કહ્યોમે વત્સ દર્પ ભંગ ।। સુરપતીનો તને પ્રસંગ ।। સચી સત્ય રક્ષીત પાવન ।। હવે શું સાંભળવા છે મન ।।૪૨।। નારદ ઉવાચ ।। સોમયાગનો કહો પ્રકાર ।। મને મહામુની સૌવીસ્તાર ।। કેમ કરાવ્યો ગુરૂ માહાન ।। તેનું સુ ફળ છે ભગવાન ।।૪૩।। શ્રી નારાયણ ઉવાચ ।। મુની બ્રહ્મહત્યા સમાવન ।। સોમ યાગનું ફળ પાવન ।। સો-મળતા પાન વીસારદ ।। વર્શ એક કરવું નારદ ।।૪૪।। વર્સ એક ફળ ભક્ષ જાણ ।। એ-ક વર્સ તે જળ નીર્માણ ।। હોયે ધાન્ય ને ધન અપાર ।। સોમ યાગ થાય છે તેવાર ।। ૪૫।। સર્વ સાધન યજ્ઞ પાવન ।। ભોજનાર્થે જોઇયેબહુ અન્ન ।। વીવીધ દક્ષીણા મુ-નીજન ।। દાન અર્થે જોઇયે બહુ ધન્ન ।।૪૬।। ।।વલણ।। ધન્ન અન્ન બહુ હોય ત્યા-

રે ॥ સોમયાગ પુરણ થાયરે ॥ ગુલાબબા સુણો માન કહે ॥ થયો અઠાવનમો અધ્યાયરે ॥૪૭॥ ઇતીશ્રી ॥ બ્રહ્મ ॥ માહા ॥ શ્રીક્રશ્ન॥ નારાયણ ॥ સક્રદર્પ ભંગ પ્રક્રણે સક્રમોક્ષણો નામ ॥૫૮મો અધ્યાય ॥

## અધ્યાય ૫૯ મો.

કડવું ૧ લું ॥ રાગ રામગ્રી ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ એ કહ્યો ઇદ્રનો દર્પ ભંગજી ॥ વળી સાંભળ ગુઢ પ્રસંગજી ॥ મથી સીંધુ કરી સુધા પાનજી ॥ જીત્યા દૈત્ય થયો દર્પવાનજી ॥૧॥ઢાળ॥ શક્રદર્પ કષ્ને બળી દ્વારા ॥ શ્રીહત કર્યો સુર રાજન ॥ગુરૂ-સ્તોત્રથી અદીતીગર્ભે ॥ શ્રીકષ્નજી થયા છે વામન ॥૨॥ યાચી બળી હરી કૃપાનીધી ઇદ્રને આપી સંપદા સર્વ ॥ કલ્પાંતરે દર્પ થયો ફરી ॥ દુર્વાસા દ્વારાયે ભંગ ગર્વ ॥૩॥ આપી શ્રી ફરી ભકતવત્સળ ॥ દુર્મદે હરી ગૌતમ નાર ॥ ગૌતમ શ્રાપે ભગાંગ થયો ॥ પ્રાપ્ત સ્વાંગ વેદના અપાર ॥૪॥ રૂષીમુની સર્વ જોઇ હશે ॥ લજીત બ્રહસ્પતી સહુ દેવ ॥ સહસ્ત્રાબ્દ તપી સુર્ય વરે ॥ સહસ્ત્રાક્ષ થયો તતક્ષેવ ॥૫॥ કલંક રૂપ થયું ઇદ્રનું ॥ પ્રાપ્તી વાન તે ચક્ષુ નીકર ॥ પ્રાપ્ત કલંક જેમ ચંદને ॥ તારા હરણથી નીશીશ્વર ॥૬॥ નારદ ઉવાચ ॥ રૂષી સ્ત્રી હરી કોણ પ્રકારે ॥ મહા સતી પુજ્ય ત્રીભુવન ॥ નીર્મળ પાવન પદ્મા કળા ॥ શ્રવણે ચ્છા કહો ભગવન ॥૭॥ શ્રી નારાયણઉવાચ॥ પુસ્કરતીર્થ યાત્રા વીધે ॥ સુર્ય પર્વણી મુની પાવન ॥ સ્નાનાર્થે આવી અહલ્યા તાંહાં ॥ દીઠી સતી તે પાક સાસન ॥૮॥ શ્રેષ્ટ આનન સુપયોધર ॥ દ્રષ્ટી માત્રથી ઇંદ્ર મુર્છીત ॥ બીજે દીન મંદાકીની ત્રટે ॥ કરે તે નગ્ન સ્નાન લજીત ॥૯॥ દેખી અંગ સ્તન પામ્યો મુર્છા ॥ ગયો સમીપ થઇ ચેતન ॥ પતીવ્રતા સતી પ્રત્યે કામી ॥ જઇ બોલ્યો વીનય વચન ॥૧૦॥ ॥ મહેંદ્ર ઉવાચ ॥ મહાગુણ સુરૂપ યોવન॥ મુખ શ્રી પુર્ણ ચંદ્ર નીંદીત ॥ શોભે વાંકય મધુર પીયુષ ॥ તેથી સહુજન મન રંજીન ॥૧૧॥ ચારૂ નીતંબ યુગલ શોભે ॥ વર્તુલ ચંદ્રબીંબ સમાન ॥ શ્રી યુકત જેમ યુકત શ્રીફળ ॥ તુલ્ય સ્તન યુગ શોભાવાન ॥૧૨॥ અતી ઉનંત ને કઠીનતા ॥ માહા ત્રૈલોક્ય ચીત મોહન ॥ અહો તપસું તપ્યો ગઉતમ ॥ પામ્યો સુંદરી વર વદન ॥૧૩॥ ઉર્વસીઆદી અપ્સરા સઉ ॥ મને સેવે નીરંતર જાણ ॥ દાસી કરવા આપુ તુજને ॥ સ્વ સ્ત્રી સચી સહ સત વાણ ॥૧૪॥ ત્રીલોકય લક્ષ્મી ગ્રહ ગૌતમ ॥ તજ તપસ્વી દુર્બલ તેહ ॥ કામ શાસ્ત્ર નદક્ષ નીષ્કામી ॥ નારાયણ પરાયણ જેહ ॥૧૫॥ આહાવી કામીની તપસ્વીને ॥ આપી અયોગ્યતા વીધી જાણ ॥ એમ કહીને પડયો ચરણે ॥ સાધ્વી બોલી સક્ર પ્રત્યે વાણ ॥૧૬॥ ॥અહલ્યા ઉવાચ ॥ અભાગ્યથી થયો વીધાતાને ॥ તપસ્વીન પ-

શીચી સંતાન ॥ અભાગ્યથી થયો કસ્યપને ॥પુત્ર તું પાપ માનસવાન ॥૧૭॥ જેને સદા નારી મનોરથ ॥ કામી મોહાર્થ નાર નીર્મીત ॥ નીષ્ફળ જપતપ મૌન્ય તેનું ॥ તીર્થ વ્રતને સુર અર્ચીત ॥૧૮॥ કદા એ વીના ન હોય શ્રષ્ટી ॥ મથમ માયા કળા નીર્માણ ॥ કર્મ બંધીત જનને એ છે ॥ અભંગ નીગડ સક્ર તુ જાણ॥૧૯॥ વીશ કુંભની ઉપર દુગ્ધ ॥ જેમ ભર્યું મીષ્ટ સુખદાન ॥ પરીણામે એ દુખ બીજક ॥ સદા એ નરકનું સોપાન ॥૨૦॥ મહા રૂશી સનકાદી આદી ॥ વીવાહ ઇચ્છે નહી સકળ ॥ પરસ્ત્રી વીશે મન છે જેનું ॥ તેનું સરવ પુન્ય નીષ્ફળ ॥૨૧॥ સક્ર સેવન પરસ્ત્રીનું ॥ આ લોકે અયસ કરતા જાણ ॥ અંતે તે ઘોર નરક દાતા ॥ કામી જનને દુખ નીરવાણ ॥૨૨॥ એમ કહી ગ્રહ ગઇ સાધ્વી॥ સક્રને તજી ગૌતમ નાર ॥ સર્વ કહ્યું જઈ ગૌતમને ॥ હસી નીંઘો તે ઇંદ્ર અપાર ॥૨૩॥ એક સમયે ગૌતમ ત્યાંથી ॥ ગયા તે શંકરને સ્વસ્થાન ॥ સક્રે ગૌતમનું રૂપ ધરી ॥તેનો ભોગ કર્યો અજ્ઞાન ॥૨૪॥ સર્વજ્ઞ રૂષીએ જાણ્યું સર્વે ॥તે આવ્યા નીજ મંદીર દ્વાર ॥ નીકળતો દીઠો ત્યાં ઇદ્રને ॥ મુની ક્રોધીત મન તેવાર ॥૨૫॥ નગ્ન ગ્રહ ઙ્યા દીઠી એકાંતે ॥ રાજીત પયોધર ઉનંત ॥ મુનીએ શ્રાપ્યો શક્રને થાતું ॥ સહસ્ત્ર ભગાંગ મદમત્ત ॥૨૬॥ કોપ થકી શ્રાપી નીજપત્ની ॥રૂદન્તિ થઇ ભય વીહ્વળ ॥ પાષાંણ રૂપ કામીની થાતું ॥ કર વીચાર ધર્મ સકળ ॥૨૭॥ ગૌતમ ઉવાચ॥ જાણુ હું તારૂં શુધ મનછે ॥ પતીવ્રતા શુદ્ધ વ્રતવાન ॥ તથાપી તજુછુ તને સાધ્વી ॥ પરવીર્ય ધારી દુખદાન ॥૨૮॥ પર ભોગથી અશુધ કાન્તા ॥ નર્ક પામે કરે તેનો સંગ ॥ અન્ન વીષ્ટા જળ મુત્રવત ॥ પરભોગી સ્ત્રી કર પ્રસંગ ॥૨૯॥ વીના ઇચ્છા શ્રંગાર કરીને ॥ નારી જારથી નહી દુષીત ॥ દુષીત નારી હોયે તે નીશ્ચિત ॥ કરે સંગાર નીજ ઇચ્છીત ॥૩૦॥ તેં સક્રને નીજ સ્વામી માની ॥ સુખ ભુક્ત રતી ગ્રહ જાણ ॥ પછી જ્ઞાન થયુ છે તુજને ॥મને દેખી કહું સત વાણ॥૩૧॥જા માહારંણ્યે પાસાણ થાતુ ॥ રામ પદથી થશો પાવન ॥ મને પામશે રામ પ્રસાદે ॥ ફરી તવ હોશે આગમન ॥૩૨॥ એમ કહી ગયા તપ અર્થે ॥ એ કહ્યો ઇદ્રનો દર્પ ભંગ ॥ ફરી પામ્યો લક્ષ્મી સુરાધીપ ॥ મુની ઇશ્વર કૃપા પ્રસંગ ॥૩૩॥ ॥ વલણ ॥ પ્રસંગ પાવન પરમ એહ ॥ તે સાંભળો નારાયણરાયરે ॥ ગુલાબમા સુણો માન કહે ॥ થયો ઓગણસાઠમો અધ્યાયરે ॥૩૪॥ ઇતી॥ શ્રી ॥ બ્રહ્મ ॥ માહા ॥ શ્રી કૃષ્ન ॥ નારાયણ ॥૫૯ મો અધ્યાય॥

## અધ્યાય ૬૦ મો.

કડવું ૧ લું ॥ રાગ સોરઠની ચોપાઇ ॥ શ્રી નારદ ઉવાચ ॥

કહો રૂષી સકોણ પ્રકાર॥ રામ દાસરથી અવતાર ॥ મોક્ષ ગૌતમ નારીનો રામ ॥ ક-

યો કોણ યુગે કોણ ઠામ ॥૧॥ રામા અવતાર મનોહર ॥ માહા ભાગ કહો સુખાકર ॥ સંક્ષેપે કરી એ કૌતુહળ ॥ મને શ્રવણ ઇચ્છા સકળ ॥૨॥ શ્રીનારાયણ ઉવાચ ॥ વીધાતાની પ્રાર્થના એ જાણ ॥ પ્રગટ્યા પોતે વિષ્ણુ નિર્વાણ ॥ પીતા દસરથ કૌસલ્યા માતા ॥ ત્રેતાયુગે ભક્ત સુખદાતા ॥૩॥ રામતુલ્ય શીલ ગુણવાન ॥ કૈકૈને ભરત સુખ દાન ॥ લક્ષ્મણને શત્રુઘ્ન ઉદીત ॥ સૌમીત્રાથી પરમ પુનીત ॥૪॥ વીશ્વામીત્ર સ્વયજ્ઞ રક્ષણ॥ તેડી ગયા તે રામ લક્ષ્મણ ॥ મીથીલા પ્રત્યે કર્યું પ્રયાણ ॥ સીતા ગ્રહણ કરવા જાણ ॥૫॥ માર્ગે કામીની પાશાંણ રૂપ ॥ જોઇ રામ શ્રી કૌસલ ભુપ ॥ પુછે વીશ્વામીત્રને કારણ ॥ જગદીશ અસરણા સર્ણ ॥ રામચંદ્રનું સુણી વચન ॥ બોલ્યા વીશ્વામીત્ર તપોધન ॥ સર્વ હેતુ કહ્યું રૂષીજન ॥ સુણી રામ ભુવન પાવન ॥૭॥ પાદ સ્પર્સથી સ્વરૂપ પામી ॥ પતીલોક ગઇ શીરનામી ॥ જનકપુર ગયા રૂષીસંગ ॥ કર્યો શીવ ધનુષનો ભંગ ॥૮॥ પાણીગ્રહણ સીતાનું કરી ॥ પરસુરામનો દર્પ હરી ॥ અયોધ્યા ગયા પોતે શ્રીરામ ॥ રામને નૃપ કરવા કામ ॥૯॥ મુનીએ તીર્થોદક મંગાવી ॥ અભીશેક કર્તા થયું ભાવી ॥ ભરત માતાયે ગ્રહ્યો કર ॥ નૃપને નીવારી માગ્યો વર ॥૧૦॥ સ્વામી રામ વસે જઇ વન ॥ આપો ભરતને રાજ્યાશન ॥ રાજા ઇચ્છે ન પ્રેમ વીહ્વળ ॥ બોલ્યા રામ ધર્મજ્ઞ સકળ ॥ ૧૧ ॥ શ્રી રામ ઉવાચ ॥ પુન્ય છે સતવાપી ખંનન ॥ તેથી અધીક સર કરન ॥ દશ સરનું પુન્ય પ્રમાણ ॥ તેથી અધીક છે કન્યાદાન ॥ દશ કન્યાદાને પુન્ય થાય ॥ તેથી અધીક યજ્ઞનું કેવાય ॥ પુન્ય પામે સત યજ્ઞ કર ॥ પુત્ર દર્શણથી પામે નર ॥ ૧૩ ॥ સત પુત્ર દર્શે પુન્ય હોય ॥ સત્ય પાળવાથી પામે સોય ॥ સત્યથી શ્રેષ્ટ ધર્મ ન બાપ ॥ અનૃત જેવું બીજુ ન પાપ ॥૧૪॥ ગંગાસમ તીર્થ કોઇ નહી ॥ કેશવ સમ દેવ ન સહી ॥ ધર્મથી શ્રેષ્ટ ધામ ન ધન ॥ ધર્મ રાખવો કરી યતન ॥૧૫॥ સ્વધર્મ રક્ષણકારી જે છે॥ તેને સર્વત્ર મંગળ રેહેછે॥ સુપ્રતીષ્ટા પ્રતાપ પુજના॥ચૌદ વર્સ કરીને ભ્રમણ॥૧૬॥ સત્ય પાળી વનવાસ કરી॥ તાત પ્રસાદે આવીશ ફરી ॥ ઇચ્છા અણ ઇચ્છા પ્રતિજ્ઞા ધર્મ ॥ પાળે તેના ન નાસે સુકર્મ ॥૧૭॥ સત્ય પાળે નહી જે અધ્રમી ॥ કુંભીપાકે પડે થઇ ક્રમી ॥ ત્યારપછે કોઢી મુકો હોય ॥ સપ્ત જન્મ માનવના સોય ॥૧૮॥ એમ કહી રામ નમી ચર્ણ ॥ વન ચાલ્યા સ સીતા લક્ષ્મણ ॥ સત્ય પાળવા રામ ગમન ॥ પુત્ર શોકે તજ્યુ નૃપ તન ॥૧૯॥ ભગીની રાવણની તે વન ॥ ભ્રાત્ર સહ કરતી ભ્રમણ ॥ દેખી રામને કુલટા કામી ॥ દેહે પુલકી મુરછાં પામી ॥૨૦॥ શ્રી રામ સમીપ ગઇ જાણ ॥ હસી બોલી તે રાક્ષસી વાણ ॥ યોવન સંયુક્ત પ્રોઢા કામી ॥ દુર્મદા મન આનંદ પામી ॥૨૧॥ સુર્પનખા ઉવાચ ॥ હે રામ અંગ છે ઘનસ્યામ ॥ ગુણયુક્ત સ્વરૂપના ધામ ॥ વનીતાને

સદા સુખદાન ॥ મને અહોની નીર્જન સ્થાન ॥૨૨॥ સુપનખાના સુણી વચન ॥ ધર્મ સ્મર્ણ કરી ભગવન ॥ બોલ્યા મીષ્ટવાકય વીસારદ ॥ આપભયથી રામ નારદ ॥૨૩॥

શ્રી રામ ઉવાચ ॥ ભાર્યા વાન હું છઉ હે માત ॥ ભાર્યા વીના છે જાણ્ય ભ્રાત ॥ રામ વચન સાંભળી કરી ॥ લક્ષ્મણ પાંસે ગઈ સુંદરી ॥૨૪॥ મને ભજરૂપ ગુણાગાર ॥ એ પ્રકારે કહ્યું વારંવાર ॥ સુણી વચન તે પ્રતે જાણ ॥ લક્ષ્મણ બોલ્યા કૌતુક વાણ ॥૨૫॥ લક્ષ્મણ ઉવાચ ॥ રામ સર્વ ઇશ પરહરી ॥ મુઢ દાસ ઇચ્છામન કરી॥ દાશી સીતાની થશે તુ જાણ ॥ દાસ સીતાનો છુ સતવાણ ॥૨૬॥ મુઢ સીતાજીની સૌતી થા તું॥ મારા સ્વામી રામપ્રત્યે જા તુ ॥ તવપુત્ર હુ થઇશ માતા ॥ સીતાનો જેમ વીશ્વ વીખ્યાતા ॥૨૭॥ લક્ષ્મણના તે સુણી વચન ॥ કાંમ હત કામીનિનું મન ॥ લક્ષ્મણ પ્રત્યે તે બોલી વાણ ॥ સુષ્ક કંઠોષ્ટ તાળુક જાણ ॥૨૮॥

સુર્પનખા ઉવાચ ॥ સ્વયમેવ આવી કામ ધારી ॥ મને તજો મુઢ અહંકારી ॥ તંમો પામશો વીપત્તી ભારી ॥ અસંસય બન્યો અવીચારી ॥૨૯॥ બ્રહ્મા અપુજ્ય મોહીની શ્રાપ ॥ રંભાશ્રાપે દક્ષ પરીતાપ ॥ યજ્ઞ ભાગહીન ધન્વંતરી ॥ થયા ઉર્વસીના શ્રાપેં કરી ॥૩૦॥ મેના શ્રાપે અરૂપ ધનદ ॥ ઘૃતાચી શ્રાપે ભસ્મીત મદ ॥ સદાલસા શ્રાપે બળી જાણ ॥ રાજ્યભ્રષ્ઠ થયો નીરવાણ ॥૩૧॥ મારે શ્રાપે હું થૈ હત કામ ॥ નારી વીરહીત હોશે રામ ॥ સુર્પનખાના સુણી વચન ॥ લક્ષ્મણે કરી નાશા છેદન ॥૩૨॥ તેના ભ્રાતા છે ખરદુષણ ॥ સસૈન્ય હણ્યા તેને લક્ષ્મણ ॥ ત્યાંથી સુર્પનખા સીઘ્રે કરી ॥ રાવણ પ્રત્યે તે પરવરી ॥૩૩॥ સર્વ નીવેદન કર્યું જઈ ॥ પુષ્કર તીર્થે પછી તે ગઈ॥ બ્રહ્માની પાસે પામી છે વર ॥તપ કરી તે મહા દુષ્કર ॥૩૪॥ વલણ ॥ દુષ્કર તપથી બ્રહ્મા આવ્યા ॥ તપસ્વીની જોઇ નીરાહારરે ॥ સર્વજ્ઞ તેની મન ઇચ્છા જાણી ॥ મુનીપીતા બોલ્યા કૃપાગારરો॥૩૫॥ કડવુ રજુ ॥

રાગ ધનાશ્રી ॥ બ્રહ્મા ઉવાચ ॥ અપ્રાપ્ય દુ:પ્રાપ્ય. સીતારામજી ॥ પ્રભુ છે પ્રકૃતિ પરધામજી ॥ જીતેંદ્રી મધ્યે મુખ્ય લક્ષ્મણજી ॥ ધર્મીષ્ટ કર્તા ધર્મ રક્ષણજી ॥૩૬॥ ઢાળ ॥ રક્ષણ કર્તાને વીશ્વભર્તા ॥ બ્રહ્મા વીશ્નુ શીવાદીના ઇશ॥ જન્માંતરે તવભર્તા હોશે ॥ વરાનને રામ જગદીશ ॥૩૭॥ એ કહી સ્વાળય ગયા બ્રહ્મા ॥ તે દેહ તજી થઇ કુબ્જારૂપ સુર્પનખાના શ્રાપયોગે ॥ માયા સીતા હરી લંકાભુપ ॥૩૮॥ સીતા હરણે રામ મુર્છોત ॥ લક્ષ્મણે કર્યા પ્રભુ ચેતન ॥ પછે ભ્રમણ કરે સઘળે નદકંદર સૈલગહન ॥૩૯॥ સોકાર્તમુની આશ્રમ ખોલ્યા ॥ ન દીઠી જાનકી ભગવન ॥ સુગ્રીવ સાથે થઈ મીત્રતા ॥ વાલી હણી આપ્યુ રાજ્યાશન ॥૪૦॥ સુગ્રીવે બહુ દુત મોકલ્યા ॥ સર્વત્ર સ્થાન ખોળવા કાજ ॥ હનુમંતને આપી મુદ્રીકા ॥ સીતા પ્રાણાધાર

માહારાજ ॥૪૧॥ તેને મેર્યો દક્ષીણ દીશાએ ॥ ચાલ્યો તે માહાવીર કપીત ॥ જઈ લંકા અશોકવનમાં ॥ દીઠાં બેઠાં સીતા શોકાન્વીત ॥૪૨॥ નીરાહાર સર્વાંગ કસીત ॥ જપે રામ રામ મુખ જાપ ॥ જટાધારી મન ધ્યાનકારી ॥ રામ પાદાબ્જ હારી સંતાપ ॥૪૩॥ સુ સીળા પતીવ્રતા સુખદા ॥ સર્વ ભુવન પાવન ધામ ॥ વાયુ નંદન રૂદન કરી ॥ જોઇ માતાને કર્યા પ્રણામ ॥૪૪॥ રત્ન અંગુળી રામની આપી ॥ તેને આનંદીત હનુમાન ॥ કહ્યો રામ સંદેસો સીતાને ॥ જીવન રક્ષણકારી વાણ ॥૪૫॥ હનુમાન ઉવાચ ॥ આવ્યા સીંધુ પારે રામ લક્ષ્મણ ॥ સહમીત્ર સુગ્રીવ કપીસ ॥ વાલી મારી રાજ્ય નીષ્કંટક ॥ આપ્યુ સુગ્રીવને જગદીશ ॥૪૬॥ તમને ખોળવા કપી બહુ ॥ ગયા સરવત્ર, ઠામો ઠામ ॥ ગંભીર સાગર બાંધ્યો પ્રભુ ॥ થોડાકાળમાં આવશે રામ ॥૪૭॥ પુત્ર બંધુ સહુ રાવણને ॥ હણી કરી શ્રી રામ લક્ષ્મણ ॥ માતા તમને મુકત કરશે ॥ દુષ્ટ થકી અસરણસર્ણ ॥૪૮॥ હેમંણ્ણા રત્ન મય એ લંકા ॥ તવ મસારે ભસ્મ કરીશ ॥ ઇશ્વરી તમો તે જુઓ બેઠાં ॥ હૃદયે રાખી કોસલાધીશ ॥૪૯॥ પીપીલીકાના સમુહવત ॥ સસૈન્ય રાવણ કરૂ ચુર ॥ કૃપાળુ શ્રીરામચંદ્રની ॥ આજ્ઞા નથી હણવા અસુરાપ૰॥૫૦॥ સ્થીર થાઓ ભયને ત્યાગી ॥ કહી મારૂતીયે એવીવાણ ॥ સુણી બોલી ભય મુકત સીતા ॥ રામ પત્ની પતીવ્રતા જાણ ॥૫૧॥ સીતા ઉવાચ ॥ મારા શોક સાગર થકી તે ॥ દુઃખીત રામ પ્રાણ આધાર ॥કોણ રીતે વરતે પ્રભુજીતાતાત મને કેની વીસ્વાધાર ॥૫૨॥ કોસલ નાથ કુસલછે કે ॥ કસ અંગ થયા ભગવન ॥ ફળ હાર કરે કે કેમછે ॥ માણાધી પ્રીય જગજીવન ॥૫૩॥ સમુદ્ર પારે પ્રભુ આવ્યા કે ॥ સત્ય કહોને મારૂતી ભેવ ॥ ભકત-વત્સલ કો સમે મારૂં ॥ કરે સ્મરણ કે સ્વયમેવ ॥૫૪॥ મારે અર્થે પ્રભુ દુખ પામ્યા ॥ જે સદા સુખી અખંડાનંદ ॥ સતયોજન સમુદ્ર પારે ॥ આવવું પડશે રઘુનંદ ॥૫૫॥ ક્યારે જોઉ કરૂણાસાગર ॥ સાંતકાંત રામ સુખ ધાંમ ॥ પાદપદ્મ સેવા કરૂં ક્યારે ॥ સેવા હીન જીવન નીષ્કામ ॥૫૬॥ દેવર, ધર્મ પુત્ર લક્ષ્મણ ॥ જેનું મારે શોકે મગ્ન મન ॥ વીર સુખી ધરમીષ્ટ મોટા ॥ શોધતા હશે મને વનેવન ॥૫૭॥ સત્ય શીળ પ્રભુ અનુજને ॥ ક્યારે જોઇશ તાત લક્ષ્મણ ॥ થોડા દીવસમાં જોસો હવે ॥ કહ્યું સીતાને કપીયે તેક્ષણ ॥૫૮॥ પછી ભસ્મી ભુત કરી લંકા ॥ લીલા માત્રમાં તે મુનીજન ॥ પછે પ્રબોધ આપી સીતાને ॥ કપી ગયા જ્યાં પદ્મ લોચન ॥૫૯॥ સર્વ વૃતાંત કહ્યું સીત નું ॥ સુણી રોયા રામ વીસારદ ॥ ઉંચે રૂદન કર્યું લક્ષ્મણ ॥ સુગ્રીવ રોયા બહુ નારદ ॥૬૦॥ રૂદન કર્યું સહુ વાનરે ॥ માહા બળી પરાક્રમવાન ॥ સેતુ બાંધી લંકા પ્રત્યે ચાલ્યા ॥ દયાસાગર શ્રી ભગવાન ॥૬૧॥ સસૈન્ય સાનુંજ સીધે પ્રભુ ॥ જઈ રાવણને હણ્યો રામ ॥ સબાંધવ પુત્ર કુળ સહ ॥ સીતા મુકત કર્યાં સુખ ધામ ॥૬૨॥ પુષ્પક યાન આરોહ કરી ॥ સત્ય

પરાયણ સીતા સાથ ॥ અયોધ્યા પ્રત્યે આવ્યા શીઘ્રે ॥ ક્રીડા કૌતુક મંગળ નાથ ॥૬૩॥ ક્રીડા કરે ભગવાન પોતે ॥ સીતા વક્ષસ્થળ કરી જાણ ॥ વીરહજ્વાળા તજી ક્ષણમાં ॥ આનંદ યુક્ત થયા નિર્વાણ ॥૬૪॥ સપ્ત દ્વીપેશ્વર રામ પોતે ॥ થયા પૃથ્વી તળ ભગવાન ॥ સમગ્ર પ્રથ્વી થઈ ત્યારે ॥ આધી વ્યાધી હીન સુખદાન ॥૬૫॥ રામ પુત્ર થયા બે પાવન ॥ ધર્મ શીળ, લવ, કુશ, નામ ॥ તેના પુત્રને પૌત્ર થયાએ ॥ સુર્યવંશોદ્ભવ સુખ ધામ ॥૬૬॥ એ પ્રકારે કહ્યું વત્સ સર્વે ॥ રામચરીત્ર શુભ સુખદ ॥ ભવાર્ણવ તરવા નૌકારૂપી ॥ એ પ્રભુ ચરીત્રછે મોક્ષદ ॥૬૭॥ વલણ ॥ મોક્ષદા ચરીત્ર રામકૃષ્ણના ॥ સાંભળો નારાયણરાયરે ॥ ગુલાબમામા માનસીંહ કહે ॥ પુર્ણ થયો સાઠમો અધ્યાયરે ॥૬૮॥ ઇતી ॥ બ્રહ્મ ॥ માહા ॥ શ્રીકૃષ્ન ॥ નારાયણ ॥ શ્રીરામચરીત્રપ્રસ્તાવો નામ ૬૦મોઅધ્યાય

## અધ્યાય ૬૧ મો.

॥ કડવું ૧ લું ॥ રાગ કેદારાની ચોપાઈ ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ કંશ કરેછે નીત્ય ચીંતન ॥ દીઠું કુસ્વપ્ન ઉદ્વીગ્ન મન ॥ ભય યુક્ત મીત્ર પુરોહીત ॥ તેડી સભામાં બોલ્યો દુખીત ॥૧॥ કંશ ઉવાચ ॥ દીઠું પાછલી રાતે સ્વપન ॥ કહું સાંભળો સર્વ સ્વજન ॥ રકત ચંદન પુષ્પાંગ ધર ॥ ખડ્ગ તીક્ષણને રકતાંમ્બર ॥૨॥ સહુજે કરતી અટહાશ ॥ અતી વૃદ્ધ ભયંકરી ત્રાસ ॥ અતી કૃષ્નાંગી વીધવ્ય વતી ॥ મુકતકેશી નગરે નૃત્યતી ॥૩॥ માહા સુદ્રી મને તે ખોળતી ॥ આલીગન કરવા ઇચ્છતી ॥ દીવ્ય નારી પુત્ર પતી વતી ॥ પુર્ણ કુંભ ભાંગ્યો આવી સતી ॥૪॥ રીસ કરતી મન અપાર ॥ દેતી શ્રાપ મને વારંવાર ॥ રત્ન પુષ્પ ચંદન ચર્ચીત ॥ વીપ્ર રોષથી મને શ્રાપીત ॥૫॥ નગરે વૃષ્ટી ભસ્મ અંગાર ॥ શબ્દ કરેછે શ્વાન શીયાર ॥ વાનરે વાયસને ભલુક ॥ સુકર ખર બોલે ઉલુક ॥૬॥ શબ્દ શ્રાણે મન ભયંકાર ॥ શોક સુચક થાય અપાર ॥ પીત વસ્ત્ર પરીધાનકારી ॥ શ્વેત ચંદન સર્વાંગ ધારી ॥૭॥ માલતી માલ રત્ન ભુષીત ॥ ક્રીડાકમળ હસ્ત શોભીત ॥ મને શ્રાપી કરી ભગવતી ॥ મારા મંદીરથી ગઈ સતી ॥૮॥ પાસ હસ્ત મુકત કેશ નર ॥ જોયો પેસતો મમ નગર ॥ નગ્ન નારી મુક્ત કેશવતી ॥ તે ગ્રહ ગ્રહ પ્રત્યે નૃત્યતી ॥૯॥ અતીશય રૂપ ભયંકાર ॥ દીઠી હાસ્ય કરતી અપાર ॥ ચંદ્ર સુર્ય કર્યા રાહુ ગ્રાસ ॥ એક કાળે જોયાએ આકાશ ॥૧૦॥ વાયુ ઘુર્ણમાન સાખા છીન્ન ॥ તરૂથી મહીતલ પતન્ન ॥ માહા પર્વત મારૂત ભગ્ન ॥ પડતાએ જોયા પૃથ્વી તલ ॥૧૧॥ જોયો પુરૂશએ છીન્ન સીર ॥ નૃત્ય કરતો નગ્ન શરીર ॥ મુંડમાળા માહા કર ધર ॥ ગ્રહ ગ્રહ વીખે ભયંકર ॥૧૨॥ દગ્ધ આશ્રમ સર્વ સમુળ ॥ ભસ્મ પુર્ણ અંગાર સંકુળ ॥ જોયાશબ્દ થયો છે પસાર ॥ સર્વજન કરે હાહાકાર ॥૧૩॥ એ પ્રકારે કહી કંશ ઇશ ॥ મૌન્ય રહ્યો સભામાં મુનીશ ॥ સ્વપ્ન સાંભળી બંધુ સ્વજના ॥ થયા સર્વે તે દુખીત મન ॥૧૪॥

પુરોહીત સત્યક ઉદાશ ।। યજમાનનો જાણી વીનાશ ।। નારી વર્ગ કરેછે રૂદન ।। માતા પીતા શોકાતુર મન ।।૧૫।। વલણ ।। મન સોચીત વીનાશ માની ।। જાણ્યુ સથ કંશ મૃત્યુ થાયરે ।। ગુલાબખા સુણો માન કહે ।। થયો એકશઠીતમો અધ્યાયરે ।।૧૬।। ઇતી ।। માહા ।। શ્રીકૃષ્ન ।। નારાયણ ।। કંશદુસ્વપ્ન પરતાવો નામ૬૧મોઅધ્યાય

# અધ્યાય ૬૨ મો.

।।કડવું ૧ લું ।। રાગ સામેરી ।। શ્રી નારાયણ ઉવાચં ।। સર્વ કરી વીચાર નારદજી ।। સત્યક પુરોહીત વીસારદજી ।। બુદ્ધિમાન સુક્ર શીષ્ય ધારીજી ।। બોલ્યો વાક્ય કંશ હીતકારીજી ।।૧।। ઢાળ ।। સત્યક ઉવાચ ।। હીતકારી વાક્ય કહે સત્યક ।।કંશ ભુપ ભય તું ત્યાગ ।। ભય શાનો હુ છતે તુજને ।। વીઘ્ન નાશ કર શીવ યાગ ।।૨।। યાગ ધનુર્મખ નામ તેનું ।। બહુ અન્ન દક્ષીણા દાન ।। સ્વપ્ન ફળને નાશ કરતા ।। શત્રુ ભય વીનાશક માન ।।૩।। અધ્યાત્મધીભુત અધી દૈવ ।। ત્રીવીધ ઉતપાત નીવાર ।। યાગ પુરણ સમય શંભુ ।। હોયે સાક્ષાત શુભ દાતાર ।।૪।। એ યાગ પુરવે કર્યો બાણે ।। નંદીને પર્સુરામ નીર્વાણ ।। શીવે ધનુશ નંદીને આપ્યું ।। પુર્વે કર્યો યાગ સીધ જાણ ।।૫।। ધર્મશીળ તે બાણને આપ્યું ।। બાણે યાગ કર્યો સુખદાન ।। તેણે રામને આપ્યુ તે તંને ।। આપ્યું પર્સુરામ ભગવાન ।।૬।। સહસ્ત્ર હસ્ત દીર્ઘતા તેની ।। અતી કઠીણતા મહીપાળ ।। પ્રસસ્ત પ્રમાણ હસ્ત દશ ।। રચ્યું શંકર દીન દયાલ ।।૭।। સર્વે ધરવા અશકત એને ।। એકવીના નારાયણ દેવ ।। યજ્ઞ વીધે છે સેવા શીવની ।। કર ધનુર્યાગ શીવ સેવ ।।૮।। એ યજ્ઞ વીશે જો ધનુષ ભાંગે ।। તો તવ વીનાશ નીરધાર ।। પણ ધનુષ કોથી ભાંગે નહી ।। કર યાગ ફળ દાતર ।।૯।। બ્રહ્મા ધનુષને મુળે રહેછે ।। મધ્યે નારાયણ સ્વયમેવ ।। અગ્રે રહે છે ઉગ્ર પ્રતાપી ।। સ્વય સર્વેસ શ્રીમાહાદેવ ।।૧૦।। અસકત અનન્ત નમાવવા ।। સુર્ય ને સ્વામી કાર્તીક જાણ ।। અન્યની કથા શી કહુ તને ।। કોણ માત્ર જન્ત સતવાણ ।।૧૧।। એ ધનુષે ત્રીપુર હણીને ।। શીવે કર્યા સુખી શુરમન ।। કંશ મહીપ તેપ્રત્યે બોલ્યો ।। સાંભળી સત્યકના વચન ।।૧૨।। કશ ઉવાચ ।। વસુદેવ ગ્રહે પ્રગટી ~~ને~~ ગોકુળ નંદ ગ્રહે વૃદ્ધીત ।। તેણે બંધુ હણ્યા બહુ મારા ।। પુતના ભગીનીને વધીત ।।૧૩।। ગોવર્ધન ધર્યો કર એકે ।। જીત્યા સર્વ સુર સુરઇશ ।। બ્રહ્માને બ્રહ્મ રૂપ દેખાડયું ।। વત્સબાળ કર્યા મુનીશ ।।૧૪।। તે બળી હણવા મંત્ર કરો ।। મારે કોઈ તે વીના શત્રુ નહી ।। ભુ સ્વર્ગ પાતાલે કોન માહારે ।। સર્વ બંધુ રાજા મમ સહી ।।૧૫।। મહા તપસ્વી બ્રહ્મા છે પોતે ।। તપસ્વી શીવ કૈલાસાધીશ ।। વીષ્નુ સર્વત્ર સર્વાત્મા પોતે ।। સમ દર્શી સનાતન ઇશ ।।૧૬।। નંદ પુત્રને હણી કરી હું ।। ત્રીલોકેશ થાઉ નીરંતર ।। સર્વ શ્રીને વૈભવ સંપન ।। થઇશ માહા સપ્ત દ્વીપેશ્વર ।।૧૭।। પછી હણું સ્વર્ગે સુર સ્વામી ।। વળી જીતું

સર્વે દૈત્ય જન ॥ ॥ થાઉ મહેંદ્ર સુણો સત્યક ॥ જીતું ફરી ત્રૈલોકય લોચન ॥૧૮॥ વ્યાધી ગ્રસતછે ચંદ્ર નીર્ગત ॥ હું પરમ પુરૂષાર્થ વાન ॥ વાયુ કુબેર વરૂણ યમ ॥ જીતીશ સહુને નીશ્ચે માન ॥૧૯॥ જાઓ નંદ વ્રજ પ્રત્યે શીઘ્રે ॥ આણો નંદને નંદ નંદન ॥ તેનો ભ્રાત બળ માહા બળી ॥ તે સહીત ગોપ સહુ જન ॥૨૦॥ કંશઃ વચન સાંભળી કરી ॥ તે પ્રત્યે સત્યક બોલ્યો વાણ॥હીત સત્યને નીતી પુર્વક॥ સારાસાર વીચાર પ્રમાણ॥૨૧॥

વલણ ॥ પ્રમાણ વાણી કહે સત્યક ॥ સાંભળ કંશ અવની પાળરે ॥ હું કહું તેને તું વ્રજ પ્રત્યે ॥ જઇ મોકલની તતકાળરે ॥૨૨॥ કડવું ૨ જુ ॥ રાગ મેવાડાની ચોપાઈ ॥ સત્યક ઉવાચ ॥ અક્રુર ઓધવ વસુદેવ ॥ મોકલ એમાંથી તતખેવ ॥ વાકય સાંભળી કંશ રાજન ॥ વસુદેવ તેડ્યા કરી માન ॥૨૩॥ રાજા ઉવાચ ॥

તત્વ જ્ઞાતા તમો વસુદેવ ॥ નંદ વ્રજે જાઓ સ્વયમેવ ॥ વ્રજભાન નંદકૃષ્ન બળ ॥ શીઘ્રે લાવો યજ્ઞમાં સકળ ॥૨૪॥ બીજી પત્રીકા સરવે ગૃહી ॥ દશોદીશા ગયા દુત સહી ॥ સર્વ રાંજા રૂષી મુની ગણ ॥ કરવા સઉને નીમંત્રણ ॥૨૫॥ નૃપ વાકય સુણી વીઘ્ર કર ॥ સુષ્કકંઠ તાળુક અધર ॥ રાજા પ્રત્યે તે બોલ્યા વચન ॥ વસુદેવ દુંખી થઇ મન ॥૨૬॥ વસુદેવ ઉવાચ ॥ એન યુકત રાજેંદ્ર વીચાર ॥ મારે જવું ગોકુળ મોંજાર ॥ તેડી લાવતા નંદ સ્વજજન ॥ બળદેવને નંદનંદન ॥૨૭॥ તેને લાવે મને લોક હશે ॥ તારી સાથે કલહ સદ્ય થશે ॥ સમાગમથી જાણવું મન ॥ તેને કેવા તમને વીઘન ॥૨૮॥ પીતા પુત્ર આણી કર્યો કાળ ॥ પુત્ર પાસે હણાવ્યો ભુપાળ ॥ એવું કહી યુદ્ધ સહુ જોશે ॥ બેમાં એકનું મૃત્યું તો હોશે ॥૨૯॥ વસુદેવના વાકય સાંભરી॥ રકત પંકજ લોચન કરી॥ ખડ્ગ ગ્રહી તે હણવા ચાલ્યો ॥ હાહા કરી ઉગ્રસેને ઝાલ્યો ॥૩૦॥ ઉગ્રસેન મહા બળવાન ॥ નીજ પીઠે રાખ્યા કરી માન ॥ કોપ યુકત કંશ ગ્રહ ગયો ॥ જઇ વ્રજે અક્રુર પ્રેરયો ॥૩૧ એવે આવ્યા બહુ મુની જન ॥ સ્વારી સહીત આવ્યા રાજન ॥ દીગપાળ સુર હર્ષમન ॥ તપસ્વીયો બ્રાહ્મણ પાવન ॥૩૨॥ સનક, સનંદ, સનાતન ॥ સનત્કુમાર, એ તપ ધન ॥ પુલસ્ત, કપીલ, ભગવંન ॥ પૈલ, સુમંત, અત્રી, ચવંન ॥૩૩॥ પુલહ, અંગીરા, માહામતી ॥ કસ્યપ, મરીચી, બ્રહસ્પતી ॥ ભ્રગુ, ભારદ્વાજ, મુનીવર ॥ વસીષ્ટ, પ્રચેતા, પરાસર ॥૩૪॥ કૃતુદક્ષ, ગૌતમ. પવીત્ર ॥ વ્યાસ, યાજ્ઞવલ્કય, વીશ્વામીત્ર ॥ જૈમીની, સૌભરી, કાત્યાયન ॥ મુનીપર્વત, સાકટાયન ॥૩૫॥ દેવળ, જાવાળી, ને માર્કંડ,॥ પર્સુરામ, વાલ્મીક, મૃકંડ ॥ લાંગળ, શીલાલીક, સમસ્ત ॥ રૂષીમાત્ર, સાંકૃતિ, અગસ્ત॥ ૩૬ સહુ શીષ્ય માહામુની ગણ ॥ સહ પુત્ર તપસ્વી બ્રાહ્મન ॥ આવ્યા જરાસંધાદી સકળ ॥ ભગદંત, ભીષ્મક, મુદ્ગળ ॥૩૭॥ દાંભી દંતવક્ત્ર, શીશુપાળ,॥ સલ્ય, ને ધૃતરાષ્ટ ભુપાળ ધુમ્રકેતુનૃપ ધુમ્રકેશ ॥ રત્નાજીત, સંમર નરેશ ॥૩૮॥ ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય જાણ ॥

અશ્વસ્થામા, મહાબળવાન ॥ ભૂરીશ્રવા, સાલ્વ, કેકેય ॥ સુભટન રૂપી સર્વ હોય ॥૨૯॥ સર્વ સહ નૃપ સંભાષીત ॥ કંસ મહારાજ યથેચીત ॥ યજ્ઞ દીવસે સત્યક સીધ ॥ સામગ્રી રચેછે નાના વીધ ॥૪૦॥ ॥વલણ॥ નાના વીધ સન્માને સહુને॥ વૈરથી કંશ કૃષ્ણને ધ્યાયરે ॥ ગુલાબબા સુણો માન કહે ॥ પુર્ણ થયો બાસઠમો અધ્યાયરે ॥૪૧॥ ॥ઇતી ॥ કૃષ્ન ॥ નારાયણ ॥ કંશયજ્ઞ પ્રસ્તાવો નામ બાસઠમો અધ્યાય સંપુર્ણ

## અધ્યાય ૬૩ મો.

કડવું ૧ લું ॥ રાગ મલાર ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ કંશરાયના સુણી વચનજી ॥ થયુ અક્રુર મન પ્રસન્નજી ॥ ઉધવ પ્રત્યે કહે તે વાણજી ॥ ભાગ્યોદય થયો કહું જાણજી ॥૧॥ ઢાળ ॥ અક્રુર ઉવાચ ॥ જાણ ઉધવ સુદીન થયો ॥ પ્રયા તુષ્ટ વીપ્ર ગુરૂદેવ ॥ કોટી જન્મનું પુન્ય સંચીત ॥ પ્રાપ્ત થયું આવીશ્વ યમેવ ॥૨॥ કર્મ શુભાશુભ બંધનને ॥ નાશ કરતા પુન્ય ઉદીત ॥ કારાગાર સંસાર થકી હું ॥ મુક્ત થઇ હરીપદ સ્થીત ॥૩॥ કંશાજ્ઞા થઈ વરદાન જેવી ॥ કહુ ઉધવ સત્ય વીચાર ॥ પ્રભુને તેડવા વ્રજે જાવું ॥ જોઇશ પ્રભુ મોક્ષ દાતાર ॥૪॥ નવીન નીરદ શ્યામ સુંદર ॥ નિલઇ દીવર લોચન ॥ પીતાંબર પરીધાન અંગે ॥ જન્માદી માહા દુખ મોચન ॥૫॥ ધુલીધુસરં યુકત અથવા ॥ જોવું ચંદન ચર્ચીત અંગ ॥ નીમન કરતા ગૌ ગણને ॥ કેવા સખાં સંવાદ પ્રસંગ ॥૬॥ નવની તાન્વીત દધી દુગ્ધ ॥ અન્ન પ્રાસન કરતા જાણ ॥ વીનોદમુરલી વગાડતા કે ॥ જોઇસ સયનકર્તા નીરવાણ ॥૭॥ બ્રહ્મા વીષ્નુ મહેશ્વર જેનાં ॥ સદા પાદપદ્મ કરે ધ્યાન ॥ જાણી શકે ન અનંત જેનો ॥ અંત અનંત વીગ્રહવાન ॥૮॥ જેનો પ્રભાવ જાણે નહી કો ॥ દેવ દનુજ સીદ્ધને સંત ॥ સરસ્વતી જેની સ્તુતી કરવા ॥ નથી સમર્થ પોતે મહંત ॥૯॥ જેનાં પાદ સેવે માહાલક્ષ્મી ॥ જેથી ગંગા પ્રગટયા પાવન ॥ જન્મ મૃત્યુ જરા વ્યાધી હારી ॥ દર્શ સ્પર્શથી પાપ નાશન ॥૧૦॥ અનંત બ્રહ્માંડ રચે માયા ॥ જેની સત્તા થકી નીર્વાણ ॥ તેના દર્શને જાઉં હું બંધુ ॥ માયા માનુશ રૂપ તે જાણ ॥૧૧॥ સર્વ સર્વાતરાત્મા સર્વજ્ઞ ॥ બ્રહ્મ જોતી જે પ્રકૃતિપર ॥ ભકતાનુગ્રહ વીગ્રહ જેનો ॥ નીર્ગુણ નીરીહ નીરંતર ॥૧૨॥ નીરાનંદને નીરાશ્રય જે ॥ નંદનંદનછે સુખ કંદ ॥ સ્વેછામય સર્વપર સર્વ ॥ બીજ સ્વરૂપ પરમાનંદ ॥૧૩॥ એવું કહે યોગી નીરંતર ॥ અહર્નીશી ધ્યાય કૃષ્ણ રૂપ ॥ પ્રથમે બ્રહ્મા તપ્યા તપ પુર્વે ॥ તે પ્રત્યે કહી વાણી અનુપ ॥૧૪॥ ફરી તપ કર એટલું તું ॥ મને જોશે કહુ સત જાણ ॥ સુણી વાણી પણ નહી દીઠા ॥ સનાતન પ્રભુ નીરવાણ ॥૧૫॥ મન્વંતર સહસ્ત્ર ફરીથી ॥ તપ્યા નીરાહાર કૃશદેહ ॥ તેટલો કાળ જવે થકી તે ॥ પામ્યા દર્શન શુભ વર તેહ ॥૧૬॥ એવા પ્રભુ જોઈ સઉ ધવ ॥ જેનું તપ તપ્યા છે મહેશ ॥ બ્રહ્માયુશ લગી ત્યારે દીઠા ॥ જોતી રૂપ કૃષ્ણ ગો લોકેશ ॥૧૭॥ પ્રાપ્ત

ભકતી થઈ પદાંબુજે ॥ કર્યા આત્મા સમ ભગવાન ॥ એવા પ્રભુ જોઈસ ઉધ્વ ॥ તપ તપ્યા શેષ સુખદાન ॥૧૮॥ સહસ્ત્ર સપ્તન લગી ॥ નીરાહાર કરાતન જાણ ॥ ત્યારે આત્મા સમ જ્ઞાન આપ્યું ॥ અનંતને હરી નીરવાણ ॥૧૯॥ એવા પ્રભુ જોઈશ ઉધ્વ ॥ સહસ્ત્ર યુગેસ પરીયંત ॥ તપ તપ્યા પુર્વે ધર્મ ત્યારે ॥ થયા સર્વ સાક્ષી તે નીયંત ॥૨૦॥ કર્મ શુભાશુભ ફળ દાતા ॥ ઉધ્વ પ્રભુ પ્રસાદે સોયે ॥ વરી અઠાવીશ ઇંદ્ર નાસે ॥ બ્રહ્માનો દીવશ નીશી હોયે ॥૨૧॥ એ ક્રમથી પક્ષ માસ.વર્ષ ॥ સત વર્સ બ્રહ્માનું જીવન ॥ તે બ્રહ્મા પ્રભુ નીમેષથકી ॥ હોયે પતન વેદ વચન ॥૨૨॥ એવા પ્રભુ જોઈસ ઉધ્વ ॥ વિશ્વે વિશ્વ પ્રત્યે રહે એક ॥ મોહાવીરાટના રોમરોમે ॥ અસંખ્ય બ્રહ્મા વીશ્વ અનેક ॥૨૩॥ બ્રહ્મા વિષ્નુ મહેશ્વર આદી ॥ સિદ્ધ મુની મન્વાદીક સમસ્ત ॥ ચરાચર જેને સોળમે અંસે ॥ વીરાટ રૂપે અજે કરે અસ્ત ॥૨૪॥ એવા પ્રભુ જોઈશ ઉધ્વ ॥ કહી અક્રુર પુલકાંચીત ॥ નેત્રાસુ પદાંબુજ સમરી ॥ ભકતી પુર્વક મન મુર્છીત ॥૨૫॥ ઉધ્વ ભેટયા આનંદ પામી ॥ ધન્ય ધન્ય પ્રસંસીત ધીર ॥ ગયા સ્વાલય પ્રેમ પુરીત ॥ અક્રુર ગયા નીજ મંદિર ॥૨૬॥

॥ વલણ ॥ મંદીર ગયા અક્રુર પોતે ॥ મહા હર્ષે નારાયણ.રાયરે ॥ ગુલાબભમા આનંસીગ કહે ॥ થયો ત્રીસઠીતમો અધ્યાયરે ॥૨૭॥ ઇતીશ્રી ॥ શ્રીકૃષ્ન ॥ નારાયણ ॥ અક્રુરોધવ સંવાદે હર્ષોતકર્ષ કથનં નામ ૬૩ મો અધ્યાય સંપુર્ણ

## અધ્યાય ૬૪ મો

॥કડવું ૧ લું ॥ રાગ મારૂની ચોપાઈ ॥ નારાયણ ઉવાચ ॥ રાસેશ્વરિયુકત રમે રાસ ॥ રાસેશ્વર ઉત્સાહ વીલાસ ॥ સુખે નીદ્રીત કર્યું સયન ॥ રાધીકાએ દીઠુંછે સ્વપન ॥૧॥ ઉઠી સ્વામી પ્રત્યે થઈ દીન ॥ કહે સાંભળો ભકત આધીન ॥ આવો પ્રભુ કરૂં આલીંગન ॥ ન જાણુ કઈ હોશે વીગન ॥૨॥ એમ કહીને તે માહા ભાગ ॥ હૃદે લીધા પ્રભુ અનુરાગ ॥ કહે છે જે થયું દુ:સ્વપન ॥ રાધીકા અતી દુખીત મન ॥૩॥

॥ રાધીકા ઉવાચ॥ હુ બેઠેલી રત્ન સીહાસન॥રત્ન છત્ર.ધરી ભગવન॥તાંહા આવી ~~મુસ~~ જગદીશ ॥ છત્ર લીધું વીમે કરી રીસ ॥૪॥ મને નાખી ગંભીર સાગર ॥ કજ્જલા કાર ગોર દુસ્તર ॥ ભમાવી પ્રવાહે વારંવાર ॥ ઉર્મી વેગે વ્યાકુળ અપાર॥૫॥ ત્રાહી ત્રાહી હે નાથ વદામી ॥ તમને વારંવાર મે સ્વામી ॥ દીઠા નહી તમોને શ્રીહરી ભય પામી પ્રારથના કરી ॥૬॥ પછે દીઠુ પડતુ ભુતળ ॥ સતખંડ થૈ ચંદ્રમંડલ ॥ ક્ષણાંતારે જોયો દીનકર ॥ ચારખંડ થૈ પડયો ભુપર ॥૭॥ એક કાળે ચંદ્રને દીનેશ ॥ ગ્રાહકર્યા રાહુયે પ્રજેસ ॥ ક્ષણાંતરે જોયો દીજ હરી ॥ ગયો ચક્ષુ મારા ગ્રહી કરી ॥૮॥ ક્રીડા કમળ હતું જે હાથ॥ પડયું ખંડ ખંડ થઇ નાથ ॥ રત્ન દર્પણ હસ્તથી સ્વામી॥ ખંડ ખંડ થયું બહુ નામી॥૯॥ રત્નહાર થયો મમ છીન ॥ પદ્મ પડયું અવની મલીન ॥

બહુ પુતળી ગાન શ્રવણ ॥નૃત્ય કરે રૂવે ક્ષણ ક્ષણ ॥૧૦॥ કૃષ્ણવર્ણ ચક્ર તે ગગન ॥ વારંવાર કરેછે ભ્રમન ॥ પડે વળી પ્રગટે અંબર ॥ જોયું તે મેં પ્રભુ ભયંકર ॥૧૧॥ પ્રાણવલ્લભ એ વીપરીત ॥ મારૂ દક્ષીણાંગ ફરકીત ॥ મારા પ્રાણ તે ડોલાયમાન ॥ માનસ સોકાકર્ષીત વાન ॥૧૨॥ મન ઉદ્દીપ્ત કરે રૂદન ॥ એસું એસું કહો ભગવન ॥ નાથ તમો વેદ જ્ઞાતાવર ॥ કરો કૃપા સ્વદાસી ઉપર ॥૧૩॥ કહી એમ રાધા દુખાકર ॥ સુષ્ક કંઠ તાલુક અંધર ॥ પડી ચર્ણાંબુજે થૈ સીથળ ॥ ભય યુકત તે શોક વિહ્વળ ॥૧૪॥ સુણી સ્વપ્ન વૃતાંત સકળ ॥ કૃષ્ણે લીધાં દેવી વક્ષસ્થળ ॥ પછે અધ્યાત્મીક યોગે કરી॥ કરે બોધ રાધાને શ્રીહરી ॥૧૫॥　　વલણ ॥ શ્રીહરી બોધ કરે રાધાને ॥ તે સાંભળો નારાયણરાયરે ॥ ગુહ્યાત્મમા મુનો માન કહે ॥ પુર્ણ થયો ચોસઠમો અધ્યાયરે ॥૧૬॥ ઇતીશ્રી ॥ મહા ॥ શ્રીકૃષ્ણ ॥ નારાયણ નારદ સંવાદે રાધા શોક કથન પ્રસ્તાવો નામ ૬૪ મો અધ્યાય

## અધ્યાય ૬૫ મો.

કડવું ૧ લું ॥ રાગ રામગ્રી ॥ શ્રી નારાયણ ઉવાચ ॥　　વીરહ વ્યાકુળ જોઇ મનજી ॥ કામીનીનું તે કામ મોહનજી ॥ તેને વક્ષસ્થળે લઈ કરીજી ॥ ગયા ક્રીડા સરોવરે હરીજી ॥૧॥　ઢાળ ॥ હરી વક્ષસ્થળે શોભીતને॥ રાસેશ્વરી રાધા મુનીજનજી॥ જેમ દામીની ઘોતદમકે ॥નવીન નીરદમા ગગનજી ॥૨॥ રમે રાધા સહ કૃપાનીધી ॥ રાજેશ્વર્ણ મણી મરકતજી ॥ રત્ન નીર્મીત દીપ દીપીત ॥ રત્ન ભુષણ શોભા શોભિતજી ॥૩॥ રાસ કૌતુક રસસાગરે ॥ મગ્ન રાસીકેશ્વરી જાણજી ॥ સ્વપ્ન સુતી કરી રાધા પોતે ॥ રાસેશ્વર પ્રત્યે કહે વાણજી ॥૪॥ રાધીકા ઉવાચ ॥　પ્રફુલ હું તમો સહ નાથ ॥ તમ વીના સુષ્ક ભગવાનજી ॥ જેમ ઓષધી ગણ પ્રભાતે ॥ નીસી વીતે પ્રગટીત ભાનજી ॥૫॥ તવ વક્ષસ્થળે પુર્ણ દીસ ॥મારી પ્રભા ચંદ્ર સમ જાણજી ॥તમ વીના હું જેમ કૃષ્ણપક્ષે॥ ક્ષીણ કળા નીશીસ પ્રમાણજી ॥૬॥ ચીંતા જ્વરે જરાવાન થઇશ ॥ તમો જવેથી સુખસાગરજી ॥ અસ્ત રવી સસી થવે થકી ॥ અંધકાર ગ્રસ્ત જેમ ધરજી ॥૭॥ વેસ પ્રભુ તમ વીના ॥ મારૂ રૂપ યોવન ચેતનજી ॥ તારાવળી જેમ ભ્રષ્ટ હોયે ॥ જ્યારે ઉદીત સુર્યકીરણજી ॥૮॥ તમો આત્મા પ્રભુ સર્વના છો ॥ મારા વીશેષથી સુખ દાનજી ॥આત્મગત તન જેમ તેમ ॥તમો વીના હું શ્રી ભગવાનજી ॥૯॥ ગોપાંગના ગણ બહુ શોભે॥ રાસ વીશે રાસેશ્વર સાથજી ॥ હાર ઓવણ રચીત રાજે ॥ સ્વેતમણી સહ જગનાથજી ॥૧૦॥ વ્રજરાજ સહ ગોપ શોભે ॥ નભ ચંદ્ર સહ તારા તેમજી ॥ યશોદાનંદની શોભા તમો ॥ સાખા ફળ સહ તરૂ જેમજી ॥૧૧॥ રાસપણ રાસેશ્વર તમો ॥ સહ શોભે મનોહર જાણજી ॥ દેવરાજ સહ જેમ રાજે ॥ સ્વર્ગે અમરાવતી નીર્વાણજી ॥૧૨॥ વૃં-

દાવન શોભા તમો સ્વામી ॥ તા વીના સુન્ક થશે વનજી ॥ યશોદા શોકસાગરે મગ્ન ॥ થશે તમો વીના ભગવનજી ॥૧૩॥ વત્સ વીના સુરભી વ્યાકુળ ॥ તેમ નંદ થશે દગ્ધ પ્રાણજી ॥ તમો વીના તમ ગાત્ર સ્વામી॥ધની ધન જવે જે પ્રમાણજી ॥૧૪॥ એમ કહીને પરમ પ્રેમે ॥ પડી રહી ચરણે તે જાણજી ॥ અધ્યાત્મીક યોગે કરી તેને ॥ બોધ કરે પ્રભુ નીરવાણજી॥૧૫॥ અધ્યાત્મીક મહા યોગ તેનું ॥ જાણ કારણ મોહ છેદનજી॥ વૃક્ષ છેદન હેતુ તે જેમ ॥ તીવ્રધાર પર્શુ મુની જનજી ॥૧૬॥ નારદ ઉવાચ ॥ અધ્યાત્મક મહા યોગ કહો ॥ પ્રભુ તમો વેદ જ્ઞાતા વરજી ॥ શોકહારી જ્ઞાન કહો મને ॥ છે શ્રવણ ઇચ્છા ઇશ્વરજી ॥૧૭॥ શ્રી નારાયણે ઉવાચ ॥ અધ્યાત્મ યોગયોગી ન જાણે ॥ તે સર્વ જાણે પેતે શ્રીહરીજી॥ કંઇએક ગોલોકે રાધાકાન્તે ॥ કહ્યો શંકરને કૃપા કરીજી॥૧૮॥ સહસ્ર ઇંદ્રપતન લગી ॥ તપ કર્યો વૈશનવ માહન્તજી ॥ વળી પુષ્કરમા પહ્લાદભવે ॥ સત ઇંદ્રપતન પર્યંતજી ॥૧૯॥ તપ કર્યો ઉગ્ર કશોદર ॥ જોઈ કહ્યો કીંચીત કૃપાળજી ॥ સીંહ ક્ષેત્રે મમ પીતા કર્યો ॥ તપ પડયા ચૌદ શુરપાળજી ॥૨૦॥ ત્યારે કીંચીત યોગ ભણાવ્યો ॥ ધર્મને અધ્યાત્મ ભગવાનજી ॥ તપ કર્યો મે ત્યારે કીંચીત ॥ કહ્યો અધ્યાત્મક સુખદાનજી ॥૨૧॥ સનત્કુમારને અનંતને ॥ કહ્યો કીંચીત યોગ નારદજી ॥ કપીલને તે કહ્યો કીંચીત ॥ કહ્યો ભાસ્કરને વીશારદજી ॥૨૨॥ પ્રલ્હાદને ને દૂર્વસાનેએ ॥ ભગુને કહ્યો કીંચીત જાણજી॥ એ મહા ગુઢ નીજ ભક્તને॥કહ્યો ભક્ત વત્સળ નીર્વાણજી॥૨૩॥ રમ્ય ક્રીડા સરોવર વીશે ॥ કૃપા સાગર ભક્ત ભાવનજી॥ શોકાર્ત રાધીકા પ્રત્યે કહ્યો ॥ તે તું સાંભળની મુની જનજી ॥૨૪॥ વૈલણ ॥ હે મુની વીરક્ત જોઈ તાંહા ॥ રાધીકાને લઈ વક્ષસ્થળરે ॥ અધ્યાત્મક યોગ કહે તેને ॥ યોગીના ગુરૂ ભક્ત વત્સળરે ॥૨૫॥ કડવું ૨ જાું રાગ દેસાખની ચોપાઈ ॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥ જાતી સ્મરતું વીશ્વ કારણ ॥ કેમ થયું વીસ્મૃત ધારણ ॥ પ્રીયા સર્વ ગોલોક વૃતાંત ॥ શ્રાપયુદામનનો કેમ ભ્રાંત ॥૨૬॥ શ્રાપ યોગથી મહારો વીયોગ ॥ હોશે ~~ફરી~~ મીલન સંયોગ ॥ જશે ગોલોકે તું નીજસ્થાન ॥ ગોપીગોપ સહ સુખદાન॥૨૭ કહું શુણ અધ્યાત્મીક સાર ॥ શોક નાસક હર્ષ દાતાર ॥ હું સર્વાત્મા નીર્લીપ્ત નીર્વાણ॥ સર્વ વીશેને અદ્રષ્ય જાણ ॥૨૮॥ વાયુ ફરેછે સર્વત્ર જેમ ॥ સર્વ વસ્તુ વીશે હું છુ તેમ ॥ તે નીર્લીપ્ત તેમ મને જાણ ॥ સર્વ કર્મનો સાક્ષી પ્રમાણ॥૨૯॥ જીવ મારૂં પ્રતીબીંબ હોય॥ સઘળે સર્વ પ્રાણીમા સોય ॥ શુભાશુભનો ભોગતા છે એહ ॥ સદા કર્મનો કરતા તેહ ॥૩૦ જેમ પુર્ણ ગટ વીશે જળ ॥ તેમાં ચંદ્રને સૂર્ય મંડળ ॥ ઘટ ભાંગે તેનો નહીં ભંગ ॥ તેમ હું સર્વ વીશે અભંગ ॥૩૧॥ જીવ જીવન મર્ણનીદાન ॥ સર્વદા આપણે વીદ્યમાન ॥ આધારાધેય કાર્ય કારણ ॥ કર્તા ઉદ્ભવ લય પાલણ ॥૩૨॥ કોઇ દેવ ઉદે મમ અંસ ॥

કોઈકીલાંસા ઉદ્‌ભવ જાણ ॥ અંસા અંસ કો ઉદીત પ્રમાણ ॥૩૩॥ મારા અંસથી સુક્ષ્મ પ્રકૃતી ॥ પંચ પ્રકારની તે મુરતી ॥ કમળા દુર્ગાને સરસ્વતી ॥ દેવ વિપે તું દેવી પ્રકૃતી ॥૩૪॥ હું નીત્યાત્મા દેહી વીશે જાણ ॥ ભકતને અનુબોધીત વાન ॥ રાધા જે જે પ્રકૃતીની વાસ ॥ પ્રકૃતી લયે થાય તે નાશ ॥૩૫॥ સર્વ આગળ હું છઉ જાણ ॥ રહું પાછળ હું નીરવાણ ॥ જેમ હું તેમ તું એક અંગ ॥ જેમ દુધને શ્વેતતા સંગ ॥૩૬॥ભેદ કોઇ વીધી હોય નહીં ॥ તેમ આપણો જાણ તું સહી ॥ માહા વૈરાટ કરૂ સર્જન ॥જેનાં લોમમા વીશ્વ ઉત્પન્ન ॥૩૭॥ વીશ્વ પ્રત્યે એક એક જાણ॥ બ્રહ્મા વીષ્નુ શીવ નીરવાણ॥ કળા અંસ સર્વે દેવી દેવ ॥ ચરાચર મારી સ્વયમેવ ॥૩૮॥ વૈકુંઠે તું મહાલક્ષ્મી રૂપ ॥ તાહાં હું ચતુર્ભુજ સ્વરૂપ ॥ તે વીશ્વ થકી ઉર્ધ્વ છે પ્રકાર ॥ જેમ ગોલોક તેમ વીસ્તાર ॥૩૯॥ સરસ્વતી તું સાવીત્રી રૂપ ॥ બ્રહ્મ પ્રીયા સ્વરૂપ અનુપ ॥ સીવ લોકે તું સીવા નીર્વાણ ॥ મુળ પ્રકૃતી ઇશ્વરી જાણ ॥૪૦॥ દુર્ગા દુર્ગતી સર્વ નાસન ॥ દક્ષ કન્યા રૂપ પ્રકાસન ॥ સૈલ કન્યા તે કૈલાસે સતી ॥ સીવ વક્ષસ્થળે જે પાર્વતી ॥૪૧॥ શ્વાન્સેતું સીંધુ કન્યા અકળ ॥ ક્ષીરસીંધુ વીશ્નુ વક્ષસ્થળ ॥ હું બ્રહ્મા વીશ્નુ શીવ સ્વરૂપ ॥ તું લક્ષ્મી સીવા સાવીત્રી રૂપ॥૪૨॥ગોલોકે તું રાધા નીરવાણ ॥ રાસ વીશે રાસેશ્વરી જાણ॥ વૃંદાવનમાં વૃંદા સ્વરૂપ ॥ વીરજા તટે વીરજા રૂપ ॥૪૩॥ તે તું સુદામનના શ્રાપે કરી ॥ પૂન્ય ભરતખંડે ઉતરી ॥ ભાર્ત પાવનાર્થે દેહ ધરી ॥ વૃંદાવન પાળણ સુંદરી ॥૪૪॥ તારી કળા અંસે સર્વ સ્થળ ॥ વીશ્વ વીશે ચોપીતા સકળ ॥ નર તે હું તું નારી સ્વરૂપ ॥ વન્હી હું તુ સ્વાહા દાહરૂપ ॥૪૫॥ તું સકિત સહ હું કર્તા સકત ॥ તું વીના દાહ કીયા અસકત ॥ સૂર્ય હું તું પ્રભા સંજ્ઞા રૂપ ॥ ચંદ્ર હું તું રોહીણી સ્વરૂપ॥૪૬॥સદા તું સહ હું મનોહર॥ તારા વીના હું નહીં સુદર ॥ કળા કરી હું યજ્ઞ સ્વરૂપ ॥ અંસે કરી તું દક્ષીણા રૂપ ॥૪૭॥ હું પુરૂષ તું પ્રકૃતી જાણ ॥ તું વીના શ્રષ્ઠા નહીં નીર્વાણ ॥ જેમ કુલાલ સકે ન કરી ॥ મ્રતીકા વીના ઘટ સુંદરી ॥૪૮॥ તું કાન્તી કીર્તીને લક્ષ્મી મતી ॥ તુષ્ટી પુષ્ટી ક્ષમા લજ્યા સતી ॥ ક્ષુધા તૃષા ત્રષ્ણા નીદ્ર લયા ॥ વાણી તંદ્રા મુર્છા કીયા દયા ॥૪૯॥ મુર્ત્તી રૂપાને ભકતી સ્વરૂપ ॥ પ્રાણી માત્રની તું દેહ રૂપ ॥ મારો આધાર તું સુખાકર ॥ તારો આત્મા હું એ પરસ્પર ॥૫૦॥ જેમ તું તેમ હું યથા યોગ્ય ॥ પ્રકૃતિ પુરૂષનો સંયોગ ॥ નહીં શ્રષ્ટી હોય નીરવાણ ॥ બેઉ એકતર વીના જાણ॥૫૧॥ એ પ્રકારે પરમાત્મા કહી॥ બોધી રાધા પ્રાણપ્રીયા સહી॥કરી વક્ષવિ જ્ઞાન ગંભીર ॥ ક્રીડા કરે તે રત્ન મંદીર ॥૫૨॥

વલણ ॥ રત્ન મંદીરે રમણ કરે ॥ રાધા સહ હરી સુખદાયરે ॥ ગુલાબના માનસીંગ કહે॥ થયો પંચશ્રષ્ટીતમો અધ્યાયરે ॥૫૩॥ ઇતીશ્રી બ્રહ્મવૈવરતે મહાપુરાણે ॥ શ્રી કૃષ્ણ જન્મખંડે ॥ નારાયણ નારદ સંવાદે ॥ રાધા કૃષ્ણ સંવાદે॥ અધ્યાત્મ યોગ કથન પ્રસ્તાવો નામ ૬૫અધ્યાય સંપુર્ણ ॥

# અધ્યાય ૬૬ મો.

॥ કડવું ૧ લું॥ રાગ ધનાશ્રી॥ શ્રી નારાયણ ઉવાચ ॥ સૈયા થકી ઉઠયા ક્રીડા કરીજી ॥ પ્રાણાધીકને બોધે શ્રીહરીજી ॥ વસ્ત્ર કરી નીર્મળ વદનજી ॥ બોલ્યા મધુર મધુસુદનજી ॥૧॥ ઢાળ ॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥ મધુસુદન કહે રાધીકાને ॥ રાસ વીશે રેહેજે રાસેશ્વરી॥ વૃંદાવન મધ્યે રહી કરી ॥ વ્રજ વીશે જાતું વ્રજેશ્વરી ॥૨॥ સખી સહુ ચંદન કાન ॥ રેહેજે આનંદ યુક્ત સુંદરી ॥ વળી ગ્રહે રેહેજે તું પ્રાણપ્રીયા ॥ મને આપ વીદા પ્રીતે કરી ॥૩॥ તારે વીશે સદા મન મારૂં ॥ તુંજ સંસાર વાસના જાણ ॥ તારા થકી પ્રીય કોન મારે ॥ તું છે પ્રીય શંકર સમાન ॥૪॥ પ્રાણ મારે છે સત્ય શંકર ॥ પ્રાણાધીક તું છે સત માન॥ એમ કહી આલીંગન કરે ॥ ઉધમ જવાનો ભગવાન ॥૫॥ અક્રુર આવ્યા જાણી સર્વજ્ઞ ॥ સર્વ રક્ષક સર્વ સાધન ॥ જવા તત્પર થયા જોઇને ॥ બોલી રાધા દુખી થઇ મન ॥૬॥ રાધીકા ઉવાચ ॥ હે નાથ તમો રમણ શ્રેષ્ટ ॥ હે કૃષ્ણ રમાનાથ વ્રજેસ ॥ તમારૂં ભીન્ન મન જોઉછું ॥ મારે વીશે ન પ્રેમ પ્રાણેસ ॥૭॥ કહાં જાઓછો મનેનીચોજી ॥ મહા ગંભીર સોકસાગર॥ વીરહ વ્યાકુળ દીન તવ॥ સરણાંગત કરૂણા કર॥૮॥ નહીં રહી સકું ગ્રહ મધ્યે ॥ રહીસ પ્રભુ કાનનાન્તર ॥ કૃષ્ણકૃષ્ણ કૃષ્ણ એ પ્રકારે ॥ કર્તી ફરીસ નીસી વાસર॥૯॥ તહાં કામના કરી તમારી॥ તજીસ પ્રીતમ કલેવર ॥ ફરી જીવતી મને ન પામો ॥ તમો સાંભળો શ્યામસુંદર ॥૧૦॥ જેમ આકાશને જેમ આત્મા ॥ જેમ ચંદ્ર ત્રૈલોક્ય લોચન॥ તેમ તમો રહો મારી પાસો॥ બંધ થઇને પ્રેમ વસન ॥૧૧॥ સરણાંગતને દીન હું છું ॥ દીનવત્સલ તમો મહારાજ ॥ રાસ વીશે મને મુકી કરી ॥ કરો ત્યાગ અયુક્ત છે આજ ॥૧૨॥ જેના પાદ પદ્મ ધ્યાન કરે ॥ બ્રહ્મા વીષ્નુ શીવાદીક સર્વ ॥ તમો માયા ગોપ વેશ ધારી ॥ કેમ જાણું સમત્સર ગર્વ ॥૧૩॥ હે દેવ જે કર્યા અનોચીત્ત ॥ અપરાધ પ્રભુના અપાર ॥ પતી ભાવે કહ્યું અભીમાને ॥ જે ~~તે ક્ષમા~~ કરો વીશ્વાધાર ॥૧૪॥ દૂર થયો છે ગર્વ મારો ॥ મનોરથ સાથે નીરવાણ તમને કહી શકું નહીં હું ॥ પ્રેમ ભકિત પાસ થકી જાણ ॥૧૫॥ મને તજીને જશો પ્રભુ તો ॥ થશો સકલંક અવીનાશ ॥ તમારા પુત્રને પૌત્ર સર્વે ॥ બ્રહ્મ શ્રાપ થકી થશે નાશ ॥૧૬॥ ક્ષણ સતયુગ સમ મનુ ॥ તમો વીના હે વીશ્વ કારણ ॥ સતવરસ તમો વીના સ્વામી ॥ કેમ કરીશ પ્રાણ ધારણ ॥૧૭॥ એ પ્રકારે કહીને રાધીકા ॥ પડી ધરણીતળ મુર્છીત ॥ કૃષ્ણે દેખીને કરી ચેતન ॥ કૃપાનીધી કૃપા પ્રગટીત ॥૧૮॥ વક્ષસ્થળે લઇ કરી પ્રભુ ॥ કરે બોધ વીવીધ પ્રકાર ॥ સોક નાશ કર્તા યોગ મહા ॥ તજી શકે ન શોક લગાર ॥૧૯॥ વ્રજ મધ્યે ન ગયા તે દીન ॥ ગયા ક્રીડા સરોવર સાથ ॥ ક્રીડા કરે સહુ

રાધીકાનો ॥ હરે વીરહ જાળ શ્રીનાથ ॥૨૦॥ રાસ વીશે રાસેશ્વરી રાધા ॥ ચંદન ચર્ચીત વીસારદ ॥ સ્વામી સહુ સુખ રૂપ રહી ॥ એકાંત પુષ્પ સૈઆયે નારદ ॥૨૧॥

॥ વલણ ॥ નારદ રહ્યા પુષ્પ સૈયાએ ॥ રાધા સહુ વ્રજ રાયરે ॥ હરી કૃપાથી માન કહે ॥ પુર્ણ થયો છાસેટમો અધ્યાયરે ॥૨૨॥ ઇતી ॥ બ્રહ્મ ॥ ૬૬ ॥ અધ્યાય

# અધ્યાય ૬૭ મો.

કડવું ૧ લું ॥ રાગ મારૂ ॥ નારદ ઉવાચ ॥ સુંરહુસ્ય એથી ઉપરાંત ॥ રાધા કૃષ્ણનુ કહો વૃતાંત ॥ મહા ગુઢ પરમ પાવન ॥ કહેવા યોગ્ય તમો મહાત્મન ॥૧॥ શ્રી નારાયણ ઉવાચ ॥ કહું રહસ્ય એ.વીસારદ ॥ પરમાદ્ભુત શુણ નારદ ॥ સર્વ વેદ વીષે ગુપ્ત જાણ ॥ વળી-ગુહ્ય કહેછે પુરાણ ॥ ૨ ॥ ઐછામય શ્રી કૃષ્ણ સકામ ॥ રાસે રમે રાધા સહસ્યામ ॥ ચોસઠકળા છે કળાવતી ॥ કામ સાસ્ત્ર નીપુણ જે સતી ॥૩॥ મહા નીપુણ લીલા શ્રંગાર ॥ સ્થીરયોવન સુંદર નાર ॥ પીત્રની માનસી કન્યાં દેવી ॥ સતકલ્પ જીવી સંભુ સેવી ॥૪॥ તેની કન્યા તેવી રાધા સતી ॥ નાના ભાવ કરે સ્વામી મતી ॥ચોસેટકળા માન શ્રંગાર ॥ કરે રાસ વીવીધ પ્રકાર ॥૫॥ નખક્ષત શ્રોણી સ્તનપુર ॥ ચંદનાંગ કાખરી સીંદુર ॥ પુલકી સુખ સંભોગે મગ્ન ॥ શોક મુર્છીત નીંદ્રીત નગ્ન ॥૬॥ તેને જોઈ કૃષ્ણ કૃપાનીધી ॥ માયાથી રોઈ રદયે લીધી ॥ લોક માયા શીક્ષાદ્રશ્ય ઇસ ॥ પહેરાવે વસ્ત્ર રાધાધીસ ॥ ૭ ॥ કરે કખરી કૃષ્ણ રચંન ॥ ચરચે કુંકુમાંગ ચંદન ॥ તેને ગળે હરી વીશ્વાધાર ॥ પહેરાવે રત્નજડીત હાર ॥૮॥ પ્રભુ આરોપે સીંદુર ભાલ ॥ પાદ પદ્મે મંજરી વીશાળ ॥ પોંદાં ગુળી તે રત્ન રચીત ॥ નાશા ભુષણ મુકતા ખચીત ॥૯॥ શ્રજી શણગાર આલીગન ॥ પ્રભુ કરે રાધાને ચુંબન ॥ વીયોગ થવો તે દુઃખ મન ॥ એવે આવ્યા બ્રહ્માદમુની જન ॥૧૦॥ સીવ સેસાદી દેવ મુનીસ ॥ આવી નામ્યું શીર જગદીશ ॥ કરી પુટાંજળી સ્તવે હરી ॥ સામવેદોકત સ્તોત્રે કરી ॥૧૧॥ બ્રહ્મા ઉવાચ ॥ ઓં જય જય જગદાધાર ॥ નીર્ગુણ નીરાકાર સાકાર ॥ સ્વતંત્ર ભકતાનું ગ્રહકારી ॥ માયાએ ગોપવી ગ્રહધારી ॥ ॥૧૨॥ સુવેસ સુસીલ સર્વ સ્વામી ॥ જ્ઞાનદાતા છો અંત્તરઆમી ॥ પરાત્પરને પ્રકૃતિપર ॥ નીર્લીપ્તાત્મા પ્રભુ સર્વાંતર ॥૧૩॥ વ્યકતા વ્યકતને શાક્ષી સ્વરૂપ ભારોત્તારણ કારણ રૂપ ॥ કરૂણાગારને નીરંજન ॥ શોક સંતાપ જરા હરણ ॥ ૧૪ ॥ અભયદા મૃત્યુભય હર ॥ અસરણા સર્ણ સુખાકર ॥ ભકતવત્સળ શ્રી ભગવન ॥ નમુ ભકતાનું ગ્રહ કરન ॥૧૫॥ એમ કહી વીધી વારંવાર ॥ પ્રણમ્યા શ્રી કૃષ્ણ વીશ્વાધાર ॥ એ બ્રહ્માકૃત સ્તોત્ર જે જન ॥ થઈ નિશ્ચળ કરે શ્રવણ ॥૧૬॥ તેને સર્વ ઇચ્છા સિદ્ધ

હોયે ॥ પુત્ર પામે જે અપુત્રી હોયે ॥ પ્રિયાહીન સુપ્રિયા પ્રાપત ॥ પ્રાપ્ત નિર્ધનને પુર્ણ ધન ॥૧૭॥ આ લોકે ભોગવી સુખભોગ ॥ અંતે શ્રી હરી સેવા સંયોગ ॥ પામે અચળ ભક્તિ નિર્વાણ ॥ મુક્તિ થકી તે દુર્લભ જાણ ॥૧૮॥ ઇતિ બ્રહ્મા સ્તોત્ર ॥

જગધાતા સ્તુતિ કરી સાર ॥ પ્રણમે પ્રભુને વારંવાર ॥ હળવે હળવે ઉઠી કરી ॥ ભક્તિયુકત બ્રહ્મા બોલ્ય ફરી ॥૧૯॥ બ્રહ્મા ઉવાચ ॥ ઉઠો દેવાધી દેવ દેવેસ ॥ હેતુ પરમાનંદ પરેસ ॥ નંદ નંદન આનંદ કંદ ॥ પ્રણમુ નિત્યાનંદ સાનંદ ॥૨૦॥ તજો નંદાળય ભગવન ॥ તજો નાથ વંદાવન વંન ॥ કરો શ્રી દામે શ્રાપ સ્મરણ ॥ સત વર્ષનું જેની બંધન ॥૨૧॥ પ્રિયા તજો શ્રાપ સિદ્ધી થઇ ॥ ફરી પામશો ગોલોક જઈ ॥ જૈ જુઓ અક્રુરાવ્યા માધવ ॥ માનો કાકા અતિથી વૈશ્નવ ॥૨૨॥ શ્રીઘે થઈ કરી શ્રી જદુનાથ ॥ મધુપુરી જાઓ તેની સાથ ॥ સંભુ ધનુષ જઈ ભંગ કરી ॥ મારા વૈરી ગણહણો હરી ॥૨૩॥ હણો કંસ દુરાત્મામાં મુખી ॥ કરો માતા પીતા પ્રભુ સુખી ॥ કરો દ્વારકાનુ નીરમાણ ॥ મહી ભાર ઉતારવા જાણ ॥૨૪॥ પ્રભુ કરી સુરેસ દમન ॥ સીવ જૂંભગ રાધા રમણ ॥ બાણભુજ દર્પ નીરવાણ ॥ પ્રભુ કરો રૂક્ષ્મણી હરણ ॥૨૫॥ નરકાશુરને હણી કરી ॥ સોળ સહશ્ર વરો શ્રી હરી ॥ ઉઠો તજો પ્રાણપ્રિયા સાથ ॥ રાધા ઉઠે ન એટલે નાથ ॥૨૬॥ એ કહી બ્રહ્માદેવ દેવેસ ॥ બ્રહ્મલોક ગયા સીવ સેષ ॥ પુષ્પ ચંદનની વૃષ્ટી કરે ॥ દેવ સર્વ શ્રી કૃષ્ણ ઉપરે ॥૨૭॥ કૃષ્ણ કૃષ્ણ થઈ ન ભવાણી ॥ કંસ વધો વધ યોગ્ય જાણી ॥ માતા પીતાના બંધ નીવાર ॥ શ્રી કૃષ્ણ ક્ષય કરો ભુભારે ॥૨૮॥ • વલણ ॥ ભુભાર હરેની એ પ્રકારે ॥ સુણી નભવાકય ભુતેસરે ॥ રાધા ભગવતી તજી કરી ॥ હળવે રહી ઉઠયા રાધેસરે ॥ ૨૯ ॥

કડવું ૨ જુ ॥ રાગ સામેરી ॥ કંઈ એક દુર ઉભા જઈ કરીજી ॥ નીરખે વારંવાર શ્રી હરીજી ॥ ક્ષણેક રહ્યા ચંદન વનજી ॥ વાસ સમીપ શ્રી ભગવનજી ॥ ૩૦ ॥

ઢાળ ॥ ભગવન ગયાને જાગી રાધા ॥ તલ્પથી ઉઠી જુએછે ભ્રાંત ॥ દીઠા નહિ ~~ત્યાં~~ પ્રાણવલ્લભ ॥ પ્રાણાધાર સાન્તનીજ કાન્તા ॥૩૧॥ હા નાથ નાથ રમણ શ્રેષ્ટા મારા જીવન જગજીવન ॥ પ્રાણ ચોર પ્રીયતમ પ્રભુ ॥ કાહાં ગયા છો વદે વચન ॥૩૨॥ ક્ષણીક ખોળી કરીને પછે ॥ કરે ભ્રમણ દુખીત મન ॥ ક્ષણ બેસે ને ઉઠે ક્ષણમાં ॥ ક્ષણમાં પડે ભુતલ તન ॥૩૩॥ ઊંચે સ્વરે રૂદન કરીને ॥ કરે વીલાપ બહુ પ્રકાર ॥ આવ આવ હે નાથ મારા ॥ એ પ્રકારે કહે વારંવાર ॥૩૪॥ વીરહાનળે સંતપ્ત થઈ ॥ પડી મથની મુર્છીત તન ॥ આવી ત્યાં સત સહશ્ર ગોપી ॥ ગ્રહી ચામર હસ્ત ચંદન ॥૩૫॥ તેમાંથી પ્રીયા સખી આવીને ॥ રાધીકા લીધા તે વક્ષ સ્થળ ॥ મૃત વત પ્રીયા જોઈ કરી ॥ કરે રૂદન પ્રેમ વીવ્હળ ॥૩૬॥ ગોપી ગણ બહુ તાહાં સેવે ॥ શ્વેત

ચામર ચંદન સાર ॥ ॥ એટલે કૃષ્ણે દીધુ દર્શન ॥ હરખી ગોપી ગણ અપાર ॥૩૭॥ કૃપાનીધી કરી રાધીકાને ॥ લઇને વક્ષસ્થળે ચેતન ॥ સંબોધીત ચેતન થઇ કરી ॥ દીઠા પ્રાણવલ્લભ જીવન ॥૩૮॥ થીર થઈ તાહાં માહાદેવી ॥ ત્યાગ કર્યો તે વિરહજ્વર ॥ સાંત કાંત આલીંગન કરી ॥ સ્થિર નેત્ર જુવે પ્રાણેસ્વર ॥૩૯॥ નાનાં પ્રકાર સ્રંગાર કરે ॥ ક્રીડાનીપુણ મધુસુદન ॥ રાધીકાને રૂદયે લઈ કરી ॥ પુષ્પ સૈયાએ કર્યું સયન ॥૪૦॥ રાધા પ્રીય સખી રત્નમાળા ॥ મહા ચતુરરૂપ નીધાન ॥ કૃષ્ણ પ્રત્યે મધુર ભાષણ ॥ કરે નીતીસાર સુખદાન ॥૪૧॥ રત્નમાળા ઉવાચ ॥ સાંભળો કહું કૃષ્ણ સુખદા ॥ પરિણામ દુખ નીવારણ ॥ હીત સત્યને નીતી સારદ ॥ દંપતી પ્રીતી વૃદ્ધી કારણ ॥૪૨॥ સંમત છે કામશાસ્ત્ર વિષે ॥ નીતી નંગમાગમ પુરાણ ॥ લૌકીક વ્યવહાર વિષેએ ॥ પ્રશંસીત યશકર જાણ ॥૪૩॥ કાંમનીને પ્રીય પીતા માતા ॥ ને ભ્રાતા બંધુવર્ગ સકળ ॥ તે થકી પ્રીય પુત્ર પુત્રથી ॥ છે પ્રીયપતી પ્રત વત્સળ ॥૪૪॥ સત પુત્ર થકી પ્રીય સ્વામી ॥ સાધ્વીનારને સાધુ સમત ॥ અનીત્ય સંસાર વીખે નહીં ॥ સુખ સોભાગ્ય સમ કહંત ॥૪૫॥ સ્ત્રીને સ્વામી સેવા નહી જહાં ॥ તે અશોભીત સદા ભુવન ॥ નહી લક્ષ્મી તે મંદીર વિષે ॥ તેનું સદા નીષ્ફળ જીવન ॥૪૬॥ સ્વામી વીભેદ સદા દુઃખદા ॥ સ્ત્રીને સોક સંતાપ કારણ ॥ જાગરત સ્વપ્ન વિષે સ્ત્રીને ॥ ગુરૂ સ્વપતી પ્રાણ ધારણ ॥૪૭॥ તમો જવેથી નાથ રાધીકા ॥ મહીતલ પડી મુર્છા પામી ॥ મેં મુખજળ સીંચન કરી ॥ કરી ચેતન કહે હે સ્વામી ॥૪૮॥ ક્ષણીક કહે હે નાથ નાથ ॥ ક્ષણ હે કૃષ્ણ કૃષ્ણ વદન ॥ ક્ષણ સખી કહી પામે મુર્છા ॥ થઈ ચેતન કરે રૂદન ॥૪૯॥ રાધીકા શરીર મહા તપ્ત ॥ વીર હાનળે શ્રી ભગવાન ॥ નહિ સ્પર્શ થઈ શકે અંગે ॥ અનળા શકત લોહ સમાન ॥૫૦॥ સ્વપ્ન જાગ્રત દીવસ નીસી ॥ જળસ્થળ અંતરીક્ષ જાણ ॥ ચંદ્ર સુર્યોદયે જુવે રાધા ॥ વિશ્નુમય વિશ્વ નિરવાણ ॥૫૧॥ પંક પંકજ પત્રની સૈયા ॥ કરે વિરહાતુર સયન ॥ શ્વેત ચામરે સેવીત સખી ॥ કરેછે ચંદન બહુ લેપન ॥૫૨॥ રાધાંગ સ્પર્શ માત્રે કરીને ॥ પંકસુસ્ક-થાઓ-તતકાળ ॥ પદ્મ પત્ર થાએ ભસ્મ સર્વે ॥ સ્પર્શે વિરહાનળ વિશાલ ॥૫૩॥ વળી ચંદન સુસ્કતા પ્રાપ્ત ॥ સ્વાંગ ચંપક કાન્તી વિસ્તાર ॥ વિરહાનળે કરૂપ થઈ ॥ સર્વાંગ વર્ણ કજ્જળાકાર ॥૫૪॥ સિંદુર બિંદુ સ્યામતા પ્રાપ્ત ॥ લીલાવીલાસ ક્રીડા રહીત ॥ કૃષ્ણ વીચારી કરો ઊચીત્ત ॥ નારી હત્યા ન થાય એ રીત ॥૫૫॥ રત્નમાળા વાકય શુણી હસ્યા ॥ બોલ્યા માધવ મોરલીધર ॥ હિત સત્ય સુભનીતી સાર ॥ જેનુ પરિણામ સુખાકર ॥૫૬॥ શ્રી ભગવાન ઉવાચ ॥ બ્રહ્માન્ડ વિષે મર્યાદા શ્રેણી ॥ જે પ્રકારે કરી મેં સ્થાપન ॥ તે પ્રકારે કર્મ કરે સર્વે ॥ સુરમુનીને માનુષ જન ॥૫૭॥

શ્રી દામાના શ્રાપે કરી નીશ્ચે ॥ સતવર્ષ અવશ્ય વિછેદ ॥ સ્ત્રી પુરૂષને હોષે સુંદરી ॥ શ્રાપ પુર્ણ લગી મનખેદ ॥૫૮॥ જાગ્રતમા ભેદ મારી સાથે ॥ મીલન સ્વપ્નમા સુખદાન ॥ સર્વદા હોશે કહું તુજને ॥ એ પ્રકારે મારૂં વરદાન ॥૫૯॥ આપ્યુ છે મેં અધ્યાત્મીક તેણુ ॥ કરીને હોશે શોક છેદન ॥ રાધીકાને તું બોધ કરજે ॥ હવે જાવું હું નંદભુવન ॥૬૦॥ એ પ્રકારે કહી ગયા ત્યાંથી ॥ નંદાલય પ્રત્યે જગનાથ॥ રાધીકાને બોધ કરે સહુ ॥ નારદ મળી સખીનો સાથ ॥૬૧॥ જઈ નમ્યા તે માત પીતાને ॥ પ્રેમે કરાવ્યું માત ભોજન ॥ સીતળ જળ તાંબુલ આપ્યું ॥ બેઠા માત સમીપ ભગવન ॥૬૨॥ સર્વ ગોંપ સમુહ કરેછે ॥ તાહાં સેવા વિવિધ પ્રકાર ॥ શ્વેત ચામર પુષ્પ ચંદન ॥મન મુદીત સખા અપાર ॥૬૩॥ વલણ ॥ અપાર મોદ શ્રી હરી સાથે ॥ રહે ગોપ સખા સમુદાયરે ॥ ગુલાબમા સુણો માન કહે॥ થયો સપ્તસષ્ટી તમો અધ્યાયરે ॥૬૪॥ ઇતિશ્રી ॥ ૬૭ ॥

## અધ્યાય ૬૮ મો.

કડવું ૧ લું રાગ દેશાખની ચોપાઇ ॥ શ્રી નારાયણ ઉવાચ ॥

કંસ આજ્ઞા સુણી હરી જન ॥ ગ્રહે ગયા અક્રૂર પાવન ॥ શ્રેષ્ટ મિષ્ટાન કરી ભોજન ॥ સુભ સૈયા કર્યું છે સયન ॥૧॥ નિંદ્રાભોગ કરે સુખરૂપ ॥ સ્વપ્ન પ્રાપ્ત થયું અનુપ ॥ પશ્ચાત નીસાં છે અવશેષ ॥ મન ધ્યાન છે જોવા વ્રજેશ ॥૨॥ વયકી શોર સ્યામસુંદર ॥ દ્વયભુજને મોરલીધર ॥ પરીધાન તે પીત વસન ॥ વનમાળા ભુષીત સુતન ॥૩॥ પુષ્પ ગંધ સર્વાંગ શોભીત॥ રત્નમણી ભુષણ ભુષીત॥ સીખી પીચ્છ ચુડ વીલસીત ॥ દ્વીજ સીસુ પ્રથમ દર્શીત ॥૪॥ પછે જોઇ પતી પુત્રવતી ॥ સુ વસ્ત્રભુષણ ધારી સતી ॥ હસ્તદીપ સુકલ ધાન્ય ધારી ॥ ચંદ્રાનન વર શુભકારી ॥૫॥ જોયો વિપ્ર શુભાષણકર ॥ શ્વેતપદ્મ હંસ સરોવર ॥ જોઇ સફળીત વૃક્ષા વળી ॥ આમ્રનાળી કેરને કંદળી ॥૬॥ જોયા તુરંગ અપાર ॥ વીણા વાદીત નાદ સુશાર ॥ હેમ રજતને મણીવર ॥ મુક્તા માણીકને રત્નાકર ॥૭॥ સુરભી શવત્શ મુનીજન ॥ જોયાં સુક સારીકા ખંજન ॥ સુર સ્થાન પ્રતીમા ધારી ॥ જોયાં સ્વપ્ને જે મંગળકારી ॥૮॥ દેખી સ્વપ્ન ઊઠયા સુખશાંત ॥ કહ્યું ઉધ્વ પ્રત્યે વૃતાંત ॥ ઉધવની આજ્ઞા લઇ કરી ॥ ચાલ્યા સમરી ગુરૂ શ્રી હરી ॥૯॥ માર્ગે મંગળ સુભ સારદ ॥ વાંછીત ફળ દાતા નારદ ॥ વાંમે સખ નકુળ ને ચાશ ॥ સાલંકાર સાધ્વી પુત્ર પાંસ ॥૧૦॥ સુકલ પુષ્પ ધાન્ય ને ખંજન॥ જમણે પ્રશભ વીપ્રજન ॥ સવત્શ ધેનું હંસ રસાળ ॥ ધ્વજા દધી વેષ્યા પુષ્પમાળ ॥૧૧॥ મણી માણીક હેમ રજત ॥ માન્સ ચંદન મધુને ગ્રત ॥ સંખ કોકીલ ધ્વની વીચીત્ર ॥ કૃષ્ણ

સંગીત શબ્દ પવીત્ર ॥૧૨॥ એ પ્રકારે જોઇ શુણી કરી ॥ હર્ષભર મન જોવા હરી ॥ પેઠા સમરી શ્રી ભગવન ॥ પરમ પાવન વૃંદાવન ॥૧૩॥ જોયું સમીપે રાસમંડળ ॥ ચંદ નાગરૂ ચર્ચીત થળ ॥ પુષ્પ કસ્તુરી વાયુ વાશીત ॥ શુભ મંગળ ઘટ રાજીતં ॥૧૪॥ કંદળી સ્થંભ આમ્ર શોભીત ॥ પટ શુત્રે કરી વીચીત્રીત ॥ પદ્મ રાગે નીર્મીત. અજીર શોભે ત્રીકોટી રત્ન મંદીર ॥૧૫॥ સતકોટી સુકુંજ કુટીર ॥ રાસ વૃંદાવન જોઈ ધીર ॥ ચાલ્યા ત્યાં થકી કંઈ એક દુર ॥ જોયું નંદનું વ્રજ અક્રુર ॥૧૬॥ શુભ શોભા વૈકુંઠ સમાન ॥ રત્ન સ્થંભને રત્ન સોપાન ॥ રત્ન મણીંદ્ર સાર ખચીત ॥ વીશ્વકર્માએ રમ્ય રચીત ॥૧૭॥ પતાકા જોયા મુકતા ભુષીત ॥ ધ્વજા રત્ન ચિત્રવિચિત્રીત ॥ જોતાં જોતાં જાય હરીજન ॥ જ્યાંછે નંદરાજાનું ભવન ॥૧૮॥ દુરથી દીઠા કૃષ્ણને રામ ॥ સખા સાથે બેઠા સુખ ધામ ॥ જોયા નંદ વ્રશભાનાન્વીત॥ બીજા વ્રજ અનંત સહીત ॥૧૯॥ તેણે જોયું અકૃરાગમન ॥ હર્ષ થયો તે સર્વને મન ॥ મધુમકવાદી ગ્રહી સાદર ॥ ગયા સમીપ આનંદભર ॥૨૦॥ નંદ વ્રષભાન રામકૃષ્ણ ॥ પ્રણમી પુછે કુશળ પ્રશ્ન ॥ પુજ્યા અકૃર પર્મ પાવન ॥ પ્રીતે કર્યું સર્વે આલીંગણ ॥૨૧॥ પાદપ્રણમ્યા ગોપ સકળ ॥ ગ્રહ્યું આશીષ વાકય સફળ ॥ અકૃરાનંદીત જોયા હરી ॥ લીધા રામ કૃષ્ણક્રમે કરી ॥૨૨॥ યુગલ ગંડસ્થળ પાવન ॥ વારંવાર કરેછે ચુંબન ॥ સર્વ પુલકાંચીત છે તન ॥ હર્ષે સજળ થયાં લોચન ॥૨૩॥ શ્રીકૃષ્ણ દ્વીભુજ સુખાકર ॥ ક્ષણેક જોયા શ્યામસુંદર ॥ પીત વસ્ત્ર કર્યાં પરીધાન ॥ પુષ્પમાળ ભુષીત ભગવાન ॥૨૪॥ ચંદન સર્વાંગ પુર્ણ કામ ॥ વર બંશીધર ઘનશ્યામ ॥ સ્તવે મુનિંદ્ર બ્રહ્માને શેષ ॥ સનકાદીક રૂશી મહેષ ॥૨૫॥ જોયા ગોપ કન્યાગણ સાથ ॥ પરીપુર્ણ કૃષ્ણ જગ નાથ ॥ જોતે જોતે જોયા નેત્ર ભરી ॥ તતક્ષણ ચતુર્ભુજ હરી ॥૨૬॥ લક્ષ્મી સરસ્વતી સહજાણ ॥ વનમાળા ભુષીત નીર્વાણ ॥ સુનંદનંદ કુમુદ પાર્સદ ॥ હરી સેવે તે સર્વ નારદ ॥૨૭॥સીદ્ધગણ સેવીત અનુપ॥ ભકતી નમ્ર પરાત્પર રૂપ ॥ ક્ષણમાં જોયા ત્યાં ત્રીલોચન॥ મહાદેવ તે પંચવદન ॥૨૮॥ શુદ્ધસ્ફાટીક કાન્તીભ્રાજીત ॥ અંગે નાગ ભુષણ રાજીત ॥ પરબ્રહ્મ પ્રભુ દીગંબર ॥ ભસ્મ અંગરાગ જટાધર ॥૨૯॥ જપમાળા કર ધ્યાન નિષ્ટ ॥ સર્વ યોગીદ્ર મધ્યે વરીષ્ટ ॥ ક્ષણમાં ચતુર મુખ અનુપ ॥ ક્ષણમાં જોયા ધર્મ સ્વરૂપ ॥૩૦॥ ક્ષણમાં અકૃરે દીઠા શેષ॥ ક્ષણમાં જોતીરૂપ દીનેશ ॥ ક્ષણમાં કોટી કામ સ્વરૂપ ॥ કામનીને કમનીય રૂપ ॥૩૧॥ એવા જોઇ શીષુ સુખદાન ॥ વક્ષસ્થળે ચાંપ્યા ભગવાન ॥ રત્ન સીંહાસન વિસારદ ॥ નંદે બેસવા આપ્યું નારદ ॥૩૨॥ વલણ ॥ નારદ તે ઉપર બેસાડી ॥ કરી પ્રદક્ષિણા હરીજનરે ॥ ભકતી પુલકાંચીત વીગ્રહ અકૃર કરે હરી સ્તવનરે ॥૩૩॥ કડવું ૨ જું॥ રાગ કાલેરો ॥ અકૃર ઉવાચ ॥ પુર્ણ પરમાત્મા શ્રીહરી ॥

કારણ રૂપ નમોનમો ॥ નીયંતા સર્વ વિશ્વના ॥ ઇશ્વર રૂપ નમોનમો ॥૩૪॥ પરાત્પરને પ્રકૃતીપર ॥ નીર્ગુણાય નમોનમો ॥ નીરૂપ બહુ રૂપ ધારી ॥ નીરીહાય નમોનમો ॥૩૫॥ સર્વ દેવ સ્વરૂપ હરી ॥ દેવે સ્વરાય નમો નમો ॥ સર્વ દેવાધીદેવ વિશ્વ ॥ આદી રૂપાય નમોનમો ॥૩૬॥ અસંખ્ય વિશ્વમા બ્રહ્માવિષ્નુ ॥ શંકરાત્મક નમોનમો ॥ આદી બીજ ઇશ વિશ્વાદી॥ સ્વરૂપાત્મક નમોનમો ॥૩૭॥ ગોપ ગણેસ્વર વ્રજેશા॥ ગણેશેસ્વર નમોનમો॥ રાધા રમણ સ્વરૂપાય॥ રાધીકેશ્વર નમોનમો ॥૩૮॥ રાધા આરાધ્ય રૂપ રાધા ॥ પ્રાણાધી કાય નમોનમો રાધા પ્રાણાધી દેવ રાધા ॥પ્રીયતમાય નમોનમો ॥૩૯॥ વેદ શ્રુત્યાત્મક વેદજ્ઞા॥ વેદ રૂપાય નમોનમો॥ વેદ અધીષ્ટાત્ર દેવાયા॥ વેદ બીજાય નમોનમો ॥૪૦॥ જેના લોમે અસંખ્ય વીશ્વા॥ નીત્ય નીવાસ નમોનમો॥ મહા વિષ્નુ ઇશ. વિશ્વેશા॥ આનંદ રાશી નમોનમો ॥૪૧॥ પોતે પ્રકૃતી સ્વરૂપાયા॥ પ્રકૃતી સ્વર નમોનમો॥ પ્રધાન પુરૂષ રૂપાય॥ સર્વાધી સ્વર નમો નમો.॥૪૨॥ એ પ્રકારે સ્તુતિ કરીનો॥ સભા મદ્ધે થયા મુર્છીત॥ પડયા સહસા પૃથ્વી તળે॥ ફરી થકી પ્રભુ દર્શીત ॥૪૩॥ વારંવાર કૃષ્ણને જોઈ॥ પછી કરી મીષ્ટાન્ન ભોજન॥ અક્રુર કુશળ કહીનો॥ કર્યું કંશ વૃત્તાંત કથંન ॥૪૪॥ મન ગયું મથુરાં પ્રત્યો સુણી અક્રૂરનાં વચંન ॥ માતા પીતાના મોક્ષ અર્થે ॥ કરે રામ કૃષ્ણ ગમંન ॥૪૫॥ એ અક્રૂર કૃતસ્તો ત્રને.॥ ભણે નિશ્ચળ થઈ જેજન ॥ અપુત્ર હોએ પુત્ર પામે ॥ અભાર્યા પામે સ્ત્રી પાવન ॥૪૬॥ અધન ધન વીપુળ પામે ॥ હત પ્રજા પ્રજા પ્રાપંન ॥ અપ્રતીષ્ટીત પ્રતીષ્ટાને ॥ પામે યશ અયસીર્જંન ॥૪૭॥ ઇતી અક્રૂર કૃત સ્તોત્ર॥ રમ્ય ચંપકતલ્પવીશે ॥ પછે કર્યું સુખ સયન॥ કૃષ્ણ લઈ નીજ વક્ષસ્થળે ॥ મહા આનંદ પુરીત મન ॥૪૮॥ પ્રાત કાળે ઉઠી કરીને ॥ કરી પ્રાત ક્રીયા પાવંન ॥ રામકૃષ્ણને લઈ કરી ॥ નીજ રથે કર્યા સ્થાપન ॥૪૯॥ ગવ્ય પંચ પ્રકાર લઈ॥ વૃષભાનનંદ સુનંદ ॥ ચંદ્રભાનાદી ગોપ સર્વે ॥ સેહ જગપતી સુખકંદ ॥૫૦॥ નાનાવીધ વાજીત્ર વાગે ॥ મુરજાદી ઝાંઝમૃદંગ ॥ પણવ આનક દુંદુભી ॥ ગોપ વ્રજેસ સાનંદ અંગ ॥૫૧॥ વાજીત્ર સાંભળી ગોપીકા ॥ સુણ્યું રામ કૃષ્ણ ગમંન॥ રથસ્થ રામ કૃષ્ણ જોયા ॥ આવી કોપ પીડીત મંન॥૫૨॥ કૃષ્ણનીવારીત સર્વને ॥ રાધા પ્રેરીત ગોપીકા સર્વ ॥ ઇશ્વરનો રથ જઈ ભાંગો ॥ લીલા કરી કરી હત ગર્વ ॥૫૩॥ હાહાકાર કરે ગોપી સર્વે ॥ કોપળવંત ધાઇ તે વાર ॥ કૃષ્ણ વક્ષસ્થળે લઈને ॥ કરે અક્રૂરને તીરસ્કાર ॥૫૪॥ કર કંકણે કરે તાડન ॥ કોઇ બળે રહીછે સાહી વસ્ત્રે કરીને અક્રૂરને ॥ કો બંધન કરવા ધાઇ ॥૫૫॥ તેનું વસ્ત્ર ગ્રહી કરીને ॥ તાંહાં કરે તે વીવસંન ॥ અકળાવેછે અક્રૂરને ॥ સર્વાંગ જુએ ભગવંન ॥૫૬॥ રાધીકા પાસે ગયા કૃષ્ણ ॥ કરે બોધ વીવીધ પ્રકાર ॥ અધ્યાત્મીકને નીતી વચને ॥ સાદર વીનય વીસ્તાર ॥૫૭॥ આકાશથી વીચીત્ર રથ ॥ આવ્યો દીઠો દીવ્ય શ્રીહરી ॥ વીશ્વકર્માએ રચીત

તે ॥ ખચીત મણીંદ્ર આરે કરી ॥૫૮॥ તે જોઇ માતા ભોવનમાં ॥ આવ્યા પોતે જગજીવન ॥ ખાનપાન કરીને સુતા ॥ સુખ સહ બાંધવ સ્વજન ॥૫૯॥ રહ્યા મુનીંદ્રને જોગીંદ્રા ॥ બ્રહ્મા ઇશ શેષ વંદીત ॥ સુતાં ગોપીકા સર્વ હર્ષી ॥ પુષ્પ સૈયાએ રાધા મુદીત ॥૬૦॥ મન મહા આનંદ યુકત ॥ ગોકુળ વાસી સર્વે જન ॥ કોઇ ગોપી નૃત્ય કરેછે ॥ કો સંગીત ગાન મગેન ॥૬૧॥　　વલણ ॥ મગન મન આનંદ જન ॥ સહ શ્રીહરી સુખ દાયરે ॥ ગુલાબમાં માનસીંગ કહે ॥ થયો અષ્ટસષ્ટીતમો અધ્યાયરે ॥૬૨॥ ઇતી ॥ બ્રહ્મા ॥ મહા૦॥　શ્રીકૃષ્ણ૦॥　નારાયણ નારદ૦॥　ગોપીકા વીષય પ્રસ્તાવો નામ ૬૮ મો. અધ્યાય સંપુર્ણ

## અધ્યાય ૬૯ મો.

કડવું ૧ લું ॥ રાગ કાલીંગડો ॥　　શ્રીનારાયણ ઉવાચ ॥　　કર્યું સગોપી રાધા સયંન ॥ પુષ્પસૈયા ત્રીવીધ પવંન ॥ વીતીનીશાં જ્યારે પોહોર ત્રણ ॥ શુભ ચંદ્ર યોગ શુભ ક્ષણ ॥૧॥ શુભ અમૃત યોગ સંયુત ॥ શુભ લગ્ન સોમ્ય સ્વામી યુકત ॥ સૌમ્યગ્રહ નક્ષત્ર દર્ષીત ॥ પાપગ્રહને દોષ વરજીત ॥૨॥ માતા જશોદાને બોધ કરી ॥ બંધુ વર્ગ ઉઠાડયા શ્રીહરી ॥ કર્યું વાજીત્રનુ નીવારણ ॥ રાધા ભજે અસરણાસર્ણ ॥૩॥ કર્તા ભર્તા ને પાતા સ્વતંત્ર ॥ પાદ પ્રક્ષાળી ધર્યાં સુવસ્ત્ર ॥ ફળ પલ્લવ યુકત સુસ્થાન ॥ ગંધ લીપ બેઠાં ભગવાંન ॥૪॥ પુર્ણ કુંભ વન્હી વામે કરી ॥ વીપ્ર રાખ્યા દક્ષીણે શ્રીહરી ॥ સનમુખ પતી પુત્રવતી ॥ દીપદર્પણ ધારી સુસતી ॥૫॥ દુર્વા પુષ્પ શુકલ ધાન્ય કરે ॥ આપ્યાં ગુરૂ હરી શીર ધરે ॥ ઘૃત મધુ રજત કાંચન ॥ દધી દુગ્ધ ચંદન લેપન ॥૬॥ કસ્ત્રી પુષ્પ માળ ગળે ધરી ॥ ગુરૂ વીપ્ર વંદ્યા ભકતી કરી ॥ મંગળાષ્ટક સંગીત ગાન ॥ સંખ ધ્વની વેદ પાઠવાંન ॥૭॥ વીપ્ર આશીરવાદ સુંદર ॥ કરી શ્રવણ પરમાદર ॥ કરી મંગળ રૂપનું ધ્યાન ॥ સર્વ સ્થાન તે મંગળદાન ॥૮॥ નીત્ય નુતન નીત્યે અનુપ ॥ નીત્ય બીજને નીત્ય સ્વરૂપ ॥ પ્રભુ કર્યું નીત્ય વીસારદ ॥ લોકના સંગ્રહાર્થે નારદ ॥૯॥ નીત્ય વીગ્રહ પ્રેમ નુતન ॥ નીત્ય વેશ નુતન યોવન ॥ ઉભા હેતા હેતા શ્રી વીશ્વેસ ॥ આંગણામાં આવ્યા છે માયેસ ॥૧૦॥ રંભાસ્થંભને છે ત્યાં રસાળ ॥ તળે વેદીકા શોભે વીસાળ ॥ પદ્મ રાગ મણીંદ્ર ખચીત ॥ પોતે વીશ્વકર્માએ રચીત ॥૧૧॥ કસ્તુરી કુંકુ મને ચંદન ॥ રમ્ય દર્ષીત મોહીત મન ॥ તે પર જઇ ઉભા શ્રી નાથ ॥ સહ અક્રુર બાંધવ સાથ ॥૧૨॥ માતા યશોદા તે ભેટી કરી ॥ વામરદયે લીધા શ્રી હરી ॥ લીધા સહમાયા વૃજે સનંદ ॥ દક્ષીણાંગે શ્રી ગોકુળચંદ ॥૧૩॥ સુભાષીત બાંધવાલીંગન ॥ માતા પીતાએ કર્યું ચુંબન ॥ દુઃખહારી કથા સુખદેણ ॥ નારદ પ્રત્યે કહે નારાયેણ ॥૧૪॥　　વ-

લણ ॥ નારાયણ નરાધીપ સુણો ॥ કૃષ્ણકથા મહા સુખદાયરે ॥ શ્રી કૃષ્ણ કૃપાથી માન કરે ॥ થયો અગણોતેરમો અધ્યાયરે ॥૧૫॥ ઇતીશ્રી ॥ બ્રહ્મ ॥ મહા ॥

# અધ્યાય ૭૦ મો.

કડવું ૧ લું ॥ રાગ રામગ્રી ॥ શ્રી નારાયણ ઉવાચ ॥

કૃષ્ણગુરૂ પાદે સીર નામીજી ॥ નીકલ્યા નારદ અંતર્યામીજી ॥ આરોહ્ય પ્રભુ સ્વર્ગ વેમાનજી ॥ મધુપુરી ચાલ્યા ભગવાનજી ॥૨॥ ઢાળ ॥ સહાકૃર ગોપગણ સાથે ॥ શોભાયુકત માહા મનોહર ॥ ભગવાન ગયા છે મથુરાં ॥ સક્રપુરીથી અતી સુંદર ॥૨॥ નાના વીધના ચીત્ર ચીત્રીત ॥ અમુલ્ય રત્નમણી ખચીત ॥ પરમ શોભાયુકત શોભીત ॥ વીશ્વકર્માએ રમ્ય રચીત ॥૩॥ પુષ્પો ઘાન ત્રીકોટી શોભીત ॥ રાજમાર્ગ પરમ રાજીત ॥ ચંદ્રાકાર મણી ખચીત શોભે ॥ સરોવર સહસ્ત્ર ભ્રાજીત ॥૪॥ શુદ્ધ સ્ફાટીક મણી કાન્તી ॥ રાજે પદ્મરાગ મુનીજન ॥ રત્નાલંકાર ભુષીત શોભે ॥ પદ્મીની ગણ સ્થીરયોવન ॥૫॥ વક્ર ભૃગુટીવીલાસ લીલા ॥ લલીત ચંચળ છે લોચન ॥ પીન શ્રોણી પયોધર રાજે ॥ મનલાલસા કૃષ્ણ દર્શન ॥૬॥ કોમલાંગ મધુર ભાષણી ॥ રતી તુલ્યરૂપ વીસારદ ॥ ભવન અટારી ચડી જુએ ॥ કૃષ્ણને આવતા સહુ નારદ ॥૭॥ જેને જેવો ભાવ તેવા કૃષ્ણ ॥ નગ્રવાસી જુવે નીરવાણ ॥ નાના રક્ષક નગ્ર રક્ષેછે ॥ રક્ષા શાસ્ત્ર વીસારદ જાણ ॥૮॥ એ પ્રકાર મથુરાંનગરી ॥ દીઠી રમ્ય કમળ લોચન ॥ પછે માર્ગ વીષે કુબ્જા દીઠી ॥ જરા યુકત વીગત યોવન ॥૯॥ ડંડ કરધરી ગતી કરતી ॥ એક હસ્તે ધર્યું છે ચંદન ॥ કસ્તુરી કુંકુમ યુકત માહા ॥ મનોહર સુગંધ મુનીજન ॥૧૦॥ શ્રી નીવાસ તે વૃદ્ધે જોયા ॥ મહા શોભીત પરમેશ્વર ॥ પુટાંજલી નમીને ચંદન ॥ ચર્ચીત શ્યામગાત્રે સુંદર ॥૧૧॥ સર્વ ગોપને કરી લેપન ॥ સ્વર્ણ પાત્ર પદ્મ કરધાર ॥ કરી પ્રદક્ષીણા શ્રી કૃષ્ણને ॥ પ્રણામ કરે છે વારંવાર ॥૧૨॥ શ્રી કૃષ્ણ દ્રષ્ટી માત્રે કરીને ॥ કરી તે શોભાયુકત શ્રી જન ॥ સહસા લક્ષ્મી સમ શોભીત ॥ સુંદરરૂપ થયું યોવન ॥૧૩॥ દીવ્ય વસ્ત્રને રત્નભુષણ ॥ શોભે કન્યા સમ મનોહર ॥ બીંબરકત ઓષ્ટ કાંચન આભા ॥ બીલ્વફળ તુલ્ય પયોધર ॥૧૪॥ અમુલ્ય રત્નહાર રાજીત ॥ ગજગમની ગળે મુકતમાળ ॥ કબરી ભાર કસ્તુરી બીંદુ ॥ રત્નદર્પણ હસ્ત વીસાળ ॥૧૫॥ સંકલ્પી વરી શ્રી કૃષ્ણ સ્વામી ॥ ડોલે લોચન ચંચલ મન ॥ શ્રી નીવાસ કરી આસવાસના ॥ કહ્યું આવી સતવ ભવન ॥૧૬॥ કૃતાર્થ કુબ્જા થઇને ગઈ ॥ નીજ સ્થાને શોભા થૈ નીર્વાણ ॥ જોયું ધામ રત્ને નીરમીત ॥ બહુ લક્ષ્મી ત્યાં રાજીત જાણ ॥૧૭॥ રત્નેંદ્ર દર્પ-

ણ ચારે પાસ ॥ જોયાં વસ્ત્રને શ્વેત ચામર ॥ દાસ દાસી ગણ રહ્યાં સેવી ॥ કુબ્જા કરે મીષ્ટ ભોજન વર ॥૧૮॥ શીતળ જળનું પાન કરી ॥ લીધુ તાંબોળ થઇને પ્રસન્ન ॥ રત્ન સૈયાએ સયન કીધું ॥ અંગે શોભે કસ્તુરી ચંદન ॥૧૯॥ મન સાવાચાને કર્મ-ણાએ ॥ કરી હરીનું છે મન ધ્યાન ॥ હરી આગમનનો હર્ષ તેથી ॥ કુબ્જાનન છે ચંદ્ર સમાન ॥૨૦॥ જગ કૃષ્ણમય જુવે સર્વે ॥ કોટી કંદર્પ કાન્તી અપાર ॥ પછે કૃષ્ણે માર્ગે માળી દીઠો ॥ જતો લેઈ માળા રાજદ્વારે ॥૨૧॥ તેણે પણ શ્રી કાન્ત જોયા ॥ ભુમીર ધારી કર્યા પ્રણામ ॥ પુષ્પની માળા લઈ માળીએ ॥ અર્પી દેખીને પુરણ ધામ ॥૨૨॥ તેને દુર્લભ વર આપીને ॥ રાજમાર્ગે ચાલ્યા માગ ગ્રહી ॥ લઈ વસ્ત્ર જતો રજક જોયો ॥ બળ યોવન ઉદ્ધત સહી ॥૨૩॥ વસ્ત્ર યાચના કરી શ્રી કૃષ્ણે ॥ વીનય યુક્ત થઇ મુનીજન ॥ વસ્ત્ર પ્રભુને ન આપ્યાં તેણે ॥ હરી પ્રત્યે બોલ્યો કુવચન ॥૨૪॥ રજક ઉવાચ ॥ ગોપને યોગ્યએ વસ્ત્ર નહીં ॥ મહીપત યોગ્ય છે તુ જાણ ॥ ગોપકન્યા ગ્રહી ગોકુળમાં ॥ કરે લંપટકર્મ નીર્વાણ ॥૨૫॥ અરાજ્ય ત્યાં કરે તેમ છાજે ॥ અહીં ન હોય છે કંસ રાજંન ॥ દુષ્ટને શીક્ષા કરતા પોતે ॥ બેઠા છે તું ધરભય મન ॥૨૬॥ રજકના વચન સાંભળી ॥ પોતે હસ્યા શ્રી મધુસુદન ॥ હસ્યા બલને અક્રુર હસ્યાં ॥ હસ્યા સર્વ ગોપ વૃજજન ॥૨૭॥ રજક હણીને વસ્ત્ર લીધાં ॥ ધર્યાં પોતે નીજ જન સાથ ॥ ગોલોક ગયો વૈમાન બેસી ॥ કરી કૃપા કૃષ્ણ જગનાથ ॥૨૮॥ રજક કલેવર તજીને ॥ ધર્યો દીવ્ય દેહ ઘનસ્યામ ॥ પીત વસ્ત્ર પાર્સદ થઇ તે ॥ જઈ રહ્યો અક્ષય સુખ ધામ ॥૨૯॥ અસ્ત ભાસ્કર જોઇ અક્રુર ॥ ગયા સ્વગ્રહે હર્ષીત મન ॥ લઇ નંદ બળ સર્વ વ્રજ ॥ ને સાથે કૃષ્ણ જગજીવન ॥૩૦॥ અક્રુરે પુજ્યા પ્રેમે સર્વને ॥ વિનં-યાન્વીત કર્યા પ્રણામ ॥ બ્રહ્માદી દુર્લભ વર આપ્યો ॥ તેને કૃપા કરી ઘનસ્યામ ॥૩૧॥ મિષ્ટાન ઉત્તમ ભક્ષ કરી ॥ નીંદ્રાવસ થયા સઉ જન ॥ એવે કૃષ્ણે કુબ્જા ગ્રહ જે દીઠી ॥ રત્ન સૈયાએ કર્યું સયન ॥૩૨॥ દાસી ગણ આવૃત સુંદરી ॥ બોધ કરે તેને ભગવાન ॥ નીંદ્રાવસ સહુ દાસી ગણ ॥ જોઇ પુરણ કૃપાનીધાન ॥૩૩॥

શ્રી ભગવાન ઉવાચ ॥ વલણ ॥ તજનીંદ્રા માહા ભાગ પ્રેમે ॥ મને શ્રૃંગાર આપ સુંદરીરે ॥ રાવણ ભગની સુર્પનખા તું ॥ મારા વરે કુબ્જા દેહ ધરીરે ॥૩૪॥

કડવું ૨ જુ ॥ રાગ મારૂ ॥ તપ પ્રભાવે હું પ્રાપ્ત કાન્ત ॥ કૃષ્ણજન્મે થશે મન સાન્ત ॥ રામાવતારે મમ કારણ ॥ તેં તપ વ્રત કર્યું ધારણ ॥૩૫॥ ઉક સંભો-ગ સુખ નીધાન ॥ કરી જા તું પછે મમ સ્થાન ॥ અતી દુર્લભ ગોલોક જાણ ॥ જરા મૃત્યુ હરણ નીર્વાણ ॥૩૬॥ એ પ્રકારે કહી શ્રી નીવાસ ॥ વક્ષસ્થળે લીધી નીજદાસ ॥ કરે સંગાર મુખ ચુંબન ॥ નવ સગંમ લજ્જીત મન ॥૩૭॥ સ્તન મર્દન કરે નક્ષાં-

ગ ॥ કમળાવત પ્રેમ પ્રસંગ ॥ નહીં સંગાર વીરકત હોયે ॥ રતી પંડીત દંપતી સોયે ॥ ॥૩૮॥ સ્તને નખ ચિત્ર વીસારદ ॥ અધરે દંત ડંસ નારદ ॥ નાનાપ્રકારે વીહાર કરી॥ પ્રાપ્ત સંભોગે મુર્છાં સુંદરી ॥૩૯॥ એવે ગોલોકથી ઘોત માન ॥ રથ આવ્યો જ્યાં શ્રી ભગવાન ॥ જળ હળીત રત્ન નીર્મીત ॥ ચાલી પ્રેમે રથ આરોહીત ॥૪૦॥ માહા દીવ્ય ધરી કલેવર ॥ રત્ના ભુષણને દીવ્યાંબર ॥ ગોપી ચંદ્રમુખી થૈ સુંદરી ॥ બહુ વીધ કૃષ્ણની કીંકરી ॥૪૧॥ ક્ષણ રહીં ગયા ભગવન ॥ જ્હાંનંદ અક્રુર ભવન ॥ નીદ્રામા કંસને ભયા વન ॥ મૃત્યુ સુચક થયું સ્વપન ॥૪૨॥ દીઠો સુર્ય પડયો મહીતળ ॥ ચતુરખંડ જોયું નભસ્થળ ॥ દસ ખંડ ચંદ્ર ગ્રસ્ત રાહુ ॥ નર દીધાંબર ઉર્ધબાહુ ॥૪૩॥ રંડા સુદ્રી નક્ષ નાસા છીન્ન ॥ હસી નૃત્યતી કરતી થીન્હ ॥ ગર્ધબ મહીસને સુકર ॥ ભલુક કાક ગ્રદ્ધ વાનર ॥૪૪॥ ગતી કરે કબંધ અધર ॥ દગ્ધ સ્થાન હીનનીર સર ॥ દગ્ધ બાગને પુષ્પ કાનન ॥ વીપ્ર શ્રાપીત કોપીત મન ॥૪૫॥ ગુરૂ ભીક્ષુક શ્રાપ વચન ॥ કરે યોગીને વૈષ્ણવજન ॥ એવું જોઈ થયો ભય ક્લેશ ॥ ઉઠી કહ્યું માતાને નરેસ ॥૪૬॥ પીતા ભ્રાતાને પત્ની સકળ ॥ કરે રૂદન પ્રેમ વીહ્વળ ॥ કરી મંચક હસ્તી થાપન ॥ મલ્લ યોદ્ધ મુક્યા બળવન ॥૪૭॥ કરી સભાછે મન સભીતા ॥ યત્ને યાગે પ્રેર્યા પુરોહીત ॥ રણે નીયોજ્યા યોદ્ધ અપાર ॥ યોધ્યા ચતુર માહા ઝુઝાર ॥૪૮॥ રાજા બ્રાહ્મણ મુનીસ ઇષ્ઠ ॥ કોવીદ શુહૃદને ધર્મીષ્ઠ ॥ યાગ સ્થાને સભા મુની જન ॥ રામ સહ આવ્યા ત્યાં ભગવન ॥૪૯॥ હર ધનુષ ભાંગ્યું શ્રીહરી ॥ ત્યાં સેહેજે લીલા માત્રે કરી ॥ તેના શબ્દે મથુરાં બધીર ॥ ખેદ પામ્યો કંસ ગયું ધીર ॥૫૦॥ પછે ગજેંદ્ર મલ્લને હણી સભા મદ્ધે આવ્યા કંસ ભણી ॥ દીઠા યોગી એ પરમાત્મા રૂપ ॥ જેવા હૃદયે ઇસ અનુપ ॥૫૧॥ તેવા બહાર દીઠા ભગવાન ॥ જોયા રાજેંદ્રરૂપ રાજાંન ॥ પીતા માતાએ જોયા તે કેવા ॥ સ્તન પાનાર્થ બાળક જેવા ॥૫૨॥ કામીનીએ કોટીકામ રૂપ ॥ લીલા લાવણ્ય ધારી અનુપ ॥ કંસે કાળરૂપ જોયા હરી ॥ તેના બાંધવે જોયાછે વૈરી ॥૫૩॥ મલ્લે મૃત્યુ દીઠા ભગવાન ॥ દીઠા યાદવે પ્રાણ સમાન ॥ વીપ્ર મુની સમુહને નમી ॥ માતપીતા ગુરૂને પ્રણમી ॥૫૪॥ મંચ સમીપ મધુ સુદન ॥ ગયા હાથે ધરી સુદર્શન ॥ હીરાહાર વીભુષીત વાન ॥ રત્ન વૈમાનથી ભગવાન ॥૫૫॥ ઉતરી ભકતને હીતકારી ॥ પગે ચાલ્યા માહા રૂપ ધારી ॥ મંચ પર ચઢી તતખેવ ॥ કંસકેસ ગ્રહ્યા કૃષ્ણદેવ ॥૫૬॥ મંચ થકી આકર્ષણ કરી ॥ કંસ હણ્યો લીલાએ શ્રીહરી ॥ કરી સત્કાર થઇ પાવન ॥ આપ્યું બ્રાહ્મણને બહુ ધન ॥૫૭॥ સુમતી ઉગ્રસેન રાજાને ॥ રાજ છત્ર આપ્યું ભગવાને ॥ થયો નૃપેંદ્ર નીતી પ્રમાણ ॥ ચંદ્ર વંસ તે ઉદ્ભવ જાણ ॥૫૮॥ કરે વીલાપ કંસની માતા ॥ બંધુ ભગની કામીની ભ્રાતા ॥ ઉઠ રાજેંદ્ર આપ દર્શન ॥ રક્ષ બાંધવ રાજ્યને ધન ॥૫૯॥

હરી સર્વ ચરાચર દેવ ॥ સરજે પાળે હરે શ્વય મેવ ॥ બ્રહ્મા મહેસ ધર્મને સેષ ॥ દેવ ઇંદ્ર ગણેસ દીનેસ ॥૬૦॥ સીદ્ધ સંત યોગીદ્ર મુનીસ ॥ જેનું ધ્યાન કરે અહર્નીસ ॥ વેદ વાણી સ્તવે ઇશ્વર ॥ સ્તવે પ્રકૃતિ પ્રકૃતિ પર ॥૬૧॥ સ્વેચ્છામય નીરીહ સ્વરૂપ ॥ પરબ્રહ્મ પરમાત્મા રૂપ ॥ નિત્ય નીરંજન નીરાકારી ॥ ભકતાનુંગ્રહ વીગ્રહ ધારી ॥૬૨॥ નીર્ગુણ નિત્યાનંદ અક્ષર ॥ જોતી રૂપ એ પરમેશ્વર ॥ અવતર્યા કૃષ્ણ મહારાજ ॥ મહીભાર ઉતારવા કાજ ॥૬૩॥ ગોપ બાળવેશ માયા કરી ॥ કોણ રાખે જેને હણે હરી ॥ જેને રાખે પોતે શ્રી નીવાસ ॥ તેને કોણ કરી શકે નાશ ॥૬૪॥ એમ કહી સૌ પામ્યા વીરામ પીતા પાસે ગયા ઘનસ્યામ ॥ લોહ નીઘડ કરી છેદન ॥ મુકત કરી નમ્યા ભગવન ॥૬૫॥ શ્રી ભગવાન ઉવાચ ॥ દંડવત પડી મહીપર ॥ કહે ભકિત નમ્રાત્મ કંધર ॥ પાળે નહીં જે કો પીતા માતા ॥ વળી ગુરૂ વીધા મંત્ર દાતા ॥૬૬॥ સદા તે જન અસુચી જાણ ॥ પુજ્ય કો નહીં પીતા પ્રમાણ ॥ એમ કહીને સુંદર સ્યામ ॥ વારંવાર નમ્યા કૃષ્ણરામ ॥૬૭॥ બાપે આદરે ચુંબન કીધાં ॥ હર્ષી માતાએ હૃદય લીધા ॥ પછે મિષ્ટાન પય સાન્વીત ॥ ભક્ષ કરાવ્યું માતા સપ્રીત ॥૬૮॥ નંદાદી ગોપ આદર કરી ॥ ભોજન કરાવ્યું હર્ષ ભરી ॥ બ્રહ્મભોજ્ય કરાવ્યું સન્માન ॥ હર્ષે બહુ વીધ આપ્યાં દાન ॥૬૯॥ વલણ॥

દાન બહુ સન્માન કરીને ॥ આપ્યાં સાનંદ માતા પીતાયરે ॥ ગુલાબ કુંવેરબા માન કહે ॥ પુર્ણ થયો સીતેરમો અધ્યાયરે ॥૭૦॥ ઇતી શ્રી બ્રહ્મ વૈવર્તે ॥ મહાપુરાણે શ્રીકૃષ્ણ જન્મખંડે નારાયણ નારદ સંવાદે કંસ વસુદેવ દેવકી મોક્ષાર્ગું પ્રસ્તાવો નામ ૭૦ મો અધ્યાય સંપુર્ણ ॥

## અધ્યાય ૭૧ મો.

કડવું ૧ લું ॥ રાગ કેદારો ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ પછે રામકૃષ્ણ પ્રીતે કરીજી ॥ પીતાનંદ પ્રત્યે કહેહરીજી ॥ જાણી શોકાતુર ભગવાનજી ॥ બોધે અધ્યાત્મીક સુખ દાનજી ॥૧ ॥ ઢાળ ॥ જ્ઞાન દાન આપે હરી પોતે ॥ નંદ કરે આક્રંદ રૂદન ॥ પૂત્ર વીછેદ દીન કાતર ॥ તે પ્રત્યે બોલ્યા શ્રી ભગવન ॥૨॥ શ્રી ભગવાન ઉવાચ ॥ હે નંદ જ્ઞાન ગ્રહો કહું હું ॥ મેં કહ્યું પૂર્વે બ્રહ્માને જેહ ॥ સેષગણેસ ઇસને આપ્યું ॥ યોગી મુની દીનેસને તેહ ॥૩॥ કોનો પુત્રને તાત કોણછે ॥ કોની માતા કોનું નહીં કોઇ ॥ આવે જાય સંસાર વર્તે ॥ આપ આપે કર્મે કરીને સોઈ ॥૪॥ કર્માનુંસાર જંત પ્રગટે ॥ કોધાતા યોગીદ્ર કર્મે કરી ॥ વૈશ્ય શુદ્રને તીર્યગયોની ॥ કોપસ્વાદી વીવે દેહ ધરી ॥૫॥ માયા મોહે દુખીજન સર્વે ॥ દેહ ત્યાગ બાંધવ વીછેદ ॥ પ્રજા ભૂમી ધનાદી વીછેદ ॥ પ્રણાધીક તે અતી ખેદ ॥૬॥ મૂઢ જનને તે હોયે નીત્યે ॥ વીદ્વા-

નને શોક નહીં લેસ ।। મારો ભકત ભકિત યુકત રહે ।। મને પુંજી રહે નીર કલેશ ।।૭।। મારા મંત્ર ઉપાસી જે જન ।। મારી સેવા નીરત પવીત્ર ।। મારા ભયથી વાયુ વહેછે ।। રવી ભય ધરે જગ મીત્ર ।।૮।। શોભે ચંદ્રને મહેંદ્ર કાળ ।। ભયથી વરસે પરજંન ।। વ્હની દહે મૃત્યુ ગતી કરે ।। તે ગ્રાહ કરેછે સર્વે જન ।।૯।। કાળે વૃક્ષ પુષ્પફળ ધરે ।। વાયુ સદા રહે નીરાધાર ।। કચ્છપ વાયુ આધારે રહે ।। રહે શેષ કચ્છપ આધાર ।।૧૦।। સેષાધાર પર્વત રહેછે ।। પર્વતાધાર સમ પાતાળ ।। નીશ્ચળ જળને જળે સ્થીત ।। રહે વસુંધરા સર્વ કાળ ।।૧૧।। સમ સ્વર્ગ ધરાધાર રહે ।। જોતીશ્ચક્ર ગ્રહાશ્રય જાણ ।। નીરા ધાર વૈકુંઠ રહે છે ।। શ્રેષ્ઠ બ્રહ્માંડથી નીર્વાણ ।।૧૨।। તે થકી પર ગોલોક પંચા ।। સત-કોટી યોજન વીસ્તાર ।। નીરાશ્રય પરમ પાવન ।। ઉર્ધ નીરમીત રત્નેંદ્ર સાર ।।૧૩।। સમ દ્વારને નદી વીરજા ।। રત્નેંદ્ર સૈલ શ્રંગ સુંદર ।। યોજન દશ સહસનુ છે ।। પ્રમાણ અનુપ શોભા વર ।।૧૪।। સતસંગ શોભીત તે મધ્યે ।। શોભીત એક શ્રંગ ઉજ્વળ ।। સત કોટી યોજન ઉર્ધતે ।। સૈલ રાજીત રાસ મંડળ ।।૧૫।। અમુલ્ય રત્ન નીર્માણ તેનું ।। વર્તુળાકાળ ચંદ્ર સમાન ।। પારી જાત વન પુષ્પ વેષ્ટીત ।। કલ્પવૃક્ષ સત પુષ્પો ધાન ।।૧૬।। નાના વીધ પુષ્પવૃક્ષ શોભે ।। રાજે ત્રીકોટી રત્ન ભોવન ।। ગોપી લક્ષ રક્ષીત સુંદર ।। રત્નદીપ રત્ન તલ્પાસન ।।૧૭।। નાના ભોગ સત મધુ વાપી ।। છે મીષ્ટ સરોવર સુંદર ।। ગ્રહગોપ સંખ્યા ન જાણે કો ।। જે વેદ વીદ્વાન વ્રજેસ્વર ।।૧૮।। શોભીત સુંદ-ર રાધા સીખી ।। અમુલ્ય રત્ન કલસ ઉજ્વર ।। રત્નદર્પણ સ્થંભ રાજીત ।। વીચીત્ર ચીત્ર શ્વેત ચામર ।।૧૯।। માણીક મુકતા હીરા રાજીત ।। રત્ન વેદીકા રાજે સુંદર ।। રત્નપાત્ર બહુ તલ્પ રાજે ।। રત્ન ચીત્રીત્ર ચીત્રાકર ।।૨૦।। સોળ લક્ષ ગોપી રહે સર્વે ।। રક્ષણ કરતી ચારો પાસ ।। રાધીકાની જે મુખ્ય કીંકરી ।। રૂપ ધામ તે ચંદ્ર પ્રકાશ ।।૨૧।। આંગણાં અમુલ્ય રત્ને કરી ।। રચ્યા મંડપ સ્થંભ અમુલ્ય ।। રત્નમંગળ કુંભ રાજીત ।। યુકતફળ પલ્લવને ફુલ ।।૨૨।। અમુલ્ય રત્ન નીમાર્ણ પૃથ્વી ।। ભવનમાં રત્ન સીંહાસન ।। સ્થીત ગોપીકા લક્ષ સેવીત ।। કોટી પુર્ણેંદુ સોભીતાનંન ।।૨૩।। અમુલ્ય રત્ન નીમાર્ણ રમ્ય ।। ભુષીત ભુષણને વસન ।। રત્ન પદ્મ રૂચીર હસ્તમાં ।। શોભીત મૃગ મદ ચંદન ।।૨૪।। કબરી ભાર માલતી માલ ।। સુંદર મનોહર મંડીત ।। એ પ્રકાર રાસેસ્વરી રાધા ।। શ્વેત ચામર ગોપી સેવીત ।।૨૫।। રાધીકા પ્રાણા ધીષ્ટાત્ર દેવી ।। ગોપીમધ્યે વર નીરવાણ ।। તે ગૌલોકથી શ્રીદામા શ્રાપે ।। વ્રષભાન સુતા થઇ જાણ ।।૨૬।। સતાબ્દ વીછેદ મારી સાથે ।। તે પાળી ભુભાર ઉતારી તાત ।। પછે ગોલોક જઇસ સઘ ।। સાથે તમોને યશોદા માત ।।૨૭।। ગોપ ગોપી સહ વ્રષભાનુ ।। તેની પત્ની કળાવતી સાથ ।। એમ જઈ કહેજો યશોદાને ।। શોક તજી જાઓ વ્રજનાથ ।।૨૮।। હું આત્મા

સાક્ષી સર્વ જીવમાં ॥ નીર્લીપ્ત નીરાકાર નીર્વાણ ॥ મારૂં પ્રતીબીંબ જીવ મારો ॥ વીકાર પ્રકૃતી તે હું જાણ ॥૨૯॥ જેમ દુગ્ધ શ્વેતતા અભેદ ॥ જળમાં જેમ સીતળ તાપ ॥ વ્હની દાહને શબ્દ આકાસ ॥ ભુમી ગંધ જેમ વ્રજરાય ॥૩૦॥ જેમ સોભા ચંદ્રવીષે પ્રભા ॥ દીનકર વીષે જેમ જાણ ॥ જીવાત્મા હું તેમ રાધા સહ ॥ તજો ગોપી બુદ્ધી. સતવાણ ॥૩૧॥　　વલણ ॥　　સતવાણ કહું મારે વીષે ॥ પુત્ર ભાવનો કરોની ત્યાગરો॥ હું સર્વ હેતુ પ્રકૃતિ રાધા ॥ વીભુતી સાંભળો માહારૂં ભાગરે ॥૩૨॥　　કડવું ૨ જુ ॥

રાગ વેરાડીની ચોપાઇ ॥　પુર્વે બ્રહ્માને કહી મેં તાત ॥ જે સંક્ષેપે વીભુતી સાક્ષાત ॥ દેહી મધ્યે હું કૃષ્ણ નીર્વાણ ॥ ગોલોકે દ્વીભુજ પોતે જાણ ॥૩૩॥ ચતુર્ભુજ હું વૈકુંઠ મંહી ॥ સીવલોકે શીવ પોતે સહી ॥ બ્રહ્મલોકે બ્રહ્મા હું વ્રજેસ ॥ તેજસ્વી મધ્યે હું છું દીનેસ ॥૩૪॥ પવીત્ર મધ્યે હું વ્હની જાણ ॥ દ્રાવ વીષે હું જળ પ્રમાણ ॥ ઇંદ્રી મધ્યે વ્રજેસ હું મન ॥ સીઘ્ર ગામી મધ્યે હું પવન ॥૩૫॥ દંડ કરતાં મધ્યે યમધાર ॥ અક્ષર મધ્યે છઊં અકાર ॥ ચૌદ ઇંદ્ર મધ્યે ઇંદ્ર જાણ ॥ ધની મધ્યે કુબેર પ્રમાણ ॥૩૬॥ દીસીપાળ મધ્યે ઇસ ઇસાન ॥ વ્યાપક મદ્ધે નભ હું માન ॥ જીવ અંતરાત્મા હું નીર્વાણ ॥ વર્ણ મધ્યે હું બ્રાહ્મણ જાણ ॥૩૭॥ ધન મધ્યે હું રત્ન અમુલ્ય ॥ પુષ્પ મદ્ધે પારી જાત ફુલ ॥ સર્વ ધાતુ મધ્યે હું છું હેમ ॥ મણી મધ્યે હું કૌસ્તુભ તેમ ॥૩૮॥ અર્ચ્ય મદ્ધે છઊં સાલીગ્રામ ॥ પત્રમાં તુળસી સુખધામ ॥ તીર્થ મધ્યે પુષ્કર હું ધાર ॥ વૈષ્નવ મધ્યે હું છઉ કુમાર ॥૩૯॥ યોગીંદ્રમાં ગણેસ પ્રમાણ ॥ સેનાપતી મદ્ધે સ્કંદ જાણ ॥ ધનુર્ધારીમાં લક્ષ્મણ રામ ॥ રાજેંદ્ર મદ્ધે સુંદર સ્યામ ॥૪૦॥ નક્ષત્ર મદ્ધે સસી પ્રમાણ ॥ માસ મદ્ધે માર્ગ સીર જાણ ॥ રૂતુ મદ્ધે વસંત હું સાર ॥ વાર મધ્યે હું આદીત્યવાર ॥૪૧॥ સહનતા મદ્ધે પૃથ્વી જાણ ॥ એકાદસી તીથીમાં પ્રમાણ ॥ બાંદ્ધવમાં માતારૂપ કહી ॥ ભક્ષ વસ્તુમાં અમ્રત સહી ॥૪૨॥ વૃક્ષ મદ્ધે કલ્પવૃક્ષ ધાર ॥ ધેનું મદ્ધે કામ ધેનું સાર ॥ શ્રેષ્ટ ગંગાં સરીતામાં જાણી ॥ છઊં પંડીત મદ્ધે હું વાણી ॥૪૩ મંત્ર મદ્ધે પ્રણવ પ્રમાણ ॥ વનસ્પતીમાં અશ્વત્થ જાણ ॥ ગુરૂ મદ્ધે મંત્ર દાતા જેહ ॥ પક્ષી મદ્ધે ગરૂડ હું તેહ ॥૪૪॥ નાગ મદ્ધે અનંત હું કહું ॥ નર મધ્યે નરાધીપ રહું ॥ બ્રહ્મરૂષીમાં ભ્રગુ પ્રમાણ ॥ દેવરૂષીમાં નારદ જાણ ॥૪૫॥ રાજરૂષીમાં જનક ભુપ ॥ મહરૂષીમાં સુક સ્વરૂપ ॥ ચિત્રરથ હું ગંધર્વ મહીં ॥ શીદ્ધ મદ્ધે કપીલ હું સહી ॥૪૬॥ બુદ્ધીમાન મદ્ધે બ્રહસ્પતી ॥ કવીમાં હું શુક્ર કવીપતી॥ગ્રહ મદ્ધે સનીગ્રહ જાણ॥ વીશ્વકર્મા સીલ્પીમેં પ્રમાણ ॥૪૭॥ મૃગ મદ્ધે હું મૃગેંદ્ર કહું ॥ વૃષભમા શીવ વાહન રહું ॥ ગજમાં હું હૈરાવતરૂપ ॥ છંદ મદ્ધે ગાયત્રી સ્વરૂપ ॥૪૮॥ સર્વ શાસ્ત્રમાં વેદ વ્રજેશ ॥ જળ જંતમાં હું છું જળેસ ॥ દેવી મદ્ધે કમળા અનુપા ॥ નારી મદ્ધે હું છું સતરૂપા ॥૪૯॥ સાધ્વી

મદ્ધે સાવીત્રી હું આદ ॥ છઊં દાનવ મદ્ધે મહ્લાદ ॥ ઋષી નારાયણ ભગવાન ॥ જ્ઞાનીમાં કપીમાં હનુમાન ॥૫૦॥ પાંડવમાં ધનંજય જાણ ॥ નાગ કન્યામાં મનસા પ્રમાણ ॥ વસુ મદ્ધે દ્રોણ વસુ જેહ ॥ જળ ધરમાં દ્રોણ છે તેહ ॥૫૧॥ કામી મદ્ધે કામ દેવ કહી ॥ કામુકી મદ્ધે હું રંભા સહી ॥ લોક મદ્ધે હું ગોલોક કહું ॥ સુંદરી મદ્ધે હું રતી રહું ॥૫૨॥ સાક્ષી મદ્ધે હું ધર્મ સાક્ષીણ ॥ રાક્ષસો મદ્ધે હું વીભીશણ ॥ રૂદ્રમાં કાળાગ્નીરૂદ્ર જાણ ॥ સંખમાં પંચ જન્ય પ્રમાણ ॥૫૩॥ મનુમાં સ્વાયંભુ સ્વયમેવ ॥ મુની મદ્ધે છઊં વ્યાસ દેવ ॥ સ્વધા પીત્ર પત્નીમાં હું કહું ॥ સ્વાહા વ્હની પ્રીયા મદ્ધે રહું ॥૫૪॥ યજ્ઞ મદ્ધે હું રાજ સુનામ ॥ સસ્ત્રજ્ઞાતામાં પરશુરામ ॥ પુરાણીમાં હું સુત પુરાણી ॥ નીતી માનમાં અંગીરાજાણી ॥૫૫॥ વ્રત મદ્ધે હું છું વીષ્નુ વ્રત ॥ બળી મદ્ધે દૈવ બળવત ॥ ધર્મ કર્મમાં હું છું સુકૃત્ય ॥ સ્નેહપાત્ર મધ્યે પુત્ર સત્ય ॥૫૬॥ સત્રુ મદ્ધે વ્યાધી સત્રુ જાણ ॥ વ્યાધી મદ્ધે તે જ્વર પ્રમાણ ॥ મારી ભકતીમાં દાસ્યતા કહી ॥ આશ્રમમાં ગ્રહસ્તાસ્રમ સહી ॥૫૭॥ વીવેકીમાં હું સન્યાસી જન ॥ સસ્ત્ર મધે છઊં સુદર્શન ॥ ઐશ્વર્યમાં માહા જ્ઞાનાનુપ ॥ સુખમાં સુખ વૈરાગ્યરૂપ ॥૫૮॥ પ્રીતી દાતામાં મીષ્ટ વચન ॥ દાનમાં આત્મદાન રાજન ॥ સંચયમાં ધર્મ કર્મ ધન ॥ કર્મમાં કર્મ મારૂં અર્ચન ॥૫૯॥ કઠીણતામાં હું તપ કહું ॥ ફળ મદ્ધે મોક્ષ ફળ રહું ॥ અસ્ટ શીદ્ધીમાં માહાત્મ્ય સહી ॥ પુરી મદ્ધે કાસીપુરી રહી ॥૬૦॥ નગરમાં નગર કાન્ચી કહે ॥ દેસમાં જહાં વૈષ્નવ રહે ॥ સ્થુળમાં હું વૈરાટ સ્વરૂપ ॥ સુક્ષમમાં પરમાણુ રૂપ ॥૬૧॥ વૈદ્યમાં હું અશ્વીની કુમાર ॥ ઉષધીમાં રસાયણ ધાર ॥ મંત્રજ્ઞાતામાં હું ધન્વંતરી ॥ ક્ષયકારીમાં વીસ હુ ફરી ॥૬૨॥ રાગમાં રાગ મેઘ મલ્હાર ॥ શ્રીદામા હું પાર્સદમાં સાર ॥ બંધુમાં હું ઉધવ પાવન ॥ પશુમાં ગૌ વનમાં ચંદન ॥૬૩॥ નીસંકમાં વૈષ્નવ નીર્વાણ ॥ વૃક્ષ મદ્ધે હું અંકુર જાણ ॥ સર્વ વર્ણમાં છઊં ઓંકાર ॥ સર્વ ભુતમાં હું નીરધાર ॥૬૪॥ મારે વીશે સર્વ નીરવાણ ॥ વૃક્ષેફળ ફળમાંવૃક્ષ જાણ॥ સર્વ કારણ હું છઉ સહી ॥ મારાથી પરકારણ નહીં ॥૬૫॥ જ્ઞાની સર્વ બીજ મને કહે ॥ પાપી જાણે ન મોહીત રહે ॥ પાપગ્રસ્ત વીધી મત હરે ॥ હું સર્વાત્મા નઆદર. કરે ॥૬૬॥ હે વ્રજેસનંદ મમતાત ॥ વ્રજ જાઓ જ્ઞાનગ્રહીમાત ॥ યસેદાને શાધા કહેશે જ્ઞાન ॥ મારી માતાને તે સુખદાન ॥૬૭॥ ચાલ્યા જ્ઞાન ગ્રહી વ્રજનાથ ॥ લઈ સર્વે ગોપ જન સાથ ॥ જઈ જ્ઞાન કહ્યું વીસારદ ॥ તજ્યો શોક નારીએ નારદ ॥૬૮॥ કૃષ્ણ નીરુપીત માયા અધીસ ॥ માયાએ વરતે જગદીસ ॥ યસોદાચે પ્રેર્યા વ્રજ ધણી ॥ ફરી આવ્યા તે માધવ ભણી ॥૬૯॥ પ્રસન્ન કરવાને શ્રી હરી ॥ સામવેદોકત તે સ્તોત્રે કરી ॥ પુર્વે બ્રહ્માકૃત માહા સુત્ર ॥ તેણે સ્તવે તે સમીપ પુત્ર ॥૭૦॥ વલણ ॥

પુત્ર સમીપમાં રહી કરી ॥ બહુ સ્તુતી કરે વ્રજચરે ॥ ગુલાબ કુવેરબા માન કહે ॥ થયો એક સપ્તતીતમો અધ્યાયરે ॥૭૧॥ ઇતી૰ બ્રહ્મ૰ મહા૰ શ્રી કૃષ્ણ. નારાયણ. નંદાદી શોક પ્રમોચન પ્રસ્તાવોના ॥૭૧॥ મો અધ્યાય સંપુર્ણ.

## અધ્યાય ૭૨ મો

॥કડવું ૧ લું॥　　રાગ ધનાશ્રી ॥　　શ્રી નારાયણ ઉવાચ॥

મુની શ્રી કૃષ્ણ પરમાનંદજી ॥ પરિપુર્ણ પ્રભુ સુખ કંદજી ॥ પરાપર એ શ્રી જગદીશજી ॥ વંદે બ્રહ્માશેષ પ્રમ ઇશજી ॥૧॥　　ઢાળ ॥　　ઇશ એ ભુવ ભાર હરવા ॥ પરમાત્મા શ્રી જગદાધારજી ॥ ભકતાનુંગ્રહ કરતા હરી ॥ પોતે નીર્ગુણને નિરાકારજી ॥૨॥ થયા તુષ્ટનંદ સ્તુતી શુણી ॥ તે પ્રત્યે બોલ્યા બ્રહ્માન્ડાધીશજી ॥ વીરહજ્વરે દુઃખીત તાત ॥ આવ્યા ગોકુલથી વ્રજ ઇશજી ॥૩॥　　શ્રી ભગવાન ઉવાચ ॥ જાઓ નંદવ્રજ પ્રત્યે તમો ॥ તજી શોક સંશે ભ્રમભારીજી ॥ સત્ય પરમ જ્ઞાન સાંભળો ॥શોક ગ્રંથી નીવારણ કારીજી ॥૪॥ વાયુ,ભુમી, નભ, તેજ, જળ ॥ પંચભુત શ્રુતી કહે જાણજી ॥ સર્વ દેહીમી તાત સમજો ॥ દેહ પંચ ભૌતીક નીર્વાણજી ॥૫॥ મિથ્યા ભ્રમ પ્રયાન્વીત ભાશે ॥ કૃત્રીમ સદા સ્વપ્ન સમાનજી ॥ દેહ પંચ ભૌતીક સૌ ગ્રહે ॥ ભ્રમાત્મકરૂપ દુઃખદાનજી ॥૬॥ કોણ કોનો સુત તાત કોનો ॥ કોણ પતી પત્ની૰ સહુ જંતજી ॥ માયામાં ભ્રમણ કરે સર્વે ॥ નીરંતર ધરે જન્મ અનંતજી ॥૭॥ કર્મે કરીને જંત પ્રગટે ॥ લય થાય સહુ કર્મે કરીજી ॥ સુખ દુઃખ ભય શોક પામે ॥ કર્મે કરી પ્રાણી અવતરીજી॥૮॥કો જન્મ સ્વર્ગે કોનુ પાતાલે ॥ વિપ્ર,ક્ષત્રી, વૈશ્ય, શુદ્ર, કાયજી ॥ અતિ નીચકર્મી વિષે કોઈ॥ પશુપક્ષી શુદ્ર જંત હોઅજી ॥૯॥ એ પ્રકારે ભ્રમે તાત સર્વે ॥ નીજ નીજ કર્મે વારંવારજી॥ મારો ભકત મને પ્રિય સદા ॥ નીર્મુલ કર્મ કરે નીરધારજી ॥૧૦॥ સત્ય, ત્રેતાને, દ્વાપુર, કળી॥ ચતુર્યુગ નિગમ સ્થાપનજી ॥ પંચ વિસ સહસ્ર યુગને ॥ અંતે હોએ મનુનુ નીધનજી ॥૧૧॥ મનુ સમ મહેંદ્ર આયુષ ॥ પડે ચૌદ ઇંદ્ર વીધી દીનજી ॥ એ પ્રકારે સત્ય નીર્મીત મે ॥ મારા વર્ષ કાલ આધીનજી ॥૧૨॥ બ્રહ્માયુશ સત વર્ષનું તે ॥ બ્રહ્માપતને નીમેષ મારીજી ॥ બ્રહ્માદી ત્રણમાં પરમાત્મા ॥ સત્ય હું ભકતાનું ગ્રહ કારીજી ॥૧૩॥ મારા ઉપાસી દેહ તજીને ॥ જાયે ગોલોક કર્મની વારીજી ॥ અસંખ્ય બ્રહ્મા પડે તે નહીં ॥ પડે જન્મમૃત્યુ દુઃખ હારીજી ॥૧૪॥ નંદ મારા ભકતનું અસુભ ॥ કરી શકે નહિ કોઉજનજી ॥ ચારો પાસ ફરતું રહેછે ॥ સર્વદા રક્ષીત શુદર્શનજી ॥૧૫॥ હુંથી બલવાન ભકત મારા ॥ હું ચિંતાકરૂં તે નચિંતીતજી ॥ હું સ્વામી છઊ તેને મસ્તક ॥ મારે કો નહિ સ્વામી રક્ષીતજી ॥૧૬॥ પુત્ર બુદ્ધિનો ત્યાગ કરીને ॥ મને ભજો તે બ્રહ્મ સ્વરૂપજી ॥ ભ્રમ નીગડને છેદી કરી ॥ જાઓ ગોલોક પર-

માનુંપજી ॥૧૭॥ જઇ કરી કહેજો યશોદાને ॥ ગોપ ગોપી ગણ સહુ સાથજી ॥ શોક તજે તે સર્વે જન ॥ જાઓ સ્વમંદીર વ્રજનાથજી ॥૧૮॥ ભગવાન એ પ્રકારે કહીને ॥ સભા મધ્યે પામ્યા વિરામજી ॥ પુછે ફરીથી નંદ સાનંદ ॥ શુણો સર્વજ્ઞ સુંદર સ્યામજી ॥૧૯॥ . નંદ ઉવાચ ॥ કહો સંસારી જ્ઞાન પ્રભુજી ॥ પામે તવપદ જેણે કરીજી ॥ જ્ઞાન રહીત હું મુઢ છઉ ॥ શ્રુતી જનક તમો શ્રી હરીજી ॥૨૦॥ નંદના એવા વાક્ય સાંભળી ॥ સ્વયં સર્વજ્ઞ શ્રી ભગવાનજી ॥ નીગમા ગમ નીરૂપીત તે ॥ કહે સત્ય હીત સુખદાનજી ॥૨૧॥ વલણ ॥ સુખદાતા જ્ઞાન કહે કૃષ્ન ॥ તે સાંભળો નારાયણરાયરે ॥ ગુલાબખા સુણો માન કહે ॥ થયો દી સપ્તતીતમો અધ્યાયરે ॥૨૨॥ ઇતિ ॥૦ બ્રહ્મ ॥૦ મહા ॥૦ શ્રી કૃષ્ણ ॥૦ નારા ॥૦ ભગવાન નંદ સંવાદે ॥ ૭૨ મો અધ્યાય સંપુર્ણ.

## અધ્યાય ૭૩ મો.

કડવું ૧ લું ॥ રાગ દેશાખની ચોપાઈ ॥ શ્રી ભગવાન ઉવાચ ॥

કહું સાંભળો તે તમો નંદ ॥ પરમાદ્‌ભુત જે સુખકંદ ॥ જ્ઞાન દુર્લભ ગુપ્ત તે જાણ ॥ વેદ પુરાણમાં નીરવાણ ॥૧॥ નારી વીષે વિશ્વાસન આણ ॥ કુલટા વિષે સર્વદા જાણ ॥ મોક્ષ મારગ વિરૂધકારી ॥ હરીભક્તિ નાશક વિચારી ॥૨॥ પ્રાત ઉઠી બુધજન જ્યાંહી ॥ રદે પદ્મ બ્રહ્મરંધ્ર માંહી ॥ ગુરૂ ચિંત્વન તે સુખદાન ॥ કરી કરે નિત્ય કૃત્ય સ્નાન ॥૩॥ પાદ પ્રક્ષાળી વસ્ત્ર ધારણ ॥ પુજે પરમાત્મા મુક્તિ કારણ ॥ મંત્રાનુરૂપ ધ્યાન તે ધરે ॥ સોડ સોપચાર પુંજા કરે ॥૪॥ વિપ્ર ગાય ગુરૂ પુજે જાણ ॥ ગંધનિર્મીત પાત્રે પ્રમાણ ॥ સંધ્યા કરી હરીપદ ધ્યાએ ॥ અસંકલ્પી, ભકત ગ્રહ જાએ ॥૫॥ શ્રીદામા સુદામાં,વસુદામાં ॥ વિરભાનું,ચંદ્રભાનું, નામાં ॥ ગોપનંદાદી,પાર્શદ જન ॥ પુજે કુમુદ,ને સુદર્શન ॥૬॥ લક્ષ્મી,દુર્ગા, રાધા, સરસ્વતી ॥ ગંગા,વસુંધરા,મહા સતી ॥ ગુરૂ, તુલશી, શંભુ, કાર્તીક ॥ વિનાયક, નવગ્રહા દીક ॥૭॥ દીગપાલાદી, પુજે ધીમાન ॥ ખટદેવાદી વિઘ્ન રંજાન ॥ ગણેશ,દીનેશ, વ્હની, જાણ ॥ વિષ્ણુ, શીવ, શીવાછ,પ્રમાણ ॥૮॥ શ્રુતી નીમીતદેવ મોક્ષાર્થ ॥ ગણેશ પુજા વિઘ્નના સાર્થ ॥ સુર્ય પુજા વ્યાધી વિનાસન ॥ વ્હની પુજા તે અંતે પ્રાપન ॥૯॥ મોક્ષ અર્થે વિષ્ણુ પુજા સાર ॥ સંકર જ્ઞાન દાન દાતાર ॥ બુદ્ધિ મુક્તિ નીમીત્ત પાર્વતી ॥ પુજે પરમ પ્રીતે સુમતિ ॥૧૦॥ ગુરૂ પ્રણામી પ્રણમે સુર ॥ કરે પુજાયથા સુખપુર ॥ મોક્ષ અર્થે મોક્ષ પ્રેચ્છાન્વિત ॥ તે વેદોક્ત સ્વાત્મ બુદ્ધિહિત ॥૧૧॥ મુખ સ્તન સ્ત્રિ દ્રષ્ટી ધારણ ॥ નાશ બીજ વિપદ કારણ ॥ નારી ભોગ દીવસનો જાણ ॥ રોગ કારણ ત્યાગ પ્રમાણ ॥૧૨॥ એક તારો ન જોવો ગગન ॥ રોગ ભયથી

સમજી મન ॥ દેવ આધીન જોવાઈ જાય ॥ હરી સમરવા સુખ દાય ॥૧૩॥ અસ્તકાલે રવિ ચંદ્ર સહિ ॥ વ્યાધી કારણ જોવા તે નહીં ॥ ખંડ ચંદ્ર ઉદીત તે જાણ ॥ વ્યાધી કારણ કહે પ્રમાણ ॥૧૪॥ હિંસક જન પાસે ન જાવું ॥ દુખ કારણથી દુર થાવું ॥ ખલ સાથે ન કરવું મિલન ॥ શોક કારણ સમજી મન ॥૧૫॥ દેવ વિપ્ર વૈષ્ણવ વિત્ત સોએ ॥ મુર્ખ હરે સર્વ નાસ હોએ॥ પોતે પરે આપ્યું હરે જેહ ॥ વિષ્ટા વિષે જંત, હોય તેહ ॥૧૬॥ પછી ગ્રદ્ધ, સુકર, મંઝાર ॥ ઉલુક,સ્વાન,ખર, અવતાર ॥ સર્પ, સાર્દુલ, ભેક, સંગાળ ॥ કુંભી પાકે પચે બહુ કાલ ॥૧૭॥ દક્ષિણા આપું શંકલ્પી કરી ॥ તતકાલ આપે નહીં ફરી ॥ એક રાત્રી વીતે હોય દાન ॥ તે દ્વી ગુણ કહે ભગવાન ॥૧૮॥ માસ વીતે સતગણુ હોય ॥ બે માસે સહસ્ર ગણુ સોય॥ સંવત્સર જો વીતીને જાયે ॥ દાતા પડે તે નરક માયે ॥૧૯॥ નહિ આપે તે મુર્ખ દાતાર ॥ યાચે નહિ જો તે યાચનાર ॥ બેહુ નરક જાય નિર્વાણ ॥ દાતા વ્યાધી યુંકત હોય જાણ ॥૨૦॥ વિપ્ર હણતાનો વંશ જાય॥ દ્રવ્ય હિન તે ભિક્ષુક થાય ॥ દેખી દેવ, વિપ્ર,ગુરૂ,જેહ ॥ નહિ નમે મહા પાપી તેહ ॥૨૧॥ સીવ,દુર્ગા, સુર્ય, ગણપતિ ॥ વિપ્ર,વૈષ્ણવ, વિષ્નુને, સતિ॥ હેની નિંદા કરે મુઢ જન ॥ રૌરવ નર્કે તેનું ગમન ॥૨૨॥ મુઢ સ્રી સ્વપતિ હરી રૂપ ॥ સેવે નહિ પડે અંધકુપ ॥. વિપ્ર ભકિત હિન ક્ષત્રી વૈશ્ય ॥ ને શુદ્ર પડે નર્કે ભવિષ્ય ॥૨૩॥ પિતા માતાદી સ્વ પ-રીવાર ॥ પાળે ન પામે પાપ અપાર ॥ સાળીગ્રામ સ્નાન જળ પાન ॥ વિષ્નુ પ્રસાદ જે ભુકતવાન ॥૨૪॥ તીર્થ પવિત્ર કરે તે જન ॥ ભકત ચરણે ધરા પાવન ॥ દેવને ન ની-વેદન કરે ॥ ભક્ષે પાપ તે ઉદર ભરે ॥૨૫॥ નંદ અસુચી સદા તે જાણ॥ પુન્ય પુરાકૃત કરે હાણ ॥ વિષ્નુ ઉચીષ્ટ ભોજી જે જન ॥ અસ્વમેધનું ફળ પ્રાપન ॥૨૬॥ એકાદશી, જન્માષ્ટમી, કરે ॥ સત જન્મ કૃત પાપ હરે ॥ બાળ કૌમાર વ્રદ્ધ યોવન્ન ॥ કૃત પાપ ભસ્મ હોએ જન્ન ॥૨૭॥ એકાદશી,જન્માષ્ટમી, દીન ॥ ભક્ષ કરે તે મહા પાપીન ॥ ત્રૈલોક્ય કૃત જે જગ પાપ ॥ તેને હોય તે સરવે પ્રાપ ॥ ૨૮॥ વ્રદ્ધ રોગીને દોશ ન વ્યાપે ॥ વિપ્ર ભકતને દાન જો આપે ॥ રામનૌમી, સીવરાત્રી, વ્રત ॥ કરે ન તેને થાય આપત ॥ ૨૯ ॥ વલણ॥ આપત્તી હોય વ્રત હેલને ॥ નારદ કહ્યો વ્રત વિસ્તારરે ॥ સુદ્રાન્ન ભોજી વિપ્રને કહે ॥ હરી દોષ નીમીત પ્રકારરે ॥૩૦॥ કડવું ૨ જું ॥ રાગ સારંગ ॥ શુદ્રનું શ્રાધ દીવસે અન્નજી ॥ નંદ જો દ્વીજ કરે ભોજન્નજી ॥ કુંભીપાકે, પચે દ્વીજ જનજી ॥ હેવી નીતી નીગમ વચનજી ॥૩૧॥ ઢાળ ॥ વચન નીતી નીગમનું એ ॥ હથીઆર બાંધી જીવે જેહ ॥ શુદ્રના શબ દાહક કારી ॥ દ્વીજ નહિ જાણવો તેહ ॥૩૨॥ શુદ્ર વત તેને બહાર કરે ॥ તેનું અન્ન ગ્રહે નહિ સંત ॥ સર્વ કર્મથી કરે અળગો ॥ દ્વીજ કર્મ હિન શુદ્ર જંત ॥૩૩॥ સંધ્યા હિન

અસુચી સદા તે ।। કર્મ વિષે નહિ અધિકાર ।। તેનું કરાવ્યું કર્મ કરે તે ।। કર્મ ફલ ન-હોય લગાર ।।૩૪।। વામ, મંત્ર ઉપાસી બ્રાહ્મણ।। નર્કે જાય તે વેદ વાણ ।। પ્રજેસ્વર સુચી રહે સદા।।ખંટ કર્મ યુક્ત દ્વીજ જાણ।।૩૫।। મત્તીકા ધાન્ય ક્ષેત્રની વૃક્ષ ।। મુળની નદી ગ-ર્ભની જેહ ।। સર્વે સૌચ સાધન વિષે ।। ત્યાગ કરેછે મૃત્તીકા તેહ ।।૩૬।। કુસ્માંડ ઘાતી કામીની હોય ।। નરદીપ નીવારણ કારી ।। સપ્ત જન્મ હોય રોગી તે એહુ ।। જન્મો જન્મ દરીદ્ર દુખારી ।।૩૭।। પ્રદીપ શીવલીંગ, સાલીગ્રામ ।। મણી, પ્રતીમા, યજ્ઞસુત્ર, જેહ ।। સુવર્ણ, શંખ, હીરાને, મુક્તા ।। ગૌ મુત્ર, ગૌ દુગ્ધ, ઘ્રત, તેહ ।।૩૮।। એને જે કોઇ ચર્ણ સ્પ-ર્શેને ।। ભુપર મુકે જે પ્રમાદીન ।। દરિદ્રી કૃપણી હોય કુષ્ટી ।। વંશ હીનને કામીની હીન ।।૩૯।। ભુમી હીન પ્રજાહીન બંધુ ।। હીન અંધ પંગુ ખર હોય ।। વળી અંગ હીન ક્રમે કરી ।। હોય અવિવેકી જન સોય ।।૪૦।। દીવસ સંધ્યાએ નીંદ્રા કરે ।। સ્ત્રી સંભોગ કરે જન જેહ ।। સપ્ત જન્મ જન હોય રોગી ।। ને સપ્ત જન્મ દરિદ્રી તેહ ।।૪૧।। સુર્યો-દયે જે દંત ધાવન ।। કરે જે તે મહા પાપી થાયે ।। મૃત્તીકા ભસ્મનું સીવલીંગ ।। કરી પુંજે જે જન સ્વર્ગે જાયે ।।૪૨।। જીવન મુક્ત હોએ સીવ પુંજી ।। પુંજા હીન મુક્ત ન-થાયે ।। મને પુંજેને સીવને નીંદે ।। પડે તેની નર્ક વિષે કાયે ।।૪૩।। મને સર્વ પ્રિયપાત્ર વિષે ।। બ્રાહ્મણ પ્રિયોત્તમ પ્રમાણ ।। બ્રાહ્મણ થકી પ્રિય છે લક્ષ્મી ।। નિત્ય વક્ષસ્થળ સ્થિત જાણ ।।૪૪।। તેથી અધીક પ્રીયછે રાધા ।। રાધાધીક ભકત પ્રીય સોયે ।। તેથી અધીક પ્રીય શંકર ।। શંકર અધીક નહી કોયે ।। ૪૫।। મહાદેવ મહાદેવ વળી ।। મહાદેવ વદેછે જે જન ।। તે સાથે નામ શ્રવણ લોભે ।। નીત્ય રહું કહે ભગવન ।।૪૬।। મન મારૂં સીવ ભકત વિષે ।। રહે પ્રાણવત ધ્રુવ જાણ ।। આત્મા મારોછે શંકર જાહાં ।। પ્રાણાધીક છે શીવ પ્રમાણ ।।૪૭।। આદ્ય નારાયણી શકિત સૃષ્ટી ।। ઉદ્ભવ સ્થિતિ સંહારકારી ।। જેણે કરીને કરૂં હું સૃષ્ટી ।। બ્રહ્માદી દેવ ત્રુણ વિસ્તારી ।।૪૮।। તે શકિત માયા મેં શંકર ને ।। આપી પરમ પ્રીય સીવાય ।। જે વિના સર્વ જગત નાસ્તી ।। જેણે કરીને સૃષ્ટી સજાય ।। ૪૯ ।। દયા, નીંદ્રા, ક્ષુધા, ત્રસી, તૃષ્ણા ।। ને શ્રદ્ધા, ક્ષમા, ધ્રુતી નીર્વાણ।। તુષ્ટી, પુષ્ટી, શાન્તી, લજ્જા, વળી।। વૈકુંઠે મહા સાધ્વી તે જાણ।।૫૦।। ગોલોકે રાધીકા અત્યે લક્ષ્મી ।। ક્ષીર સીંધુએ છે તેજ સતી ।। તે દક્ષ કન્યા મેનકા કન્યા ।। સંકરાદી ગ્રહે માહા મતી ।।૫૧।। દુર્ગા દૈત્ય દુર્ગતી નાશીની ।। વાણી સાવીત્રી રૂપ અનુપ ।। વહ્નની વિષે દાહ શક્તિ રૂપ ।। ભાસ્કરે પ્રભાશકિત સ્વરૂપ ।।૫૨।। શોભા શકિત પુર્ણચંદ્ર વિષે ।। જળે શીતળ શક્તિ પ્રમાણ ।। ધાન્ય વિષે પ્રસુતા શક્તિ ।। ધરા વિષે ધારણતા જાણ ।।૫૩।। તપસ્વી વિષેછે તપ સક્તિ ।। મુક્ત વિષે મુક્તી શકિત જેહ ।। ભકિત શ-કિત મહા ભક્ત વિષે ।। નૃપ વિષે રાજ લક્ષ્મી તેહ ।।૫૪।। વણીજ વિષે લાભ રૂપીણી

શ્રુતી વિષે શકતી છે વ્યાખ્યાય ॥ સંત વિષે સદબુદ્ધિ રૂપ ॥ દાની વિષે શકિત દાત્ર તાય ॥૫૫॥ ક્ષત્રી આદી વર્ણ વિશે શકિત ॥ વિપ્ર ભકિત પતિ ભકિત નારી ॥ એ પ્રકારની શકિત રૂપ તે ॥ શીવને આપી મેં સુખકારી ॥૫૬॥ વલણ ॥ સુખકારી તાત કહ્યું સર્વે ॥ ફરી શું સાંભળવા ઇચ્છાયરે ॥ માનસીંગ કહે ગુલાબભા ॥ થયો ત્રી-સપ્તતીતમો અધ્યાયરે ॥૫૭॥ ઇતિશ્રી ॥૦ શ્રીકૃષ્ણ ॥૦ નારાયણ ॥૦ ભગવાન નંદ સંવાદે ॥ ૭૩ અધ્યાય ॥

## અધ્યાય ૭૪ મો.

॥ કડવું ૧ લું ॥　　રાગ મારૂની ચોપાઇ ॥　　શ્રી નંદ ઉવાચ ॥

જેના દર્શને પુન્ય પાવન ॥ પાપ અદરષેછે ભગવંન ॥ કહો સર્વ તે જગજીવના॥ કૌતુહલ સાંભળવા મન ॥૧॥ શ્રી ભગવાન ઉવાચ ॥ તિર્થ બ્રાહ્મણ વિષ્ણવ જન ॥ દેવ પ્રતિમાનુ દરશન ॥ સુર્ય સતિના દરશને જાણી ॥ હોય પવીત્ર સઘ તે પ્રાણી ॥૨॥ યતી સન્યાસીને બ્રહ્મચારી॥ ધેનું દર્શન પવીત્રકારી ॥ ગુરૂ દક્ષણ વીશેષ જાણ ॥ વહ્નની ગજને સીંહ પ્રમાણ ॥૩॥ શ્વેત અશ્વને હંસ મયુર ॥ ચાસપક્ષી દર્શે પુન્યપુર ॥ વત્સ યુકત ધેનુ સુખકારી ॥ વળી પતી પુત્રવતી નારી ॥૪॥ દીપ અશ્વત્થ સુવર્ણમણી ॥ મુકતા માણીકને હીર કણી ॥ તુલસી સુકલ પુષ્પ દર્શન ॥ સુકલ ધાન્ય એ પાપ નાસન ॥૫॥ ફલ ઘ્રત દધી મધુ લાજા ॥ પુર્ણ કુંભ દર્પણને રાજા ॥ જલપતાકા વટ અક્ષય ॥ દર્શન પાવન દેવાલય ॥૬॥ સુકલપક્ષનો દેખી નીશિષ ॥ પુન્ય પામે નર વ્રજ ઇસ ॥ પીયુષ કુંકુમને ચંદન ॥ કસ્તુરીને સુગંધી પવન ॥૭॥ સંખ દેવાલય ગંટ જાણ ॥ દેખી પુન્ય પામે નીરવાણ ॥ દેખી દુંદુભી સુકતી પ્રવાળ ॥ રજત સ્ફાટીકને રસાળ ॥૮॥ ગંગાજળ કુસ તાંમ્ર જાણ ॥ પુન્ય પામે નર સતવાણ ॥ પુસ્તક જે અઢાર પુરાણ॥ વીષ્નુ જવ દુર્વાક્ષત જાણ ॥૯॥ રત્ન તપસ્વી સીદ્ધાદી સોઇ ॥ સમુદ્ર યજ્ઞ મહોત્સવ જોઇ॥ ગૌમુત્રને ગૌ ગોષ્ટની ધુરી॥ પવીત્ર દુગ્ધ ગૌપદ ખૂરી॥૧૦॥ પકવ ધાન્ય યુકત ક્ષેત્ર દેખી॥પુન્ય પામે તે નર વીશેષી॥ નારી પદ્મીણી સુવેશ ધારી ॥ તે દર્શે પુન્યછે સુખકારી ॥૧૧॥ કાર્તીકી પુર્ણીમા દીનજન॥ રાધા પ્રતીમા કરી પાવન॥ નર પ્રણમી કરે પુજન॥ તે પ્રાણી કરે દુઃખ ખંડન ॥૧૨॥ સીવરાત્રી કાસીવીશ્વનાથ ॥ પુજા કરે ઉપવાસ સાથ ॥ જન્માષ્ટમીએ મારૂં પુજન ॥ સહ ઉપવાસ જન્મખંડન ॥૧૩॥ પૌસ પુર્ણીમા રાત્રે સુજાણ ॥ પદ્મા પ્રતીમા દર્શે નીર્વાણ ॥ નમે પુજી કરી આવાહન ॥ સઘ કરે તે જન્મખંડન ॥૧૪॥ સપ્ત જન્મ સદા સુખી નર ॥ હોયે પુત્ર પૌત્ર ધનેસ્વર ॥ એકાદસી ઉપવાસ કીન ॥ ઉઠી પ્રભાતે દ્વાદસી દીન ॥૧૫॥ કરે અન્ન પુર્ણાનું દર્શન ॥ કરે તે જન્મ મર્ણ ખંડન ॥ કરે વીષ્નુ ચરણ

પુજન ॥ વીષ્નુ પદસ્થ જન્મખંડન ॥૧૬॥ પ્રયાગ તીર્થે કરી મુંડન ॥ પિત્ર તર્પણે જન્મ ખંડન ॥ નૈમી સારણ્યે ઉપોસ્ય કારી ॥ જન્મ ખંડી તે હોય સુખારી ॥૧૭॥ ઉપોસ્ય પુષ્કરે સ્નાન કરી ॥ બદરીકાશ્રમે વ્રત ધરી ॥ પુજી ભકતીએ મારૂં દર્શન ॥ સઘ કરે તે જન્મ ખંડન ॥૧૮॥ બદ્રીકાશ્રમે બદરી ભુકત ॥ મને પુજે હોય જન મુકત ॥ મને પુજે પુન્ય વૃંદાવન ॥ નર તે કરે જન્મખંડન ॥૧૯॥ પ્રીતે નીરખે જગંનાથ નર ॥ પુજી પ્રણમે ભકતી તત્પર ॥ ઉતરાયણ સંક્રાન્તી જન ॥ કરે સ્નાન પ્રયાગ પાવન ॥૨૦॥ માધવ પુજે કરે દર્શન ॥ સઘ કરે તે જન્મ ખંડન ॥ ચંદ્રભાગા સમીપમાં જેહ ॥ રાધા સહ દેખી મને તેહ ॥૨૧॥ પુજે ભકતીએ હર્ષિત મન ॥ સઘ કરે તે દુખ ખંડન ॥ સેતુ બંધ રામેશ્વર તેહ ॥ અશાડી પૂર્ણિમાં દીન જેહ ॥૨૨॥ કરી ઉપોસ્ય કરે પુજન ॥ કરે તે પ્રાણી જન્મખંડન ॥ દીનાનાથ દીનકર રૂપ ॥ ઉતરાયણે દેખી અનુપ ॥૨૩॥ પુજા કરે ઉપવાસ ધારી ॥ મુકત હોય તે સઘ સુખારી॥ પાર્વતી પ્રતીમા ગણેશ્વર ॥ સ્વામી કાર્તીક નંદી શંકર ॥૨૪॥ દેખી પુજે ઉપવાસ ધરે ॥ દધી યુકતાન્ન પારણું કરે ॥ કરે સ્તુતી ને મંત્ર ઉચરે ॥ જન્મ મર્ણાદી દુઃખ તે હરે ॥૨૫॥ વક્ષણ ॥ હરે દુખ જન્મ મરણાદી ॥ અક્ષય સુખ પામે તે જનરે ॥ પ્રજેસ સાંભળો કહું હવે ॥ વીપ્ર બંદી પોષણ કથનરે ॥૨૬॥

કડવુ ૨ જું ॥ રાગ રામગ્રી ॥

વીપ્ર બંદીનું કરે પુજનજી ॥ તેણે થકી હોયે સુખી જનજી ॥ આપે સ્થાન માન પુજ્ય જાણીજી॥ વેદ શકે ન ફળ વખાણીજી ॥૨૭॥ ઢાળ॥ વખાણે શું જાણી શકે નહીં ॥ સર્વ સન્ત મુની સીદ્ધ સુર ॥ ગણીનશકે કોઉ ભુમી રજ ॥ ગણે વૃષ્ટી બીંદુ ગણપુર ॥૨૮॥ વીધાતા પણ જાણી ન શકે ॥ વીપ્ર બંદી પાલણ મહી માંયે ॥ પાળે તે દાતા શ્રીમાન હોયે॥ અંતે પ્રભુ ચરણે મુકત થાયે ॥૨૯॥ મારો દાસ તે ભકતી પામીને ॥ આવે વૈકુંઠે સુખ રૂપ ॥ નાશ કદા નહીં હોય તેનો ॥ જેમ હું તેમ તેનું સ્વરૂપ ॥૩૦॥ કુમારી સુવીપ્રને અરપે ॥ તેને મહા સુખ ફળ હોય ॥ અનાથ દરીદ્રી પંડીત તેને ॥ ભીક્ષુકને દ્રવ્ય અર્પે સોય ॥૩૧॥ સ્વર્ગ બ્રહ્મ લોકે ગતા તેની ॥ અંતે વૈકુંઠે હોય નીવાસી ॥ વીવાહ દર્શને ફળ મહા ॥ હોય સદા આનંદની રાસી ॥૩૨॥ આ શ્રીકૃષ્ણ જન્મખંડનું જે ॥ પુરાણ બંદી વીપ્રને અર્પીત ॥ પૃથ્વી દાનનું ફળ હોય તેને ॥ નીરંતર રહે તે મુદીત ॥૩૩॥ વળી એકસોઆઠ પુસ્તકો અર્પે સોવર્ણ સીંહ સહીત ॥ ભીન્ન ભીન્ન દીજ બંદી પુજી ॥ તે પામે શ્રી વૈભવ સુરીત ॥૩૪॥ ભાગવત ગીતા વેદાંત ॥ પુસ્તક એ દાન કરે જે પુન્યવાન ॥ તેને ગજ દાનનું પુન્ય હોય ગજ દાને સ્વર્ગ સુખમાન ॥૩૫॥ ગજાર્ધ પુન્ય શ્વેત તુરંગે ॥ ગજેંદ્ર તુલ્ય કૃષ્ણ ગૌદાન ભૂમી દાને હોય શ્રેષ્ઠ પુન્ય ॥ અન્નદાની મોહા પુન્યવાન॥૩૬॥ ક્ષીય પ્રાપ્ત હોય સ્વર્ણ દાને । રજતે રાજત્વ પ્રતવાણ ॥ અન્ન દાનનું ફળ હોય જે ॥ તે હું જાણી શકું નહીં જાણ ॥૩૬

શ્રુતી શકે કેમ જાણી તેને ॥ બ્રહ્મ ભોજ્ય મહા ફળ સોયે ॥ અન્નદાન થકી શ્રેષ્ઠ દાન ॥ બીજુ ભૂતળવીશ્ચે ન હોયે ॥૩૮॥ અન્ન દાન વીશે સુપાત્રનું ॥ ને કુપાત્રનું નહીં પ્રમાણ॥ ચૌર અથવા ચંડાળ લગી ॥ અન્ન દાન તે આપવું જાણ ॥૩૯॥ અર્પે ઘ્રત દેવ દીપ અર્ચે ॥ ફળ પકવને પુષ્પની માળ ॥ ગ્રહ આપે દીન વીપ્ર બંદીને ॥ તેને થાયે શુભ પુત્ર-બાળ ॥૪૦॥ વ્રજનાથ જાઓ વ્રજપ્રત્યે ॥ કરો બ્રહ્મભોજ્ય સ્વર્ણ દાન ॥ ગોકુળે વ્યાકુળ ગોકુળને ॥ જઇ રક્ષા કરો સુખ દાન ॥૪૧॥ તાત નંદમેં કહ્યું એ મર્મે ॥ સર્વદા પુન્ય વર્ધન કારી ॥ નંદ કહે પ્રભુ કહો બીજી ॥ શુભ સ્વપ્નની કથા વીચારી ॥૪૨॥ વલણ ॥ શુભ પ્રકાર એ પુન્યનો ॥ સાંભળો મહારાણી સુખદાયરે ॥ ગુલાબમા માનસીંગ કહે ॥ થયો ચતુર્સપ્તતીતમો અધ્યાયરે ॥૪૩॥ ઇતી ॥ બ્રહ્મ॥ માહા ॥ શ્રીકૃષ્ણ ॥ નારાયણ ॥ ભગવાન નંદ સંવાદે ૭૪ મો અધ્યાય સંપુર્ણ ॥

## અધ્યાય ૭૫ મો.

કડવું ૧ લું ॥ રાગ સામેરીની ચોપાઈ ॥ નંદ ઉવાચ ॥ કોણ સ્વપ્ને કોણ પુન્ય હોયે ॥ કોણે પ્રાપ્ત મોક્ષ સુખ સોયે ॥ કોણ કોણ સુસ્વપ્ન શ્રીહરી ॥ સર્વ કહો પ્રભુ કૃપા કરી ॥૧॥ શ્રીભગવાન ઉવાચ ॥ વેદ વીશે સામવેદે કર્મ ॥ કાણ્ય સાખા પુન્યકાન્ડે મર્મ ॥ જે સુસ્વપ્ન કહ્યાં પુન્યકારી ॥ સુણો તાત તે કહું વીસ્તારી ॥૨॥ કહું સ્વપ્નાધ્યાય જન ત્રાતા ॥ નીરંતર પુન્ય ફળ દાતા ॥ સ્વપ્નાધ્યાય સુણે નર જેહ ॥ પામે ગંગાસ્નાન ફળ તેહ ॥૩॥ સ્વપ્ન પ્રથમ પોહોરે થાયે ॥ એક સંવત્સરે ફળ દાયે ॥ બીજે યામે અષ્ટમાસે સોયા ॥ત્રીજે યામે તે ત્રીમાસે હોયા॥૪॥ ચોથે યામે અર્ધમાસે જાણ॥ ફળદાતા સ્વ સ્વપ્ન પ્રમાણ ॥ અરૂણોદયે જો સ્વપ્ન થાયે॥હોય દસદીને ફળ દાયે॥૫॥ દીને થાયે તે સ્વપ્નનું ફળ॥ તતક્ષણ દેખે છે સકળ ॥ ચીંતા વ્યાધી યુકત સ્વપ્ન જોયે ॥ તાત તે સર્વ નીષ્ફળ હોયે ॥૬॥ લઘુસંકા યુકત ભય માન ॥ મુકત કેશ હીન વસ્ત્રવાન ॥ તે સ્વપ્ન ફળને પામે નહીં ॥ એવી રીતે સ્વપ્ન જુએ સહી॥૭॥ હેમ,વૃષભ,ધેનું,નૃપ,ગજ॥ દીપ,ફળ,પુષ્પ, છત્ર,ધ્વજ ॥ જુવે સ્વપ્ને તે કુટુંબ આપ્ત ॥ કીર્તી શ્રી તેને વીપુળ પ્રાપ્ત ॥૮॥ પુર્ણ કુંભ,બીજ, વહ્નીં, જેહ ॥ તાંબુળ, મંદીર,વેશ્યા, તેહ ॥ શુક્લ ધાન્યને નૃત્યકારી ॥ દેખે પામે શ્રી હોયે સુખારી ॥૯॥ ગૌક્ષીર,ને ઘ્રત, જુવે જન ॥ પામે ઇચ્છા પુર્ણ બહુ ધન ॥ દધી,દુગ્ધ,નવનીત, અન્ના॥ મીષ્ટ પદ્મ પત્રે જે ભોજન॥૧૦॥ સ્વપ્ને ભુકતવાન નર જેહ ॥ સદ્યફળ હોયે રાજા તેહ॥ માર્ગ વીશે કરતાં ગમન ॥ છત્ર,પાદુકા,પામે જે જન॥૧૧॥ પ્રાપ્ત તીવ્ર અસી, તેમ જાણી॥ રાજ્ય પ્રધાન હોય તે પ્રાણી॥ ફલીત વૃક્ષ,જુવે સ્વપન॥ નીશ્ચે ધન પ્રાપીત તે જન॥૧૨॥ સર્પ ભક્ષે,અર્થ પ્રાપ્ત થાયે॥ રવી,વીધુ,જુવે વ્યાધી જાયે॥ સ્વપ્ને હોય નીઘડ,બંધન ॥ પ્રતીષ્ટા પુત્ર પામે તે જન॥૧૩॥ નદી તટે દધી,પાયસન્ન॥ પદ્મ પત્રે કરે જે ભોજન॥ સદ્ય

રાજા હોયછે તે માણીતતાત સાંભળો એ સત્ય વાણી ॥૧૪॥ જળો,વસ્ચીક,સર્પને, જોયો॥ ધન વિજયાદી પ્રાપ્ત હોયો॥ મત્સ્ય,માન્સ,ને મુક્તિ,ચંદન॥સેખ,હીરા,જુએ જે સ્વપના॥૧૫॥ તેને ધનજય પ્રાપ્ત હોયો॥સીવલીંગ, પ્રતીમા,જે જોયો॥ પુષ્પ ફળીત ખીલ્વ,ને આ॥ચા॥જ્વલદ-ગ્ની, જુએ રંગ તામ્ર ॥૧૬॥ ને વળી ફળ, કમળ, જોયે ॥ તેણે કરી ધન પ્રાપ્ત હોયે ॥ દ્વ,દ્વીજ,ધેનું,ને પીલળ ॥ સ્વપ્ને દખે એ વસ્તુ સકલ ॥૧૭॥ સુકલ માલ્ય,સુકલાંમ્બર, ધારી ॥ દ્રસ્ય નારી તે કલ્યાણકારી ॥ વલણ ॥ કલ્યાણકારી સ્વપ્ન પ્રજેશ ॥ સર્વ સુકલ વસ્તુ પ્રસંશીતરે॥ભસ્મ અસ્તી વીવરજીત તેમાં॥સાંભળો તાત મન મુદીતરે॥૧૮ કડવું બીજુ ॥ રાગ કેદારો ॥ દીવ્ય સ્ત્રી, વિપ્ર,રત્ન ભૂષીતજી ॥ જેના મંદીરમાં પ્ર-વેશીતજી ॥ તેને તે સદ્ય પ્રિય પ્રાપીતજીઆં બ્રાહ્મણ બ્રાહ્મણી સંતોષીતજી ॥૧૯॥ ઢાળ ॥ સંતોષીત તેને ફળ આપે ॥ તેને પુત્ર પ્રાપ્ત સુભજાણ ॥ બ્રાહ્મણ,આશીષ,કરે સ્વપ્ને ॥ તેને ઐશ્વર્ય પ્રાપ્ત નીર્વાણ ॥૨૦॥ સંતુષ્ટ દ્વીજ, જેના મંદીરે ॥ પ્રવેશીત તે મંદીર માંહે ॥ બ્ર-હ્મા,વિષ્નુ, રૂદ્ર,પ્રવેશીત ॥ યશ સંપતિ હોય છે તાંહે ॥૨૧॥ સહજ સ્વપ્ન વિષે સુરભી॥ જેને પ્રાપ્ત હોયે તે જન ॥ પામે ભુમીને પતીવ્રતા સ્ત્રી ॥ તે સદ્ય સદા સુખ ભવન ॥૨૨॥ હસ્તી, સુંઢ સ્થાપે સિર જેને ॥ રાજ્ય પ્રાપ્ત શ્રીયાન્વીત સોયે ॥ સ્વપ્ને પુષ્પ આપે દ્વીજ જેને ॥ જય ધન પ્રાપ્ત સુખ હોયે ॥૨૩॥ સ્વપ્ને તીર્થ, દખે જય પામે ॥ હોએ તીર્થ સ્નાઇ નર તેહ ॥ પુર્ણ કળસ, સ્વપ્ને કો આપે ॥ પુત્ર લાભ રહે સુખી દેહ ॥૨૪॥ સ્વપ્ને રથ બેસી, જે પુરૂષ ॥ સુકલ ચંદન,અંગ લેપન ॥ તાહાં ભુક્ત દધિ, કે પાયસ ॥ હોય નૃપતી તાત તે જન॥૨૫॥ સુકુમારી અષ્ટવર્ષની તે ॥ દીવ્ય રત્ન ભુશણ ભુશીત ॥ જેને પ્રસન્ન હોય તે સ્વપ્ને ॥ તે જન હોય કવિ પંડીત॥૨૬॥બ્રાહ્મણ ભણાવે, તાત જેનો॥ યત્ન પૂર્વક પીતા સમાન ॥ પ્રીતે કરીને પુસ્તક, આપે ॥ તે હોય અતિ ગુણવાન ॥૨૭॥ સ્વપ્ન વિષે જે પુસ્તક, પામે ॥ માર્ગે અથવા જે તે થળ ॥ તે પંડીત તે હોય યસસ્વી ॥ ને વિખ્યાત હોયે મહિતળ ॥૨૮॥ જે વિપ્ર, વિપ્ર સમુહ, દખે ॥ નમી પામે આશીશ વ-ચન॥ રાજેંદ્ર હોયે કે અથવા તે ॥ હોયે પંડીત કે કવીજન ॥૨૯॥ જેને સ્વપ્ને વિપ્ર, રથે બેસાડી ॥ નાનાસ્વર્ગ દરશાવે જાણ ॥ ચિરંજીવી હોય આયુષને ॥ ધનવૃદ્ધિ હોયે નીર્વાણ ॥૩૦॥ સ્વપ્નવિષે સરોવર, જુવે ॥ કે સમુદ્ર, નદી,નદ,જોયે ॥ અથવા સુકલ,સેલ જુએ તો॥ જન જાગી નિશ્ચે રાજા હોયો॥૩૧॥સ્વપ્ને વિશ્નુ, સંભુ, પદ્મા,સીવા॥ વેદ માતા ગંગા, સરસ્વતી॥ ગોપી સહ, રાધા સ્વપ્ને દરશીત ॥ તે જાગ્રતે શુફળ પ્રાપતી ॥૩૨॥કહ્યું નંદશુ સ્વપ્ન તમને ॥ પુન્ય હેતુ મહા સુખકારી ॥ હવે શુ સાંભળવુ છે ફરી ॥ શુ કહું કહો તાત વિચારી ॥૩૩॥ વલણ ॥ વિચારી કહો કહે કૃષ્ણજી ॥ સુણો નારાયણ નરરાયરે ॥ ગુલાબપ્રા માનસીંગ કહે ॥ થયો પંચોતેરમો અધ્યાયરે ॥૩૪॥

ઇતિ ॥૦ શ્રીકૃષ્ણ ॥૦ નારાયણ ॥૦ ભગવાન નંદ સંવાદે શુસ્વપ્ન કથન પ્રસ્તાવોનામ ૭૫ મો અધ્યાય સંપૂર્ણ॥

# અધ્યાય ૭૬ મો.

કડવું ૧ લું　　રાગ કેદારાની ચોપાઇ ॥　　શ્રી નંદ ઉવાચ ॥

કૃષ્ણ વિસ્વનાથ બહુ નામી ॥ શુ સ્વપ્ન ફળ સાંભલ્યુ સ્વામી ॥ વેદસાર પ્રભુ નીતીસાર ॥ લૌકીક વૈદીક જે વિસ્તાર ॥૧॥ હવે સાંભળવા ઇચ્છા સોચ ॥ જેના દર્શને પાતક હોએ ॥ જે કર્મ વિષે પાપ સંયોગ્ય ॥ વત્સ કહો તમો કેવા ચોગ્ય ॥૨॥ વેદ, સંત, બ્રહ્મા, સુર, સાથ ॥ તમો વિશ્વના તાતશ્રી નાથ ॥ વત્સ શુણી અમ્રત વચન ॥ તવ વિયોગ દાહ સમન ॥૩॥ બ્રહ્માદય સકે નહિ જોઈ ॥ સ્વપ્ને જે પદ પંકજ સોઈ ॥ સર્વ કામના ફળ પ્રદાઇ ॥ દ્રષ્ટી ગોચર થયા છે સાંઈ ॥૪॥ ફરી કયાં હું બ્રુવા મોહધારી ॥ કર્મ યોગ દેહ અહંકારી ॥ એવો દીન કયારે વત્સ નાથ ॥ હોશે સંવાદ બ્રહ્માદીનાથ ॥૫॥ કૃપાનાથ પ્રભુ કૃપા કરો ॥ હરી મારો દોશ ક્ષમા કરો ॥ વત્સબુદ્ધિ કરી હરી નાશ ॥ ઇશ બુદ્ધિ કરો વિશ્વ વાસ ॥૬॥ એ પ્રકારે કહી તાંહાં નંદ ॥ સોચાકુળ થઈ નીરદ્દ. નંદ ॥ મુર્છા પ્રાપ્ત કરે ત્યાં રૂદન ॥ પુત્ર વિછેદ વિવ્હળ મન ॥૭॥ ત્રાશીત દેખી શ્રી ભગવન ॥ બોધ કરે ત્યાં કરી યતન ॥ આપે જ્ઞાન અધ્યાત્મીક હરી ॥ જગપતિ તેને કૃપા કરી ॥૮॥　　શ્રી ભગવાન ઉવાચ ॥　　હે જનક શુણો મમવાણ ॥ કહું જ્ઞાન પરમ કલ્યાણ ॥ દુર્લભ જ્ઞાનીને એ છે વાત ॥ વેદશાસ્ત્ર વિષે ગુપ્તતાત ॥૯॥ અહો જ્ઞાન સાંભળીને નંદ ॥ નીશ્ચલ ચીત કરી આનંદ ॥ જન્મમૃત્યુ જરાવ્યાધી જાયે ॥ જેના અભ્યાસથી નહિ થાયે ॥૧૦॥ થીર થાઓ તમો માહારાજ ॥ વ્રજ પ્રત્યે જાઓ વ્રજરાજ ॥ જ્ઞાન પામી મહાનંદ નીત ॥ શોક મોહાદીક વીવરજીત ॥૧૧॥ જલબુદ્બુદ વત સંસાર ॥ સચરાચર સર્વ વિસ્તાર ॥ દ્રશ્ય એ સ્વપ્નવત નીર્વાણ ॥ મોહ કારણ મિથ્યાએ જાણ ॥૧૨॥ પાંચ ભૌતીક કૃત્રીમ હરી ॥ સત્ય દીશેએ માયાયે કરી ॥ લોભ મોહાન્વીત કર્માધીન ॥ માયા જીવ જ્ઞાનહિન દીન ॥૧૩॥ નિંદ્રા, તંદ્રા, સુધા, પ્યાશ, તુષ્ટી ॥ ક્ષમા, શ્રધા, દયા, લજ્જા, પુષ્ટી ॥ ધ્રુતી, શાંતી, મનોધી, વેસ્ટીત ॥ ચેતના પ્રાણ જ્ઞાનાત્માન્વીત ॥૧૪॥ તે સહદેવ સર્વ સંયુકત ॥ જેમ વાયસ પ્રક્ષે આશકત ॥ આત્મા, હું સર્વ જ્ઞાન સ્વરૂપ ॥ મન, બ્રહ્મા, ધી, પ્રકૃતી, રૂપ ॥૧૫॥ પ્રાણ વીશ્નુ, ચેતના, પ્રમાણ ॥ પદ્મા, તે બધી દેવતા, જાણ ॥ મારી સ્થિતિયે સર્વત્ર સ્થિત ॥ હું વીના હોએ સર્વ અનીત ॥૧૬॥ હું વિનાદેહ સધપતંત ॥ ભુત વિશે લીન સર્વ જંત ॥ નામ વ્યર્થ મોહ હેતુ સહી ॥ શોક, અજ્ઞાન, જ્ઞાનીને, નહીં ॥૧૭॥ નિંદ્રાદી, શ-

કિત પ્રકૃતિ કળા ।। લોભાદય, હંકાર, સકળા।। બ્રહ્મા,વિષ્નુ, રૂદ્ર,ત્રય ગુણ ।। જ્ઞાન રૂપ, હું આત્મા નીર્ગુણ ।।૧૮।। પ્રકૃતી, નીવાસે,આત્મા,જીવ ।। ગુણ સહ બ્રહ્મા,વિષ્નુ,શીવ, ।। અંસ ધર્મ,સેસ, સુર્ય,શશી ।। મત્કલાંસા મનુ,શુર,રેશી ।।૧૯।। સર્વ દેહે પ્રવીષ્ટ હું જાણ ।। કર્મ વિશે અલીપ્ત નીર્વાણ ।। મમભક્ત જીવન્મુક્ત નીત ।। જન્મમૃત્યુ જરાયે રહિત ।।૨૦।। સર્વ સિદ્ધિ અધીશ શ્રી માન ।। કવી પંડીત કીરતીવાન ।। સર્વ કર્મકારી સીદ્ધિ સહી ।। મારો ભક્ત તેને ઇચ્છે નહિ ।।૨૧।। વલણ ।। નહિ ઇચ્છે મમતા રહિત ।। ભક્ત તે સિદ્ધિ સાધન સાસરે ।। મારા મુખથી સાંભળી ગ્રહો ।। વ્રજેશ સિદ્ધ મંત્ર પ્રકારે ।।૨૨।। ।। કડવું ૨ જુ ।। રાગ કાલેરો ।। અણીમાં, લઘીમાં, પ્રાપ્તી, જાણજી ।। મહીમાં, પ્રાકામ્યતા, પ્રમાણજી ।। કામા વસાઈ, સીદ્ધી ઇસીત્વજી ।। વળી દુર શ્રવણ ।। વસીત્વજી, ।।૨૩।। ઢાળ ।। વસીત્વ, પરકાયા વેસન, ।। મનો યાચીત્વ,ને સર્વજ્ઞત્વ, ।। અભીપ્સીત્વ,ને વહ્નની સ્થંભન, ।। જળ સ્થંભન, ચીરંજીવીત્વ, ।।૨૪।। વાયુસ્થંભન,ને સુત્પી પાસા, ।। સૃષ્ટી કારણ, નીંદ્રાસ્થંભન, ।। કાય વ્યુહને, વળી વાક સીદ્ધી, ।। પ્રાણાકરષણ, મૃતા નયન્ન, ।।૨૫।। મંત્ર ।। ૐ સર્વે સ્વરાય સર્વ વીઘ્ન વીનાસીને મધુસુદનાયઃસ્વાહા; ।। બાવીસ અક્ષર મંત્ર એ તે ।। સર્વને કલ્પવૃક્ષ છે જાણ ।। સામવેદકથીત સાધન ।। સર્વ સીદ્ધીદાતા નીરવાણ ।।૨૬।। એણે કરી મુની સીદ્ધયોગી ।। સુરા સતલક્ષ કરે જાપ ।। એ મંત્ર જપેથી સર્વ સીદ્ધી ।। સત્યપામે વૃજે સ્વર આપ ।।૨૭।। એ નારાયણ ક્ષેત્ર વીશે જો ।। હવીશ્યાન્ન જપે નર રઇ ।। વળી નર જપ કરે તાત ।। મણીકર્ણીકા કાશીમાં જઇ ।।૨૮।। એણે કરી મૃતલોક વીશે ।। હોએ જ્ઞાન મુતી સુખાકર ।। એ મંત્રે કરી વર્તે તે પણ ।। જીવનમુક્ત હોયે તે નર ।।૨૯।। વૃજ કરો પરમ પાવન ।। વૃજનાથ વૃજે જઇ કરી ।। પાપ હોયે છે જેને દર્શણે ।। તાત કહુ સુણો ચીત ધરી ।।૩૦।। માહા પાપબીજ છે કુસ્વપ્ન ।। કેવળ વીઘ્નકારી પ્રમાણ।। વળી ગૌ ઘાતી, ને બ્રહ્મઘાતી, ।।કૃતઘ્ન,કુટીલ હોયે જાણ ।।૩૧।। દેવ ઘાતી,પીત્ર,માત્ર, ઘાતી ।। પાપી વીશ્વાસઘાતી,જે જન ।। મીથ્થા સાક્ષી, દાતાર જે પ્રાણી ।। હોયે પંચઅતીથી વચન ।।૩૨।। દેવ, વીપ્ર, વસ્તુ જે હારીણ ।। અસ્વત્થઘાતી, ગ્રામ દાહન ।। શીવ,વીષ્નુ, નીંદે સંધ્યા, હીંન ।। દ્વીજસુદ્રાન્ન, કરે ભોજન।।૩૩।। ગુરૂ ભક્તી નહીં, વીશ્નુ ભકિત ।। જે દેવ, બ્રાહ્મણ,નીંદાકારી ।। અદીક્ષીત દ્વીજ, અનાચારી ।। સુદ્રની વીધવા, વ્યભીચારી।।૩૪।। નીરંતર કોપ,યુક્ત પ્રાણી ।। દુષ્ટ જાર પ્રગટીત, જન ।। મીથ્થા વાક્ય વાદીન,કરતા ।। ચોર,સરણાંગત દાયન ।।૩૫।।માન્સ,હારી દ્વીજ વેસ્યાપતી ।। બ્રાહ્મણી ગામી સુદ્ર, જે નર ।। અયોગ્ય ગામીન, દુષ્ટ અધમ ।। નીજ માતા,સ્વપત્ની માતર ।।૩૬।। ભગીની,સુતાને, ગુરૂપત્ની ।। પુત્ર પત્ની, ભ્રાત્ર પ્રીયા, સતી ।। માત્ર સ્વસા,

વળી પીત્રસ્વસા ।। ભાણેજ મીયા, ગોકુળપતી ।।૩૭।। વળી માતુલાની, નવોઢાને ।। પીત્રવ્ય સ્ત્રી, રજસ્વળા, જાણ ।। પીત્ર, માત્ર, પ્રસુતા અગમ્યાયે ।। અષ્ટાદશ એ નીતી પ્રમાણ ।।૩૮।। એ સામવેદ કહ્યું પ્રમાણ ।। તે ન પાળે માહા પાપરૂપ ।।દેશ કરે ગુરૂવંશનો તે ।। દુરમદ પુરૂષ વૃજભુપ ।।૩૯।। પોષણ કરે નહીં કુટુંબનું ।। બ્રહ્મહત્યા પામે તે નર ।। તેને જોઇને સ્પર્શ કરે તે ।। પામે મહાપાપ દુખાકર ।।૪૦।। કામથી જુએ તે મહાપાપી ।। જુએ ન સંત તે શ્રાપ ભીત ।। રાહુ ગ્રહસ્ત રવીકળા નીંધી ।। તેને નહીં જુએ વીપશ્રીત ।।૪૧।। ભાદ્રમાસે શુકલપક્ષ વીષે ।। ચતુર્થીએ ચંદ્ર નહીં જોયે ।। જુએ કદા જો વૃજપતી ।। તો પ્રાપ્ત કલંક દુસ્કર હોય ।।૪૨।। કામથી જુએ કલંક પામે ।। અકામથી નહીં નીરવાણ ।। જો દેખે મંત્ર પવિત્રં જળ ।। પાને નીસ્કલંક હોયે જાણ ।।૪૩।।

વલણ ।। હોયે જાણો તે પવિત્ર સદા ।। મંત્રજળ પાને સુખદાયરે ।। ગુલાબમા માનસીંગ કહે ।। થયો ષટ સપ્તીતમો અધ્યાયરે ।।૪૪।। ઇતી ।।૦ બ્રહ્મ ।।૦ મહા ।।૦ શ્રીકૃષ્ણ ।।૦

## અધ્યાય ૭૭ મો.

।। કડવું ૧ લું ।।　　રાગ કાફીની ચોપાઇ ।।　　નંદ ઉવાચ ।।

સુર્ય ચંદ્ર રાહુ ગ્રસ્ત કેમ ।। વીશ્વસ્વામી કહો કરી પ્રેમ ।। કેમ નષ્ટ ચંદ્ર ભાદ્રપદ ।। સુકલપક્ષ ચતુર્થીયે વદ ।।૧।। વેદ પીતા તમો ભગવન્ન ।। કોણ કહે તમો વીના અન્ય ।। જે ગુપ્ત વેદ પુરાણે કરી ।। તે કથા નંદને કહે હરી ।।૨।।　　શ્રી ભગવાન ઉવાચ ।।

તાત એ નથી યોગ્ય કથન ।। કહે નીશેધ વિદ્વાન જન ।। ક્ષમા કરો નંદભદ્રકારી ।। અન્ય પ્રશ્ન કરો મન ધારી ।।૩।। વીશ્વ પ્રત્યે વચન પ્રકાશ ।। કરે વિવેકી જે સુખરાસ ।। હોય પ્રકાશે વીઘ્ર પ્રમાણ ।। સાધુ છીદ્ર દૈવાધીન જાણ ।।૪।।　　નંદ ઉવાચ ।।　　કહો વીશ્વનાથ મોહ હરો ।। ભક્ત પ્રત્યે ઠગાઇ ન કરો ।। રાહુ ગ્રસ્ત અદ્રસ્ય દેવેસ ।। બેહુ પુન્ય દાતાએ વૃજેસ ।।૫।।　　શ્રી ભગવાન ઉવાચ ।।

સુણો નંદ પરમ વચન ।। એ કથા કહું હું પુરાતન ।। નીસ્કલંકી શ્રવણ તત્પર ।। તીર્થ સ્નાનકારી હોય નર ।।૬।। પાપી દેખી પ્રાપ્ત પાપ જેહ ।। એ આખ્યાન સુણે ભસ્મ તેહ ।। જમદગ્ની કૈતુકે એકદા ।। ગયા રેણુકા સહ નર્મદા ।।૭।। કરે ક્રીડા તીરે નીરજન ।। રમ્ય નવોઢા નવ યોવન ।। રત્નાભુષણ હાસ્ય વદન ।। શ્રી ફળાકાર રાજીત સ્તન ।।૮।। ચંપકવર્ણ વિરાજે તન ।। કટાક્ષાન્વીત પદ્મ નયન ।। સુક્ષ્મ વસ્ત્રાંગ પુલકાંચીત ।। કામબાણ સંભોગે મુર્છીત ।।૯।। કોકીલાદી મધુર શબ્દીત ।। ત્રિધાવાયુ તલ્પ પુષ્પાન્વીત ।। ચંદનાંગ કરેછે સંભોગ ।। દંપતી બેહુ ત્યાં યથાયોગ ।।૧૦।। દીવસ વીશે

તે મુનીવર ॥ અનીતી દેખી બોલ્યા ભાસ્કર ॥ સુર્ય ઉવાચ ॥ વેદકર્તા મપૌત્ર સુરૂચી ॥ ચતુર્વેદ વીધે મદા સુચી ॥ ધર્મજ્ઞાતા વેદ વિદાંવર ॥ તપસ્વી તેજસ્વી વૃત પર ॥૧૧॥ તમો સાક્ષાત ભણ્યુ પંડીત ॥ અધર્મ કરો વેદ વીમીત ॥ ધર્મજ્ઞાતા તજો કેમ ધર્મ ॥ દીને મૈથુન દોષીત કર્મ ॥૧૨॥ ધર્મ સાક્ષી હું તેથી કથન ॥ સુણી તજ્યુ મૈથુન બ્રહ્મન ॥ વીપ્રરૂપ દેખીને લજ્જિત ॥ સુર્ય પ્રત્યે બોલ્યા તે કોપીત ॥૧૩॥ રેણુકા મન લજ્જિત અતી ॥ વસ્ત્ર ધારણ કીધાં તે સતી ॥ સાંભા દીઠા સુર્ય વીપ્રરૂપ ॥ સર્વ સાક્ષી ઇશ્વર સ્વરૂપ ॥૧૪॥ જમદગ્ની ઉવાચ ॥ તમો કોણ પીડીત અભીમાન ॥ તમો થકી પંડીત ન આન ॥ ભગવાન ભૃગુનો હું શીષ્ય ॥ તમો કશ્યપના છો દીનેસ ॥૧૫॥ ચતુર્વેદનું જાણુ કારણ ॥ ધર્મા ધર્મનુ જે નીરૂપણં ॥ વેદ વદીત જેજે છે ધર્મ ॥ તેથી ઉલટુ કરે અધર્મ ॥૧૬॥ જેને દેહ વીશે અભીમાન ॥ તેને ધર્મ અધર્મનું જ્ઞાન ॥ તેજસ્વીને ન દોષ પ્રમાણ ॥ જેમ સર્વ ભક્ષ વ્હની જાણ ॥૧૭॥ સાસ્તા વૈશ્નવને નહીં કોઇ ॥ હરીભક્ત અસુભ ન હોઇ ॥સુદર્શન ભકત રક્ષાપર ॥ નારાયણ બ્રહ્માને શંકર ॥૧૮॥ હમને યમન શીક્ષાકર ॥ તમો પણ નહીં દીવાકર ॥ રાજકુંવર વર્તે જે રીત ॥ ગતી હમારી મન ઇચ્છીત ૧૯ કરી શકું ભસ્મ યમ ગર્વ ॥ તેમ ભસ્મ કરૂં સુર સર્વ ॥ ઇંદ્રઆદી સુર્ય ક્ષણ મહીં ॥ લીલા માત્રમાં જાણ તું સહી ॥૨૦॥ સર્વોપરી હરી કરતાર ॥ તું કોણ મને ધર્મ વકતાર ॥ દીક્ષા કર્તા કૃષ્ણ કૃપાવાન ॥ પ્રકૃતીપર શ્રી ભગવાન ॥૨૧॥ હમણા નીર્જન સ્થાને રહી ॥ રસભંગ કર્યો છે તેં સહી ॥ મારા શ્રાપ થકી પાપ દ્રસ્ય ॥ રાહુ ગ્રહસ્ત હોશે તું અદ્રસ્ય ॥ નીજ તેજે કરી ગર્વ જાણ ॥ હત તેજ હશે મમ વાણ ॥ મેઘાછન્ન સ્વરૂપ તેજવાન ॥ રાહુ ગ્રહસ્ત હોશે સત માન ॥૨૩॥ સાંભળી બ્રાહ્મણનાં વચન ॥ પોતે દીનકર ભગવન્ ॥ પુટાંજળી કરી મૃદુ મન ॥ શ્રેષ્ઠ મુનીને કરે પ્રસન્ન ॥૨૪॥ વલણ ॥ પ્રસન કરે મહા મુનીને ॥ તાંહાં ભાસ્કર ભગવંનરે ॥ સાંભળો તાત શ્રીકૃષ્ણ કહે ॥ કથા શ્રવણ શ્રેષ્ઠ પાવનરે ॥૨૫॥ ॥ કડવું ૨ જું ॥ રાગ કાફી ॥ ભાસ્કર ઉવાચ ॥ હે ધર્મજ્ઞ સર્વ માન્યકારીજી ॥ નારાયણ, બ્રહ્મા, ત્રીપુરારી,જી ॥ ગણેશ, શેષ, ધર્મ, સનાતનજી॥ સ્તવે વીપ્ર રૂપ જનાર્દનજી ॥૨૬॥ ॥ઢાલ॥ જનાર્દન રૂપ વીપ્ર સદા ॥ વીપ્ર પુજે યમ, હુતાસન ॥ ધનાધીપને, વરૂણ, વાયુ ॥ સર્વ સુર,ને સુર રાર્જન ॥૨૭॥ ક્ષમા કરો વીશુદ્ધ વૈષ્ણવ ॥ નીજ ધર્મ સદા સમાચર ॥ વૈશ્નવ રદયે કોપ ક્યાંથી ॥ જેને રદયે જનાર્દન ઘર ॥૨૮॥ હમો પુજીયે વીપ્ર ને તમો ॥ સુરને પુજોછો સત વાણ ॥ મને શ્રાપ્યો તમો સાપ મારો ॥ તમને પ્રાપ્ત હોશે તે જાણ ॥૨૯॥ ક્ષત્રી થકી પરાભવ હોશે ॥ મરણ ક્ષત્રી અસે દ્વીજેસ ॥ એ સુણી કોપીને ફરી શ્રાપ્યો ॥ તું સંભુથી પરાજીત દીનેશ ॥૩૦॥ એવો બેહુનો કલહ જાણી ॥ કશ્યપ સહ આવ્યા બ્રહ્માયે ॥ આવી ભાસ્કરને બોધ કરે ॥

એ ધર્મજ્ઞ શ્રેષ્ઠ મુનીરાયે ॥૩૧॥　　બ્રહ્મા ઉવાચ ॥　　ક્ષમા કર પ્રભાકર સદા ॥ તું સાક્ષાત નારાયણરૂપ ॥ પરિપાલ્ય અવધ્ય બ્રાહ્મણ ॥ સર્વ પુજીત દ્વીજ સ્વરૂપ ॥૩૨॥ સુરવિશે શ્રેષ્ઠ તું શાંતથા॥ કર્મ સાક્ષીછે તેજ સંયુક્ત ॥ કોઈ દીન કોઈ ક્ષણ પ્રત્યે ॥ થઈ ઘનાચ્છન્ન વ્યોમ મુક્ત ॥૩૩॥ યોગાયોગ્ય ગતિ વર્ષવિશે ॥ રાહુ ગ્રસ્ત હોશે તવરૂપ ॥ ત્યાહાં અદ્રશ્ય કેટલાકને ॥ કોઈને પુન્ય દ્રશ્યસ્વરૂપ ॥૩૪॥ સર્વ કાળે પુન્યદ્રશ્ય સદા ॥ ધરણી વિશે તું ભગવંન ॥ તને દેખી નમસ્કાર કરે ॥ સર્વ પાપ મુક્ત હોયે જન ॥૩૫॥ અસ્તકાળ વિશે ઘનાચ્છન્ન ॥ પાપદ્રશ્ય હોશે અર્ધોદીતા॥ માલીશુમાલી યુદ્ધ વિશે તું॥ શંભુ થકી થશે પરાજીત ॥૩૬॥ એ પ્રકારે સુર્ય પ્રત્યે કહે ॥ ફરી બ્રાહ્મણને બોધ વચનં ॥ માહામુની નમ્ર શ્રાપથકી ॥ પરાભુત તે લજ્જીત મના॥૩૭॥ હે વિપ્ર નીજ ગ્રહ પ્રત્યે તું॥ ગતી કર યથા સુખ યુત ॥ તવ તેજથી ક્ષણમાત્રમાં ॥ સર્વ વિશ્વ હોય ભસ્મી ભુત॥૩૮ તને પરિપાલ્ય સુર્ય વત્સ ॥ તું તે સુર્યને રક્ષ અનુપ ॥ પરસપર પુજીતછો સર્વદા ॥ એક રૂપ સદા સુખ રૂપ ॥૩૯॥ શ્રીહરી અંસે કરીને ક્ષત્રી ॥ કાર્ત વિર્ય અરજુન ભુપ ॥ હોશે અશંશય તે થકી તું॥ પરાભુત જીત અત રૂપ ॥૪૦॥ પ્રારબ્ધ વિશે જેછે સરવે ॥ કદા-ચિત નહોયે ખંડન ॥ નારાયણ નિજ અંશે થશે ॥ તવ પુત્ર તે કુલ મંડન ॥૪૧॥ ની-ક્ષત્રી કરશે પૃથ્વી નીશ્ચે ॥ એકવિશવાર પરમાણ ॥ તવ મૃત્યુ હોશે યશ બીજ ॥ધરણી તળમાં તે તું જાણ ॥૪૨॥ એ પ્રકારે કહી બ્રહ્મા ત્યાંથી ॥ ગ્રહ પ્રત્યે ગયા વ્રજેસ્વર ॥ જમદગ્ની ગયા સ્વ આશ્રમ ॥ ગયા નીજમંદીર ભાસ્કર ॥૪૩॥ એ પ્રકારે કહ્યું વ્રજનાથ તાત આખ્યાન પુન્ય કારણ ॥ રાહુ ગ્રસ્ત અદ્રશ્ય ભાસ્કર ॥ એ હેતુયે કરીને ધારણ ॥૪૪॥ ચતુર્થી દીવસે ચંદ્રોદીત ॥ ભાદ્રમાશે સુકલપક્ષ માંહી ॥ તે અદ્રશ્યને નષ્ટ રૂપ તે ॥ વ્રજેશ સાંભળો હેતુ તાહી ॥૪૫॥ રાહુ ગ્રસ્ત સકલંક વળી ॥ પુર્વે શ્રાપ પ્રાપ્ત અત્રી તંન સર્વે તમને કહીશ કથી ॥ એ કથા પરમ પુરાતન ॥૪૬॥　　વલણ ॥　　પુરાતન કથા એ પાવન ॥ શુણો નારાયણ નરરાયરે ॥ ગુલાબબા માનસીંગ કહે ॥ થયો સપ્ત શ પ્તતીતમો અધ્યાયરે ॥૪૭॥　ઇતિ ॥૦ બ્રહ્મ ॥૦ શ્રીકૃષ્ણ ॥૦ નારાયણ ॥૦ ભગવાન નંદ સંવાદે સુર્ય સપ્ત જમદગ્ની સપ્તબ્રહ્મા ગમન પ્રસ્તાવો નામ૭૭મો અધ્યાયરે

## અધ્યાય ૭૮ મો.

કડવું ૧ લું ॥ રાગ મારૂની ચોપાઈ॥　　નંદ ઉવાચ ॥　　વેદના કારણ તમો સ્વામી ॥ બ્રહ્માદીના પીતા બહુ નામી ॥ સર્વ કથા કહો જગદીશ ॥ તમો વિના કોને પુછું ઇશ ॥૧॥ શ્રીકૃષ્ણ ઉવાચ ॥　　પુર્વે ગુરૂ પત્ની તારા નામ ॥ નવયો-વન રૂપનું ધામ ॥ રત્નાભુષણ ભુશીત અંગ ॥ સુક્ષ્માંબર શોભીત સુરંગ ॥૨॥ સુંદરી

મનોહર વીથાળ ॥ કબરી રમ્ય માલતી માલ॥ ચંદન સીંદુર બીંદુ લાલ ॥ કસ્તુરી બીંદુ ઉજ્વળ ભાળ ॥૩॥ મુક્તા પંક્તી દસન ઉજ્વળ ॥ મનોહર શ્રવણ કુંડળ ॥ રત્નજ્યોતી રાજે ગંડસ્થળ ॥ શોભીત કામીની સુકોમળ ॥૪॥ ગતી ગયંદ ચંદ્ર વદન ॥ કજ્જળાન્વીત પદ્મ લોચન ॥ મંદાકીની સ્વર્ગ સરી તીર ॥ કરતી સ્નાન નીર ગંભીર ॥૫॥ દેખી સર્વાંગ કામ પીડીત ॥ ભાદ્ર ચતુર્થી ચંદ્રનું ચીત ॥ હત ક્ષણેક ચેતન ફરી ॥ રથ બેસી તારા કર ધરી ॥૬॥ કામાતુર કર્યું આલીંગન ॥ તે કામીનીનું મુખ ચુંબન ॥ શ્રંગાર કરવા ઇચ્છે સજ્ન ॥ તે પ્રતે બોલી ગુરૂ સીજન્ન ॥૭॥ તારા ઉવાચ ॥ ત્યજ મનેં ચંદ્ર કુવીચાર ॥ સુરકુળ વીશે તું અંગાર ॥ તું છે પુત્ર હું માતા છું તારી ॥ ગુરૂ શુણી તને ભસ્મકારી ॥૮॥ તું પુત્રાધીક સ્વામીને ઇષ્ટ ॥ હું માતાને ત્યજ તું પાપીષ્ટ ॥ સ્રીહત્યા આપીસ તજ અંગ॥ વચન ઉલંગી ઇચ્છે સંગ॥૯॥ કહે શ્રાપ તારા કોપી મન॥ પતિવ્રતા નીષ્કામ પાવન ॥ રાહુ ગ્રસ્ત ઘન કળા હારી ॥ પાપ દ્રશ્ય થાતું પાપકારી ॥૧૦ કળંકી વ્યાધી ગ્રસ્ત તું જાણ ॥ અસંસય હોસે મમ વાણ ॥ ચંદ્ર તું મારા શ્રાપનું ફળ સુરા ધમ ભોગવ સકળ॥૧૧॥ ચંદ્ર પ્રત્યે કહી તાંહા આપ ॥ તારા કાંમદેવને દે શ્રાપ॥ કો તેજસ્વી થકી કામ જાણ ॥ ભસ્મી ભુત હોશે મમ વાણ ॥૧૨॥ ચંદ્ર ત્યાંથી તારા ગ્રહી કરી॥ મર્ણ ભય પણ પરહરી ॥ લઈ ચાલ્યો તેને પાપ મન્ન ॥ કરતી શોકાતુર રૂદન્ન ॥ ૩॥ રમ્ય નીર્જન નીર્જન સ્થાન ॥ સૈલે સૈલે જાહાં સુખ દાન ॥ નદી નદ મનોરમ સર ॥ તીરે તીરે માહા મનોહર ॥૧૪॥ મધુવ્રત પીકાદી શબ્દીત ॥ પુષ્પ બાગ પરમ પુષ્પીત ॥ રમ્ય પુષ્પ સૈયા વીષે જાણ ॥ તે રમે તારા સહ નીર્વાણ॥૧૫॥ ચંદન ચર્ચીત સર્વ દેહ ॥ મધુપાન રત સુર તેહ ॥ સુખ સંભોગ આસકતવાન ॥ દીવસ નીસાનું નહી જ્ઞાન ॥૧૬॥ મળયા ગ્રજે મળય વન્ન॥ મળય મારૂત આવાહન્ન ॥ દધી સમીપવંન ચંદન્ન॥ ત્રીકુટે વટ મુળ પાવન ॥૧૭॥ ચંદ્રસરોવર શુભ સ્થાન ॥ ચંપકાનીલ ચંપકોદ્યાનન કાન્ચન ભુમી સૈલ કાન્ચન ॥ રત્ન સૈલ વીષે વીહરન ॥૧૮॥ મણીમાણીક્ય મોકતા સુસાર ॥ સોભીત સુંદર હીરા હાર ॥ વસ્ત્ર દર્પણ ચામરોજ્વળ ॥ રત્નદીપ દેવ ક્રીડા સ્થળ ॥૧૯॥ વારૂણી મદીરા કરી પાન ॥ વરૂણ રમણનું જે સ્થાન ॥ તારા સહ તાંહા વીહરીત ॥ જ્યાં છે પારી જાત સુગંધીત ॥૨૦॥ રૂક્ષ સૈલ કલ્પ વૃક્ષવન ॥ વ્હની પ્રીય આશ્રમ પાવન ॥ રત્નમાળા ત્રટ સ્વચ્છનીર ॥ કામધેનુ ક્ષીરોદધી તીર ॥૨૧॥ સર્વ સ્થાન કરતાં વીહાર ॥ મલ્યા અસુરગુરૂ તેણી વાર ॥ વ્હની સુધાંબર દત્ત પ્રીત ॥ રત્નમાળા વરૂણ અર્પીત ॥૨૨॥ દત્ત છત્ર વાયુ પ્રેમાન્વીત ॥ હેવા અસુર ગુરૂ દર્પીત ॥ બલીગ્રહથી આવ્યા માહાંત ॥ પ્રણમી કહ્યું સર્વ વૃતાંત ॥૨૩॥ તેને શરણે ગયો હર્ષીત ॥ શુક્ર નીતી વચન બોધીત ॥ શુક્ર ઉવાચ ॥ શુણ વત્સગુરૂ પત્ની

લઈ ॥ તારા આપ ગુરૂને તું જઈ ॥ કહું અપરાધ નીવારણ ॥ પીયા આપી સીધ્રેથા શરણ ॥૨૪॥ માતાધીક ગુરૂ પત્ની જાણ ॥ ત્યજ સાંભળીને મમવાણ ॥ બળે ગ્રહે સતી ગુરૂ નાર ॥ બ્રહ્મહત્યા પામે તે હજાર ॥ ૨૫ ॥ કુંભી પાકે પચે બહુ કાળ ॥ દુખ ભોગે વીવધ વીશાળ ॥ વત્સ કોણ તું નીસંક મન્ન ॥ તારે માથે આવેછે વીઘન્ન ॥૨૬॥ વલણ ॥ વીઘન્ન આવે ચંદ્ર પ્રત્યે કહે ॥ રૂષી નારાયણ રાયરે ॥ ગુલાબબા માનસીંગ કહે ॥ થયો પુર્ણ ઇઠોતેરમો અધ્યાયરે ॥૨૭॥ ઇતી ॥ માહા ॥ શ્રી કૃષ્ણ ॥ નારાયણ ॥ ભગવાન ॥ તારા હરણ પ્રસ્તાવો નામ ॥ ૭૮ ॥ અધ્યાય સંપુર્ણ ॥

## અધ્યાય ૭૯ મો.

॥ કડવું ૧ લું ॥ રાગ ધનાશ્રી ॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥ હેવે સુક્રે દીઠા સર્વ સુરજી ॥ આકાસ માર્ગે આવતાં દુરજી ॥ રણસસ્ત્ર અસ્ત્ર સર્વ ધારીજી ॥ સતકોટી રથ ભયકારીજી ॥૧॥ ઢાળ ॥ ભયકારી ગજેંદ્ર ગણછે ॥ તે સત કોટી સંખ્યા પ્રમાણ ॥ ચાર સતકોટી રથ સંખ્યા ॥ ત્રીકોટી સંખ્યા પતાકા જાણ ॥૨॥ ગજ સત ગુણ અશ્વ સંખ્યા ॥ અશ્વ સત ગુણ પાળાજંત ॥ દુંદુભી પંચલક્ષ વાજીત ॥ યોદ્ધાઓ ઘોર શબ્દ ગર્જંત ॥૩॥ ડીંડીભાનદ્ધી લક્ષ વાજીત ॥ ઐરાવતે ઇંદ્ર સમરથ ॥ શ્વેત અશ્વે ધર્મ વીરાજીત ॥ કુબેર વરૂણ વહ્‌ની રથ ॥૪॥ દીવાકર રથદીવ્ય સોભે ॥ શંકર વ્રષભારૂડ રાજીત ॥ એ પ્રકારે સર્વ સુર સેન્યા ॥ દેખી ભ્રગુસશીને રક્ષીત ॥૫॥ આગળ આવ્યા શંકર પોતે ॥ પુકે બ્રહ્મા વીષ્નુ સર્વ સુર ॥ ત્રીશુળ પટીધરને વ્યાઘ્ર ॥ ચર્માંબરધારી તેજપુર ॥૬॥ ભકતાનુ ગ્રહી ગરૂડે વીષ્નુ ॥ સોભે સર્વેસ સર્વજ્ઞ રૂપ ॥ વળી વીધાતા રત્ન સ્યંદને ॥ દીઠા તે વેદ પીતા અનુપ ॥૭॥ સમીપ આવ્યા જોઈને સુક્રે ॥ કર્યા દેવોને દંડપ્રણામ ॥ શ્વાગત પુછી રત્ન શીઘાસણે ॥ બેસાડ્યાતે મહાસુખ ધામ ॥૮॥ ચર્ણોદક ભક્તિએ લઇને ॥ વીધીપુર્વક કર્યું પુજન ॥ કૃપાળુ જગનાથ વીધાતા ॥ શુક્રપત્યે કહેછે વચન ॥૯॥ બ્રહ્મા ઉવાચ ॥ સાંભળો શુક્ર કહું તમને ॥ દુર્મતી સશીકૃત અનીતી ॥ સ્નાનાર્થ નીજ સ્રમથી આવી ॥ ગુરૂપત્ની પતીવ્રતા સતી ॥૧૦॥ તેને ગ્રહીને તવ સરણે ॥ આવ્યો છે પાપીષ્ટની શાંધીપ ॥ તે કારણ સઉ દેવ સૈન્ય ॥ હું સંભુ આવ્યા તવ સમીપ ॥૧૧॥ સંભુ ઉવાચ ॥ ચંદ્ર લાવ આંહાં વીપ્ર વર ॥ જો દ્વીજ ઇચ્છે આત્મ કલ્યાણ ॥ બંહરીસ શીરતે પાપીનું ॥ નીતો દૈત્ય હણું સહુ જાણ ॥૧૨॥ મારા સસ્ત્રથી કોણ રક્ષીત ॥ ક્ષણ માત્રમાં કરૂં સૌ નાશ ॥ લીલાયે શુર રિંપુ વર્ગને ॥ હણીસ બોલ્યા સ્વે અવીનાશ ॥૧૩॥ દુર્વાશામુની

છે અંશ મારો ।। તેના ગુરૂ અંગીરા મુનીશ ।। અન્યોન્ય સબંધ ગુરૂ પુત્ર ।। તે મારા ગુરૂ કહેછે ઇશ ।।૧૪।। બ્રહસ્પતી માહા તેજસ્વી છે ।। ભસ્મ કરવા સમર્થ જાણ ।। નહિ કરે ગુરૂ કૃપાળુ છે ।। પ્રિય શીશ્ય કારણ પ્રમાણ ।।૧૫।। મારા ગુરૂ પુત્રની પત્ની તે ।। આપ તારા મનોહર ભારી ।। મારા વૈરી ચંદ્રને આપ તું ।। બ્રાત્ર ભારીયા આ હરણકારી ।।૧૬।। શરણાંગત દીનાર્ત પ્રાણી ।। તેની રક્ષા કરે નહિ જેહ ।। નિરંતર પડે નર્ક વિશે ।। યાવત ચંદ્ર દીવાકર તેહ ।।૧૭।। એને વિષે તે પાતક નહિ ।। પાપી શરણાંગતથી પાપ ।। પાપી જેને શરણે જાય તે ।। મહાપાપી અશંશય આપ ।।૧૮।।

પલાણ ।। આપ વિપ્ર સાર્દુલ તે પાપી ।। માત્ર ગામી મુઢ કહે ઇશારે ।। કર બહારનીજ આશ્રમથી ।। તારા, સાધ્વી સહીત મુની સૈરે ।।૧૯।। કડવું ૨ જુ ।।

રાગ દેશાખની ચોપાઇ ।। શુક્ર ઉવાચ ।। સુરાસુરના સાસ્તા છો ઇશ ।। સર્વ જગતના જગદીશ ।। સહાય કરો છો સુર સાથ ।। કેમ દૈત્ય હણો વિશ્વનાથ ।। ।।૨૦।। વિશ્વ સંહરતા સમરથ ।। દૈત્યહણે શું પુરષારથ ।। પરમ જોતી બ્રહ્મ સગુણ ।। ગુણભેદ ત્રીધા નીરગુણ ।।૨૧।। સ્વય બ્રહ્મા. વિષ્નુ, શિવ, રૂપ ।।સર્વે બ્રહ્માન્ડાધીશ અનુપ ।। ક્ષમા કરીને ક્રોધ પેહરો ।। વીપ્ર હણીશું પુરૂષાર્થ કરો ।।૨૨।। જીવી હું ન આપુ નીશાંકર ।। શરણાંગત એ પાપ પર ।। હું તવ શરણે સુખદાન ।। યથ્થોચિત કરો ભગવાન ।।૨૩।। એવાં સાંભળી શુક્ર વચન ।। આનંદ્યા તે શિવ ભગવન ।। પછે આણી મુકયો તારા સાથ ।। સંભુ પાદાંબુજે નીશા નાથ ।।૨૪।। પાદ રજે તે કર્યો પાવન્ન ।। હૃદયે લીધો થઇ પ્રસન્ન ।। અભય આપી કૃપાળુ હર ।। તેને મસ્તકે મુકયોછે કર ।।૨૫।। ક્ષીર દધીયે કરાવી શ્નાન ।। પ્રાયશ્ચીતે કરી ભગવાન ।। કર્યો નિસ્પાપ શિવે નીશેશ ।। સહ બ્રાહ્મણ શુચી બ્રજેશ ।।૨૬।। ચોગે ચંદ્રને દ્વીખંડ કર્યો ।। હરે રક્ષાર્થ લલાટે ધર્યો ।। એવા શંભુ મહા કૃપા કર ।। તેથી નામ તે ચંદ્ર શીખર ।।૨૭।। અધ અંક કલંકીત તેહ ।। લાજી ચંદ્રે કર્યો ત્યાગ દેહ ।। ક્ષીર સિંધુ તીરે ચંદ્ર નાશ ।। શુણી આવ્યા અત્રી દુઃખ વાસ ।।૨૮।। રૂદીત કર્યા અશ્રુ સીંચન ।। તેથી ચંદ્ર થયો શ્રજીવન ।। બ્રહ્મા ભગવાન મહેશ્વર ।। અભિશેક કરે સુખાકર ।।૨૯।। સર્વે દેવ સહીત સ્વમેવ ।। તે પ્રત્યે બોલ્યા શ્રી મહાદેવ ।। માહાદેવ ઉવાચ ।। પુત્ર જાતું સ્વસ્થાન પાવન્ન ।। કર વિશય મુદીત મન્ન ।। પસ્ચાત સ્વશુર આપઘર ।। વ્યાધી ગ્રસ્ત હોશો નીસાંકર ।।૩૦।। ભાદ્ર શુક્લ ચોથદીન માન ।। ગુરૂપત્ની કરી ક્ષતવાન ।। તેથી તે દીવસે નીરવાણ ।। પાપ દ્રશ્ય યુગે યુગ જાણ ।।૩૧।। સતકોટી કલ્પ લગી સહી ।। ભોગવિના કર્મક્ષય નહિ ।। તારા હરણ પાપનું ફળ ।। કલંકયુકત ચંદ્ર મંડળ ।।૩૨।। આવ તારા સાંભળ વચન ।। પતીવ્રતા પરમ પાવન ।। ગર્ભદ્રોનો સત્ય કહો સતી ।। ત્યાગી શુદ્ધ થાતું મહામતી ।।૩૩।।

અકામ સાધ્વી બળાકર્ષીત ॥ તેણે કરી ન નાર દુષીત ॥ નરક પામે કામથી મંદ ॥ યાવત્ ચંદ્રદિવાકર નંદ ॥૩૪॥ પ્રહ્મા પ્રત્યે તારા ગર્ભવતી ॥ ગર્ભ ચંદ્રનો છે કહે સતી ॥ તેણે પુત્ર પ્રસવ્યો સુંદર ॥ લઈ ચાલ્યો ચંદ્રનીજ ઘર ॥૩૫॥ આપી તારા ગુરૂને લજ્જીત ॥ ગુરૂ સ્વાશ્રમ ચાલ્યા ગ્રહીત ॥ વીધી સીવાદીને નામી શીર ॥દેવમુની ચાલ્યા સ્વમંદીર ॥૩૬॥ ગયા સંભુ વિધાતા મુદીત॥ શુક્ર દૈત્યયુક્ત મુદાન્વીત ॥ વ્રજનાથ કહ્યું સુખાકર ॥ પુન્યકારી આખ્યાન એ વર ॥૩૭॥ એના શ્રવણે નિસ્પાપ થાયે ॥ નિસ્કલંકીત નર સદાયે ॥ યશ આયુષ ધાન્યને ધન ॥ સદા સર્વ સંપત વર્ધન ॥૩૮॥ શોક નાશ હર્ષ વ્રદ્ધીકારી ॥ સદા મંગળ અશુભ હારી ॥ તજી શોક સદાનંદ ભર ॥ ગ્રહપ્રત્યે જાઓ વ્રજેસ્વર ॥૩૯॥ સર્વ કહો યશોદાને જઈ ॥ રાખો ગોપી ગણ જ્ઞાન દઈ ॥ સ્ત્રીઓ આમળને શોક ધારી ॥ તેને આપો બોધ સુખકારી ॥૪૦॥ હે નંદ હે નંદ વ્રજેસ્વર ॥ વ્રજ પ્રત્યે જઈ શોકહર ॥ જે મેં આપ્યું છે પરમજ્ઞાન ॥ તેણે થાઓ સદા હર્ષવાન ॥૪૧॥

વલણ ॥ હર્ષવાન થઈ વ્રજ પ્રત્યે ॥ રહો સદા તમો વ્રજરાયરે ॥ ગુલાબખા માનસીંગ કહે ॥ થયો પુર્ણ અગણાએંશીમો અધ્યાયરે ॥૪૨॥ ઇતિ ॥૦ શ્રી કૃષ્ણ ॥૦ નારાયણ ॥૦ ભગવાન નંદ સંવાદે તારા હરણ ત્તન મોચન પ્રસ્તાવો નામ ૭૯ મો અધ્યાય ॥

## અધ્યાય ૮૦ મો.

કડવું ૧ લું ॥ રાગ સારંગ ॥ નંદ ઉવાચ ॥ સર્વ સાંભળ્યું શ્રીભગવંનજી ॥ હવે કરો દુઃસ્વપ્ન કથંનજી ॥ નંદ પ્રત્યે બોલ્યા ભગવાનજી ॥ કહું સાંભળો તે આખ્યાનજી ॥૧॥ ઢાળ ॥ શ્રી ભગવાન ઉવાચ ॥ આખ્યાન કહું તે દુઃસ્વપ્નનું ॥ હશે, હર્ષે, સ્વપ્ન વિષે જંત ॥વિવાહ, નૃત્ય, ને ગીત, દેખે ॥તેને વિપત્તિ પ્રાપ્ત અન્નત ॥૨॥ તૈલ લેપન, સવાએ કરી ॥દક્ષિણ, દીશા પ્રત્યે જે જાય ॥ખર, ઉટ, કે મહીખ, બેસી ॥ તેનું મૃત્યુ અશંશય થાય ॥૩॥ નગ્નાંગ, શ્યામને, છીન્નનાશ ॥દેખે શુદ્રની વીધવા,નાર ॥ મહીતળ, તાળ ફળ, દેખે ॥ તેને શોક પ્રાપ્ત નીરધાર ॥૪॥ સ્વપ્ને બ્રાહ્મણ, બ્રાહ્મણી, રૂઠે ॥ કોપ સંયુક્ત જેપર થાય ॥ તેને વિપત્તી હોય છે નીશ્ચે ॥ તેના ઘરમાંથી લક્ષ્મી જાય ॥૫॥રકત પુષ્પ,પળાશ પુષ્પીત ॥સ્વપ્ને દેખે પામે દુઃખ તેહ ॥મ્રત પશુ, મસ્તક, દેખે ॥અસ્તી માળ, પામે જન જેહ ॥૬॥ એ કુસ્વપ્નનું ફળ થાયે ॥ વ્રજેશ વિપત્ત પામે તેહ ॥દેવાલય, નૃત્ય, ગાન, દેખી ॥ હશે,તેનો હોયે મ્રત દેહ ॥ખર સંયુક્ત રથ, એકાકી ॥૭॥ જે જન તે પરઆરોહીત ॥ એવા સ્વપ્ન વિશે જેજન જાગે ॥મ્રત્યુ હોય છે તેનું નિશ્ચીત ॥૮॥ રકતવસ્ત્ર, ધારી શુદ્ર નારી ॥ વિધવા, સ્વપ્ને કરે આલીંગન ॥ તેને માહા વ્યાધી હોયે અંગે ॥ હે તાત સઘ મમ વચન ॥૯॥ સ્વપ્ન વિષે જે નર્ક, દેખે ॥વળી

માહા અંગાર, નિર્વાણ ॥બહુ ભસ્મ પુર્ણ ચિતા,દખે ॥પામે મ્રત્યુ અશંશય જાણ.॥૧૦॥ કાષ્ટ,ત્રણ,લોહ,કૃષ્ણાંગ,નારી ॥સ્વપ્ને દખે પામે દુઃખ તેહ ॥રકત પુષ્પ,ફળ,માન્સ,દખે ॥ ગોડ,ગુમડ, પ્રગટ દેહ ॥૧૧॥ કાક,ભાલુ,ને રોઝ,વાનર ॥સ્વપ્ને દ્રષ્ટ તે વ્યાધી કારણ ॥ રકત અંગાર,ભસ્મ વ્રષ્ટી ॥દખે તે મહા દુઃખ ધારણ ॥૧૨॥ જટીલ,સુકર,મહીખ, ખર ॥ ઘોર મ્રત જીવ,ભયંકર ॥ અંધકાર, યોની,લીંગ સ્વપ્ને,॥દખે પામે તે વિપત્તિ નર ॥૧૩॥ કુવે,શમ્લેછ,ને યમદુત ॥સસ્ત્ર ધારી,દખે મ્રત્યુ ફળ ॥જેના દંત ભાંગે, કેશ પડે ॥ તેને ધન હાની તે નિશ્ચળ ॥૧૪॥ ગ્રહ પડે, સૈલ્ય, ધુમ,કેતુ ॥ વ્રક્ષ ભંગ,દખે દુઃખા ગત ॥નભથી રથ, તુરંગ, હસ્તી ॥ ભુપડે દખે પામ વિપત ॥૧૫॥ જેના મસ્તક થકી છત્ર તે ॥ કો દુષ્ટ ખળે આકર સતી ॥ નાશ હોએ છે જનક તેનો ॥ અથવા ગુરૂ કે મહીપતી ॥૧૬॥ જેના મંદીર થકી શુરભી ॥ ત્રાશીત વત્સ, સહ પળાયે ॥ તે પાપી થાયને જાય લ ક્ષ્મી ॥ તેની વસુંધરા,પણ જાયે ॥૧૭॥ મ્લેછ, અથવા યમદુત,તે ॥ ઝને પાસે, કરે છે બંધન ॥ ગ્રહી કરી લઇ જાયે સ્વપ્ને ॥ નિશ્ચય મૃત્યુ પામે તે જન ॥૧૮॥ વિરૂધકારી કાક,કુકુર ॥અથવા ભલ્લુક, પક્ષી, જાણ ॥જેના દેહપર પડે આવી ॥ તેનું મૃત્યુ અશંશય વાણ.॥૧૯॥ મહીષ, શુકર,ને ગર્ધભ ॥જેની પરસ્વપ્ને ખીજી ધાયે ॥ તેનું ફળ વ્રજેશ સાં ભળો ॥ તે પ્રાણી નિશ્ચય રોગી થાયે ॥૨૦॥રકત ચંદન,કાષ્ટ, લઇને ॥ગ્રત સંયુકત, હોમે જે જન ॥ ગાયત્રી સહસ્ર કરી, સાન્તી ॥ ભકતીયે જપે મધુશુદન્ન ॥૨૧॥અચ્યુત, કેશવ, મેહા વીશ્નુ ॥શ્રીહરી,ને સત્ય જનાર્દન ॥ હંસ ભગવાન, નારાયણ ॥ અષ્ટ નામ એ શુભ પાવન ॥૨૨॥શ્રીકૃષ્ણ,વિશ્નુ,નેનારાયણ ॥વળીમાધવ,મધુશુદન્ન ॥શ્રીહરી,ને નરહરી,રામા નિત્ય ગોવીંદ, વિભુ વામન્ન ॥૨૩॥પવીત્ર થઇને એનું પુજન ॥કરે ભકતી શ્રદ્ધાયુત જાપ ॥ દુઃસ્વપ્ન તે શુસ્વપ્ન થાયને ॥ દુઃખ નાશીત હોયે નિઃપાપ ॥૨૪॥ લક્ષધા જાપ કરે જે પ્રાણી ॥ બંધન મુકત નિશ્ચય હોયે ॥ દશ લક્ષ જપવેથી વંધ્યા ॥ જે નારી હોયે પ્રસુતા સોયે ॥૨૫॥ અશુદ્ધ જપેથી શુદ્ધ થાયે ॥ દરિદ્રિ જપે તો પામે ધન ॥ સત લક્ષ જો જાપ કરે તો ॥ જીવન મુકત હોયે તે જન ॥૨૬॥ ૐનમઃ॥ સ્વામી કારતીક, ને દીને- શ્વર ॥ સીવ,દુર્ગા, વળી ગણપતી ॥ધર્મ, ગંગાને, સતી તુળશી ॥ રાધીકા,લક્ષ્મીને, સર સ્વતી ॥૨૭॥ એ નામ સઘળા ભદ્રકારી ॥ જળે સ્નાન કરી જપે જેહ ॥મનવાંછીત પામે તે પ્રાણી ॥ દુઃસ્વપ્ન સુસ્વપ્ન હોયે તેહ ॥૨૮॥ ૐશ્રીક્લીં દુર્ગતીનાશીન્યૈ માહામાયા યૈ સ્વાહા॥ ૐનમો મૃત્યુ જય એ રીતે ॥ સ્વાહાંત લક્ષધા જપ પર ॥ દખે મરણ સ્વપ્ન વિષે તે ॥ પુર્ણ આયુષ ભોગવે નર ॥૨૯॥ વલણ॥ નરાયુષ યશવ્રદ્ધિ પાપનાશે ॥ હવે શું સાંભળવા ઇચ્છાયરે ॥ ગુલાબબા સુણો માનસીંગ કહે ॥ પુર્ણ થયો એંશીમો અધ્યાયરે ॥૩૦॥ ઇતિ ॥૦ નારાયણ ॥૦ ભગવાન ॥૦દુઃસ્વપ્નકથન પ્રસ્તાવો નામ ૮૦ મો અધ્યાય સંપુર્ણ ॥

# અધ્યાય ૮૧ મો

કડવું ૧ લું ॥ રાગ મારૂની ચોપાઈ ॥ નંદ ઉવાચ ॥ વેદ વિધી હેતું અંતર્યામી ॥ તમો વિના કોને પુછું સ્વામી ॥વિપ્ર,ક્ષત્રી, વૈશ્ય,શુદ્ર, કર્મ ॥સન્યાસી, યતીના, કહો ધર્મ ॥૧॥ બ્રહ્મચારી,ગ્રહીના, જે હોયે ॥વિધવા સ્ત્રી,વિષ્નવ, ના સોયે ॥ પતિવ્રતા, ધર્મ કૃપા કરી ॥તમો સર્વ કહેવા યોગ્ય હરી ॥૨॥કહો ગુરૂ પ્રત્યે, શીષ્ય કૃતિ॥ પુત્ર કન્યાના,માબાપ પ્રતી ॥કેટલી વિધી, હોય છે નાર ॥કહો ભકત, કેટલા પ્રકાર ॥૩॥ એ શ્રવણ ઇચ્છા મન ધરી ॥ તવ મુખાંબુજથી શ્રીહરી ॥ ભગવાન ઉવાચ ॥

સંધ્યાઆદી નીત્ય, વીપ્ર જન ॥ સદા કરે તે મારૂં, સેવન ॥નિત્ય મમ પ્રસાદ,ભોજન ॥ અનિધવેન ભક્ષીત જન ॥૪॥ અન વિષ્ટા મુત્ર જળ જેહ ॥ અનિવેદીત વિશ્નુને તેહ ॥ વિશ્નુ પ્રસાદ ભક્ષીત મુદા ॥ જીવન્મુકત તે બ્રાહ્મણ સદા ॥૫॥ નિત્ય તપ નીરત નીર્વાણ ॥ સુચી શાંત્ત શાસ્ત્ર વીત જાણ ॥વ્રત, તીર્થ, આશ્રીત ધર્મીષ્ટ ॥નાના ધ્યાન, યુકત બ્રહ્મનિષ્ટ ॥૬॥ ગુરૂ સેવે વિશ્નુ મંત્ર ગ્રહી ॥ લઇ આજ્ઞાને હોયે સંગ્રહી ॥ દક્ષિણાપુજા ગુરૂ અર્પિત ॥ ગુરૂ પોષણ કરે સમીત ॥૭॥ સર્વ વંધ મદ્ધે પિતા સમ॥ ગુરૂદેવ સદા સર્વોતમ ॥ પ્રત્યક્ષ ભોકતા ગુરૂ જગદીશ ॥ ગુરૂ બ્રહ્મા વિશ્નુ સ્વયઇસ ॥૮॥ ગુરૂ સર્વ દેવ આવાહન ॥ ગુરૂ પ્રસન્ને દેવ પ્રસન્ન ॥ સ્વધર્મ નીરત સદા સુચી ॥ પર ધર્મી વીપ્ર તે અસુચી ॥૯॥અપવીત્ર વીપ્ર વૃષભ,વાહી ॥ પાક કારી,શુદ્ર સામ,દાહી ॥દેવાળયે દેવ દ્રવ્ય, ગ્રાહી ॥ સંધ્યાહીન, શુદ્ર સમ આહી॥૧૦॥જે બ્રાહ્મણ દીવસે સેયંન ॥ કરે સ્રાદ્ધ સુદ્રાન્ન, ભોજન ॥ સુદ્ર તુલ્ય સદા દ્વીજ જાણી ॥ ભકતી હીન દુર્બલ તે પ્રાણી ॥૧૧॥ જે મંત્રે સાલીગ્રામ પુજક ॥ ભક્ષે નૈવેધને પાદોદક ॥ હરિ પાદોદક પાનકારી ॥ તિથ સ્નાઇ હોયે પાપહારી ॥૧૨॥ સર્વ યજ્ઞ વિશે તે દીક્ષીત ॥ વિષ્નુ લોક પ્રત્યે નિવાશીત ॥ વિપ્ર વિષ્નુ નૈવેધ ભોજન॥પ્રયત્ને કરે વીષ્નુ પુજન ॥૧૩॥ નિત્ય ત્રીસંધ્યા, બ્રાહ્મણ કરે॥ એકાદશી,નું વ્રત આચરે ॥ જન્માષ્ટમી,કરે અપવાસ ॥ શીવરાત્રી, કરે મમ દાસ ॥૧૪॥ રામ નવમી, રહે નિરાહાર ॥ જીવનમુકત દ્વીજ બ્રહ્માકાર ॥પ્રથવી વિષે તિર્થ, જે હોયા॥ વિપ્ર ચરણે સમગ્ર સોય ॥૧૫॥ પીએ વીપ્ર પાદોદક જેહ ॥તીર્થ સ્નાઈ હોય નર તેહ॥ પવીત્ર પાવક સમ હોયે ॥ યમ લોક, સ્વપ્ને નહી જોયે ॥૧૬॥ વૈકુંઠે મુદીત નિરવાણ ॥ હરી પાર્સદ થાયે તે જાણ ॥ નહી હોયછે તેનું પતન ॥ હરી સેવી વીપ્ર હરીજન ॥૧૭॥ વિષ્નુ મંત્ર, ઉપાશક જેહ ॥માહા વૈષ્નવ દ્વીજ છે તેહ ॥ વૈષ્નવ, બ્રાહ્મણ, બુદ્ધીમાન ॥ કોન પુરૂષ તેની સમાન ॥૧૮॥ નિગમોકત,પુરાણોકત, જેહ ॥તેણે વર્તે સુચી મુની તેહ ॥ વિષ્નુ મંત્ર શ્રી ગુરૂ વદીત ॥ જેના કર્ણે વીશ પ્રવેશીત ॥૧૯॥ તે વૈષ્નવ પરમપાવન ॥

થાય માહા અનુભવીજન ॥ એ મંત્ર ગ્રહણ માત્રે જાણ ॥ જીવન મુકત હોયે નીરવાણ ॥૨૦॥ વલણ ॥ નિર્વાણ સ્થાન મધ્યે તે જાયછે ॥ અખીલ બ્રહ્માંડને ભેદીતરે પ્રજેસ નીરાકાર નીર્ગુણ ॥ તે મુદીત હરીપદ સ્થીતરે ॥૨૧॥ કડવું ૨ જું ॥ રાગ સામેરી ॥ સપ્ત પુર્વ પરના પ્રમાણજી ॥ ઉદ્ધારે કુળ જનને જાણજી ॥ વિષ્નુભકત પરમ પાવનજી ॥ ઉદ્ધારે મોસાળ પીત્રુ જનજી ॥૨૨॥ ઢાળ ॥ પીત્રુજન ઉદ્ધાર પામે ॥ વિષ્નુ મંત્ર ગ્રહણે પ્રજેસ ॥ ગ્રહી એકાંતીક જપ કરી ॥ પ્રસન્ન કરે પરાપરેસ ॥૨૩॥ દ્વીજ દેવતા છે પ્રાણ મારા ॥ પ્રાણાધીક સદા ભકત જન ॥ વિસ્વ મધ્યે પ્રીય પાત્ર વીષે કોન ભકત થકી પ્રીય મન ॥૨૪॥માહા તેજસ્વીન ગુરૂ જોઇ ॥સકે સર્વત્ર રક્ષણ કારી॥ તે થકી મંત્ર ગ્રહણ કરે ॥વીચીક્ષણ તે મન વીચારી ॥૨૫॥ વય હીનને જ્ઞાન હીનથી॥ વીદ્યા હીનને સાસ્ત્ર વીહીન ॥ વ્યાધીવાનને વંશ હીન જે ॥ ભાર્યા હીનને માહા મલીન ॥૨૬॥ તે થકી ન ગ્રહણ કરવો ॥ મંત્ર કદાપી નહી પ્રજેસ ॥ વિષ્નુ ભક્તિ હીન થકી વળી ॥ વિષ્નુ મંત્ર ન ગ્રહવો લેશ॥૨૭॥ સૈવસાકત દ્વીજ થકીવળી ॥ ગ્રહે કદાન વૈષ્નવ કોય ॥ વય હીનથી અલ્પઆયુશ ॥ જ્ઞાનહીને અપંડીત હોય ॥૨૮॥ વિદ્યા હીનથી હોય મુર્ખતા ॥ જાતી હીનથી ક્ષય નીર્વાણ ॥ મુર્ખથી મુર્ખ સદ્ય હોયછે ॥ દુઃખી સ્વાશ્રમ હીનથી જાણ ॥૨૯॥ વંશ હીનથી નીરવંશ હોયે ॥વ્યાધી યુકતે હોયે વ્યાધીવાન ॥ ભાર્યા હીનથી સ્ત્રિહીન થાયે ॥ શીષ્ય હોયછે ગુરૂ સમાન ॥૩૦॥ વિષ્નુ ભકતી હીનથકી થાયે ॥ સદ્ય વીષ્નુ ભકતી હીન જન ॥ સૈવસાકત ગુરૂથી પ્રજેસ ॥ હોય ન હરી ભક્તિ વર્ધન ॥૩૧॥ બ્રાહ્મણ વૈષ્નવ હોય જે તે ॥ શકે નીવેદીત પકવ અન્ન ॥ અસમર્થ હરીને અર્પવા ॥ પકવ અન્નતે ઇતર જન્ન ॥૩૨॥ ઓંકાર ઉચારણ કરીને ॥ સાલીગ્રામનું કરે અર્ચન ॥ વીપ્ર વૈષ્નવ વીના અન્યને ॥ થાયે પાતક ધરે પકવ અન્ન ॥૩૩॥ વીપ્ર વૈષ્નવે પાક કરવો ॥ નીત્ય નીત્ય તે ભાંડનુંતન ॥ અથવા પક્ષ પર્યંત રાખે ॥ ત્યાગ કરે તે પંડીત જન ॥૩૪॥ સ્થાન સુચી કરી પાક કરે ॥ પછે મને નીવેદીત તેહ ॥ ભક્ષે તે પોતે પવીત્ર કરી ॥અપવીત્ર મને ન અર્પે જેહ ॥૩૫॥ ચંદ્ર સુર્યનું ગ્રહણ થાયે ॥જન્મ મૃતાસૌચ માહા ભાગ ॥ સદ્ય અસુચી સમય ત્યારે ॥ કરે પાક ભાંડ પરી ત્યાગ ॥૩૬॥ યાત્રા યુદ્ધ ગંગાતીર વિશે ॥ વળી જો હોયે શ્રાધ દીવસ ॥ ભોજન મૈથુન ત્યાગ કરે ॥ નીમ કરીને પામે તે જસ ॥૩૭॥ દ્વીજ વીષ્નુભકત બુધજન ॥ એને પાત્ર આપે સત વાણ ॥ વ્રસળી પતીને નહી આપે ॥ શુદ્ર શેવકને નહી જાણ ॥૩૮॥ સંધ્યા હીનને વૃષવાહક ॥ દુષ્ટ સુકત, વીક્રીય જેજન ॥ કદાચીત એને નહી આપે ॥આપે વીપ્ર નરક ગમન ॥૩૯॥ સર્વ પાતકીથી માહા પાપી ॥ કન્યાવીક્રીય કરતા જેહ ॥ મુલ્ય લઈ જે આપે છે તે ॥ રૈરવ નર્ક ભોગવે તેહ ॥૪૦॥ તે કારણ માટે વીચીક્ષણ ॥ કન્યા સુપાત્રને આપે સહી ।

કુપાત્રને આપે પ.પ હોયે ॥ તેથી સુજ્ઞ તેને આપે નહી ॥૪૧॥ વિપ્રને વૈષ્નવનો ધર્મ જે ॥ તે વ્રજેશ્વર કર્યો કથીત ॥ કહ્યોછે પુરાણ વીષે સર્વે ॥ એ ચારે વેદમુતં વદીત ॥૪૨॥ વલણ ॥ વદીત વિપ્ર વૈસ્નવ ધર્મ ॥ વેદે નારાયણ નરરાયરે ॥ ગુલાબમા કવી માન કહે ॥ થયો પુર્ણ એકાસીમો અધ્યાયરે ॥૪૩॥ ઇતી ॥ બ્રહ્મ ॥ શ્રીકૃષ્ણ ॥ નારાયણ ॥ ભગવાન ॥ વિપ્ર વૈષ્નવ ધર્મ કથન ॥૮૧॥ મો અધ્યાય સંપુર્ણ ॥

# અધ્યાય ૮૨ મો.

કડવું ૧ લું ॥ રાગ કેદારાની ચોપાઇ ॥ નંદ ઉવાચ ॥ ક્ષત્રી,વૈષ્ય,ને શુદ્ર,નો ધર્મ ॥ પ્રથવી તળે જે જેનું કર્મ ॥ સર્વ કહો કૃષ્ણ જગ સ્વામી ॥ સર્વજ્ઞ તમો અંતરયાંમી ॥૧॥ શ્રી ભગવાન ઉવાચ ॥ ક્ષત્રીનો ધર્મ દ્વીજ, પુજન ॥ નિત્ય કરે નારાયણાર્ચન ॥ કરે રાજયનું, પરીપાળણ ॥સદા નિર્ભયતા રહે રણ ॥૨॥ દ્વીજ, બંદીને, આપે તે દાન ॥સરણાંગત, રક્ષીતવાન ॥પુત્રવત પ્રજાને, સુખદા ॥દુખીનું, કરે પાલન સદા ॥૩॥ સસ્ત્રકળાદક્ષ, રણ ધીર ॥ કરે તપન, દેવ મંદીર ॥ શાસ્ત્ર જ્ઞાતા, પંડીત, પાળીત ॥ દયા સંયુક્ત, સભા શોભીત ॥૪॥ હસ્તી, હય, રથ,પાળા, જન ॥ ચતુર્વીધ સેના સોહાવન ॥યત્ને પાળે,સદા સુખ દાન ॥યસસ્વી,માહા પ્રતાપ,વાન ॥૫॥ વૈશ્યનો મુખ્ય વાણીજ,ધર્મ ॥ગઉરક્ષણને,ક્રષી, કર્મ ॥વીપ્ર,સંતને,દેવ,અર્ચન ॥તપ,પરમ વ્રત,સેવન ॥૬॥ વીપ્ર પુજન, સુદ્રનો ધર્મ ॥ ભકતીયુક્ત એ વેદોક્ત કર્મ ॥ વીપ્ર વસ્તુને હરતા જેહ ॥ સતજન્મ સ્વાન. હોય તેહ ॥૭॥ બ્રાહ્મણી, સહ જે છે વીહારી ॥ માત્ર ગામી, તે પાતક કારી ॥ કહુ સન્યાસીના ધર્મ જેહ ॥ મારા મુખથી સાંભળો તેહ ॥૮॥ દંડગ્રહણે, સન્યસ્ત ભુપ ॥ નર હોય નારાયણ રૂપ ॥ પુર્વ કર્મ તે કરે દહન ॥ ક્રીયમાણ નીરાશ્રીત મન ॥૯॥ ભકતીયે કરે મારૂં, ચીંતન ॥ આવે તે મમસુખ ભુવન ॥ સન્યાશીના પાદપર સાય ॥ સદ્ય પ્રથવી પાવન થાય ॥૧૦॥ વૈષ્નવનો સ્પર્સ પાપહારી ॥ જેમ તીર્થ છે પવીત્રકારી ॥ સન્યાસી સ્પર્શે પવીત્ર નર ॥ સન્યાશી જમાડે પુન્યવર ॥૧૧॥ અશ્વમેધ ફળ મહી તળ ॥ નમસ્કારે રાજસુયફળ ॥ સન્યાસી સંતોષે ફળ જાણ ॥ યતી બ્રહ્મચારી તે પ્રમાણ ॥૧૨॥ સાંજ સમય સુધીત થાયે ॥ સન્યાસી ગ્રહીને ઘેર જાયે ॥ સુભોજન કદા કુભોજન ॥ ન તજે જમે થઇ પ્રસન્ન ॥૧૩॥ ન કરે યાચુના મીષ્ટ અન્ન ॥ કદા કરે નહી ક્રોપ મન ॥ સન્યાસી ધનને નહી ગ્રહે ॥ એકવાસ કદા નહી રહે ॥૧૪॥ સીત ગ્રીષ્મ છે જેને સમાન ॥ લોભ મોહ વીવર્જીત માન ॥ એક રાત્રી રહે એક સ્થાન ॥ પ્રાતુસ્કાળે અન્યસ્થળ ધ્યાન ॥૧૫॥ ગતી કરેજો બેસી વાહન ॥ કદા ગ્રહેજો ગ્રહીનું ધન ॥ ગ્રહ બાંધે કરેજો વેપાર ॥ ભ્રષ્ટ સન્યાસી તે સ્વ આચાર ॥૧૬॥ બ્રાહ્મણ, ક્ષત્રીની

વીધવા નાર ॥ હવીસ્યાન્ન ભક્ષે એકવાર ॥દીવ્યવસ્ત્ર, ગંધ, તેલ, તજે ॥ નહી સીંદુર,ભુષણ, સજે ॥૧૭॥ હરી સમરે ને ધ્યાન ધરે ॥ નારાયણ સેવા નીત્ય કરે ॥ હરીભકતી, રત રહે સોય ॥ પુત્રવત પુરૂષને જોય ॥૧૮॥ મીષ્ટ અન્ન, ભક્ષ નહી કરે ॥ એકાદશી, સુવ્રત આચરે ॥ શીવરાત્રીવ્રત, જન્માષ્ટમી ॥ ભકતીયે કરે રામનવમી ॥ ૧૯ ॥ નલે તાંબુલ વીધવા, નારી ॥ સન્યાસી,યતીને, બ્રહ્મચારી ॥ બાળાવસ્થા કેશ શીર ધરે ॥ તીર્થે જઈ પછી પરહરે ॥૨૦॥ તૈલાંગનકરે મરદન ॥ દર્પણ, નજુવે સ્વવદન ॥ બુણો સંતધર્મ સુખદાત ॥ સાંમવેદની રૂપીત તાત ॥૨૧॥ ભણે ભણાવે વેદાનુસરે ॥ પરીપાલણ શીષ્યનું કરે ॥ નીત્ય કરે ગુરૂનું સેવન ॥ નીરંતર દ્વીજ દેવાર્ચન ॥૨૨॥ સીદ્ધાંત સાસ્ત્રનું કરે ધ્યાન ॥ સ્વાત્મા સંતોષે સુખવ્યાખ્યાન ગ્રંથાભ્યાસ કરે નીરંતર ॥ વેદ સંમત વીચારપર ॥૨૩॥ વલણ ॥ પરમાચરણ સુધ સર્વે ॥ સંતધર્મ એ વેદ વિખ્યાતરે ॥પતીવ્રતાના ધર્મ કહું તે ॥ સર્વે સાંભળો તમો તાતરે ॥૨૪॥

કડવું ૨ જુ ॥ રાગ રામગ્રી ॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥ સ્વામી પાદોદક શીર ધરેજી ॥ નીત્ય ભકતીભાવે ભોગ કરેજી ॥ તેની આજ્ઞા ધીનવર્ત માનજી ॥ તજે દેવવૃત તપ ધ્યાનજી ॥૨૫॥ ઢાળ ॥ ધ્યાન તજી સર્વ ધર્મનું તે ॥ પતી સેવા વીષે માહાહીત ॥ પતી સંતોષી શેવન કરે ॥ કર્મ કરે ન આજ્ઞા રહીત ॥૨૬॥ નારાયણવત સેવા તત્પર ॥ ધ્યાનાસ્થીત રહે નીજપતી ॥ પર પુરૂષે ન દ્રષ્ટી કરે ॥ સુવેસ નર ન જુવે સતી ॥૨૭॥ નટ નૃત્ય નાચ ક્રીડા મેળા ॥ તે જુવે નહી સુપતી વૃતા ॥ સ્વામી ભક્ષ ઉચ્છીષ્ટ સતી ભક્ષે॥ ક્ષણ સંગ ન તજે સુવ્રતા ॥૨૮॥ ઉત્તરોત્તર ન દે સ્વામીને ॥ કદા કોપ કરે નહી મન ॥ કોપયુકત મુખ કરે નહી ॥ સુપ્રીત કાંતને આપે ભોજન ॥૨૯॥ નહી જગાડે નીંદ્રા વીશેથી ॥ કદા કામ પોતે ન પ્રેરીત ॥ પુત્ર થકી સતગુણો સ્નેહ ॥ પતી વીશે સતી સમરીત ॥૩૦॥ પતીદેવને પતીની પુજા ॥ કુલ સ્ત્રીને પરમ દેવત ॥ સુધાતુલ્ય નીજપતી મુખ ॥ જુવે સુંદરી સદા સુમત ॥૩૧॥ જે પતીવ્રતા સ્ત્રીનો પતી તે ॥ કર્મ બંધ થકી મુકત હોય ॥ સતીના વૃત તેજે કરીને ॥ કર્મ ભોગ ન ભોગવે સોય ॥૩૨॥ તેણે સહનીઃકર્મી થઇને ॥ જાય મુદીત હરી મંદીર ॥ પૃથ્વી વીષે તીર્થ ફલ જે તે ॥ સતીપાદ પક્ષાલીત નીર ॥૩૩॥ તેજ જે સુરમુની સ્વરનું ॥ સતી વીષે તે સર્વ પ્રમાણ ॥ તપસ્વીનું તપવ્રતી વ્રત ॥ ફળ સતી વીષે સર્વ જાણ ॥૩૪॥ દાન ફળ દાનેશ્વરીનુ જે ॥ નારાયણ સંભુ જગસ્વામી ॥ ધાતા સુરમુની સીદ્ધ સર્વે ॥ નીરંતર રહે ભય માની ॥૩૫॥ સતીના પાદ રજે કરીને ॥ સદ્ય પાવન હોયછે ધર ॥ સતી ને નમસ્કાર કરે જે॥ પાતક મુકત હોય તે નર ॥૩૬॥ ત્રૈલોકય ભસ્મ કરી શકેછે ॥ ક્ષણમાંહી પ્રતીવ્રતા નાર ॥ તેને ભય કીંચીત નહી ॥ દેવયમ

થકી નીરધાર ॥૩૭॥ સ્વતેજે કરી સમર્થ બહુ ॥ પતીવૃતા પરમ પાવન ॥ સતીના પતી પુત્ર સરવે ॥ નીસંક રહે સદા તે મન ॥૩૮॥ સત જન્મ પુનીતને ઘેર ॥ પતીવ્રતા પ્રગટીત થાયે॥ પતીવ્રતા પ્રસુતી પાવન ॥ જીવનમુકત હોય પીતાયે ॥૩૯॥ સતી પ્રાત ઉઠી કરી નીજ ॥ સ્વામીને નમી કરે સ્તવન ॥ ગ્રહકૃત્ય કરી સ્નાન કરે ॥ ભકિતયે કરે પતી પુજન ॥૪૦॥ પવીત્ર જળે સ્નાન કરાવી ॥ વસ્ત્ર આપી પાદ પ્રક્ષાલીત ॥ આશન આપી કરે ચંદન ॥ સર્વાંગ ગળે માલ્ય અર્પીત ॥૪૧॥ સામવેદોકત મંત્રે કરીને ॥ભોગદ્રવ્ય આપે સુધા સમાન ॥ સંપુજ્ય કાંત ભકતી થકી ને ॥ સ્તવીનમે પતી ભગવાન ॥૪૨॥ મંત્ર ॥ ૐ નમઃકાન્તાય,સાન્તાય સર્વ દેવા શ્રયાય સ્વાહા॥ એ મંત્રે કરી પુષ્પ ચંદન ॥ પાદ્યર્ઘ ધુપ દીપાનું કુળ ॥ વસ્ત્ર નૈવેદ્ય ઉત્તમ અર્પે ॥ સુવાસીત નીરને તાંબુળ ॥૪૩॥ એ અરર્પાને સ્તોત્ર ભણે તે ॥ પદ્માકૃત પુરવે જે જાણ ॥ ૐ નમઃ કાન્તાય સાસ્ત્રવીશે ॥ શીવ ચંદ્રરૂપ નીરવાણ ॥૪૪॥ નમો કાન્ત શાન્ત દેવાશ્રય ॥ બ્રહ્મરૂપ સતી પ્રાણાધાર ॥ નમો પંચ પ્રાણાધી દેવાય ॥ પત્નીને પરમાનંદાકાર ॥૪૫॥ પતી બ્રહ્મા વીશ્નુ મહેશ્વર ॥ પતી નિર્ગુણાધાર બ્રહ્મરૂપ ॥ ભગવાન દોષ ક્ષમા કરો ॥ દાશીનો દયાસીંધુ અનુપ ॥૪૬॥ એ સ્તોત્ર મહા પવીત્ર એને ॥ સૃષ્ટીની આદી પદ્માયે કીધુ ॥ સરસ્વતી ધરણી ગંગાયે ॥ પુરવે પ્રીતે ભણીને લીધુ ॥૪૭॥ બ્રહ્માની સાવીત્રી યે એ સ્તોત્ર ॥ સીવની પાર્વતી ભણ્યા જાણ ॥ મુની સુરની પત્ની સરવે ॥ ભણ્યા સ્તોત્ર પુરવે નિર્વાણ ॥૪૮॥ પતીવ્રતાને સ્તોત્ર સુભદા ॥ પ્રેમે પતીવૃતા સુણે એહ ॥ અન્ય નર નારી જે સાંભળે ॥ સર્વ વાંછીત પામે છે તેહ ॥૪૯॥ અપુત્રી હોય તે પુત્ર પામે ॥ નીર્ધન હોય તે પામે ધન ॥ રોગ થકી મુકત હોય રોગી ॥ બંધ મુકત હોય બંધ જંન ॥૫૦॥ પતીવૃતાના સ્તવને કરી ॥ સર્વ તીર્થ સ્નાન ફળ થાય ॥ સર્વ તપને વૃત સર્વનુ ॥ સદ્યફળ પામે વ્રજરાય ॥૫૧॥ વલણ ॥ વ્રજરાય સતી ધર્મ કહ્યો ॥ સુણો ગ્રહી ધર્મ સુખદાયરે ॥ ગુલાબબા માનસીંગ કહે ॥ પુર્ણ થયો બ્યાસીમો અધ્યાયરે ॥૫૨॥ ઇતી ॥ બ્રહ્મ ॥ અધ્યાય ૮૨ મો સંપુર્ણ ॥

## અધ્યાય ૮૩ મો.

કડવું ૧ લું ॥ રાગ દેશાખની ચોપાઇ ॥ શ્રી ભગવાન ઉવાચ ॥

ગ્રહી દ્વીજ, દેવાર્ચન, કરે ॥ ચારે વર્ણ સ્વધર્મ આચરે ॥ ગ્રહીની આશા દેવાદી કરે ॥ પુજે ન અતીથી, પાપ ધરે ॥૧॥ નીમીત કાળે કરે પુજન ॥ પીતર, અતિથી, દેવાર્ચન ॥ સંધ્યાકાળે અતીથી પુજાયે ॥ ગ્રહીને દઇ આશીષ જાયે ॥૨॥ ન પુજે જો આવ્યા નીજ ધામે ॥ ત્રયલોકનું પાતક પામે ॥ જો અતીથી અપુજીત જાયે ॥ દેવ, પીતરથી

-શમ થાયે ॥૩॥ બ્રહ્મ, ગૌ, સ્ત્રી, ગુરૂ, ઘાતી હોયે ॥ જે અતીથી પુજે નહી સોયે ॥ પાપ આપી લે પુન્ય પળાયે ॥ સ્વર્ગે દેવને, પીતર, જાયે ॥૪॥ તેથી સર્વથા કરે પુજન ॥નીરંતર ધર્મ વીત જન ॥ માંડે આશ્રમ પુષ્પગી સહ ॥ મરણાધીક દુઃખ તે ગ્રહ ॥૫॥ પતી દેશ, સદા દુષ્ટ કરે ॥ નાપે ભોજન, ક્લેશ, આચરે ॥ તૃણવત માને, ધીકારે સોય ॥ દુર્વાક્ય વન્હિ દગ્ધ તે હોય ॥૬॥ જીવન પર્યંત દુઃખાગાર ॥ દુષ્ટ વંશની પામે જે નાર ॥ સુણો સુગ્રહીણીનો આચાર ॥ પુજે પતી, દેવ, દ્વીજાકાર ॥૭॥ પ્રાત ઉઠી નમે પતી સુર ॥ કરે આંગણુ મંગળ પુર ॥ ગૌમુત્ર જળ લઈ પોતે ફરી ॥ કરે સ્નાન ગ્રહ કૃત્ય કરી ॥૮॥ નમે સુર, વીપ્ર, નીજ પતી ॥ પુજત ગ્રહ દેવતા, સતી ॥ ગ્રહ કૃત્યથી વીરામ પામી ॥ સતી જમાડે છે નીજ સ્વામી ॥૯॥ અતિથી, જમાડીને પુજન ॥ કરી, સતી કરે સ્વભોજન ॥ પુત્ર કરે, જનકની સેવ ॥ શીષ્ય પુજે, નીજ ગુરૂ દેવ ॥૧૦॥ કર્મ કરે આજ્ઞાધીન જાણ ॥ પુત્ર, શીષ્ય, સેવક, પ્રમાણ ॥ કર્મ કહે ન કદા કીંચીત ॥ ગુરૂ પીતાને સર્વ અર્પિત ॥૧૧॥ ગુરૂ, પીતા, ઇશ જાણે સહી ॥ નર બુદ્ધી, કદા કરે નહી ॥ જો કરેતો હોયે અપાવન ॥ બ્રહ્મહત્યા પામે, સધજન ॥૧૨॥ પીતા અધીક, માતાની સેવ ॥ માતા, અધીક સદા ગુરૂ દેવ ॥ માતા, પીતા, ગુરૂ, ભાર્યા, જેહ ॥ શીષ્ય, પુત્ર,ને અનાથ, તેહ ॥૧૩॥ ભગીની, કન્યા, ગુરૂની નારી ॥ એને પોષે જે તે ધર્મ ધારી ॥ સર્વ ધર્મ કહ્યોછે મે તાત કહું ત્રીવીધ સ્ત્રીનીરે જાત ॥૧૪॥ શ્રેષ્ઠ પતીવૃતા સુખ દાતા ॥ જાતી સર્વાદી શ્રીજી વીધાતા ॥ બીજી ત્રીવીધા નીમીત નાર ॥ ઉત્તમાધમ, મધ્યમાકાર ॥૧૫॥ ઉત્તમ સ્ત્રી, પતીભકતીકારી ॥ માહા ધર્મ યુક્ત, સુવીચારી ॥ પ્રાણાંતે ન કરે, ભ્રષ્ટ મન ॥ કદાપી ન, ભજે જાર જન ॥૧૬॥ સદા કરે સ્વકાંત, પુજન ॥ દેવ, દ્વીજ, અતીથી, યજન ॥ નાનાવ્રત, ઉપવાસ, કરે ॥ ઉત્તમ, પતીને અનુસરે ॥૧૭॥ કીંચીત્ પ્રેમે પતી ભગવન ॥ એ રીતે મધ્યમા નારી જન ॥ યત્ને રહે પતી રક્ષાકાર ॥ ભય થકી, ભજે નહી જાર ॥૧૮॥ નહી સમય, સ્થાન, વીચારી ॥ નમસે નર, પ્રાર્થનાકારી ॥ તેણે સત્યત્વ, રાખ્યુંછે તાત ॥ હવે કહું અધમની વાત ॥૧૯॥ અધર્મી, દુર્મુખી, કળ હીત ॥ પતીને તીરસ્કારે, તે નીત ॥ જાર સેવે, રહે મનમુદા ॥ કાંતને દુઃખ દાતાછે, સદા ॥૨૦॥ રતી સુર, યુવા, જોઇ નર ॥ જાર કરે દુષ્ટ, નીરંતર ॥ પતીનું નહી કરે સેવન ॥ કરે જારનું સદા ચીંતન ॥૨૧॥ ગુરૂને તે, તીરસ્કાર કરે ॥ યાચે જારને, સેવા આચરે ॥ અધર્મ યુકત તે નીરંતર ॥ સ્વામી સાથે કપટ તત્પર ॥૨૨॥ વૃત, ધર્મ, કરે નહી મન ॥ અહર્નીસ તે જાર ચીંત્વન ॥ નારી જાતી ત્રીવીધા કથન ॥ સુણો કહું ત્રીધા ભકત જન ॥૨૩॥ મારા ગુણ કીર્તન આધાર ॥ ને ત્યાગ કરે સુખ સંસાર ॥ મારા પદાબ્જ ધ્યાન પાવન ॥ ભકતને સદા મારૂં ભજન ॥૨૪॥ નહી ઇચ્છે સાલોકયાદીચાર ॥ ઇચ્છે મારી સેવાનો આધાર ॥ મારી ભકિત માગે તે પાવન ॥

નારી,પુરૂષ,ભેદ ન મન ॥૨૫॥ એવું ઉત્તમનું વર્તમાન ॥ ભકતી ઇચ્છેને સેવાનું ધ્યાન ॥
મધ્યમ કરે મારૂં ભજન ॥ ભકતીયે રાખે સેવામાં મન ॥૨૬॥ સીદ્ધી સુખ ત્રૈભુવને માગે ॥
ઇંદ્ર દેવાદી પદ ન માગે ॥ મમ જાપ કરી તે સુજાણ ॥ ચાહે મોક્ષ પદ નીરવાણ ॥૨૭॥
શોધે શ્રુતિ સીધાંતનો સાર ॥ મને જુવે નીર્ગુણ નીરાકાર ॥ સર્વત્ર તેને મારૂં દર્શન ॥
સદા રહે પરમ પાવન ॥૨૮॥ કનીષ્ઠ પણ મને તે ભજે ॥ નીત્ય મત્યે મારી સેવા
સજે ॥ અહર્નીશ કરે મમ જાપ ॥ સંત સેવે તે દયળુ આપ ॥૨૯॥ પ્રારબ્ધ કરે ભોગ
વીનાશ ॥ કાંઇ ચાહે ન હરી વીશ્વાસ ॥ કર્મ કર્તા નહું નીરમાંન ॥ જે તે કંઇ સર્વ શ્રી
ભગવાન ॥૩૦॥ મનસાવાચા કાયાયે કરી ॥ નીરંતર ચીંતન શ્રીહરી ॥ નુન્યાંધીક એ
ત્રીધા કથન ॥ એને ન યમદુત દર્શન ॥૩૧॥ સ્વપ્ન માત્રે ન ભકતને હોય ॥ ઓ સ-
હસ્ત્ર તારે શ્રેષ્ટ સોય ॥ મધ્યમ કરે સુત ઉદ્ધાર ॥ અધમ કરે ચાર નીસ્તાર ॥૩૨॥ ત્રણ
વિધના એ ભકત જન ॥ તારી આજ્ઞાયે કર્યું કથન ॥ હવે બ્રહ્માંડ રચના જેહ ॥ તમને
કહું સાંભળો તેહ ॥૩૩॥ વલણ ॥ તે સાંભળો વ્રજનાથ હવે ॥ કૃષ્ણ બોલ્યા
નારાયણરાયરે ॥ ગુલાબમા સુણો માન કહે ॥ થયો પુર્ણ ત્યાસીમો અધ્યાયરે ॥૩૪॥
ઇતી ॥ બ્રહ્મ ॥

## અધ્યાય ૮૪ મો.

કડવું ૧ લું ॥ રાગ રામગ્રી ॥ શ્રીભગવાન ઉવાચ ॥ કહુંછુ બ્રહ્માંડ રચના ॥
તે સાંભળો થઈ સાવધાન ॥ બ્રહ્માંડ રચના ભકત જાણે ॥ સુરમુની સીધને છે જ્ઞાન ॥૧॥
જાણે વીશ્વ સર્વાર્થ વીધાતા ॥ અનંત ધર્મને મહેશ્વર ॥ સનકાદી નરનારાયણ ॥ રૂષીક-
પીલને ગણેશ્વર ॥૨॥ દેવી દુર્ગા લક્ષ્મી સરસ્વતી ॥ વેદ વેદમાતા સધા જાણે ॥ એટલાં
જાણે વીશ્વ અર્થને ॥ અન્ય કો ન જાણે નીરવાણ ॥૩॥ બુદ્ધિમાન નહી જાણી શકે ॥
નીત્યાત્મા અખંડ રહે જેમ ॥ નિત્ય પ્રકૃતી વિશ્વ ગોળક ॥ નિત્ય ગોલોક વૈકુંઠ તેમ ॥૪॥
એક સમયે ગોલોક વિષે ॥ હું કરૂંછું કિત્ય ત્યહાં રાશ ॥ તેવામા મારી ઇચ્છાથી [illegible] ॥
થયો પ્રલય બ્રહ્માન્ડ નાશ ॥૫॥ જળ પુર્ણ બ્રહ્માન્ડ થયુંને ॥ સુન્ય થઈ સૃષ્ટી પુરાતન ॥
મારી માયા શકિત મારી પાસે ॥ આવી દીવ્ય રૂપે તે રાજન ॥૬॥ ગોલોકે આવી તે
આદી શકિત ॥ વય સોળવર્ષ મનોહર ॥ રાધા લક્ષ્મી દુર્ગા દેવી સર્વ ॥ તેનું કારણ રૂપ
સુંદર ॥૭॥ સ્વેત ચંપકવર્ણ રાજીત ॥ સરદચંદ્ર પ્રભા સુરંગ ॥ અતિ સુંદર રમણી રામા ॥
પ્રસન્નાનન કોમળ અંગ ॥૮॥ સીંદુરબીંદુ શોભે સુંદર ॥ શુભ કસ્તુરી બીંદુ ભ્રાજીત ॥
અમુલ્ય રત્ન નિર્માણ યુગ્મ ॥ કુંડળ ગંડસ્થળ રાજીત ॥૯॥ કુંકુમારકત ચંદનચારૂ ॥
શુભ રત્ના ભુષણે ભુષીત ॥ ગજેંદ્ર મુકતાહાર હૃદયે ॥ નાસા ખગેંદ્ર ચંચ દુષીત ॥૧૦॥

સુક્તિ મુકતા સમ દંતપંકિત ।। પદ્મ નેત્ર પકવ બીંબાધર ।। અમુલ્ય રત્ન કંકણ કર ।। રત્નેંદ્ર મંજરી મનોહર ।।૧૧।। ગજગામીની કામીની શોભે ।। કટાક્ષ કરી મને દર્ષીત રાશ વિષે સનમુખ આવી ।। મને માહા પ્રેમે આકર્ષીત ।।૧૨।। રાધા રૂપ તેને રાધા જાણો ।। એ પ્રકૃતી ઇશ્વરી પ્રમાણ ।। સર્વ કાર્ય વિષે છે સમર્થ ।। શકિત નામ તેનું નીર્વાણ ।।૧૩।। સર્વ આધાર,ને સર્વ રૂપા ।। મંગળદા, મંગળ,સ્વરૂપ ।। વૈકુંઠ વિષે તે,માહાલાક્ષ્મી ।। મુર્તી ભેદે સરસ્વતી, રૂપ ।।૧૪।। વેદ માતાએ સાવીત્રી, નંદ ।। સર્વ બ્રહ્માન્ડ પ્રસુતા જાણ ।। દેવ તેજે ઉદ્ભવ થયાંતાં ।। એજ આદી પ્રકૃતી નિર્માણ ।।૧૫।। સકળ અંસુર નીકંદની ।। સદાનંદ સર્વાનંદકારી ।। દારીદ્ર નાશી, શત્રુ ભયદા ।। અભયદા ભકત ભયહારી ।।૧૬।। દક્ષ કન્યાયે સતી, સૈલજા ।। પાર્વતી, સર્વાધાર સ્વરૂપ ।। કળાયે કરીએ વસુંધરા ।। કળાયે તુળશી, ગંગા, રૂપ ।।૧૭।। સર્વ એની કળા ચોષીતાઓ ।। સર્વ સૃષ્ટી કરૂં એણે કરી ।। એની શકિતયે વારંવાર હું ।। તે સહ રાશ ક્રીડા આચરી ।।૧૮।। સર્વ ગોપી યોનો ત્યાગ કરી ।। રમ્યો તેની સાથે બહુ કાળ ।। શ્રંગારે વીર્ય મેં તેને આપ્યું ।। સૃષ્ટી રૂપી પ્રગટવા બાળ ।।૧૯।। ગર્ભ ધર્યોછે તેણે તે રાધા ।। બ્રહ્માના સત વર્ષ પર્યંત ।। ઇંડ પ્રસવ દેખી રોઈ તે ।। નાખ્યું જળમાં થઈ રીશવંત ।।૨૦।। તે પડ્યું જળ વિષે જઇને ।। તેમાં વૈરાટ પ્રગટ્યું તે વાર ।। જળમાં નાખ્યું તે મેં જોઇને ।। શકિતને શ્રાપ દીધો નીરધાર ।।૨૧।। તેથી પ્રજા હીન શકિત રાધા ।। પુર્વે મમ શ્રાપે નીરવાણ ।। ડીંબથી વીરાટ પ્રગટ્યું તે ।। પીચેસ્ત અંગુષ્ટામૃત જાણ ।।૨૨।। સ્થાવર થઈ જળમાં સુતું ।। માહા કાયા યોગ બ્રળે કરી ।। તેના લોંમ લોમે રહ્યાં છે તે ।। બ્રહ્માન્ડો યથા અવકાશ ભરી ।।૨૩।। મારી શકિત પ્રેરણાથી તાત ।। વૈરાટોદરે નંદ રાજાન ।। સહસ્ત્ર પત્રકમળ પ્રગટ્યું ।। તેની નાભી થકી સુખદાન ।।૨૪।। તેને વિષે બ્રહ્મા પ્રગટીત ।। તેથી કમળોદ્ભવ એવું નામ ।। ચિંતા ગ્રસ્તથૈ વીધી વિચારે ।। કોણ થકી પ્રગટ્યો આ ઠામ ।।૨૫।। કોણથી દેહને કોણ માતા ।। મારા કોણ પીતાને ભ્રાતર ।। દીવ્ય ત્રણ લક્ષવર્ષ લગી ।। ભ્રમણ કર્યું કમળાંતર ।।૨૬।। પછે તાહાં પંચ લક્ષવર્ષ ।। મને સમરી કર્યો છે તપ ।। ત્યારે મેં તેને મંત્ર આપ્યો તે ।। કમળાંતરે કર્યો છે જપ ।।૨૭।। દીવ્ય સપ્ત લક્ષવર્ષ લગી ।। સુચી નીમયુકત નિરંતર ।। ત્યારે હું થકી તે વર પામ્યો ।। સ્વતંત્ર થયો શ્રષ્ટા શ્રષ્ટીકર ।।૨૮।। માયાયે કરી બ્રહ્માન્ડ પ્રત્યે ।। બ્રહ્મા, વિશ્નુ, શીવાત્મક, રૂપ ।। દ્વાદસાદીત્ય,રૂદ્ર,એકાદશ ।। નવગ્રહાસ્ટ, વસુ, સ્વરૂપ ।।૨૯।। તેત્રીસકોટી દેવ, બ્રાહ્મણ ।। ક્ષત્રી, વૈશ્ય, શુદ્ર,ને કીન્નર ।। પીત્ર, યક્ષ, ગંધર્વ,રાક્ષસ ।। દૈત્ય,ભુત, સર્વ ચરાચર ।।૩૦।। સર્વ વિશ્વ,વિશ્વ,વિષે સ્વર્ગ ।। કર્યાં ક્રમે કરી મેં નિર્માણ ।। સપ્ત મહાસાગર,રચીત ।। સપ્તદ્વીપ, વસુંધરા,જાણ ।।૩૧।। સપ્તપાતાળ,બ્રહ્માન્ડ વિષે ।। ચંદ્ર, સુર્ય,ને ક્ષેત્ર, પાવન ।। તીર્થ ગંગાદી,માહા વિશ્નુના ।।

લોમ કુપે થયાંછે રાજન ॥૩૨॥ વલણ ॥ વૈરાટ વિશ્નુના લોમ કુપે ॥ અસંખ્ય બ્રહ્માન્ડ થયાં જાણરે ॥ હવે કહુંછુ તાત સાંભળો ॥ વૈકુંઠ ગોલોકનું પ્રમાણરે ॥૩૩॥

કડવું ૨ જુ ॥ રાગ મારૂની ચોપાઇ ॥ શ્રીકૃષ્ણ ઉવાચ ॥ વિશ્વ ઉર્દ્ધ ભાગે નીરવાણ ॥ વૈકુંઠ નિરાશ્રય છે જાણ ॥ મારી ઇચ્છા થકી નિર્માણ ॥ કહી શકે ન વેદ પ્રમાણ ॥૩૪॥ તેથી ઉપર ગોલોક જેહ ॥ પંચાસતકોટી યોજન તેહ ॥ ધાર્યમાણ વાયુ નિરવાણ પરમાશ્ચર્ય વિચિત્ર જાણ ॥ ॥૩૫॥ અતિ શુંદર રૂપ તે નિત્ય ॥ મારી ઇચ્છા કરી નીરમીત ॥ સત શ્રૃંગ સૈલજે પાવન ॥ રાશમંડળને વંદ્રાવન ॥૩૬॥ કોટી યોજનનોછે વિસ્તાર ॥ નદી વીરજા નિર્મળાકાર ॥ દીર્ઘતા સત ગુણ પ્રમાણ ॥ રત્ન હીરા માણેકે નિર્માણ.૩૭ મણી કૌસ્તુભાદીયે સંકીર ॥ રત્નામુલ્ય ખચીત મંદીર ॥ મનોહર પ્રાકાર નિર્મીત ॥ ઇશ્વરીચ્છા વિચિત્ર રચીત ॥૩૮॥ ગોપી ગોપ સમુહ વેસ્ટીત ॥ કામધેનું કલ્પવ્રક્ષાન્વીત ॥ પારજાતીને અસંખ્ય સર ॥પુષ્પો ઘાન તલ્પ મનોહર ॥૩૯॥ ક્રીડા તાંબુલ જળ વાસીત॥ ભોગ રત્ન પ્રદીપ અન્વીત ॥ રાશમંડળે ગોપ શુરૂપ ॥ સતકોટી મંદીર અનુપ ॥૪૦॥ સુગંધી ચંદનને કસ્તુરી ॥ ધુપ સુરભી રહ્યોછે પુરી ॥ કુંકુમ, માલ્ય, રત્ન દર્પણ ॥ રાધા રક્ષે દાસી કોટી ત્રણ ॥૪૧॥ રત્ના ભુષણ રમ્ય સ્વરૂપ ॥ નવયોવનાન્વીત અનુપ ॥ વર્તુલાકાર ચંદ્ર સમાન ॥ દશયોજન રચીત સ્થાન ॥૪૨॥ ચંદન કુંકુમને કસ્તુરી ॥ ચર્ચીત મંગળ ઘટ ભુરી ॥ ફલ પલવ દુર્વા અંકુર ॥ દધીલાજા પુર્ણ મનોહર ॥૪૩॥ કંદલી સ્થંભ બહુ વરણ ॥ પટ સુત્ર નીબંધ તોરણ ॥ અમુલ્ય રત્ન રચીત સત ॥ શ્રૃંગ મનોહર વીરાજતં ॥૪૪॥ કોટી યોજન ઉર્ધ્વ આકાર ॥ દીર્ઘતા દશ ગુણ વીસ્તાર ॥ મનો લ્હાદ અતી કમનીય ॥ કહે વેદ અનીર્વચનીય ॥૪૫॥ મનોહર ગોલોક રચીત ॥ રમ્ય હીરા હારે સમન્વીત ॥ તેને વીષે રમ્ય વંદ્રાવન ॥ સુરભી યુકત વ્રક્ષચંદન ॥૪૬॥ કલ્પ વૃક્ષ કામધેનું રાજે ॥ પરમ પુષ્પો ઘાન વીરાજે ॥ ક્રીડાસર અસંખ્ય સંકીર ॥ રમ્ય રહ્યાંછે રતી મંદીર ॥૪૭॥ બહુ રક્ષીત રક્ષા કરણ ॥ રમ્ય અસંખ્ય ગોપીકા ગણ ॥ ગોલોક ત્યાં ત્રીલક્ષયોજન ॥ અલી ધ્વનીત સંયુકત વન ॥૪૮॥ રમ્ય અક્ષય વટ વીરાજે॥ સહસ્ર યોજન ઉર્ધ્વ રાજે ॥ વીરજાતીર સીતળ જળ ॥ વાયુ મંદ સુગંધ સીતળ ॥૪૯॥ દાશીગણ અસંખ્ય પાવન ॥ કરે તે વીનોદ વંદાવન ॥ સહુ રાધીકા ક્રીડા નીર્માણ ॥ મારે પ્રાણાધીકછે તે જાણ ॥૫૦॥ રાધા શ્રીદામાના શ્રાપે કરી॥ વ્રશભાન સુતાં અવતરી ॥ બ્રહ્માદી દેવને સેવા યોગ્ય ॥ સર્વ મુનીયોને પુજા જોગ્ય ॥૫૧॥ સર્વ ગુણ જ્ઞાન પુર્ણ તાત પ્રીયા મમ સદ્રશ્ય સાક્ષાત ॥ વ્રજનાથ એ સર્વ કથીત ॥ ગોલોક શોભા તે યથોચીત ॥૫૨॥ ફરી શું સાંભળવાછે મન ॥ તમો કહો તે વ્રજરાજન ॥ વલણ ॥ વ્રજરાજન કહો તમો તે ॥ જે હોય સાંભળવા ઇચ્છાયરે ॥ ગુલાબમાં માનસીંગ કહે ॥ પુર્ણ થયો

ચોરાશીમો અધ્યાયરે ॥૫૪॥ ઇતી ॥ શ્રીકૃષ્ણ ॥ ભગવાન નંદ સંવાદે બ્રહ્માંડ વર્ણન પ્રસ્તાવો નામ ૮૪ મો અધ્યાય

## અધ્યાય ૮૫ મો.

કડવું ૧ લું ॥ રાગ ધનાશ્રી શ્રી નંદ ઉવાચ ॥ ભક્ષ અભક્ષ ચારે વર્ણને ॥ તે કહો કારણના કારણ ॥ કર્મ વીપાક કહો પ્રાણીના ॥ જે સુખ દુઃખ ફળ ધારણ ॥૧॥ શ્રીભગવાન ઉવાચ ॥ અયોચીત ભક્ષ અભક્ષ જે ॥ ચારે વર્ણને શ્રુતી પ્રમાણ ॥ સાવધાન થઇ તાત સુણો ॥ સર્વ કહું તે વેદોક્ત વાણ ॥૨॥ શ્રી ફળ જળકાંસ્ય અપાત્રમાં ॥ નહી પાન થાય વેદવાણ ॥ તાંમ્રપાત્રમાં મધગવ્ય સર્વે ॥ તે ઘ્રતવીના મદ્ય પ્રમાણ ॥૩॥ હોમે, દોહને, પાક, પીસણ ॥ ગવ્ય તાંમ્રમાં નહીં દુશન ॥ ભક્ષ કરતા પીષણ અડકે ॥ તે છે અભક્ષ સર્વ ભોજન ॥૪॥ સહ લવણ દુધ ભક્ષણ ॥ કરે સદ્ય તે માન્સ પ્રમાણ ॥ અભક્ષ મધુ મીશ્રીત ઘૃત ॥ તેલ, ગુડ, તથા શ્રુતીવાણ ॥૫॥ પીતાં રહે જળ તજે પ્રાજ્ઞ ॥ જપાદી સયને અશુદ્ધાન ॥ સંધ્યા રાત્રી અયોગ્ય સમયે ॥ ભક્ષ ત્યાગ કરે પ્રજ્ઞાવાન ॥૬॥ યજ્ઞમાં વળી શ્રાધ્ધમાં ॥ ન હણવા કો જંતુ ગણ ॥ કો દીવસે સુજ્ઞ નહીં કરવું ॥ કળીયુગે તે માન્સ ભક્ષણ ॥૭॥ હીંસાત્મ યજ્ઞ નહી કરવો ॥ પુનર્વીવાહ તે નહીં જાણ ॥ કળીયુગમાં એ નીશેધછો ॥ અભક્ષ તે માન્સ નીરવાણ ॥૮॥ કાચુ જે છે લવણને તેલ ॥ અભક્ષ્ય સદા શ્રુતી પ્રમાણ ॥ ભક્ષ પવીત્ર સર્વને છે તે ॥ શાકમા વન્હી પક્વ તે જાણ ॥૯॥ શ્વાન, માંજાર, ભક્ષે અભક્ષ ॥ પીપીલીકા મીશ્રીત મધુ જાણ ॥ ગવ્ય, ગુડ,ને જે કાંઇ વસ્તુ ॥ તાત અભક્ષ શ્રુતી પ્રમાણ ॥૧૦॥ પક્ષી ભક્ષને કીટ ભક્ષ જે ॥ પક્વ ફળ શુદ્ધ સુખદાન ॥ કાક ભક્ષ તે અભક્ષ સદા ॥ સર્વ વસ્તુ અભક્ષીત વાન ॥૧૧॥ ઘૃત પકવને તૈલ પક્વ જે ॥ દુગ્ધ પક્વ શુદ્ધ કર્યુ હોય ॥ બ્રાહ્મણને તે અભક્ષ સદા ॥ અસુચીનું જે અન્નને તોય ॥૧૨॥ ભક્ષાભક્ષ જે કથીત સર્વે ॥ તે સાંભલ્યું તમો વ્રજેસ્વર ॥ વીપાક કર્મનો કહું હાવે ॥ વ્રજ નાયક અતી દુસ્કર ॥૧૩॥ વલણ ॥ દુસ્કર કર્મ વીપાક કહે ॥ સુણો નારાયણ નરરાયરે ॥ ગુલાબમા કવી માન કહે ॥ થયો પંચ્યાશીમો અધ્યાયરે ॥ ૧૪॥ ઇતીશ્રી ॥બ્રહ્મ. માહા. શ્રીકૃષ્ણ. ના. ભગવાન નંદ સંવાદે ભક્ષાભક્ષ વર્ણન અધ્યાય૮૫

## અધ્યાય ૮૬ મો.

કડવું ૧ લું ॥ રાગ વેરાડીની ચોપાઇ ॥ શ્રી ભગવાન ઉવાચ ॥ ચારે વેદ કહ્યા મત ચાર ॥ ક્રમ થકી કહું તે વીસ્તાર ॥ સર્વનું સાર છે જે સીદ્ધાંત ॥

પીતા સાંભળો કહું વૃતાંત ॥૧॥ ભોગ વીના નકર્મનો અંત ॥ સતકોટી કલ્પ પરીયંત ॥ હોય અવસ્ય ભોક્તવ્ય તેહ ॥। કર્મ કૃત સુભાસુભ જેહ ॥૨॥ તીર્થદેવની સહાય ધરે ॥ કદા પ્રાયશ્ચિત પુન્ય કરે ॥ દાનયોગ તપ સર્વ થાય ॥ તોપણ ભોગવે કર્મ જાય ॥૩॥ ભોગે સુદ્ધી પામે ને મુકાયે ॥ સુકૃતે નહીં દુસ્કૃત જાયે ॥ દુસ્કૃતે નસુકૃત નાસનાં॥ યજ્ઞ તપ વૃત અનસન ॥૪॥ પુરાણ શ્રવણ જપ દાન ॥ ભુમી પ્રદક્ષિણા તીર્થ સ્નાન ॥ નીયમ ગુરૂદેવ પુજન ॥ સ્વધર્મને દાન આચરણ ॥૫॥ આપે વીપ્રને પુજન કરી ॥ તે પુન્યે તે પામેછે ફરી॥ બીજરૂપ દાન નીરવાણ ॥ ક્ષેત્રરૂપતે બ્રાહ્મણ જાણ ॥૬॥ એક પુન્યે કરી સુણો તાત ॥ માનવ પામે સ્વર્ગ સાક્ષાત ॥ કર્મે કરી મોક્ષ થાયે નહીં ા મારી સેવાથી થાય છે સહી ॥૭॥ સુકૃત ફળ સ્વર્ગ પ્રમાણ ॥ નરક દુસ્કૃતે કરી જાણ ॥ ગૌ ઘાતી જેકો બ્રાહ્મણ હોયે ॥ નીચ યોની પામે જન સોયે ॥૮॥ તેને સર્પ ઝેરી ભ-ક્ષીત ॥ વ્યાધી યુક્ત સુધીત તૃષીત ॥ પછી પશુ થૈ વર્ત્તે ચંડાળ ॥ કોઢી વીપ્ર થાય બહુ કાળ ॥૯॥ પછે લક્ષ બ્રાહ્મણ ભોજન ॥ કરાવે નીર્વ્યાધી હોયે જન ॥ એથી અં-ર્ધ ક્ષત્રીને છે જાણ ॥ વૈસ્યને તેથી અર્ધ પ્રમાણ ॥૧૦॥ તેથી શુદ્ર અર્ધ પાપ યોગ ॥ નીસ્તરે ભોગવી પાપ ભોગ ॥ બ્રાહ્મણને ચતુર્ગુણ વ્યાપ ॥ બ્રહ્મઘાતી વીપ્ર નર્ક પ્રાપ ॥૧૧॥ વીટક્રમી બ્રહ્મઘાતી સોયે ॥ બહુ કાળે મ્લેચ્છ પછી હોયે ॥ પછે હોયે અંધ વી-પ્રજન ॥ પુન્ય કરે તો થાય પાવન ॥૧૨॥ ચતુર્લક્ષ બ્રાહ્મણ ભોજન ॥ કરાવી સુખી હોય તે જન ॥ ચારે વર્ણમાં વેદ ઉચરે ॥ મહા પાતકી સ્ત્રી હત્યા કરે ॥૧૩॥ કાળ સુત્રે પડે નીરવાણ ॥ સ્ત્રીના લોભ વર્ષ લગી જાણ ॥ ક્ષુધા પીડને ક્રમી ભક્ષીત ॥ પછે હોય નર રોગાન્વીત ॥૧૪॥ લક્ષ વીપ્ર કરાવે ભોજન ॥ સર્વે બ્રાહ્મણ જોઈ પાવન ॥ દીજ પ્રસાદ ઉચીષ્ટ ખાય ॥ સ્વર્ણ દાન કરે સુદ્ધ થાય ॥૧૫॥ વૈસ્ય સુદ્ર અન્યોઅ-ન્ય ઘાતી ॥ સમપાપ પ્રામે બેહુ જાતી ॥ ક્રમીકુંડ પડે વર્ષ સત ॥ ક્રમી ભક્ષીત માહા વીપત ॥૧૬॥ હોયે અગ્રમંદાગ્ની તે જંત ॥ પંચાસત વર્ષ પરીયંત ॥ દીન દુર્બળને દુ-ખવાન ॥ તીર્થે જઇ કરે અસ્વદાન ॥૧૭॥ તો સુખી થાયછે તે નીર્વાણ ॥ કહું સુદ્રઘાતી વીપ્ર જાણ ॥ સાવીત્રી જાપ લક્ષાર્ધ કરે ॥ થઇ પવિત્ર વીપ્ર ઉધરે ॥૧૮॥ ચારે વર્ણ કુકુટ ઘાતકી॥ સંકર શ્રાપીત તે પાતકી ॥ ભુક્ત સો વર્ષ રૈર વાકર ॥ પછે હોય તે કુકુટ નર ॥ ૧૯॥ રહે સોળ વર્ષ નીરધાર ॥ વીપ્ર ભક્ષીત કુકુટા કર ॥ ગંગાસ્નાન સ્વર્ણ દાને કરી ॥ પ્રાણી હોયછે પવિત્ર ફરી ॥૨૦॥ આપે વીપ્રને લવણ દાન ॥ વ્યથા મુક્ત હોય સુખવાન ॥ ચારે વર્ણ જે સર્પ હણીત ॥ મારા ચરણે છે તે ચીન્હીત ॥૨૧॥ બ્રહ્મહ-ત્યા પાપ તેને હોય ॥ નરક દુખ પામે છે સોય ॥ અશ્વગજ ઘાતી જન જેહ ॥ મુત્ર કુંડે જંત હોય તેહ ॥૨૨॥ પછે હસ્તી કે અશ્વ તે હોય ॥ ત્યાર પછે સુદ્ર હોય સોય

॥ માહા દુખી વ્યાધી યુક્ત કાયે ॥ સત બ્રહ્મભોજ્યે મુચી થાયે ॥૨૩॥ સુદ્ર જંતુ વધે સુદ્ર જંત ॥ હોય સત વર્ષ પરીયંત ॥ હીંસકને હણે નહી દોષ ॥ અહીંસક હણે પ્રભુ રોષ ॥૨૪॥ વલણ ॥ રોષ પ્રભુનો હીંસકપર ॥ અહીંસકને છે સુખદાતરે ॥ અશ્વત્થ ઘાતીને દોષ જે તે ॥ તમને કહું સાંભળો તાતરે ॥૨૫॥ .કડવું ૨ જું ॥

રાગ કેદારો ॥ અશ્વત્થઘાતી પામે સંતાપજી ॥ બ્રહ્મહત્યા સમ થાય પાપજી ॥ યમ સસ્ત્રે છેદે તેનું મુખજી ॥ સત વર્ષ ભોગવે તે દુખજી ॥૨૬॥ ઢાળ ॥ દુખ ભોગી પછે વૃક્ષ થાયે ॥ તે પાપે લક્ષ વર્ષ પર્યંત ॥ પછે સુદ્ર થઇ અવતરે ॥ અંગહીન વ્યાધી યુકત જંત ॥૨૭॥ તે ભોગવી પછી વીપ્ર હોયે ॥ વ્રણ વ્યાધી થાય તેને અંગ ॥ પછે મુકાય તે થકી તાત ॥ પાતકી સ્વર્ણ દાન પ્રસંગ ॥૨૮॥ જે મીથ્યા સાક્ષી પ્રદાતા જન ॥ કૃતઘ્ન વીશ્વાસઘાત કારી ॥ સુદ્ર શ્રાંધાન્ન ભોજી જે જન ॥ મીત્ર ઘાતી વીપ્ર ધન હારી ॥૨૯॥ સુદ્ર સપ દાહી પાક કારી ॥ વૃષભ વાહી પાતકી જન્ન ॥ દેવ નીંદાકારી માહા પાપી ॥ તે હોયે કુંભી પાકે પતન્ન ॥૩૦॥ શ્વાન જન્મ સત હોય પછે ॥ માહા રોગી સુદ્ર તન હોયે ॥ પ્રદાહી જ્વર સંયુકત પીડા ॥ સ્વર્ણ દાને સુદ્ધ હોયે સોયે ॥૩૧॥ ચારે વર્ણમાં જે કરે ચોરી ॥ વળી વીપ્ર વસ્તુ ધનહારી ॥ સહસ્ત્ર વર્ષ બંક હોય તેહ ॥ પડે નર્કકુંડ દુખ ભારી ॥૩૨॥ પછે સુદ્રજાતી થાય પ્રાણી ॥ કુષ્ટગલીત હોય છે અંગ ॥ પછે બ્રાહ્મણ કુષ્ટી યુકત તે ॥ મુકાય સ્વર્ણદાન પ્રસંગ ॥૩૩॥ પકવ અન્ન જે હરણ કરે ॥ તે પશુયોની પામે છે જન ॥ સુદ્ર હોય પછી વીપ્ર રોગી ॥ સ્વર્ણ દાને મુકત હોય તન ॥૩૪॥ કોઇ માન્નવ ક્રોધી તેને ॥ સપ્ત જન્મ ગર્ધભના થાયે ॥ કળહી માન્નવ હોય પછે ॥ સપ્ત જન્મ વાયસની કાય ॥૩૫॥ પુંશ્ચળી ભોગવે નરક પ્રામે ॥ આચારહીન યવન થાય ॥ હંકારી વર્ણહીન હોયે ॥ વેદ નીંદે બધીર થઇ જાય ॥૩૬॥ જુઠુ બોલે તે મુક હોયે ॥ કુવાકયથી પામે દંત દુખ ॥ સત્ય મુકે જીવ્હા હીન થાય ॥ પુસ્તક ચોર નહીં પામે સુખ ॥૩૭॥ સુખ ન પામે સાંભળો તમો ॥ છે પરમ કથા વ્રજરાસ્ત્રે ॥ ગુલાબબા શુણો માન કહે ॥ થયો પુર્ણ છાસીમો અધ્યાયરે ॥૩૮॥
ઇતી શ્રી ॥ છ. ॥

## અધ્યાય ૮૭ મો.

કડવું ૧ લું ॥ રાગ મારૂની ચોપાઇ ॥ શ્રી ભગવાન ઉવાચ ॥

ફરી કહુંછું કર્મ વીખ્યાત ॥ થઇ સાવધાન શુણો તાત ॥ દાન આપીને પાછું જો ગ્રહે ॥ મ્લેચ્છયોની પામે દુખ સહે ॥૧॥ વાકય દાન કરી નહીં આપે ॥ પામે નરક પ્રાણી તે પાંપે ॥ એકાકી મીષ્ટ ભક્ષણ કરે ॥ કાળસુત્રે પ્રાણીપર વરે ॥૨॥ પ્રેત થઇ ભ્રમર તે

થાયે ॥ મસકને મધુ મક્ષીકાયે ॥ સુદ્ર થઇ પછે દ્વીજ હોયે ॥ તૈલ ચોર તૈલ કીટ સોયે ॥૩॥ રક્તવસ્ત્ર કરે જે હરણ ॥ રક્ત કીટ દેહ ધરે જન ॥ પીત કૃષ્ણ શુક્લ વસ્ત્ર હારી ॥ સુદ્ર હોયે સદા અના ચારી ॥૪॥ જન અસુધ સંધ્યા આચરે ॥ વેદ વેદાંગ નીંદા જે કરે ॥ સ્વર્ગ માર્ગ તે વીરૂદ્ધકારી ॥ પડે કુંભીપાક દુખ ભારી ॥૫॥ બ્રહ્મભોજ્ય તીર્થ સ્નાન દાન ॥ વીમ પ્રેમે પુજે ભગવાન ॥ ચીરકાળ સ્વર્ગ સ્થીત સોયે ॥ ભરત-ખંડ ભુપતી હોયે ॥૬॥ કરે બ્રાહ્મણ તીર્થ પાવન ॥ જીવન્મુક્ત જે વૈષ્નવ જન॥ બ્રાહ્મણ એકાદસી વીહીન ॥ માહા પાતકી હોય તે દીન॥૭॥ ભક્ષ દ્વીગુણ આપે તે દામ ॥ પાપ મુક્ત હોયે સુખવાન ॥ કરે જન્માષ્ટમીયે ભોજન્ન ॥ કોઇ અધમ માન્નવ જન॥૮॥ ત્રી-લોક્ય જનીત પાપ જેહ ॥ તેનો ભોક્તા હોય પ્રાણી તેહ ॥ સર્વ નરક ભોગ તે કરે ॥ પછે ચાંડાળનો દેહ ધરે ॥૯॥ એ પ્રકાર શીવરાત્રી જાણ ॥ રામનવમી દીને નીરવાણ॥ મારો મહોત્સવ સમાચરે ॥ મમ નામ સંકીર્ત્તન કરે ॥૧૦॥ ચોરે પ્રતીમા દેવની જેહ સપ્ત જન્મ અંધ હોય તેહ ॥ વ્યાધી યુક્ત દરીદ્રી તે હોયા॥ અતી કુરૂપ બધીર સોય ॥૧૧॥ બ્રાહ્મણને જે આવતાં જોઇ ॥ ઉઠી આદર ન કરે સોઇ ॥ તેજ હીન હોયે સદા જંત ॥ સધ સપ્ત જન્મ પરીયંત ॥૧૨॥ શીવદ્વેશી તે દુર્બલ હોયે ॥ સપ્તજન્મ લગી જન સોયો॰ પીત્ર દેવાર્ચન તજે જેહ ॥ જ્ઞાનહીન હોય નર તેહ ॥૧૩॥ વલણ ॥ તે જંત ઘોર નર્કે પડે ॥ જન્મ સપ્ત લગી વ્રજ ભુપરે ॥ રૈરવ ભોગવી પછે પ્રાણી ॥ ધરે ત્રીજન્મ કાક સ્વરૂપરે ॥૧૪॥ કડવું ૨ જું ॥ રાગ રામગ્રી ॥ શ્રીભગવાન ઉવાચ ॥ પછે ત્રીજન્મ શ્રૃંગાળ જાણીજી ॥ તીર્થે સપ્ત ભુક્તા હોયે પ્રાણીજી ॥ નહી નીત્ય કરે સુરાર્ચનજી ॥ જ્ઞાન દુર્બળ દાંભીક જનજી ॥૧૫॥ ઢાળ ॥ દાંભીક જન ન ગુરૂ પુજે॥ ભક્તીયે ન કરાવે ભોજન્ન ॥ માહા પાતકી તે હોય દુખી ॥ દેવ ગુરૂ દ્રોહી જે જન્ન॥૧૬॥ કન્યા વીક્રય કરે માન્નવ ॥ ચારે વર્ણમાં જે નારી નર ॥ તામીશ્ર નર્કે તે સધ જાયે ॥ યાવતં ચંદ્રને દીવાકર ॥૧૭॥ મીથ્યા કળંક વક્તા જે પ્રાણી ॥ ને દેવ બ્રા-હ્મણ નીંદાકારી ॥ તે હોય સ્વર્ણકાર પછે તે ॥ સપ્ત જન્મ રજક દેહ ધારી ॥૧૮॥ સાસ્ત્ર જ્ઞાતા દૈવ યોગે પ્રાણી ॥ તે લોભે મીથ્યા ભાષણ કારી ॥ વ્રજનાથ નીશ્ચય તે થાયે ॥ સપ્ત જન્મ વાનર દેહ ધારી ॥૧૯॥ અનેક જન્મ તપે કરીને ॥ ભરતખંડે બ્રાહ્મણ હોય અધર્મી અનાચારી દુષ્ટ જન ॥ તપના પ્રભાવથકી સોય ॥૨૦॥ નદી વીષે જેમ ગંગાછેને તીર્થ વીષે પુષ્કર તે જેમ ॥ પુરી વીષે જેમ કાશી છેને ॥ જ્ઞાની વીષે શંકર છે તેમા॥૨૧॥ સાસ્ત્ર વીશે જેમ નીગમછે ॥ વૃક્ષ વીષે અશ્વત્થ પ્રમાણ ॥ તપ વીષે જેમ પુજા મારી ॥ વૃત વીષે અનસન્ન જાણ ॥૨૨॥ તેમ જાતી વીષે છે બ્રાહ્મણ ॥ વર્ણ શ્રેષ્ટ પાપ નસા-વન ॥ વીપ્ર ચરણ વીષે રહે છે ॥ સર્વ તીર્થ ને વૃત પાવન ॥૨૩॥ વીપ્ર પાદરજ પવીત્ર

છે ।। પાપ વ્યાધી નાસક પ્રમાણ ।। તેનું સુભ આસીશ વાક્ય તે ।। સર્વને કલ્યાણ ક-રતા જાણ ।।૨૪।। એ તમને તાત કહ્યું સર્વે ।। કર્મ વીપાક સર્વ પ્રકાર ।। જે સાંભળ્યુ ને જ્ઞાન જેહેવું ।। મે તેવો સંભળાવ્યો વીસ્તાર ।।૨૫।। ગોકુળ જઇ સ્વર્ણ રજત ।।અન્ન વસ્ત્ર તાંબુળનું દાન ।। મારી પ્રીતી અર્થે દ્વીજ બંદીને ।। આપો કરી બહુ સન્માન।।૨૬।।

વલણ ।। સનમાન સહ દાન દેજો ।। કૃષ્ણ વાકય નારાયણરાયરે ।। ગુલાબભા કવી માન કહે ।। થયો પુર્ણ સત્યાસીમો અધ્યાયરે ।।૨૭।। ઇતીશ્રી ।।

## અધ્યાય ૮૮ મો

કડવું ૧ લું ।। રાગ વેરાડીની ચોપાઈ ।। નંદ ઉવાચ ।। કેદાર કન્યા કોણ ભગવંન ।। કહો કોણ કેદાર રાજંન ।। જેને વંસે જન્મ તેનું હોય ।। મને કહેવા યોગ તમો સોય ।।૧।। શ્રીભગવાન ઉવાચ ।। પુર્વઆદી બ્રહ્માપુત્ર જેહ।। મનુસ્વાયંભુ નામ છે તેહ ।। તેની સ્ત્રી સત રૂપા જે ધન્ન ।। તેને પ્રીયવ્રત, આદી તન્ન ।।૨।। બીજો ઉત્તાંન પાદ, રાજન ।। તેનો ધ્રુવ, માહા હરીજન ।। તેનો સાવર્ણી, નામનો તન ।। તેનો કેદાર, પુત્ર પાવન ।।૩।। સપ્તદ્વીપ પતી તે શ્રીમાન ।। કેદાર વૈષ્નવ સુખદાન ।। રહે તેના રક્ષણ નીમીત્ત ।। સભા વીંપે સુદર્શન નીત્ય।।૪।।ગૌલક્ષ સુવર્ણ શ્રીંગકારી।।ખુરી રજત વસ્ત્રાણી ધારી ।। દીયે બીજી નવલક્ષ વરા ।। સર્વ સખ્યાન્વીત વસુંધરા ।।૫।। મુકતામાણીક્ય હીરા સુરતી ।। મણી રત્ન અસ્વ લક્ષ હસ્તી ।। રૌપ્ય પ્રવાળને મીષ્ટ ધાંન ।। આપે નીત્ય દ્વીજ બંદી દાન ।। સત લક્ષ તે બ્રાહ્મણ જન।। નીત્ય પ્રત્યે કરાવે ભોજન ।। જળ ભોજન પાત્ર અનુપ ।। પ્રેમે આપે સુવર્ણનાં ભુપ ।।૭।। સુવર્ણનાં યજ્ઞ ઉપવીત ।। આસન સુવર્ણ રત્ના-ન્વીત ।। વસ્ત્ર રત્નજડીત સુપ્રીત ।। આપે બ્રાહ્મણને તે મુદીત ।।૮।। પ્રાતથી થાય શં-ધ્યાનો અંત ।। વીપ્ર ભોજન ત્યાં પરીઅંત ।। દુખી ભીક્ષુક યાચે સપ્રીત ।। ધનદાન આપે યથો ચીત્ત ।।૯।। મનવાંછીત આપે પ્રમાણ ।। નૃપ વૈષ્નવ જીતેંદ્રી જાણ ।। સર્વને દર્શન યોગ્ય જેહ।।દીવા નીશી જપે મને તેહ ।।૧૦।। ચાર યોજન નો અધીકાર ।। નૃપ પ્રમાણ શાસ્ત્ર ઉચાર ।। તેથી સત ગુણો નૃપ જેહ ।। મંડળેશ્વર કહીયે તેહ ।।૧૧।। તેથી દસ ગુણો રાજા હોય ।। પરી કીર્તીત રાજેંદ્ર સોય ।। પંચલક્ષ રાજેંદ્ર છેદીન ।। તે કેદાર સભામાં આધીન ।।૧૨।। રત્નમાણીક્ય મુકતા અમુલ્ય ।। ગજ અસ્વને હીરા અતુલ્ય ।। આપે કેદાર ભુપને કર ।। રહે સદા હુકમ તત્પર ।।૧૩।। તેને ત્યાં કમળા કળા કરી ।। યજ્ઞ કુંડ થકી અવતરી ।। રત્નભુષણ ભુષીત તન ।। શ્રેષ્ઠ કામીની પદ્મલોચન ।।૧૪।। કન્યા પામી માહારાજ પ્રસન્ન ।। થયા અત્યંત પોતે પ્રસન્ન ।। નૃપ ભકતીયે હરી સમરી ।। નીજ પત્નીને અર્પણ કરી ।।૧૫।। માત તાતની આજ્ઞા તે લઈ।। તપાર્થ યમુના ત્રટે ગઈ ।। તેણે કર્યું ત્યાં તપ પાવન ।। તે થકી વન તે વૃંદાવન ।।૧૬।। મને પામવા તપને ધ્યાન ।।

તેને આપ્યું બ્રહ્માવરદાન ।। તુંતો કૃષ્ણને પામશે સહી ।। ઇચ્છીત વાણી બ્રહ્માયે કહી ।। ૧૭।। એક સમય તે માહા મતી ।। નદી તીરે આનંદીત સતી ।। પુષ્પસૈયા કર્યુંછે સયંના।। રત્નાભુષણ ભુષીત તંન ।।૧૮।। પરીક્ષા અર્થે ધર્મ સ્વરૂપ ।। આવ્યા જ્યાં સાધવી છે અનુપ ।। દીઠા કન્યાયે એકાંત સ્થાન ।। શ્રેષ્ટ રૂપ પુરૂષ યુવાન ।।૧૯।। ચંદનાંગને ભુષણ ધારી ।। માહા રમ્ય મનોલ્હાદ કારી ।। વય કુમારછે સુખાકર।। કામ કાન્તી પીતાંબર ધર ।।૨૦।। શોભે સરદચંદ્ર વદન ।। સરદ પદ્મ રાજે લોચન ।। દેખી ઉઠી ગઈ સંનીધાન ।। કરી પુજા કરી સનમાન ।।૨૧।। કંદમુળ આપ્યાંછે મુદીત ।। પ્રેમે આપ્યું જળ સુવાશીત ।। કર્યા પ્રણામ તે ભકતી પર ।। ગ્રહી પુજા મુદીત સાદર ।।૨૨।। તેની પ્રત્યે બોલ્યા છે વચન ।। વીપ્ર રૂપ પોતે જનાંર્દન ।। ધર્મ ઉવાચ ।। કોંની કન્યા તુ કોણ છે નામ ।। કેમ રહી એકાંતે સુકામ ।। કોણ હેતુ રહી તપાચરી ।। શું વાંચ્છીત છે વદ સુંદરી ।।૨૩।। વર માગ તું હોશે કલ્યાણ ।। જે મન ઇચ્છા હોય તે જાણ ।। વૃંદા ઉવાચ ।। યજ્ઞ કન્યા કેદાર પોષીત ।। વૃંદાનામ વૃંદાવન સ્થીત ।। તપ કરૂં એકાન્તમાં રહી ।। હરી સેવામી ઇચ્છા મન સહી ।।૨૪।। વલણ ।। મન ઇચ્છા હરી પતી હોય ।। આપી શકે આપ વરદાંનરે ।। અસમર્થ હોતો જાઓ તમો ।। વાતે સુંફળ વીપ્ર રાજાનરે ।।૨૫।। કડવું ૨ જુ।। રાગ કેદારો ।। ધર્મ ઉવાચં ।। અવીતર્ક્ય.નીરીહ નીર્વાંણજી ।। ભકતાનુગ્રહ વીગ્રહ જાણજી ।। પરમાત્મા પ્રભુ પરાપાર જી ।। નીર્ગુણ ઇશ્વર નીરાકારજી ।।૨૬।। ઢાલ ।। નીરાકાર તું પતી ઇચ્છે છે ।। હરી નીવાંશી વૈકુંઠપતી ।। ચતુર્ભુજને બે છે ભારીયા ।। લક્ષ્મી અને વળી સરસ્વતી ।।૨૭।। ગૌલોક વીશે દ્વીભુજ પ્રભુ।। પરીપુર્ણ કીશોર સ્વરૂપ ।। તેની ભાર્યા છે રાધીકા પોતે।। માહાલક્ષ્મી પરાત્પર રૂપ ।।૨૮।। બ્રહ્મ રૂપ પરમાત્મા ઇશ ।। ભજે સદા તે સ્યામસુદર ।। કોટી કંદર્પ શોભા નીંદીત કલેવર માહામનોહર।।૨૯।। રત્નાભરણ નીત્યવીગ્રહ।। પોતે સર્વ સંપદ દાતાર ।। પીત વસ્ત્ર યોગી હૃદે સ્થીત ।। શ્રીકૃષ્ણ નેત્ર કમળાકાર ।।૩૦।। દ્વીરૂપ દ્વીભુજ ચતુર્ભુજ ।। વૈકુંઠ ગૌલોકમાં નીવાસ।। જેના નીમીશ માત્રમાં હોય ।। વૃંદા કમળોદ્ભવનો નાશ ।।૩૧।। પચીસ સહસ્ત્ર યુગે હોયે ।। ઇંદ્ર પતન વેદ પ્રમાણ ।। ચોદ ઇંદ્ર નાશ હોય ત્યારે ।। એક દીવસ બ્રહ્માનો જાણ ।।૩૨।। એ વીધે સત વર્ષ આયુશ ।। ત્યાંહાં લગી સદા સુખ દાન ।। તે બ્રહ્માને સનકાદીરૂષી।। શેવે કોટી કળા ભગવાન ।।૩૩।। સહસ્ત્ર વક્ત્ર શેષ શેવેછે ।। સદા જપે દીવસને રાત ।। ભકતીયે સતકોટી કલ્પતો ।। દુરારાધ્ય નસાધ્ય તે તાત ।।૩૪।। બ્રહ્મા બ્રહ્મ સ્વરૂપ ભજેછે ।। જન્મોજન્મ ચતુર્મુખે જાણ।। નીરંતર સ્તુતિ કરે હરી ।। નીત્ય સનાતન નીરવાણ ।।૩૫।। જેને વદને વાગ્દેવી રહે ।।વેદ પીતા વીધી અવીધાન ।। સર્વ જન ફળ દાતા પોતે।। તો ન સાધ્ય હોય ભગવાન ।।૩૬।।

કાળાંતક વીશ્વ સંહરતા ।। કર્તા જગત કળાશ્વરૂપ ।। પંચવક્ત્રે સ્તુતી કરે સદા ।। પોતે શંકર રૂપ અનુપ ।।૩૭।। પરમ પ્રીયતે પ્રભુજીને ।। સદા તેથી અન્ય નહી ।। કોય સર્વ શક્તી સ્વરૂપછે દુર્ગા ।। મુળ પ્રકૃતિ ઇશ્વરી સોય ।।૩૮।। બ્રહ્મસ્વરૂપછે નારાયણી ।। એ માયા વૈષ્નવી સનાતની ।। જેની માયાયે જગત ભ્રાંતી ।। વીષે ભમે સ્વભ્રમ નાસની ।।૩૯।। તે ભકતીએ સ્તુતી કરે સદા ।। નીસીવાસર કૃષ્ણની જાણ ।। સ્વશકતી ભકતીયે ગજાનંન ।। સડાનંન સ્તવે નીરવાણ ।।૪૦।। જેનાં ધ્યાને કરી ગણેશ્વર ।। સર્વાદી પુજા પ્રાપ્ત માહેશ ।। ભગવાન સર્વ દેવેશ્વર ।। જ્ઞાનીના ગુરૂ ગુરૂ વીશ્વેસ ।।૪૧।। સીદ્ધેંદ્ર દેવેંદ્ર યોગીંદ્રમાં ।। નવીદ્વાન ગણેશ આધીક્ય ।। વીદ્વાન ગણેશ સુરાધીપ ।। સ્તવને સરસ્વતી અસકય ।।૪૨।। દીવા નીસી જેના પાદ પદ્મ ।। ભકતીએ પદ્મા સેવનકારી ।। કૃપા કટાક્ષે જગત સર્વે ।। પરીપુર્ણ કલ્યાણ સુખારી।।૪૩।। જેના ભયે તે વાયુ વહેછે ।।જેના ભયથી સુર્ય તપંત ।। જેના ભયે ઇંદ્ર વૃષ્ટી કરે ।। જંતુ વીષે તે મૃત્યુ ચરંતા।૪૪।। જેની સેવાયે કરી પૃથ્વી ।। તે બ્રહ્માંડ રહે શીર ધરી ।। સમુદ્ર નીશ્ચળ સૈલ સર્વે ।। પ્રભુના ભયથકી સુંદરી ।।૪૫।। જગત પવીત્ર ગંગા દેવી ।। જેના પાદપદ્મ સેવા કારી ।। તુળશી પાવન સ્મર્ણ માત્રે ।। દીધપાળને ગ્રહ ભય ધારી ।।૪૬।। સર્વ બ્રહ્માંડ વીશે બ્રહ્માદી ।। વીષ્નુ સીવ સુરમુની શેષ ।। કોઇ કળા કોઈ અંસ રૂપા ।। કૃષ્ણની કળાંસા કો પ્રજેસ ।।૪૭।। કલ્યાણી કૃષ્ણ પતી તું ઇચ્છે ।। પ્રકૃતીપર પરમેશ્વર ।। ગોલોકે તે રાધીકાને સાધ્ય ।। નહીં અન્ય સાધ્ય સુખાકર ।।૪૮।। મને ભજતી તું માહાભાગ ।। પરમ નૃપેશ જીય જાણ ।। બળવંત દેવ દૈત્ય થંકી હું ।। ભોગ ત્રૈલોકય સુખ નીરવાણ ।।૪૯।। સપ્ત સાગર પાર કાન્ચની ।। દેવ ક્રીડાર્થ વીધી નીર્મીત ।। ચાલ તાંહાં રમ મારી સાથે ।। શીવ પ્રીય વન છે પુષ્પીત ।।૫૦।। ચાલ સ્વર્ણ મઈ લંકાછે જાં ।। ત્યાં રમ મમ સહ સુમીત ।। મેરૂ ગવ્હર વાપી ક્ષીરોદા નંદક ભદ્ર માહા પુષ્પીત ।।૫૧।। સત્ય લોક બ્રહ્મ લોકે રમ ।। સર્વે સ્થાનછે મનોહર મ મળયગીરી નીળગીરીયે ।। સુગંધી વાયુ ચંદનાગર ।।૫૨।। રત્નદ્વીપ મણીદ્વીપ રમ્ય ।। ચંદ્ર સરોવરે સુખ લહ ।। કલ્યાણી તવ ઇચ્છા હોય ત્યાં ।। પ્રીતે રમ રામા મારી સહ ।।૫૩।। એમ કહીને સંભોગ ઇચ્છી ।। છળ કરીને તે મત્યે જાયે ।। સહજે ધર્મ પરીક્ષા અર્થે ।। સતી બોધ કરે તેને ત્યાંયે ।।૫૪।। નૃપ સુતા બોલી કોપ કરી ।। વકત્ર લોચન ક્રોધીત જાણ।। હીત સત્ય તે વેદ અન્વીત।। ધર્મ અર્થ યશસ્કર વાણ ।।૫૫।। વલણ ।।

વાણ યસસ્કર વદે સદા ।। સુણો નારાયણ નરરાયરે ।। રાધાકૃષ્ણ કૃપાથી માન કહે થયો પુર્ણ અઠ્યાસીમો અધ્યાયરે ।।૫૬।। ઇતી ।। બ્રહ્મ ।। શ્રીકૃષ્ણ ।। નારાયણ ।। ભગવાન ।। સદા ધર્મ સંવાદે ।। પ્રસ્તાવો નામ ।।૮૮।। મો અધ્યાય સંપુર્ણ ।।

# અધ્યાય ૮૯ મો.

કડવું ૧ લું ॥　　રાગ મારૂની ચોપાઈ॥　　શ્રી કૃષ્ણઉવાચ ॥

વર સ્ત્રીની ભોગ ઇચ્છા ધારી ॥ પરીક્ષાર્થ વચન ઉચારી ॥ ધર્મના ત્યાં સાંભળી વચન ॥ તે પ્રત્યે બોલ્યાં વૃંદા પાવન ॥૧॥　　વૃંદા ઉવાચ ॥　　શ્રેષ્ટરૂપ વીપ્ર તપ મુળ ॥ પરસ્ત્રીનો ભોગ દુખ મુળ ॥ ભોગ ઇચ્છા અધર્મીને હોયે ॥ વીપ્ર દુષ્ટ અકલ્યા-ણી સોયે ॥૨॥ પતીવ્રતાનું બળે ગવન ॥ તે સમુળ વીનષ્યંતી જન ॥ સતીગામી બ્રહ્મ હત્યા સત ॥ પામે કુંભીપાકે તે પચત ॥૩॥ ક્ષણ સુખને દુખ અનંત ॥ તે ન ઇચ્છતી ધર્મીષ્ટ સંત ॥ ગચ્છ બ્રાહ્મણ જ્ઞાન દુર્બળ ॥ તું તપસ્વી નોથા સહમળ ॥૪॥ દીપ શી-ખા દેખી કીટ મરે ॥ મચ્છ સ્વાદે દેહ પરહરે ॥ વીસયુક્ત ભોજન અજ્ઞાન ॥ ભક્ષી સદ્ય મરે ક્ષુધાવાન ॥૫॥ વીષ કુંભપર સુધાધર ॥ તેમ સ્ત્રી મુખછે મનોહર ॥ નાસબીજ લંપ-ટ મોહન ॥ રૂધીર માન્સ મય દેસતન ॥૬॥ ધર્મ નાસબીજ કામ સ્થળ ॥ ભગ નર્કકુંડ મુત્ર મળ ॥ યમદંડ હેતુ ગંધદ્વાર ॥ આવે મૈત્રી પાપયોની નાર ॥૭॥ પરસ્ત્રી ભોગ નર્ક તું માન ॥ ગ્રહવા ઇચ્છે મને અજ્ઞાન ॥ દેવ બ્રાહ્મણને લોકપાળ ॥ સૌને ધર્મ રક્ષે સર્વ કાળ ॥૮॥ કર્મ સાક્ષી હરી સર્વ વીત ॥ દંડ કરતા તે યમ સ્થાપીત ॥ કૃષ્ણ સર્વાત્મા જ્ઞાન સ્વરૂપ ॥ ॥ મહેસ્વર દુર્ગા બુદ્ધીરૂપ ॥૯॥ મન બ્રહ્મા ઇંદ્રીસુર કહે ॥ દીજ પ્રાણી વીષે સાક્ષી રહે ॥ કેમ ગુપ્તને રહે એકાંત ॥ જ્ઞાનહીન બ્રાહ્મણ અસાંત ॥૧૦॥ જા તું ભદ્ર હોસે સતવાણ ॥ છે અવધ્ય જાતી દીજ જાણ ॥ ભસ્મ કરવા સમ-ર્થ હું સહી ॥ નહીં કરૂં જા તું જ્ઞાન ગ્રહી ॥૧૧॥ હું તપ કરૂં સોયુગ વીતા ॥ નથી ગોત્ર ન માતા ન પીતા ॥ સર્વ અંતરાત્મા ભગવાન ॥ મને કૃષ્ણ રક્ષે સુખદાન ॥૧૨॥ કૃષ્ણ સ્થાપીત ધર્મ સકળ ॥ મને રાખે સદા જળ સ્થળ ॥ રવી ચંદ્ર વાયુ હુતાસન ॥ બ્રહ્મા સંભુને દુર્ગા પાવન ॥૧૩॥ મારૂં રક્ષણ કરેછે સદા ॥ કૃષ્ણ આજ્ઞાધીન એ સ-ર્વદા ॥ જેણે ઉજવળ હંસ કરીત ॥ જેણે રચીત સુક હરીત ॥૧૪॥ મયુર ચીત્રીત જેણે જાણ ॥ મારી રક્ષા કરે તે નીર્વાણ ॥ હું માતા મને તજ કુમતી ॥ યથા સુખ વત્સ કરગતી ॥૧૫॥ એમ કહી રહી મોન્ય કરી ॥ ધરાવત ધીર્ય મન ધરી ॥ નહીં માન્યુ આવ્યો ભોગ કાજ ॥ તેણે ક્રોધી શ્રાપ્યો દીજરાજ ॥૧૬॥ ક્ષય થા તું પાપી દુ-રાચારી ॥ ક્ષય ક્ષય ત્રીવાક્ય ઉચારી ॥ ફરી શ્રાપ વાકરે વીચારી ॥ સુર્યે સમજાવીને નીવારી ॥૧૭॥ એટલામાં આવ્યા તેણે સ્થાન ॥ જગદીસ્વર ત્રાશીતવાન ॥ બ્રહ્મા વીષ્નુ અનાદી શંકર ॥ ધર્મ દેખી રોયા સુરેશ્વર ॥૧૮॥ જ્ઞાનહીન મ્રતક પ્રમાણ ॥ સતી કોપાગ્નીએ દગ્ધ જાણ ॥ ક્ષય પામ્યો ધર્મ તેણે કાળ ॥ દેખી બોલ્યા શ્રી હરી દયાળ ॥૧૯॥　　શ્રી ભગવાન ઉવાચ ॥　　ક્ષમા કર કોપપર હરી ॥ મોરા ભક્તને

કરૂણા કરી ॥ વૃંદા જીવાડ ભકત તું મારો ॥ રાખ ધર્મ પતીવ્રતા તારો ॥૨૦॥
બ્રહ્મા ઉવાચ ॥ વીધ્વંસ બ્રહ્માંડે સર્વ થાયે ॥ વીના ધર્મ તે હોયે અન્યાયે ॥ કં-
પીત સુર્ય ચંદ્રને સેષ ॥ વસુંધરા કંપીત વીસેષ ॥૨૧॥ માહાદેવ ઉર્વાચ ॥
ધર્મ વીના સર્વ વીશ્વનાસ ॥ ધર્મ વડે જગત પ્રકાશ ॥ સતી જીવાડ જગ હેતું જાણ ॥
સુંદરી તવ હોસે કલ્યાણ ॥૨૨॥ સુર્ય ઉવાચ ॥ વર માગ ભદ્ર થશે સોયે ॥
તારે મનવાન્છી તજે હોયે ॥ ધર્મ જીવાડ તું માહા મતી ॥ રાખ સૃષ્ટી પતીવ્રતા સતી
॥૨૩॥ અનંત ઉવાચ ॥ વલણ ॥ સતી ધર્માર્થ કરે તપ તું ॥
કેમ હણે ધર્મ નીરવાણરે ॥ જીવાડ ધર્મને ભદ્ર થશે ॥ સર્વ ધર્મ હોસે તવ જાણરે ॥૨૪॥
કડવું ૨ જું ॥ રાગ રામગ્રી ॥ ચંદ્ર ઉવાચ ॥ દ્વીજ સ્વરૂપ ધર્મ
ધરીને ॥ તવ પરીક્ષાર્થે આવ્યા એહ ॥ બ્રહ્માની પ્રેરણાયે કરીને ॥ નીર્દોષ તું કેમ
હણે તેહ ॥૨૫॥ મહેંદ્ર ઉવાચ ॥ તપે કરીને પામેછે ધર્મ ॥ ધર્મથી સર્વ
ને ફળ થાય ॥ તપનું ફળ તે કેમ હોયે ॥ જ્યારે ધર્મક્ષય સુખદાય ॥૨૬॥ વરૂ-
ણ ઉવાચ ॥ ધર્મ જીવાડ ધર્મીષ્ટ સતી ॥ ધર્મ રાખ સનાતન રૂપ ॥ કર્મીના સર્વ
કર્મ નીષ્ફળ ॥ વીના ધર્મ ધાર્મીક સ્વરૂપ ॥૨૭॥ પવન ઉવાચ ॥ વી-
શ્વ પરમપ્રીય કર તું ॥ ધર્મ જીવાડની સુભ કારી ॥ ધર્મ વીનાસે તારા તપનો ॥ ધર્મ
સર્વ જશે ક્ષય ધારી ॥૨૮॥ વ્હની ઉવાચ ॥ સ્વધર્મ ઉપાર્જન કારણ ॥
આવી તીર્થે તું સુ વ્રતધરી ॥ અજ્ઞાત તેં ધર્મ વીના શીત ॥ ફરી જીવાડ ધર્મ સુંદરી
॥૨૯॥ યમ ઉવાચ ॥ કર્મી વેદ ધર્મ વર્ત્તી તેને ॥ હું વીશ્વ વીષે ધર્માનું
સાર ॥ ધર્મ જીવાડની ધર્મી વૃંદા ॥ તે થકી છઊં ફળ દાતાર ॥૩૦॥ દેવના વચન
સાંભળીને ॥ ઉઠી તે સતી મન પ્રસન્ન ॥ પ્રણામ કરી સુરેસ પ્રત્યે ॥ બોલી તપસ્વી
સુભ વચન્ન ॥૩૧॥ વૃંદા ઉવાચ ॥ સાંભળો દેવપ્રે નહીં જાણ્યું ॥ ધર્મ
બ્રાહ્મણનું રૂપધારી ॥ ક્ષય કર્યો મેં કોપ થકી એ ॥ આવ્યો છે મારી પરીક્ષા કારી
॥૩૨॥ જીવાડુ હું ધર્મને નીશ્ચય ॥ તમારા પ્રસાદથી વીશ્વેસ ॥ એમ કહી પતીવ્રતા વૃંદા
॥ બોલી પરમ વાકય પ્રજેશ ॥૩૩॥ મારા તપ સત્ય હોય સાચાં ॥ તો થાયો ચૈતન્ય
દ્વીજરૂપ ॥ વીષ્નુ પુજા દેવયજ્ઞ સાચાં ॥ તો થાયો ચૈતન્ય દ્વીજ ભુપ ॥૩૪॥ એમ કહી
વૃંદા ધર્મ દેખી ॥ કળા રૂપનેક રૂદન્ન ॥ હેવે આવી મુર્ત્તી ધર્મ ભાર્યા ॥ વીષ્નુને
નમી બોલી વચન્ન ॥૩૫॥ મુર્ત્તી ઉવાચ ॥ હે નાથ કરૂણા સીંધુ તમો ॥
દીન બંધુ કૃપા કરો સ્વામી ॥ મારા કાન્તને સીઘ્રે જીવાડો ॥ જગન્નાથ પ્રભુ બહુ નામી
॥૩૬॥ પતીહીન સ્ત્રી પાપી ભવમેં ॥ જેમ ચક્ષુહીન મુખાકાર ॥ પ્રાણહીન દેહ તેમ
સ્ત્રી છે ॥ માત પીતાદી નીમ દાતાર ॥૩૭॥ સર્વ પ્રદાતા પતી છે પોતે ॥ કહી મુર્ત્તીયે

કર્યું રૂદન ॥ વૃંદા પ્રતે સર્વાત્મા બોલ્યા ॥ પ્રકૃતિપર શ્રી ભગવન ॥૩૮॥ શ્રી ભગવાન ઉવાચ ॥ તું આયુશ તપે કરી પામી ॥ બ્રહ્માના આવીરદા૦ પ્રમાણ ॥ તે ધર્મને આપી કરી તું જા ॥ ગૌલોક વીષે સુખ નીરવાણ ॥૩૯॥ એ દેહના તપ ફલથી તું ॥ મને પામસે સત્ય વચન ॥ પછે વારાહ કલ્પ વીષે તું ॥ ગૌલોકથી આવી વરાનન ॥૪૦॥ વૃષભાનની સુતા તું રાધા ॥ થસે મારી કળા ત્યાં રાયાણ ॥ પાણી ગ્રહણ કરસે તે તું ॥ રાસમાં મને પામસે જાણ ॥૪૧॥ મારી પાસે રહે રાધા પોતે ॥ છાયાં રહેશે રાયાણ કામીની ॥ વીષ્નુના વચન સાંભળીને ॥ ધર્મને આપ્યું આયુષ્ય ભામીની ॥૪૨॥ ઉઠયો ધર્મરૂપ મનોહર ॥ પ્રણમ્યા હરી પાદ પાવન ॥ ભગવાન જગનાથ પ્રત્યે ॥ બોલી વૃંદા પરમ વચન ॥૪૩॥ વૃંદા ઉવાચ ॥ સત્ય વચન સાંભળો મારૂં ॥ દેવો સાવધાન થઇ કરી ॥ મારૂં વાકય મીથ્યા નહીં હોય ॥ ધર્મક્ષય થા કોપે ઉચરી ॥૪૪॥ ત્રણવાર કહી ફરી કહ્યું ॥ એવે ભાસ્કરે મને નીવારી ॥ સતયુગે પુર્ણ ત્રેતા વીશે ॥ ત્રીપાદ દ્વાપુરે દ્વયધારી ॥૪૫॥ એક પાદ કળીયુગ વીશે ॥ ફરી સતયુગે પુર્ણ તન ॥ ત્રણ વાંકય નીકલ્યાં મુખથી ॥ ક્ષય ત્રીપાદ સીદ્ધ વચન ॥૪૬॥ એટલામાં રથ અનુપમ ॥ દેવે દીઠો એક નંદરાયે ॥ ગોલોકથી તે આવ્યો સુંદર ॥ સોભીત સુર્યવત પ્રભાયે ॥૪૭॥ અમુલ્ય રત્ન નીર્માણ હીરા ॥ મણી માણીક્ય મુકતા ખચીત ॥ શ્વેત વસ્ત્રને ચામર યુકત ॥ રૂચીર ભુષણ વીભુષીત ॥૪૮॥ રત્ન દર્પણ ખચીત સોભે ॥ વૃંદા નમી હરીહર પાયે ॥ બ્રહ્માદી સર્વ દેવને નમી ॥ રથ આ રોહી ગૌલોક જાયે ॥૪૯॥

વલણ ॥ ગઈ વૃંદા પછે દેવ ગયા ॥ તાત શું સાંભળવા ઇચ્છાયરે ॥ ગુલાબકુંવર શુણો માન કહે ॥ થયો પુર્ણ નેવ્યાસીમો અધ્યાયરે ॥૫૦॥ ઇતિ ॥૦ વૃંદા ધર્મ સાપ પ્રસંગે વૃંદા ગોલોક ગમન પ્રસ્તાવો નામ ॥૮૯॥ મો અધ્યાયરે ॥૦

## અધ્યાય ૯૦ મો.

કડવું ૧ હું ॥ રાગ કેદારાની ચોપાઇ ॥ શ્રી નંદઉવાચ ॥

ચાર વેદ જ્ઞાનવાન હોયે ॥ તવ જાણવા શકત ન સોયે ॥ નહિ જાણે શુરસીદ્ધ ધીશ ॥ બ્રહ્માઇશને શેશ મુનીષ ॥૧॥ તમો કોણ એ જાણવા મન ॥ માહા કૌતુહળ ભગવાન ॥ આત્મા યથાર્થ જે સુખદાન ॥ પ્રભુ કહો તે નિર્જન સ્થાન ॥૨॥ શ્રી નારાયણ ઉવાચ ॥ તે સમય નંદ પ્રશ્ન શુણી ॥ કૃષ્ણ ઇચ્છાથી આવ્યા ત્યાં મુની ॥ ક્રતુ, પુલહ, ને ભૃગુ, શ્રેષ્ટ ॥ અંગીરા, પ્રચેતા, ને વશીષ્ટ ॥૩॥ પાણીની, દુર્વાસા, કાણ્વગૌતમ ॥ કાત્યાયન, કણાદ, ગૌતમ ॥ સનક, શનંદ, સનાતન ॥ કપીલ, પંચશીખા, પાવન, ॥૪॥ કશ્યપ, વાલ્મીક, સુખકારી, ॥ રૂષી વિશ્વામીત્ર, તપધારી ॥ વિભાન્ડક, રૂષી પરાસર ॥ મરીચીને શુક્ર મુનીવર, ॥૫॥ જૈમીની, શ્રંગીરૂષી, સુમતિ ॥

વત્સ, વ્યાસ, ગાર્ગ્ય,બ્રહસ્પતી ।। યાજ્ઞ વલ્કય,ને શુક, શૌભરી ।। ભારદ્વાજ, તપ પરવરી ।।૬।। વીટંકણુ, માર્કન્ડ, આશુરી, ।। જાવાલી, અષ્ટાવક્ર, ભાગુરી ।। પરસુરામ,મહાદ્દીજ ચંદ ।। પૈલ, અગસ્તને, સતાનંદ ।।૭।। કરખ, ને મૈત્રેય, નારદ ।। સર્વ મહાંમુની વિસારદ ।। દેખી કૃષ્ણ ઉઠયા તેણી વાર ।। હાથ જોડી કર્યા નમસ્કાર ।।૮।। સર્વને શીંહાસન અર્પીત ।। વિધીવત સાદર પુંજીત ।। કુશળ પ્રશ્ન મુની ઉચરે ।। પરસ્પર તે ભાષણ કરે ।।૯।। કૃષ્ણ સભા મધ્યે વીરાજીતા।। હેવે કૃષ્ણે ત્યાંતેજ દર્શીતા।। દીઠું મુનીયે તેજ આકાશે ।। તેજાંતર કુમાર પ્રકાશ ।।૧૦।। તે છે સનત્કુમાર મુનીશ ।। નહતા તે આવ્યા મુની ધીશ ।। પંચ વર્ષી દીધામ્બરરૂપ ।। યથોચ્છિત બાળક સ્વરૂપ ।।૧૧।। કનક પ્રભારૂપ અદ્ભુત ।। વત્સ સભા મધ્યે આવીર્ભુત ।। દેખી સહસા ઉઠ્યા મુનીસ્વર ।। નમ્યા સર્વે પરમ આદર ।।૧૨।। સર્વને તેણે દીધ્ર આશીષ ।। સભા મધ્ય બેઠા જગદીશ ।। ભ્રગુ ઉવાચ ।। વેદજ્ઞાતાછો વિપ્ર અધીશ ।। તમો અગ્રણી વૈષ્નવ ઇશ ।।૧૩।। સનત્કુમાર જ્ઞાન તત્પર ।। શુનીમીત આવ્યા મુનીવર ।। સનત્કુમાર ઉવાચ ।। સાંભલ્યુ મેં સર્વે મુનીજન ।। ગયા મથુરાં જ્યાં છે ભગ્વન ।।૧૪।। કૃષ્ણ દર્શણનું ધરી ધ્યાન ।। સીગ્રતા થકી આવ્યો આસ્થાન ।। શ્રી કૃષ્ણ ઉવાચ ।। ભગવાન સર્વ સ્થાને સત ।। કોણ કારણ આહાં આગત ।।૧૫।। સર્વ જાણાતી સર્વજ્ઞરૂપ ।। તમો વીદુષ વરસ્વરૂપ ।। સનત્કુમાર ઉવાચ ।। ધન્ય સર્વ માન્ય ભગવન ।। જગત વિષે જગજીવન ।। તમો વર પ્રભુ સર્વેશ્વર ।। વીશ્વ નાસ્તી તમો થકીપર ।।૧૬।। શ્રી કૃષ્ણ ઉવાચ ।। યજ્ઞ વ્રત તપ નીરમાણ ।। કર્તા વિશ્વનો મને તું જાણ ।। ફળદાતા છઉં નીરંતર ।। સતવેદ વાકય દીજેસ્વર ।।૧૭।। વલણ ।। વ્રજેશ્વર સત વેદ વાણી ।। એમ વદે સનત કુમારરે ।। હવે કુમાર પ્રત્યે પુછે છે તે ।। સર્વ રૂષી કથા વિસ્તારરે ।।૧૮।। કડવું ૨ જુ રાગ કાલેરા ।। રૂષય ઉવાચ ।। હે માહા ભાગ હે સીદ્ધેશ્વર ।। કુમાર કરૂણામય રૂપ ।। અદ્ભુત કથા કહોની સ્વામી ।। શાક્ષાત તમો જ્ઞાન સ્વરૂપ ।।૧૯।। કંઇ આશ્ચર્ય દીઠું કોઉ સ્થાને ।। કંઇ સાંભલ્યું હોય તમો જેહ ।। સર્વ અતિ વિસ્તાર કરીને ।। કેવા યોગ્ય છો હમુને તેહ ।।૨૦।। હેવે આવ્યાં પાર્વતી સંકર ।। અનંત ધર્મ રવિ નીસેશ ।। આદીત્યા વસુદીકપાળ બ્રહ્મા ।। આવ્યાછે તાહાં દેવ દેવેશ ।।૨૧।। કૃષ્ણ સહસા ઉઠી કરીને ।। ભીન્ન ભીન્ન કુશળ ઉચરે ।। મધુપ્રકવાદી પુજા કરીને ।। સર્વ રૂષીયો પ્રણામ કરે ।।૨૨।। શેષ શંકરને વીધી સીવા ।। અન્યોઅન્ય બોલ્યા દ્દીજ દેવ ।। તે ઉપરાંત પછે સું થયું ।। તે શુણો નારદ શ્વયમેવ ।।૨૩।। શુભ આસન ઉપર સ્થિત ।। કુમાર સનક પ્રભુ તાંહે ।। કથા કેહેવા કરે આરંભ ।। શુભ દ્દીજ દેવ સભા માંહે ।।૨૪।। ગો-

લોક વિષે હું ગયો રૂષી ॥ તાહાં ન દીઠા રાધીકાધીશ ॥ તાહાંથી વૈકુંઠ વિષે ગયો ॥ તાહાં નાસ્તી ચતુર્ભુજ ઇશ ॥૨૫॥ પછે ગયો હું ક્ષીરસાગર ॥ ત્યાં ન દીઠા હરી સ્વયમેવ ॥ પરિશ્રમ થયો દધી ત્રટે ॥ રેહ્યો સ્નાનકરી તતક્ષેવ ॥૨૬॥ વિસ્તીર્ણ વાળુ મત્સ્ય કચ્છપ ॥ સત યોજનનો દેખી ભીત ॥ ધન્ય જંતુ એમ કહ્યું ત્યારે ॥ હું નહિ ધન્ય એમ વદીત ॥૨૭॥ ધન્ય વસુંધરા રહે જેમાં ॥ મારા જેવા તે સપ્તસાગર ॥ હું નહિ ધન્યધન્ય સેષછે ॥ મને ધરી રહે કહે ધર ॥૨૮॥ અનંત વદે હું ધન્ય નહિ ॥ ધન્ય યોગેંદ્ર ગુરૂ શંકર ॥ સર્વારાધ્યને સર્વ પુજ્ય છે ॥ ધર્મ રૂપ સનાતન હર ॥૨૯॥ કાળના કાળને મૃત્યુંજય ॥ હું નહિ ધન્ય વદે મહેશ ॥ સર્વ આદિ પુજનછે જેનું ॥ ધન્ય દેવાધી દેવ ગણેશ ॥૩૦॥ સીદ્ધેંદ્ર મુનીંદ્ર દેવેંદ્રમા ॥ ન ગણેશથી શ્રેષ્ટ કો જાણ ॥ નદી વિષે જેમ રહે ગંગ ॥ તીર્થ વિષે પુસ્કર પ્રમાણ ॥૩૧॥ હેરંબ કહે જે ધન્ય તેને ॥ છે વેદનારાયણ સાક્ષાત ॥ જેથકી શાસ્ત્ર પુરાણ સર્વે ॥ જેમાં ધર્મ નીરૂપીત તાત ॥૩૨॥ વેદ કહે ધન્ય યજ્ઞને જે ॥ યજ્ઞ સદા છે ફળ દાતાર ॥ તેથકી કર્મ ધન્ય સર્વદા ॥ શુભ અશુભ ફળ વિસ્તાર ॥૩૩॥ સર્વાદિ પ્રભુ સર્વ કારણ ॥ છે શ્રીકૃષ્ણ પરમાત્મા ધન્ય ॥ જોયાં સ્થાન ન દીઠા ઇશ્વર ॥ આવ્યો મથુરાં ધ્યાન અનન્ય ॥૩૪॥ હાં દીઠા શ્રીકૃષ્ણ પરિપુર્ણ ॥ પરમાનંદ રૂપ અનુપ ॥ યજ્ઞ વ્રત તપાદિ કર્મના ॥ ફળદાતાર ઇશ સ્વરૂપ ॥૩૫॥ સર્વ કારણના કારણ છે ॥ સ્વય બ્રહ્માદિ રૂપ ધારણ ॥ યજ્ઞ ધન્ય જે દક્ષિણા સાથે ॥ વેદવદે છે એવું કારણ ॥૩૬॥ દક્ષિણા સહ ફળદ યજ્ઞ ॥ અફળીત દક્ષિણા વિહીન ॥ સંકલ્પીત દક્ષિણા વિપ્રને ॥ જેજન આપે નહિ તે દીન ॥૩૭॥ બીજે દીનગુણ સતગુણ માસે ॥ સહસ્ત્ર ગુણ દ્વીમાસે થાયે ॥ કદા સંવત્સર વીતેતો તે ॥ દાતાર નરક વિશે જાયે ॥૩૮॥ નહિ દીયે દાન દાતારને ॥ ગ્રહિતા કરે ન ઉપદેસ ॥ તે બેહુ નરક પામે વર્ષ ॥ સહસ્ત્ર પરિયંત પ્રજેસ ॥૩૯॥ જજમાન ચંડાલ હોયને ॥ બ્રાહ્મણ તે તેનો પુરોહિત ॥ વ્યાધી ચુકત બેહુ હોય પાપી ॥ પાપ કર્મ ફળ પ્રગટીત ॥૪૦॥ સર્વ દેવ મુની હસ્યા વિસ્મે ॥ નંદ પુત્ર ભાવના તજીત ॥ સભા મધ્યે રોયા લજ્યા હિન ॥ મોહ તજ પાર્વતિ બોધિતા॥

નંદ ઉવાચ ॥ મને વંચ્યો પ્રભુ પ્રાણ મારા ॥ અપરાધ મારો ક્ષમા કર ॥ ભકતવત્સલ બીરદ તેથી ॥ અકળગત પ્રકૃતિપર ॥૪૨॥ યશોદાને ને ગોપીકાને હું ॥ જઇ શું કહિસ વિશ્વાધાર ॥ રાધાને પ્રેમપાત્ર બાળને ॥ શું કહીસ તે કહો મોરાર ॥૪૩॥ એમ કહી કરી સભા મધે ॥ નંદ મુર્છિત થયા નારદ ॥ અંક ભરી લઇ જગંનાથે બોધ બોધીત તે વીસારદ ॥૪૪॥ વલણ ॥ વીસારદ બોધ કરે કૃષ્ણ ॥ ભકતાધીન નારાયણરાયરે ॥ ગુલાબબા કવી માન કહેઃ ॥ પુર્ણ થયો નેવુમો અધ્યાયરે ॥૪૫॥ ઇતિશ્રી ॥૦ ॥ બ્રહ્મ ॥૦

# અધ્યાય ૯૧ મો

કડવું ૧ લું ॥ રાગ દેશાખની ચોપાઈ ॥ શ્રીકૃષ્ણ ઉવાચ ॥ થઇ ચેતન તાત વિચાર ॥ જળ બુદ બુદ્દ્વત સંસાર ॥ ચરાચર માયા મોહ તજો ॥ પરાત્પર બ્રહ્મ રૂપ ભજો ॥૧॥ મોહ નાશની મુક્તિ પ્રદાઈ ॥ વિષ્નુ શકિત સદા સુખદાઇ ॥ તેનું સ્તોત્ર આપું મોહા હર ॥ જેણે ત્રીપુર હણ્યો શંકર ॥૨॥ સર્વ વિઘ્ન વિનાશનકારી ॥ સુખદાતે સર્વ દુઃખ હારી ॥ દાતા છે મનવાંછીત દાન ॥ મંત્ર સાંભળો નંદ રાજાન ॥૩॥ નંદ ઉવાચ ॥ જેથી યોગમાયા જગ માતા ॥ હોય પ્રસન્ન તે સિદ્ધિદાતા ॥ મને આપો તમો સુખાંકર ॥ સ્તોત્ર તે પ્રભુ પ્રકૃતીપર ॥૪॥ સદાછો પ્રભુ ભકતવત્સળ ॥ વેદ જનક હરી અકળ ॥ નીર્ગુણ નીરાકાર બહુ નામી ॥ પરાત્પર પ્રભુ અંતરયામી ॥૫॥ શ્રીકૃષ્ણ ઉવાચ ॥ સુણો નંદ સ્તોત્ર શુભકારી ॥ વિઘ્ન વિનાશીને મોહહારી ॥ બ્રહ્મા શીવ દેખી શત્રુ ગ્રાહી ॥ શભુ પ્રત્યે બોલ્યા રણમાંહી ॥૬॥ બ્રહ્મા ઉવાચ ॥ દુર્ગા નાશીની દેવ દુર્ગતિ ॥ કરો સ્તવન મુળ પ્રકૃતિ ॥ હરી પ્રેરીત કહું મહેશ ॥ શકિત સહાયે હણો દૈતેશ ॥૭॥ ભકિત નમ્ર પુટાંજળી કરી ॥ પાદ પ્રક્ષાળી સ્નાન આચરી ॥વીધી યુકત સુચીથૈ સુચીત ॥ કરો દુર્ગા સ્મર્ણ મુદાન્વીત ॥૮॥ મહાદેવ ઉવાચ ॥ શત્રુ થકી મને સનાતની ॥ રક્ષ દુર્ગા દુર્ગતિ નાશીની ॥ વિષ્નુ માહામાયા નારાયણી ॥ બ્રહ્મ રૂપ આનંદ રૂપીણી ॥૯॥ તું બ્રહ્માદી અંબાજગદંબ ॥ માહાભાગ ભકત અવલંબ ॥ ગુણ થકી તું દેવી આકાર ॥ ગુણાતીત તું છે નીરાકાર ॥૧૦॥ માયાએ તું પુરૂષ પ્રકૃતિ ॥ પરબ્રહ્મ પરત્વં બિભર્તી ॥ વેદ જનની સાવીત્રી રૂપ ॥ વૈકુંઠે માહાલક્ષ્મી સ્વરૂપ ॥૧૧॥ મ્રત્ય લક્ષ્મી ક્ષીરોદે કામીની॥ પરાત્પર તું શેષસાઇની ॥ સ્વર્ગે સ્વર્ગ લક્ષ્મી નીરવાણ॥ રાજ્ય લક્ષ્મી ભુતળમાં જાણ ॥૧૨॥ નાગાદી લક્ષ્મી પાતાળે રહે ॥ ગ્રહ દેવતા તું ગ્રહે ગ્રહે ॥ સર્વ સષ્ય સ્વરૂપ પ્રકૃતી ॥ સર્વૈશ્વર્ય વિધાઇની સતી ॥૧૩॥ રાગાધીષ્ટાત્રે તું માહા દેવી ॥ બ્રહ્મ સદા સરસ્વતી સેવી ॥ ગૌલોકેશ્વય રાધા પ્રકાશ ॥ શ્રીકૃષ્ણ વક્ષસ્થળે નીવાસ ॥૧૪॥ ગોલોકાધીષ્ટાત્રે દેવી સહી ॥ વૃંદા વૃંદા વન વને રહી ॥ રમ્ય વીનોદી રાસમંડળી ॥ સતશ્રૃંગાધી દેવી ચીત્રાવળી ॥૧૫॥ કોઈ કલ્પે દેવી દક્ષ કન્યા ॥ કોઇ કલ્પે સૈલસુતા ધન્યા ॥ દેવ માતા અદીતી તું પરા ॥ સર્વાધાર રૂપ વસુંધરા ॥૧૬॥ તુળશી તું શ્વાહા સ્વધા સતી ॥ વિશ્વ પાવીની ગંગા સુમતી ॥ દશાંશ કળાચે દેવ નારી ॥ નર રૂપ નપુશક ધારી ॥૧૭॥ મહી વિષે તું છે ગંધ રૂપ ॥ આકાશમાં તું શબ્દ સ્વરૂપ ॥ સુર્યે તેજ પ્રભા નીરંતર ॥ ચંદ્ર વિષે તુ છે શોભાપર ॥૧૮॥ સૃષ્ટી વિષે તું સૃષ્ટી રૂપીણી ॥ પાલણ વિષે પરીપાલીણી ॥ માહામારી સંહારે પ્રમાણ ॥ જળ વિષે જળરૂપી જાણ ॥૧૯॥ સુધા ત્રુશા નીંદ્રા દયા રૂપ ॥ બુદ્ધિ તુષ્ટી તું પુષ્ટી સ્વરૂપ ॥ શ્રદ્ધા ક્ષમારૂપી

શાન્તી શ્રધા ભ્રાન્તિ કાન્તિ કીર્તી લજ્જામયા ॥૨૦॥ ચેતના માયા રૂપ તું ભુક્તી ॥ સર્વે શક્તિ સ્વરૂપા તું મુક્તિ ॥ સર્વ સંપતદાઈ સ્વરૂપી ॥ અનીર્વચની વેદ નીરૂપી ૨૧॥ અનન્ત શકે ન સ્તુતી કરી ॥ નહિં શકત વેદ શુરેસ્વરી ॥ અન્ય કો ન શકે સરસ્વતી ॥ નવીધી નવિષ્નુ વિસ્વપતી ॥૨૨॥ કેમ સ્તવું પંચ વક્રે કરી ॥ છઉરણ ગ્રસ્ત મહેશ્વરી ॥ માહામાયા મને કૃપા કર ॥ શત્રુ ક્ષય કરી ભય હર ॥૨૩॥ એમ સ્તવી હરે રણ માંહી પોતે પ્રગટીત દુર્ગા ત્યાંહી ॥ પ્રભા કોટી સુર્ય સમજાણ॥ પ્રેરી નારાયણે નીરવાણ ॥૨૪॥

વલણ ॥ નીરવાણ પ્રેરી માહામાયા॥ આવી સીઘ્રે શીવ જયકારીરે ॥ માહા દેવી દૈત્ય વધ અર્થે॥ માયા શક્તિ વચન ઉચારીરે॥૨૫॥ કડવું ૧ જ્ઞા॥ રાગ વેરાડી॥

દુર્ગા ઉવાચ ॥ વર માગની મહેશ્વર તું ॥ જે હોય ભદ્ર મનવાંછીત ॥ તમો સુરવર માહાદેવ ॥ તમને જય આપું મુદીત॥૨૬॥ માહાદેવ ઉવાચ॥ આ દૈતેંદ્રનો ક્ષય હોય એ ॥ વર મનવાન્છિત ઇશ્વરી ॥ આપ વાન્છિત એ દુર્ગા દેવી ॥ સનાતની આદ્ય કૃપા કરી ॥૨૭॥ દુર્ગા ઉવાચ ॥ કર હરી સ્મર્ણ માહાભાગ ॥ દૈત્ય જીતશો એ મારો વર ॥ તમો વિધિ ભગવાન સર્વે॥ સદા જોતી રૂપ છો ઇશ્વર ॥૨૮॥ હેવે વિષ્નુ પ્રષભ રૂપ હવા ॥ કળાએ શુળપાણી વાહન ॥ તે પર આરૂડ થયા પોતે ॥ પંચ મુખ મહાપાર્વન ॥૨૯॥ કર વિષે શસ્ત્ર ગ્રહી પછે ॥ ધરી વિષ્નુ ઇશ્વરનું ધ્યાન ॥ હણ્યો ત્રીપુર સીઘ્રે કરી તે ॥ ભુતળ પડયો દૈત્ય રાજાન ॥૩૦॥ પ્રસન્ન દેવ શંકર પર ॥ તે કરે પુષ્પ વ્રષ્ટી અપાર ॥ દુર્ગાયે ત્રીશુળ આપ્યું તેને ॥ પીનાક આપ્યું વિષ્નુ ઉદાર ॥૩૧॥ બ્રહ્માયે શુભ આશીષ કંઇ ॥ સર્વ મુની તે માહા હર્ષીત ॥ નૃત્યત દેવને ગાન કરે ॥ ગાંધર્વને કીન્નર મુદીત ॥૩૨॥ તાત સ્તવ રાજ ઉત્તમતે ॥ સીઘ્રે કારણ શત્રુ સંહાર ॥ પરમૈશ્વર્ય હે તું સુંદર ॥ નીર્વાણ મોક્ષ ભક્તિ દાતાર ॥૩૩॥ ગોલોક વાસને સિદ્ધિ પ્રદ ॥ એ સ્તવ રાજ કર્મ નાશન્ન ॥ ધન પુત્ર પ્રિયા ભુમી દાતા ॥ જરા જન્મ મૃત્યુ વિનાશન્ન ॥૩૪॥ બળબુદ્ધિ કર સંપતંદ ॥ સોક દુઃખ મોહ ભયહારી ॥ ભક્તિયે સ્તોત્ર રાજ ભણે જો ॥ તો પુત્ર પ્રસવે વંધ્યા નારી ॥૩૫॥ અગ્ની ભયને જળ ભયથી॥ સર્પ ગ્રસ્ત રીપુ ગ્રસ્ત જાણ॥ નાનાવીધ સર્વ ભય થકી ॥ સ્તોત્ર પ્રસાદે હોય કલ્યાણ ॥૩૬॥ તેજસ્વીમાં જેમ રત્ન રહે ॥ વર્ણ મધ્યે દ્વીજ રહે જેમ ॥ નદી મધ્યે જેમ રહે ગંગા ॥ મંત્રમાં પ્રણવ રહે તેમ ॥૩૭॥ તુળશી પત્ર જેમ પત્રમાં ॥ પુષ્પ મધ્યે પારીજાત સુમન ॥ આધાર મધ્યે જેમ વસુંધરા ॥ કાષ્ટ મધ્યે છે જેમ ચંદન ॥૩૮॥ તપ મધ્યે જેમ વિષ્નુ પુજા ॥ વ્રતમાં એકાદશી વ્રતેશ ॥ જ્ઞાની મધ્યે જેમ રહે સંભુ ॥ સિદ્ધ મધ્યે છે જેમ ગણેશ ॥૩૯॥ દેવ મધ્યે જેમ રહે વિષ્નુ ॥ શાસ્ત્ર વિશે નીગમ પ્રમાણ ॥ દેવી મધ્યે જેમ રહે દુર્ગા ॥ સરસ્વતી વિદુષમા જાણ ॥૪૦॥ સુંદરી મધ્યે જેમ રાધીકા ॥ તેમ સ્તોત્રમાં સ્તોત્ર એ સાર ॥એથી

પરકો ન આયા હરા એ છે વૈરાગ્ય જ્ઞાન દાતાર ॥૪૧॥ પુર્વે એ મેં આપ્યું છે બ્રહ્માને ॥ સુર્ય પર્વણી પુષ્કર માંહે ॥ દૈત્ય ગ્રસ્ત ભયભીત સર્વ ॥ દુઃખ હરતા સુખદા તાંહે ॥૪૨॥ શત્રુ ગ્રસ્ત શીવને બ્રહ્માચે આપ્યું એ મારી આજ્ઞાને ધરી ॥ શીવે દુર્વાસા સનકાદીને ॥ તેણે ગૌતમને કૃપા કરી ॥૪૩॥ પુલહ પુલસ્તને અંગીરા॥ ચંદ્ર સુર્ય પામ્યા સ્તોત્ર એહ॥ સુર્યે યમને યમે આપ્યું છે ॥ ચિત્ર ગુપ્તને કૃપાયે તેહ ॥૪૪॥ નિત્ય ભણે સ્તોત્ર ગોલોકમાં ॥ જાયે તે સ્તોત્ર મહીમાયે ॥ ન આપવું એ જે પાપી તેને ॥ ગુપ્ત કરવું એ સુખદાયે ॥૪૫॥ નારાયણ ભક્તને સાન્તને ॥ વિદુશ સર્વજ્ઞ વિપ્ર જેહ ॥ વિનયાન્વીત નમ્ર જનને ॥ પ્રયત્ન કરી આપવું એહ ॥૪૬॥ શ્રદ્ધા ભક્તિયુક્ત એ સ્તોત્રને ॥ જે જપે સિદ્ધિ પામે તે પ્રાણી ॥ એ સ્તોત્રને દશવાર જપે ॥ મન ઇચ્છા હોયે સિદ્ધ વાણી ॥૪૭॥ અશ્વમેધ શહસ્રનું ફળ ॥ પૃથ્વી પ્રદક્ષિણા ફળ જેહ ॥ સર્વ તીર્થ સ્નાનનું પુન્ય જે ॥ સમગ્ર દાતા સ્તોત્ર છે એહ॥૪૮॥ મે આપ્યું તાત તમુને જેતે ॥ મને પ્રીયછે પ્રાણ સમાન॥ એ સ્તવન કરો પાર્વતીનું ॥ સભા વિષે સદા સુખદાન ॥૪૯॥ કૃષ્ણ વાક્ય સાંભળીનંદ॥ કરે તે પાર્વતીનું સ્તવંન॥ એ સ્તોત્રે કરીને માહામાયા ॥ નંદ ઉપર થયા પ્રસન્ન ॥૫૦॥ દુર્ગાયે વર આપ્યો છે તેને ॥ ગોલોક વાસ ઇચ્છિત મન ॥ દુર્લભ પરમ જ્ઞાન આપ્યું ॥ જે વેદ વદીતછે પાવન ॥૫૧॥ વલણ ॥ પાવન જ્ઞાને મોહ તજીને ॥ વ્રજ જાઓ વમો વ્રજરાયરે ॥ ગુલાબબા માનસીંગ કહે ॥ થયો એક નવતીતમો અધ્યાયરે. ॥૫૨॥ ઇતિ ॥૦ માહા ॥૦ શ્રીકૃષ્ણ ॥૦ નારાયણ ॥૦ ભગવાન નંદ સંવાદે નંદ પ્રતિબોધન પ્રસ્તાવો નામ ૯૧ મો અધ્યાયરે ॥

## અધ્યાય ૯૨ મો.

કડવું ૧ લું ॥ રાગ કેદારાની ચોપાઈ॥ શ્રીકૃષ્ણ ઉવાચ ॥ વ્રજ જાઓની વ્રજ રાજન ॥ દુર્ગા પ્રસાદે ગ્રહીને જ્ઞાન ॥ ક્ષમા કરો મમ અપરાધ ॥ કૃત જે બાળ ભાવે અસાધ ॥૧॥ મારૂં વિનય પ્રિય વચંન ॥ કે જો યશોદા થશો પ્રસંન્ન ॥ બાળકો રાધીકાને વિશેષ ॥ કેજો રેહેજો સુખે સૌ વ્રજેસ ॥૨॥ આહાં સુખ ભોગી સર્વ સાથ॥ જાઓ ગોલોકમાં વ્રજનાથ ॥ યશોદા રોહીણી ગોપી જાણ ॥ ગોપ બાળ સહ વ્રશભાન ॥૩॥ રાધીકાની માતા કળાવતી ॥ રાધા સહ આવશો તે સતી ॥ રથ સત લક્ષ નીરવાણ ॥ ગોલોકથી આવશે તે જાણ ॥૪॥ હીરાહાર મણીંદ્ર રચીત ॥ માણેકમુક્તા રત્ન ખચીત॥ માહા ઘોત શોભીત વસન્ન ॥ પિત વર્ણ સુંદર આછન્ન ॥૫॥ મુખ્ય પાર્સદ ગોપ વેષ્ટીત ॥ ચામર દર્પણ રમ્યાન્વીત ॥ રથ॥ રોહી દેહ ત્યાગ કરી॥ સર્વ જશો દીવ્ય દેહ ધરી ॥૬॥ અયોની સંભવ રાધા સતી ॥ અયોની સંભવ કળાવતી ॥ છેએ પીત્રેની માનશી કન્યા ॥ રાધા માતા કળાવતી ધન્યા ॥૭॥ સીતા માતાને દુર્ગાની માતા ॥ મેનકાદી સતી સુખ

દાતા ॥ અયોની સંભવ દેહ ધરી ॥ દુર્ગા રાધાને સીતા શુંદરી ॥૮॥ ગુપ્ત કહ્યું એ દુર્લભ વાત ॥ વર આપ્યોછે મે સુખ દાત ॥ તમને આપ્યો દુર્ગાયે જાણ ॥ સાંભળી હેવી કૃષ્ણની વાણ ॥૯॥ નંદ ઉવાચ ॥ ભકતવત્સલ કરૂણા કર ॥ પ્રભુ પ્રત્યે બોલ્યા વ્રજેશ્વર ॥ ચારે યુગ ધર્મ સનાતન ॥ કમે વિસ્તારી કરો કથન ॥૧૦॥ એવાં સાંભળી નંદ વચન ॥ હર્ષાન્વીત કમળ લોચન ॥ કથા કહેવા થયા આતુર ॥ અતી વિચીત્ર માહા મધુર ॥૧૧॥ શ્રીકૃષ્ણ ઉવાચ ॥ કહું શાંભળો નંદ વચન્ન ॥ વેદપુરાણે કથા પાવન્ન ॥ પરી પુર્ણ ધર્મ વરનન ॥ સતયુગનું કરૂં કથન ॥૧૨॥ વેદ વેદાંગ સંહીતા સાર ॥ ઇતિહાસ પુરાણ વિચાર ॥ ધર્મ શાસ્ત્રાદી વાણી અનન્ત ॥ વેદ વિદ વિપ્ર પુન્યવન્ત ॥૧૩॥ તપસ્વીને નારાયણ ધ્યાન ॥ મંત્ર જાપ જપે સત્યવાન ॥ વિપ્ર ક્ષત્રી વૈશ્ય શુદ્ર જન્ન ॥ ચારે વર્ણ વૈષ્નવ પાવન્ન ॥૧૪॥ બ્રાહ્મણ ભકત રાજા ધર્મીષ્ટ ॥ પ્રજા પાળે પ્રીય નીજ ઇષ્ટ ॥ ગ્રહે સોળમાં ભાગનો કર ॥ કર હીન વિપ્ર નીરંતર ॥૧૫॥ શશ્ય રત્ન પુર્ણ વસુંધરા ॥ રહે શીશ્ય ગુરૂ ભક્તિ પરા ॥ પિતા ભકત પુત્ર સુખકારી ॥ પતિ સેવે પતિવ્રતા નારી॥૧૬॥ નલંપટ નરન સીમય ॥ નહિ કરશો ચોરાદીક ભય ॥ સર્વ તરૂ પુર્ણ સફળીતા॥ સર્વ ધેનું પુર્ણ ક્ષીરાન્વીત ॥૧૭॥ સૌંદર્ય સંયુત બળવન્તા॥ લક્ષ વર્શાયુશ રહે જન્ત ॥ વિપ્ર વિષ્નુ ભકત ત્રય વર્ણ ॥ નદી નદ્ય સદા જળ પુર્ણ ॥૧૮॥ ચારે વર્ણ કરે તીર્થાટણ ॥ માહા તપ કરે છે બ્રાહ્મણ ॥ મન પવિત્ર પ્રભુ આધીન ॥ સર્વ વીશ્વ સદા ખળ હીના॥૧૯॥ કાળે દેવ પીતર પુજન ॥ સર્વ કરે અતીથી અર્ચન ॥ સર્વદા નારાયણ કીર્તન ॥ મોહોત્સવે માહા હર્ષ મન ॥૨૦॥ નહિ શત્રુ કો કોનો કોજન્ન ॥ સર્વ માંહોમા હીત ઇછન્ના॥ નરનારી ન મુર્ખ પંડીત ॥ દ્રવ્ય સંપન કોન દુખીતા॥૨૧॥ મણીમાણીક્ય રત્ન અપાર॥ ભીક્ષુ કોન કો રોગી લગાર ॥ અભુષણ નકો નરનારી ॥ ન ક્ષુધિત ધુર્ત વ્યભીચારી ॥૨૨॥ જરા હીન યોવન સંપન ॥ આધી વ્યાધી વિકાર ન તન ॥ સત્યયુગ વિષે કહ્યાં જેહ ॥ સત્ય ધર્મ દયા દીક તેહ ॥૨૩॥ પાદહીન ત્રેતા વિષે જાણ ॥ દ્વાપુરે સત્ય અર્ધ પ્રમાણ ॥ ધર્મ એક પાદ કળી માંહી॥ દુષ્ટ ચોરાદી પ્રબળ તાંહી ॥૨૪॥ અધર્મનીરત સર્વ પ્રાણી ॥ સ્વલ્પ ધર્મ રતા નૃપરાણી ॥ સ્વલ્પ વેદ રત દ્વીજ ધારી ॥ સર્વ જન છે સ્વ ઇચ્છા ચારી॥૨૫॥ જ્યાં લગી તીર્થ રહે સાધુજન ॥ જ્યાં લગી શાસ્ત્ર દેવ પુજન॥ ત્યાં લગી તપ સત્ય કીંચીત॥ કળી દોષ નીધી અપુનીત ॥૨૬॥ એક ગુણ મોટો છે એ મહી ॥ માનસી પુન્ય હોય છે સહી ॥ હોય સુકર્મ નહિ દુઃકર્મ ॥ તીર્થાદીક જતે નષ્ટ ધર્મ ॥૨૭॥ વલણ ॥ નષ્ટ ધર્મ સર્વ સ્વલ્પ માત્ર રહે ॥ જેવો અમાવાશ્યાનો નીસી શયરે ॥ શુણો સુલાખખા કવિ માન કહે ॥૨૮॥ પુર્ણ દીનવતીતમો અધ્યાયરે ॥ [illegible] ॥૦ શ્રીકૃષ્ણ ॥૦

# અધ્યાય ૯૩ મો.

કડવું ૧ લું ॥ રાગ રામગ્રી ॥ શ્રીનારદ ઉવાચ ॥ શું પુછે નંદ વીનય કરીજી ॥ નારાયણ હરી પ્રત્યે ફરીજી ॥ વદે નારાયણ સુખદાયજી ॥ કળી દોષ પુછે નંદરાયજી ॥૧॥ ઢાળ ॥ શ્રીનારાયણ ઉવાચ ॥ નંદરાય કળી દોષ પુછો॥ શુણ મુની કહે ભગવાન ॥ નંદ ભગવત વાકય શુણી ॥ ફરી બોલ્યા વ્રજ રાજાન ॥૨॥ શ્રીનંદ ઉવાચ ॥ શ્રીકૃષ્ણ સર્વ તીર્થાદીક જો॥ કાહાં લગી રહે મહી માંહી॥ માધવ ગ્રામ દેવને શાસ્ત્ર ॥ વત્સ કહો મને સુખદાહી ॥૩॥ શ્રીકૃષ્ણ ઉવાચ ॥ કળીયુગે દશ સહસ્ત્રવર્ષો॥ હરી ભકતી પુજા ભુમે જાણ ॥ શાસ્ત્ર પુરાણ દેવ પ્રતિમા ॥ ગંગાદી તીર્થ અર્ધ પ્રમાણ ॥૪॥ તેની અર્ધ ગ્રામ દેવ રહે ॥ રહે તદર્ધ વીદુષ ઘણો॥ કળીયુગાન્તે અધર્મ પુર્ણ ॥ એક વર્ણ થશે ચારે વર્ણ॥૫॥મંત્ર સત્ય નહિ ક્ષમાવન્તા॥નહિ દક્ષ નકો બુદ્ધિમાના॥ન તીલક નહિ યજ્ઞસુત્ર॥નહિ જાણે વિપ્ર સંધ્યા ધ્યાના॥૬॥અભક્ષ ભક્ષે ચારે વર્ણજન ॥સર્વ સાથે કરે સૌ ભોજન ॥સતી નપુંશ્વળી સર્વ ઘેરા॥સહેજાર માર બહુ તન ॥૭॥ આપે જારને મિષ્ટભોજના॥તાંબુલ વસ્ત્ર પુષ્પ ચંદના॥દુખી શ્વામીને ન હાર આપે॥પિતાને તિરસ્કારેછે તના॥૮॥ શિષ્ય ગુરૂને કુવાણી ઉચરે ॥ ભુપને પ્રજા કરે તાડન ॥ બહુ પીડે રાજન પ્રજાને ॥ ચોર દુષ્ટ પીડે શ્રેષ્ટ જન ॥૯॥ શષ્યહીનભુ ગૌક્ષીર હીન ॥ ક્ષીરે તુન્ય ઘ્રત નવ નીત ॥ સેવક રાજાને હણી કરી ॥ પોતે ભુપતી હોય મુદિત ॥૧૦॥ રાજા મ્લેચ્છ યવર્ન અધમ ॥ થશે દેવ સાધુ નીંદાકારી ॥ જાતી હીન જન ગુરૂ થાય ॥ ધુર્ત્ત ઉદર પોષણ ધારી ॥૧૧॥ પુત્ર ન કરે પિતાની સેવા ॥ નાશ હોયછે ગુરૂ પુજન ॥ કળી અંતે એ કૌતુક થશે ॥ સર્વ જન ખાશે બહુ અન્ન ॥૧૨॥ નદી નદ્ય સર્વ સરોવર ॥ જળ પદ્મ વીહીન પ્રમાણ ॥ જળહીન ઘન રહે સર્વે ॥ નર નારી તે કુરૂપ જાણ ॥૧૩॥ ફળ શાખા તુન્ય તરૂવરે ॥ ફળ અન્નછે શ્વાદ રહિત ॥ માનવ કટુ વકતા સરવે ॥ દયા હીન ને ધર્મ વર્જીત ॥૧૪॥ બહુ વધશે ચોર લંપટ ॥ સર્વ દરિદ્રીને વ્યાધીવાન ॥ લોભે કરી જન હત્યા કરેછે ॥ કળી અન્તે થાયછે નીદાન ॥૧૫॥ અપ્રત્યવાન નારી સરવે ॥ ધરા થશે તે વ્રક્ષ રહિત ॥ અન્તે દ્વાદસ આદીત્ય તપીને ॥ સર્વે માનવને સંહરીત ॥૧૬॥ નષ્ટ જંતુ તાપ વૃષ્ટી કરી ॥ પૃથ્વી કથા માત્ર આવશેષ ॥ કળી જવે પૃથ્વી વિષે ફરી ॥ સત્ય યુગ વર્તશે પ્રજેશ ॥૧૭॥ સર્વ કહ્યું વ્રજ જાઓ તાત ॥ બાળ પુત્ર શું કરૂં કથન ॥ નવ નીત ઘ્રત દધી દુગ્ધ ॥ મેં બળે ખાધુ બહુ મિષ્ટ અન્ન ॥૧૮॥ બાળ બળ રૂદન તે સર્વે ॥ દોષ ક્ષમા કરો સુત ધારી ॥ હું પુત્ર તમારો તમો પિતા ॥ છે યસોદાજી જનની મારી ॥૧૯॥ કાળ કરે મિલન બંધુનુ॥ કાળ વિછેદ વિરોધ કારી ॥ કાળે પ્રિતી સૃષ્ટી સૃજે પાળે ॥ કાળ સાનંદ પ્રજા સંહારી ॥૨૦॥ સુખ દુખ ભય શોક જરા ॥ મૃત્યુ જન્મ કર્મ

કૃત કાળ ॥ તેથી વિસ્મય ન કરો તાત ॥ વ્રજ મત્યે જાઓ વ્રજપાળ ॥ પર પિતા તમો પિતા મારા ॥ પર માતા હિત રત માત ॥ મેં આપ્યું જ્ઞાન તેણ કરીને ॥ મોહ તજી જાઓ ગ્રહ તાત ॥૨૨॥ નંદઉવાચ ॥ કૃષ્ણ સ્મર્ણકર વૃંદાવન ॥ રમ્ય પુન્ય મહોત્સવ સ્મર ॥ ગોકુળ સુખછે રમ્ય માહા ॥ સ્મર યમુના ત્રટ સુંદર ॥૨૩॥ રમ્ય રમણી રાશ મંડળ ॥ ગોપ બાળકો સર્વ ગોપીય ॥ યસોદા રોહીણી રક્ષાકારી ॥ રાધા પ્રાણાધીક કૃષ્ણ પ્રીય ॥૨૪॥ એકવાર ગચ્છ ગોકુળમાં ॥ એમ કહીને નંદ રાજાન ॥ નેત્ર અશ્રુએ કરે સીંચણ ॥ ખોળે લઇ ત્યાં શ્રી ભગવાન ॥૨૫॥ સહાનંદ પરમાનંદને ॥ નંદ કરે વદને ચુંબન ॥ મોહ થકી વ્રજનાથ મત્યે ॥ બોલ્યા ત્યાં કૃષ્ણ જગજીવન ॥૨૬॥ વલણ ॥ જગજીવનં વ્રજનાથ મત્યે ॥ કહે શુણો નારાયણરાયરે ॥ ગુલાબખા માનસીંગ કહે ॥ પુર્ણ થયો તાણુમો અધ્યાયરે ॥૨૭॥ ઇતિ ॥૦ બ્રહ્મ ॥૦ માહા ॥૦ શ્રીકૃષ્ણ ॥૦ ના ॥૦ ભગવાન ॥૦ કળીદોષ કથન પ્રસ્તાવો નામ ૯૩ મો અધ્યાયરે ॥

## અધ્યાય ૯૪ મો

કડવું ૧ લું ॥ રાગ મારૂની ચોપાઇ ॥ શ્રી કૃષ્ણઉવાચ ॥ મોકલીસ ઉધવને તાત ॥ કેહેશે સમજાવી સર્વે વાત ॥ યસોદા રોહીણી ગોપી જન ॥ ગોપ બાળ સર્વને કથન ॥૧॥ શ્રી નારાયણઉવાચ ॥ એટલામાં તાંહા વસુદેવ ॥ આવ્યાં દેવકીને બળદેવ ॥ ઉધવ અક્રુર શીઘ્રે કરી ॥ વસુદેવે ત્યાં વાણી ઉચરી ॥૨॥ વસુદેવ ઉવાચ ॥ તમે જાણો બાલકને નંદ ॥ મારા બંધુ સખા સુખ કંદ ॥ તજી મોહને જાઓ સદન ॥ મારે તેવો તમારો એ તન ॥૩॥ બંધુ સાને થાઓ શોકાતુર ॥ ગોકુળથી ન મથુરાં દુર ॥ મોહોત્સવે સદા આવી કરી ॥ ભાઇ જોસો તમો સુત હરી ॥૪॥ દેવકી ઉવાચ॥જેવો એછે હમારો અપત્ય ॥ તેવો તમારો પુત્ર એ સત્ય ॥ શોક વ્યાકુળ ન થાઓ નંદ ॥ સદા પાસેછે બાલ મુકુંદ ॥૫॥ એકાદશ વર્સ બળ સાથ ॥ તવ ગ્રહે રેહા યદુનાથ ॥ રહો કરો સફળ નયન ॥ જુઓ હરી પુર્ણ ચંદ્રાનન ॥૬॥ શ્રીકૃષ્ણઉવાચ ॥ ભદ્ર હોશે ઉધવ તમો જાઓ ॥ હર્ષે ગોકુળ પ્રત્યે સીધાઓ ॥ યશોદા રોહીણી ગોપ બાળ ॥ રાધીકા ગોપી ગણ વીસાળ ॥૭॥ જઇ બોધ કરો શોક હરી ॥ મે આપ્યું તે અધ્યાત્મીકે કરી ॥ નંદ આંહા રહો થોડા દીન ॥ મારી માંતાની આજ્ઞા આધીન ॥૮॥ મારે વીનયે રહો નંદ સ્થીત ॥ યશોદાને ઉધવ વદીત ॥ એમ કહી કૃષ્ણ યદુ નાથ ॥ માતા પીતા ભ્રાતા બળ સાથ ॥૯॥ સહ અક્રુર આનંદ ભરી ॥ સ્વ ગ્રહાન્તર ગયા શ્રી હરી ॥ રહ્યા ઉધવ મથુરાં રાતા॥વૃંદ્રાવન ચાલ્યા શીઘ્રે પ્રભાત ॥૧૦॥ નારાયણઉવાચ ॥ કૃષ્ણ પ્રેરીત નમી ગણેશ ॥ સમરી નારાયણ, મહેશ ॥ દુર્ગા, લક્ષ્મી, ગંગા, સરસ્વતી ॥

ધ્યાન કરી ઇશ દીધ પતી ॥૧૧॥ ચાલ્યા માર્ગે છે આનંદ ભારી ॥ આવ્યા વૃંદ્રાવને સુખકારી ॥ જોતાં જાયછે મન આહ્લાદ ॥ શુણે દુંદુભી ઘંટાના નાદ ॥૧૨॥ સાંભળે હરી શબ્દ સંગીત ॥ વિપ્ર સમુહ વેદ વદીત ॥ દીઠુ સન્મુખ વન ભાંડીર ॥ રાજે અક્ષય વટ ગંભીર ॥૧૩॥ સુવેશ બાળક સર્વ સંગ ॥ રત્ન ભુષણ ભુષીત અંગ ॥ રૂવે વદે હે કૃષ્ણ વ્રજેસ ॥ તમો ગયા પ્રભુ કોણ દેશ ॥૧૪॥ તેને બોધી ત્યાં ઉધવ જ્ઞાની ॥ પુર પ્રવેસ્યા તે સુખ માનીાદીઠાં નંદ ભવન રચીત ॥ વિશ્વ કર્માએ મણી ખચીત॥૧૫॥ સુરમ્ય રત્ન કળ સાંન્વીત ॥ દ્વાર વીચીત્ર ચીત્ર ચીત્રીત ॥ રથથી ઉતરી દ્વારે સ્થીત ॥ યશોદાને રોહીણી મુદીત ॥૧૬॥ કુશળ પુછે આપી આશન ॥ જળ મધુ પ્રકવ અરપન ॥ ક્યાં નંદ બળ કૃષ્ણ ઉધવ ॥ સત્ય કહો પરમ વૈશ્નવ ॥૧૭॥ ઉધવ સર્વ ભદ્ર કથન ॥ ક્રમે ક્રમે કરે નીવેદન ॥ બલ કૃષ્ણ સદા સુખદાય ॥ સહાનંદ નંદ વ્રજરાય ॥૧૮॥ આવશે વીલંબે કરી જાણ ॥ હેતુ આણવા કૃષ્ણ નીર્વાણ ॥ તમને કુશળ તત્વ કહી ॥ યશોદા મથુરાં જેશ સહી ॥૧૯॥ યશોદા શુણી મંગળવાણ ॥ આપ્યાં વીપ્રને રત્નાદી જાણ ॥ ઉધવને કરાવ્યું ભોજન ॥ મીષ્ટ અમૃત ઉપમા અન્ન ॥૨૦॥ તેને મણી શ્રેષ્ટ અરપીત ॥ રત્ન હીરા માણીક મુદીત ॥ વાગે વાજીત્ર હર્ષીત મન ॥ બહુ કરાવે બ્રહ્મ ભોજન ॥૨૧॥ કરે સાનંદ વેદ પઠન ॥ યશોદા કરે શંભુ પુજન ॥ પુષ્પ નૈવેદ્ય ધુપને દીપ ॥ ચંદન તાંબુળ વસ્ત્ર અનુપ ॥૨૨॥ પુજે ભવાની વ્રજના દેવ ॥ સોડસોપચાર કરે શેવ ॥ બ્રાહ્મણને બહુ સ્વર્ણ દાન ॥ ધેનુ દાન કરે સનમાન ॥૨૩॥ કૃષ્ણ કલ્યાણ હેતુ પ્રકાર ॥ ઉધવને પુજે વારંવાર ॥ વલણ ॥ વારંવાર પૂજા ગ્રહીને ॥ રાસ મંડળ ઉધવ જાયરે ॥ ગુલાબબા માનસીંગ કહે ॥ પુર્ણ થયો ચોરાણુમો અધ્યાયરે ॥ ૨૪॥ ઇતીશ્રી ॥ ઉધવ ગોકુળ ગમન પ્રસ્તાવો નામ ૯૪ મો અધ્યાય ॥

## અધ્યાય ૯૫ મો.

કડવું ૧ લું ॥ રાગ કેદારો॥ નારાયણ ઉવાચ ॥ દીઠો પરમ રાસ સુંદરા॥ ચંદ્ર મંડળ વર્તુળાકાર ॥ બહુ કંદળી સ્તંભ સોભીત ॥ તરૂ ચંદન માળ અપાર॥૧॥ દધી લાજાને પુષ્પ પલ્લવ ॥ ફળ દુર્વા અગરચંદન ॥ કસ્તુરી કુંકુમાન્વીત રાજે ॥ રક્ષીત ત્રીકોટી ગોપી જન ॥૨॥ ત્રીલક્ષ રમ્ય રતી મંદીર ॥ લક્ષ ગોપા વૃત સુખદાન ॥ યમુના દક્ષીણ ભાગે મુકી॥ ચાલ્યા માલતી વન સુથાન ॥૩॥ ચંદન,ચંપક, યુથીકના ॥ કેતકીને માધવીના વન ॥ બકુલ મંજુળ અશોકના ॥ મલીકા પળાશના કાનન ॥૪॥ કાન્ચન કર્ણીકા પનસના ॥ રસાળ તાળના મનોહર ॥ લવંગના મંદારના વન ॥ મુકી તે વામભાગ સત્વરા॥૫॥ દેખી કુન્દવન રમ્ય મહાં ॥ જોયુ મધુવન સોભાપુર ॥ કીરકોકીલ શબ્દ સુંદર ॥ મધુકરના શબ્દ મધુર ॥૬॥ ગયા બદ્રીવન પ્રત્યે શીઘ્રે ॥ શ્રીફળ નીમ્બ

નારંગ વન ।। પદ્મ કરવીર તુળસીના ।। દ્રષ્ટ સુપકવ ફળ કાનન ।।૭।। તેને વામ ભાગે મુકી કરી ।। પેઠા કદળીવન સુગમ ।। અતી નીર્જન રમ્ય સ્થાનક ।। દીઠો તાહા રાધીકા આશ્રમ ।।૮।। મણીંદ્ર પ્રાકાર નાનાવીધ ।। વીચીત્ર વીશ્વકર્મા નીર્મીત ।। મુક્તા માણીકને હીરાહાર ।। રત્નેંદ્ર સાર સ્તંભ રચીત ।।૯।। મીત્ર સુગમ અગમ શત્રુને ।। ગોપ્ય માર્ગ છે ગોપ રક્ષીત ।। મંદીરે સોપાન બહુ રાજે ।। બહુ રત્ન કળશ શોભીત ।।૧૦।। ધ્વજા પતાકા રત્ન દર્પણ ।। રત્ન કપાટ શ્વેત ચામર ।। વૃંદાવન કદમ્બ કાનન ।। ચીત્ર ચીત્રીત દ્વાર ઉપર ।।૧૧।। ચીત્ર વસ્ત્ર હરણાદી લીલા ।। રમ્ય વીશ્વકર્મા વીરચીત ।। અનંત સોળે રાસ મંડળ ।। બહુ વીધ ગોપી ગોપાન્વીત ।।૧૨।। ગોપી લક્ષ હસ્ત વેત્ર ધારી ।। રક્ષીત સ્વરૂપ મનોહર ।। ચીત્રોત્તમ જોયું દ્વાર બીજું ।। તેને ઉલંઘી તેથી ઉત્તર ।।૧૩।। સડદ્વાર પરમ રૂચીર ।। રામ રાવણ યુદ્ધ ચીત્રીત ।। વીષ્ણુના દશ અવતારના ।। રાસમંડળ ચીત્ર રચીત ।।૧૪।। યમુના જળક્રેલી કૃત્રિમ ।। પરમ વિશ્વકર્મા નીર્માણ ।। બટ દ્વાર ગોપીકા રક્ષીત ।। રત્નાભુષણ ભુષીત જાણ ।।૧૫।। મણીંદ્ર મુંક્તાહાર માણીક્ય ।। દંડ રત્ન મય ગ્રહી કર ।। માધવી પ્રધાન તેને પુછે ।। ઉધવને આપે પ્રતી ઉત્તર ।।૧૬।। ઉધવે કથા સુણી રાધાની ।। પ્રીય સખી મુખથી પ્રસંગ ।। જુએ ત્યાં પવન પ્રેરીત ।। થાય સંખ ધ્વની ઘંટ મ્રદંગ ।।૧૭।। રત્ન નિર્માણ મંદીર વીશે ।। પેઠા ત્યાં થયું રાધા દર્શન ।। દીવસે ચંદ્ર સમ સુષ્ક દીઠી ।। પદ્મ પત્રે કર્યું છે સયન ।૧૮।। શોકે મુર્છીત રૂદન કરે ।। રકત વદન ત્યકત ભુષણ ।। વીવર્જીત કબરી નીરાહાર ।। નીશ્વાશીત અધર શોષણ ।।૧૯।। વલણ ।। શોષણાધર સ્વાસીત રાધા ।। દેખી ભક્તિ નમ્રાત્મ કંધરે ।। પુલકાંગ રાધા પાદપદ્મે ।। ઉધવ વંદે ભકિત તત્પરે ।।૨૦।।

કડવું ૨ જું ।। રાગ સામેરીની ચોપાઇ ।। ઉધવ ઉવાચ ।। વન્દુ રાધા પદામ્બુજ પ્રીત ।। જેને બ્રહ્માદી સુર વન્દીત ।। જેની કીર્તી અમંગળ હારી ।। ત્રય ભુવન પાવનકારી ।।૨૧।। નમુ રાધીકા ગૌલોક વાસી ।। નમુ રાસ મંડળ વીલાસી ।। નમુ વાસીની વીરજા તીર ।। વીલાસી વ્રન્દાવન ગંભીર ।।૨૨।। ચંદ્રાવળી સત શ્રંગ વાસી ।। નમુ તુળસી વન વીલાસી ।। મહાલક્ષ્મી જે વૈકુન્ઠ વતી ।। નમુ વાંણાધીષ્ટા સરસ્વતી ।।૨૩।। નમુ કમળા તે સર્વા શ્રીયા ।। નમુ પદ્મા પદ્મ નાભ પ્રીયા ।। નમુ સીંધુ સુતા મૃત્ય શ્રીયા ।। નારાયણી નારાયણ પ્રીયા ।।૨૪।। નમુ વૈષ્નવી તુ વીષ્નુ માયા ।। નમુ માહામાયા સુખ દાયા ।। નમુ કલ્યાણી કલ્યાણદાતા ।। નમુ સાવીત્રી નીગમ માતા ।।૨૫।। નમુ બુદ્ધી રૂપ જ્ઞાન દતી ।। સર્વ દેવ તેજ પુર્વાકૃતિ ।। નમુ સર્વાધીષ્ટાન પ્રકૃતિ ।। નમુ દુઃખ નાશી દુર્ગા સતી ।।૨૬।। ત્રીભુવન પાલીની સંહારી ।। નમુ નીર્ગુણાઇ સુખકારી ।। નમુ દક્ષ સુતા માહા સતી ।। નમુ સૈલ સુતા પારવતી ।।૨૭।। નમુ તપસ્વીની તું ઇશ્વરી ।। કૈલાશસ્થ નમુ મહેશ્વરી ।। નમું

નીદ્રા નમુ દયા રૂપ ॥ નમુ પ્રતીને સાન્તી સ્વરૂપ ॥૨૯॥ નમુ ભુતી ક્ષમા લજ્યા દયા ॥ નમુ મુકતીદાઈ નીરલંયા ॥ નમુ ત્રષ્ણા ક્ષુધા સ્થીતી કર્તા॥ નમુ દૈત્ય દુષ્ટને સંહર્તા॥૨૯॥ નમુ શ્રદ્ધા રૂપ નમુ તુષ્ટી ॥ નમુ સ્વધા સ્વાહા કાન્તીપુષ્ટી ॥ નમુ ચેતના શક્તિ સ્વરૂપા॥ નમુ ભદ્રા અગ્ની દાહ રૂપા॥૩૦॥ પુર્ણચંદ્ર પદ્મ શોભા રૂપ ॥ રાધાકૃષ્ણ અભેદ સ્વરૂપ ॥ જેમ દુગ્ધ ધાવલ્યતા ભેદ ॥ જળ સીત સુગંધ અભેદ ॥૩૧॥ નભ શબ્દ સુર્ય જોતી જાણ॥ લોક વેદ પુરાણે પ્રમાણ ॥ તેમ રાધા કૃષ્ણ રૂપ જાણી ॥ મને ઉત્તર આપ કલ્યાણી ॥૩૨॥ એ પ્રકારે ઉધવ ઉચાર ॥ ત્યાં પ્રણામ કરે વારંવાર ॥ થઇ રાધીકા પ્રાપ્ત ચેતના॥ કૃષ્ણ પ્રાણ પ્રીયા મુની જન ॥૩૩॥ ઉધવ કૃત સ્તોત્ર એ જાણી ॥ ભકતી પુર્વ ભણે જે કો પ્રાણી ॥ શુખ ભોગે મનુષ્ય શરીર ॥ અન્તે જાય શ્રીહરી મંદીર ॥૩૪॥ તેને હોય ન બંધુ વીછેહ ॥ રોગ શોક નહી દુઃખ ખેદ ॥ કન્યા પામે કાન્ત સુખકારી ॥ ભાર્યાહીન પામે શુભ નારી ॥૩૫॥ પુત્રહીન પામે શુભ તન ॥ ધન હીન પામે બહુ ધન ॥ ભણે રોગી રોગ મુકત હોય॥ બન્ધ મુક્ત હોય બન્ધ સોય॥૩૬॥ ભીત તે ભય મુકત મુદીત ॥ ભણે મુર્ખ તે હોય પંડીત ॥ કીર્તી પામે કીર્તીહીન જન ॥ મહા સુખદા સ્તોત્ર પાવન ॥૩૭॥ વલણ ॥ પરમ પાવન સ્તોત્ર એછે ॥ સુખદાતા નારાયણરાયરે ॥ ગુલાબ-બા માનસીંગ કહે ॥ થયો પંચાણુમો અધ્યાયરે ॥૩૮॥ ઇતીશ્રી ॥ નારાયણ નારદ સં-વાદે રાધા સ્તોત્ર પ્રસ્તાવો નામ અધ્યાય ૯૫ મો સંપુર્ણ ॥

## અધ્યાય ૯૬ મો.

કડવું ૧ લું ॥ રાગ સામેરી ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ સાંભળી ઉધવનું સ્તવનજી ॥ થયાં રાધીકા પ્રાપ્ત ચેતનજી ॥ જોઇ સનમુખ કૃષ્ણ કારજી ॥ સોકાન્વીત તે પ્રત્યે ઉચારજી॥૧॥ રાધીકા ઉવાચ ॥ ઉચ્ચાર રાધીકા કરે પ્રેમો॥ હે વત્સ શું છે તમારૂં નામ ॥ કોણે પ્રેર્યાને આવ્યા છો કયાથી ॥ કહો મને શું છે મન કામ ॥૨॥ કૃષ્ણા કૃતી સર્વાંગ તમારૂ ॥ કૃષ્ણ પાર્સદ તમો પ્રમાણ ॥ કહો કુશળતા શ્રીકૃષ્ણની ॥ સીધ્રે બળદેવ સહ જાણ ॥૩॥ શું કારણ તાંહાં રહ્યા નંદ ॥ કયારે આવશે વ્રન્દાવન ॥ કૃષ્ણ ચંદ્ર મુખ જોવા ક્યારે ॥ ક્યારે કરીશ રાસ રમણ ॥૪॥ જળ ક્રીડા હું કરીશ ફરી ॥ સખી સહીત હર્ષીત મન ॥ શ્રીનંદ નંદન અંગે ફરી ॥ હું કરીશ કેદાડે ચંદન ॥૫॥ ના-રાયણ ઉવાચ ॥ રાધીકાના વચન સાંભળ્યાં ॥ મનમાં છે હર્ષ નીર ભર ॥ લાલ શા છે મન કૃષ્ણ દર્શણ॥રાધા પ્રત્યે બોલ્યા ભકતીપર ॥૬॥ ઉધવ ઉવાચ ॥ ઉધવ નામને જ્ઞાતી ક્ષત્રી ॥ શુભ વાર્તાર્થે કૃષ્ણ પ્રેરીત ॥ હરી પાર્સદ તવ સમીપે ॥ આવ્યો કથન કૃષ્ણ ચરીત ॥૭॥ પવીત્ર વ્રંદાવન શુંદર ॥ પુંસ કોકીલ રમ્ય શબ્દીત ॥ પુષ્પ સૈયા વી-વીધછેનો॥માહા રમ્ય ચંદન ચર્ચીત ॥૮॥ રાધીકા ઉવાચ ॥ કૃષ્ણ વીહાર કદંબ મુળો॥

યમુના તીરે જ્યાં ત્રીધા પવન ॥ મધુપાન અધીક મન્મથ ॥ તે કૃષ્ણ વીના કરે પીડન ॥૯॥ રત્ન દીપીત રાસમંડળ ॥ મણી સાર નીર્માણ મંદીર ॥ ગોપી ગણછે ચંદ્રવદની॥ પુષ્પ તલ્પે સુગંધી શરીર ॥૧૦॥ તાંમ્બુળ રતી ભોગે યોગ્યતા ॥ સકર્પુર સુગંધ સુંદર ॥ માલતી માળ સ્વેત ચામરા॥ રત્ન દર્પણ છે મનોહર॥૧૧॥ મુક્તા માણીક્યને હીરાહાર ॥ કસ્તુરી કુંકુમને ચંદન ॥ પાત્ર પુર્ણ ક્રીડા સરોવર ॥ રમ્ય વીવીધ ઉપકાનન ॥૧૨॥ પુષ્પો ધાન શુન્ય કૃષ્ણ વીના ॥ સર્વ વૈભવ વીના વ્રજેશ ॥ હા શ્રીકૃષ્ણ હા રામ કાંહા છે ॥ મારા પ્રાણવલભ વીશ્વેશ ॥૧૩॥ ક્ષણ ક્ષણ દોશ જે દાશીનાં ॥ તે ક્ષમા કરો પ્રાણજીવન ॥ એમ કહી રાધા મુર્છા પામ્યા ॥ કરી ફરી ઉધવે ચેતન ॥૧૪॥ તેને દેખીને પરમાશ્ચર્ય॥મનમાને શ્રેષ્ટક્ષત્રી જન॥રાધીકાને ત્યાં સ્વેત ચામરે॥ત્રીલક્ષગોપી કરેશેવના॥૧૫॥ શત કોટીગોપી રહેછે નીત્ય॥દીવશનીસાં તે શેવાકારી॥કોઇકજ્જળ હસ્તે ગ્રહીને ॥ કોઈ રહી છે માળાધારી ॥૧૬॥ કો સીંદુરકો રોચન કોઇ॥કોચંદન પાત્રલઇ રહી॥ કોદર્પણકો કુંકુમ ધારી॥કો કસ્તુરી પાત્ર કર ગ્રહી॥૧૭॥ કો ચંપક કો મધુ માધુર્ય॥ કો ગ્રહી પુતળી ક્રીડાકારી ॥ મીષ્ટ જળકો તૈલ સુગંધી ॥ સકર્પુર તાંબુળ કો ધારી ॥૧૮॥ કોઇ ભોજન સામગ્રી ગ્રહી ॥ દેખીને ઉધવ એ પ્રકાર ॥ કર્ણ પીયુષ વીનયાન્વીત ॥ તે ફરી થકી કરે ઉચાર ॥૧૯॥ ઉધ્ધવઉવાચ ॥ જાણી તને દેવ દેવે શીતુ॥ શર્વ શક્તી સ્વરૂપ યોગીની ॥ મુળ પ્રકૃતિ શ્રી દામા શાપે ॥ ધરા પ્રાપ્ત ગોલોક વાસીની ॥૨૦॥ સ્થીર સખી સહ તમો થાઓ ॥ સર્વ દુખ થશે નીવારીત ॥ કૃષ્ણ પ્રાણાધી દેવી સાંભળ॥ કહું સુભ વાર્તા અભીંચ્છિત॥૨૧॥ વીરહ વ્યાધીને નાશ કરતા ॥ રસાયણ સમ સોભા ન્વીતા॥ ત્યાં રહ્યા નંદ સાનંદ સાથે ॥ તેને વસુદેવ નીમંત્રીત ॥૨૨॥ સમ્પળ કૃષ્ણ ગ્રહી કરીને ॥ મંગળ કર્મ પુર્ણ પ્રમાણ॥ સનંદ પરમાનંદ મોદ॥ ગોકુળ આવશે પ્રભુ જાણ ॥૨૩॥ આવી પુરૈ પ્રણમી માતાને ॥ આવશો મુદીતવ્રન્દાવન ॥ થોડીવારમાં જોસે સતીતું ॥ શ્રી કૃષ્ણનુ કમળ વદન ॥૨૪॥ વીરહ દુખને પરહરી ॥ સ્થીર થા માતા શોક નીવાર ॥ રમ્યામ્બર પરીધાન કરી ॥ અમુલ્ય રત્ન ભુષણ ધાર ॥૨૫॥ ચંદન કુંકુમ કસ્તુરી ગ્રહ॥ કરની કેશ પુષ્પ ભુષીત॥ સુવેશ કરની કલ્યાણીતુ ॥ કસ્તુરી બીન્દુ સીન્દુરાન્વીતા॥૨૬॥ ઉઠ સીંહાસને સ્થીતથાતુ ॥ સપંકજ તલ્પતજ સતી ॥ મને કર કૃષ્ણ લીલા ધ્યાન ॥ ભુક્ત કર મીષ્ટ માહામતી ॥૨૭॥ વલણ ॥ મતી સ્થીર કર સ્વામીની કહી ॥ પાદ સ્પર્શી કર્યા પ્રણામશે॥ સદા બ્રમાદી સુર વન્દીત ॥ માહા મનોહર સુખ ધામરૈ ॥૨૮॥ કડવું ॥ રાગ મારૂની ચોપાઈ ॥ સાંભળી ઉધવના વચન ॥ સતી રાધીકા થયાં પ્રસન્ન ॥ આપી મુદ્રીકા રત્ન રચીત ॥ અમુલ્ય વીશ્વ કર્મા નીર્મીત ॥૨૯॥ રમ્ય આપી કૃષ્ણને અનળે ॥ પ્રીતે અપુર્વ રાશ મંડળે ॥ મણી કુંડળ યુગ્મ અમૂલ્ય ॥ તહી

ભુષણ કૌ. સમ તુલ્ય ॥૩૦॥ હીરા હાર તે મન મુદીત ॥ પૂર્વે વરૂણ કૃષ્ણ અર્પીત ॥ સુર્યે સ્યમંતક અરપંન્ન ॥ મહેંદ્રે તે રત્ન સીંહાસંન્ન॥૩૧॥ મણી સાર છત્ર નીરમીતા॥ હીરા હાર રત્ન મુકતાન્વીત ॥ રત્ન પદ્મ વીચીત્રીત જાણ ॥ સુભ દર્પણ રૈત્ન નીર્માણ॥-॥૩૨॥ આપ્યું રાસે વીધી સુખદાયે ॥ ઉધવને આપ્યું તે રાધાયે ॥ જય માળ મણી વીરાજીત ॥ આપી સંભુએ હર સાન્વીત ॥૩૩॥ તેણે તેને આપી સુખકારી ॥ જન્મ મૃત્યુ જરા વ્યાધી હારી ॥ ચંદ્રકાન્ત મણી ચંદ્ર દત ॥ તેની સોભા પુર્ણ ચંદ્રવત ॥૩૪॥ મધુ પાત્ર મધુ પુર્ણ પર્મ ॥ હરી મીયાને આપેલુ ધર્મ ॥ સ્વર્ણ પાત્રે રાધાયે ભોજન્ન ॥ આપ્યું ઉધવને મીષ્ટ અંન્ન ॥૩૫॥ ભક્ષ કરાવ્યું હર્ષીત મના॥ આપ્યું તાંબુળ પુષ્પ ચન્દન ॥ આપ્યું આશીશ જ્ઞાન વાંન્છીતા॥ જેહ ગૈલોકે કૃષ્ણ વદીત ॥૩૬॥ વિદ્યાયશ કિર્તી નીરમાણ॥ સર્વ સીદ્ધી હરી ભકતી જાણ॥ થશે કૃષ્ણ પાસંદ તુ ધન્ન ॥ વર મસારે શ્રેષ્ટ પાવન ॥૩૭॥ હીરા હાર રત્ન મનોહર ॥ સીંદુર્કજ્જળ ચન્દન ધર ॥ વેષ્ટીતગોપી સીંહાસન સ્થીત ॥ એવાંરાધા ઉધવને વદીત ॥૩૮॥ રાધીકાઉવાચ ॥ કહો ઉધવ કપટ હીન ॥ કયારે આવશે પ્રાણજીવન ॥ ભય ત્યાગી કહો નીરે ભ્રાન્ત ॥ હરીદાસ તમોં સુધ સાન્ત ॥૩૯॥ સત્યસમ ધર્મ નહી જાણ ॥ નહી પાપકો જુઠ પ્રમાણ ॥ એવાં સાંભળી રાધા વચન ॥ બોલ્યા ઉધવ શ્રી હરી જન ॥૪૦॥ ઉધવઉવાચ॥ સ્વય આવશે સત્ય શ્રી હરી॥ જોશો પ્રભુને સત્ય સુંદરી ॥ સત્ય તજશો તમો સન્તાપ ॥ હરી મુખ ચંદ્ર દેખી આપ ॥૪૧॥ મારા દર્શણથી માહા ભાગ ॥ થયો વીરહ સોકનો ત્યાગ ॥ નાના ભોગ સુખ ભુકત કરો ॥ દુખ દાઇ ચીન્તાપર હરો ॥૪૨॥ મોકલીશ હું મથુરાં જઇ ॥ પ્રભુજીન હું પ્રબોધ દઇ ॥ હરી પાસે વીદા કરો માત ॥ સર્વ કહીશ પ્રભુને વાત ॥૪૩॥ રાધીકાઉવાચ ॥ વત્સ જાતું મથુરા સપ્રીતા॥ કહું કથા સાંભળ કીન્ચીત ॥ મને ભુલતો નો જઇ તહીં ॥ કાન્ત મોકલજે વત્સ અહીં ॥૪૪॥ પુત્ર કેજે તું કૃષ્ણને એહ ॥ મને સુખ નહી વન ગેહ ॥ અહર્નિશી અચેતન જાય ॥ કૃષ્ણ વાર્તા ચેતન ક્ષણ થાય ॥૪૫॥ કેજો સુખ અર્થે તમો સાથ ॥ પુર્વેથી પ્રીતી કરી મે નાથ ॥ તવરૂપ જોઇ ભગવાન ॥ મોરલી ધ્વની સાંભળી કાન ॥૪૬॥ કુળ લજ્યા ભય ત્યાગ કરી ॥ સેવતી હું પદામ્બુજ હરી ॥ તેમાથી તવ માયાના યોગે ॥ મારી બુદ્ધી ભ્રમી કર્મ જોગે ॥૪૭॥ જાણ્યા ગોપ પતીમે તો સ્વામી॥ પુર્ણ બ્રહ્મ સર્વાન્તરયામી ॥ જેનાં પદાંબુજ ધ્યાનાતુર ॥ રહે વેદ બ્રહ્મા દયસુર ॥૪૮॥ ગુણ કયા ધ્યાન ભકતી કરી ॥ હોયે પ્રાપ્ત પદામ્બુજ હરી॥ વદીતે સહક્રોધીતવાણ ॥ મમ હૃદય કઠીનતા જાણ ॥૪૯॥ વીપ્ર વ્યાસ વીયોગ પ્રતાપ॥ હૃદી પ્રાપ્ત ઉધવ સન્તાપ॥ હવે વેલા જો ન આવે નાથ ॥ ફરી સ્નેહ ન કરૂં તે સાથ ॥૫૦॥ ક્રીડા પ્રીતી સહ ભગવાન॥ નવ સંગમ નીર્જન સ્થાન॥ વન્દાવન ન જ

ઇશ ફરી ॥ ચર્ચું નહી ચંદન શ્રી હરી ॥૫૧॥ તેને અર્પુ નહી વન માળ ॥ મુખ જોવું નહી શ્રી ગોપાળ ॥ માલતી કેતકીના કાનન ॥ ફરી જોવું ન ચન્દન વન ॥૫૨॥ માધવીને મધુવન માંહીાન જાઉં રાસ મન્ડળ જયાંહીારત્ન મન્દીર માહા સુન્દર॥ નહીં રમ્ય સ્વચ્છ સરોવર ॥૫૩॥ સુરવન તીરમુર સરી ॥ હરીસંગ ન જાઉં હું ફરી ॥ ॥ વલણ ॥ ફરી ન જાવું એમ કહી રાધા ॥ રોઇ મુર્છીત હરીપદ ધ્યાયરે ॥ ગુલાબ કુંઅર માન કહે ॥ થયો પુર્ણ છનુંમો અધ્યાયરે॥૫૪॥ઇતીશ્રી॥ કૃષ્ણ જન્મખંડે ॥. નારાયણ॥. રાધા ઉધવ સંવાદે ૯૬ અધ્યાય સંપુર્ણ'

## અધ્યાય ૯૭ મો.

॥કડવું ૧લું॥ રાગ કેદારો ॥ ઉધવ વીસ્મય થયો મુની ॥ ભય વીપુળ પામ્યો મન ॥ ત્રતવત તેને દેખી કરી ॥તે પ્રત્યે વદે વીનય વચન ॥૧॥ પરમ ભકતી જાણી તેહેની ॥ નીજ ભકતી નીંદે શુભ મતી ॥ તુચ્છ માને સર્વ જગતને ॥ એવાં દેખી ભાગ્યવતી સતી ॥૨॥ ઉધ્વ ઉવાચ ॥ ચેતન થા તું માહા કલ્યાણી ॥ કરૂં નમસ્કાર જગમાત ॥ સર્વ પ્રાકતન સ્વરૂપ તમો ॥ જોશો શીઘ્રે શ્રીકૃષ્ણ સાક્ષાત ॥૩॥ તુંથી પ્રવીત્ર છે વીશ્વ સરવે ॥ તવ પાદરજે મહી જાણ ॥ તવ સુકીરતી ગાન કરે ॥ લોક સંગીત મંગળ વાણ ॥૪॥ વિઘ્ન વીનાશીની રાધીકા તું ॥ કૃષ્ણ પુરૂષ પ્રકૃતી પાર ॥ રાધામાધવ ભેદ નહી ॥ શ્રુતી પુરાણ અભેદ ઉચાર ॥૫॥ શ્રી નારાયણ ઉવાચ ॥ રાધીકા મુર્છીત જોઇ ત્યાંહા ॥ ને જોયા ઉધ્વ ભાષણકારી ॥ રાધા સન્મુખ માધવી ગોપી ॥ સ્થીત રહી વચન ઉચારી ॥૬॥ માધવી ઉવાચ ॥ રાધા કૃષ્ણ ચીત ચોર તુંછે ॥ માહા ઉત્તમ તવ સ્વરૂપ ॥ તવ વસ્યછે કૃષ્ણ લંપટ ॥ નથી રાજા નપુરૂષ અનુપ ॥૭॥ તેનું સુંસ્મર્ણ કરે કલ્યાણી ॥ તે છે ગોવાળ નંદનંદન ॥ સ્વાત્મા રક્ષ પ્રયત્ન કરીને ॥ આત્મા પર ન પ્રીય કો અન્ય ॥૮॥ માલતી ઉવાચ ॥ નીર્લજ ધીક્ક તું રાધીકા ॥ તવ જીવન વૃથા છે જાણ ॥ જગત વીશે યુવતીનો તું ॥ યશ ક્ષય કરતા પ્રમાણ ॥૯॥ ગુપ્ત કાર્ય જે નારીનુ તે ॥ વ્યકત કરે યક્ષ ક્ષય થાયે ॥ અંતર ગુપ્ત પતી ભાવનાં ॥ કહે કો ન જાણે સુખદાયે ॥૧૦॥સુ સુ કરે સ્મરણ મુઢ તું ॥ તજ દારૂણ શોક નીર્વાણ ॥ આત્મા રક્ષણ કર પ્રયત્ને ॥ સ્વાત્મા પર ન પ્રીય કો જાણ ॥૧૧॥ પદમાવતી ઉવાચ ॥ વીદ્યુત જ્વાળાને જળે રેખા ॥ તેહેવી જાણો ખળની પ્રીત ॥ વીશ્વાસ ખલનો નહી કરવો ॥ શાસ્ત્ર વીશે કહે એવી નીત ॥૧૨॥ નીરંતર કૃષ્ણનું ધ્યાન તું ॥ કરે વૃથા દુઃખ ધરે મન ॥ કાહાં શ્રીકૃષ્ણ મથુરા વીષે ॥ કાહાં તું રહી કદળી વન ॥૧૩॥ સદા તજે કદા પ્રાણને તું ॥ તો ન હમણા આવે શ્રીહરી ॥ કાળે જોશે શ્રીકૃષ્ણને તુંતો ॥ કર સ્વાત્મ રક્ષણ સુંદરી ॥૧૪॥ ચંદ્રમુખી ઉવાચ ॥ પ્રાકતને શુભ સુખ વૈભવ ॥ દુખ

પ્રામ તે ભકતનાધીન ।। ભાકતને સંપત વીપતતા ।। ભાકતને તન્મતા કો દીન ।।૧૬।। ભરતખંડ ભુમી વીશે સૈ ।। જન્મ ઇચ્છે જગતના જંન ।। પ્રામ ભાકતને શ્રીહરી પતી।। તો પણ કામ કરે દહંન ।।૧૭।। શંકરે કામ દગ્ધ કરીને ।। ફરી ધરથું નૉમ અતંન ।। ચંદ્રને રાહુ ગ્રાસ કરીને ।। ફરી કરે છે જેમ વમંન ।।૧૮।। કૃષ્ણ નામ સ્મર્ણ માત્રે કરી ।। ગુણ શ્રવણે કરીને જાણ ।। ચેતન કર મન સ્થીરતા ।। કર રક્ષણ સ્વાત્મા નીર્વાણ ।।૧૯।। શશીકળા ઉવાચ ।। માધવી તું શું જાણે હરીને ।। આત્મ સ્વરૂપ કૃષ્ણ ઇશ્વર ।। બ્રહ્માદી દેવને વેદ ચારે ।। તે નહી જાણે પ્રકૃતીપર ।।૨૦।। સંત ધ્યાન કરે નીરન્તર ।। પાદપદ્મ તે સુર ઇચ્છીત ।। કમળા સરસ્વતીને દુર્ગા ।। ઇચ્છે શેષ મહેશ મુદીત ।।૨૧।। સીદ્ધ મુની માનવ નજાણે ।। સર્વાત્માને રૂપ નહી કાય ।। નીર્ગુણને ગુણ તે કયાં થકી ।। રૂપ સત્ય નીત્ય સુખ દાય ।।૨૨।। પૃથ્વીનો ભાર ઉતારવાને ।। હરી રૂપ આલ્હાદકારી ।। સુખદા મનોહર સુંદર ।। ભકતાનુગ્રહ વીગ્રહ ધારી ।।૨૩।। રૂપ અનીર્વચનીય જેનુ ।। કોટી કન્દર્પ લાવણ્ય ધામ ।। પાદપદ્મ રજ સીર ધરે ।। પ્રેમે સંકર પુરણ કામ ।।૨૪।।હાર ભુષણ અને વસ્ત્ર તજી ।।દીગમ્બર જે બ્રહ્મ સ્વરૂપાં હર નીરન્તર ધ્યાન કરે ।। અખન્ડાનંદ પુરણ રૂપ ।।૨૫।। વલણ ।। પુરણ રૂપનુ ધ્યાન કરે ।। બ્રહ્મા શેષને સનતકુમારે ।। સીદ્ધ સમુહ જે યોગવીત ।। તે સમરે સદા વીશ્વાધારરે ।।૨૬।।

કડવું ૨૦મુ ।। રાગ દેસાખની ચોપાઈ ।। સુશીલા ઉવાચ ।। અસંક્ષીત વીશ્વ વીશે જાણ ।। બ્રહ્મા વીષ્નુ શીવાદી નીર્વાણ ।। મનુ મુનીને સીધ પાવન ।। વીષ્નુ વલ્લભ જે ભકત જન ।।૨૭।। સર્વ કરે પદામ્બુજ ધ્યાન ।। આત્મા નીર્ગુણ શ્રીભગવાન ।। વેદ શકે ન સ્તવન કરી ।। સરસ્વતી શકે ન ઉચરી ।।૨૮।। કાંપે સહસ્ર વકત્ર અનન્ત ।। વેદ જનક બ્રહ્માને સન્ત ।।નીત્ય સત્ય તે ઇશ સ્વરૂપ ।।નીંદે માધવી હરી અનુપ ।।૨૯।। હરી વીયોગ વીવ્હળ મન ।। ગોપીકાનું વૃથા છે જીવન ।। પુન્યવતી રાધા સુખ દાન ।। અહર્નીશ ધરે પ્રભુ ધ્યાન ।।૩૦।। જેના નામ સ્મર્ણ માત્રે કરી ।। કોટી જન્મ પાપ પરહરી ।। ભય શોકનો હોય છે નાશ ।। ભકતવત્સલ શ્રીવીશ્વવાસ ।।૩૧।। રત્નમાળા ઉવાચ ।। જેણે ધર્યો વામ હસ્તે કરી ।। માહાશૈલ ગોવર્ધન હરી ।। તેમાં શું સૌર્યતા યશાધીશ ।। જમ જનક હરી જગદીશ ।।૩૨।। એવા શૈલતો શહસ્ર જેહ ।। દૈત્ય રાજ્ય ધરી શકે તેહ ।। દૈત્ય લક્ષ લીલા માત્રે કરી ।। હણવા સમર્થ છે શ્રીહરી।।૩૩।। જેના અન્સકળા પ્રગટીત ।। સુર વીષ્નુને ઇશ ઉદીત ।। તે પોતે કૃષ્ણ વીગ્રહ ધારી।। લીલા કરે ભકત હીતકારી ।।૩૪।। પારીજાતા ઉવાચ ।। સપ્તદ્વીપ સૈલ સીંધુ વન ।। સહ કાન્ચની ભુમી ધરન ।। સપ્ત સ્વર્ગ બ્રહ્મલોક જાણ ।। સપ્ત પાતાલ રમ્ય પ્રમાણ ।।૩૫।। એવા બ્રહ્માંડ જે બ્રહ્મા કૃત ।। વીષ્નુલોમ કુપે આવૃત ।।તેના લોમ તેટલાં છે વીશ્વ ।। તે

ગોઠસાંઇ કૃષ્ણ અધીશ ॥૩૬॥ તેને સું સુયશને સૌર્યતા ॥ અનુપ મહીમા અખન્ડતા નેતી નેતી જે વેદ વખાણે ॥ ગોપ કન્યા માધવી સુ જાણ ॥૩૭॥ માધવી ઉવાચ ॥ મારૂં બોલવુ જાણે ન મન ॥ મુઠ ગોપીકા બોલે વચન ॥ ઉધવ સાંભળ મારી વાણ ॥ સુભ સત્ય કહુ નીરવાણ ॥૩૮॥ નીજ ઇચ્છાએ સગુણ હરી ॥ હોયે નીર્ગુણ ઇચ્છાએ કરી ॥ ભુમી ભાર ઉતારવા કાજ ॥ગોપ વેશ રીધુ માહારાજ ॥૩૯॥ વેદ શાસ્ત્ર સુર સીધ સંત ॥ શેષ બ્રહ્મેશ જાણે ન અંત ॥ હુ સુ જાણુ ઇશ જ્ઞાન ગુઠ ॥ ગોપ કન્યા વનીતાછુ મુઠ ॥૪૦॥ તોપણ સાંભળ વત્સ વચન ॥ મારૂં સત્ય પરમ પાવન ॥ અનીર્વચની પ્રભુ અનુપ ॥ સું સૌર્ય યશ બળને રૂપ ॥૪૧॥ વીર્ય વેશ સીદ્ધ ગુણ હરી ॥ શીઘ્ર સગુણ સ્વેચ્છાયે કરી ॥ અનીર્વવચની છે વીશેષણ ॥ નીર્ગુણ વીષ્નુ દેહ ન વર્ણ ॥૪૨॥ લૌકીક ભાવે એ કર્યું હાશ ॥ રાધીકાને કરવા હુલાશ ॥ જ્ઞાની તે જાણે જ્ઞાન અનુપ ॥ મને નીંદે ગોપી મુઠ રૂપ ॥૪૩॥ અન્તે જાણે સું મુઠતા કર ॥ સત્ય શ્રીહરી પ્રકૃતી પર ॥ જોતી રૂપ પરમાત્મા એહ ॥ અનીર્વાચ્ય ભક્ત હેતુ દેહ ॥૪૪॥ પાદપંક્ષ્માજે ત્રીલોક માતા ॥ દાશીવત સેવે સુખ દાતા ॥ મુળ પ્રકૃતિ જે સરસ્વતી બ્રહ્મ રૂપ સદા તે સેવતી ॥૪૫॥ તેના સાંભળી વાક્ય ઉદાર ॥ ભક્તિ વિહ્વળ ઉધવ દાસો થયો સર્વાંગ પુલકાન્ચીત ॥ પડયો પ્રેમે વ્યાકુલ રૂદીત ॥૪૬॥ ઉધવ ઉવાચ ॥ જંબુદ્દીપ ધન્ય મનોહર ॥ ધન્ય ભરતખંડ સુભ ધર ॥ ધન્ય સકળ નીવાશી જન ॥ ભોગવે શુભ ફળ પાવન ॥૪૭॥ પુન્યવાન ગોપી સર્વ કોય ॥ રાધા પાદપદ્મ નીત્ય જોય ॥ છ હજાર વર્સ તપકારી॥બ્રહ્મા રાધા પાદ રજ ધારી ॥૪૮॥ રાધા ગોલોક વાસીની જાણ॥ કૃષ્ણ પ્રાણ અધીક પ્રમાણ ॥ ત્યાંથી શ્રીદામાના શ્રાપે કરી ॥ પ્રશભાન સુતા અવતરી ॥૪૯॥ રાધા ગોપી ગોપ ગોલોકેશ ॥ ભક્તી જાણે યોગીંદ્ર મહેશ॥બ્રહ્માને સનકાદી પાવન ॥ કન્ચીત જાણે સીદ્ધ ભક્ત જન ॥૫૦॥ ધન્ય હું થયો પવીત્ર આજ ॥ ગોકુળ આવ્યો પ્રેર્યો મહરાજ ॥ ગોપી ગુરૂ હરી ભક્તિ દાતા ॥ ન મથુરા જાવું પામ્યો સાતા ॥૫૧॥ વલણ ॥ સાતા પામ્યો રહુ દાસ થઇ ॥ કરૂં ગોપી ચરણ સેવનરે ॥ અન્ય કોની એહેવી ભક્તિ નહી ॥ સર્વોત્તમ સત્ય વચનરે ॥૫૨॥

કડવું ૩ જુ ॥ રાગ રામગ્રી ॥ કળાવતી ઉવાચ ॥ પીત્રની માનસી કન્યા અમો ॥ નામ મેના ધન્યા કળાવતી ॥ સનતકુમાર શ્રાપે કરી ॥ મહીતળે આવી સર્વે સતી ॥૫૩॥ ક્ષીરસાગર સ્વેત દ્વીપ ત્યાં ॥ અમો આવી ઉધવ સાંભળ ॥ ત્રણ્યે ભગીની વિષ્નુ દર્શણે॥ અનાદરથી શ્રાપી સકળ ॥૫૪॥ સનતકુમાર ભગવાન ॥ યોગીદ્ર ગુરૂ ગુરૂ પ્રમાણ ॥ બોલ્યા તે ક્રોધ સંયુકત થઇ ॥ વિશ્નુ ભક્ત જીતેંદ્રીય જાણ ॥૫૫॥ સનતકુમાર ઉવાચ ॥ મુઠ ભુમે જઈ થાઓ તમો ॥ મનુષ્ય મીયા હુંકારકારી ॥ ફરી

પ્રસન્ન થઇ કહે તે ॥ મેના થશે પીયા હીમ ધારી ॥૫૬॥ પાર્વતી કન્યા થશે મેનાની ॥ ધન્યા થશે જનક કામીની ॥ તેને કન્યા થશે મહાલક્ષ્મી ॥ સીતા સતી પરમ પાવીની ॥ ॥૫૭॥ વૃષભાન ગોપ યોગી જન ॥ દુર્વાસાનો શીષ્ય તે જાણ ॥ કળાવતી તેની પીયા હોશે ॥ દ્વાપુર અન્તે તે સતવાણ ॥૫૮॥ ગોકુળમાં કળાવતી સુતા ॥ હોશે રાધા ગોલોક વાસીની ॥ શ્રીદામા ગોપ શ્રાપે કરી ॥ માહા દેવી પરમ પાવીની ॥૫૯॥ બ્રહ્મા ઇસને શેષના સ્વામી ॥ ઉતારવાને મહીનો ભાર ॥ પુન્ય ક્ષેત્ર ભારત વીશે તે ॥ પ્રભુ આવશે ધરી અવતાર ॥૬૦॥ કળાવતી વૃષભાન રાધા ॥ ગોલોક જશે મુક્ત તે થઇ ॥ ધન્યા સીતા સહીત વૈકુંઠ ॥ જશે વીશ્વ સંત સુખ દઈ ॥૬૧॥ મેનાઓ જશે પાર્વતી વરે ॥ કલ્પાંતરે વિષ્નુ લોક માંહી॥ લક્ષ્મીવત ચીરકાળ લગી ॥ મુદીત પરમ સુખ તાંહી॥૬૨॥ વિપત્તી ભોગવ્યા વિના કોનો ॥ મહીમા તે કહુ નહી હોય ॥ કર્મી જનનું દુઃખ જવેથી॥ સુખ દુર્લભ પામેછે સોય ॥૬૩॥ સુણ્યું જ્ઞાન રૂષીથી દુર્લભ ॥ વિધી વિષ્નુ શીવાદીને જાણ ॥ પ્રકૃતી પર શ્રીકૃષ્ણ પ્રભુ ॥ નીર્ગુણ નીરંજન નીર્વાણ ॥૬૪॥ તુલસી ઉવાચ ॥ સર્વ પ્રાણી વિશે રહે દેવ ॥ ભિન્ન ભિન્ન પ્રાણ વિષ્નુ રૂપ ॥ પ્રકૃતી બુદ્ધી રૂપા શકિત છે ॥ મન બ્રહ્મા ચેતન સ્વરૂપ ॥૬૫॥ જ્ઞાન સ્વરૂપ શંભુ છે પોતે ॥ પુરૂષ ધર્મ છે સુખાકર ॥ નીર્ગુણ પરમાત્મા સ્વરૂપ ॥ તે પરબ્રહ્મ પ્રકૃતી પર ॥૬૬॥ તે કૃષ્ણ સર્વ જીવના સાક્ષી ॥ જીવલોકતા પ્રતીબીંબ રૂપ ॥ ચક્ષુ ચંદ્ર સુર્ય પ્રકાશક ॥ રસના સરસ્વતી સ્વરૂપ ॥૬૭॥ આત્મા થકી તે સર્વ વરતે ॥ આત્મા વિશે જીવ ગતી જાણ ॥ તે થકી સરવાત્મા આત્માને ॥ સંત ભકિતએ ભજે નીર્વાણ ॥૬૮॥ મનમુદીત ધ્યાય તે યોગી ॥ કર્મ સાક્ષી કર્મ કૃત વાન ॥ કર્મ ગુપ્ત રહે તે ક્યાંથકી ॥ અંતરજામી કૃષ્ણ ભગવાન ॥ કાળીકા ઉવાચ ॥ નર બાળ વૃદ્ધ યુવા સર્વે ॥ દેવાદી જાણુ તમને શ્રેષ્ઠ ॥ સીધ્રે મુર્છીત રાધાને બોધ ॥ કરો ઉધવ બુદ્ધિ પરેષ્ટ ॥૭૦॥ ઉધવ ઉવાચ ॥ ચેતન થાઓ તમો કલ્યાણી॥ મને જાણો જગત માતર ॥ પ્રસન્ન થાઓ માતા મારી હું ॥ ઉધવ કૃષ્ણ ભકત કીંકર ॥૭૧॥ આજ્ઞા કરો મથુરાં જાઉ હું ॥ ન સ્વતંત્ર દાસ પરાધીન ॥ કાષ્ટની પુતળી જેમ તેમ ॥ સર્વ વરતે પ્રભુ આધીન ॥૭૨॥ વૃષભ વસ્ય છે પોશકને ॥ જેમ તેમ જગત સકળ ॥ માતા વસ પરમાત્માને છે ॥ નાના વિધ જંત સર્વ સ્થળ ॥ વલણ ॥ સર્વ સ્થળ જન્ત હરી વસ ॥ પ્રપંચ પ્રભુ સત્તાથી થાય રે ॥ ગુલાબભા માનસીંગ કહે ॥ થયો સપ્ત નવતીતમો અધ્યાયરે ॥૭૪॥ પાત ॥૦માહા ॥૦શ્રીકૃષ્ણ ॥૦ ના ॥૦રાધા ઉધવ સંવાદે પ્રસ્તાવો નામ૯૭મો અધ્યાયરે

## અધ્યાય ૯૮ મો.

કડવું ૧ લું ॥ રાગ કેદારાની ચોપાઈ ॥ શ્રીનારાયણ ઉવાચ ॥

સાંભળી ઉધ્વના વચન ।। બોલ્યાં રાધીકા થઈ ચેતન ।। હ્રદે દુઃખી સ્થિત સીંહાસન ।। ગોપી ચામરે કરે સેવનાા૧ાા　　રાધીકા ઉવાચ ।।　　જા મથુરાં વત્સ હરી જના। જઈ કેહેજો મારાં વચન ।। સીઘ્રે શ્રીકૃષ્ણ પરમાનંદ ।। આંહાં લાવ પ્રભુ વ્રજચંદ ।।૨।। મને આપવા બોધ વદીત ।। હમણા નથી બોધ ઉચ્ચીત ।। જેમ વીનાત્મા દેહ નીશ્ફળ ।। હરી વીયોગે ચિત વીહ્‌વળ ।।૩।। કરે મન નિત્ય સમરણ ।।નિશી નીંદ્રા ન શોક વર્ધન ।। હું મગ્ન માહા શોક સાગર ।। વત્સ ઉધવ મને ઉદ્ધર ।।૪।। જે અભય આપેછે સફળ ।। તેને તીર્થ સ્નાન હોય ફળ ।। નહિ સમર્થ કરવા બોધન ।।દુર્નીવાર્ય છે માહારૂં મન ।।૫।। વિયોગ દુઃખ સર્વ ભ્રીમહીં ।। મારા જેવું કોઈ જાણે હિં ।। કીંચીત્ જાણે સીતા માહા સતી ।। દુખી ત્રીલોકે કો ન યુવતી ।।૬।। કોની સાંભળી વ્યથા ન હોય ।। મારા સમ દુઃખી નહિ કોય ।। વિરહાતુર માહા દુઃખીત ।। તમ સુખ સૌ ભાગ્ય વર્જીત ।।૭।। કૃષ્ણ પાદપદ્મ ચંદ્રાનન ।। દેખુ તે છે સફળ જીવંનુ ।। સદા હર્ષીત નામ શ્રવણ ।। સ્મર્ણ માત્રે પ્રફુલીત મન ।।૮।। જેનુ ત્રૈલોક્ય બીજ સ્વરૂપ ।। ગુણ ધારી સ્વેચ્છીત અનુપ ।। વિધીના પ્રભુ છે વિધાતાર ।। હરી સર્વ સંપદ દાતાર ।।૯।। સાન્તી દાતા કલ્પવ્રક્ષપરૂ ।। લક્ષ્મીકાંત નાથ મનોહર ।। પરમાત્મા બીજક સર્વેસ ।।કેમ ભૂલું હું તે ગૌલોકેસ ।।૧૦।। રાસમંડળમાં સર્વ કામ ।। પરીપુરણ કરતા શ્યામ ।। બ્રહ્મા ઇશ શેષ ધરે ધ્યાન ।। કેમ ભુલું હું શ્રી ભગવાન ।।૧૧।। જેના ભયથી વાયુ વહંત ।। ભય જેનાથી સુર્ય તપંત ।।વૃષ્ટી ઇદ્રને વન્હી દહન્ત ।। પ્રાણી વિષે તે મૃત્યુ ચરન્ત ।।૧૨।। જેના ભયથી વ્રક્ષ ફળીત ।। સમય પામી હોયે પૂષ્પીત ।। સમુદ્ર ગ્રહ મુનીને દેવ ।। કાળનાકાળ છે સ્વયમેવ ।।૧૩।। ઇશસૃષ્ટાને કર્ત્તા સંહાર ।। સ્વાધીન સ્વતંત્ર વિશ્વાધાર ।। સ્વય આત્મા રૂપ મમ શ્વામી।। કેમ ભુલું પ્રભુ અંતર્યામી ।।૧૪।। કાળ સાધ્ય સર્વ જગ વ્યાપ્ત ।। સુખ દુઃખ શુભા-શુભ પ્રાપ્ત ।। ઉઠ જા. મથુરાં સુખાકર ।।પ્રભુ વાસછે જ્યાં મનોહર ।।૧૫।।વ્રજ વાસનો તે કરી ત્યાગ ।। હરી પાસે જાઓ માહા ભાગ ।। પ્રભુ સંયોગ આનંદ કારી ।। કૃષ્ણ વિછે-દેનું દુઃખ ભારી ।।૧૬।। જા જો ચંદ્ર મુખ સુખકારી ।। જન્મ મૃત્યુ જરા દુઃખ હારી ।। સુણી રાધીકાનારે વચન્ન ।। રોયા ઉધ્વ ત્યાં હરી જન્ન ।।૧૭।। રોતી રાધીકાને જોઇ કરી ।। ઉધવ સમરે છે શ્રીહરી ।। હ્રદે ધરી ધ્યાન ભગવન ।। જવા તત્પર ઉધ્વ મન ।।૧૮।।　　વલણ ।।　　મન તત્પર જવા ઉધ્વ ।। શુણો નારાયણ નરરાયરે ।। ગુલાબભા માનસીંગ કહે ।। થયો પુર્ણ અઠ્ઠાણુમો અધ્યાયરે ।।૧૯।।　ઇતિ ।।૦ બ્રહ્મ ।। માહા ।।૦ શ્રીકૃષ્ણ ।।૦ ના ।।૦ રાધીકા ઉધવ સંવાદે રાધીકા વચન પ્રસ્તાવો નામ ૯૮ મો અધ્યાય રે ।।

# અધ્યાય ૮૯ મો

કડવું ૧ લું ॥ રાગ ધનાશ્રી ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ સમરી શ્રીકૃષ્ણ વિશ્વાધારજી ॥ ઉધવ થયા જાવા તૈયારજી ॥ નમ્યા રાધા ચરણે મુદીતજી ॥થયું સર્વાંગ પુલકાન્ચીતજી ॥૧॥ ઢાળ ॥ પુલકાંચીત માધવી બોલી ॥ પ્રેમ વીહ્વળ કરી રૂદન ॥ ભકત રૂદન્ત ઉચે સ્વરથી ॥ રાધા વીછેદ કાતર મન ॥૨॥ માધવી ઉવાચ ॥ સાંભળો ઉધવ ક્ષણ રહી ॥ કહું યથો ચીત સુખદાન ॥ માહા ગુઢ મનવાન્છીત જે ॥ તને પરમં પાવન જ્ઞાન ॥૩॥ માહા દુર્લભ પુરાણ વિષે ॥ નિગમ વિષે ગુપ્ત પ્રમાણ॥ જગજનની રાધીકા પ્રત્યે ॥ કરો ભકત પ્રશ્ન શુભ વાણ ॥૪॥ માધવી ગોપીના વાકય શુણી ॥ ગોપી સભા માંહે હરીજન ॥ રાધીકા પ્રત્યે ઉધવ બોલ્યા ॥ શુભ શાંત મધુર વચન ॥૫॥ ઉધવ ઉવાચ ॥ એકાકી ભ્રવમે આવે જન્ત ॥ તે જાયે એકાકી વારંવાર ॥ પ્રાણી કર્માનુંસારે કરીને ॥ ફળ ભોગ વિનાના પ્રકાર ॥૬॥ કર્મે જન્મેને મરે કર્મે ॥ કર્મે સુખ દુઃખ ભય શોક ॥ ફળ ભોગ અવશેષ તેને ॥ ફરી ભોગ લોક-પરલોક ॥૭॥ કંઈએક રત્ન મને તેં આપ્યાં ॥ તે નાહિસાથી શું પ્રયોજન ॥ ભવાબ્ધિ તારણ દેવી તમો ॥ કર્ણ ધાર કૃષ્ણ ભગવન ॥૮॥ સર્વ જનને પારકારક ॥ મને આપો સમં નવિખાદ ॥ ભવાબ્ધિનું તારણ કારણ ॥ મથુરાં જાઉ પામી પ્રસાદ ॥૯॥ જે જે કાળગતી મહંમાયા ॥ શુરનર પીતરની જેહ ॥ સર્વ લોક અધ ઉર્ધની જે ॥ જગજનની કહોની તેહ ॥૧૦॥ માહા દુસ્તર ઘોર ગતી તે ॥ તરી હરીપદ પ્રાપ્તી હોયે ॥ એ પ્રકારનો ઉપાય જે તે ॥ જગદંબા આપો સુખ સોયે ॥૧૧॥ દુરથી જેના પદાંબુજને ॥ દીવસની રાત્રી કરે છે ધ્યાન ॥ દેવ બ્રહ્મા શેષ આદી તેને ॥ વક્ષસ્થળ માતા તવ સ્થાન ॥૧૨॥ શ્રીનારાયણ ઉવાચ ॥ ઉધવના વચન સાંભળી ॥ જગજનની મન મુદીત ॥ નેત્રાંબુજ વહે નીરધાર ॥ ઉધવ પ્રત્યે માતા વદીત ॥૧૩॥ રાધીકા ઉવાચ ॥ માધવીના વચને કરીને ॥ કર્યું પ્રશ્ન માહા સુખદાન ॥ સ્ત્રી જાતીને અબળા છઉ હું ॥ કયાંથી આપી શકું તને જ્ઞાન ॥૧૪॥ શુદ્ધ કાળગતી વત્સ જાણો॥ ભગવાન હરી નીરવાણ॥ બ્રહ્મા મહેશને શેષ જાણે ॥ જાણે નીગમ ચાર પ્રમાણ ॥૧૫॥ એક વેદાનુંસારે કરી ॥ સંત જાણે પુત્ર સુખદાન ॥ ગોલોકે રાસમંડળ વિષે ॥ મને કહ્યું શ્રીમુખે ભગવાન ॥૧૬॥ ગોલોક વૈકુન્ઠ બ્રહ્મલોકે ॥ તને કહું કાળચક્ર ગતી ॥ નર દેવને બ્રહ્મ લોકાદી ॥ પાતાલે બ્રહ્માન્ડે કાળકતી ॥૧૭॥ દુરત્યય કાળગતી તેને ॥ જે ઉપાયે કરીને પંડીત ॥ શ્રેષ્ઠબુધ તરે તે સાંભળ ॥ સર્વ હું યથા બુદ્ધી વદીત ॥૧૮॥ ભજે વીસ્વ ગુરૂ જગન્નાથ ॥ નીર્ગુણ નીરીહ ઇશ્વર જેહ ॥ સચ્ચીદાનંદ પરમાત્માને ॥ સેવે તરે કાળગતી તેહ ॥૧૯॥ રવી સર્વેનું હરે આયુષ ॥ વીના હરી ભકત પૂન્યવાન ॥ માનસીક પુત્ર વીધાતાના ॥ જુવો સ-

નકાઈક ભગવાન ॥૨૦॥ વય સ્થીર નીરંતર તેનુ ॥ માહા જ્ઞાની ગુરૂ ગુરૂ જાણુ ॥ બા-
ળકા પંચવર્ષના શીષુ ॥ દીગાંબર રૂપ નીરવાણ ॥૨૧॥ શ્રીકૃષ્ણ ધ્યાને કરી પવીત્રા॥
વૈષ્નવ તીર્થ પાવનકારી ॥ નીગમાગમનું જ્ઞાન સર્વે ॥પ્રફુલીત સદા સુખકારી॥૨૨॥ ભ
ક્તિએ હરી ભાવના રત ॥ માનસીક પુજા નીરંતર ॥ મૃત્યુંજય માહા ભાગવંત ॥ કાળ-
વ્યાલ હરણ તત્પર ॥૨૩॥ સનક સનંદ સનાતન ॥ સનતકુમાર સમરે જેહ ॥ તીર્થ
સ્નાન ફળ પામે પ્રાણી ॥ સર્વ પાપ મુક્ત હોય તેહ ॥૨૪॥ હરી ભક્તી હરી સેવા
પામે ॥ વળી મૃકંડ બાળક રૂપ ॥ દ્વીજોત્તમ કર્મે કરી જો તું ॥ દસ વર્ષી સદાછે અનુપ
॥૨૫॥ જ્વલંત બ્રહ્મ તેજે કરીનો॥ હરી ભક્તિ તપે કરી જાણ॥ સપ્ત કલ્પાંત જીવન તેનું॥
ભક્તી મહીમા શ્રેષ્ટ નીરવાણ॥૨૬॥ પંચસીખાને લોમસ રૂષી ॥ કર્મ હીન હરી સેવાપરા॥
સત કલ્પાયુસ હરી પદ ॥ ભક્તિ રતને ધ્યાન તત્પર ॥૨૭॥ વળી જો તું પરસુરામને ॥
ચીરકાલ જીવી ભગવાન ॥ વળી વીભીક્ષણ કૃપાચાર્યા॥ અશ્વસ્થામા વ્યાસ હનુમાન ॥૨૮॥
બળીને જાંબુવાન કલંક ॥ હરી ભક્ત ચીરંજીવી જાણ॥ પ્રલ્હાદને જો તું દૈત્ય વીષે ॥
હરી સ્મર્ણને ભાવ નીર્વાણ ॥૨૯॥ સીદ્ધેંદ્ર મુનીંદ્ર નર વીષે ॥ સર્વ ચીરંજીવી શેવા કરી॥
અનેક જન્મ તપે કરી હરી ॥ ભજે ભારતે જન્મ ધરી ॥૩૦॥ વલણ ॥ ધરી
જન્મ વાસુદેવ તજી ॥ વીષે નીરત રહે જે જંનરે ॥ અમૃત તજીને મુઢ ભક્ષે ॥ વીષ
પોતે ઇચ્છા કરી મંનરો॥૩૧॥ કડવું ૨ જુ ॥ રાગ મારૂની ચોપાઇ॥ કોના
પુત્રને કોની છે નારી ॥ કોના બંધુને દ્રવ્ય અપારી ॥ કૃષ્ણ વીના સર્વ દુખદાન ॥ તેથી
સંત ભજે ભગવાન ॥૩૨॥ જન્મ મૃત્યુ જરા વ્યાધી હારી ॥ સર્વ પરહરી સુખકારી ॥
કાળગતી જ્ઞાન ઉલંગન ॥ આનંદ રૂપ નંદનંદન ॥૩૩॥ સાંભળ વત્સ કાળની ગતી ॥
નર પીત્ર સુર પ્રજાપતી ॥ નાગ રાક્ષસાદી કાળજ્ઞાન ॥ કહું ગુઢ સુણ સાવધાન ॥૩૪॥
પુત્ર સર્વ થકી પરસ્થાન ॥ સર્વાધાર વૈરાટ માહાન ॥ જેના લોમ કુપે વીશ્વ જાણ ॥ અ-
સંક્ષીત ન સંખ્યા પ્રમાણ ॥૩૫॥ જાણ પરમાણુ સુક્ષ્માંતર ॥ કાળ વીશ્વાત્મક વીશ્વપરા॥
સતચરમ તે પરમાણુ ॥ બે પરમાણુ હોયે છે અણુ ॥૩૬॥ ત્રય અણુ ત્રસરેણુ, જાણ ॥
ત્રી ત્રસરેણુ તૃટી, પ્રમાણ ॥ સત તૃટી એ વેધ, વખાણ ॥ ત્રય વેધે લવ, નીરમાણ
॥૩૭॥ ત્રય લવે તે નીમીષ, હોય ॥ ત્રી નીમીષ ક્ષણ, કહે સોય ॥ પંચ ક્ષણે
કાષ્ટા, સંજ્ઞા થાયે ॥ લઘુ, સંજ્ઞા તે દસ કાષ્ટા યે ॥૩૮॥ લઘુ પંચ દસે દંડ,
જાણ ॥ દ્વય દંડે મુહુર્ત પ્રમાણ॥ અષ્ટભાગે પ્રહર,તે હોયે ॥ ચાર પ્રહરદીવસ સોયે ॥૩૯॥
ચાર પ્રહરનીશાં, પ્રમાણ॥ પંદર તીથી પક્ષ, સંજ્ઞા જાણ ॥ દ્વય પક્ષે માસ, સંજ્ઞા થા-
યે ॥ શુકલ પક્ષ, કૃષ્ણ પક્ષ, જાયે ॥૪૦॥ દ્વય માસેરૈ તું, નીરમાણ ॥ ખટ રૈતુ વરસ,
પ્રમાણ ॥ વસંત, ગ્રીસમ, વર્ષા, કહો શર્દ, હેમંત, શીષીર, રહે ॥૪૧॥ વૃશા પંચ વીધા

નીરૂપીત ॥ સંવત્સ, વત્સર, વદીત ॥ ઇદાવત્સર, અનું વત્સર, ॥ વત્સયા, કાલ જ્ઞાનોનપર ॥૪૨॥ દ્વાદસ માસ અબ્દ, પ્રમાણ ॥ શુણ ઉધવ તેનું નીર્માણ ॥ વૈશાખ, જેષ્ઠ, આષાડ, સંજ્ઞીત ॥ શ્રાવણ, ભાદ્રપદ, વદીત ॥૪૩॥ અશ્વીન, કાર્તીક, માર્ગશીર ॥ પૌસ, માઘ, ફાલ્ગુણ ઉદીર ॥ ચૈત્ર, દ્વાદશ વર્ષ પ્રમાણ ॥ ચૈત્ર વૈશાખ વસન્ત, જાણ॥૪૪॥ જેષ્ટ આષાડ ગ્રીસમ, રહે, ॥ શ્રાવણ ભાદ્રપદ વર્ષા, કહે ॥ આશ્વીન કાર્તીક શર્દ, કહંત ॥ માર્ગશીરને પૌશ હેમંત ॥૪૫॥ માઘ ફાલ્ગુણ શીશીર, પ્રમાણ ॥ ઉત્તર, દક્ષીણાયન દે જાણ ॥ માઘાદી, ખટ માશ પર્યંત ॥ ઉત્તરાયણ, નીર્મીત શંત ॥૪૬॥ શ્રાવણાદી, છ માસ પ્રમાણ ॥ દક્ષીણાયનનું, નીરમાણ ॥ માઘાદીથી, આષાડ, પર્યંત ॥ ક્રમે દીવસ વૃદ્ધી કહંત ॥૪૭॥ નીશાં વૃદ્ધી શ્રાવણથી, થાયે ॥ પૌશ લગી, કાલ જ્ઞાતા ગાયે ॥ પ્રતી પ્રદાદી, પુર્ણીમા અન્ત ॥ શુધ્ધી શુકલ પક્ષ, વરનન્ત ॥૪૮॥ પુર્ણીમાનો પ્રતી પદ, જાણ ॥ અમાવાસ્યા લગી, નીરમાણ ॥ કૃષ્ણ પક્ષ, વેદ વીત કહે ॥ દ્વય પક્ષ દ્વય વીધી રહે ॥૪૯॥ બીજ, તીજ, ને ચોથ, પ્રમાણ ॥ પંચમી, છઠ, સાતેમ, જાણ ॥ અષ્ટમી, નોમ, દશેમ, રહે ॥ એકાદસીને બારેસ, કહે ॥૫૦॥ તેરશ, ચૌદેશ, ને અમાસ ॥ દીન ગણના નામ પ્રકાશ ॥ અશ્વીની, ભરણી, કૃતી કાયે, ॥ રોહીણી, મૃગશીર, આર્દ્રાયે ॥૫૧॥ પુનર્વસુ, પુશ્યા, શ્લેશા, જાણ ॥ મઘા, પુર્વા, ઉત્રા, પ્રમાણ ॥ હસ્ત, ચીત્રા, સ્વાતી, વીશાખાયે ॥ અનુ રાધા, જેષ્ટા, મુલ, ગાયે ॥૫૨॥ પુર્વાષાડ, ઉત્રાષાડ જાણ ॥ શ્રવણ, ધનેષ્ટા, નીરમાણ ॥ સતારીકા છે વત્સ સુખદ ॥ પુર્વા, વળી ઉત્રા ભાદ્રપદ ॥૫૩॥ રેવતી, નક્ષત્ર સત્તાવીસ ॥ ગૌણ અભીજીત, અઠ્ઠાવીર ॥ સર્વ ચંદ્ર કલત્ર એ ધાર ॥ ક્રમે ક્રમે કરે સવીહાર ॥૫૪॥ સત્તાવીશ શ્રુતી નીરમાણ ॥ શ્રવણ છાયા અભીજીત જાણ ॥ તેની સહ અઠાવીશ કહે ॥ શશી કલત્ર ઉધ્વ રહે ॥૫૫॥ રમે રોહીણી સહ દીન રાત ॥ દેખી શ્રવણા કોપી સાક્ષાત ॥ છાંયા ચંદ્રને આપી કરી ॥ તે સમીપ ગઇ ભય ધરી ॥૫૬॥ કર્યા વીભાગ પીતર આવી ॥ નક્ષત્ર અભીજીત, થયું ભાવી ॥ શતશ્રૃંગ પર્વતે એ પ્રકાર ॥ કૃષ્ણ મુખથી શુણ્યા વીસ્તાર ॥૫૭॥ વલણ ॥ વીસ્તાર શુણ્યા તે કહ્યો વત્સ ॥ નક્ષત્ર તીથી સહ અંતરે ॥ યોગ કરણ કહું શાંભળ ॥ મારા મુખથી ઉધવ સંતરે ॥૫૮॥ કડવું ૩ જું ॥ રાગ દેશાખ ॥ વીષ્કુંભ પ્રીતીને, આયુષ્પુમાન ॥ સૌ ભાગ્ય, શોભન, નીરમાણ ॥ અતી ગંજ, સુકર્મા, ધ્રતી શુળ ॥ વજ્ર સિદ્ધી, વ્યતિપાત, જાણ ॥૫૯॥ વરી યાન્ય રીઘ, સીવયોગ ॥ સીદ્ધી સાધ્ય સુભ સુક્લોદીત ॥ બ્રહ્મા ઇંદ્રને વર્ધપ્રત, કહે ॥ એહ યોગ સમુહ કીર્તિત ॥૬૦॥ કર્ણ સાંભળ બવ, બાળવ, ॥ કહે કૌલવ, તૈતળ, સુજ્ઞ ॥ ગરવણીજ, વીષ્ટી, સકુનિ, ॥ ચતુષ્પાત, ભાગ, કીંસ્તુઘ્ન, ॥૬૧॥ નર લોકનો એક માસતે ॥ પીત્રનો દીવસ એક હોય ॥ સુકલ પક્ષ તે દીવસ તેનો ॥ તે-

ની નીશાં કૃષ્ણપક્ષ સોય ॥૬૨॥ ઉધ્ધવ નરનું વરસજે ॥ દેવનો દીવસ નીશાં તેહ ॥ ઉતરાયણ તે દીવસછે ॥ નીશાંછે દક્ષણાયણ જેહ॥૬૩॥ એકોતેર યુગ મન્વંતર ॥ મનુ આવીરદા નીરમાણ ॥ પચીસ સહસ્ત્ર પંચ સત ॥ કથીત સક્ર આયુષ જાણ ॥૬૪॥ બ્રહ્મ લોકની વાસી ન જાણે ॥ દીન નીસાં સદા સુખ વાસ ॥ દંડ દ્વય શક્ર પાતે થાય ॥ એ વીધ બ્રહ્માનો દીન માસ ॥૬૫॥ સત વરસનું બ્રહ્માયુશ ॥ બ્રહ્મા પતને હરી નીમીષ ॥ ધાતુ પતને વૈકુંઠ વીસો દીવસ નીશાં વૈકુન્ઠા ધીસ ॥૬૬॥ ત્યાહા ત્રીસ દીન હોય ત્યારે ॥ ગૌ લોક માની મીષ પ્રમાણ ॥ વૈકુંઠ વાસી સર્વ ન જાણે ॥ દીવસ નીસાનું નીરમાણ ॥૬૭॥ ચંદ્રાદીની ગતી તાંહા નહી ॥ ચક્ર ન ભ્રમે હરી ઇચ્છાયેં ॥ તેજે કરીને દીવસે હોએ ॥ તેજ વીહીની રજની થાયે ॥૬૮॥ હેવી કાળ ગતી વીષ્નુ લોકે ॥ કાલ સ્વરૂપ શ્રી ભગવાન ॥ પરમાત્મા પ્રભુ નીરાકૃતિ ॥ હરી નીરંતર સુખદાન ॥૬૯॥ ચંદ્ર સુર્ય ગતીન પાતાલે ॥ મણી જોત દીવસ પ્રમાણ ॥ પાતાલ નીવાસીને ઉધ્ધવ ॥ મણી ગુપ્ત રાત્રી નીરમાણ ॥૭૦॥ કૃત ત્રેતાને દ્વાપર કલી ॥ કાળજ્ઞ કહે યુગ એ ચાર ॥ દીવ્ય, વરસ આઠસેં અધીકના સતયુગ ચતુર હજાર ॥૭૧॥ નર, વરસ સત્તર લક્ષ ॥ અધીક અઠાવીસ હજાર ॥ એ પ્રકારે કાળ જ્ઞાતા કહે ॥ સુભ સતયુગનો વીસ્તાર ॥૭૨॥ દીવ્ય, વરસ ત્રણ સહસ્ત્ર ॥ ખટ સત અધીક પ્રમાણ ॥ કાળ જ્ઞાતા જન કહે વત્સ ॥ ત્રેતા-યુગનું એ નીરમાણ ॥૭૩॥ નર, વરસ દ્વાદશ લક્ષ ॥ છનું સહસ્ત્ર અધીક રહે ॥ નીર-માણ ત્રેતાયુગ તણુ ॥ ઉધ્ધવ કાળ જ્ઞાતા તે કહે ॥૭૪॥ બે હજાર ચારસેં અધીક ॥ દીવ્ય, વરસ દ્વપુર જેહ ॥ આઠ લક્ષચોસઠ સહસ્ત્ર ॥ દ્વાપર નર, ના વર્સ એહ ॥ ૭૫ ॥ એક હજાર અધીક બસેં ॥ દીવ્ય, વર્સ કળી નીરમીત ॥ ચાર લક્ષ હજાર દ્વાત્રીસ ॥ નર, વર્સ કાળજ્ઞ વદીત ॥૭૬॥ દ્વાદશ હજાર દીવ્ય, વર્સ ॥ ચતુર યુગનું નીરમાણ ॥ લક્ષ ત્રેતાળીશ વીશ સહસ્ત્ર ॥ ચતુર્યુગ નર, વર્સ પ્રમાણ ॥૭૭ વલણ ॥ પ્રમાણ એ કાળ જ્ઞાતા કહે ॥ સુણો નારાયણ નર રાયરે ॥ ગુલાબમા માનસીંહ કહે ॥ પુર્ણ થયો નૌવા-ણુમો અધ્યાયરે ॥૭૮॥ ઇતીશ્રી ॥ શ્રીકૃષ્ણજન્મખંડે ॥ ના ॥ રાધા ઉધ્ધવ સંવાદે કાળની રૂપણ નામ ૯૯ અધ્યાય સંપુર્ણ.

## અધ્યાય ૧૦૦ મો.

કડવું ૧ લુ ॥ રાગ વેરાડીની ચોપાઇ ॥ નારાયણ ઉવાચ ॥ જતા ઉધ્ધવને જોઇ કરી ॥ રાધા ઉઠ્યાં સમરી શ્રી હરી ॥ દઈ સુભાશીસ મુક્યો કર ॥ ઉધ્ધવના મસ્તક ઉપર ॥૧॥ ચંદન પુષ્પે પુજા તે કરી ॥ મંગળ વસ્તુ દર્શાવે ફરી ॥ અતી પ્રસન્ન થઇને મન ॥ મહા લક્ષ્મી બોલ્યાંછે વચન ॥૨॥ ઉધ્ધવ પ્રત્યે મંગળ ધારી ॥ હીત સત્ય મ-ધુ સુભકારી॥રાધીકા ઉવાચ॥ તને થાઓ સુભ માર્ગપર ॥હોશે કલ્યાણ તે નીરંતર ॥૩॥

તને જ્ઞાન હરી થકી થાયે ।। કૃષ્ણને પ્રીય હોજો સદાયે ।। કૃષ્ણ દાસ્યતાને કૃષ્ણ ભક્તી ।। થશે કૃષ્ણ વીશે તવા સકતી ।।૪।। સર્વ મુકતી થકી વત્સ જાણ ।। હરી ભકતી શ્રેષ્ટ નીરવાણ ।। દેવત્વ ઇદ્રત્વ થકી જેહ ।। શ્રેષ્ટ બ્રહ્મત્વ થકી છે એહ ।। ૫ ।। અમૃત સીદ્ધી લાભથી જાણ ।। હરી ભકિત દુર્લભ નીર્વાણ।। તપ કર્તાં બહુ જન્મ જાયે ।। ભર્ત ખંડે દ્વીજ જન્મ થાયે ।।૬।। હરી ભકિત પામે જો તે જન ।। તેનું દુર્લભ જન્મ પાવન ।। તેનું જીવન સફળ જાણ ।। કર્મ ક્ષય કરે નીરવાણ ।।૭।। સ્વ માતા પીતાને સ્નેનીસ્તારે ।। મોસાળ પક્ષ બંધુને તારે ।। પત્ની ગુરૂના કર્મની વારે ।। સીષ્ય સેવકને તે ઉધારે ।।૮।।તેના કર્મ સોલે બહુ મહી ।। કૃષ્ણ વીશે સમર્પે તે સહી ।। તેથી ઉધવ ભજ શ્રી કૃષ્ણ।। કરી પ્રયત્ન થઇ વીત્રષ્ણ ।।૯।। નહી તુલ્ય આવે વ્રતદાન ।। સર્વ શ્રીકૃષ્ણ ભકતી સમાન ।। તેથી મે વર આપ્યોછે જાણ ।। કૃષ્ણ ભકતી થશે નીરવાણ ।।૧૦।। નીર્ગુણ નીરીહ પરાત્પર ।। પ્રકૃતિપર નીત્ય ઇશ્વર ।। પરમાત્મા તે સત્ય સ્વરૂપ ।। પરીપુર્ણ પરબ્રહ્મ રૂપ ।।૧૧।। ભકતાનું ગ્રહ વીગ્રહ ધાર ।। કર્મીને કર્મ ફળ દાતાર ।। સુદ્ધ પર નીર્લીપ્ત સ્વરૂપ ।। કારણના કારણ જોતી રૂપ ।।૧૨।। એવા કૃષ્ણ પ્રભુનો તું દાશ ।। થશે ભકિત પામી સુખરાશ ।। ઉધવ સર્વ સાંભળી કરી ।। વીસ્મય થૈ સમરે શ્રીહરી ।।૧૩।। જ્ઞાન પ્રાપ્ત પુર્ણ શાંતી ધરી દંડવત પ્રણમી ઇશ્વિરી ।। ભકિતથી પુલ કાંચીત તન ।। અશ્રુ પુર્ણ થયાંછે લોચન ।।૧૪।।રાધા વીયોગનું દુઃખ મન ।। મુની પ્રેમે કરેછે રૂદન ।। દેખી ઉધવ મુર્છાં પતંન ।। રાધા ઉઠાડી કરે ચેતંન ।।૧૫।। મુખાં બુજ વીશે જળ ધરી ।। વત્સજીવ મારા શીશે કરી ।। વલણ ।। આશીશે કરી થાતું ચેતન ।। સુણી ઉધવ ઉઠયો નારદરે ।। સોક તજી રાધા ગોપી પ્રત્યે ।। બોલ્યા પરમાર્થ વીસારદરે ।।૧૬।। કડવું ૨ જાુ ।। રાગ રામગ્રી ।। ઉધવ ઉવાચ ।। જંબુ દ્વીપ દ્વીપ મદ્યે ધન્યજી ।। ભરતખંડ ધન્ય પાવનજી ।।તેમા માહા ધન્ય વૃંદાવનજી ।।રાધા પાદાબ્જ રજ ધારણજી।। ૧૭।। ઢાળ ।। રજ ધરે સુર ઇચ્છીત જે ।। ધન્ય ધરાત્રી લોકે પુજીત ।। તીર્થ પાવન પાદ રજથી ।। વદે વેદને સંત મુદીત ।।૧૮।। બ્રહ્મા રાધાકૃષ્ણના દર્શને ।। ગયા મહા મનોરથ મંન ।। પરમ પ્રેમથી ગોલોકમાં ।। ન થયુ રાધાકૃષ્ણ દર્શન ।।૧૯।। તેથી છ સહસ્ર વર્ષ દેવના ।। પુર્વે પુસ્કર તીર્થે પ્રમાણ ।। વીશ્વ પીતા બ્રહ્મા તપ તપ્યા ।। ભકતી વેદોકત પુર્વક જાણ ।।૨૦।।સાંભળી ત્યાં આકાશ વાણી ।। કે વૃંદાવને થશે દર્શન્ન ।। રાસ્રોત્સવ મહા રમ્ય તેમાં ।। રાધા કૃષ્ણ થશે તવ પ્રસન્ન ।।૨૧।। તે સાંભળી બ્રહ્મા તપ થકી ।। વીરામ પામી ગયા સ્વસ્થાન ।। હરી દર્શન થકી પુરણ ।। થયો મનોરથ હરી ધ્યાન ।।૨૨।। ગોપ ગોપીનું જન્મ સફળ ।। બ્રહ્માદી દુર્લભ ચર્ણ ધ્યાન ।। નીત્ય દર્શનને સદા સેવે ।।સર્વેશ્વર કૃષ્ણ ભગવાન ।।૨૩।।જેની પૂજા કરે પ્રભુ પોતે ।।ગો લોકે પારીજાત

સુમન ॥ સત શ્રૃંગેને રાસ મંડળે ॥ સ્વય શ્રીકૃષ્ણ મધુ સુદન ॥૨૪॥અર્પે દુર્વાક્ષત પાદાર્વીંદે ॥ ને સેવે અસંખ્ય ગોપી કાયે ॥ ૭ સહસ્ર સખી સહેશ્વરી ॥ રૌધીકા ભગવત પ્રીયાયે ॥૨૫॥ હસે નીંદે દ્વેશ કરે પાપી ॥ કૃષ્ણ પ્રાણાથીક રાધીકાયે ॥ બ્રહ્મ હત્યા સત પામે જન ॥ તે અસંસય નર્કે જાયે ॥૨૬॥ વેદ કાણ્વ સાખા વીશે એમ ॥ કહ્યું કમળોદ્દભવે નીર્માણ ॥ ઉધ્ધવ કહીને જવા ઇચ્છે ॥ તે પ્રત્યે બોલ્યાં રાધીકા વાણ ॥૨૭॥ રાધીકા ઉવાચ ॥　વત્સ જા મધુપુરી વીશે તુ ॥સર્વ કહે માધવને વાત ॥જેવું જુઓ તે ગોવીંદ પ્રત્યે ॥ પ્રયત્ન કરીને કેહેજો તાત ॥૨૮॥ નીસ્ફળ જન્મ જાયછે મીથ્યા ॥ દુષ્ટ આ સાતેછે માહા દુઃખ ॥ આ સાતે પરમ દુખ કહે ॥ કહે નીરાશ પરમં સુખ॥૨૯॥ શ્રી નારાયણ ઉવાચ ॥　પ્રછે ચીંતવે ગોવીંદને તો॥થઇ જીવન મુકત મુનીશ ॥ એમ કહીને રોઈ રાધીકા ॥ વારંવાર સ્મરે જગદીશ ॥૩૦॥ રોતી રાધાને પ્રણમી ગયા ॥ યશોદા જીવન વીસારદ ॥ ઉધ્ધવ જવેથી, રાધીકા ત્યાં ॥પામીછે મુર્છા રૂષી નારદ ॥૩૧॥ થૈ અચેતન ધ્યાન તત્પર ॥કર્યું પંક પંકજે ચૈયંન ॥વીરહા નળે માહા પીડીત ॥રાધા અંગ જાણે હુતા સંન ॥૩૨॥ ફરી ચેતન થઇ ચંદન॥ સૈયા કરાવી તાહા સ્થાપીત ॥ માહા વીરહજ્વરે દુખીતા॥સહજે મુસ્કતા તે પ્રાપીતા॥૩૩॥ રાધીકા ઉવાચ॥ નીમીષ યુગ સતે સમાના॥જે કેહે ઉધવ નંદનંદના॥શીઘ્રે લાવ શ્રીહરીને આંહાં॥ત્યારે હોય તે મારૂં જીવન ॥૩૪॥

　નારાયણ ઉવાચ ॥　　એમ કહી થૈ તે અચેતન ॥ સર્વ ગોપીકા કરે રૂદન॥ રાધાને વૃક્ષસ્થળે લઇને ॥ બોધ કરીને કરે ચેતન ॥૩૫॥　　વલણ ॥　　ચેતન કરે સખી સરવે ॥ સુણો નારાયણ નરરાયરે॥ ગુલાબ કુંવર માનસિંહ કહે ॥ થયો સતપરીમીતો અધ્યાયરે ॥૩૬॥

## અધ્યાય ૧૦૧

　કડવું ૧ લું ॥　રાગ મારૂની ચોપાઈ ॥　　શ્રીનારાયણ ઉવાચ ॥　　ઉધ્ધવ કૃષ્ણનું ધ્યાન ધરી ॥ ચાલ્યા યશોદાને પ્રણમી કરી ॥ વામે મુકયુ ખજુર કાનન ॥ ગયા યમુના ત્રટે હરી જન ॥૧॥ ઉધવ ભુકત કરી ત્યાં સ્નાન ॥ ચાલ્યા મથુરાં હરીનુ ધ્યાન ॥ વટ મુળે સ્થીત દીઠા હરી ॥ બોલ્યા ઉધવને દેખી કરી ॥૨॥　　શ્રી ભગવાન ઉવાચ ॥　　આવ ઉધવ સુભ તું ભ્રાત ॥ રાધા જીવે કે કરતી વાત ॥ જીવે ગોપી વીરહ વીહ્વળ ॥ ગોપ શીષુને ધેનુ સકળ ॥૩॥ પુત્ર વીરહી યશોદા માત ॥ કેમ રહે છે ઉધ્ધવ ભ્રાત ॥ બોલ્યાંસું તમને જોઇ કરી ॥ તમે શું કહ્યુ તેણે શું કરી ॥૪॥ દીઠું યમુના તીર પાવન ॥ માહા પુન્યવંત વૃંદાવન ॥ નીર્જન ઉપવન સુંદર ॥ ને જોયાં કે ક્રીડા સરોવર ॥૫॥ તને જોઈ રાધા રાસેશ્વરી ॥ તમ પ્રત્યે સુ વાકય ઉચરી ॥ સર્વ કહો બંધુ ભકત જન ॥ આકુળ વ્યાકુળ માહારૂં મન ॥૬॥ સર્વ ગોપીકા ગોપના તન ॥ વૃધ

યુવા સુંવદે વચન ।। નંદ પીતાને રોહીણી સતી ।। સું બોલ્યાં તે કહો શુભ મતી ।।૭।।
ગોપગોપી સીયુ સખાં ભ્રાતા ।। પ્રેમ અંધ રાધા સુખ દાતા।। મને સમરે કે મારી માતા।।
રોહીણી સમર કહો તાત ।।૮।। સમરે રાધા વીરહાકુળે ।। સર્વ ગોકુળ હે.શે વ્યાકુળ ।।
ભાંડીર વટ મુળે ક્રીડીત ।। તે સખા સું કરેછે પીડીત ।।૯।। વીપ્ર પત્નીનું ભુકત જ્યાં
અન્ન ।। તેં જોયું કે તે સ્થાન પાવન્ન ।। વળી જોયું સ્થળ ઇંદ્ર યાગ ।। જોયો ગોવર્ધન
માહા ભાગ ।।૧૦।। હર્યાં બ્રહ્માએ ગોંપને વચ્છ ।। જોયુ ઉત્તમ સ્થાન તે સ્વચ્છ।। શુણી
કૃષ્ણ વાક્ય હરી જન ।। હરી પ્રત્યે બોલ્યા તે વચન ।।૧૧।। ઉધ્ધવ ઉવાચ ।।
પ્રભુ કહ્યાં તમો જે જે સ્થળ ।। તે જોઇ કર્યું જન્મ સફળ ।। જોયો ભરતખંડનો સાર ।।
પાવન વૃંદાવન વીસ્તાર ।।૧૨।। તેનો સાર વ્રજ મહીતળ ।। પરમ .રમ્ય રાસ મંડળ ।।
ગોપી ગોલોક વાસી ઉતરી ।। તેમા સાર રાધા રાસેશ્વરી।।૧૩।। દીઠી રાધા મેં કંદળીવંના।।
મધ્ય રમણ સ્થળ નીર્જના।। પંક વીશે કંજદળાન્વીત ।। સજળ નેત્ર ચંદન ચર્ચીતા।।૧૪।।
કર્યું સયન ખેદ નીર્વાણ ।। રત્નાભુષણ વર્જીત જાણ ।। અતી મલીન વીહ્વળ ચીત।।
સ્વેતવસ્ત્ર પહેરે રૂદીત ।।૧૫।। સ્વેત ચાંમરે સખી સેવીત ।। ક્રસોદરી નીરાહાર નીત ।।
વીરહે જ્વર પીડાએ કરી ।। કોમળાંગી જીવે કેમ હરી।।૧૬।। અંતતવ પદાંબુજ ધ્યાના।।
રાધાં પવીત્ર ને યશવાન ।। મૃત્યુ વસ થૈંતે ભગવાન ।। નારીહત્યા નજાણે અજ્ઞાન.।।૧૭।।
જાવો સીધે પ્રભુ કૃપાવાન ।। કંદળી વને શ્રી ભગવાન ।। અવલોકીકછે રાધા દેવી ।। સદા
તવ ચર્ણે રહી સેવી ।।૧૮।। અતીભકિત નો ત્યાગો દયાળ।। રાધા રક્ષો પ્રભુજી કૃપાળ ।।
રાધાપર નહીં ભકત જન ।। ભૂત ભવીષ્યે શ્રી ભગવન ।।૧૯।। માર સંકટથી ભય પામી
જે પ્રભુ સરણે છેરક્ષો સ્વામી ।। તમો જેવા પ્રાપ્ત જેને પતી ।। કામ દગ્ધ તે રાધીકા સ-
જીત ।૦।। તેને ચંદ્ર કરે પરીતાપ ।। ત્રીધા વાયુ પીડે દાસી આપ ।। તપ્ત કાંચન વરણા
સ્વયં માહ્યો કજ્જળ ઉપમા દેહ ।।૨૧।। કાંચન કેસી રાધા ખેદીત.।। સુ વસન વેસ વીવ-
પોતે ગણેસ ભકત વીશ્વ શ્રષ્ટા જાણ ।। શુર મધ્યે મુખી તે પ્રમાણ ।।૨૨।। તવ ભકત
કહ્યું આણું હું હો યોગીંદ્રના ગુરૂ વીશ્વ સેવ ।। તવ ભકત સનકાદી સેષ ।। જ્ઞાનીના ગુરૂ
કરે સભળદાસની વો ભકત મુનીંદ્ર બહુ આસકત ।। રાધા સદ્રસકો નહીં ભકત ।। રાધાને
શ્રી ભગવાન ઉવાચ ।। એવી મેં આસવાસના કરી ।।૨૪।। સીધે જાવો પ્રભુ નીરવાણ ।।
કદા વદે જો મીથ્યા વચન ।। શુણી ઉધવનારે વચન ।। હસી બોલ્યા તે શ્રી ભગવન ।।૨૫।।
હી ।। નર્ક સંકટ જાવે તે નહીં ... અર્થે ગૌ અર્થે પ્રમાણ ।। પ્રાણ સંકટે વીપ્રાર્થે જાણ ।।
।।૨૭।। શુણી ગયા ઉધવ સ્વસ્થાન ... નીંદે નહીંકોઉ જન ।।૨૬।। ભકત તે ગૌલોક પામે સ-
...ીસ સફળ તારી વાણ।। તેના સ્વપ્ન વિષે જઇ જાણ
...ા ગોકુલમાં ભગવાન ।। સ્વપ્ને રાધા આસવાસ

કરી ॥ દુર્લભ જ્ઞાન આપ્યું શ્રી હરિ ॥૨૮॥ ક્રીડાએ સંતોષી ગોપી જન ॥ બોધ કીધો યસોદાને મન ॥ સ્તન પાન ઉછંગે સયન ॥ જનની સંતોષી ભગવન ॥૨૯॥ વલણ ॥ ભગવાન ગોપ સર્વને ત્યાં ॥ બોધ કરી મધુપુર જાયરે ॥ ગુલાબભા માનસીંગ કહે ॥ થયો સતોપરી પ્રથમોધ્યાયરે ॥૩૦॥ ઇતિશ્રી૦ ॥ બ્રહ્મ૦ ॥ માહા૦ ॥ શ્રી કૃષ્ણ૦ ॥

## અધ્યાય ૧૦૨ મો

કડવું ૧ લું ॥ રાગ ધન્યાશ્રી ॥ શ્રી નારાયણ ઉપાચ ॥ એટલામાં ગર્ગાચાર્ય પોતે ॥ આવ્યા વસુદેવને આશ્રમ ॥ દંડી છત્રીને જટીલ્ન દીપે ॥ પરમ બ્રહ્મ તેજનું ધામ ॥૧॥ ઉજ્વલ અજ્ઞોપવીત ધારી ॥ તપસ્વી સદા છે સમચીત ॥ સુકલ દંતને સુકલ વસન ॥ યદુ કુળના તે પુરો હિત ॥૨॥ તેને દેખીને ઉઠ્યાં દેવકી ॥ કર્યો પ્રણામ હર્ષીત મન ॥ વસુદેવ ભક્તિએ કરીનેના પ્રેમે આપ્યું રત્ન સિંહાસન ॥૩॥ મધુ પર્ક ને પૂષ્પ ચંદન ॥ પરમ પ્રેમે કર્યું પૂજન ॥ નાના વિધના અન્ન મધુર ॥ કરાવ્યું ભક્તિ કરી ભોજન ॥ બળદેવ સહ શ્રી કૃષ્ણ તેણે ॥ જોઇ મનમાં કર્યા પ્રણામ ॥ વસુદેવને દેવકી મત્યે ॥ બોલ્યા મિષ્ટ વાક્ય સુખ ધામ ॥૫॥ શ્રી ગર્ગ ઉવાચ ॥ વસુદેવ, મહા ભાગ સુણો ॥ ગુરૂ ભક્ત છો નીર્મળ મન ॥ બળદેવ શ્રી કૃષ્ણને જુઓ ॥ ઉપવીત યોગ્ય થયા તંન ॥૬॥ વસુદેવ ઉવાછ ॥ શુભ ક્ષણે કરો ગુરૂ પ્રેમે ॥ તમ થકી અન્યકો વિદ્વાન ॥ ઉપવીત મુહુર્ત સુદ્ધ સીધ્રે ॥ આપો સર્વજન સુખ દાન ॥૭॥ ગર્ગ ઉવાચ ॥ આમંત્રણ કરો સ્વજનને ॥ મોકલો પત્રી લખી પ્રમાણ ॥ સામગ્રી પ્રયત્ન કરી કરો ॥ શુભ ચંદ્રાદીયોગછે જાણ ॥૮॥ ગર્ગના વચન સાંભળીને ॥ મોકલી પત્રી સર્વ ઉપર ॥ ધ્રૃત દુધ દધી મધુ ગુડના ॥ પાત્ર મંગાવ્યાં બહુ સુંદર ॥૯॥ નાના વિધ મણી રત્ન હેમ ॥ નાના લંકાર વસ્ત્ર અપાર ॥ મુક્તા માણીકય પ્રવાળ હીરા ॥ સામગ્રી નાના વિધ વિસ્તાર ॥૧૦॥ કૃષ્ણે દેવ મુનીંદ્ર સીધને ॥ સમર્યા મનમા ભક્ત વત્સળ ॥ આવ્યા શુભ દીન પ્રાપ્ત સર્વે ॥ મુની બાંધવ નૃપ સકળ ॥૧૧॥ દેવ કન્યા નાગ કન્યા વળી ॥ રાજ કન્યાએ અબળા જન ॥ વિદ્યા ધર ગંધર્વ અપ્સરા ॥ આવ્યાં સર્વ હર્ષ માહામન ॥૧૨॥ બ્રાહ્મણ બંદીને બ્રહ્મચારી ॥ સન્યાસી અવધુત યોગીન ॥ બંધુ વર્ગ મોસાળ પક્ષના ॥ મળ્યાં સર્વે શુભ કર્મ દીન ॥૧૩॥ ભીસ્મ, દ્રોણ, કૃપ' અસ્વત્થામા ॥ કર્ણ, સપુત્ર, ધૃતરાષ્ટ્ર, ॥ કુંતી સપુત્ર, વિધવા પોતે ॥ હર્ષ શોક યુક્ત મનપર ॥૧૪॥ બહુ રાજાને રૂષી સમુહ ॥ અત્રી, ભારદ્વાજ, ને ચ્યવંન, ॥ વસીષ્ટને, યાજ્ઞવલ્ક જ્ઞાની, ॥ પુલસ્ત, પરાસર પાવંન ॥૧૫॥ અગસ્ત સૌભરી, પંચશીખા ॥ દુર્વાસા, અંગીરા, તપવાન ॥ સનક, સનંદ, સનાતન ॥ સનત કુમાર, ભગવાન ॥૧૬॥ વ્યાસને, વ્યાસ પુત્ર સુકજી ॥ કૌસીક, રામ, શ્રંગી, ગૈતમ ॥ સુક્રાચાર્ય, ક્રતુ, બ્રહસ્પતી ॥ ગુણાર્ણવ, વામદેવોત્તમ ॥૧૭॥ વા-

ઋમીક, અષ્ટાવક્ર, વામન ॥ પૈલ, પ્રચેતા, વૈસમપાય ॥ મરીચી, કશ્યપ, પ્રજાપતી ॥ દેવ માતા મહાસુખ દાય ॥૧૮॥ અદીતી, ને દીતી, દૈત્ય માતા ॥ સુભાનુ કાત્યાયન, શુમંત ॥ પાણીની, કણ્વ, રૂશી પુંગવ ॥ માર્કંડેય, લોમસ, મહંત ॥૧૯॥ નરને હુંઓ સાથે નારદ.॥ વિશ્વામિત્ર મહા તપ ધ્યાની ॥ કપીલ, પરાસર જાવાલી ॥ કૃષ્ણ ગુરૂસાં દીપન જ્ઞાની ॥૨૦॥ ઉપમન્યુ, ગૌરમુખ, વળી ॥ મૈત્રેય, તૈતીલ, સતાનંદ ॥ સુતશ્રવા, કરખ, જૈમીની ॥ આવ્યા શશીસ્ય મુની આનંદ ॥૨૧॥ સર્વ વસુદેવને આશ્રમ ॥ આવતા દેખીને વસુદેવ ॥ દંડવત ધરણી ઢળીને ॥ પ્રણમ્યા પ્રેમે સર્વ ભુદેવ ॥૨૨॥ એટલે બ્રહ્મા, હંસ વાહન ॥ પાર્વતી સેહ આવ્યા સંકર ॥ નંદી, શુભદ્ર, ને વીર ભદ્ર ॥ સ્વામી કાર્તીક, ને ગણેશ્વર ॥૨૩॥ સુરેંદ્ર, ધર્મ ને ચંદ્ર, આવ્યા ॥ કુબેર, વરૂણ, વન્હી, સાથ ॥ સર્વ ગ્રહ, ને નલ, કુબેર ॥ મનુ, યમ, સયમની નાથ ॥૨૪॥ આદીત્ય, વસુને, રૂદ્રગણ ॥ શેષ, નાના દેવ સમન્વીત ॥ વસુદેવ ભક્તિએ કરીને ॥ સીરભુધરી સર્વ વન્દીત ॥૨૫॥ સ્તવે દેવેંદ્ર શુર સર્વને ॥ પ્રસંનાર્થ ભક્તિ તતપર ॥ પુલકાંચીત વિગ્રહ વસુ ॥ બોલ્યા ભક્તિ નમ્રાત્મક કંધર ॥૨૬॥ વસુદેવ ઉવાચ ॥ પરબ્રહ્મ પોતે પરં ધામ ॥ પરમાનંદ પરાતપર ॥ આવ્યા વિધી મમ ગ્રહ વિષે ॥ જગપાળક પરમેશ્વર ॥૨૭॥ સુર મુનીંદ્ર સીદ્ધના ગુરૂ ॥ ને વેદ જનક સનાતન ॥ સૃષ્ટી હે તું સર્વાંતરયામી ॥ દુર્લભ સ્વપ્ને પાદ્દર્શન ॥૨૮॥ સીવ સ્મરણ માત્રે કરીને ॥ સર્વ અનીષ્ટ નાશીતવાન ॥ નર પરમ કલ્યાણ પામે ॥ સીવ પૂજા શુભ સુખદાન ॥૨૯॥ અગ્ર પુજન ગણનાયેક ॥ વિઘ્ન નાશક મંગલકારી ॥ દેવ પુંજીત કાર્તીકસ્વામી ॥ ભગવાન પરમ ઉદારી॥૩૦॥ મારે ગ્રહ આવ્યાં માહાલક્ષ્મી ॥ પરાત્પર જગદાદી રૂપ ॥ સર્વાદી રૂપ પાર્વતી માતા ॥ ઇશ્વરી સર્વ શક્તિ સ્વરૂપ ॥૩૧॥ જેના આરાધને કરી સર્વ ॥ મનવાંછીત પામે છે નર ॥ મા દેવ સહીત સગણ ॥ કૃપા કરી દેવી કૃપા કર ॥૩૨॥ ધન્ય ધન્ય હું થયો પાવન ॥ થયું જીવન જન્મ સફળ મારા ગ્રહ પ્રત્યે આજ આવ્યાં ॥ દુર્ગા અમર ગણ સકળ ॥૩૩॥ ક્રમે ક્રમે એમ સ્તુતી કરીના સર્વ મુનીંદ્ર વિપ્ર પૂજીત ॥ રત્નસીંહાસને શ્રેષ્ઠ રાજે ॥ ભક્તિએ પુજે ગર્ગ મુદીત ॥૩૪॥ રત્ન પ્રવાળ માણીક્ય મુક્તા ॥ મણી હીરા ભુષણ વસન ॥ રત્નસીંહાસન મધ્ય દેસે ॥ શુમન નાના વિધ ચંદન ॥૩૫॥ પ્રથમ ગણપતિ પુજન ॥ કરે સુકર્માર્થ શુભ કાજ ॥ અભિશેક સપ્ત તીર્થોદક ॥ હેમ કળશ ગ્રહી સુસાજ ॥૩૬॥ સ્વર્ગ ગંગાજળ, પુષ્કરોદક ॥ પંચામ્રતાદી પુષ્પચંદન ॥ પંચ ગવ્ય ગ્રહી ભક્તિ થકી ॥ કરે પૂજા હેરંબ સ્થાપન ॥૩૭॥ પારીજાત સુમન નારદ ॥ રત્ન ભુષણ દીવ્ય વસન ॥ પાર્વતી પુત્ર વિઘ્ન વિનાશી ॥ સર્વ દેવાધી દેવના તન ॥૩૮॥ વલણ ॥ સનાતન ગણાધીપ પૂજા ॥ શુભ આદી નારાયણરાયરે ॥ ગુલાબબા માનસીંગ કહે ॥ થયો સતો પરી દીતીયો અ-

ધ્યાયરે ॥૩૯॥ ઇતિ ॥૦ માહા ॥૦ શ્રીકૃષ્ણ ॥૦ નારાયણ નારદ સંવાદે ॥.

# અધ્યાય ૧૦૩ મો

કડવુ ૧ લું ॥ રાગ કેદારાની ચોપાઇ ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ દીતી. અદીતી, દેવકી, રતી ॥ સાવીત્રી, રોહીણી, સરસ્વતી ॥ લોપામુદ્રા, ને યશોદા સતી ॥ અહલ્યા, તારાને અરૂન્ધતી ॥૧॥ દેખી પાર્વતી ભાષણ કરી ॥ મળ્યાં અન્યોઅન્ય પ્રેમ ધરી ॥ પેઠાં રત્ન મંદીર શોભીત ॥ પ્રણમી થયાં સીંહાસને સ્થીત ॥૨॥ રત્નભુષણ દીવ્ય વસન ॥ પારીજાતના શુભ શુમન ॥ અર્પે પાદપદ્મે સુખ દાતા ॥ ભકતી પુર્વક દેવકી માતા ॥૩॥ ભાલચંદન બીંદુ સીંદુર ॥ કુંકુંમ બીંદુ કસ્તુરી પુર ॥ ભોજન્ કરાવે મીષ્ટ મુદીત ॥ સકર્પુર તાંબુળ વાસીત ॥૪॥ પાદપદ્મ કુંકુંમ અર્ચીત ॥ શ્વેત ચામરે પ્રેમે સેવીત ॥ પ્રથમે પુંજી પાર્વતી દેવી ॥ ક્રમે ક્રમે મુની પત્ની સેવી ॥૫॥ વીધીવત પૂજે મહામતી ॥ પુંજી પતી પુત્રવતી સતી ॥ રાજદેવ નાગ મુની કન્યા ॥ બંધુ કન્યા પુંજી સર્વ ધન્યા ॥૬॥ નાનાવીધ વાજીત્ર વાજીત ॥ બ્રહ્મભોજ્ય મંગળ સાજીત ॥ કર્યું ભૈરવનું પૂજન ॥ ગ્રામ દેવનું કર્યું યજન ॥૭॥ સ્વસ્તી વાચક સુધ મંગળ ॥ વેદ વાદીત વીપ્ર સકળ ॥ ગંગાજળે શ્રી કૃષ્ણ સામળ ॥ સ્નાન કરાવે પુત્ર વત્સળ ॥૮॥ ગંધમાળ દીવ્ય વસ્ત્ર જાણ ॥ રત્નસાર ભુષણ નીર્માણ ॥ કૃષ્ણ બળને શ્રેજે સારદ ॥ સભા મધ્યે આવ્યા ત્યાં નારદ ॥૯॥ દેખી ઉઠયા તે વીશ્વનાનાથ ॥ વીધી શંભુ સેષ ધર્મ સાથ ॥ સર્વ દેવ મુનીને ભાસ્કર ॥ સ્વામી કાર્તીકને ગણેશ્વર ॥૧૦॥ ભીજા બીજા સર્વ ક્રમે કરી ॥ સ્તુતી કરે મોદ મન ભરી ॥ પ્રથમે બ્રહ્માને મહેશ્વર ॥ પ્રસન્નાર્થ તે પરમેશ્વર ॥૧૧॥ બ્રહ્મા ઉવાચ ॥ નાથ અનીર્વાચ્ય સુખકારી ॥ ભકતાનુગ્રહ વીગ્રહ ધારી ॥ વેદ અનીર્વાચ્ય નીરવાણ ॥ સ્તુતી કરી શકે કોણ જાણ ॥૧૨॥ માહાદેવ ઉવાચ ॥ દેહીના દેહ વીષે છો સ્થીત ॥ સદા નીર્લીપ્ત વેદ વદીત ॥ કર્મીના કર્મની સીદ્ધી જાણ ॥સાક્ષીના સાક્ષી પ્રભુ પ્રમાણ ॥૧૩॥ રૂપ સુન્યને સુન્ય છે ગુણ ॥ સ્તુતી કેમ કરે નીરગુણ ॥ પ્રકૃતીપર ઇસશ્વરૂપ ॥ પરમાત્મા અવ્યય અરૂપા ॥૧૪॥ અનંત ઉવાચ ॥ તમને કેમ જાણું ઇશ્વર ॥ નાથ અનંત છો અનીશ્વર ॥ મહ દ્વીષ્નુ લોમ કુપ માંહી ॥ ચીત્ર અસંખ્ય વીશ્વ છે તાંહી ॥૧૫॥ બ્રહ્મા વીષ્નુ શીવ તવ અંશ ॥ પ્રતીબીંબ વીશ્વ અવતંસ ॥ બ્રહ્માંડ વીશે એક ઉદીત ॥ સુક્ષ્મ નાગ સ્વરૂપ હું સ્થીત ॥૧૬॥ તમોએ કુર્મ વીશે સ્થાપીત ॥ ગજેંદ્ર વીશે મસક જે રીત ॥ પરમાણુ પર કોઉ નહિ ॥ વીશ્વ વીશે તે સુક્ષ્મતા સહી ॥૧૭॥ મહદ વિષ્નુ પર સ્થુળ જાણ ॥ સમ કો નહી કહું નીર્વાણ ॥ મહદ વિષ્નુપર તમો સહી ॥ તમો પર બીજો કોઈ નહી ॥૧૮॥ સ્થુળ થકી સ્થુળ તમો સ્વામી ॥ સુક્ષ્મ થકી સુક્ષ્મ બહુ નામી ॥ મહદ વીષ્નુનો તમો આધાર ॥જળ રૂપ પોતે વીશ્વાધાર.॥૧૯॥

જળનો ભાગ લોક આધાર ॥ તેનો આધાર કચ્છપાકાર ॥ સર્વાધાર મહદ્વાયુ કહે ॥ સ્વાશ નીસ્વાસ રૂપ તે રહે ॥૨૦॥દેવ ભકત અનુગ્રહકારી ॥ અનંતકોટી બ્રહ્માંડ ધારી ॥ બહુ સુખ આપ્યાં સ્તુતીપર ॥ કહે જ્ઞાન આપોની ઈશ્વર ॥૨૧॥ 'દેવા ઉવાચ ॥ અનંત શકે ન સ્તુતી કરી ॥ વીધાતા સ્તવી શકે ન હરી ॥ નહી શકે શીવ માહામતી ॥ સ્તવને જડી ભુતા સરસ્વતી ॥૨૨॥કેમ કરીને શ્રીભગવન ॥ હમો કરી શકીએ સ્તવન ॥ વેદ શકે ન ચીંત્વન કરી ॥ અવ્યકતા દ્રસ્ય છો પોતે હરી ॥૨૩॥ મુનીદ્રો ઉવાચ ॥ વેદ વીદ પ્રભો અમો સહી ॥ સ્તવન કરી શકીએ નહી ॥ જડી ભુત હમો મુની જન ॥ સ્તવી કો ન શકે ભગવન ॥૨૪॥ દેવ મુની કૃત સ્તોત્ર એહ ॥ પૂજા કાળ ભણે જન જેહ ॥ આંહાં સુખ ભોગવી જ્ઞાની થાયે ॥ અંતે ગૌલોક પ્રત્યે તે જાય ॥૨૫॥ વ-લણ ॥ જાય ગૌલોક પ્રત્યે તે પ્રાણી ॥ સ્તોત્ર મહીમા નારાયણરાયરે ॥ ગુલાબબા માનસીંગ કહે ॥ થયો શતોપરીત્રતીયો અધ્યાયરે ॥૨૬॥ ઇતીશ્રી ॥ માંહા ॥ શ્રીકૃષ્ણા ના ॥ ૧૦૩ મો અધ્યાય સંપુર્ણ ॥

## અધ્યાય ૧૦૪ મો.

કડવું ૧ લું ॥ રાગ આશાવરી ॥ શ્રીનારાયણ ઉવાચ ॥ દેવ મુની બહુ સ્તુતી કરી ॥ નહી વીરામ પામે છે મન ॥ ફરે છે આંગણે કૃષ્ણ પોતે ॥ સુશોભીત છે પીત વશન ॥૧॥ જેમ દામીની યુકત નવીન ॥ જળદ શોભે મુનીનારદ ॥ ગળે સ્વેત માહા વીરાજીત ॥ સુ માલતી માળ વીસારદ ॥૨॥ કપાળે મંડળાકાર શોભે ॥ કસ્તુરી યુકત સુભ ચંદન ॥ રત્ન મય કીરીટ વીરાજે ॥ મસ્તકે ભાનું મનમોહન ॥૩॥ દ્વીભુજઘન શ્યામ પ્રભુજી ॥ રાધાકાન્ત શાન્ત મનોહર ॥ સુંદર પ્રશનાનન શોભે ॥ ભકતાનુંગ્રહ વીગ્રહ ધર ॥૪॥ રત્નકેયુર રત્નાવળય ॥ રત્ન મંજીર રમ્ય ભુષીત ॥ રાજીત પીતુ ઉછં-ગપર ॥ શ્રીકૃષ્ણ બળદેવ સહીતાાપા મંગળકાળને શુભ લગ્ના જોઇ શુભ ગ્રહ તારાધીપા॥ વસુદેવને આજ્ઞા કરે છે ॥ કરો આરંભ સભા સમીપ ॥૬॥ શુભ કર્મ શુભ યોગ વીધે ॥ સ્વસ્તીવાચન પુર્વક ધરી ॥ વસુદેવ તે કરવા લાગ્યા ॥ શુર વીપ્રની આજ્ઞાએ કરી ॥૭॥ વીપ્ર બંદીને દાન આપે ॥ દેવ મુનીને નમે આદર ॥ પુરોહીત ગણેશને ભાનુ ॥ વ્હની શીવ શીવા સુખાકર ॥૮॥ ખટદેવ એ ભકતીએ પૂજે ॥ સાક્ષાત દેવ સભાની માહે ॥દીવ્ય ષોડસોપચાર કરી ॥ નમ્ર થઈભકતી પુર્વક ત્યાંહે ॥૯॥ સંપુજ્ય નાનાવીધ દેવને ॥ દીઘ-પાળને નવગ્રહ જાણ ॥ વસુ નમી ફરી પ્રદ્દી.શ્રાધ ॥ યજ્ઞ કૃત વેદ નીરમાણ ॥૧૦॥ યજ્ઞ સુત્ર માહા હર્ષે આપ્યાં ॥ બળદેવ શ્રીકૃષ્ણને ત્યાંહે ॥ ગાયત્રી સાંદીપન મુનીએ ॥ આપી માહા પ્રેમ મનમાંહે ॥૧૧॥ પરમ આદર પાર્વતીએ ॥ ભીક્ષા આપી રત્ન પાત્ર ભરી ॥ મુકતા માણીકને હીરા હાર ॥ માહા હર્ષે સુભાસીષ કરી ॥૧૨॥ અદીતી, દીતી, ને મુની

પત્ની ॥ દેવકી, યશોદા, ને રોહીણી ॥ શાવીત્રી, સરસ્વતી, એ આપી ॥ ભીક્ષા વીવીધ રત્નને મણી ॥૧૩॥ દેવ કન્યા, વળી રાજ કન્યા ॥ નાગ કન્યા, પતીવૃતા તેહ ॥ બાંધવં કામીની, જે ઇંદ્રાણી ॥ સ્વાહા, ને રતી, વારૂણી. જેહ ॥૧૪॥ ભીક્ષા આપી સુ રત્ન ભુષણ ॥ ભીક્ષા ગ્રહી બળ ભગવાન ॥ સ્વભક્તી કીંચીત્ ગર્ગને આપી ॥ કીંચીત ગુરૂને સુખદાને ॥૧૫॥ ગર્ગ ને દક્ષીણા આચાર્યની ॥ કરાવ્યું દેવ બ્રહ્મ ભોજન ॥ સાદરે બળ કૃષ્ણને સર્વે ॥ કરે છે સુભાશીષ વચન ॥૧૬॥ સર્વે સ્વાળય ગયા હર્ષીત ॥ સહભાર્યા નંદ રાજન ॥ હર્ષે કરી બળભદ્રને તે ॥ પુત્રને કરે મુખ ચુંબન ॥૧૭॥ ઊંચે. રૂદન કરે નંદજી ॥ પતીવૃતા યશોદાજી સાથ ॥ આશવાશના શ્રીકૃષ્ણ તેની ॥ કરે યત્ને બોધ જગનાથ ॥૧૮॥ શ્રીકૃષ્ણ ઉવાચ ॥ સૌનંદ માતા સ્વાળય જાઓ ॥ મારા તાત સહ શીઘ્રે જાણ ॥ તમો માતા પોશણ કરતા ॥ પીતાજી પરમાર્થ પ્રમાણ ॥૧૯॥ અવંતી નગર પ્રત્યે હમણા ॥ જશું શબળ સાંભળો તાત ॥ શાંદીપન મુનીને મંદીર ॥ વેદ પઠનાર્થ સુણો માત ॥૨૦॥ તાંહાથી આવસુ ચીરકાળે ॥ ફરી થકી હોશે દર્શન ॥ કાળકૃત સરવે છે માતા ॥ સુખ દુખ હર્ષ સોક પ્રાપન ॥૨૧॥ પરમ તત્વ મે આપ્યુંછે જે ॥ યોગીને પણ દુર્લભ જાણ ॥ સર્વ નંદ સાનંદ તમને ॥ કથન કરશે તે નીરવાણ ॥૨૨॥ એમ કહી જગન્નાથ ગયા ॥ વસુદેવ સમીપ બે વીર ॥ તેની આજ્ઞા લઈ કરી ત્યાંથી ॥ ગયા સાંદીપનને મંદીર ॥૨૩॥ વસુદેવ દેવકી પ્રત્યે ત્યાં ॥ સહ વીનય ભાષણ કરી ॥ સ ભાર્યાનંદ ચાલ્યા ગોકુળ ॥ હૃદે દુખ વીયોગ શ્રીહરી ॥૨૪॥ મુકતામણી હેમ રથોત્તમ ॥ નંદને દેવકી એ અર્પીત ॥ સ્વેતાસ્વ ગજેંદ્ર નંદજીને ॥ આપ્યા, છે વસુદેવ મુદીત ॥૨૫॥ વળાવવા દેવકી આદી સ્ત્રી ॥ વસુદેવ ઉધવ અક્રુર ॥ કાલીંદી નીકટ ગયા સર્વે ॥ રૂદને કરે તે શોકાતુર ॥૨૬॥ પરસ્પર સંભાષણ કરી ॥ સર્વ ગયા નીજ નીજ સ્થાન ॥ કુંતી સપુત્ર સ્વાળય જાય ॥ પ્રાપ્ત રત્નમણી શનમાન ॥૨૭॥ નીજ જ્ઞાતી બાંધવ વર્ગને ॥ યથોચીત કર્યો સતકાર ॥ મણી માણીકય મુકતા ભુષણ ॥ આપ્યાં વસુએ વસન અપાર ॥૨૮॥ વલણ ॥ અપાર વસ્ત્ર ભુષણ આપ્યાં ॥ વસુદેવે નારાયણરાયરે ॥ ગુણાબ્ધમા માનસીંહ કહે ॥ થયો સતોપરી ચતુર્થો અધ્યાયરે ॥૨૯॥ ઇતીશ્રી ॥ માહા ॥ શ્રીકૃષ્ણ ॥ ના ॥ ભગવદ્દુપ નયન પ્રસ્તાવો નામ ૧૦૪ થો અધ્યાય ॥

## અધ્યાય ૧૦૫ મો..

કડવું ૧ લું ॥　　રાગ સામેરીની ચોપાઈ ॥　　શ્રીનારાયણ ઉવાચ ॥

બલ સહ શ્રીકૃષ્ણ ઉદાર ॥ ગયા સાંદીપનને દુવાર ॥ સ્વગુરૂને કર્યા નમસ્કાર ॥ નમ્યા પતીવૃતા ગુરૂ નાર ॥૧॥ શુભ આશીષ ને ગ્રહી કરી ॥ આપ્યાં રત્નમણી તે શ્રી હરી ॥ ગુરૂ ગુરૂ પત્ની પ્રત્યે સ્વામી ॥ યથોચીત બોલ્યા બહુ નામી ॥૨॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥

તમેથી વીધા ભણવા મન ॥ ઇચ્છા કરી આવ્યા ભગવન ॥ યથોચીત કરાવો પઠન ॥ સુણી હર્ષી બોલ્યાં મુની જન ॥૩॥ મધુ પ્રફુલ્લસુમન ચંદન ॥ પ્રીતે કર્યું પ્રભુનું પૂજન ॥ ભક્ષ મીષ્ટાન આપ્યું તાંબુળ ॥ સ્તવે જાણી પ્રભુ અનકુળ ॥૪॥ શાંદીપન ઉવાચ ॥ પરંબ્રહ્મ પ્રભુ પરંધામ ॥ પરંઇશ પરાત્પર શ્યામ ॥ સ્વેચ્છા મય સ્વયં જોતી રૂપ ॥ નીરંકુશ નીર્લીપ્ત સ્વરૂપ ॥૫॥ ભકતનાથ ભક્તેષ્ટ મોરારી ॥ ભકતાનુગ્રહ વીગ્રહ ધારી ॥ ભકતવાંછા કલ્પતરૂ નામ ॥ ભકત પ્રાણવલ્લભ સુખધામ ॥૬॥ માયાએ બાળરૂપછો સ્વામી ॥ વંદે બ્રહ્મેશ શેષ અનામી ॥ માયાએ મહીનોભાર હારી ॥ મહીપાળ અસુરક્ષયકારી ॥૭॥ અંતર ધ્યાયંતી યોગી જન ॥ કહે બ્રહ્મ જોતી શનાતન ॥ દ્વી ભુજ મોરલી કરતળ ॥ સુંદર સ્યામ ભકત વત્સળ ॥૮॥ દેવ વીદ પીતાંબર ધર ॥ વન માળા ધારી લીલાપર ॥ ચંદનાર્ચીત રાજીત અંગ ॥ દેખી રૂપ મુર્છીત અનંગ ॥૯॥ પાદ પદ્મ રકત મનોહર ॥ કૌસ્તુભ રાજીત કાન્તીવર ॥ દીવ્ય મુર્તી પ્રસન્ન વદન ॥ દેવ દેવ ત્રૈલોકય મોહન ॥૧૦॥ જગન્નાથ ભુષણાંગ જાણ ॥ રાજે અમુલ્ય રત્ન નીર્માણ ॥ વર અંબર અંગે ધારણ ॥ ચતુર્વેદ કારણ કારણ ॥૧૧॥ પઠનાર્થે મીસાંતર કરી ॥ મમ ગ્રહ પધાર્યા શ્રી હરી ॥ વીધા માગો અનુગ્રહ પર ॥ માયાએ આવ્યા મારે નગર ॥૧૨॥ સરવજ્ઞ વીભું સ્વાત્મારામ ॥ પરી પુર્ણ પ્રભુ સુખ ધામ ॥ લોક શીક્ષાર્થે આહાં ગમન ॥ મારૂં સફળ જન્મ જીવન ॥૧૩॥ ગુરૂ પત્ની ઉવાચ ॥ તપ સત્ય ને વૃત સફળ ॥ થયાં પતી વૃતાના સફળ ॥ મારા હસ્ત સફળ દત અન્ન ॥ તીર્થ રૂપ આશ્રમ પાવન્ન ॥૧૪॥ પાદ પદ્માંકીત રજે કરી ॥ કર્યું આંગણુ પવીત્ર હરી ॥ દેખી પાદ પૃથવી મંડન ॥ થયાં હમારા જન્મ ખંડન ॥૧૫॥ ત્યાં લગી દુખ સોક પ્રમાણ ॥ ત્યાં લગી જન્મ કર્મ નીર્વાણ ॥ ક્ષુધા પીપાસાદી પીડે તન ॥ જ્યાં લગીન તમારૂ ભજન ॥૧૬॥ જ્યા લગીનથી પાદ દર્શન ॥ કાળના કાળ છો ભગવંન ॥ શ્રજન શંહરતા ઇશ્વર ॥ કૃપા કરી માયા મોહ હર ॥૧૭॥ એમ કહી નેત્ર અશ્રુ ભરી ॥ ગુરૂ પત્ની ખોળે લીધા હરીં ॥ લઇ કરાવે સ્વ સ્તનપાન ॥ પુર્ણ પ્રેમ દેવકી સમાન ॥૧૮॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥ કરી પ્રેમ સુત સુખ માતા ॥ પય પાન કર્યું હમો માતા ॥ ગોલોક જશો દીવ્ય દેહ ધરી ॥ સ્વ સ્વામી સહ સીઘ્રતા કરી ॥૧૯॥ એમ કહી વેદ પાઠ કરી ॥ એક માસમાં પુરણ હરી ॥ મ્રત પુત્ર આપી ભગવાન ॥ ગુરૂ ચર્ણે નમ્યા સુખ દાન ॥૨૦॥ તજી તે પ્રાકિતક કલેવર ॥ ધર્યું દીવ્ય જન્મ મૃત્યુ હર ॥ રત્ન ત્રીલક્ષને પંચ મળી ॥ હીરા ચાર મુકતા પંચ ગણી ॥ ૨૧ ॥ માણીકય દ્વીલક્ષ દીવ્યાંબર ॥ રત્ન અંગુળી ને હાર વર ॥ સુવર્ણના કૃષ્ણે આણી કરીં ॥ ગુરૂ દક્ષીણા આપી શ્રીહરી ॥૨૨॥ નાના રત્ન નીર્મીત અપાર ॥ ભુષણ પેહેર્યા ગુરૂ નાર ॥ પુત્ર પ્રીયા સહ મુની જન ॥ રત્ન રથે આરોહી ગમનાર૨૩॥

ઉત્તમ ગૌલોક મધ્યે જાણુ ॥ અદ્‌ભુત હરી દીઠા નીર્વાણ ॥ વીપ્ર સુદામા બળભગવાના॥ મન મુદીત ગયા સ્વસ્થાન ॥૨૪॥ બ્રાહ્મણ દેવનું એ ચરીત્ર ॥ સુણે નારદ રમ્ય પવીત્ર ॥ એ સ્તોત્ર ભણે જે ભક્તિમયેં ॥ કૃષ્ણ ભક્તી પામે અ શંષય ॥૨૫॥ વલણ અસંશય સુખ પામે આહા ॥ તે અંતે શ્રી હરીપદે જાયરે ॥ ગુલાબ કુંવર માન કહે ॥ થયો સતો પરીં પંચમો અધ્યાયરે ॥૨૬॥ ઇતીશ્રી ॥૧૦૫ મો અધ્યાય સંપુર્ણ ॥

## અધ્યાય ૧૦૬ ઠો

કડવું ૧ લુ રાગ રામગ્રી॥ શ્રી નારાયણ ઉવાચં ॥ મથુરાંમાં આવ્યા વીસ્વાધારજી ॥ કર્યા માબાપને નમસ્કારજી ॥ ગોપ વેશનો તે ત્યાગ કરીજી ॥ નૃપ વેશ કર્યોછે શ્રીહરીજી ॥૧॥ ઢાળ ॥ હરીં પાસે આવ્યુ એટલામાં ॥ કોટી શુર્ય પ્રભા સુદર્શન ॥ તેજ છે હરી સમાન જેનું ॥ કરે માહા શત્રુ વીમર્દન ॥૨॥ કંશ પીતા ઉગ્રશેનને ॥ કર્યા ભુપાળ રાજ્ય આશન ॥ જરાસંધને જીતી કરીને ॥ ઉપાયે હણ્યો કાળ યવન ॥૩॥ પછી કૃષ્ણ બળદેવ સાથે ॥ ગયાછે લવણાર્ણવ તીર ॥ ત્યાં વટમુળે બેસી સમરે ॥ ગરૂડ સીંધુને કૃષ્ણ વીર ॥૪॥ રત્ન યાન અગ્રે કરી આવ્યા ॥ ગરૂડ જાંહા શ્રી ભગવાન ॥ સહ શીષ્ય વીશ્વકર્મા આવ્યા॥આવ્યોજળધીકંપીતમાના॥પ॥ પ્રણમ્યા સર્વે હરીને આવી ॥ પરમ ભક્તિ પુર્વક જાણ ॥ હરી સાદરે તે મધ્યે બોલ્યાં ॥ ક્રમ ક્રમ થકી નીરવાણ॥૬॥ શ્રીકૃષ્ણ ઉવાચ ॥ હે સીંધુ સતયોજન મનોહ આપ નગરાર્થ સ્થળવર ॥ વીશ્વકર્મા ત્રીલોક દુર્લભ ॥ રચે તે મણીમય નગર ॥૭॥ ભક્ત વાંછીત વૈકુંઠ સમ ॥ સર્વને સ્વર્ગ સમ ઇચ્છીત ॥ દ્વારીકાં રચે તાહા ખગેંદ્રા વીશ્વકર્મા પાસે રહો સ્થીત ॥૮॥ સ્થીતી કર ચક્ર શ્રેષ્ટ તુંતો ॥ મારી સમીપ નીશીવાસર ॥ બહુ સારૂ તે કહે નારદ ॥ ગ્રહી ચક્ર વદે કૃપાકર ॥૯॥ વીશ્વકર્મા તું રમ્ય નગર ॥ રચ સતયોજન પર્યંત ॥ પદ્મરાગ, ને મરકત મણી ॥ નીલમણી, ઉત્તમ શ્યમંત ॥૧૦॥ પરી ભદ્ર, ને ચંદ્રકાન્તાદી॥ સુર્યકાન્ત, સ્ફાટીક, પ્રમાણ ॥ હરીદ્વર્ણ, શ્યામ, ગૌરમુખ્યા॥ પીત, પદ્મવર્ણ મણી, જાણ ॥૧૧॥ ઉજ્વળ, ને ચંપકવર્ણ, આભ ॥ તત્પ કાંચન, કજ્જળ આકાર ॥ સ્વેતાદી, લઈ કર દીવાનીસી ॥ નીર્માણ પુર્વક નીરધાર ॥૧૨॥ સાત લક્ષ યક્ષ મોકલશે ॥ તવ સંગે કુબેર રાજાન ॥ લક્ષ વૈતાળ લક્ષ રાક્ષસ ॥ આવશે શીવના બળવાન ॥૧૩॥ સોળ સહસ્ર એકસોઆઠ ॥ મમ પત્ની થશે નીરવાણ ॥ તેના મંદીર દીર્ઘ રત્ન મય ॥ કર વીચીત્રીત નીરમાણ ॥૧૪॥ સર્વ ભવને કરવાટીકા ॥ આંગણા કર સુ શોભીત ॥ યદુના આશ્રમ દીવ્ય કર ॥ કપાટ બહુ ચીત્ર સહીત ॥૧૫॥ સર્વ પ્રસીદ્ધ રમ્ય મંદીર ॥ ઉગ્રસેન ભુપાર્થે સુભ સાજ ॥ સર્વથી ભદ્ર આશ્રમ રચ ॥ મારા પીતા વસુદેવ કાજ ॥૧૬॥ વીશ્વકર્મા ઉવાચ ॥ કેટલાં વૃક્ષ કલ્યાણકારી॥

કેટલાની સીધ છે પ્રમાણ ॥ ભદ્રાભદ્ર પ્રદ યુક્તાયુક્ત ॥ તે કહો જગદ ગુરૂ નીર્માણ ॥૧૭॥ કહો યુક્ત સીબીર શુભાશુભ ॥ કોણદીશા ભદ્રજળ સ્થાન ॥ ભદ્ર પ્રદ વૃક્ષ કોણદીશા॥ ગ્રહ આગણ કહો ભગવાન ॥ મંગળ પ્રદ કુસુમ સ્થાન ॥ કોણ દીશા કહો બહુ નામી॥ પ્રાકારનું પ્રમાણ પ્રભુજી ॥ પરીખાનું કહો સુર સ્વામી ॥૧૯॥ દ્વારનુંને વળી ગ્રહનું જો॥ કપાટનું જે હોય પ્રમાણ ॥ કોણદીશા પ્રસસ્થ પ્રભુજી ॥ સીબીરનું કહો નીરમાણ ॥૨૦॥

વલણ ॥ નીરમાણ કહેવા યોગ્ય સ્વામી ॥ અમંગળ સું સું સુખ દાનરે ॥ વીશ્વકર્માના વાકય સાંભળી ॥ તે પ્રત્યે બોલ્યા શ્રીભગવાનરે ॥૨૧॥ કડવું ૨ જાુ॥

રાગ મારૂની ચોપાંઇ ॥ શ્રીભગવાન ઉવાચ ॥ આશ્રમે નાળીકેર નીર્માણ॥ ધન પ્રદ ગ્રહીને તે જાણ ॥ શીબીરને ઇશાને આકાર ॥ પુર્વે પુત્ર પ્રદતરૂ સાર ॥૨૨॥ સર્વત્ર મંગળ સર્વ કાળ ॥ પુર્વ દીશાએ વૃક્ષ રસાળ ॥ દક્ષીણે ધનદ પ્રજા સહી ॥ સર્વત્ર સંપત વૃદ્ધી ગ્રહી ॥૨૩॥ જંબુ વૃક્ષ, દાડીમ, કદંબ ॥ બંધુ પ્રદ પુર્વે સ્થળા લંબ ॥ દ-ક્ષીણે મીત્રદ ભદ્ર દાતા ॥ સર્વત્ર ચંપક, સુખ સાતા ॥૨૪॥ ખર્જુરી, વૃક્ષ ફળ મંગળ ॥ લતા, સુભદા સર્વત્ર સ્થળ ॥ અન્ય વૃક્ષની સીધ નગર ॥ કહું સીબીર શ્રવણે ધર ॥૨૫॥ વટ સીબીરે નીત્ય નીસીધ ॥ ચૌર ભય નગરે પ્રસીદ્ધ ॥ દર્શન પરમ પુન્ય દાતા ॥ સા-લ્મલી, વૃક્ષની સીધ ખ્યાતા ॥૨૬॥ સીબીરે નગરે પુર માહી॥ દુખ પ્રદ નીરંતર ત્યાંહી ॥ નૃપ સંતને ન દુખ પ્રદ ॥ અતીવાધ નીસીધ દુખદ ॥૨૭॥ તીંતીડી, વૃક્ષ નીસીધ સોયે ॥ ધન હાની પ્રજા હાની હોયે ॥ ચણકાદીતે મંગળ પ્રદા ॥ ગ્રામે નગરે સીબી સદા ॥૨૮॥ નીરંતર ઇક્ષુ, સુખ દાતા ॥ અશોક, શીરીસ, સુભ ખ્યાતા ॥હરીદ્રા, આદ્રક સુખ દાઈ॥ હરીતકી સુપ્રદ સદાઈ॥૨૯॥ ભકતીએ સીબીર અભ્યંતર ॥ તુલશી, સ્થાપીત સુખાકર ॥ ધન પુત્ર પ્રદ પુન્ય દાતા ॥ શ્રેષ્ટ ભકતી પ્રદ સુખ સાતા ॥૩૦॥ પ્રભાતે તુલસી દરશન ॥ સ્વર્ણ દાનનું ફલ પ્રાપન. ॥ માલતી, માધવી, ને યુથ્થીકા ॥ કેતકી, બકુલ, ને મલ્લીકા ॥૩૧॥ પુર્વ દક્ષીણે રચીત સ્થાન ॥ અશંસય સદા સુભ દાન॥ સ્વર્ણ કારતૈલ કાર જન ॥ વાટી ગ્રામ મધ્યે, ન સ્થાપન ॥૩૨॥ વીપ્ર ક્ષત્રી વૈસ્ય સુદ્ર હીત ॥ ભટ વૈધ સમીપસ્થાપીત ॥ સંકેતાર્થ સ્થાન રચ રંમ્ય ॥ સત્રુ અગમ્ય મીત્રને ગ-મ્ય ॥૩૩॥ સાલ્મલી, તીંતીડ, તાડ, જાણ ॥ એરંડો, નીમ, વટ, પ્રમાણ ॥ એના કાષ્ટ મંદીરે નીસીધ ॥ કહ્યું કમળોદ્ભવે પ્રસીધ ॥૩૪॥ લોક શીક્ષાર્થે એમે કથીત ॥ વીના કાષ્ટ પુરી તું રચીત ॥ સુભ ક્ષણ હમણાછે સ્વચ્છ ॥ વત્સ જાતું યથા સુખ ગચ્છ ॥૩૫॥ વીશ્વકર્મા આજ્ઞા શીર ધરી ॥ સપક્ષી ચાલ્યા પ્રણમી હરી ॥ સ્વપ્ને દ્વારાવતી માહા રમ્યા॥ દીઠી ગરૂડે અસાધુ અગમ્ય ॥૩૬॥ જે જે કહ્યું કૃષ્ણ ભગવન ॥ તે તે દીઠું સર્વ મુનીજ-ન ॥ હર્શે સ્વપ્ને સર્વ શીલ્પ કારી ॥ પક્ષી રાજ પરાક્રમ ભારી ॥૩૭॥ દેખી જાણ્યું ગરૂડ

શ્રજીત ।। વીશ્વ કર્મા મનમાં લજીત ।। દ્વારકા માહા રમ્ય અપાર ।। તેનો સત યોજન વિસ્તાર ।।૩૮।। બ્રહ્માદીના નગ્ર જે રાજીત ।। તે થકી છે શ્રેષ્ટ વીરાજીત ।। તેજે કરી આચ્છાદીત ભાન ।। રત્નમય સ્થાન ભગવાન ।।૩૯।। વલણ ।। ભગવાન સ્થાન રમ્ય માહા ।। સુણો નારાયણ નર રાયરે ।। ગુલાબભા માનસીહ કહે ।। થયો સતોપરી શપ્તમો અધ્યાયરે ।।૪૦।। ઇતી ।। માહા ।। શ્રીકૃષ્ણ ।। ના ।। દ્વારકાં નીરમાણ પ્રસ્તાવો નામ ૧૦૬ મો અધ્યાય સંપુર્ણ-

## અધ્યાય ૧૦૭ મો.

કડવું ૧ લું રાગ ધનાશરી ।। શ્રી નારાયણ ઉવાચ ।। એટલામાં ત્યાંહા બ્રહ્મા આવ્યા ।। સભવાની, ભવ, ભગવન ।। અનંત, ધર્મ ભાસ્કર, આવ્યા ।। કુબેર, વરૂણ, હુતાશન ।।૧।। પવન, યમ, આદીત્ય, દૈત્ય ।। આવ્યા તાંહા ગંધર્વ, ને કીનર ।। દ્વારકાં રચના રમ્ય જોવા ।। છે જાંહા કષ્ણને હલધર ।।૨।। ઇંદ્રિ, ચંદ્ર, રૂદ્ર એકાદશ ।। અન્યદેવ, મુની, વસુ અષ્ટ ।। આવ્યા વટ મુળ મનોહર ।। સ્તવે શ્રી પુરૂષોત્તમ દ્રષ્ટ ।।૩।। દીઠું દ્વારકાં અતી સુંદર ।। મુકતા માણેક રત્ન રાજીત ।। સત યોજન વીસ્તાર જેનો ।। સપ્ત પરીખા અભી વેસ્ટીત ।।૪।। નવીન પ્રાકાર યુકત લક્ષો ।। ક્રિડા શરોવર મનોહર ।। સ પદ્મ સોભે મધુ આવ્રત ।। પુષ્પો ધાંન લક્ષ ત્રણ વર ।।૫।। પ્રફુલીત પુષ્પ ઉપવનં ।। ત્રીવીધ વાયુ વહે ચોફેર ।। તરૂ સુસોભીત સત કોટી ।। મન હાલ્હાદીત નાલીકેર ।।૬।। તાળ દ્રુમ, ને ફનસ વૃક્ષ ।। બીલ્વ, અસ્વત્થ, બદરી, જાણ ।। શાલ્મલી, જાંબુ, કદંબ, સોભે ।। તીંતીડી, ને ચંપક, નીર્માણ ।।૭।। બકુલ, નાગેશ્વર અંજીર ।। દાડીમ, હરીતકી, ખર્જુર ।। અન્ય નાનાવીધ દ્રુમ રાજે ।। અવલોકીક સોભીત પુર ।।૮।। રત્નેંદ્રસાર નીર્માણ મુકતા ।। મણી માણીક હીરા ભુશીત ।। કપાટ ખચીત વજ્ર મણી ।। કળશ માહા જોતી સહીત ।।૯।। હરીત મણીના સ્તંભ સોભે ।। રત્ન વીચીત્ર ચીત્ર ચીત્રીત ।। દર્પણ ઘોતીત સુક્ષ્મ વસ્ત્ર ।। સ્વેત ચામર સુભ રાજીત ।।૧૦।। પ્રાગણ પદ્મરાગ નીલેંદ્ર ।। રચના વીથી રત્ન ખચીત ।। રત્ન તેજાન્વીત રાજ માર્ગ ।। મધ્યાન સુર્ય આભા જ્વળીત ।।૧૧।। ગવાક્ષ લક્ષને યુકત વાજી શાળા ।। દેખી દ્વારકાં દેવ વીસ્મય ।। પ્રશન્ન વદન દેવ સર્વે ।। યદુ સમુહ આનંદમય ।।૧૨।। ઉગ્રસેન વસુદેવ દેવકી ।। પાંડવ ગોપ યશોદા નંદ ।। રાજા મુની ગંધર્વ કીંનર ।। વીધા ધર નારદ સૌ વૃંદ ।।૧૩।। બંદી ગણ ગાયન ભીક્ષુક ।। અવધૂત સન્યાસી બ્રહ્મચારી ।। સ શીષ્ય સર્વ મુનીઓ આવ્યા ।। પ્રભુ દર્શનાર્થ સુખકારી ।।૧૪।। સનક, શનંદ, શનાતન ।। શનત કુમાર; માહા જ્ઞાની ।। શીષ્ય ત્રીકોટીસહ તે આવ્યા ।। દીગંબર વીશ્વ સુખ દાની ।।૧૫।। ત્રી લક્ષ શીષ્ય સહ દુર્વાસા ।। લક્ષ શીષ્ય કષ્યપ મુનીશ ।। ત્રી લક્ષ સહ વાલ્મીક આવ્યા ।। લક્ષ શીષ્ય

ગૌતમ રૂષીસ ॥૧૬॥ કોટી શીષ્ય સહ બ્રહસ્પતી ॥શુક્ર સહ ત્રી કોટી પ્રમાણ ॥ભારદ્વાજ ત્રી લક્ષ સહીત ॥ ત્રીકોટીસહ અંગીરા જાણ ॥૧૭॥ વસીષ્ટ કોટી કોટી પ્રચેતા ॥ ત્રી લક્ષ શીષ્ય સહ પુલસ્ત ॥ લક્ષ ક્રતુને લક્ષ પુલહ ॥ કોટી શીષ્ય સહીત અગસ્ત ॥૧૮॥ રૂષી શ્રંગી વીભાંડક ત્રી કોટી ॥ પાણીની કોટી શીષ્ય સહીત ॥ લક્ષ કાત્યાયન વ્યાસ ત્રીકોટી ॥ લક્ષ શીષ્ય ગર્ગ પુરોહીત ॥૧૯॥ યાજ્ઞવલ્કય શીષ્ય ત્રીલક્ષ ॥ સહસ્ત્ર ગાળ-વને સૌભરી ॥ ત્રી કોટી દેવલ માર્કંડ ત્રી ॥ વામ દેવ કોટી સહ કરી ॥૨૦॥ ત્રી કોટી જીગીસવ્ય ને લક્ષ ॥ પંચ શીખાને હુંશ હનર ॥ કોટી વીશ્વા મીત્રને ત્રી કોટી ॥ પરસુ-રામ ધામ સુંદર ॥૨૧॥ સહ શીષ્ય કપીલ પંચ કોટી ॥લક્ષ નારદ ત્રી લક્ષ દક્ષ ॥ સહસ્ત્ર જૈમીની લક્ષ પૈલ ॥ લૈ સુમંત સહ સીષ્ય લક્ષ ॥૨૨॥ લક્ષ શ્રંગી ઉપમન્યુ લક્ષ॥ સહશ્ર ગૌરં મુખ મુદીત ॥ દ્રોણ ગુરૂ વળી અશ્વ ત્થામાં ॥ ને કૃપા ચાર્ય શીષ્ય સહીત ॥ ૨૩ ॥ ભીસ્મ પીતાને કર્ણ શકુની ॥ સહ આવ્યા રાજા દુર્યોધન ॥ સર્વ ભ્રાતર સહીત નૃપ ॥ દેશાંતરના બહુ રાજન ॥૨૪॥ વલણ ॥ બહુ રાજન આવ્યા નારદ ॥ પ્રભુ દર્શ-ણાર્થ મન ધારીરીરે ॥ શુણો નારાયણ દેવ રાજા ॥ કૃષ્ણ કથા માંહાસુખકારીરે ॥૨૫॥

કડવું ૨ જું ॥ રાગ દેશાખની ચોપાઇ ॥ શ્રી ભગવાન ઉવાચ ॥ શુભ કર્મ થયુ શી-ધ્રપુર ॥ આવ્યા શીવ બ્રમાદી સૌસુર ॥ મુની યાદવ સહ મહીસ ॥ દ્વારકાંમાં કરીયે પ્ર-વેશ ॥૨૬॥ મારા માતા પીતા લઇ સાથ ॥ બીજા યાદવ મથુરાં નાથ ॥ સર્વ તીર્થોપરી ઉતકૃષ્ટ ॥ બહુ પુન્યદા દ્વારકાં શ્રેષ્ટ ॥૨૭॥ પ્રવેશ મ ત્ર પુન્ય પ્રચંડ ॥ જન જન્મ મ-ર્ણ કરે ખંડ ॥ દ્વારકામાં દાન કરે જન ॥ શ્રાધ ભુસુરે સુર પૂજન ॥૨૮॥ તીર્થ થકી ચતુર ગુણ હોય ॥ વળી ગંગાદી સ્નાનથી સોય ॥ બ્રહ્માદી મુની યાદવ સાથ ॥ ગયા રાજેંદ્ર ભવન નાથ ॥૨૯॥ સર્વ સ્થાન થકી રમ્ય અતી ॥ શોભા ઇંદ્રની અમરાવતી ॥ સુધર્મી સભા વિષે પ્રવેશ ॥ શુભ ક્ષણે કરોની નરેશ ॥૩૦॥ જંબુ દ્વીપ સ્થિત નરેશ્વર ॥ ભુપ, રાજેંદ્ર, મંડળેશ્વર ॥ તમને સર્વ આપશે કર ॥ ઇંદ્રને જેમ સર્વ નિર્જર ॥૩૧॥ ધને કરી જીત્યો ધનેશ્વર ॥ જીત્યો તેજે કરીને ભાસ્કર ॥ રણે કરીને સમગ્રસુર ॥ તપ-સ્વીને તપ કરી પુર ॥૩૨॥ વ્રતે કરી જીત્યા વ્રતી રૂપ ॥ ઉગ્રસેન સમો નહિ ભુપ ॥ નહિ ભુતો નહિ ભવિશ્યતિ ॥ જેની સભા વિષે માહા મતી ॥૩૩॥ બળદેવ બલી ભગવાન ॥જે-ના શિર વિષે વિશ્વમાન ॥ શેષ સમો ન દેવ અપર ॥ બલે કરીને બલવત્તર ॥ જેના ગુણ તણો નહિ અંત ॥સર્વદા બુધ જાણે અનંત ॥ માહા વસુ જે અષ્ટ પ્રમાણ ॥ રૂદ્ર શંકર વિના ના જાણ ॥૩૫॥ બળીદ્વાદશ આદિત્ય રૂપ ॥ સુર સહ મહેંદ્ર અનુપ ॥ ન સમર્થ જીતવા અપર ॥ કોઈ ઉગ્રસેન નૃપેશ્વર ॥૩૬॥ એવાં સાંભળી કૃષ્ણ વચન્ન ॥ થયુ નૃપ વદન પ્રસન્ન ॥ સહ યાદવ ચાલ્યા સુંદર ॥ મહેંદ્ર ભવનથકી વર ॥૩૭॥દ્વારકા.

મદ્ધે શ્વાળય જેહ ॥ મણી તેજે જ્વળત છે તેહ ॥ દ્વારપાળ રહ્યા છે હજાર ॥ સર્વ ડંડ શુળ કર ધાર ॥૩૮॥ તેને જોઇને માનવેશ્વર ॥ કર્યો પ્રવેશ દ્વાર ભ્યંતર ॥ સત મંદીર રત્ન ભુષીત ॥ કોટી મત્ત ગજેંદ્ર હર્ષીત ॥૩૯॥ તેથી ચોગણા ગજ પ્રમાણ ॥ તેથી ષડ્ ગુણા અશ્વ છે જાણ ॥ સુર્યઅશ્વથી અશ્વ છે શ્રેષ્ટ ॥ ગજ હૈરાવતથી ઉત્કષ્ટ ॥૪૦॥અશ્વ ચાર સુંદર અદ્ભુત ॥ જોયા દેવ મુનીંદ્ર સંયુત ॥ વીથી અમુલ્ય રત્ન નીર્માણ ॥ તેજ ઉજ્વળ વીચીત્ર જાણ ॥૪૧॥ વેષ્ટીત સતકોટી કીંકર ॥ શોભા અપુર્વ માહા સુંદર ॥ સભા મદ્ધે કર્યો છે પ્રવેશ ॥ શુણી શંખ ધ્વુની શુનરેશ ॥૪૨॥ વાદ્ય દુંદુભીની શુણી ધ્વુની॥ કરે વેદ મંત્ર ધ્વુની મુની ॥ કરી બલ સહ સનમાન ॥ નૃપ દેખી ઉઠ્યા ભગવાન ॥૪૩॥ પછે ઉઠયા વિધાતા મહેષ ॥ સર્વ દેવ શ્રેષ્ટ ઉઠયાં શેષ ॥ પછે ઉઠયા છે સરવે શુર ॥ સર્વ મુની માહા વ્રત પુર ॥૪૪॥ રાજેંદ્રને સીદ્ધેંદ્ર સમગ્ર ॥ સર્વ ઉઠયા વસુદેવ અગ્ર ॥ માહા રમ્ય રત્ન સીંહાસન ॥ ઉગ્રસેન માહાંન રાજન ॥૪૫॥ બેસાડયા છે માહા પ્રેમે કરી ॥ મુની મહેંદ્ર આજ્ઞાએ હરી ॥ દેવ ગુરૂ ગર્ગ ભગવાન ॥ સર્વ મળી કરી સનમાન ॥૪૬॥ સપ્ત તીર્થોદક વિસારદ ॥ પુર્ણ કુંભે કરીને નારદ ॥ ઉચરી વેદ મંત્ર પાવન ॥ કર્યું નૃપને અભી સીંચન ॥૪૭॥ દીવ્ય આપ્યાં છે યુગ્મ અંબર ॥ વન્હી શુદ્ધ માહા મનોહર ॥ પુર્વે વરૂણે આપ્યાં તાં એહ ॥ પરમાત્મા શ્રીકૃષ્ણને તેહ ॥૪૮॥ ઉગ્રસેનને કૃપાળુ હરી ॥ સભા મદ્ધ્યે આપ્યાં કૃપા કરી ॥ પારીજાતનાં રમ્ય સુમન ॥ રત્ન સાર ભુષણ ચંદન ॥૪૯॥ રત્ન છત્ર આપ્યું ભગવાન ॥ બલદેવ માહા બલવાન ॥ બ્રહ્મા કમંડળ હર્ષભર ॥ શુળ આપ્યું તેને મહેશ્વર ॥૫૦॥ રત્નમાળ તે આપી પાર્વતી ॥ હાર આપ્યો છે માલતી સતી ॥ અન્ય દેવ, મુની, સિદ્ધ, ભુપ ॥ આપ્યું ચામર શ્વેત અનુપ ॥૫૧॥ પુર્વે પવને પ-રમ મત્ત ॥ કૃષ્ણ પરમાત્માને જે દત્ત ॥ નંદે આપી સુરભી મુદીત ॥ પરમ કામધેનું પુજીત ॥૫૨॥ યસોદા દેવકી પ્રેમે કરી ॥ શ્રેષ્ટ રત્ન આપ્યાં હર્ષ ભરી ॥ ભક્તિ સંયુક્ત સપ્ત કીંકર ॥ સેવીત ગ્રહી શ્વેત ચામર ॥૫૩॥ રહ્યા, છત્ર તે અક્રુર ધરી ॥ ભક્તિએ શ્રી-હરી આજ્ઞા કરી ॥ રત્ન સાર સીંહાસનપર ॥ દીઠું રત્ન દર્પણ સુંદર ॥૫૪॥ ભટ ભિક્ષુક વિપ્ર સ્તુતી કરે ॥ દેવ મુની આશીષ ઉચરે ॥ વિપ્રને રત્ન કોટી પ્રમાણ ॥ આપ્યાં બંદી ભિક્ષુકને જાણ ॥૫૫॥ નૃપ પુજે દેવ મુનીજન ॥ બ્રાહ્મણ બંદી ભિક્ષુ પુજન ॥ ગુરૂ પુજે કરી સનમાન ॥ સહર્ષ ચાલ્યા સર્વ સ્વસ્થાન ॥૫૬॥ યાદવને જે હરી પાર્ષદ ॥ગયા શ્વાળય સર્વ નારદ ॥ પ્રભાતે સર્વ આવે છે તાંહે ॥ હરી સભા સુધર્માની માંહે ॥૫૭॥ નમસ્કાર કરી નૃપ નાથ ॥ સભા વિષે બેસે સર્વ સાથ ॥ વલણ ॥ સર્વ સાથ સભા વિષે બેસે ॥ મોટો શ્રીકૃષ્ણનો મહીમાયરે ॥ ગુલાબબા માનસીંગ કહે ॥ થયો એ કસો સપ્તમો અધ્યાયરે ॥૫૮॥ ઇતિ ॥૦ માહા ॥ શ્રી ॥૦ નારાયણ ॥૦ દ્વારકાં પ્રવેશ ઉગ્રસેનાભીષેક પ્રસ્તાવો નામ ૧૦૭ મો અધ્યાય સંપુર્ણ ॥

# અધ્યાય ૧૦૮ મો.

કડવું ૧ લું ॥ રાગ રામગ્રી ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ વૈદર્ભ રાજેંદ્ર માહા બળજી ॥ પરાક્રમી સુનીતિ સકળજી ॥ માહા પુન્યાત્મા વિદર્ભ દેશજી ॥ સત્ય શિળ ભીષ્મક નરેશજી ॥૧॥ ઢાળ ॥ નરેષ ભીષ્મક નારાયણાંશ ॥ સદા સર્વ સંપદ દાતાર ॥ ધર્મી શ્રેષ્ટ વરીષ્ટ પુજીત ॥ તેની કન્યા લક્ષ્મી અવતાર ॥૨॥ રૂકમીણી નામ અતિ સુંદર ॥ નવ યોવન છે માહા મતિ ॥ રત્ન ભુષણ ભુષીત રામા ॥ તપ્ત કાંચન વર્ણાભાસતિં ॥૩॥ શુદ્ધ સત્વ સ્વરૂપ છે જેનું ॥ સત્ય શીળ પતીવ્રતા જાણ ॥ સાન્ત દાન્તને અનંત ગુણ ॥ અનુપ રૂપ શીળ નીર્વાણ ॥૪॥ ઇંદ્રાણી, વરૂણાની, ચંદ્રાણી ॥ કુબેર પત્ની, સુર્યની નાર ॥ સ્વાહા, સાંન્તા, શુભ કળાવતી ॥ અન્ય રમણી શ્રેષ્ટ અપાર ॥૫॥ કો નહિ રૂકમીણી સમ નારી ॥ ભુપે જોઇ બાળ ક્રીડા પર ॥ વીવાહ યોગ્ય વીધુ વદની ॥ પંકજ નયની મનોહર ॥૬॥ પુત્ર બ્રાહ્મણ પુરોહિતને ॥ તેડી બોલ્યા નૃપ ધર્મ ધારી ॥ભીષ્મક ઉવાચ॥ સુતાર્થે વરદર વિચારો ॥વિવાહ યોગ્ય કન્યા થઇ મારી ॥૭॥ મુની, દેવકે, રાજ પુત્રને ॥ કોને કરીએ એ કન્યાદાન ॥નવ યોવન સંયુત તેને ॥ધર્મ શીળ સત્યશીળવાન ॥૮॥ નારાયણ પરાયણ સુધી ॥વેદ વેદાંગ વેદ પંડીત ॥ સાન્ત દાન્ત ક્ષમા શીળ ગુણી ॥ સુંદર સર્વત્ર પ્રતિષ્ઠીત ॥૯॥ ચીરંજીવી માહાકુળ પુત્રા॥ શ્રેષ્ટ સહસ્ર શાસ્ત્ર વીસારદ ॥ ક્ષત્રી તો માહારથી પ્રતાપી ॥ રણ ભુ મુખ્ય સ્થિર નારદ ॥૧૦॥ કરીએ જો દેવ પુત્ર સહ ॥તો દેવ ગુણ યુત મહાંત ॥ મુની પુત્ર તો વેદ વીદતે ॥ શાસ્ત્રજ્ઞ સુવિચાર સીદ્ધાંત ॥૧૧॥ નૃપેંદ્ર વાક્ય શુણી તે પ્રત્યે ॥ બોલ્યા ગૌતમ સુત સતાનંદ ॥ કર્મ ધર્મ શીળને તત્વજ્ઞ ॥ બ્રહ્મ સ્વરૂપ અખંડાનંદ ॥૧૨॥ સતાનંદ ઉવાચ॥ માહારાજેંદ્ર તમો ધર્મજ્ઞ ॥ ધર્મ શાસ્ત્ર જ્ઞાતા સુખ દાન ॥ વેદોકત કથા કહું તમને ॥ તે સાંભળો પુર્વ આખ્યાન ॥૧૩॥ સ્વયભુ ભાર ઉતારવાને ॥ વસુદેવ સુત પુર્ણ પ્રભુ ॥ વિધીના વિધાતા નારાયણ ॥ બ્રહ્મેશ શેષ વંદીત વિભુ ॥૧૪॥ જોતી સ્વરૂપ ભકતાનુગ્રહ ॥ વિગ્રહ છે પરમાત્મા જાણ ॥ પ્રકૃતી પરને સર્વ સાક્ષી ॥ નીર્લીપ્ત નીરીહ નીરવાણ ॥૧૫॥ રાજેંદ્ર તેને કન્યા આપવી ॥ અંતે મુકિત અર્થે શુભ દાન ॥ હરી વિશ્વ ગુરૂના ગુરૂ છે ॥ સર્વ પુજ્ય સદા ભગવાન ॥૧૬॥ સર્વશ્વ દક્ષિણા કરો તેને ॥ શ્રી માહાલક્ષ્મી રૂકમીણી સાથ ॥ સમર્પણ કરી નીજ મૃત્યુ॥ જન્મખંડન કરો ભુનાથ ॥૧૭॥ વિધાત્રા લીખીત છે એ રાજા ॥ સંબંધ સર્વ સંમત ધરી ॥ દ્વારકાં નગરે કૃષ્ણ પ્રત્યે ॥ દ્વીજ મોકલો સીઘ્રતા કરી ॥૧૮॥ શુભલક્ષણ કરો સર્વ મત ॥આણી પરમાત્મા દેહ ધારી॥ ભકતાર્થ ધ્યાન હેતુ નિત્ય એ ॥ દેહ અનુપમ સુખકારી ॥૧૯॥ દ્રષ્ટી માત્રે સ્વજન્મ ખંડન ॥ કરો વેદ ન જાણે સ્વમેવ ॥ સંત સિદ્ધને મુની યોગીંદ્ર ॥જેને ન જાણે બ્રહ્માદી દેવ ॥૨૦॥ સરસ્વતી

જડી ભુતા વેદ ॥ શાસ્ત્ર સહસ્ત્ર વદન શેષ ॥ ચતુર મુખ બ્રહ્મા શડમુખ ॥ કાર્તીક પંચ-મુખ મહેષ ॥૨૧॥ રૂષી મુનીને ભકત વૈષ્નવ ॥ અસમર્થ કરવા સ્તવંન ॥ બાળ યજ્ઞ નૃપ ગુણ તેના ॥ હું કેમ કરી શકું કથંન ॥૨૨॥ પ્રફુલ્લ વદન થયા રાજા ॥ સાંભળી સતાનંદ વચન ॥ સીઘ્રતાએ ઉઠી કરી તેને ॥ માહા પ્રેમે કર્યું આલીંગંન ॥૨૩॥ સર્વ ધાન્ય સંપન ભુ આપી ॥ પૂજી ગ્રામ સર્વ પ્રશન્ષીત ॥ એટલામાં રૂકમી તાહાં આવ્યો ॥ નૃપ નંદન મન કુપીત ॥૨૪॥　　વલણ ॥　　કુપીત સ્વપીતા વિપ્ર પ્રત્યે ॥ થયું રકત વદન લોચનરે ॥ ઉભો થઈ સભા વિશે બોલ્યો ॥ તે સભાસદ પ્રત્યે વચનરે ॥૨૫॥

કડવું ૨ જું ॥　રાગ ધનાશ્રીની ચોપાઈ ॥　　રૂકમી ઉવાચ ॥　　શુણો રાજેંદ્ર કહું વચન ॥ હિત તથ્ય પ્રશન્ષીત જન ॥ તજ વાકય ભિક્ષુકનું ભુપ ॥ દંભી લોભીનું સ્વાર્થ સ્વરૂપ ॥૨૬॥ વેશ્યા નર્તક ભટ અર્થીન ॥ ભિક્ષુ એના વાકય જુઠ દીન ॥ નટ સ્ત્રી લુબ્ધ કામી જન ॥ દરીદ્રી મુર્ખના સ્તુતી વચન ॥૨૭॥ રાજેંદ્ર કૃષ્ણે કાળયવન ॥ કરી ઉપાય કર્યો હનંન ॥ જરાસંધ ભય મન ધર ॥ ગ્રહ કર્યું સમુદ્ર ભ્યંતર ॥૨૮॥ જરાસંધ જેવા સત શુર ॥ કરૂં લીલાએ ક્ષણમાં ચુર ॥ અન્ય ભુપ કોણ માત્ર કહું ॥ હું દુર્વાસા શીષ્ય શસ્ત્ર ગ્રહું ॥૨૯॥ પાંડવાદિ વિશ્વ મહી ભાર ॥ હું સમર્થ કરવા સંહાર ॥ એક પ-સુરામ શિષુપાળ ॥ જાણ મારા સમાન ભુપાળ ॥૩૦॥ સાખા ભગી શુર સ્વર્ગ જીત ॥ જીતું સગણ ઇંદ્ર મુદીત ॥ રણ વીમુખ નથી એ શુર ॥ કન્યા અર્થે કૃષ્ણ આવે પુર ॥૩૧॥ અહંકાર યુત માની વીર ॥ તેને મોકલું યમ મંદીર ॥ નંદ વૈશ્યનો ગૌરક્ષકારી ॥ ગોપી સહ સંગ વ્યભીચારી ॥૩૨॥ ગોપ ઉચ્છીષ્ટ ભક્ષીતવાન ॥ એને કેમ થાયે કન્યાદાન ॥ દેવ યોગ્ય રૂકમીણી સ્વરૂપ ॥ દ્વીજ ભિક્ષુકને પ્રચ્છે ભુપ ॥૩૩॥ વાકય મિથ્યા બ્રાહ્મણના દિના ॥ થઇ રાજેંદ્રની બુદ્ધિહિન ॥ રાજપુત્ર ન શુર કુલીન ॥ નહિ સુચી ન દાતા ધનીન ॥૩૪॥ કહું સત્ય શુણો મહીપાળ ॥ કન્યાદાન યોગ્ય શિષુપાળ ॥ રૂદ્ર તુષ્ટ માહા બલવાન ॥ રાજપુત્ર નકો એ સમાન ॥૩૫॥ નીમંત્રણ કરોની મહીપ ॥ નાના દેશના સર્વ અધીપ ॥ પત્રદ્વારે બાંધવ મુનીષ ॥ મગધ, સૌરાષ્ટ્ર, વલ્કળ, ઇશ ॥૩૬॥ માહારાષ્ટ્ર, ગુર્જર, કલ્લકા ॥ પઠન્ન, મુદગળ, ને ગલ્લક ॥ સર્વ સ્થાન દ્વીજ પ્રેરી કરી ॥ તેડો ભુપ પ્રેમ મન ધરી ॥૩૭॥ ઘ્રત, મધુ, ના સહસ્ત્ર જાણ ॥ દધી, દુગ્ધ, કુલ્યા તે પ્રમાણ ॥ તૈલના, કુડા અર્ધ હજાર ॥ દ્વય લક્ષ ગુડ કુલ્યા સાર ॥૩૮॥ લક્ષ ઢગ ચતુર્ગુણ અન્ન ॥ કરો સામગ્રી પુર્ણ વ્યંજન ॥ શુણી વાકય સહ પુરોહિત ॥ રાજા એકાન્ત મંત્રી સહીત ॥૩૯॥ બેસી નીર્જન સ્થાન વીચારા ॥ ગુપ્ત કરીયે એક પ્રકાર ॥ દ્વીજ મોકલીએ દ્વારાવતી ॥ કરો શુભલગ્ન કન્યા સતી ॥૪૦॥ રાજા સામગ્રી સરવે કરી ॥ નીજ પુત્ર આજ્ઞા મન ધરી ॥ નીમંત્રણ સર્વ સ્થાન વ્યાપ્ત ॥ વીપ્ર સુધર્મા દ્વારકાં પ્રાપ્ત ॥૪૧॥ નૃપ દેવ વેષ્ટીત ભુનાથ ॥ પત્રી આપી ઉગ્રસેન

હાથ ॥ સુણી પત્રી આનંદીત મન ॥રાજા થયા પ્રફુલ વદન ॥૪૨॥ બહુ કરી ભુપે સન-
માન ॥ બ્રાહ્મણને આપ્યું શુભ દાન ॥ દુંદુભી નાદ મહી આકાસ ॥ જય જય શબ્દ
બહુ પાસ ॥૪૩॥ દેવમુની નૃપ જ્ઞાતી જન ॥ બાંધવાદી થયાં સૌ પ્રસન્ન ॥ ભટ ભીક્ષુ
કરાવે ભોજન ॥ કૃષ્ણ સુવેસ કરે રાજન ॥૪૪॥ રમ્ય ત્રીલોકે કોન સમાન ॥ વર
વીશ્વ સ્વામી ભગવાન ॥ આદી બ્રહ્મા સાવીત્રી સાથ ॥ રથ બેસી ચાલ્યા પ્રજાનાથ
॥૪૫॥ રથ બેસી માહા હર્ષભર ॥ ભવાની સહ ચાલ્યા સંકર ॥ સેષ ઇંદ્ર, કાર્તીક, ગ-
ણેશ ॥ ચંદ્ર, વરૂણ, વાયુ, દીનેસ ॥૪૬॥ વહ્ની, કુબેર, યમ, ઇસાન ॥ સર્વ ચાલ્યા
વાજીત નીશાંન ॥ દેવ, ત્રીકોટી સાઠ મુનીસ ॥ છત્રધારી ત્રીલક્ષ મહીસ ॥૪૭॥ જેમ
નક્ષત્રમાં સસી રૂપ ॥ તેમ રાજે ઉગ્રસેન ભુપ ॥ ચાલ્યા બેસી દીવ્ય રત્ન યાન ॥ બ-
ળદેવ, માહા બલવાન ॥૪૮॥ વસુદેવ, અક્રુર, ઉધવ ॥ સાત્વીકી ગોપ સર્વ યાદવ ॥
ચાલ્યા ભુપ ચંદ્ર વંસોદ્‌ભવ ॥ દુર્યોધનાદી, સર્વ કૌરવ ॥૪૯॥ યુધીષ્ઠીર,ને ભીમ અર્જુન
॥ નકુળ, સહદેવ, પન્ડુતન ॥ચઢી યાન કરે સૌ પ્રયાણ ॥ ભીસ્મ, દ્રોણ, કૃપાચાર્ય, જાણ
॥૫૦॥ કર્ણ, અસ્વત્થામા, દ્રોણ તન ॥ સલ્ય, સકુની હર્ષીત મન ॥ ચાલ્યા ભટ ત્રી-
કોટી છે સાથ ॥ સઠ કોટી સવીપ્ર ભુનાથ ॥૫૧॥ એક સહસ્ત્ર સુત્યાગ કારી ॥ યતી,
સન્યાસીને બ્રહ્મચારી ॥ જીત ક્રોધા વધુ દેહ જાર ॥ સહછે લક્ષ વાજીત્ર ધાર ॥૫૨॥ સ-
ગંધર્વ ગાન વીસારદ ॥ લક્ષ નર્તક જન નારદ ॥ તે કલ્પે તુ ગંધર્વનો સ્વામી ॥ પંચા
સત કામીની સહ ગામી ॥૫૩॥ લક્ષ અપ્સરાને વીદ્યા ધરી॥ લક્ષ છે ગંધર્વને કીન્નરી॥
બહુ સાજન શ્રી હરી સાથ ॥ વર અનન્ત બ્રહ્માન્ડ નાથ ॥૫૪॥ વલણ ॥
નાથ અનન્ત બ્રહ્માન્ડના તે॥ માયા કરી થયા વરરાયરે ॥ ગુલાબબા કવી માન કહેના
થયો સતોપરી અષ્ટમોધ્યારે ॥૫૫॥ ઇતીશ્રી ॥

## અધ્યાય ૧૦૯ મો.

કડવું ૧ લું॥ રાગ સામેરી ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ હેવા-
માં કકુદમી નામે રાજા ॥ ધર્મ સીળ માહા બલવાન ॥ વર અર્થે કન્યા લઇ કરી ॥ બ્ર-
હ્મલોકથી આવ્યા રાજાન ॥૧॥ તેણે ત્યાં રેવતી કન્યા આપી ॥છે સ્થીર યોવન નીરંતર ॥
અમુલ્ય રત્ન ભુષણ રાજે ॥ ત્રીલોકે દુર્લભ મનોહર ॥૨॥માહા બળી બળદેવને તે ॥
કર્યું બહુ પ્રીતે કન્યાદાન ॥ સપ્ત વીંસ યુગની ઉત્પત્તી ॥ થઈ યથા યોગ્ય વયવાન ॥૩॥
મુની દેવેંદ્ર સભા વીષે તે ॥ત્રીલક્ષ ગજેંદ્ર આપ્યા ભુપ ॥ દસલક્ષ અશ્વ રથ લક્ષ ॥ અર્ધ
લક્ષ દાસી માહા રૂપ ॥૪॥ સુંદરી રત્નાલંકાર યુકત ॥ મણી લક્ષને રત્ન સાદર ॥સ્વર્ણ
કોટીને માણીક્ય મુકતા ॥ અરપીત હીરા દીવ્યાંબર ॥૫॥ સકન્યા બળદેવને આપી ॥
ચાલ્યા સાંથે બેસી રત્નયાન ॥ કુંડીન પ્રત્યે શીઘ થયું ત્યાં ॥ મંગળ કર્મ તે સુખદાન

॥૬॥ ચોસીતા સમુહમાં રેવતી ॥ કમળા કળા મહા હર્ષીત ॥ દેવકી, રોહીણી,ને યશો-દા ॥ અદીતી દીતી સહ મુદીત ॥૭॥ સાન્તી જય કરે મંદીરમાં ॥ કરાવે બહુ બ્રહ્મ-ભોજન ॥ સકર્પુર તાંબુળ આપીને ॥ અર્પીત દક્ષીણા બહુ ધન ॥૮॥ દેવ મુની રાજા સહ સર્વે ॥ થયા પ્રાપ્ત કુંડીન નગર ॥ રાજે સપ્ત પરીખા વેષ્ટીત ॥ દીઠું રમ્ય-પુર મનો-હર ॥૯॥ પ્રાકાર સપ્ત સંયુક્ત દ્વાર ॥ સપ્ત સુ વીશ્વકર્મા નીર્મીત ॥ નગર બાહેર દ્વાર દર્શીત ॥ વર યાત્રા રક્ષક રક્ષીત ॥૧૦॥ રૂકમી બાહારથી લાવ્યા ∙ સાથે ॥ સીશુપાળ દંતવક્ત્ર ભુપ ॥ નૃપનંદન જોઇ કુપીત ॥ પરમ કૃષ્ણ સૈન્ય અનુપ ॥૧૧॥ સાલ્વ સહ દુરાત્મા રૂકમી ત્યાં ॥ વદે તે નષ્ટ વાક્ય અયોગ્ય ॥ સીધ મુની સુધી સાધુ જન ॥ દેવે-દ્રને ઉપહાશ્યે યોગ્ય ॥૧૨॥ રૂકમી ઉવાચ ॥ બાળકૃત કર્મ શ્રેષ્ઠ બહુ ॥ શું કહું દેવેંદ્ર સભા માંહે ॥ રૂકમીણી દેવ યોગ્ય તે અર્થે ॥ નંદ પશુ રક્ષક આવ્યો આંહે ॥૧૩॥ જાર કર્મ કૃત ગોપી સાથે ॥ ગોપ ઉચ્છીષ્ટ કૃત ભોજન ॥ જાતી પ્રમાણ નમળે જેનું ॥ ભીક્ષાદી કર્મ જાણે સૌ જન ॥૧૪॥ રાજેંદ્ર પુત્ર નહીં કહીએ ॥ નહી મુનીંદ્ર પુત્રં પ્રમાણ ॥ વસુદેવ ક્ષત્રી તન ભીક્ષા ॥ કરે વૈશ્ય મંદીરે એ જાણ ॥૧૫॥ માહા દુરાત્મા એ સઉ જાણે ॥ જે શીસુકાળે સ્રીહત્યા કરી ॥ નાનાવીધ અનુચીત વળી ॥ કુબજા સં-ભોગ ક્રીયા આચરી ॥૧૬॥ રાજેંદ્ર હણવે બ્રહ્મહત્યા ॥ પ્રાપ્ત પ્રાણીને વેદ વચન ॥ મ-થુરાં વિષે જઇ કરીને ॥ હણ્યો ધર્મીષ્ઠ કંસ રાજન ॥૧૭॥ શાલ્વ ઉવાચ ॥ રૂકમી કહ્યું જે તેં સત્ય સર્વે ॥અસત્ય નહીં કરે ભાષણ ॥કેમ થાયે એ રૂકમીણી ભર્ત્તા ॥ કર્ત્તા એ નંદ પશુ રક્ષણ ॥૧૮॥ સીશુપાળ ઉવાચ ॥ માહા આશ્ચર્ય ભુમી વીષે એ ॥ બ્રહ્માદી દેવ થઇ લયલીન ॥ મુનીંદ્ર બ્રાહ્મણ પુત્ર સર્વે ॥ આવ્યા તે માન્નત આજ્ઞાધીન ॥૧૯॥ દંતવક્ત્ર ઉવાચ ॥ લોભીષ્ઠ બ્રાહ્મણ નીરંતર ॥ દેવ ભ-કત વત્સળતા ધરી ॥ બ્રહ્મ પુત્ર મુની કેમ આવ્યા ॥ નંદપુત્રની આજ્ઞાએ કરી ॥૨૦॥ તેના વચન સાંભળી કરી ॥દેવ સમુહ કોપીત માન ॥ મુનીંદ્ર રાજેંદ્ર ગણ સર્વે ॥ માહા બળી બળ ભગવાન ॥૨૧॥ વલણ ॥ ભગવાન કથા મોક્ષ દાતા ॥ સુણો નારાયણ રાયરે ॥ ગુલાબબા માનસીંગ કહે ॥ થયો એકસો નવમો અધ્યાયરે ॥૨૨॥ ઇતીશ્રી ॥ માહા ॥ શ્રીકૃષ્ણ ॥ નારાયણ ॥ રૂકમીણી વીવાહ ॥ પ્રસ્તાવો નામ ॥૧૦૯ મો અધ્યાય ॥

## અધ્યાય ૧૧૦ મો

કડવું ૧ લું ॥ રાગ મારૂની ચોપાઇ ॥ શ્રીનારાયણ ઉવાચ ॥ કોપાતુર થયા બળદેવ ॥ રૂકમી રથ ભાંગ્યો તતખેવ ॥ હળે કર્યોછે સારથી નાસ ॥ હળધર પ્રભુ વીશ્વ વાસ ॥૧॥ રૂકમી હણવા મન વીચાર ॥ રૂકમી સરે કર્યા તે નીવાર ॥ મુકયું નાગાસ્ત્ર

પ્રભુ ઉપર ધા ગરૂડાસ્ત્રે હણ્યું તે ઇશ્વર ॥૨॥ કોપી રૂકમી ગ્રહ્યું પાશુપત ॥વૈરીઘાતી પ્રભા મુર્ય સત ॥ પ્રભુએ રૂકમી શસ્ત્ર સહીત ॥ મુકી જૃંભાસ્ત્રે કર્યો જૃંભીત ॥૩॥ નીંદ્રાસ્ત્રે રૂકમી નીંદ્રીત જાણ ॥દેખી સાલ્વે મુકયાં સત બાણ ॥સૈલ વ્રષ્ટી સીલા વૃષ્ટી ધાર ॥જળવ્રષ્ટી જ્વલદ અંગાર ॥૪॥બળદેવે સ્વઅસ્ત્ર ધારણ ॥ કરી કર્યા સર્વ નીવારણ ॥હળે કરી કર્યો રથ ભંગ ॥ કર્યું ચુર્ણ સારથીનુ અંગ ॥૫॥કોપી ઇચ્છે હણુ દુષ્ટ પ્રાણી ॥એટલે થઈ આકાસવાણી ॥તજો સાલ્વ વધ કૃષ્ણ હાથ ॥ધરા ધારી માહા બળનાથ ॥૬॥ પુરૂષાર્થ કહે કોણ ઇસ ॥ સર્સવ વતં બ્રહ્માન્ડ સીસ ॥ તે સાંભળી બળ ભગવાન ॥ મુર્છા પાડ્યો મહી દુખ દાન ॥૭॥ સાલ્વ પડ્યો દેખી સીસુપાળ ॥ સર વૃષ્ટી કરે તતકાળ ॥ બલે રથ ચુર્ણ કર્યો જાણ ॥ અર્ધ ચંદ્ર નીવાર્યાંછે બાણ ॥૮॥ તેને હણવા કરેછે સેષ ॥ કર્યા નીષેધ સ્વય મહેષ ॥ કૃષ્ણ વધ્યછે એ બલદેવ ॥ હરી પાર્ષદ છે શ્વયમેવ ॥૯॥ દંત વક્ત્રના તોડ્યા છે દંત ॥ દેખી તે સર્વ ચાપ્રૂ હસન્ત ॥ જોઇ વીક્રમ બલનુ ધીર ॥ પલાયણ થયા સર્વ વીર ॥૧૦॥ કુંડીન પ્રત્યે પ્રવેસે સર્વ ॥ વર યાત્રીણ ભંજીત ગર્વ ॥ આવ્યા સતાનંદ મુની નાથ ॥ હરી પુરથી કોટી મુની સાથ ॥૧૧॥ સમદ્વારપુર પ્રવેષીત ॥ સત્રુ અગમ્ય મીત્ર મુદીત ॥ દેવ નાગ મુનીરાજ કન્યા ॥ વર જોવા આવ્યાં સર્વ ધન્યા ॥૧૨॥ સર્વ જુવે નીમીષ રહીત ॥ મન પ્રસન્ન શીવ સસ્મીત ॥ રત્ન વીરચીત મનોહર ॥ રથે બેઠા છે પરમેશ્વર ॥૧૩॥ સર્વના પરમાત્મા શ્રી હરી ॥ ભકતાનુ ગ્રહે વીગ્રહ ધરી ॥ નવીન જલદ ઘનશ્યામ ॥ સોભે પીતાંબર સુખધામ ॥૧૪॥ સુભ સર્વાંગ ચંદના ચીત ॥ વીભુ વનમાળા વીભુષીત ॥ રત્ન કે યુર વળય ભ્રાજીત ॥ રત્નમાળા ઉજ્વળ વીરાજીત ॥૧૫॥ યુગ્મ સુંદર રત્ન કુંડળ ॥ વીરાજીત રમ્ય ગંડસ્થળ ॥ મંજીર રત્નસાર નીર્માણ ॥ હસ્ત મુરલી સુંદર જાણ ॥૧૬॥ જુવે દર્પણ સુભ મનો હર ॥ સેવે પાર્સદ શ્વેત ચામર ॥ નવ યોવન પદ્મલોચન ॥ સરદ પુર્ણેંદુ રાજીતા નંન ॥૧૭॥ કોટી કંદર્પ લાવણ્ય નીત્ય ॥ ભકતાધાર સનાતન સત્ય ॥ કીર્ત્તી પાવન તીર્થ પાવન ॥ કરે બ્રહ્મેશ સેષ શેવન ॥૧૮॥ પરમાલ્હાદ રમ્ય અનુપ ॥ કોટી ચંદ્ર પ્રભાસમ રૂપ ॥ ધ્યાના સાધ્ય છે પ્રકૃતી પર ॥ દુરા રાધ્ય પ્રભુ મનહર ॥૧૯॥ હેવા પ્રભુ જોયા નેત્ર ભરી ॥ વર વેષ સર્વાત્મા શ્રી હરી ॥ યુવતી વ્રંદ તે જોઈ કરી ॥ મુર્છીત થઈ સર્વ સુંદરી ॥૨૦॥ રૂકમીણીનું જીવન છે ધન્ન ॥ સર્વ ઘોષીતા વદે વચન્ન ॥ એટલામાં તાંહાં સુખાકર ॥ વર જોવા આવી હર્ષભર ॥૨૧॥ વલણ ॥ હર્ષભર જામાતરને ત્યાં ॥ દેખી રાજા ભીશ્મકની નારરે ॥ નીમેષ રહીતા સ્થીર દ્રષ્ટી ॥ જોઇ રહી વર વીશ્વાધારરે ॥૨૨॥ કડવુ ૨ જુ ॥ રાગ કેદારો ॥ પ્રસનાનન્ન સપુત્રી રાજા ॥ આવ્યા સાથે નીજ પુરોહીત ॥ સર્વ સુર વીપ્ર ગણ સાથે ॥ બહુ મહીપતી સહાન્વીતા ॥

॥૨૩॥ પ્રણમી યોગ્ય આશ્રમ આપ્યો ॥ સુધોપમા ભક્ષ પુર્ણ વસ્ત ॥ દીવા નીસી તે સ્થાનક વીષે ॥ મનવાંચ્છીત સુખ સમસ્ત ॥૨૪॥ ત્યાં રજની નીવારીત સુખે ॥ સહ બાંધવને સહદેવ ॥ પ્રભાતકાળે ઉઠી કરીને ॥ પ્રાત કૃત્ય કરે વસુદેવ ॥૨૫॥ સ્નાન સંધ્યાદીક કરીને ॥ તે ધરેછે ધોતીકાદી વસન્ન ॥ વેદ મંત્ર કરી હરીનુ તે ॥ કરી માનસીકાદી પુજન્ન ॥૨૬॥ પછે સંપુજ્ય માત્રીકા સર્વા ॥ વળી સાક્ષાતદેવ સમસ્ત ॥ વૃદ્ધી શ્રાધ કરીને કરે ત્યાં ॥ ગ્રહ સાન્ત્યાર્થ મંગળ વસ્ત ॥૨૭॥ બ્રહ્મભોજંન કરાવે પ્રીતે ॥ સર્વ દેવને બાંધવ જન્ન ॥ વાજીત્ર નાના વીધ વાજીત ॥ વર સુવેંસ સજ્ય સાજન્ન ॥૨૮॥ ભીસ્મક રાજન એ પ્રકારે ॥ વીવાહાર્થ મંગળ વીવીધ ॥ પુરોહીત વેદ મંત્રે કરી ॥ તે કરે કર્મ વેદ પ્રસીધ ॥૨૯॥ મણી રત્નને માણીકય મુકતા ॥ ભક્ષ દ્રવ્ય વસ્ત્ર હીરા ધન ॥ બંદી ભિક્ષુક વીપ્રને આપે ॥ વાગે વાજીંત્ર મંગળાયન ॥૩૦॥ સુવેષ કરેછે રૂકમીણીને ॥ રાજમુની પત્ની સૌ મુદીત ॥ સુલગ્ન લગ્નાધીપ સંયુત ॥ સુભક્ષણ વીવાહ ઉચ્ચીત ॥૩૧॥ સદ્‌ગ્રહ દ્રષ્ટી અસત વર્જીત ॥ સુભ ચંદ્ર તારા સુનક્ષત્ર ॥ વેધ દોશાદી રહીત સર્વ ॥ દંપતી સુંખદ કર્મ સર્વત્ર ॥૩૨॥ હેવે સમયે ભીસ્મક દ્વારે ॥ હરી આવ્યા સુર મુની સહીત ॥ જ્ઞાની બાંધુ નૃપ માત પીતા ॥ ગોપ પાર્સદ સપુરોહીત ॥૩૩॥ ભટ. ગણક જોતી નીપુણ ॥ વાજીત્ર નર્તક ગાયનપર ॥ નાના સીલ્પ સહ માળા કર ॥ વીંધાધર કીન્નર અપ્સર ॥૩૪॥ સ્થળ જુવે દેવ મુની નૃપ ॥ આવ્યા હર્ખ વીવાહ દર્સન ॥ રંભા સ્તંભ પટ સુત્ર માલ્ય ॥ રસાળ ચંપક ને ચંદન ॥૩૫॥ નાના વીધ રાજેંદ્ર વેષ્ટીત ॥ મંગળ ઘટ પલ્લવાન્વીત ॥ ફળ કસ્તુરી ગંધ કુંકુમ ॥ રત્ન નીર્માણ વેદી રાજીત ॥૩૬॥ ચર્ચીત ચંદન કસ્તુરીને ॥ કુંકુમ સંયુત મનોહર ॥ વહે બહુ સીત મંદ વાયુ ॥ સુરભી કૃત સુખાકર ॥૩૭॥ અનન્ત રત્ન દીપ ઘોતીત ॥ ધુપ સુગંધ દ્રવ્ય વાસીત ॥ ચીત્ર વીચીત્ર વીવીધ વીધ ॥ સીલ્પી પુન્યકારીણનીર્મીત ॥૩૮॥ ચારોપાસ આવૃત સુસોભે ॥ કરે ગંધર્વ મીષ્ટ સંગીત ॥ વીધા ધરી સુભ નૃત્યકીનું ॥ નૃત્ય પરમ રમ્ય રાજીત ॥૩૯॥ અચેષ્ટીત ચીત્રવત તાંહાં ॥ રમ્યં મંડપે રાજીત જન ॥ ગુપ્તદ્વાર ગોખ વીષે રહી ॥ જુવે યુવતી હર્ષીત મન ॥૪૦॥ વીદ્રુપ મંગળ ગઠે કરી ॥ ભુપ હસ્તે કુસ વસ્તુદાન ॥ તેવે સમે બ્રહ્માદય દેવ ॥ પ્રાંગણ પ્રત્યે જોયા રાજાન ॥૪૧॥ રથથી સત્વર ઉત્તરીને ॥ સ્થા પ્રાગણ વીષે મુદીત ॥ રાજેંદ્રને દાન વેંદ્ર સર્વે ॥ મુની સનકાદય સહીત ॥૪૨॥ કૃષ્ણ પ્રભુ પરમાત્મા પોતે ॥ સહ પાર્ષદ શ્રી ભગવાન ॥ તેને જોઇને સહસા ઉઠ્યા ॥ સહાનંદ ભીસ્મક રાજાન ॥૪૩॥ વંદના કરી મસ્તક નામી ॥ દેવ મુની નૃપને રાજન્ન ॥ રત્ન સીંહાસન રમ્ય માહા ॥ આપ્યાં પ્રથક પ્રથક આસન્ન ॥૪૪॥ વલણ ॥ આસન આપી કર્યું પુજન ॥ ક્રમે ભકતીએ વદે વચનરે ॥ વસુદેવ વાસુદેવ પ્રત્યે ॥ પુછ્યાં-

જાણી સફળ નયણે ॥૪૫॥ કડવુ ૨ જુ ॥ રાગ દેશાખની ચોપાઈ ॥

ભીસ્મક ઉવાચ ॥ હમણા થયું જન્મ સફૂળ ॥ મારૂં જીવન ક્રીયા સફળ ॥ જોયા વીશ્વ હેતુ વીશ્વવાસ ॥ કોટી જન્મ કર્મ થયાં નાસ ॥૪૬॥ શ્વય વીધાતા જગ પ્રદાતા ॥ સર્વ સંપદને સુખ સાતા ॥ જેના પાદ પદ્મ કોઈ જન ॥ સ્વપ્ને કરી ન શકે દર્શન ॥૪૭॥ શ્રષ્ટા તપ ફળના દાતાર ॥ તે પ્રભુ પધાર્યા મારે દ્વાર ॥યોગી સીધ્ય મુનીને સુરેસ ॥ સદા ધ્યાન અદ્રસ્ય મહેષ ॥ ૪૮ ॥ મૃત્યુના મૃત્યુ કાળના કાળ ॥ મૃત્યુંજય સર્વેસ કૃપાળ ॥ થયા નરને દ્રષ્ટીગોચર ॥ મારે દ્વારે પધાર્યા તેહર ॥ ૪૯ ॥ જેના મસ્તક સહસ પર ॥ રહે સર્વ વીશ્વ ચરાચર ॥ જેનો વેદ વીષે નહી અંત ॥ મારે દ્વારે પધાર્યા અનંત ॥ ૫૦ ॥ સર્વદા સર્વ મંગળકારી ॥ પૂજા સર્વાદી સીંદુર ધારી ॥ દેવા ગ્રણી સ્વપીતા મહેશ ॥ મારે દ્વારે પધાર્યા ગણેશ ॥ ૫૧ ॥ મુની વૈષ્નવ મહે પ્રધાન ॥ જ્ઞાનીના ગુરૂ જ્ઞાન નીધાન ॥ શ્વય સનકાદી ભગવાન ॥ મારે દ્વારે આવ્યા સુખ દાન ॥ ૫૨ ॥ બ્રહ્મ પુત્ર પૌત્રને પ્રપુત્ર ॥ વંશજાજે ધારી યજ્ઞ સુત્ર ॥ પધાર્યા સર્વ તે મારે દ્વાર ॥ બ્રહ્મ જોતી પ્રજ્વળીત અપાર ॥ ૫૩ ॥ કલ્પાંત પર્યંત વીના શ્રમ ॥ તીર્થી ભુત થયો પ્રમાશ્રમ॥ જેના પાદોદકે તીર્થ શુદ્ધ ॥ મારે ગ્રહે તે પાદ વીશુદ્ધ ॥૫૪॥ પૃથ્વી વીષે તીર્થ રહે જેહ ॥ સાગર વીષે તીર્થ સર્વ તેહ ॥ રહે સાગરે તીર્થ જે જાણ ॥ વીપ્ર પાદ વીષે તે પ્રમાણ ॥૫૫॥ વીપ્રપાદોદક કરે પાન ॥ આપે ભક્તીએ વીપ્રને દાન ॥ કરે સ્નાન જે તીર્થ સકળ॥ તેના જેટલું પામે તે ફળ ॥૫૬॥ વીપત્તીનું કરે નીવારણ ॥ વ્યાધી નીર મુળનું કારણ ॥ નરને વીપ્ર પાદોદક સાર ॥ સુખ સંપદનું છે દાતાર ॥૫૭॥ ગંગા સમ નહીં તીર્થ આંન ॥ નહીં દેવ માધવ સમાન ॥ ન ભકત સનકાદી સમ મહી ॥તરૂ કલ્પ તરૂ સમ નહીં ॥૫૮॥ પારી જાત સમાન ન ફુલ ॥ વૃત ન હરી વાસર તુલ્ય ॥ પત્ર નહી તુલસી પ્રમાણ ॥દેવી ન પ્રકૃતી સમ જાણ॥૫૯॥ વાયુથી ન આધાર અવર ॥સ્થુળ ન મહદ્વીષ્નુથી પર ॥નહીં પાવન બ્રાહ્મણ સમ ॥નહીં તિર્થને નહીં આશ્રમ॥૬૦॥ પરમાણુથી સુક્ષ્મ કો નહીં ॥ કમળોદ્ભવ બોલ્યા એ સહી॥ બ્રહ્માવીષ્નુ શીવાદીના ઇશ ॥પ્રકૃતીપર શ્રી જગદીશ ॥૬૧॥ધ્યાના સાધ્ય દુરારાધ્ય જાણ ॥ યોગીંદ્રને નીર્ગુણ નીર્વાણ ॥ ભક્તાનુગ્રહ વીગ્રહ ધાર ॥ થયા નરને દ્રશ્ય સાકાર ॥૬૨॥ ધરે ધ્યાન બ્રહ્મેસ, ને શેષ ॥ ધનાધીપ, ગણેશ, દીનેશ ॥ તેને દુર્લભ શ્રી ભગવાન ॥ મારે ગ્રહ આવ્યા સુખદાન ॥૬૩॥એમ કહી ભીસ્મક રાજાન ॥સનમાની કૃષ્ણભગવાન ॥ શામવેદોક્ત સ્તોત્રે કરીને ॥ સ્તવે પરમેશ્વર હરીને ॥૬૪॥ ભીસ્મક ઉવાચ ॥

સર્વાંતર આત્મા સર્વેશ્વર ॥ સાક્ષી નીર્લીપ્ત પરમેશ્વર ॥ કર્મીના કર્મના અંશે કરી ॥ કારણના કારણ શ્રીહરી ॥૬૫॥ કહે કો તમને ભગવન ॥ એક જોતી રૂપ સનાતન ॥ કોઈ

કહે પર્મોત્મા સ્વરૂપ ।। જેના પ્રતિબીંબે જીવ રૂપ ।।૬૬।। કોઈ પ્રાકૃતીક જીવ કહે ।। સગુણ ભ્રાંતી બુદ્ધીથી રહે ।। શરીર પ્રત્યે કહે કો નીત્ય ।। સુક્ષ્મ બુદ્ધીથી બુદ્ધ વદીત્ય ।। ।।૬૭।। દેહ વીષે અભ્યંતર જ્યોતી ।। રૂપ સનાતન રહે ઘોતી ।। કયાંથી તેજ પ્રભવતા હોય ।। સાકાર ઇશ્વર વીના ગ્નાય ।।૬૮।। એમ સ્તુતી કરી વીસારદ ।। અંતર વીષ્નુસ્મર્ણ નારદ ।। જે પાદપદ્મને પદ્માર્ચીત ।। તેણે અર્પે પાદ્ય મુદાન્વીત ।।૬૯।। અર્ધ્ય સજલ દુર્વા સુમન ।। મધુ પ્રકવ સર્વાંગે ચંદન ।। ઇંદ્રાર્પીત પારીજાત માળ ।। અર્પી જમાઇને તે ભુપાળ ।।૭૦।। કુબેરે આપેલાં રત્નાભર્ણ ।। ભકતીએ કર્યાં તે કૃષ્ણાર્પણ ।। વન્હીદત્ત યુગમ વસન ।। શ્રીકૃષ્ણને આપ્યાં તે રાજન ।।૭૧।। જ્વળીત રત્ન મુકુટ જેહ ।। વીશ્વકર્માએ આપેલો તેહ ।। પરમાત્મા કૃષ્ણ શીરપર ।। ધર્યો ભુપતીએ તેજાકર ।।૭૨।। ધુપ રત્નદીપ મનોહર ।। માહામીષ્ટ નૈવેદ્ય સુંદર ।। શુભ નાના પ્રકાર સુમન ।। દીવ્ય આપ્યું રત્ન સીંહાસન ।।૭૩।। સપ્ત તીર્થ ઉદક પાવન ।। પ્રભુને કરાવ્યું આચમન ।। ફરી તાંબુળ મન મુદીત ।। સુગંધ કર્પુરાદી વાશીત ।।૭૪।। રતીકર સૈયા રમ્ય સ્થળ ।। પાન અર્થે સુવાશીત જળ ।। પુટાંજળી યુત હર્ષ ભર ।। રાજા ભકતી નમ્રાત્મકંધર ।।૭૫।।

વલણ ।।　　કંધર નમ્રાત્મ થઇ કરી ।। પુષ્પાંજળી કૃષ્ણાર્પીત રાયરે ।। ગુલાબમા-માનસીંગ કહે ।। થયો એકસો દસમો અધ્યાયરે ।।૭૬।। ઇતીશ્રી ।। માહા ।। શ્રીકૃષ્ણ ।। નારાયણના રૂકમણ્યુ દ્વાહે ।। સર્વ પરાજય ।। કૃષ્ણ પુજન પ્રસ્તાવો નામ ।।૧૧૦ મો અધ્યાય સંપુર્ણ ।।

## અધ્યાય ૧૧૧ મો.

કડવું ૧ લું ।।　રાગ રામગ્રી ।।　શ્રીનારાયણ ઉવાચ ।।　એટલામાં દેવી માહા લક્ષ્મી ।। આવી સભામા રૂકમીણી સતી ।। રત્નસીંહાસણ સ્થિત રાજે ।। રત્નાભર્ણ દીવ્ય માહા મતી ।।૧।। પરમ દીવ્ય વસન ધારી ।। રમ્ય કબરી ભાર ભુષીત ।। અમુલ્ય રત્ન દર્પણ દર્શે ।। શુભ સર્વાંગ ચંદનાર્ચિત ।।૨।। કસ્તુરી બીંદુ યુકત સીંદુર ।। બીંદુ રાજે ભાલ મધ્ય સ્થળ ।। તપ્ત કાંચન વર્ણાભા શોભે ।। સત ચંદ્ર સમ સીતોજ્વળ ।।૩।। શુભ માલતી માળ શોભીત ।। લઈ આવ્યા સપ્ત નૃપ સુત ।।દેવેંદ્ર મુનીંદ્રને સિધેંદ્ર ।। જોઇ ત્યાં માહાલક્ષ્મી અદ્ભુત ।।૪।। સતી સપ્ત પ્રદક્ષિણા કરી ।। પ્રણમી સ્વપતિને સસ્મિત ।। પાદ પ્રક્ષાળીત શીતોદક ।। ચંદન પુષ્પ પલ્લવાન્વીત ।। ૫ ।। વિશ્વ કાન્તી સ્વકાન્તા દર્શીત ।। કાન્તાએ નિજ કાન્ત દર્શન ।। માહાદેવી સ્વપિતા ઉછંગે ।। ગયાં લજ્જીત નમ્ર વદન ।।૬।। રાજા સ્વકન્યા દેવેસ્વરી તે ।। સમર્પીત વેદ મંત્રે કરી ।। વસુદેવ આગ્નાએ નારદ ।। મુદીત બોલ્યા સ્વસ્તિ શ્રીહરી ।।૭।। ગ્રહણ કરી તે દેવ દેવી ।। જેમ ભવાનીને ભવ ઇશ ।। સુવર્ણ પંચલક્ષ અર્પીત ।। શ્રીકૃષ્ણ પર્મોત્માને મહીસ ।।૮।। ધ-

ભિણે પુર્ણપુરૂષોતમને ॥ પરમ શુભ કર્મ નિષ્પન્ન ॥ નિજ કન્યા વક્ષસ્થળે લઈ ॥ મોહે કરીને રોયા રાજન્ન ॥૯॥ મુનીંદ્ર દેવેંદ્ર સભા વિષે ॥ તે સમર્પણ વાક્ય ઉચરી ॥ કન્યાને અભીસિંચન કરે ॥ રાજા યુગ્મ નેત્ર જળે કરી ॥૧૦॥ એટલામાં રાણી ભિષ્મકની ॥શુભ રૂકમીણી જનની જેહ ॥ પતી પુત્રવતી સાધ્વી સહુ ॥ માહા મુદીત મન છે તેહ ॥૧૧॥ આવી મંગળ કૃત તે સાધ્વી ॥ શુભ વરકન્યા બેઠાં જાંહે ॥ હર્ષી દંપતીને પ્રવેષીત ॥ રત્ન નીર્માણ મંદીર માંહે ॥૧૨॥ નાનાવિધ ચિત્રવિચિત્રીત ॥ સુંદર હીરા હારભુષીત ॥ વિવીધ શુભ દર્પણ દીસે ॥ મુકતા માણીક્યને રત્નાન્વીત ॥૧૩॥ જઈ શ્રીકૃષ્ણ તે સ્થાને જોયાં ॥ દુર્ગા, નીવારણી દુરગતી ॥સરસ્વતી, ને સાવીત્રી, તાહાં ॥ રેવતી, નેછે રોહીણી, સતી ॥૧૪॥ દેવ પત્ની, રાજ પત્ની, મુની ॥ પત્ની, પતીવૃતા સુદર્ષીત ॥ સ્થિત રત્ન સિંહાસણ પર ॥ શુભ રત્નાભુષણ ભુષીત ॥૧૫॥ ઉઠયાં સરવે જોઈ શ્રીકૃષ્ણ ॥ શ્રીજગપતિ વિશ્વ પાવન્ન ॥ રમ્ય રત્નસિંહાસણ આણી ॥ હર્ષી બેસાડ્યા શ્રીભગવન્ન ॥૧૬॥ મુદીત સ્તુતિ કરે સૌ દેવી ॥ સૌ મુની પત્ની માધવની જાણ ॥ પુટાંજળી યુકત થઈ કરી ॥ ક્રમે ભિન્ન ભિન્ન શુભ વાણ ॥૧૭॥ ભોજન કરાવે પ્રેમે રાંણી ॥ કન્યા સહિત વર રાજાન ॥ સહ કર્પુર તાંબુળ આપી ॥ મંગળ પત્રીકા ભગવાન ॥૧૮॥ સર્વ આજ્ઞા કરે શ્રીહરીને ॥ એ પત્રી વાંચો પ્રભુ મુદીત ॥ વાંચે પત્રીકા શ્રીકૃષ્ણ પોતે ॥ દેવી સભા સકળ હર્ષીત ॥૧૯॥ માહાલક્ષ્મી, સરસ્વતી, દુર્ગા ॥ સાવીત્રી, ગંગા, આદી એ સતી ॥ તુળશી, પૃથ્વી, ને અરૂંધતી ॥ યમુના, દેવહુતી, અદીતી ॥૨૦॥ સતરૂપા, મેનકાદી, દેવી ॥ દંપતીને સુમંગળકારી ॥ પરમાનંદ શ્રીકૃષ્ણ પ્રત્યે ॥ હર્ષીત હાસ્ય વાકય ઉચારી ॥૨૧॥ પાર્વતી ઉવાચ ॥ રૂકમીણી કાન્ત રૂકમીણી હર્ષે ॥ તમને જુવે જગ પાવન્ન ॥ તમો રમ્ય માહા રૂપવતી ॥ જુવો સુંદરી નવયોવન્ન ॥૨૨॥
સચી ઉવાચ ॥ તમો યોગ્ય પ્રભુ યુવતીએ ॥ રમ્ય રત્ન ભુષણ ભુષીત ॥ સપ્રેમ સર્વેસ્વર તમારી ॥ પ્રાર્થના કરે મન મુદીત ॥૨૩॥ સાવીત્રી ઉવાચ ॥ યથા યોગ્ય વિદર્ભ રાજાએ ॥ શુભ પાત્રે કર્યું કન્યાદાન ॥ પરમ રમ્ય રૂકમીણી કન્યા ॥ વર સુંદર શ્રી ભગવાન ॥૨૪॥ રતી ઉવાચ ॥ ઇશ્વરને પરિહાસ્ય કર્તા ॥ કોણ સમરથ ભુમે જાણ ॥ ધ્યાન સાધ્ય દુરાધ્ય પ્રભુ ॥ સર્વેશ્વર હરી નીરવાણ ॥૨૫॥ પૃથ્વી ઉવાચ ॥ જેવો વરને તેવીજ કન્યા ॥ સુવીવાહ ભીષ્મક મંદીર ॥ માહા ભાગ રાજા રૂકમીણી આપી ॥ સુયામાત્ર કર્યા બલ વીર ॥૨૬॥ રોહીણી ઉવાચ ॥ વલણ ॥ બલ વીર સત્ય કહો સ્વામી ॥ કામીની સભામાં ભગવાનરે ॥ કેવી રમ્ય રાધીકા કહોને ॥ કેવી રૂકમીણી છે સુખ દાનરે ॥૨૭॥ કડવું ૨ જુ ॥ રાગ કેદારાની ચોપાઇ ॥ સરસ્વતિ ઉવાચ ॥ સાધા વિષે મિતિ રહે જેવી ॥ રૂકમી-

ણી વિષે સ્થિતિ ન તેવી ॥ પુર્વકાળની તે સંઘ ધારી ॥ સર્વ ક્રીડા સુવર્ધનકારી ॥૨૮॥ પ્રાણાધીષ્ટાત્ર તે માહા મતી ॥ પંચ પ્રાણાધીક દેવી સતી ॥ કૈમળા, છે રૂકમીણી સાક્ષાત ॥ સંપતદિાંની અધી દેવ માત ॥૨૯॥ કૃષ્ણ પરમાત્માની નીર્વાણ ॥ સર્વ શકિત સ્વરૂપ છે જાણ ॥ બુદ્ધિ અધી દેવી વૃદ્ધિ કરા ॥ દુર્ગા, નારાયણી સર્વ પરા ॥૩૦॥ દેવાધીષ્ટાત્રે તું વેદ માતા ॥ દેવી સાવીત્રી, જન સુખ દાતા ॥વિદ્યાધી દેવતા હું, પ્રમાણ ॥ અન્ય કમળા કળા છે જાણ ॥૩૧॥ ન બ્રહ્મા, શીવ, શેષ, ગણેશે ॥ ભકત, પદ્મા, વિષે નદીનેશે ॥ શીવ, એ સર્વ વિષે ન તેવો ॥ રાધા વિષે પ્રસાદ છે જેવો ॥૩૨॥ ત્રીલોકમાં ધરણી છે ધન્ન ॥ તેમાં ભરતખંડ પાવન્ન ॥ તે વિષે છે ધન્ય વંદ્રાંવન ॥ રાધા પદાબ્જ ચિન્હ આછંન ॥૩૩॥ સર્વ દેવી મધ્યે પુન્યવતી ॥ માહા ભાગ્યછે રાધીકા સતી ॥ સર્વધ્યાયંત દુરથી મુદા ॥ રાધા વક્ષસ્થળ સ્થિત સદા ॥૩૪॥ રાધીકાને કરો નમસ્કાર ॥ સમતા નહિ કો અન્ય નાર ॥ સરસ્વતીના, સુણી વચન્ન ॥ સાવીત્રી, પાર્વતી, થૈ પ્રસન્ન ॥૩૫॥ લોપામુદ્રા, અનુસુયા, સતી ॥ મુની સ્ત્રી, અહલ્યા, અરૂંધતી ॥ મુની પત્ની, તે, સર્વ વધાવે ॥ પ્રભુને ચર ભક્ષ કરાવે ॥૩૬॥ દેવ, મુનીને, સર્વ રાજન ॥ તેનું ભિષ્મક, કરે પૂજન ॥ ભોજને કર્યા તૃપ્ત સકળ ॥ નાદ, વાજીત્ર, ગીત મંગલ ॥૩૭॥ ઉઠી પ્રભાતે બ્રહ્મેશ, શેષ ॥ સર્વ દેવાદી, સહ સુરેશ ॥ નીજ નીજ યાન આરોહીત ॥ સર્વ ભુંપતે સીઘ્રતાન્વીત ॥૩૮॥ રાજા ઉગ્રસેન, હર્ષભરી ॥ વસુદેવ તે સીઘ્રતા કરી ॥ શ્રજ કર્યા જવા દ્વારાંવતિ ॥ વર શ્રીકૃષ્ણ રૂકમીણી સતી ॥૩૯॥ રાણી શુભદ્રા, સુતા વત્સળ ॥ રૂકમીણી, ને કીધી વક્ષસ્થળ ॥ પ્રેમાકુળ કરે તે રૂદન ॥ સખી સહ વદે છે વચન ॥૪૦॥

શુભદ્રા ઉવાચ ॥ જવાની તું તજી નીજ માત ॥ મારી વત્સ ઈશ્વરી સાક્ષાત ॥ તારા વિના જીવા કેમ કરી ॥ ને કેમ જીવસે તું દીકરી ॥૪૧॥ મારા ગ્રહથી માહાલક્ષ્મી, સતી ॥ કન્યા રૂપા, માયા ભગવતી ॥ વસુદેવ, આલયે નીવાસ ॥ વાસુદેવ,પ્રીયા સુખરાસ ॥૪૨॥ સોઆક્રાંત કહીયે વચન્ન ॥ નેત્ર જળે કર્યું છે સિંચન્ન ॥ ભુપ ભિષ્મક સાશ્રુનયંન્ન ॥ અર્પી કૃષ્ણને કન્યા રાજન્ન ॥ ૪૩ ॥ સર્વ સામગ્રી અર્પણ કરી ॥ ત્રેયાં રૂકમણી, માયા આવરી ॥વસુદેવે, શ્વશ્રુને સુત ॥બેસાડયાં રથ આણી અદ્ભુત ॥૪૪॥ જામાત્રને ભુપે વદા કરી ॥ સહસ્ર ગજેંદ્ર સર્વોપરી ॥ આપ્યા ખટ સહસ્ર તુરંગ ॥ દાસી સહસ્ર ભુષણ અંગ ॥૪૫॥ દશ સહસ્ર દાસ અર્પણ ॥ રત્ન સહસ્ર રત્ન ભુષણ ॥ સ્વર્ણના વિશ્વકર્મા રચીત ॥ લક્ષ પાત્ર દીવ્ય અરપીત ॥૪૬॥ અલંકૃત સુભ્રી રમ્ય અતિ ॥ સહ વત્સ ધેનુ દુગ્ધવતી ॥ આપ્યાં અમુલ્ય દીવ્ય વસન્ન ॥ ભકિત થકી ભિષ્મક રાજન્ન ॥૪૭॥ વસુદેવોગ્રસેન, ભુનાથ ॥ હર્ષી ચાલ્યા દેવ, મુની, સાથ ॥ સીઘ્રે દ્વારકાં મધ્યે પ્રયાણ ॥ જઈ પુર પ્રવેશીત જાણ ॥૪૮॥ વાજે વાજીંત્ર સુમનોહર ॥ મંગળગીત નાદ

સુંદર ॥ દેવકી, રોહીણી, ને યશોદા ॥ દીતી, અદીતી, સહુ મન મુદા ॥૪૯॥ શ્રીકૃષ્ણ, રૂકમીણી, રમ્યાકાર ॥ સર્વે મળી જુવે વારંવાર ॥ કરે મંગળ મન મુદીત ॥ વર વધુ ગ્રહ પ્રવેષીત ॥૫૦॥ ચતુર્વીધ, કરાવે ભોજન ॥ મુની દેવાદીને મિષ્ટ અન્ન ॥ બંદી, ભિક્ષુક, વિપ્ર, ને દાન ॥ આપી પ્રેમ કર્યા સનમાન ॥૫૧॥ વલણ ॥ સનમાન આપી હર્ષ નીર્ભર ॥ સઉ જય જય વદતા જાયરે ॥ ગુલાબ કુંવર માનસીંગ કહે ॥ થયો સતોપરી એકાદશો ધ્યાયરે ॥૫૨॥ ઇતિશ્રી બ્રહ્મ વૈવર્તે માહા પુરાણે શ્રી કૃષ્ણ જન્મખંડે નારાયણ નારદ સંવાદે રૂકમીણી ગ્રહીત્વા દ્વારકાં પ્રવેશ પ્રસ્તાવો નામ એકાદશોત્તર સત પરીમીતો ધ્યાય ॥૧૧૧॥ અધ્યાય સંપુરણ

## અધ્યાય ૧૧૨ મો.

કડવુ ૧ લું ॥ રાગ ધનાશ્રી ॥ શ્રી નારાયણ ઉવાચ ॥

સર્વે નીજ નીજ સ્થાને ગયા ॥ થયું સંપુર્ણ કર્મ મંગળ ॥ નંદ યસોદા સ્વપુત્ર પાંસે ॥ બેહુ આવ્યાં તે પુત્ર વત્સળ ॥૧॥ યસોદા ઉવાચ ॥ ભાઈ તમોએ જ્ઞાન આપ્યું છે ॥ તમારા પીતાને ભગવાન ॥ હું માતા મને આપો વત્સ મારા ॥ કૃપા કરીને કૃપા નીધાન ॥૨॥ મને ઓધ્ધારોની માહા ભાગ ॥ પ્રભુસ્વય ધરા ઉધારણ ॥ પડી ભવાબ્ધીમાં ભયાતુર ॥ તમો છો ઉધારણ કારણ ॥૩॥ યસોદાના વચન સાંભળી ॥ હસ્યા પુરાણ પુરૂષોત્તમ ॥ બોલ્યા ભકતીએ સ્વમાતા પ્રત્યે ॥ જ્ઞાનીના ગુરૂ ગુરૂ ઉત્તમ ॥૪॥

શ્રી ભગવાન ઉવાચ ॥ જ્ઞાન વીસયાત્મક રહેને ॥ યોગાત્મક જ્ઞાન માતા મારી ॥ શ્રેષ્ટ ભકત્યાત્મક જ્ઞાન જે છે ॥ તે મારા ભકતને શુખકારી ॥૫॥ જ્ઞાન પંચ પ્રકાર પ્રેરીત ॥ એ સર્વ બેદ વીષે સંમત ॥ ભકત્યાત્મક સર્વો પરી રહે ॥ તેના લક્ષણ સાંભળ સત ॥૬॥ સુધા, તૃષાદીકનુ, ખંડન ॥ શ્વાંત સોધન, નાડી સોધન ॥ ચક્રભેદન, શકતી, કુંડળી ॥ એ કહ્યું ઇશ્વરનુ ચીંતન ॥૭॥ ઇંદ્રી દમન, લોભાદી વર્જન ॥ મુળાધાર, સ્વાધીષ્ટાનો દીત ॥ મણીપુર મનોહર સુદ્ધ ॥ જ્ઞાનાખ્ય ચક્રખંટ પ્રકીર્ત્તીત ॥૮॥ નારીને નીર્બોધ રહે સદા ॥ મુર્ખને વીશેષ થકી જાણ ॥ સાધ્વી જ્ઞાન યોગાત્મક જે તે ॥ સાધ્ય ઇચ્છા સીધને પ્રમાણ ॥૯॥ જંતુને જ્ઞાન વીશયાત્મક ॥ પોતે જાણે સ્વેચ્છાસઉજન ॥ સર્વ કર્મ વીષે મુકત રહે ॥ સીદ્ધને બોધં સદા સાદ્ધન ॥૧૦॥ સીદ્ધ શ્રેષ્ટ જ્ઞાન મોક્ષાત્મક ॥ નીર્વાણ કારણ જે વદીત ॥ બ્યાપ્રની વૃતી માર્ગ વીષે જે ॥ તે ભકત તેને નહી વાન્છીત ॥૧૧॥ તમને જ્ઞાન ભકત્યાત્મક જે ॥ તે રાધીકા આપશે નીર્વાણ ॥ તેને વીષે મનુષ્ય ભાવ તે ॥ ત્યાગો કરશો જ્ઞાન તે જાણ ॥૧૨॥ નંદને મે જે જ્ઞાન આપ્યું તે ॥ તને આપશે સુખ આકર ॥ વ્રજ પ્રત્યે તમો જાવો માતા ॥ મારા પીતા સહીત આદર ॥૧૩॥ એમ કહીને વીનય કરી ॥ અંતર પધાર્યા ભગવન ॥ હરી આજ્ઞાએ નંદ ય-

શોદા ॥ સહ ચાલ્યાં તે કદળી વન ॥૧૪॥ નીંદ્રાયુક્ત તાંહાં દીઠાં રાધા ॥ ત્યાગીતં ભુષણ મનોહર ॥ કૃશાંગ સુક્લાંબર ધારણ ॥ છે નીરાહાર તે કૃસોદર ॥૧૫॥ પંકસ્થ પંકજ દળ વીષે ॥ છે સજળ તે ચંદનાર્ચીત ॥ સૈયા વીષે કૃષ્ણ પદાંભોજ ॥ ધ્યાય તે સાશ્રુ નેત્ર મુર્છીત ॥૧૬॥ બાહ્ય જ્ઞાન પરી ત્યાગ કરી ॥ એક નીષ્ટ મન બહુ નામી ॥ મુખાંબુજ જુવે હર્ષે રૂએ ॥ સ્વપ્ને સમીપ છે નીજ સ્વામી ॥૧૭॥ દીવાનીશી સખી ચારો પાસ ॥ સદા શ્વેત ચામરે શેવીત ॥ સાવધાન હસ્ત વેત્ર ધારી ॥ સતકોટી ગોપીકા રક્ષીત ॥૧૮॥ દેખી સભાર્યા નંદ વીસ્મય ॥ ભકતીયે પડ્યા ડંડવત પાચે ॥ નીંદ્રા તજીને પામ્ય ચેતન ॥ થયાં સહજ ઇશ્વરીચ્છાયે ॥૧૯॥ વીશય વર્જીત જ્ઞાનવાન ॥ સમીપ દીઠયાં દંપતી જન ॥ તે સભા વિષે રાધીકા પોતે ॥ તે પ્રત્યે બોલ્યાં મીષ્ટ વચન ॥૨૦॥ રાધીકા ઉવાચ ॥ કોણ તમોછો સત્ય કહો તે ॥ આવ્યા કોણ કારણ આ સ્થાન ॥ નર, પશુ, હું કાંઇ ન જાણું ॥ મને નથી કંઈ વીશય જ્ઞાન ॥ ૨૧॥ જળ, સ્થળ, કંઈ નહીં જાણું ॥ નસ્રી, પુરૂષ, નપુંશંક, ભેદ ॥ રાધીકાના વચન સાંભળી ॥ ને નંદ પામ્યા વીસ્મયખેદ ॥ ૨૨॥ ભય પામતી યશોદા પાસે ॥ આવી ગોપીએ આપ્યાં આસન્ન ॥ નંદને સાદર બેસાડયા ત્યાં ॥ યશોદા બોલ્યાં પ્રેમ વચન્ન ॥૨૩॥ યશોદાજી ઉવાચ ॥ ચેતનતા કર રાધીકા તું ॥ પ્રયત્ને કર આત્મા રક્ષણ ॥ મંગળ દીન સંપ્રાપ્ત સતે ॥ થશે પ્રાણનાથનું દર્શણ ॥ ૨૪ ॥ પવીત્ર વીશ્વછે તું થકીને ॥ વ્રજકુળ પાવન સુરેશ્વરી ॥ ગોપીકા પુન્યવાન સરવે ॥ તવ ચરણ સેવાએ કરી ॥૨૫॥ લોક ગાસે તવ કીર્ત્તી બહુ ॥ તીર્થ પાવની મંગળ જાણ ॥ વીવીધ વીધ નીગમ ચાર ॥ સંતને પુરાતન પુરાણ ॥૨૬॥ કૃષ્ણ સમીપથી હમો આવ્યાં ॥ તવ સમીપ પ્રેરીત પતી ॥ મંગળ વાર્ત્તા શ્રવણ કર ॥ દેહ ચેતન કરતું સતી ॥૨૭॥ ભક્ત્યાત્મક જ્ઞાન આપ મને ॥ તવસ્વામી ઉપદેસે કરી ॥ શીઘ્રે વરાનન આવીછું હું ॥ પશ્ચાત આવશે પોતે હરી ॥૨૮॥ શ્રી દામા શ્રાપથી મુકત હોશે ॥ શુણી યશોદાના એ વચન્ન ॥ વૃતાંત ગદા ભૃતનુ સુણી ॥ રાધાને થયુ પ્રાપ્ત ચેતન્ન ॥૨૯॥ શ્રી કૃષ્ણ નામના સ્મરણથી ॥ અમંગળ સર્વ થયું દુર ॥ કૃષ્ણ માતા પ્રત્યે બોલ્યાં રાધા ॥ ભકતી ઉત્તમ સાન્ત મધુર ॥૩૦॥ વલણ ॥ મધુર વાકય ભક્તિ ઉત્તમ ॥ લોકીક સર્વને સુખદાયરે ॥ ગુલાબબા માનસીંગ કહે ॥ થયો એકસો દ્વાદસમો ધ્યાયરે ॥૩૧॥ ઇતી ॥ માહા ॥ શ્રી કૃષ્ણ ॥ ના ॥ રાધા યશોદા સંવાદ ॥ ૧૧૨ અધ્યાય સંપુર્ણ ॥

## અધ્યાય ૧૧૩ મો

કડવુ ૧ લુ ॥ રાગ મારૂની ચોપાઇ ॥ શ્રી રાધીકા ઉવાચ ॥

જ્ઞાનાત્મક પરમ સુમતી ॥ સેષ બ્રહ્મેશ પુજીત સતી ॥ તને આપું જ્ઞાન નીરવાણ ॥ વેદ

સંતને એ નહીં જાણ ॥૧॥ સી આગ્ના મુઠ નીરંતર ॥ વાસ્તવીક અજ્ઞાન તત્પર ॥ વળી શ્રી કૃષ્ણ વીચારે કરી ॥ અચેતન સકુ શું ઉચરી ॥૨॥ જ્ઞાન પંચ વીધાછે પ્રમાણ ॥ સર્વો પરી ભકત્યાત્મક જાણ ॥ સાંભળ ચીત એકાગ્ર કરી ॥ કરૂં કથન તે સર્વોપરી ॥૩॥ કૃષ્ણ વરે નીર્ભયથા સહી ॥ સાધ્વી ગોલોકે થીરતા નહીં ॥ કુયોગીનું હોયછે પતન ॥ ત્યાંથી પણ એ સત્ય વચન ॥૪॥ તેથી કર તું સર્વનો ત્યાગ ॥ ભજ પરમેશ્વર માહા ભાગ ॥ તજ પુત્ર બુદ્ધી માહા મતી ॥ બ્રહ્મરૂપ બુદ્ધી કર સતી ॥૫॥ શુદ્ધ પુન્ય ક્ષેત્ર વૃંદાવન ॥ જઇ યમુના જળ પાવન ॥ કર ત્રીકાળ વીષે ત્યાં સ્નાન ॥ ગર્ગે આપેલું તે ધર ધ્યાન ॥૬॥ અષ્ટદળ પદ્મને ચંદન ॥ શુધ મને તું કર પુજન ॥ કર કર્મનો નાશ તું સતી ॥ સુત પીત્રુ સહીત સુમતી ॥૭॥ વીષ્નવ સાથે કવું ભાષણ ॥ અભકત સહન ઉચારણ ॥ વસવુ કંટકમાં તે સારૂં ॥ વીસ ભક્ષણ તે પણ વારૂં ॥૮॥ હરી ભકતી વીહીનનો સંગ ॥ નાસ બુધી તણો તે પ્રસંગ ॥ ભકતીહીન પોતે નાસથાય ॥ બુધી ભેદ કરે દુખદાય ॥૯॥ અંકુર જે ભકતી વૃક્ષ તણો ॥ ભકત સંગે વૃદ્ધી થાયે ઘણો ॥ કહે હરી કથાના વચન્ન ॥ કથા મૃતે તે હોયે સીંચન્ન ॥ ॥૧૦॥ અભકત ભાષણ વન્હી જવાળ ॥ અંકુર સુસ્ક કરે તત્કાળ ॥ પછે વૃદ્ધી ન પામે તે જાણ ॥ તેથી તજ સંગ સતવાણ ॥૧૧॥ કાળ સર્પને દેખીને જેમ ॥ ભય પામી નાસે નર તેમ ॥ યશોદા શ્વસુત ભાવ ત્યાગ ॥ માની ઇશ્વર ભજ માહા ભાગ ॥૧૨॥ રામ, નારાયણ,ને અનંત ॥ મુકુન્દ, મધુ સુદન, ભનન્ત ॥ કૃષ્ણ, કેશવ,ને જે કંસારી ॥ હરી, વૈકુન્ઠ, વામન, ધારી ॥૧૩॥ એ એકાદસ નામ પાવન્ન ॥ જપ કરે શ્રદ્ધાએ જે જન્ન ॥ કોટી સહશ્ર જન્મના તાપ ॥ સીઘ્રે મુકત હોયે તે સંતાપ ॥૧૪॥ રા,છે વીશ્વ વાચક ઉચાર ॥ ઇશ્વર વાચક શબ્દ મકાર ॥ વીશ્વના એ ઇશ્વર છે જાણ ॥ તેણે રામ, નામ નીરવાણ ॥૧૫॥ રમા સાથે કરતા રમણ ॥ તેણે રામ કહે બુધ જન ॥ રમાનુ છે એ રમણ સ્થાન ॥ તેણે રામ, વદંતી વીદ્વાન ॥૧૬॥ કહે રા,વર્ણ લક્ષ્મી વચન્ન ॥ મ,ઇશ્વરં વાચક નીમન્ન ॥ લક્ષ્મી પતીને શુગતી પ્રદા ॥ તેણે રામ નામ વીદુવદા ॥૧૭॥ દીવ્ય સહશ્ર નામ જે કહે ॥ તેના સ્મરણે જે ફળ લહે ॥ નીશ્ચય તે ફળને પ્રાપન્ન ॥ રામ, સ્મરણ માત્રથી જન્ન ॥૧૮॥ નારા,સારૂપ્ય મુક્તિ વચન્ન ॥ તેનુ જાણેછે બુધ અયન્ન ॥ તેથી નામ નારાયણ, જાણ ॥ સ્મરણે પ્રાપ્ત મોક્ષ નીર્વાણ ॥૧૯॥ સત્ય નારાયણ, નામોચ્ચાર ॥ ગંગાદી તીર્થ સ્નાઈ તે ધાર ॥ નારા, મોક્ષ સમુહ અયન્ન ॥ તેથી નારાયણ, ભગવન્ન ॥૨૦॥ જેનો વેદ, પુરાણે ન અંત ॥ સાસ્ત્ર, યોગે, ન તેથી અનંત ॥ મુક, શબ્દ નીર્વાણ બોધક ॥ છે તે નીર્વાણ મોક્ષ વાચક ॥૨૧॥ મોક્ષદાતા કૃપાળુ છે જાણ ॥ તેણે મુકુંદ, નામ નીર્માણ ॥ મુક, ભકતી પ્રેમરસ રહે ॥ તે પ્રદ તેણે મુકુંદ, કહે ॥૨૨॥ મધુ, નામ

દૈત્ય નીકંદન ॥ તેથી થયાછે મધુ સુદન ॥ કર્મ અસુભ નીકંદ કર ॥ યજ્ઞને મુકુવત, મ ધુર ॥૨૩॥ ભકતના કર્મને કરે નાસ ॥ તેણે મધુ સુદન, પ્રકાસના કૃષ્ણ, નામ સર્વોપરી સતી ॥ સમકોન ભુત ભવીષ્યતી ॥૨૪॥ કૃષ્ણ, કૃષ્ણ, તું સ્મરણ કર ॥ જળ પદ્મ તેમ ભવોદ્ધર ॥ કૃષ્ણ, મંગળ નામનો જાપ ॥ ભષ્મ હોય માંહા કોટી પાપ ॥૨૫॥ અ-શ્વમેધ સહસ્રનું ફળ ॥ કૃષ્ણ, નામથી હોયે સકળ ॥ ફરી જન્મ નાસકારી સોય ॥ ભક્ત-નુ પુનર્જન્મ ન હોય ॥૨૬॥ યજ્ઞ, વૃત, તપ, તીર્થ, સ્નાન ॥ વેદપાઠ, વીવીધ વીધ દાન ॥ કૃષ્ણ. નામ જાપને સમાન ॥ કોન આવે ભજ ભગવાન ॥૨૭॥ કે, જળ વીષે જેનુ સયન્ન ॥ તેથી વદે કેસવ, વીદુજન્ન ॥ કંસ, દુષ્ટને કરતા નાશ ॥ તેથી કંસારી, શ્રી અવીનાસ ॥૨૮॥ રૂદ્ર, રૂપે વીશ્વનો સંહાર ॥ કરે ભકત પાપ પરીહાર ॥ તેણે વેદ વીદુષ વદંત ॥ હરી, નામ તે શ્રી ભગવંત ॥૨૯॥ વૈકું, ભકિત વાચક નીર્વાણ ॥ ઠ,છે દાસ્ય તાવાચક જાણ ॥ ભકતીદાતા, છે શ્રી ભગવાન,॥ વૈકુંઠ, નામ વદે વીદ્વાન ॥૩૦॥ વા, શબ્દ નીશ્ચયાર્થ ઉચારી ॥ મન, ચંચળ આહર્ણકારી ॥ નીશ્ચે મનનો કરે સંહાર ॥ તેણે વામન, નામ ઉચાર ॥૩૧॥ મા, બ્રહ્મરૂપ મુળ પ્રકૃતી ॥ એ,ઇશ્વરી નારાયણી સ-તી ॥ વીષ્નુ માયા, સનાતની તેહ ॥ માહા લક્ષ્મી, સ્વરૂપ છે એહ ॥૩૨॥ અદીતી, સરસ્વતી, સ્વરૂપ ॥ રાધા, વસુંધરા, ગંગા, રૂપ ॥ એના સ્વામી માધવ નીર્વાણ ॥ સેષ, બ્રહ્મેશ, વંદીત જાણ ॥૩૩॥ સનકાદી ધ્યાન એકચીત ॥ પુરાણ, નીગમ, નીરૂપીત ॥ પ્ર-ભુ પુરણ નંદકીસોર ॥ ભજ ભકતીયે માખણ ચોર ॥૩૪॥ દધી, દુગ્ધ, ઘ્રત, ત્યાગ ક-રી ॥ તક ઇચ્છેછે પોતે શ્રી હરી ॥ તેના ચોર થઇ સુખદાન ॥ વૃક્ષે બંધાયા શ્રી ભગવાન ॥૩૫॥ યોગી, સીદ્ધગણ, મુની, દેવ ॥ ભવ, શેષ, પદ્મા, કરે સેવ ॥ બાંધી શકે ન તે યોગે કરી ॥ મુળે બંધાયા પોતે શ્રી હરી ॥૩૬॥ પ્રેમ ભકતી સ્તુતી કરી ભજ ॥ કર પૂજા પ્રત્ર ભાવતજ ॥ રદે સ્થીત ઇસ માહામતી ॥ ધ્યાન યત્ને સદા ભજ સતી ॥૩૭॥ ભદ્ર તે વર માગ મુદીત ॥ જે કાંઇ હોય મનવાંચ્છીત ॥ સર્વ આપીસ ઇચ્છીત તેહ ॥ દેવને હોય દુર્લભ જેહ ॥૩૮॥ યશોદા ઉવાચ ॥ આપ તું હરીભકતી અચળ ॥ મન-વાંચ્છીત પામી સકળ ॥ તવ નામની ઉત્પત્તી જેહ ॥ કોણ તું કહેવા યોગ્ય છે તેહ ॥૩૯॥ રાધીકા ઉવાચ ॥ ભકતી અચળ શ્રી ભગવાન ॥ વીષે હોસે મારે વરદાન ॥ સાંભળ ગોપી પુછયું તેં જેહ ॥ પુર્વે નંદને કહ્યું મે તેહ ॥૪૦॥ ભાંન્ડીર વટ મુળ ઉપર ॥ નીરણ કરીને વ્રજેશ્વર ॥ હું સ્વય રાધા છાંયાએ કરી ॥ રાયાણ કામીની રૂપ ધરી ॥૪૧॥ રાયાણ શ્રી હરીનો છે અંસ ॥ મુખ્ય પાર્સદ તે અવતંસ ॥ રા, શબ્દ મહ દ્વીષ્નુ નીર્વાણ ॥ જેના લોમ કુપે વીશ્વ જાણ ॥૪૨॥ ધા ધાત્રી માત્ર વાચ વદતી ॥ વીશ્વ માતા હું મુળ પ્રકૃતી ॥ તેણે રાધા, નામ કહ્યું હરી ॥ પુર્વે બુધ જને તે ઉચરી ॥૪૩॥

રૂકમણી હું શ્રીદામ્ન શ્રાપે કરી ॥ વૃષભાન સુતા અવતરી ॥ વૃષભાન, હરી પાર્શદ જાત ॥ પીત્ર માનસી કન્યા મમ માત ॥૪૪॥ હમો અયોની સંભવ નીર્વાણ ॥ હરી પદે જશું સહ-જાણ ॥ એમ કહ્યું સર્વ યથામતી ॥ વૃજ જાઓ સ્વામી સહ સતી ॥૪૫॥ પ્રભુ ધ્યાન ધરૂં સુખદાય ॥ ધ્યાન વીષે હોય અંતરાય ॥ માહા દોષ ધ્યાન ભંગે કરી ॥ નરને પણ હોય સુંદ-રી ॥૪૬॥ વલણ ॥ . સુંદરી દોષ થાય તે થકી ॥ વ્રજ જાઓ સહ વ્રજ રા-યરે ॥ ગુલાબબા શુણો માન કહે ॥ થયો સત ત્રયોદશો ધ્યાયરે॥૪૭॥ ઇ. ॥ બ્રહ્મ ॥ મા-હા ॥ શ્રી કૃષ્ણ. । ના. । યશોદા જ્ઞાન પ્રસ્તાવો નામ ॥ ૧૧૩ અધ્યાય ॥

## અધ્યાય ૧૧૪મો

કડવું ૧ લું ॥ રાગ રામગ્રી ॥ શ્રીનારાયણ ઉવાચ ॥ મુની દ્વારકાંમા વાસુદેવજી ॥ વસુદેવાજ્ઞાએ સ્વયમેવજી ॥ પ્રભુ પધાર્યા રત્ન રચીતજી ॥ રૂ-કમીણીને મંદીરે મુદીતજી ॥૧॥ ઢાળ ॥ મુદીત પધાર્યા પ્રભુ પોતે ॥ માહા અમુલ્ય રત્ન નિર્મીત ॥ સુધ્ર સ્ફટીક પ્રકાશ રાજે ॥ સુંદર નાના ચિત્ર ચિત્રીત ॥૨॥ અમૂલ્ય રત્નકળશ શોભે ॥ શોભે દર્પણ શ્વેત ચામર ॥ શોભીત શ્રેષ્ઠ રૂકમીણી દેવી ॥ નવ યોવનાંગ મનોહર ॥૩॥ રત્નામુલ્ય, ભુષણ, ભુષીત ॥ કબરી, ભાર માલતી, માળ ॥ સૈયાપરથી શ્રી કૃષ્ણ દેખી ॥ સહસા ઉઠી નમી તત્કાળ ॥૪॥ તે સંઘાતે કરે સુભાષણ॥ રત્ન સૈયા બેસી જગન્નાથ ॥ નવસંગમ લજ્જીત રામા ॥ શુભ ક્ષણે રમે રમા સાથ ॥ ॥૫॥ સુખ સંભોગ માત્રે કરીને ॥ સતી મુર્છીત સઇયા પર ॥ તેને વિષે કામદેવ,પ્રગટ્યા ॥ કૃત ભસ્મી ભુત મહેશ્વરે ॥૬॥ તે સંબર, દૈત્ય હણી કરી ॥ ત્યાંથી પ્રાપીત તે રતી સ-તી ॥ સુર સંકેતે દૈત્ય ગ્રહીણી ॥ છાયાં ધરી નામ માયાવતી ॥૭॥ નારદ ઉવાચ

કામદેવને, કોણ પ્રકારે ॥ સંબર દૈત્યે કર્યો જહાર ॥ મને કહો તમો માહાભાગ ॥ તે શુભ કથા કરી વિસ્તાર ॥૮॥ શ્રીનારાયણ ઉવાચ ॥ . રૂકમીણી સુતીકા ગ્રહ, થકી ॥ દીન સપ્તનો બાળ જહાર ॥ દૈત્ય ગયો તે શ્વાળય અંત્યે ॥ પુત્ર પામીને હર્ખ્યો અપાર ॥૯॥ માયાવતીને આપ્યો તે હર્ખી ॥ પોષણ કરે પ્રેમે તે જાણ ॥ સર-સ્વતી ત્યાં એકાન્તે આવી ॥ પુર્વ કથા કહી સતવાણ ॥૧૦॥ સરસ્વતી ઉવાચ

શીવ કોપાનળે કરી પુર્વે ॥ ભષ્મી ભુત થયો તવ પતી ॥ તે એ રૂકમીણી પુત્ર પ્ર-ગટયો ॥ હર્ણ કરી આણ્યો દૈત્યે સતી ॥૧૧॥ રૂકમીણી સુતીકા, ગ્રહ થકી ॥ માયાવૈ માયાએ કરી સતી ॥ આણી કરી તને આપ્યો એ ॥ તવ પતી, પુત્ર નહીં રતી ॥૧૨॥ કામને કથા કહી માંડીને ॥ જગતમાતા દેવી સરસ્વતી ॥ એ તવ પત્ની રતી,સદા તું ॥ રમ રામા સહ શુભ મતિ ॥૧૩॥ રૂકમીણીનો, પુત્ર કામ તું છે ॥ દૈત્ય, પુત્ર નહિ સત વાણ ॥ દ્વારકાં રૂકમીણી સતી રૂએ॥ એમ કહી વાણી ગઈ જાણ ॥૧૪॥ તે રમે ની-

જન સ્થાને નિત્યે ॥ રામા સહ મુદીત અપાર ॥ એક સમે દૈત્યે, કામ, દીઠો ॥ નારી સહ કરતો શ્રંગાર ॥૧૫॥ વક્ષસ્થળ સ્થિત માહાનંદ ॥ સુરત હર્ષે રતી, મુર્છીત ॥દેખી દૈત્ય, ખડ્ગ ગ્રહી કર ॥ કામ, રતીને, કહે કુપીત ॥૧૬॥ • સંબર ઉવાચ ॥

ધીક કાંમી, મુર્ખ, પંડીત માની ॥ માહા પાતકી તું માત્ર, ગામી ॥ ધીક પૂષ્પચળી, તું માહા કામી ॥ રતી, કરે પુત્ર કરી સ્વામી ॥૧૭॥ એમ કહીને રતી, હણવા ॥ ખડ્ગ• ધારીને દૈત્ય, ધસીત ॥ નીવાર્યો મન્મથે દુર થકી ॥ શ્વાંગ પીડીત પડ્યો મુર્છીત ॥૧૮॥ ફરી ચેતન થઈ હણવા ॥ સીવદત્ત શુળ, ગ્રહી કર ॥ સત સુર્ય, સમ પ્રભા મુની ॥ પ્ર-ળયાગ્ની સમ ભયંકર ॥૧૯॥ દેખીને આવ્યા દેવ, બ્રહ્માદી॥ કામને, કાનમાં કહ્યું. પવન્નાં સ્મર સ્મર દુર્ગા મહમાયા ॥ જગજનની દુઃખ નાશન ॥૨૦॥ પવનનું,વાક્ય સાંભળીને॥ દુર્ગા સ્મર્યા કામે, સુખ દાન ॥ અંબા પ્રતાપે તે જઇ વાગી ॥ શુળ, કામાંગે, પુષ્પ સ-માન ॥૨૧॥ કામે, બ્રહ્માસ્ત્રે, દૈત્ય, હણ્યો તે ॥રતી, ગ્રહી ચાલ્યાં બેસી યાન ॥ દ્વારકાં ગયાં ને દેવ સર્વ ॥ પાર્વતી, સ્તવી ગયા સ્વસ્થાન ॥૨૨॥ રૂકમીણી કરે માહામંગળ ॥ ગ્રહ્યાં કામ, રતી, વધું, તન ॥ ઉત્સવ નાના વિધે શ્રીહરી ॥ કરાવે શુભ શ્વસ્તી વાચન ॥૨૩॥ વલણ ॥ શ્વસ્તી વાચ્યને વાજીત્ર વાગે ॥ સુગીત ગાન કરે સ્રી-જનરે ॥ પાર્વતી, પૂજન કરે પ્રીતે ॥ બહુ કરાવે બ્રહ્મ, ભોજનરે ॥૨૪॥ કડવું ૨ જુ ॥ • રાગ દેશાખાની ચોપાઈ ॥ પછે કૃષ્ણ ક્રમે ક્રમે કીન ॥ વેદોકતી માહા મંગળ દીન ॥ સપ્ત રમણીનું પાણી ગ્રાહ ॥ યથો ચિત સમય વિવાહ ॥૨૫॥ શુ લગ્ન મુહુર્ત વિચારદ ॥ કાલીંદી, સત્યભામા, નારદ ॥ સત્યા; નાગ્ન જીતી, જાંબુ-વતી ॥ લક્ષ્મણા, ભદ્રા, એ સપ્ત સતી ॥૨૬॥ હણ્યો શ્રીકૃષ્ણે નરકાસુર ॥ પુત્ર નૃપેશ્વર બળપુર ॥ દીઠી કન્યા ત્યાં સોળહજાર ॥ સત અધીક રૂપ અપાર ॥૨૭॥ સ્થીર ચોવન સુખ મુદીત ॥ સર્વ રત્નાભુષણ ભુષીત ॥ તે સહ, શુભ મુહુર્ત સંભવ ॥ પાણી ગ્રહણ કર્યું માધવ ॥૨૮॥ તેઓ સહ રમે ક્રમે ક્રમે કરી ॥ દશ, દશ, પુત્ર, આપ્યા શ્રીહરી ॥ એ-કેકી, કન્યા, શ્રીભગવાન ॥ હરી સંતતી થઇ સુખદાન ॥૨૯॥ ચરીત્ર જે માહાત્મા શ્રી હરી ॥ કોણ સમર્થ શકે ઉચરી ॥ દુર્વાસા, ત્રીકોટી શીષ્ય સાથ ॥ દ્વારકાંમાં આવ્યા મુની નાથ ॥૩૦॥ ઉગ્રસેન, નૃપતી મુદીત ॥ પુત્ર સહ, સહ પુરોહિત ॥ વસુદેવ, બળને, માધવ ॥ વળી અક્રુર, સહ ઉધ્વ ॥૩૧॥ નમ્યા મુની પાયે શીર ધરી ॥ સોડસોપચાર પૂજા કરી ॥ તેને દીધું તે શુભ આશીષ ॥ ભીજા ભીજા દુર્વાસા રૂશીષ ॥૩૨॥ કન્યાદાન કર્યું, પાત્ર જાણી ॥ આપ્યા હીરા, રત્ન, બહુ આણી ॥ આશ્રમ આપ્યો રત્ન નિર્મીત॥ રમે તે સહ મુની, મુદીત ॥૩૩॥ એક સમે શ્રેષ્ટ મુનીજન॥ તે હરી પ્રભાવ આલોચન॥ કહું રમે રામા સહજાણ ॥ કહું કરે શ્રવણ પુરાણ ॥૩૪॥ કહું માગણે ઉત્સવ• થાયે ॥

આપ્યું સત્કાર તે તાંબુળ ખાયો કહું સયન સેયા સુંદર ॥ સેવે રૂકમીણી શ્વેત ચામર.॥૩પા॥ કહું કાલીંદી કરે સેવન ॥ સમ સર્વત્ર શ્રીભગવન્ન ॥ થયા વિસ્મય દેખી મુનીસ ॥ પર-માહૂભુત શ્રી જગદીશ ॥૩૬॥ ફરી જૈ રૂકમીણીને ભુવન ॥ હરી સ્તુતી કરે મુનીજન ॥ જાણ્યા પરમાત્મા પુર્ણાનંદ ॥ વિશ્વાધાર પ્રભુ સુખકંદ ॥૩૭॥ દુર્વાસા ઉવાચ ॥ જય જય જગન્નાથ,સ્વામી ॥ જનાર્દન, સર્વાંતરયાંમી ॥ સર્વાત્મક, સર્વેસ,સ્વરૂપ ॥ સર્વ બીજ, સનાતન, રૂપ ॥૩૮॥ નીર્ગુણ, નીર્લીપ્ત, નીરાકાર ॥ નીરંજન, નીરીહ, સાકાર ॥ ભક્તાનુંગ્રહ, વિગ્રહ ધારી ॥ હણી દુષ્ટ, સાધુ, સુખકારી ॥૩૯॥ સત્ય રૂપ,પ્રભુ પુરાતન્ન॥ નીત્ય રૂપ, ને નીત્યનું તન ॥ વંદીત ધર્મ, શેષ, વીધીશ ॥ બ્રહ્મ જોતી,અનીર્વચનીશ ॥ ॥૪૦॥ વેદ, વંદીત ગુણ, સ્વરૂપ ॥ ગુણાધાર, માહાકાશ, રૂપ ॥ નમું પરમાત્મા, સર્વ સ્વાંમી ॥ વારંવાર નમું, બહુ નામી ॥૪૧॥ એમ કહી પ્રણમી શ્રીહરી ॥ મુની રહ્યા પુંટાજળી કરી ॥ તે પ્રત્યે બોલ્યા જગજીવન્ન ॥ હીતતથ્ય જ્ઞાન પુરાતન્ન ॥૪૨॥

શ્રીભગવાન ઉવાચ ॥ તું છે વિપ્રેંદ્ર સીવાન્સ સહી॥ કેમ જ્ઞાન થકી જાણે નહિ ॥ હું થકી સર્વ હોયે ઉત્પન ॥ વર્તે મારે વિષે સર્વ જન ॥૪૩॥ હું આત્મા છઉ સર્વનો જાણ ॥ હું વિના સર્વ સ્રમ પ્રમાણ ॥ પ્રાણી માત્ર સર્વ દેહ ધારી ॥ તેમાં રહે સર્વ શકિત મારી ॥૪૪॥ સર્વ ઉદ્ભવ પણ હું સહી ॥ વ્યક્ત ભીન્ન ભીન્ન બીજુ નહિ॥ પ્રાણી માત્રમાં પ્રતીમા રૂપ ॥ પરીપુર્ણ ગોલોકે સ્વરૂપ ॥૪પ॥ હમણા રાધા મને દેખે નહિ ॥ શ્રીદામાના શ્રાપ થકી સહી ॥ તેની અંશ, કળા, સો પ્રમાણ ॥ રૂકમીણી મં-દીરે અંશ, જાણ ॥૪૬॥ અન્ય મંદીરે કળા, સ્વરૂપ ॥ મારી પણ અંશ, કળા, રૂપ ॥ કહું કળા, કળાઅંશ, કહું ॥ કહું પ્રતીમા, દેહમાં રહું ॥૪૭॥ એ પ્રકારે કહી વિશ્વં-ભર ॥ પોતે ગયા ગ્રહ અભ્યંતર॥ સુણી દુર્વાસા કૃષ્ણ વચન્ન॥ ગયા હરી તપ અર્થે વન્ન ॥૪૮॥ વલણ ॥ વન ગયા તપ અર્થે મુની ॥ સુણો, નારાયણરાયરે ॥ ગુ-લાબખાં સુણો માનસીંગ કહે ॥ પુર્ણ એકસો ચૌદમો અધ્યાયરે ॥૪૯॥ ઇતિ ॥૦બ્રહ્મા૦ માહા ॥૦ શ્રીકૃષ્ણ ॥૦ નારાયણ ॥૦ દુર્વાસા કૃષ્ણ સંવાદે સંબરાશુર વધ કાલીંદાદી પાણી ગ્રહણ ॥૦ ૧૧૪ અધ્યાય સંપુર્ણ ॥

## અધ્યાય ૧૧૫ મો.

કડવું ૧ લું ॥ રાગ ધન્યાશ્રી ॥ શ્રીનારાયણ ઉવાચ ॥ મુનીંદ્ર દુર્વાસા, શીષ્ય સાથે ॥ દ્વારીકાંપુરી તજીને જાણ ॥ કૈલાશ પ્રત્યે ગયા ભકિતયે ॥ જોવા સદા શીવ નીરવાણ ॥૧॥ જઈ મુનીંદ્ર, કૈલાશ વિષે ॥ શીવ, શીવાને, કર્યા પ્રણામ ॥ પરાભકિતએ સ્તવન કરો॥ સુખી શીષ્ય સહ સુખ ધાંમ ॥૨॥ સર્વ વૃતાંત શ્રીહરી તણો॥ તે ત્યાં મુનીશે કહ્યું કથન્ન॥ પોતાનું તપ, ને તત્વજ્ઞતા ॥ વળી વૈરાગ્ય, થયો જે મન્ન

॥૩॥ મુનીના વચન સાંભળીને ॥ હસ્યાં ત્યાં પોતે પાર્વતી સતી ॥ તે પ્રત્યે બોલ્યાં હીત સત્યતા ॥ શીવ સન્નીધાન માહામતી ॥૪॥ પાર્વતી ઉવાચ ॥ ધર્મ,તત્વને, નહિ જાણોછો ॥ સ્વધર્મીષ્ઠ, માની મુનીજન ॥ સંતતી હીન તજ્યોષીતી ॥ તપ અર્થે જાઓ કેમ વન ॥૫॥ સંતતી હીન તે યુવતીને ॥ કુળજા, પતીવ્રતા જે નારી.॥ તેને ત-જીને હોય સંન્યાશી ॥ અથવા યતી, કે બ્રહ્મચારી ॥૬॥ પ્રવાશ, જાય, વેપાર અર્થે ॥ દ્વારકાં, તીર્થ મોક્ષાર્થે જાય ॥ ધર્મ ઉલંગન કરે તેથી ॥ કદા. મોક્ષ તેનો નહિ થાય ॥૭॥ નારી શ્રાપે તે નરક પામે ॥ અયશ લોકે કહ્યું બ્રહ્માએ ॥ દ્વારકાંજાઓ વિપ્રેશ સીધે પ્ર કરો જઈ સ્વધર્મ રક્ષાએ ॥૮॥ પદ્માર્ચીત, પાદપદ્મ,જેના ॥ મુની, શંભુ,કરે નીત્ય ગાનાં॥ ત્યાગ કરી શુર તરૂ તું તે ॥ કૃષ્ણ પરમાત્મા ભગવાના॥૯॥ ક્યાં જાય તપ કારણ વત્સા॥ સુધા ત્યાગ કરી તપ ધન ॥ શ્રીકૃષ્ણ પાદ સ્વપ્ને જપે તો ॥ સર્વ પાપ મુક્ત હોય જન ॥૧૦॥ બાલ્ય કૌમારે યુવા વ્રધાએ ॥ કામાકામ જપે પાપ જાય ॥ ભારતે કૃષ્ણ પાદા-બ્જ દેખે ॥ જીવન્મુક્ત પુજ્ય જન થાય ॥૧૧॥ વનતપ, શુદ્ધ, પુન્ય, પુજન ॥ સકળ કૃષ્ણ સબંધી જાણ ॥ અભક્ત, વિપ્ર, ત્યાગ કરવા ॥ સંગે નાશે ભક્તિ નીરવાણ॥૧૨॥ કૃષ્ણ ઉચ્છીષ્ટ ભક્ષ કરે છે ॥ કૃષ્ણ ભક્ત બ્રાહ્મણ જે હોય ॥ સમર્થ સદ્ય નિગમવાણી ॥ વિશ્વને પાવન કર્ત્તા સોય ॥૧૩॥ એવા કૃષ્ણને ત્યાગ કરીને ॥ ક્યાં જાય છે તપ ઇચ્છા ધરી ॥ તપ સમગ્રનું ફળ પામે ॥ શ્રીકૃષ્ણ સ્મરણ માત્રે કરી ॥૧૪॥ જે થકી ભક્તિ હોયે નહિશ્રી ॥ કૃષ્ણ પરમાત્મા વિષે નિશ્ચળ॥ તે ગુરૂ સાચો પરમ વૈરી ॥ કરે તે સર્વ જન્મ નિષ્ફળ॥૧૫॥ પાર્વતી, વચન સાંભળીને॥ પ્રેમ વિહ્વળ. થયા શંકર ॥ સર્વાંગ પુલકાન્ચીત થઈ ॥ પ્રસન્ની ઇશ્વરી મહેશ્વર ॥ દુર્વાસા, પ્રણામ કરે શીર ॥ શીવ, દુર્ગા, પાદાંબુજ ધરી ॥ સ્મરણ કરી શ્રીકૃષ્ણ પાદ ॥ ને ચાલ્યા રૂષી, દ્વારકાં ફરી ॥૧૭॥ તાહાં જઇને શ્રીહરી જોયા ॥ પ્રસન્ન કરી પુરૂષોત્તમ ॥ એકાન્ત સ્થાને આળય ગયા ॥ રમે સ્ત્રી સહ મુની ઉત્તમ ॥૧૮॥ શ્રીનારદ ઉવાચ ॥ એથી ઉપરાંત દ્વારકામાંશું કરતા હવા પોતે હરી ॥ તે મને કહોની મારા સ્વામી ॥ શુભ હરી કથા કૃપા કરી ॥૧૯॥ શ્રીનારાયણ ઉવાચ॥ યુધીષ્ટીરના ધ્યાન થકી ત્યાં ॥ શ્રીકૃષ્ણ ગયા હસ્તીનાપુર ॥ કુન્તા, ભુપ,ને ભાઇઓ, પ્રત્યે ॥ મુદાન્વીત ભાષણ મધુર ॥૨૦॥ ઉપાય કરીને જરા સંધ ॥ હણ્યોછે સાલ્વ,ને વળી જાણ ॥ કરાવ્યો માહા યજ્ઞ પુરણ ॥ દક્ષીણા, વીધી, બોધ પ્રમાણ ॥૨૧॥ સીશુપાળ, દંત વક્ત્ર, બેહુ ॥ તે યજ્ઞ વીષે કર્યોછે નાસ ॥ અતી નીદા કરી સભા વીષે ॥ સુર ભુપ બેઠા અવીનાસ ॥૨૨॥ તેનુ શરીર પડ્યું ધરણી ॥ જીવ ગયો હરીપદ જાણ ॥ સકળ ભુપતી જે તે સતે ॥ યજ્ઞસ્થાન વીષે નીરવાણ ॥ ॥૨૩॥ વલણ ॥ નીર્વાણ પ્રભુની પાસે આવી ॥ જીવરૂપે

નૃપ શીશુપાળરે ॥ સ્તુતી માધવની કરે બહુ ॥ પ્રસન્ન કરવા શ્રી ગોપાળરે ॥૨૪॥ કડવું ૨ જુ ॥ રાગ મારૂની ચોપાઇ ॥ શીશુપાળ ઉવાચ ॥ વેદ જનક, તમો સાક્ષાત ॥ વેદ વીદ, વેદાંગના, તાત ॥ શુર, અસુર,ના બહુ સ્વામી ॥ સર્વ પ્રાકૃત, દેહીના સ્વામી ॥૨૫॥ કલ્પ ભેદે કરે શુક્ષ્મ શ્રષ્ટી ॥ માયાયે શ્વશીવ પરમેષ્ટી ॥ સુર, મુની,ને મનવાંતર ॥ વેદ, શ્રષ્ટી પાળક, તત્પર ॥૨૬॥ કળા, દીકપાળ, કળાંસે, કરી ॥ બ્રહાદી, સર્વ સ્વરૂ, વીસ્તરી ॥ પોતે પુરૂષ, સ્ત્રી, ભગવન ॥ શ્વયમેવ નપુંસક, જન ॥૨૭॥ શ્વય, કારણ,ને કાર્ય, જાણ ॥ જન્ય, જનક, પોતે નીર્વાણ ॥ સર્વ યંત્ર, યંત્રી, શ્વઉદીત ॥ તમો વીષે, સર્વ રહે સ્થીત ॥૨૮॥ અપરાધ ક્ષમો શ્રી ગોપાળ ॥ દાસ, તમારો હું દ્વારપાળ ॥ બ્રહ્મ,શ્રાપ થકી ભગવાન ॥ કરો રક્ષણ કૃબુધવાન ॥૨૯॥ એમ કહી ક્રમે ક્રમે કરી ॥ જય, વીજય, સ્તુતી ઉચરી ॥ નમી સીધે તે વૈકુંઠ ગયા ॥ તેને સ્તોત્રે સર્વ વીસ્મે થયા ॥૩૦॥ માન્યા પુર્ણ ઇશ્વર શ્રી હરી ॥ રાજ સુયજ્ઞ પુરણ કરી ॥ કુરૂ પાંન્ડવ યુદ્ધ પ્રસંગ ॥ ઉતાર્યો ભુવ ભાર શ્રી રંગ ॥૩૧॥ દ્વારકામાં ગયા પ્રભુ ફરી ॥ કેઐક સ્થીતી નૃપાજ્ઞા કરી ॥ વીપ્ર પુત્ર જીવાડ્યા નીર્વાણ ॥ મૃતસ્થાનથી આણ્યાં તે જાણ ॥૩૨॥ તેની માતાને, આપ્યા શ્રી હરી ॥ દેખી દેવકીએ, સ્તુતી કરી ॥ યાચે મૃત પુત્ર કૃષ્ણ માત ॥ શ્વમાતાને આણી આપ્યા ભ્રાત ॥૩૩॥ કર્યું સુદામ્ન દાળીદ્ર નાસ.॥ નીશ્વ બ્રાહ્મણનુ વીશ્વાસ ॥ નીજગ્રહથી આવ્યો ઉદાસ ॥ અર્થીદ્વારકામાં હરીદાસ ॥૩૪॥ તેને આપી રાજલક્ષ્મી હરી ॥ વંસપરંપરા સ્થીર કરી ॥ ભક્ષ કર્યા તાંદુલ સકળ ॥ ભકતના પ્રભુ ભકત વત્સળ ॥૩૫॥ સુદામા પુરી થૈ સોભા અતી ॥ જેવી ઇદ્રની અમરાવતી ॥ થયો વીપ્ર, કૃપા ભગવાન ॥ ધનેશ્વર, જેવો ધનવાન ॥૩૬॥ આપી હરી ભકતી અવીનાસ ॥ અંતે ઉત્તમ ગોલોક વાસ ॥ કર્યું પારીજાતનુ જહાર ॥ હર્યો સક્ર તણો અહંકાર ॥૩૭॥ કરાવ્યુ સત્યાને પુન્યવ્રત ॥ નીત્ય નૈમીત્તને વૃદ્ધીકત ॥ કરાવ્યુ બહુ બ્રહ્મ ભોજન ॥ રત્ન દક્ષીણા આપી પ્રસન ॥૩૮॥ સત્યભામા,નુ અતીસે માન ॥ કત વૃદ્ધી તે સર્વત્ર સ્થાન ॥ રૂકમીણી,ને શુ સૌભાગ્યદીન ॥ અન્યને, તે નવીન નવીન ॥૩૯॥ નીત્ય, નૈમીત્ત, સર્વત્ર સ્થાન ॥ મુની, વૃદ્ધી કર્યાં ભગવાન ॥ શુર, બ્રાહ્મણ, વૈષ્નવ, જન ॥ તેનુ પ્રભુએ કર્યું પુજન ॥૪૦॥ પરમ અધ્યાત્મીક જે જ્ઞાન ॥ આપ્યું ઉધવને, સુખદાન ॥ અર્જુનને,.કહી પ્રભુ ગીતા ॥ રણ મધ્ય પોતે વીશ્વપીતા ॥૪૧॥ કરી નીષ્કંટક મહીરાજ ॥ આપ્યું યુધીષ્ટરને માહારાજ ॥ રાજ્ય લક્ષ્મી આપી સકતી, સેવી ॥ દુર્ગા, વૈષ્નવી,ને ગ્રામદેવી ॥૪૨॥ કૃપા કરી કૃપાનીધી, હરી ॥ કોટી હો માન્વીત યજ્ઞ કરી ॥ નાના પ્રકાર નૈવેદ્ય વર ॥ ધુપદીપ માહા મનોહર ॥૪૩॥ કરાવ્યું બહુ બ્રહ્મભોજન ॥ પાર્વતી પ્રીત્યર્થે ભગવન ॥ રમ્ય રૈવત પર્વત, જાંહીં ॥ રત્ન અમુલ્ય

મંદીર, માંહીં ॥૪૪॥ પુજ્યા પ્રેમે, પુત્ર મહેશ્વર ॥ દેવાગ્રણી, દેવ, ગણેશ્વર ॥ લાડુ, તીલના શ્વાદુ સુદીત ॥ પંચલક્ષ, નૈવેદ્ય અર્પીત ॥૪૫॥ સર્કરાના સપ્ત લક્ષ,જાણ ॥ કર્યાંછે ઢગ સત, પ્રમીણ ॥ પાય સાન્ન, મીષ્ટાન, સકળ ॥ દસ લક્ષ, પકવ રંભા ફળ ॥૪૬॥ દધી, દુગ્ધ, ઘ્રુત, નવ નીત ॥ અમૃત, વત હેરંબાર્પીત ॥ ધુપ, દીપ, સુગંધ, ચંદન ॥ ઇચ્છીત પારી જાત સુમન ॥૪૭॥ કરાવ્યું શુભ બ્રહ્મભોજન ॥ પ્રસન્નાર્થ શ્રી વીઘ્ન રાજન ॥ શાંબે કર્યુંછે સુર્ય પુજન ॥ વર્ષ લગી હવીશ્ય, ભોજન ॥૪૮॥ વલણ ॥ પ્રસન થઇ વર ભાસ્કરે ॥ શાંબને,આપ્યોછે સુખદાયરે ॥ ગુલાબ્રામા, સુણો માંન કહે ॥ થયો સતપંચ દસોધ્યાયરે ॥૪૯॥ ઇતી ॥ શ્રી કૃષ્ણ ॥ નારાયણ ॥ ગણેસ.પુજા પ્ર. સ્તાવો નામ ॥ ૧૧૫ મો ॥ અધ્યાય સંપુર્ણ ॥

## અધ્યાય ૧૧૬ મો.

કડવુ ૧ લુ ॥ રાગ આસાવરી ॥ શ્રી નારાયણ ઉવાચ ॥

કૃષ્ણ, પુત્ર, માહા પરાક્રમી ॥ પ્રધુમ્ન, કામાન્સ બળવાન ॥ તેનો સુપુત્ર, અનીરૂધ તે ॥ વીધાતા, અંસ છે સુખદાન ॥૧॥ એક સમય અનીરૂધ તે ॥ એકાન્ત સુતો સૈયા સુંદર ॥ સ્વપ્ને દીઠી તેણે સુંદરી તે ॥ રમ્યરૂપ માહા મનોહર ॥૨॥ નવયોવન સંયુત, મણી ॥ રત્ન, સાર ભુષણ, ભુષીત ॥ કંકણ, મણી કુંડળ, યુગ્મ ॥ બેહુ ગંડ સ્થળ, વીરાજીત ॥૩॥ સુંક્ષ્મ વસન રમ્યાંગ સોભે ॥ પકવ બીંબોષ્ટ, પદ્મ લોચન્ન ॥ મુકતા પંકિત, દંત મનોહર ॥ કોટી ઇંદુ, પ્રભા સમાનન્ન ॥૪॥ મસ્તક કબરી, ભાર શોભે ॥ ને માલતી, માળ, વીરાજીત ॥ દાડી મકુસુમાકાર સુંદર ॥ સીંદુર બીંદુ વીભુષીત ॥૫॥ નીતંબ ભાર, માર, પીડીત ॥ એકાકી જોતી વક્ર લોચન ॥ કદળી, સ્તંભ જંઘા, ઉજ્વળ ॥ શ્રીફળાકાર, સોભીત સ્તન ॥૬॥ કુંકુમારકત, પાદ, પંકજ ॥ વાયુ, ખસીત વસ્ત્ર વીમળ ॥ કામપુત્ર, મન કામા કુળ ॥ દર્ષીત, ગુપ્ત સ્થળ, ઉજ્વળ ॥૭॥ સુંદર ચંપક વર્ણ, આભા ॥ કામ, સર્વાંગ, પુલ કાન્ચીત ॥ કામની પ્રત્યે કામ પુત્ર તે ॥ ત્યાં મધુર વચન વદીત ॥૮॥ અનીરૂધ ઉવાચ ॥ કોણ તુ દેવી કે, ગાંધર્વી છે ॥ કોણ અર્થે કામીની, કાનન્ન ॥ કોની સ્રીને તું કોની કન્યા છે ॥ સુંદરી સુવાન્છીત છે મન્ન ॥૯॥ ત્રીલોકય, અતુલ્ય, સુંદર્યતા ॥ મુની માનસ મોહન કારી ॥ કોઈ રીતે ભયનો પામીસ ॥ એકાકી બોલ તું સાથે મારી ॥૧૦॥ ત્રીલોકય નાથનો પૌત્ર હું છું ॥ કામ રૂપ, પ્રધુમ્ન,નો તન ॥ કાન્તા, અનીરૂધ, નામ મારૂં ॥ રમ્ય, માહાનલીન, યોવન ॥૧૧॥ કામસાસ્ત્ર, વીસારદ કામી ॥ ભજ મને સુશીળ પ્રમાણ ॥ કામુકીની, કામના પુરણ ॥ કરવા સમરથ છું જાણ ॥૧૨॥ રતીસુર, રતી રસ જ્ઞાતા ॥ રતીપુત્ર, રસીક સુ, રતી ॥ યુવાન, વ્યાધીહીન, કામુક ॥ સંગમ, સુંદર, હોય અતી ॥૧૩॥ વસ્ત્રાચ્છાદીત સુ-

મ લોચનીઆ નવ સંગમ, મનલજ્જીત ॥ વીલોકી, અતી વક, લોચન ॥ તે પ્રત્યે પ્રેમ વાક્ય વદીત ॥૧૪॥ કામીની ઉવાચ ॥ કામુક,છો તમો કામ પુત્ર ॥ હમણા કામાકુળ, છે ચીત્ત ॥ કામુકી, યોગ્ય તમો છો પણ ॥ અવી વાહીત, સંગનો ચીત ॥૧૫॥ પૌત્ર તમો ત્રૈલોક્ય, નાથના ॥ તો વીવાહ કરો કેમ નહીં ॥ વીવાહીતા, સંધ,વીહીત છે ॥ વેદવાક્ય, વદીત છે સહી ॥૧૬॥ ભય, પ્રીતી, કે દાન, સાધ્ય તે ॥ ગુપ્ત પત્ની, હોયે કદાચીત ॥ સદા વીવાહીતા, સાધ્ય રહે ॥ તેને નહી, વેદ, વીગર્હીત ॥૧૭॥ અસાધુને, કુવંસ, જાત તે ॥ પરનારી પ્રીય, રતમન્ન ॥ સાહા ઘોર નરક, પામે તે ॥ સપ્ત, પીત્ર, સહીત તે જન્ન ॥૧૮॥ બાણાશુરની, કન્યા ઉષા હું ॥ બાણ, સદા સંકર કીંકર ॥ ક્ષણમાં ત્રૈલોક્ય, વીજય કરે ॥ સર્વ જગતપતી છે હર ॥૧૯॥ નસ્વતંત્રા પરાધીન, સદા ॥ ત્રીલોક વીષે, કામીની, જાણ ॥ પુંસ્ચળી, તે સ્વતંત્ર રહેછે ॥ પ્રસુતા,અસદંશ, પ્રમાણ ॥૨૦॥ પીતા આપે કન્યાં જોઇ સુભ ॥ વરયોગ્ય, સુવંશ ઉત્પન્ન ॥ કન્યા, કદાવર પામે નહીં ॥ એ પ્રકાર ધર્મ સનાતન્ન ॥૨૧॥ તમોછો યોગ્યને યોગ્ય હું છું ॥ મને ઇચ્છો તમો, કદાશ્વામી ॥ તો બાણ, કે પાર્વતી, પ્રસન્ન ॥ કરો સદાસીવ, અંતર્યામી ॥૨૨॥ એમ કહીને સતી સુંદરી ॥ સ્વપ્ને થઇ તે અંતર ધ્યાન ॥ નીંદ્રા તજી અચુંબીત કામી ॥ ઉઠયો કામ પુત્ર સુખદાન ॥૨૩॥ સ્વપ્ન સ્મરણે, વ્યથીત મન ॥ થયો વ્યાકુળને કામાતુર॥ પ્રાણ વલ્લભા દીઠી નહીં ત્યાં॥ તેથી તજ્યાં નીંદ્રા, હાર,મધુર॥૨૪॥ ક્ષણ બેસે ને સુવેક્ષણમાં ॥ રૂવે એકાન્ત ભવનાન્તર ॥ રહેછે આક્રંદીત સુપુત્ર ॥ દીઠો તે પ્રમત્ત ક્રસોદર ॥૨૫॥ દેવકી, રોહીણી, રતી, સર્વે ॥ જઇને કહ્યું શ્રી ભગવન્ન ॥ વચન સાંભળી સર્વ પ્રત્યે ॥ સર્વજ્ઞ બોલ્યા મધુસુદન્ન ॥૨૬॥ વલણ ॥ મધુસુદન કૃષ્ણ તત્વજ્ઞ ॥ પુર્ણ પુર્ણાનંદ જગસ્વામીરે ॥ સર્વ પ્રત્યે શુ મંગળ વાણી ॥ પ્રભુજી બોલ્યા અંતરયામીરે ॥૨૭॥ કડવુ ૨ જુ ॥ રાગ દેસાખની ચોપાઇ ॥ શ્રી ભગવાન ઉવાચ ॥ કામાતુર બાણ કન્યા સતી ॥ પુજે શીવ સીવા પ્રીતી અતી ॥ કામબાણે, વ્યાકુળ, થઇ મતી ॥ વર પ્રાપ્ત કર્યો છે પાર્વતી ॥૨૮॥ અનીરૂધ,ને સ્વપ્ને તે જાણ॥ દુર્ગાયે દર્ષાવી સતવાણ ॥ મારા પુત્રને કર્યો પ્રમત્ત॥ તેણે કૌતુકે કરીને સત ॥૨૯॥ તેની પુત્રીને પ્રમત્ત કરૂં ॥ હમણા ચીત સ્વપ્નથી હરૂં ॥ સુખે રહો તમો કહે હરી ॥ સર્વાત્માયે આસવાસ્ય કરી ॥૩૦॥ એમ કહી કૃષ્ણ, નીરવાણ ॥ સ્વપ્ન દર્ષાવ્યું ઉષા,ને જાણ ॥ સુતી બાળા, ચંદન ચર્ચીત ॥ તલ્પે, રત્નભુષણ ભુષીત ॥૩૧॥ હેવુ થયુ છે સ્વપ્ન દર્સન્ન ॥ નીર્જન સ્થાન રત્ન ભુવન્ન ॥ યુવા, નવીન, નીરદ,સ્યામ ॥ કોટી કંદર્પ, લાવણ્ય ધામ ॥૩૨॥ રત્ન કેયુર, વલય, જાણ ॥ બહુ વીધ ભુષણ પ્રમાણ ॥ રત્નસાર કુંડળ, રચીત ॥ ગંડસ્થળ, યુગ્મ વીરાજીત ॥૩૩॥

ચંદન સર્વાંગ મનોહર ॥ મૃગરાજ કટી, પીતાંબર ॥ ચારૂ શોભીતુ માલતી' માળ ॥ ઉજ્વળ, વક્ષસ્થળ, વીસાળ ॥૩૪॥ તેને દેખી મોદ મનપુર ॥ બોલી સાક્ષી, તે વાક્ય મધુર ॥ પ્રીય કાન્ત, કામાત્મજ, પ્રતી ॥ કામબાણ, પ્રપીડીત સતી ॥ ૩૫॥ ઉષા ઉવાચ ॥ હોશે ભદ્ર કોણ તમો કામી ॥ કામાતુર, મને ભજો સ્વામી ॥ નવોઢા, સંગમા શકત, જાણ ॥ કરી ગાંધર્વ લગ્ન, પ્રમાણ ॥ ૩૬॥ અષ્ઠ વિધિ વિવાહીત જન ॥ તેમાં શુળભ ગાંધર્વ લગન ॥ અનુ રકત તજે, નર નારી ॥ તેને માંહાલક્ષ્મી, શ્રાપકારી ॥૩૭॥ અનીરૂધ ઉવાચ ॥ હું છું શ્રી કૃષ્ણનો પૌત્ર જાણ ॥ કામાત્મજ, કહુ સતવાણ ॥ તેની આજ્ઞાવિના કેમ કરી ॥ પાણી ગ્રહણ કરૂં સુંદરી ॥૩૮॥ એમ કહી કરી તે પુમાન ॥ સ્વપ્નમાંથી થયો અંતર ધ્યાન ॥ વ્યાકુળ કાન્તા કામ પીડીત ॥ દેખી કાન્ત તે મનવાંછીત ॥૩૯॥ નિંદ્રા ત્યાગી કરી ઉઠી સતી ॥ સખી મધ્યે પ્રમત્ત રૂદતી ॥ પુછે વૃતાંત શ્રેષ્ઠ અલીની ॥ બોધે ચિત્રલેખા સુયોગીની ॥૪૦॥ ચિત્રલેખા ઉવાચ ॥ થા ચેતન અભીત તું સતી ॥ જય કરશે શીવ, પાર્વતી ॥ શીવ સ્મરણ, છે ભયંહારી ॥ શીવ, સર્વત્ર કલ્યાણકારી ॥૪૧॥ નાશની દુર્ગતી દુર્ગાધ્યાન ॥ કરે મંગળ સર્વત્ર સ્થાન ॥ ચિત્ર લેખાના શુણી વચન ॥ ઊંચેશ્વરથી સતી રૂદન ॥૪૨॥ વળી તેને વીવિધ પ્રકાર ॥ બોધ કરે ચીત્રલેખા નાર ॥ વર આપ્યો છે દુરગા દેવી ॥ દુર્લભ વર પામી છે સેવી ॥૪૩॥ કામ પુત્રને સ્વપ્ને જઇ કરી ॥ કર્યો પ્રમત્ત ચિત્ત આહરી ॥ આદી ઉમા કૃતિ, જાણી હરી ॥ સ્વપ્ન દર્સાવી વ્યાકુળ કરી ॥૪૪॥ જોઇ સુવેસ નર યુવાન ॥ થૈ પ્રમત્ત પણ ધર્મ ધ્યાન ॥ કરી નીવર્ત્તીને તુ વિચાર ॥ નહી નીવર્તે પુસ્ચળી નાર ॥૪૫॥ તે તજે નિદ્રા, હાર, મધુર ॥ ન તજે તે, નર રતી સુર ॥ પતી, પુત્ર, ધન, ત્યાગે સહી ॥ નીચ, યુવાન ત્યાગે તે નહી ॥૪૬॥ તેથી સુધીન દુર કરે કદા ॥ પોતા પાસે રાખે નારી, સદા ॥ માયા યુકત જાણે નિરંતર ॥ તો ન કરે વીશ્વાસ, શુનર ॥ ૪૭॥ હૃદયમાં સદા ખડ્ગ ધાર ॥નારી વાણી મધુર અપાર ॥ સંત વીબુધ વેદ સાક્ષાત ॥ નારી મનની ન જાણે વાત ॥૪૮॥ બાણાસુર નહી જાણે જેમ ॥ તારો પતી આણી આપુ તેમ ॥ ચીત્રલેખા ગઇ દ્વારાંમતી ॥ હરીમંદીરે રથી લઈ સતી ॥૪૯॥ રથ આરોહી નીંદ્રીત બાળ ॥ વ્યોમ માર્ગે ચાલી તતકાળ ॥ તે મુહુર્ત્ત સોણીતપુર ॥ લઇ ગઇ અનીરૂધ સુર ॥૫૦॥ થયાં આશ્રમમાં સૈ ચેતન ॥ સર્વયો ષીતા કરે રૂદન ॥ હરે પ્રાણ હરે વત્સકંહી ॥ કયાં ગયો પ્રાણ વલ્લભ સહી ॥૫૧॥ કૃષ્ન તેની આસવાસ્ય કરી ॥ સર્વજ્ઞ તત્વ વિત શ્રી હરી ॥ ચિત્રલેખા ઉષાગ્રહે ગઇ ॥ અનીરૂધને તે ગુપ્ત લઇ ॥૫૨॥ સ્નાન કરાવી માલ્ય ચંદન ॥ સુવેસ કર્યો બાળ, ભુવનમનોહર, માહા કસોદરી ॥ નીંદ્રીત ઉષા, ને જોઇ કરી ॥૫૩॥ બહુ સખીયો, રક્ષી-

તવાન ॥ ચિત્રલેખા,,બોધ્ય થયું ભાન ॥ ઉષાને, સ્નાન કરાવી કરી ॥ રત્નાભુષણ સર્વાંગ ધરી ॥૫૪॥ સુભાષણ કરે બેહુ તાંહી ॥ માહાનંદ સુભ ક્ષણ માંહી ॥ પતીવૃતા, તે દેખીને પતી ॥ હર્ષીત વિગતજ્વર સતી ॥૫૫॥ સુભ ગાંધર્વ વિવાહ કરી ॥ રતી ક્રીડા વિવીધ આચરી ॥ કરે સુખ સંભોગ રમણ ॥ માહાનંદ થકી બેહુ જણ ॥૫૬॥ નથી દીવસ, નિશાં, નુ જ્ઞાન ॥કામ પુત્ર માહા સુખ દાન ॥ ઉષા, નવોઢા, પ્રોઢા, છે કામી॥ નવ સંગમ, મુર્છા તે પામી ॥૫૭॥ એ પ્રકારે તે નિત્ય, એકાન્ત ॥ કરે સંગ, કાન્તા, સહ કાન્ત ॥ કાન્ત સહ મનોહર અંગ ॥ થયુ રમ્ય તે જોઈ પ્રસંગ ॥૫૮॥ કહ્યું રાજાને રક્ષક, જન ॥ માહા ભયાકુળ થઈ મન ॥ વલણ ॥ મન ભયાતુર જઈ કહ્યું ॥તે સાંભળ્યું બાણાસુરરાયરે ॥ ગુલાબખા કવિ માન કહે ॥ થયો એકસો સોળમો અધ્યાયરે. ॥૫૯॥ ઇતિશ્રી ॥૦ બ્રહ્મ ॥૦ મહા ॥૦ શ્રીકૃષ્ણ ॥૦ ના ॥૦ ઉષા, અનીરૂધ, સંધમ, પ્રસ્તાવો નામ ॥૧૧૬॥ અધ્યાય સંપુર્ણ

## અધ્યાય ૧૧૭ મો.

કડવુ ૧ લું ॥ રાગ રામગ્રી ॥ શ્રીનારાયણ ઉવાચ ॥ રક્ષક ભય પામી ગયા જ્યાં ॥ બાણાસુર, શીવ, સુખ ધામ ॥ સ્વામી કાર્તીક, ગણેશ, દુર્ગા ॥ સર્વેને કહ્યું કરી પ્રણામ॥૧॥ રક્ષક ઉવાચ ॥ અહો આશ્ચર્ય દુષ્ટકાળ જો॥ સ્વતંત્ર બાળકી ઇચ્છે પતિ ॥ અસંગ, સંગ, તે દુઃખ હેતુ ॥ સંગ, ગુણ, દોષ, હોય મતિ ॥૨॥ ચિત્રલેખા દુતિ જઈ લાવી ॥વરવીર, માહા રણ સુર ॥પરમ યુવા,ને વ્યાધી હિન ॥ કામ શાસ્ત્ર, દક્ષ કામાતુર ॥૩॥ પરમાનંદ સંભોગ કરે ॥ ન જાણે દીન, નીશાં, મુદીત ॥ નીશ્ચે ઉષા, તવ ગર્ભવતી ॥ તમ્મ અંગાર રૂપ દર્ષીત ॥૪॥ સીઘ્રે દોહીત્ર દોહીત્રી હોશે ॥છે કન્યા પ્રોઢા, પતિ વત્સળ ॥ સર્વાંગે, નખ, ક્ષત, હર્ષીત ॥ પરાધીન પરમ ચંચળ ॥૫॥ એ સાંભળીને બાણ લજ્જીત ॥ કોપા ક્રાંત અસુર રાજાન ॥ યુદ્ધ મતિ કરી જાય હેવે ॥ વાર્યો સીવા, સીવ, ભગવાન ॥૬॥ નિવારે છે ગણેશ, કાર્તીક ॥ ભૈરવાષ્ટ, રૂદ્ર એકાદસ ॥ ભદ્રકાળી, આદે સૈ યોગીની ॥ ભુત, પ્રેત, ને બ્રહ્મરાક્ષસ ॥૭॥ કુશ્માન્ડા, વૈતાળ, ને યોગીંદ્ર ॥ સિદ્ધેંદ્ર, કોટરા, નિવારીત ॥ શંકર, બોલ્યા બાણ પ્રત્યે તું ॥ મુઢ મન પંડીત માનીત ॥૭॥ માહાદેવ ઉવાચ ॥ પરમનીતી શાસ્ત્ર સૈયુત ॥ હીત સત્યને સુખા વહન ॥ સાંભળ બાણ કહુ તુજને ॥એક કથા શ્રેષ્ટ પુરાતન ॥૯॥ ભુભાર, ઉતારવા, ભારતે ॥ પોતે પરમેશ્વર ઉદીત ॥ સર્વ રાજેંદ્ર હણી કરીને ॥ પ્રભુ દ્વારકામાં વિરાજીત ॥૧૦॥ જેના લોમે વિશ્વ વાસ કરે ॥ કોવિદ, વાસુદેવ, કથન્ન ॥ ધાતાના, વિધાતા, ઇશ્વર એ ॥ ચક્ર, પાણી સ્વય, ભગવન્ન ॥૧૧॥ બ્રહ્મા,

વિષ્નુ, શિવાદી, સર્વના ॥ ઇશ્વર પોતે પ્રકૃતીપર ॥ નિર્ગુણ, નીરીહ, પરબ્રહ્મ ॥ ભક્તાનુગ્રહ, વિગ્રહ, ધર ॥૧૨॥ દેહીના એ પરમાત્મા પોતે ॥ સનાતન, સ્વબ્રહ્મ, પરંધામ ॥ દેહ દ્રશ્ય, તેધ્યાન કારણ ॥ એ સહ, સંભવે, ન સંગ્રામ ॥૧૩॥ તેનો પૌત્ર અનીરૂધછે માહા બળ પરાક્રમવાન ॥ ત્રૈલોક્ય, સંહરવા, સમર્થ ॥ કોઈ ભટ નહી, એ સમાન ॥૧૪॥ તવ પીતા બળી, માહારથી ॥ ક્ષણમા સુતલ ચાંપ્યો બાણ ॥ તે, હરી કળા, એ પુર્ણ પોતે ॥ વ્રંદાવનેસ, કૃષ્ણ નીર્વાણ ॥૧૫॥ પાર્વતી ઉવાચ ॥ હૃદય પદ્મે દીવસ નીશી ॥ બ્રહ્મા, ઇશ, સેષ, કરે ધ્યાન ॥ દીનેસ, ને ગણેસ, સર્વદા ॥ એ સનાતન, શ્રીભગવાન ॥૧૬॥ યોગીંદ્ર, સનકાદી, કપીલ ॥ નર, નારાયણ, નિરંજન ॥ હૃદયકમલે, ધ્યાન કરે ॥ પ્રભુ ભગવાન સનાતન ॥૧૭॥ મનુ, મુનીંદ્ર, દીજેંદ્ર, સર્વ ॥ સીદ્ધેંદ્ર, ધ્યાના સાધ્ય, ધ્યાયન્ત ॥ પુર્ણ પરબ્રહ્મ પરમાત્મા ॥ એ સનાતન શ્રીભગવંન્ત ॥૧૮॥ સર્વાદી, સર્વ બીજ સર્વેસ ॥ પરાત્પર, સર્વત્ર સમાન ॥ સદા ધ્યાન, જ્ઞાની, સર્વ કરે ॥ ધ્યાન, સનાતન ભગવાન ॥૧૯॥ ગણેશ ઉવાચ ॥ વૈષ્નવ માહાત્મા બળી, હેનુ ॥ અભાગ્ય જે હાવો મુઢ તન્ન ॥ માહા ભાગ્ય પ્રલ્હાદ પીતાનુ ॥ જે અર્થે નૃસીહ રૂપ ઉત્પન્ન ॥૨૦॥ સ્કંધ ઉવાચ ॥ અરે ભાઈ તેં નથી સાંભળી ॥ કથા જે હીરણ્યંકશ્યપ તણી ॥ વળી હીરણ્યાક્ષની જે થઈ ॥ મધુકૈટભ કથા જે ભણી ॥૨૧॥ પુર્વજ તારા દૈત્ય સરવે ॥ માહા બળ પરાકૃમવાન ॥ ક્રમે ક્રમે યમાળય પોંચાડયા ॥ સર્વને પોતે શ્રીભગવાન ॥૨૨॥ ભગવાન જેને સંહરતા ॥ પોતે શ્રીનારાયણ સાક્ષાત ॥ તેની રક્ષા કોણ કરી શકે ॥ તેથી નીવર્તો તમો બાણ ભ્રાત ॥૨૩॥ તેના વચન સાંભળીને તે ॥ પ્રત્યે બોલ્યો અસુર રાજાન ॥ કોપે મુખને નયંન રાતાં ॥ ધનુષ્પાણી અંતક સમાન ॥૨૪॥ બાણાસુર ઉવાચ ॥ શીવા માત, શીવ તાત, સુણો ॥ સાંભળો ભ્રાત ગણ રાજન્ન ॥ સ્વામી કાર્તીક ભ્રાત સાંભળો શુભ અશુભ પ્રાપ્ત પ્રાક્તન્ન ॥૨૫॥ કાળ ન હોય જો પ્રાણીનો તો ॥ સો, સર, મારે શકે ન મરી ॥ કાળ પ્રાપ્ત થયો હોય ત્યારે ॥ મરે તે ત્રુણ મારવે કરી ॥ ૨૬ ॥ પુર્વે લખ્યું હોયે વિધાત્રા જે ॥ તે હોય નીત્ય સત્ય પ્રમાણ ॥ સંગ્રામથી વિમુખ જે જન ॥ તેનું જીવન નિષ્ફળ જાણ ॥૨૭॥ જીતવે યસ પ્રાપ્ત હોયને ॥ મરણે હોય શુરપુર ગતિ ॥ નગરમાં પેશી કન્યા ગ્રહી ॥ પુર રક્ષીત, શીવ, પાર્વતી ॥૨૭॥ સગર્ભા, મમ કન્યા રક્ષકે ॥ કહ્યું સભા વિષે આવી કરી ॥ વજ્ર તુલ્ય તે વચનમાંરે ॥ શ્રવણે, પડ્યાં મારૂં એ અરીઃ॥૨૮॥ રણે અનીરૂધ, હણુ કન્યા ॥ નહિતો તજુ વન્હીમા તન ॥પુત્ર વાક્ય સાંભળીને બોલી ॥ સુત પ્રત્યે કોટરી, વચન ॥૨૯॥ કોટરી ઉવાચ ॥ સાંભળ વત્સ કહું તુજને ॥ એ કૃષ્ણ પૌત્ર છે માહાબળી ॥ ખેદનો પામ તું કોધ તજ ॥શીવની શીખામણું સાંભળી ॥૩૦॥ શ્રીકૃષ્ણ પૌત્ર, પ્રદ્યુમ્ન, સુત ॥ અનીરૂધ, માહા તેજવાન ॥ નીજ ઇ-

ચ્છાએ કરી કર તું ॥ પરમ પ્રીતેથી કન્યાદાન ॥ ॥૩૧॥ વિધીવ્રત વિદા આપ બહુ ॥ તવ યશ બુદ્ધિયે શોભીત ॥ પવીત્ર હોશે તું સત્ય કહું ॥ અસુર સમ, પીત્ર, સહીત ॥૩૨॥ નહિ તો તને માધવ પોતે ॥ રણ મધ્યે હણશે નિર્વાણ ॥ સુદર્શણ ચક્રે કરી ત્યારે ॥ કોણ તને રાખી શકશે બાણ ॥૩૩॥ કોટરી વચન સાંભળીને ॥ દૈત્યાધીશ કોપ્યો માહા મન ॥ રથ આરોહી ચાલ્યો તાહાં તે ॥ જહાં હરી પૌત્ર મુની જન ॥૩૪॥ વ-લણ ॥ મુની જંન કામાત્મજ સ્થાને ॥ અસુર સકોપાતુર જાયરે ॥ ગુલાબબા ઘુણો માનસીગ કહે ॥ થયો એકસો સત્તરમો ધ્યાયરે ॥૩૫॥ ઇતિશ્રી ॥૦ શ્રીકૃષ્ણ ॥ નારાયણ ॥૦ અનીરૂધ પ્રત્યે બાણાસુર ગમન પ્રસ્તાવો નામ ૧૧૭ મો અધ્યાય

## અધ્યાય ૧૧૮ મો.

કડવુ ૧ લુ ॥ રાગ કેદારાની ચોપાઈ ॥ શ્રી નારદ ઉવાચ ॥

કોણ કોણ ગયા બાણ સાથ ॥ યુદ્ધ અર્થે શસ્ત્ર ધરી નાથ ॥ તેમાં કોણ છે સેનાધીપતી કહો કૃપાનીધી માહા મતી ॥૧॥ શ્રી નારાયણ ઉવાચ ॥ સ્કંધ સેનાપતી થઇ કરી ॥ ચાલ્યા શંકર આજ્ઞાને ધરી ॥ બાણને શુભકારી ગણેશ ॥ ભકતવત્સળ સ્વય મહેશ ॥૨॥ બાણને શુભાશીશ સુવાણ ॥ કરે પાર્વતી, કોટરી, જાણ ॥ ભૈરવાષ્ટ, ભયંકર કાય ॥ એકાદશ રૂદ્ર, યુદ્ધે જાય ॥૩॥ નાના વિધ શસ્ત્રપાણી ગ્રહી ॥ બહુ વિધ યોદ્ધ ચાલ્યા સહી ॥ હેવે પાર્વતીએ, સુખકારી ॥ દુત મોકલ્યો બાણની નારી ॥૪॥ દુત ઉવાચ ॥ ઉઠ અનીરૂધ તવ કલ્યાણ ॥ હોસે સાંભળ પાર્વતી વાણ ॥ શ્રજી ટોપ ટાટ બકતર ॥ બાહાર નીકળી યુદ્ધ કર ॥૫॥ ભય યુકત રોઇ ઉષા, સતી ॥ સમરે ઇષ્ટ દેવી પાર્વતી ॥ મહંમાયા રક્ષ મમ સ્વામી ॥ પ્રાણ પ્રીય કહું શીર નામી ॥૬॥ આપ અભય ઘોર સંગ્રામ ॥ જગ માતા સર્વ સુખ ધામ ॥ અનીરૂધ શસ્ત્ર પાણી ગ્રહીત ॥ ઉષા દત્ત રથે આરોહીત ॥૭॥ થયો મંદીર થકી બહીર ॥ દીઠો બાણાસુર માહા વીર ॥ શસ્ત્ર પાણી છે રકત લોચન ॥ ભયંકર ભાષીત વદન ॥૮॥ અનીરૂધને દેખીને બાણ ॥ બોલ્યો તે પ્રત્યે કટુતા વાણ ॥ બાણાસુર ઉવાચ ॥ અરે દુષ્ટ તું વર્ત્તે અનીત ॥ પાપી નીતી શાસ્ત્ર વીવર્જીત ॥૯॥ ચંદ્ર વંશ કુળનો અંગાર ॥ થયો તું અપયસ કર્તાર ॥ તવ પીતા સંબરને જહી ॥ તેની કામીનીને લાવ્યો ગ્રહી ॥ ૧૦ ॥ તેથી પ્રગટ્યો તું હે-વો હોય ॥ પીતામહ ક્રીયા કહું સોય ॥ મથુરામાં ક્ષત્રી વાસુદેવ ॥ વ્રજે વૈશ્યપુત્ર સ્વયમે-વ ॥૧૧॥ જે પશુ રક્ષક બ્રંદ્રાવન ॥ ગોપ નામ છે નંદ નંદન ॥ કૃત ગોપી સંગજાર કર્મી ॥ હણી પુતના નારી અધર્મી ॥૧૨॥ આવી મથુરાં યાગ પ્રસંગ ॥ કર્યો કુબ્જા તે દાસીનો સંગ ॥ હણ્યો નરક, યોની તત્પર ॥ સ્ત્રી સમુહ ગ્રહ્યો મનોહર ॥૧૩॥ જીતી દુર્બળ ભિસ્મક શુત ॥ ગ્રહી રૂકમીણી રૂપ અદ્ભુત ॥ સત્રાજીત આદીત્ય કીંકર ॥ દૈ-

વાધીન પામ્યો મણીવર ॥૧૪॥ઉપાએ સત્રાજીતને હણી ॥ગ્રહ્યાં તેની કન્યાને તે મણી॥ કુરૂ પાંડવ યુદ્ધ પ્રકાર ॥ કર્યો ભુપ સમુહ સંહાર ॥૧૫॥ યુધીષ્ટીરના યજ્ઞમાં જાણ॥ શી-શુપાલ હણ્યો નીરવાણ ॥દંતવક્ત્ર, સાલ્વ, જરાસંધ ॥ હણી ગુપ્ત આશ્રમ નીબંધ ॥૧૬॥ દુર્બલ ભુપનો ભય ધરી ॥ સીંધુ શરણે રહ્યો જઇ કરી ॥ જીતી કરી શક્ર શુર રાજ ॥ પારીજાત આણ્યું નારી કાજ ॥૧૭॥ નીજ માતા ભ્રાત કંસ ભુપ ॥ તેને હણ્યો અધર્મી અનુપ ॥ તેનું સર્વસ્વ લીધું છે સહી ॥ જીતીને રીછની કન્યા ગ્રહી ॥૧૮॥ તેના પીતા-ની ભગની જેહ ॥ કુંતી ચારની કામીની તેહ ॥ ભ્રાત પત્ની જે દ્રૌપદી જાણ ॥ પંચની કામીની તે નીર્વાણ ॥૧૯॥ જેષ્ટ લંપટ છે હળધર ॥ પીયે વારૂણી તે નીરંતર ॥ તેની ભગીનીનું આહરંન ॥ કર્યું કૈંતેય સક્રનંદન ॥૨૦॥ મામા સુતા હરી કામી જન ॥ હેવાં બોલ્યો અસુર વચન ॥ કોપાક્રાંત થયો કામ તન ॥ મર્મના શુણી બાણ વચન ॥ ૨૧ ॥

વલણ ॥ વચન સાંભળી બાણનાંરે ॥ કોપાગ્ની રક્ત થયાં લોચનરે ॥ બો-લ્યો પરમાર્થ યોગ્ય વાણી ॥ તે પ્રત્યે ઉત્તર મુની જનરે ॥૨૨॥ કડવું ૨ જુ ॥

રાગ ધનાશ્રી ॥ અનીરૂધ ઉવાચ ॥ પીતા મારા કામદેવ પુર્વે ॥ બ્રહ્મ પુત્ર પરમ પાવન ॥ સાંભળ જેના શસ્ત્રને વસ ॥ વરતે ત્રીલોક સનાતન ॥૨૩॥ શીવ કોપા-નળે કરીને તે ॥ થયા સ્વકર્મથી ભસ્મી ભુત ॥ કૃષ્ણના પુત્ર થયા હમણા ॥ સર્વના પ-રમાત્મા અદ્ભુત ॥૨૪॥ પતીવ્રતા રતી માતા મ્હારી ॥ પતી શોક માહા દુઃખ દાન ॥ સંબરને ગ્રહ રહી છે તે ॥ બળે કરી હરી બલવાન ॥૨૫॥ છાંયાં માયાવતી થઇ રહી॥ રતી નીજ ધર્મને રક્ષીત ॥ ધર્મશાક્ષી તેના ગ્રહ વિષે ॥ સંબર હણી રતી ગ્રહીત ॥૨૬॥ દ્વારકામાં આવ્યા પીતા મ્હારા ॥સુર્ય ચંદ્ર બેહુ સાક્ષી જાણ ॥ પીતામહ વાસુદેવ મ્હારા ॥ મુઢ તું શું જાણે તે નીર્વાણ ॥૨૭॥ જેને સંતવેદ નહી જાણે ॥ જેના લોમ કુપે વિશ્વવાસ ॥ તે દેવના પરબ્રહ્મ પોતે ॥ તે થી એ વાસુદેવ પ્રકાશ ॥ ૨૮॥ સાક્ષાત સંકરને પુછ તું ॥હમણા શેવક તેનો બાંણ ॥ કૃષ્ણ શેવક બળી તેનો તું ॥ પુત્ર કીંક-રાત્મક પ્રમાણ ॥૨૯॥ ગોકુળે વૈશ્યપુત્ર કહે તું ॥ જ્ઞાન દુર્બળ દૈત્ય અયોગ્ય ॥ ભોજંન વેદ વદીત સદા ॥ ક્ષત્રી વૈશ્ય વેહેવાર છે યોગ્ય ॥૩૦॥ શ્રેષ્ટ દ્રોણ પ્રજાપતી તેની ॥ પ્રીય પ્રીયા ધરાસતી જાણ ॥ તપબળે કરી પુત્ર પામ્યા ॥ ઇશ્વર પરમાત્મા નીર્વાણ ॥૩૧॥ દ્રોણ નંદ વૈશ્ય રાજા થયો ॥ યસોદા થઈ તે ધરાસતી ॥ વ્રશભાન સુતા રાધા થઈ ॥ શ્રીદામ્ન શ્રાપથી ભગવતી ॥૩૨॥ ત્રણ સતકોટી ગોપી સાથે ॥ લઈ આવી સ્વામી આજ્ઞા કરી ॥ પુન્યક્ષેત્ર ભરતખંડમાં ॥ શુભ ગોલોક થકી ઉતરી ॥૩૩॥ સ્વપ-ત્ની સહરમણ કર્યું ॥ પાણીગ્રહી કરી જગનાથ ॥ પુરોહીત બ્રહ્મા થયા પોતે ॥ કોટી સેવક છે હરી સાથ ॥૩૪॥ હરી તુલ્ય તેજ ગોલોકથી ॥ ગોપ આવ્યાછે મુખ્ય પાર્સદ

॥ આપવેશ ગૌ રક્ષણ અર્થે ।, ગોપ શીશું શીક્ષા વીસારદ ॥૩૫॥ પુતના બળી કન્યા તે ત્હારી ॥ ભગની જે અસુર રાજન ॥ વામન દેખીને વંધ્યા પોતે ॥ તેણે કરી પુત્ર ઇચ્છામન ॥૩૬॥ એવો પુત્ર શુભ હોય મ્હારે ॥ લે ખોળે કરાવું સ્તનપાન ॥ તેનો મનોરથ પુર્ણ કરી ॥ ગૌલોકે મોકલી ભગવાન ॥૩૭॥ કુબ્જા પુર્વે રાવણ ભગીની ॥ શુર્પનખા તેણે જોયા રામ ॥ લક્ષ્મણે નાશા છેદન કરી ॥ તપે તે પામી પુરણ ધામ ॥૩૮॥ તે પુન્યે ગૌલોક જઇ થઇ ॥ ગોપી કૃષ્ણ આલીંગને કરી ॥ નરક હણ્યો પુર્વ મોકલને ॥ કન્યા સમુહ ગ્રહ્યો શ્રી હરી ॥૩૯॥ ભીસ્મ કન્યા માહાલક્ષ્મી છે તે ॥ વિષ્નુ અરધાંગના શુભ મતી ॥ વૈકુંઠથી બ્રહ્માજ્ઞાએ આવી ॥ વળી સત્રાજીત કન્યા છે સતી ॥૪૦॥ સત્યભામા, શ્રી કૃષ્ણને આપી ॥ વીદામા આપ્યો મણી શુ પ્રિત ॥ ભુભાર હેતુ આવી ઉતાર્યો ॥ કુરૂ, પાંડવ, યુદ્ધ નીમીત ॥૪૧॥ સીશુપાળ, દંત વકત્ર, બેહુ ॥ જય, વિજય, શ્રાપ્યા કુમાર ॥ વૈકુંઠે દ્વારપાળ હરીના ॥ ત્રણ જન્મે થયો નિસ્તાર ॥૪૨॥ હીરણ્ય કસીપુ, હીરણ્યાક્ષ ॥ એ પુર્વ પુરૂષ ત્હારા જાણ ॥ નૃસીંહ, સુકર, થઇ હણ્યા ॥ સાંભળ પુર્વે હરી નીર્વાણ ॥૪૩॥ તે થયા રાવણ, કુંભકર્ણ ॥ બીજે જન્મ હણ્યા તે શ્રી રામ ॥ ત્રીજે શીશુપાળ, દંતવકત્ર ॥ હણ્યા શ્રી કૃષ્ણ પુરણ ધામ ॥૪૪॥ જાંબુવતી દેવી દુર્ગા તેનો ॥ પાણી ગ્રહ્યો તપે કરી હરી ॥ કુંતા પુત્રોદ્‌ભવ મંત્ર સીદ્ધ ॥ સુમતીપતી આજ્ઞાએ કરી ॥૪૫॥ યુધીષ્ટીર ધર્મ પુત્ર છે ને ॥ ભીમસેન પવન નંદન ॥ પુર્વે પાસુપત સીવે આપ્યું ॥ ધર્મીષ્ટ પાર્થમઘવા તન ॥૪૬॥ અસ્વમેધ, ગવાલંભ, સન્યાશ ॥ મંત્રથી પુત્રવેદ વદીત ॥ પતી ભ્રાતથી પુત્ર ઉત્પત્તી ॥ કળી માતે પંચ વીવર્જીત ॥૪૭॥ દ્રૌપદીને પંચભર્તાર જે॥ તે થયા શંકર વરવાણ ॥ બળદેવ પવીત્ર પુષ્પ મધુ ॥ પાન કરે નિરંતર જાણ ॥૪૮॥ સૌભદ્રા આપી શ્રી કૃષ્ણ પોતે ॥ અર્જુનને અસરણા સર્ણ ॥ દક્ષણ વિષે પ્રસીદ્ધ એ છે ॥ મામાની કન્યા પાણી ગ્રહણ ॥૪૯॥ અન્ય દેસે દોષ એ પ્રકારે ॥ બ્રહ્મા વાકય કહે એમ બુધ ॥ એ કહ્યો વાદ નારદ તને ॥ થયો બાણ સહ જે અનીરૂધ ॥૫૦॥ વલણ ॥ અનીરૂધ બાણ સંવાદ એવો ॥ શુણો નારાયણ નરરાયરે ॥ ગુલાબબા માનસીંગ કહે પુર્ણ ॥ થયો સતોપરી અષ્ટાદશોધ્યાયરે ॥૫૧॥ ઇતિશ્રી ॥ માહા ॥ શ્રી કૃષ્ણ ॥ નારાયણ ॥ બાણા નીરૂધ સંવાદે ૧૧૮ મો અધ્યાય સંપુર્ણ ॥

## અધ્યાય ૧૧૯ મો

કડવું ૧ લું ॥ રાગ સામેરીની ચોપાઇ ॥ શ્રી નારાયણ ઉવાચ ॥ અનીરૂધના સુણી વચન ॥ બોલ્યો બાણ અસુર રાજન ॥ અનીરૂધ વાકય અ-

ભીમાય ॥જાણવા હેતુ દાંન વરાય ॥૧॥ બાણાસુર ઉવાચ ॥ પંચ સ્વામી પામી સુખદાન ॥ દ્રોપદી તે સીવ વરદાન ॥ વર કેમ આપ્યો ભગવાન ॥ મ્હને કેહે તું તે સર્વ આખ્યાન ॥૨॥ પુર્વે ત્હારી માતા માહા સતી ॥ કેમ હરી તે સંભરૂ રતી ॥ દેવે તે કેમ આપી સુંદરી ॥ તેણે દેવ છત્યા કેમ કરી ॥૩॥ અનીરૂધ ઉવાચ ॥

એક સમય શ્રી રઘુનાથ ॥ પોતે જાનકી લક્ષ્મણ સાથ ॥ સ્નાન કરી તે નીર્મળ નીર ॥ રહ્યા છે પંચવટીને તીર ॥૪॥ રૈતુ હેમંત સ્વાદીષ્ટ જળ ॥ સુંદર ફળને જળ સીતળ ॥ ફળ સીતાને આપીને ફરી ॥ રામે લક્ષ્મણને આપી કરી ॥૫॥ કૃપાળુ પ્રભુ ભક્ષીત ફળ ॥ લક્ષ્મણે ન ખાધાં ફળ જળ ॥ મેઘનાદ વધાર્થ કારણે ॥ કરવા સીતા દુઃખ નીવારણે ॥૬॥ ચૌદ વર્ષ લગી ત્યાગે જેહ ॥ અન્ન ફળ જળ નીંદ્રા તેહ ॥ યોગી પુરૂષ માહા પાવન્ન ॥ તેથી નાસીત રાવણ તન્ન ॥૭॥ ત્યાં દેખી રામ પદ્મલોચન્ન ॥ દ્વીજ રૂપે આવ્યા હુતાસન્ન ॥ બોલ્યા સાનીંધ્ય સુખા વહન્ન ॥ મિષ્ટ વાક્ય ભવીષ્ય કથન્ન ॥૮॥ ॥વન્હી ઉવાચ ॥ સુણો રામચંદ્ર માહારાજ ॥ સીતા ગુપ્ત કરી કરો કાજ ॥ દુષ્ટ રાક્ષસ રાવણ ફરે ॥ હરણ જાનકીનુ તે કરે ॥૯॥ કર્મવિધી લેખ બળવન્ન ॥ કોણ નીવારી સકે પ્રાકતન્ન ॥ ચાર વેદ વદીત બલીષ્ટ ॥ દુર્નીવાર્ય પ્રાકત ન વરીષ્ટ ॥૧૦॥ શ્રી રામચંદ્ર ઉવાચ ॥ હરણ થાય કળત્રનુ જેહ ॥ લોક નીંદીત કર્મ છે તેહ ॥ જા તું સીતાને કરી ગ્રહણ ॥ આહાં છાંયાં મુકી હુતાસન ॥૧૧॥ સીતા ગ્રહી ચાલ્યા તે ઉદાસ ॥ સીતા જેહેવી છાંયાં રામ પાસ ॥ તે છાંયાં પુર્વે રાવણે હરી ॥ તે લાવ્યા રાવણ મારી કરી ॥૧૨॥ કળંક ટાળવાપરી ક્ષીત ॥ છાંયાં વન્હિ વિષે પ્રવેસીંત ॥ અગ્નીયે તે છાંયાં રાખી કરી ॥ આપ્યાં રામને જાનકી ફરી ॥૧૩॥ રામ સુધ તે જાનકી ગ્રહી ॥ મુદીત સ્વાશ્રમ ગયા સહી ॥ છાંયાં રહીતે વન્હીની પાસ ॥ હ્રદે દુઃખીત માહા ઉદાસ ॥ ૧૪ ॥ છાંયાં તપ કર્યું સીવારાધી ॥ દિવ્ય સત વર્ષ મન સાધી ॥ છાંયાં માગવર કહે હર ॥ સિધ્રે બોલી સ્વામી દુઃખપર ॥૧૫॥ પતી આપો કહ્યું પંચ વાર ॥ દેખી પ્રસન્ન તે વિશ્વાધાર ॥ સર્વ સંપતના છે દાતાર ॥ છાંયાં પ્રત્યે તે વાક્ય ઉચાર ॥૧૬॥ માંહાદેવ ઉવાચ ॥ સાધ્વી બોલી તુ પંચ પ્રકાર ॥ પતી આપો વ્યાકુળ અપાર ॥ પંચ ઇંદ્રા હરીના જે અંસ ॥ તવ પતી હોશે અવતન્સ ॥૧૭॥ તે પંચેદ્રા હમણા પાંડવ ॥ છાંયાં દ્રૌપદી સેવે માધવ ॥ યજ્ઞ કુંડોદ્ભવ માહા સતી ॥ કૃતયુગમાં તે વેદવતી ॥૧૮॥ જનકાત્મજા ત્રેતામા જાણ ॥ દ્વાપુરે દ્રૌપદી છાંયાં બાણ ॥ વૈષ્નવી કૃષ્ણ ભક્ત પ્રમાણ ॥ તેણે કૃષ્ણા કહે સઉ વાણ ॥૧૯॥ સ્વર્ગ લક્ષ્મી મહેંદ્રાણી સતી ॥ પછે હોસે સધ માહામતી ॥ સ્વયંવર વિષે કન્યાદાન ॥ અર્જુનને આપી તે રાજાન ॥૨૦॥ કહ્યું જઇ માતાને સર્વે વાત ॥ એક વસ્તુ પામ્યા

હમે માત॰ા તે પ્રત્યે માતા આવ્યાં સાક્ષાત ।। અહો તમો સહુ સર્વે ભ્રાત ।।૨૧।। સંભુ વર આવા આજ્ઞા કરી ।। દ્રૌપદી પંચ પાંડવ વરી ।। હરે ભસ્મ કરી કામાકૃતી ।। હર વાક્યે દૈત્ય ગ્રસ્ત રતી ।।૨૨।। સુર સુરેસને જીતી કરી ।। લેસે અસુર સંબર હરી ।। હરે આપ્યો રતીને સુવર ।। છાંયાં આપી હેજે નીજઘર ।।૨૩।। હોય જીવતો જ્યાં લગી પતી ।। તારો ત્યાં લગી હેજે તુ સતી ।। કહ્યું સર્વ તને ઇતિહાસ ।। દેવને ગુપ્ત જે તે પ્રકાસ ।।૨૪।। વલણ ।। પ્રકાસ કહ્યું ઇતીહાસ એ ।। જે તેં પુછયું તે અસુરરાયરે ।। ગુલાબબા સુણો માન કહે થયો ।। પુર્ણ સત॰ એકો નવીન્શો ધ્યાયરે ।।૨૫।। ઇતીશ્રી માહા ।। શ્રી કૃષ્ણ ।।નારાયણ ।।બાણા નિરૂધ સંવાદે ૧૧૯ મો અધ્યાય સંપુર્ણ.

## અધ્યાય ૧૨૦ મો.

કડવું ૧ લું ।। ।। રાગ સારંગ ।। ।। શ્રી નારાયણ ઉવાચ ।।

એટલામાં ત્યાં સુભદ્ર નામે ।। કુભાંડનો ભ્રાતા તે બળવાન ।। બાણનો સેનાપતી સ્વર તે ।। મન સસ્ત્ર સાસ્ત્ર અભિમાન ।।૧।। તેણે ત્યાં કૃષ્ણ પૌત્ર ઉપર ।। માહા ત્રીસુળ કર્યું ક્ષેપન્ન ।। અર્ધ ચંદ્રે કરી તતક્ષણ ।। કામાત્મ જે કર્યું તે છેદન્ન ।।૨।। ફરી સકતી મુકી સુભદ્રે ત્યાં ।। છેદીત તે વૈષ્નવાસ્ત્ર ધરી ।। સુભદ્રે મુક્યું નારાયણાસ્ત્ર ।। પ્રણમી કામસુતે સ્તુતી કરી ।।૩।। ઉર્ધ ભ્રમીત માહા સસ્ત્ર તે ।। છે પ્રભાસત સુર્ય પ્રમાણ ।। લીન આકાસ વિષે સસ્ત્ર તે ।। શ્રી કૃષ્ણ આજ્ઞાએ કરી જાણ ।।૪।। સસ્ત્રજ વે પછી અનીરૂધે ।। માહા અસી ગ્રહી બળવાન ।। સુભદ્રનો રથ ભાંગી કરી ।। સહ સારથી અસ્વ જધાન ।।૫।। અસ્વ સારથી હણી ક્રોધીત ।। જ્વળીત અગ્ની સીખા સમાન ।। હણ્યો સુભદ્ર લીલા માત્રમાં ।। કૃષ્ણ પૌત્ર પરાક્રમ વાન ।।૬।। સુભદ્ર હણવે બાણ કોપી ।। ને સતબાણ કર્યાં ક્ષેપન્ન ।। કામાત્મજે અસ્ત્રાસ્ત્રે કરી તે ।। કર્યાસર સમુહદહન ।। ૭ ।। બાણાસુરે તે બ્રહ્માસ્ત્ર મુક્યુ ।। દેખી સબીજ મંત્ર વિચાર ।। સાંમુબ્રહ્માસ્ત્ર મુકી કરીને ।। કામ પુત્રે કર્યું તે જહાર ।।૮।। બાણ પાસુપત મુકવાને ।। કરે આરંભ ક્રોધીતવાન ।। નીવારીત ગણેસ કાર્તીક ।। પોતે સદાસીવ ભગવાન ।।૯।। તેને દેખી અનીરૂધ તાંહાં ।। ધનુર્બાણ સમુહ સંયુત ।। કર્યો જૃંભણ યુદ્ધ વિષે તે ।। રથોપર સ્થીત બળીસુત ।।૧૦।। જડીભુત બાણ નીંસ્ચેષ્ટીત ।। નીદ્રાસ્ત્ર મુકી કર્યો નીદ્રીત ।। બાણને ત્યાં નીંદ્રીત દેખીને ।। કર ઉત્તમ ખડ્ગ ગ્રહીત ।।૧૧।। બાણ હણવા કરે ઉદ્યમ ।। સરમુકી સ્કંદે નીવારીત ।। અનીરૂધ ક્રોધી કાર્તીકના ।। રત્ન નીર્મીત રથ ભંજીત ।।૧૨।। કુપીત કાર્ત્તીકે ગદા મારી ।। અનીરૂધ રથ કર્યો ભંગ ।। અનીરૂધે અર્ધચંદ્રે કરી ।। સ્કંદ ધનુછેદ્યુ સરસંઘ

॥૧૩॥ તેના છેદ્યાં કાર્તીકે કરથી ॥ ધસી ગદા ગ્રહી કામ તન્ન ॥ ત્યારે કામાત્મજ ગ્રહ્યો સ્કંધે ॥ ગ્રહી ભુતળ કર્યો પતન્ન ॥૧૪॥ ઉઠી અનીરૂધ ગ્રહે તેને ॥ માહા બળ પરાક્રમવાન ॥ અન્યોઅન્ય મલયુધ કરે ॥ દુરથી કહે ગણ સુજાન ॥૧૫॥ ગ્રહજાવો કાર્તીક સ્વામી ॥ ઉષાગ્રહ જાઓ કામનંદ ॥ ગયા ગણાધીસ સંભુ સ્થાને ॥ જાંહાં બેઠા શીવ સુખકંદ ॥૧૬॥ ગણે સ્વરે જઈ કહ્યું સર્વે ॥ નમ્યાં પાદ પદ્મે સીરધરી ॥ નીવેદીત વ્રતાંત સઘળુ ॥ ભીન્ન ભીન્ન ક્રમે ક્રમે કરી ॥૧૭॥ બાણ અનીરૂધ યુદ્ધ કહ્યું ॥ સુભદ્ર માહાસુરની ધન્ન ॥ યુદ્ધ કાર્તીક અનીરૂધનુ ॥ કર્યું પરાક્રમ નીવેદન્ન ॥ ૧૮॥ ગણેસ વચન સાંભળીને ॥ પોતે હસ્યા ભવ ભગવત્ત ॥ બોલ્યા સ્વય માહા મીષ્ટવાણી ॥ પરમ ગુપ્તવેદ સંમત્ત ॥૧૯॥ ॥ માહાદેવ ઉવાચ ॥ ગણેસ માહા ભાગ સાંભળ ॥ હીત સત્ય સુખદ વચન્ન ॥ અસંખ્ય વિશ્વ સમુહ સર્વે ॥ કૃષ્ણમય તેનો સુત, તન્ન ॥૨૦॥ બ્રહ્માદી ત્રુણ પર્યંત જાણ ॥ ગણેશ્વર કૃષ્ણ સનાતન ॥ સાન્ત રાધા કાન્ત મનોહર ॥ ગોલોકે દ્વીભુજ ભગવન ॥ ૨૧ ॥ સીષુરૂપ ગોપ વેષ પ્રભુ ॥ પરીપુર્ણ ગોપી ગોપ સાથ ॥ કામ ધેનુ સહ આવી ફરે ॥ પુન્ય વૃંદાવને વ્રજનાથ ॥૨૨॥ રાસમંડળે રમ્ય મુરલી ॥ હસ્ત બ્રહ્મેસ સેષ વંદીત ॥ સત શ્રંગ સૈલે વટમુળે ॥ ભુભાંડીર વન વીહરીત ॥૨૩॥ ગોષ્ટ નીકટ વીર જાત્રટે ॥ નવીન નીરદ ઘન સ્યામ ॥ દામીની પીત વસ ન રાજે ॥ સોભીત બ્રહ્મપુરણ ધામ ॥૨૪॥ સર્વત્ર કળા પુરૂષ કૃષ્ણ ॥ સાક્ષાત પોતે શ્રી ભગવાન ॥ પરીપુર્ણ રામચંદ્ર સ્વય ॥ નીજ ભકત જન સુખદાન ॥૨૫॥ તેનો પૌત્ર અનીરૂધ માહા ॥ બળ પરાક્રમ જેનુ પુર ॥ મે સ્થાપીત સ્કંધ માહા યુદ્ધે ॥ બાણ મૃત્યુ રક્ષાણાર્થે સુર ॥૨૬॥ સ્કંધ અનીરૂધ યુદ્ધ બેનુ ॥ ગણ તુલ્ય જોયુ તે પ્રમાણ ॥ અષ્ટ ભૈરવ રૂદ્રકા દસ ॥ વસુને સક્રાદી સુર જાણ ॥ ૨૭ ॥ દ્વાદસાદીત્ય, સર્વ દૈત્યેસ ॥ દેવ અંગ્રણી સ્કંધ છે સહી ॥ સગણ બાણાસુર એ સર્વ ॥ કો અનીરૂધને જીતે નહી ॥૨૮॥ અનીરૂધ તે છે બ્રહ્મા પોતે ॥ પ્રદ્યુમ્ન તે કામ અવતાર ॥ બલદેવ તે છે સેષ પોતે ॥ માયાપર કૃષ્ણ વીશ્વાધાર ॥૨૯॥ એ સર્વ તને કહ્યું ગણેસ ॥ બાણ રક્ષણ કર ભયહારી ॥ ભગવાન સુદ્ધ સ્વરૂપ છે ॥ તું સદા વિઘ્ન ખંડનકારી ॥૩૦॥ આંહાં શ્રી હરી આવસે પોતે ॥ ગ્રહી તે આયુદ્ધ સુદર્શન ॥ કોટી સુર્ય સમ પ્રભા જેની ॥ અજીત સત્ય તે ભગવન ॥૩૧॥ ॥ વલણ ॥ ભગવાન આવસે ગણેશ તું ॥ કર બાણાસુર રક્ષાયરે ॥ ગુલાબખા સુણો માનસીહ કહે ॥ થયો એકસો વીસમો અધ્યાયરે ॥૩૨॥ ઇતીશ્રી ॥ બ્રહ્મ ॥ મહા ॥ શ્રી કૃષ્ણ ॥ ના ॥ બાણયુદ્ધે ॥ શીવલંબોદર સંવાદે ૧૨૦ મો અ૦

# અધ્યાય ૧૨૧ મો.

કડવું ૧ લું ॥ રાગ રામગ્રીની ચોપાઇ ॥ ॥ શ્રી નારાયણ ઉવાચ ॥

॥ ગણેસને બોધ કરી હર ॥ પોતે ગયા તે ભવનાંતર ॥ તાંહાં રમ્ય રત્ન સીંહાસન ॥ બેઠાં દુર્ગા દુર્ગતી નાસન ॥૧॥ ભૈરવીને ભદ્રકાળી સહી ॥ ઉગ્ર ચંડા છે કોટરી તહીં ॥ તે સર્વ ઉઠીને સુખાકર ॥ જઇ પ્રણમી જગદીશ્વર ॥૨॥ તાંહાં આવ્યા ગણેસ, ને સ્કંદ ॥ બાણ, વીરભદ્રને સુનંદ ॥ નંદી,ને ભૈરવાષ્ટ, સંમ્રસ ॥ સીદ્ધ, યોગી, રૂદ્ર એકાદસ ॥૩॥ એટલે ત્યા દ્વાર રક્ષાકારી ॥ આવ્યો મણીભદ્ર, વીરભારી ॥ આવી કરી દ્વારપાળ જાણ ॥ ઇશ્વર પ્રત્યે તે બોલ્યો વાણ ॥૪॥ મણીભદ્ર ઉવાચ ॥ અસંક્ષીત સૈન્ય ભયંકર ॥ આવી યાદવની મહેશ્વર ॥ બળદેવ, પ્રદ્યુમ્ન, સાંબ, સાથ ॥ સાત્યકી, ઉગ્રસેન ભુનાથ ॥૫॥ ભીમાર્જુન, ઉધ્ધવ, અક્રુર ॥ સક્રનંદન જયંતસુર ॥ રથ રત્નમણી નીરમાણ ॥ બેસી આવ્યાં વિધાતા નીર્વાણ ॥૬॥ સેવે પાર્સદ શ્વેત ચામર ॥ કોટી કામ આભા મનોહર ॥ કૃષ્ણ પરમાત્મા વીરાજીત ॥ ઉરવન માળા સુભાજીત ॥૭॥ ધર્યું કર ચક્ર સુદર્સન ॥ છે કોટી સુર્ય પ્રભા પાવન ॥ સંચે મુકી ગદા કૌમોદક ॥ માહા સંખ વિશ્વ સંહારક ॥૮॥ માહારથી લક્ષ સહરાજે ॥ અસ્વ ત્રીકોટી સાથ વીરાજે ॥ ત્રીકોટી ગજ છે સુખદાન ॥ ત્રણ કોટી મલ્લ બલવાન ॥૯॥ સત સત કોટીપાળા જાણ ॥ ધનુષ ખડ્ગ ધર્યાં નીર્વાણ ॥ આવી વીંટી શ્રોણીતપુરી સ્યામ ॥ જેમ લંકા દાશરથી રામ ॥૧૦॥ પક્ષીંદ્ર ગરૂડ બલવાન ॥ હંકારે બાણને હરીયાન ॥ લક્ષમલ્લ પાડ્યા સીધે વરી ॥ બળદેવે તે લાંગળે કરી ॥૧૧॥ ત્રણ લક્ષ બાગ ઉત્પાટીત ॥ માહા દ્વાર પ્રત્યે પ્રવેસીત ॥ દ્વારપાળ હણ્યા બલદેવ ॥ તે સાંભળી બોલ્યા માહાદેવ ॥૧૨॥ સ્કંદ, ભદ્રકાળી, ને પાર્વતી ॥ અષ્ટ ભૈરવ, ને ગણપતી ॥ રૂદ્રા, વીરભદ્ર, માહામતી ॥ નંદી, સર્વ સેનાધીષ પ્રતી ॥૧૩॥ માહાદેવ ઉવાચ ॥ ગોપ ગોપીનાથ ચક્રધારી ॥ ક્ષણમાં વિસ્વ સંહાર કારી ॥ તેને નગર તે કોણ માત્ર ॥ સર્વ રક્ષા કરો બાણા ગાત્ર ॥૧૪॥ બાણ સંગ્રામ મેં ગતીકર ॥ કરી સ્મરણ શ્રી લંબોદર ॥ બાણને દક્ષીણે સ્કંદ સાથ ॥ સનમુખ સહગણ નાથ ॥૧૫॥ વામે ભૈરવ, નંદી,ને રૂદ્ર ॥ સેનાધીસ કાળ વીરભદ્ર ॥ ઉર્ધ્વે દુર્ગા, ભદ્રકાળી, સંઘ ॥ મહા ભાગ રક્ષો બાણ અંગ ॥૧૬॥ કૃષ્ણા, નારાયણી, ભગવતી ॥ વીષ્નુ માયા જગન્માત સતી ॥ સાહે કરે ભક્તની નીર્વાણ ॥ સુદર્સન થકી રક્ષ બાણ ॥૧૭॥ પવીત્ર પાદાબ્જ રજ સાથ ॥ બાણને સીર મુક તું હાથ ॥ દુર્ગાસીવ વાક્ય સુણી કરી ॥ હસી મીષ્ટ યથાર્થ ઉચરી ॥૧૮॥

॥ પાર્વતી ઉવાચ ॥ મણીરત્ન માણીક્ય સહીત ॥ ઉપારત્ન ભુષણ ભુષીત

॥ વર અનીરૂધ સહજાણ ॥ આપે જો શ્રી કૃષ્ણને જઇ બાણ ॥૧૯॥ કરે નીર્વીઘ્ન રાજ્ય એ રાય ॥ પરમાત્મા સહ યુદ્ધ ન થાય ॥ ભકતાનુ ગ્રહધારી સ્વરૂપ ॥ નીત્ય સત્ય કૃષ્ણ પુર્ણ રૂપ ॥૨૦॥ જેની સત્તા થકી પ્રાણ પ્રાણ ॥ સહું ઇંદ્રી સજીવન જાણ ॥ જેની સક્તિ હું છું બ્રહ્મા મન ॥ જ્ઞાનાત્મક સીવ ભગવન ॥૨૧॥ સદ્ય થાય છે દેહ પતન ॥ સીવત્યકત સબ હોય જન ॥ કોણ સકે સંગ્રામમાં ડરી ॥ સુદર્સન ચક્ર તેજે કરી ॥૨૨॥ બાણ અવીનાસી આત્મા સોય ॥ સ્વાત્મા સહ યુદ્ધ કેમ હોયે ॥ સ્વામી કાર્તીક ગણરાજન ॥ તેના સ્વામી છે શ્રી ભગવન ॥૨૩॥ કેમ કન્યા પ્રીય કરે સહી ॥ કૃષ્ણથી પર પ્રીય કો નહી ॥ વૈકુંઠે હુ માહાલક્ષ્મી જાણ ॥ ગોલોકે સ્વય રાધા પ્રમાંણ ॥૨૪॥ શીવ લોકે હું સીવા પાર્વતી ॥ બ્રહ્મલોકે પોતે સરસ્વતી ॥ નીત્ય સત્ય હુ મુળ પ્રકૃતી ॥ દક્ષ કન્યા હું પુરવે સતી ॥૨૫॥ તમો નીંદાએ કરી પુર્વ ત્યાગ ॥ સૈલ કન્યા તે હુ માહા ભાગ ॥ રકતબીજ યુદ્ધે કાળી જાણ ॥ મુર્તીભેદ થકી નીરવાણ ॥૨૬॥ સાવીત્રી વેદ માતા હુ સહી ॥ સીતા જનક કંન્યા ત્રેતા મહીં ॥ દ્વારકામાં રૂકમીણી નીર્વાણ ॥ ભાર તે ભીષ્મ કંન્યા પ્રમાણ ॥૨૭॥ દૈવથી શ્રીદામ્ન શ્રાપે કરી ॥ વૃશભાન સુતા અવતરી ॥ ધર્મ પત્ની તે શ્રી ભગવન ॥ પરમ પાવન વૃંદાવન ॥૨૮॥ છો સર્વજ્ઞ સીવ ભગવન ॥ સું કહુ હું તમો સનાતન ॥ કર્યું કર્તવ્યતા એ કથન ॥ સમયોચીત્ત માહા પાવન ॥૨૯॥ વલણ ॥ પાવન સીવ સીવા ભાષણ ॥ સુણો નારાયણ નર રાયરે ॥ ગુલાબબા માનસીંહ કહે ॥ થયો સત એકવીસમો અધ્યાયરે ॥૩૦॥ ઇતી શ્રી ॥ શ્રી કૃષ્ણ ॥ ના ॥ બાણયુદ્ધે સીવ પાર્વતી સંવાદ પ્રસ્તાવો નામ ૧૨૧ અધ્યાય સંપુર્ણ.

## અધ્યાય ૧૨૨ મો.

કડવું ૧ લું ॥ રાગ દેશાખાની ચોપાઇ ॥ શ્રીનારાયણ ઉવાચ ॥

પાર્વતીના વચન સાંભળી ॥ ગણેશ, ને શીવ ભગવાન ॥કાર્તીક, કાળી પ્રસંસીત ત્યાં ॥ જગદંબ માહા સુખ દાન ॥૧॥ વિશ્વ પિતા સ્વય શંભુ બોલ્યા ॥ જગ માતા પ્રત્યે શુભ વાણ ॥ જોતી શ્વરૂપ મુળ પ્રકૃતી ॥ ઇશ્વરી વિશ્વ હેતુ નિર્વાણ ॥૨॥ માહાદેવ ઉવાચ ॥ દેવેશ્વરી તમો કહ્યું જે તે ॥ સર્વ વેદોકતને હીતકારી ॥અયુકત ઉપહાસ્ય કરતા ॥ પ્રભુ સહ સંગ્રામ વિચારી ॥૩॥ બાણ આપ કન્યા ઉષા પ્રીતે ॥ મણી રત્ના ભુષણ ભુષીત ॥ યસકર શુભ કર્મ એ છે ॥ નહિ આપવે બાણ અહીત ॥૪॥ હીરણ્યકસીપુને તે જેમ ॥ પરાન્મુખ કર્યો વિશ્વાધાર ॥ બાણ ઉષા આપવી એ વાક્ય ॥ હીત નહિ કર્યું અંગીકાર ॥૫॥ નારાયણ ઉવાચ ॥ દુર્ગા બોધ વાકય નહિ માન્યું એટલે સભા મધ્યે તે વારે ॥ ધર્મીષ્ટ બળી મૈષ્નવાગ્રણી ॥ તે રથ બેસી આવ્યા ઉદાર

॥૬॥ એમ લક્ષ દૈત્યેંદ્ર આવત ॥ દૈત્ય શ્વેત ચામરે સેવીત ॥ રથથી ઉતરી શસ્ત્રવેતા ॥ શીવ શીવાને તે પ્રણમીત ॥૭॥ કાર્ત્તીક ગણેશને પ્રણમ્યા ॥ સરવ ઉઠયા દેખી દૈત્યરાય ॥ દૈત્ય પ્રત્યે મહાદેવ બોલ્યા ॥ રમ્ય વાક્ય સર્વ સુખદાય ॥૮॥ મહાદેવ ઉવાચ ॥ પરમ લાભ માહાં દુર્લભ ॥ જે વૈષ્નવ સમાગમ ધન્ય ॥ વૈષ્નવના સ્પર્શ માત્ર થકી ॥ તીર્થ હોય પરમ પાવન્ન ॥૯॥ સર્વ વર્ણ મધ્યે શુ પુજીત ॥ બ્રાહ્મણ સુચી અંગ માધવ ॥ તેથી અધીક પુજીત તે છે ॥ બ્રાહ્મણ હોય વળી વૈષ્નવ ॥૧૦॥ નહિ જેવુ હું કાંઇ પાવન ॥ વૈષ્નવ બ્રાહ્મણ થકી પર ॥ પવનથી પણ સે પાવન ॥ હુતાસનને તે તીર્થથી વર ॥૧૧॥ બલી ઉવાચ ॥ સ્તુતી કેમ કરો જગન્નાથ ॥ દાસની તમો પરમેશ્વર ॥ પરમેશ્વર્યતા તમો આપી ॥ સુદુર્લભ નાથ સુખાકર ॥૧૨॥ સરવ સ્વરૂપ, ને સર્વેશ્વર ॥ તમો એ ધરી રૂપ વામન્ન ॥ મને સ્થાપીતછે સરવ નીચે ॥ સુતળ રક્ષીત ઇંદ્રાસન્ન ॥૧૩॥ મારો માણાત્મજ બાણાસુર ॥ દાસ તમારો એ શુર રાજ ॥બોધ કરોની બાણાસુરને ॥ ભકતવત્સળ છો માહારાજ ॥૧૪॥ આત્મા સહ યુદ્ધ કરવુ જેહ ॥ તે દેવ વિષે પણ નીંદીત ॥એમ કહી તે નમી શીવને ॥સામવેદોકત સ્તોત્ર ભણીત ॥૧૫॥ પછી પ્રસન્ન કરે કૃષ્ણને ॥ પુલકીત રૂપ મનોહર ॥ હૃદે પદ્મે ધ્યાન કરી જપે ॥ શુક્રદત્ત મંત્ર બારાક્ષર ॥૧૬॥ અદીતી પ્રાર્થના કરી પ્રભુ ॥ દેવ માતા વ્રતે કરી જાણ ॥ પુરવે વામન રૂપ ધરીને ॥ મને વંચીત પ્રભુ નિરવાણ ॥૧૭॥ મારો પુત્રને હર કીંકર ॥ રક્ષો ભકતને નાથ નિર્વાણ ॥ પ્રસન્ન માયા પાર્વતી પોતે ॥જેમ પુત્રને સ્વમાતા જાણ ॥૧૮॥ ગ્રહણ કરી છે બાણ કન્યા ॥ તમારા પૌત્રે બળે તે સતી ॥તેને હણવા ઉદ્યમ યુકત ॥ સ્કંદે નીવારીત દૈત્ય પતી ॥૧૯॥ ફરી હણવા આવે છે પુત્ર ॥ તમને સમર્થ બહુનામી॥ સર્વાત્મા હરી સર્વ સમતા ॥ એમ શુણ્યું શ્રુતી વીષે શ્વામી ॥૨૦॥ ઉલંઘન કેમ કરો નાથ ॥ તમો હણો જેને ભગવાન ॥ ભુવિષે કોણ રક્ષીત તેને ॥ સુદર્શન છે તેજનો ભાન ॥૨૧॥ શસ્ત્ર મધ્યે જેમ શુદર્શન ॥ તેમ તમો દેવમાં સર્વેસ ॥વિષ્નુ સંત્વ, રજ, ધાતા ॥ અહંકાર શ્વય છો વિશ્વેસ ॥૨૨॥ પોતે વિધાતા જગતના છો ॥ સૃષ્ટી કર્ત્તા પીતા મહરૂપ ॥ ભગવાન કાળાગ્ની રૂદ્ર ॥ વિશ્વ સંહાર હેતુ સ્વરૂપ ॥૨૩॥ પ્રભુ પોતે નીર્ગુણરૂપ છો ॥ પ્રકૃતીપર શ્રીભગવાન ॥ સર્વના પરમાત્મા વ્યાપક ॥ વિષ્નુ પ્રાણ રૂપ સુખ દાન ॥૨૪॥ અંતઃકરણ સ્વયમેવ બ્રહ્મા ॥ સ્વજ્ઞાનાત્મક શીવ નીર્વાણ ॥ માહા શ્રેષ્ટ સર્વ શક્તિ મધ્યે ॥ બુદ્ધિ પ્રકૃતી ઇશ્વરી જાણ ॥૨૫॥ પોતાનું પ્રતીબીંબ પ્રભુજી ॥ તે સર્વ દેહ વિષે છે જીવ ॥ શ્વકર્મ ભોગી તે જીવ રહે ॥ સર્વ કર્મ સાક્ષી તમો શીવ ॥૨૬॥ લક્ષણ ॥ શીવ સ્વરૂપ નહી જાણત ॥ છતી બુદ્ધિયે માયા વંચીતરે ॥જે સંત આવે બને તમને ॥ તે તવ માયા તરે મુદીતરે ॥૨૭॥ કડવુ ૨ જુ ॥ રાગ સા-

રૂની ચોપાઈ ॥ દુર્ગા પરા ત્રીગુણ પ્રકૃતી ॥ વૈષ્ણવી તે સુનાતની સતી ॥ નારાયણીસાની બહુ નામી ॥ દુરત્યયા તવ માયા સ્વામી ॥૨૮॥ પ્રતી વિશ્વે વાન્સ નીર્વાણ ॥ બ્રહ્મા, વિષ્નુ, શીવાત્મક, જાણ ॥ સર્વ વીશ્વનો હેતુ ઉદય ॥ માહાન વીરાટ સર્વાશ્રય ॥૨૯॥ યોગ થકી તે જળે સયન ॥ વિશ્વમાં ગોલોકે ભગવન ॥ વિશ્વવાસ ને વિશ્વથી પર ॥ તેના દેવ, તમો વિશ્વેસ્વર ॥૩૦॥ તેથી વાસુદેવ હેવિ ખ્યાત ॥ પુર્વ વિદુષ જન વિખ્યાત ॥ તત્ર કળા સુર્ય, શશી, જાણ ॥ હુતાસન, પવન, પ્રમાણ ॥૩૧॥ કળા વરૂણ, ને ધન ધારી ॥ કળા મહેંદ્ર, સ્વર્ગાધીકારી ॥ કળા ધર્મ, સેષ, ને ઇસાંન ॥ નૈરૂત, મુની, કળા ભગવાન॥૩૨॥ કળા મનુ,ગ્રહ,ફળદાતા ॥ કળા, કળા અંસે સુર્વજાતા ॥ સર્વ જીવ અંસચરાચર ॥ પ્રભુ તમો બ્રહ્મજોતી પર ॥૩૩॥ યોગી સદા ધ્યાન તત પર ॥ ભકત ધ્યાયંત હૃદયાંતર ॥ નવીન નીરદ પ્રભુ શ્યામ ॥ પીતવસન વીશ્વ આરામ ॥૩૪॥ ભકતવત્સળ પ્રસન્નાનન ॥ રમ્ય સર્વાંગ લીપ્ત ચંદન ॥ માહા દ્વીભુજ મુરલી કર ॥ સીખી પીછ ધરે શીરપર ॥૩૫॥ ઉર માલતી માળ ભ્રાજીત ॥ મણી કુંડલ યુગ્મ રાજીત ॥ અમુલ્ય રત્ન મણી નીર્માણ ॥ શોભે કેયુર, વળય,જાણ ॥૩૬॥ સહુ કોટી ગોપી વીરાજીત॥ ગોપ સ્વેત ચામરે સેવીત॥ ગોપબાળ વેષ વીરચીત॥ વક્ષસ્થળે તે રાધીકા સ્થીત.॥૩૭॥ વંદે બ્રહ્મા, ઇશ, દુરારાધ્ય ॥ વંદે સેષ, સીદ્ધ, ધ્યાના સાધ્ય ॥ મુની, યોગી, પ્રકૃતી, સ્તવીત ॥ વેદ, નીર્વચની નીરૂપીંત ॥૩૮॥ સ્વેચ્છા મય વિભુ સ્થુળાત્સ્થુળ ॥ સુક્ષ્મથી સુક્ષ્મ પ્રકૃતી મુગ ॥ નીત્ય પ્રકૃતીપર ભગવન ॥ નીરીહ, નીર્લીપ્ત, સનાતન ॥૩૯॥ એમ ધ્યાન કરી તે પાવન ॥ દુર્વા, અક્ષત, જળ, સુમન ॥ પાદપદ્મ જે પદ્મા અર્ચીત ॥ સહુ નંદ તે ચર્ણે અર્પીત ॥૪૦॥ વેદ અસકત કરવા સ્તવન ॥ અસકત સરસ્વતી પાવન ॥ અસકત સેષ,શંભુ,ગણેશ ॥ અસકત ઇંદ્ર, ધનેસ, દીનેસ॥૪૧॥ કોણ માત્ર અન્ય જડજન॥ ગુણાતીતનુ કરે સ્તવન ॥ હુન પંડીતને નહી સુર ॥ ક્ષમા યોગ્ય પ્રભુ કૃપા પુર ॥૪૨॥ બળીના સુણી સ્તુતી વચન ॥ તે પ્રત્યે બોલ્યા જગજીવન ॥ પરીપુર્ણ ભકત સુખ દાન॥ ભકતવત્સળ શ્રીભગવાન॥૪૩॥

શ્રીભગવાન ઉવાચ ॥

ભય પામનો વત્સ મુદીત ॥ ગ્રહ જા સુતળહુ રક્ષીત ॥ મારાં વરે કરી દૈત્યેસ્વ ॥ તત્ર પુત્ર અજર અમર ॥૪૪॥ મુર્ખ દર્પ કરે સ્વનાસન ॥ મારો ભકત પ્રલ્હાદ પાવન ॥ ભકત તપસ્વીને આપ્યો વર ॥ વત્સ રક્ષણતા નીરંતર ॥૪૫॥ તવ પુત્રને આપીશ જ્ઞાન ॥ મૃત્યુંજય માહા સુખ દાન ॥ સ્તોત્ર તેં સામ વેદોક્ત કૃત ॥ પુર્વે કુમારને બ્રહ્માદત ॥૪૬॥ સીદ્ધાશ્રમ પુન્યતીર્થ માંહી ॥ શકિત ગૌતમને આપ્યું તાંહી ॥ મંદાકીની તટે શુભ સાર ॥ સ્તોત્ર આપ્યું ગુરૂને કુમાર ॥૪૭॥ બ્રાહ્મણને આપ એ સુખ કોષ ॥ એણે કરશે મને સંતોષ ॥ શુભ સ્તોત્ર એ માહા પાવન ॥ ગુરૂ મુખથી ઉપદીસ્યન ॥૪૮॥ પુજા કાળ વીષે કરી સ્નાન ॥ ભક્તિ

થકી ભણે સુખદાના તેના, કોટીજન્માર્જીત પાપ ॥ મુકત હોયન્તે સ્તોત્ર પ્રતાપ ॥૪૯॥ દુઃખ, શોક, વિપદ, વારણ ॥ સ્તોત્ર સર્વ સંપદ કારણ ॥ જન્મ, મૃત્યુ, જરા, નીવારણ ॥ શ્રેષ્ઠ નૌકા ભવાબ્ધી તારણ ॥૫૦॥ આધી, વ્યાધી, બંધન, ખંડન ॥ માંહો ફળદા ભકત મંડન ॥ યજ્ઞ દીક્ષીત, ને તીર્થ સ્નાની ॥ વૃતી, તપસ્વી, તે સર્વદાની ॥૫૧॥ લક્ષ સ્તોત્ર જપે સીદ્ધ હોય ॥ સર્વ સીદ્ધી પામે જન સોય ॥ દેવ તુલ્ય આ લોકે જીવન ॥ અંતે હરી પદ પામે જન ॥૫૨॥ વલણ ॥ જન હરીપદ પામે અંતે ॥ સુણો નારાયણનરરાયરે॥ ગુલાબબા કવી માન કહે પુર્ણ ॥ થયો એકસોબાવીશમો અધ્યાયરે. ॥ ૫૩॥ ઇતીશ્રી ॥ બ્રહ્મ ॥૦ મહા ॥૦ શ્રીકૃષ્ણ ॥૦ નારાયણ નારદ સંવાદે બાણ યુદ્ધે બલી કૃત સ્તોત્ર પ્રસ્તાવો નામ અધ્યાય ૧૨૨ મો સંપુર્ણ

## અધ્યાય ૧૨૩ મો.

કડવુ ૧ લુ ॥ રાગ કેદારો ॥ શ્રીનારાયણ ઉવાચ ॥ બળદેવને ઉધવસહ ॥ પરબ્રહ્મ કૃષ્ણ ભગવાન ॥ દુત મોકલ્યો કહેવા બાણને ॥ ગયો શીવ ઉમા સન્નીધાન ॥૧॥ આવી નમ્યો દુત શીવ શીવા ॥ ગણેશ કાર્તીક પ્રત્યે જાણ ॥ ભદ્રકાળી આદી સહુ પ્રત્યે ॥ દુત બોલ્યો યથોચીત વાણ ॥૨॥ દુત ઉવાચ બાણને તેડે શ્રીકૃષ્ણ પોતે ॥ મહેશ કરવાને સંગ્રામ ॥ નહીતો અનીરૂધ્ધ ઉષા ॥લૈ શરણ થાય સુખ ધામ ॥૩॥ રણ નીમંત્રીત જો ન જાએ ॥ તો નરક પામે પીતૃ સાથ ॥ દુત વાકય સુણી ઉમા બોલ્યાં ॥ સંનીધ શંભુ શ્રીજગનાથ ॥૪॥ પાર્વતી ઉવાચ ॥ જા તું બાણાસુર માહા ભાગા ગ્રહી વરકન્યા વીદા સાર ॥ આપી શ્રીકૃષ્ણને સરણ થા તું ॥ પ્રભુ સરવ સંપદ દાતાર ॥૫॥ પાર્વતીના વચન સાંભળી ॥ તે પ્રત્યે બોલ્યો અસુરેસ્વર ॥ પ્રસંસીત બહુ સભા મધે ॥ શંકર સહાય નીરંતર ॥૬॥ શ્રી નારાયણ ઉવાચ કોપાવિસ્ટ બહુ બાણાસુર ॥ ઉઠ્યો માની સ્વય બેળ ધામ ॥ રણોધમ ધરી ધનુષ્પાણી ॥ ચાલ્યો શીવને કરી પ્રણામ ॥૭॥ સર્વ નીશંચીંત દૈત્યેસ્વર ॥ બહુ કોપીત રકત લોચન ॥ કુભાંડ, કુપકર્ણ, નીકુંભ, ॥ કુંભ સહુ સેનાછે રાજન ॥૮॥ ઉન્મત્તાદી અષ્ટભૈરવ ॥ શસકિત રૂદ્ર સ્વાયુધ ધરી ॥ ઉગ્રચંડા પ્રચંડા, ચંડીકા ॥ સચંડ, નાયકા, ચંડેશ્વરી ॥૯॥ ચામુંડા, ચંડી,ચંડકપાળીકા ॥ એ અષ્ટ ચાલ્યાં ખપ્પર ધારી ॥ કોટરી, વળી ગ્રામ દેવતા ॥ ચાલ્યા ખડ્ગ ધારી યુધ્ધકારી ॥૧૦॥ અષ્ટ શકિત રથસ્થ કૌમારી ॥ ઇંદ્રાણી, બ્રહ્માણી, ને વૈષ્નવી ॥ નારસીંહી, વારાહી, વીકાળ ॥ માહા માયા માહેશ્વરી, ભૈરવી ॥૧૧॥ રત્ન રથ સ્થીત ભદ્રકાળી ॥ રકત નેત્ર વર્ણ ભયકારી ॥ ત્રીશુળ, શકતી,ને ગદા, હસ્ત ॥ વીશેછે ખડ્ગ, ખપ્પર, ધારી ॥૧૨॥ ત્રીશુળ હસ્તમાં ગ્રહી આલ્યા ॥ વૃષભ વાહન મહેશ્વર ॥ કાર્તિક શીખી વાહન બેસી ॥ ચાલ્યા શસ્ત્રપાણી ધ-

નુર્ધર ॥૧૩॥ એ પ્રકારે સર્વે ચાલ્યા યુદ્ધે ॥ વિના પાર્વતીને ગણેશ્વર ॥ એ સર્વ યુકત માહાદેવને ॥ જોઇ ભદ્રકાળી દૈતેશ્વર ॥૧૪॥ બાણાસુર શંખધ્વની કરી ॥ પ્રણમી પાર્વતીશ નીરક્ષણ ॥ સન્મુખ ધનુશ ધરી સર ॥ સંધીત દીઠો સાત્યકી બાણે ॥૧૫॥ સર્વ નીશેધીત ચાલ્યો બાણ॥ માર્યું દીવ્યાસ્ત્ર મારણ નામ ॥ ગ્રીષ્મ મધ્યાન માર્તંડ આભા॥ માહા તીક્ષણ કરે ધાર્યું કામ ॥૧૬॥ દેખી અસ્ત્ર સાત્યકી નીવારે ॥ વરૂણાસ્ત્ર મુક્યું બાણાસુર ॥ સાત્યકી પરજન્યાસ્ત્ર, મુકીને ॥ લીલા માત્રમાં કર્યુંછે ચુર ॥૧૭॥ બાણે નારાયણાસ્ત્ર, મુકયું તે.॥ સાત્યકી વૈષ્નવાસ્ત્રે, વારીત ॥ બ્રહ્માસ્ત્ર, મુકયું બાણે સાત્યકી ॥ બ્રહ્માસ્ત્રે, બ્રહ્માસ્ત્ર, આહરીત ॥૧૮॥ બાણાસુરે નાગાસ્ત્ર, પ્રેરીત ॥ સાત્યકી ગરૂડાસ્ત્રે, સંહાર ॥ એમ યુધ્ધ કરતે બાણને ॥ સાત્યકીએ જૃંભીત તેવાર ॥૧૯॥ બાણ જૃંભીત દેખી કાર્તિક ॥ અર્ધચંદ્ર સહસ્ત્ર, ક્ષેપન ॥ આવતું દેખી કામે કર્યું છે ॥ કાર્તીકનું સહસ્ત્ર તે છેદન ॥૨૦॥ ગદાંચી, ક્ષેપ કાર્તીક ત્યારે ॥ કામે વૈષ્નવાસ્ત્રે નીવારીત ॥ નારાયણસ્ત્ર, મુકયું સ્કંદે કોપી ॥ કામ દંડવત ભુપતીત ॥૨૧॥ સ્કંદે શકિત, મુકી ભયંકર ॥ નારાયણાસ્ત્ર, નીવારી માર ॥ બ્રહ્માસ્ત્ર, મુકયું કાર્તીકસ્વામી ॥ કામે બ્રહ્માસ્ત્રે, કર્યું જહાર ॥૨૨॥ ગ્રહ્યું સ્કંદે દીવ્ય પાસુપત ॥ કામે નીંદ્રાસ્ત્રે, સ્કંદ નીંદ્રીત ॥ કાર્તીકને નીંદ્રીત દેખી ત્યાં ॥ બાણાસુરને જોઈ જૃંભીત॥૨૩॥ કોપી કામને રથ સાથે ત્યાં ॥ ભદ્રકાળીએ કર્યો ગ્રસંન્ના ક્રોડે કરી.બાણ કાર્તિકને ॥ જગ જનની જગ પાવન ॥૨૪॥ રણ સ્થળ થકી ચાલ્યાં પોતે ॥ ગયાં જ્યાં જગદંમા પાર્વતી ॥ કાર્તિકને બોધ કરી કર્યો ॥ બાણને સ્વસ્થ ચેતન સતી ॥૨૫॥ મદન સહજે રથ સહ ॥ નાસારંધ્ર માર્ગથી સામળ ॥ નીકળ્યો બહીર ત્રાસ યુકત॥ કામ ગયો શીઘ્ર રણ સ્થળ ॥૨૬॥ દેખી મદનને રથ સાથે ॥ હરખ્યા યાદવ શુભટ જેહ ॥ સર્વ સૈવ યુદ્ધા તાંહા રહ્યા ॥ સુસ્ક કંઠ ભયાકુળ તેહ ॥૨૭॥ ફરી બાણ કોપી રથ બેસી ॥ ને સ્વામીકાર્તીક ભગવાન ॥ યુધ્ધ અર્થે ફરી આવી મુકયાં ॥ પંચ બાણ માહા બળવાન ॥૨૮॥ અર્ધચંદ્રે, છેદ્યાં બળદેવે ॥ બાણ રથ ભાંગ્યો મારી હળ॥ સારથી હણ્યો ને અસ્વ હણ્યા ॥ લીલા માત્રમાં મારી મુસળ ॥૨૯॥ વળી કાળાગ્ની રૂદ્રનો રથ ॥ ભાંગ્યો હળે કરી હળધર ॥ કોપ કરી સુત અસ્વ માર્યા ॥ ત્યારે કોપી રૂદ્રે મુકયો જ્વર ॥૩૦॥ માહા ઘોર તેણે યાદવ પીડ્યા ॥ હરી વીના સર્વ જ્વરા ક્રાંત ॥ તેને દેખીને શ્રી કૃષ્ણે સરજ્યો ॥ વૈષ્નવ જ્વર, મુકયો માહાંત ॥૩૧॥ મહેશ જ્વર સહ રણમાં॥ મુહુર્ત થયુ દારૂણ યુદ્ધ ॥ વૈષ્નવ જ્વરે બહુ માર દીધો ॥ પડ્યો અચેસ્ટીત નહી શુદ્ધ ॥૩૨॥　　વલણ॥　　શુધ્ધ આવી ફરી ઉઠી જ્વર ॥ કરે તે માધવનું સ્તવનરે ॥ સર્વના પરમાત્મા શ્રીકૃષ્ણ ॥ બ્રહ્મ જોતી પ્રભુ સનાતનરે ॥૩૩॥　　કડવુ રે જાુ ॥.

રાગ મારૂની ચોપાઈ॥-　　જ્વર ઉવાચ ॥　　રક્ષ પ્રાણ વીસ્વ હીતકારી ॥ ભ-

કતાનુગ્રહ વિગ્રહ ધારી ॥ તમો આત્મા પુરૂષપુરાણ॥ ત્હારે સમજે સઉ નીર્વાણ॥૩૪॥ જ્વરના સુણી સ્તુતી વચન ॥ નીજ જ્વરને પ્રભુ આહરન ॥ મહેસ્વર જ્વર ભય પામી॥ રણ થકી તે બહીર ગાંમી ॥૩૫॥ આવ્યો યુદ્ધે બાણાસુર ફરી ॥ મુક્યાં સહસ્ર બાણ કોપી કરી ॥ યાદવ સેનામાં આવી ભેદ્યાં ॥ લીલામાત્રમાં અર્જુને છેદ્યાં ॥૩૬॥ ક્ષેપી સક્તિ, કોપ અતી કીન ॥ છેદી લીલાએ સવ્ય સાચીન ॥ ત્યારે ગ્રહ્યું બાણે પાસુપત ॥ ઘોર સર્વ વિશ્વ નાસ કૃત ॥૩૭॥ ચક્રપાણીએ તે દેખી કરી॥ ક્ષેપ્યુ દારૂણ ચક્ર શ્રીહરી॥ હસ્ત સહસ્ર શ પાસુપત ॥ ચક્રે જઈ રણ મધ્યે તહ ॥૩૮॥ લોક વિષે દારૂણ પ્રમાણ ॥ પ્રળયાગ્ની સીખોપમ જાણ ॥ શસ્ત્રપાસુપત માહા કુર ॥ છુટી ગયું પશુપતી પુર ॥૩૯॥ બાણ રક્ત સમુહથી તાંહી॥ માહાનદ થયો રણ માંહી ॥ પડયો અચેષ્ટહત ચેતના॥ તાંહાં આવ્યા શીવ ભગવન ॥૪૦॥ રોયા વિશ્વ ગુરૂ મોહે કરી ॥ બાણને નીજ હૃદયે ધરી॥ શીવ અશ્રુનુ થયું ત્યાં સર ॥ ચેતન કર્યો કરૂણાસાગર ॥૪૧॥ માહાદેવ બાણ ગ્રહી કરી ॥ આવ્યા જાંહાં જનાર્દન હરી ॥ જે પાદપદ્મ પદ્મા અર્ચીત ॥ મહેસ્વરે બાણ સમર્પીત ॥૪૨॥ કર્યા પ્રસન્ન પરમેશ્વર ॥ ભકતવત્સળ ચંદ્રસેખર ॥ બળીરાજાએ સ્તવ્યા શ્રી હરી ॥ જે વેદોકત સ્તોત્ર તેણે કરી ॥૪૩॥ મૃત્યુંજય જ્ઞાન બુદ્ધીમાન ॥ બાણને આપ્યું શ્રીભગવાન ॥ ગાત્રે ફેરવ્યો કમળ કર ॥ કર્યો બાણ અજર અમર ॥૪૪॥ થઈ નમ્ર બાણ ભક્તિ કરી ॥ બલીકૃત સ્તોત્રે સ્તવ્યા હરી ॥ વરકન્યા આણી સમર્પીત ॥ મણીરત્નાભુષણ ભુષીત ॥૪૫॥ આપી કન્યા હરીને સપ્રીત ॥ પંચલક્ષ ગજેંદ્ર સહીત ॥ વીસ લક્ષ તુરી સુખકારી ॥ દાંશી સહસ્ર ભુષણ ધારી ॥૪૬॥ કામધેનુ સવત્સ હજાર ॥ સપ્ત લક્ષ મણી, રત્ન, સાર ॥ મુક્તા, માણીક્ય,હીરા,સુંદર ॥ આપ્યા સતલક્ષ મનોહર ॥૪૭॥ જળ, ભોજન, પાત્ર હજાર ॥ કંચન, નીર્મીત શુભાકાર ॥ આપ્યાં ભકિત નમ્રાત્મ કંધરા॥ દીવ્ય વસ્ત્ર આજ્ઞા કરી હર ॥૪૮॥ તાંબુળ મધુ પાત્ર વીસારદ ॥ આપ્યાં સહસ્ર શ્રેષ્ઠ નારદ ॥ કન્યા સમર્પી હરી ચરણ ॥ કંજ નુતન રકત વરણ॥૪૯॥ બાણે કરી હરી નીવેદન ॥ ઉંચેસ્વરે કર્યું છે રૂદન ॥ પોતે ભાવે અંગીકાર કરી ॥ શુભ આશીશ દીધ શ્રીહરી ॥૫૦॥ આપી બાણને સુવરદાન ॥ વેદોકત આશીસ ભગવાન ॥ મત શંકરનો લઈ કરી॥ દ્વારાંપુરી પધાર્યા શ્રીહરી ॥૫૧॥ જઈ કરી પ્રભુ વિશ્વાધારા॥ બાણ કન્યા શુભ રૂપાકારા॥ સહ હર્ષ આપી પ્રેમ કરી ॥ રૂકમીણી, દેવકી,ને શ્રીહરી ॥૫૨॥ હર્ષ થકી મહોત્સવ થાય॥ ભાનુની માહા મંગળ ગાય ॥ બહુ કરાવે બ્રહ્મભોજન॥ બ્રાહ્મણ બંદીને આપે ધન॥૫૩॥

વલણ ॥ ધન આપે કૃષ્ણ કૃપાનીધી ॥ શુણો નારાયણ નરરાયરે ॥ ગુલાબકુંવર માનસીંહ કહે ॥ થયો એકસો,તેવીસમો, અધ્યાયરે ॥૫૪॥ ઇતીશ્રી ૦॥ બ્રહ્મ ૦॥ માહા ૦॥ શ્રીકૃષ્ણ ૦॥ ના ૦॥ બાણ યુદ્ધે ઉષા પ્રદાન પ્રસ્તાવો અધ્યાય૧૨૩

# અધ્યાય ૧૨૪ મો.

કડવું ૧ લું ॥  રાગ રામગ્રી ॥  શ્રી નારાયણ ઉવાચ ॥

સુધર્મા સભામાં યદુનાથજી ॥ બેઠા સ્વજન સરવે સાથજીના હેવે આવ્યો ત્યાં વીપ્ર પુનીતજી ॥ નમી પ્રભુને વદે વીનીતજી ॥૧॥  ઢાળ.॥  વીપ્ર ઉવાચ ॥ વિનીત વાક્ય વદે બ્રાહ્મણ ॥ શ્રૃંગાળ વાસુદેવ રાજન ॥ તમો પ્રત્યે તે વદેછે વાણી ॥ તે કહુ સાંભળો શ્રી ભગવાન ॥૨॥  શ્રૃંગાળ ઉવાચ ॥  વૈકુંઠે વાસુદેવ હું છઊં ॥ ચતુર્ભુજ લક્ષ્મીપતી જાણું ॥ જગધાતા પાળક વિશ્વનો ॥ હું એક છઉં સદા નીર્વાણું ॥૩॥ બ્રહ્મા પ્રાર્થનાથી આવ્યો છઉં ॥ ભુભાર ઉતારવા થૈ ભુપ ॥ વસુદેવ સુત કૃષ્ણ કૃત્રીમ ॥ સ્વય મીથ્યા માને વીષ્નુરૂપ ॥૪॥ બસે દુર્બળ યોધ હણ્યા છે ॥ ભીમે, જરાસંધ, દુર્યોધન ॥ દ્રોણ, ભિષ્મ, કર્ણ, અન્ય ભુપ ॥ બળીયા તે હણ્યા છે અર્જુન ॥૫॥ સીશુપાળ, દંતવક્ત્ર, કંસ ॥ ચીર કાળ રોગાંગ નીર્માણ ॥ મારો પુત્ર નરક દુર્બળ ॥ પોતે હણ્યા છળે કરી જાણ ॥૬॥ નધર્મ યુદ્ધ કપટી બાળ ॥ હણી પુતના અબળાજન ॥ રંક રજક હણી કરીને ॥મુકાવી લઇ ધર્યાં વસન ॥૭॥ હીરણ્ય કસીપુ, હીરણ્યાક્ષ ॥ દાન વેંદ્ર માહા બળવાન ॥ મધુકૈટભાદી, હણ્યા છે મે ॥ હું છું જગત્રાતા ભગવાન ॥૮॥ હું બ્રહ્મા, સીવ, વિષ્નુ, હું પોતે ॥ દુષ્ટ હણતા છઉં નીર્વાણ ॥ મમ અંસ કળાયેં પ્રગટે ॥ મુની, મનવાદી, સઉ જાણ ॥૯॥ સ્વયં સત્ય નારાયણ હું છું ॥ નીર્ગુણ, અમાઇ, વિશ્વાધાર ॥ દુત દ્વારે હું સાંભળુ છઊં ॥ છે તને બહુ મન હંકાર ॥૧૦॥ તેથી દમન કરવું ઘટે ॥ હમણા છઉ હું સીક્ષા કારી ॥ આવીસ ચતુર્ભુજ હું પોતે ॥ સંખચક્ર ગદાપદ્મ ધારી ॥૧૧॥ દ્વારકામાં યુધાર્થે સગણ ॥ તું યુદ્ધ કર ઇચ્છા છે મ્હારી ॥ કે સર્ણ આવ નહી તો ભષ્મી ॥ ભુત કરી સદ્વારકાં ત્હારી ॥૧૨॥ સબળ સપુત્રને સગણ ॥ ક્ષણમાં લાખીસ બાળી મારી ॥ તપસ્વી વૃદ્ધ સીવને જીત્યો ॥ જીત્યો તું સક્ર ભગાંગ ધારી ॥૧૩॥ તેથી તું માને વીર હું છઉં ॥ વળી ઇસ્વરતા અભીમાન ॥ સ્ત્રીજીત પારીજાત વૃથા આણ્યુ ॥ રાધા ધીન યોની લુબ્ધવાન ॥૧૪॥ હમણા પણ કીંકર સમ ॥ સત્યાદી ચોષીતાને આધીન ॥ કહ્યું વિપ્રે શ્રૃંગાળનુ કેવું ॥ શ્રી કૃષ્ણ પ્રત્યે ભાષણ કીન ॥૧૫॥ સાંભળી સગણ કૃષ્ણ પોતે ॥ હસ્યા સભા સહ ભગવાન ॥ પૂજી વીપ્ર ભોજન કરાવ્યું ॥ ચતુર્વીધ અન્ન સુખદાન ॥૧૬॥ તે રજની નીર્ગમન કરી ॥ પ્રભાતે રથ બેસી સહગણ ॥ સીધે લીલા માત્રમાં ગયા છે ॥ શ્રૃંગાળને ત્યાં અસરણા સર્ણ ॥૧૭॥ વાર્તા સાંભળી શ્રૃંગાળ ચક્રી ॥ ચતુર્ભુજ પીતાંબર ધર ॥ ગદા સંખપદ્મ હસ્ત ધારી ॥ થયો હરી વેષ કૃત્રીમ કર ॥૧૮॥ રાજા શ્રૃંગાળ કૃષ્ણ દર્સન ॥ થકી થયું નીષ્પાતક મન ॥ પાખંડ તજીને કષ્ણ પ્રત્યે ॥ બોલ્યો વિનયાન્વીત વચન ॥૧૯॥

શ્રંગાળ ઉવાચ ॥ ચક્રે કરી મારૂં સીર છેદી ॥ જાઓ દ્વારાંપુરી ભગવાન ॥ પાપ દેહ પતન કરીએ ॥ અશુભ અનીત્ય નાસવાન ॥૨૦॥ હુ સુભદ્ર દ્વારપાળ છઉં ॥ જેમ જય વીજય પ્રમાણ ॥ સર્વ જાણો સર્વજ્ઞ પ્રભુજી ॥ નંહી વીલંબ કરો નીર્વાણ ॥૨૧॥ લક્ષ્મી શ્રાપે કરી ભ્રષ્ટ થયો ના તેથી થયોછે માહારો કાળ ॥ સત વર્ષ શ્રાપાંતે આ- વીસ ॥ હું તારે ભવન દીન દયાળ ॥૨૨॥ શ્રી કૃષ્ણ ઉવાચ ॥ પુર્વે મીત્ર મ્હારો મુખ્ય છે તું ॥ કર યુદ્ધ મારી સાથે ભુપ ॥ સર્વ જાણુછું વત્સ મ્હારા તું ॥ જા વૈ- કુંઠ યથા સુખરૂપ ॥૨૩॥ શ્રંગાળે દસ બાણ મુક્યાં છે ॥ માધવ પ્રત્યે તે તતકાળ ॥ પ- ણમી ગયાં આકાર પ્રત્યે ॥ તે કાળ જેવાં માહાવીકાળ ॥૨૪॥ પ્રળયાગ્ની સમગદા ક્ષેપી ॥ કૃષ્ણાંગ સ્પર્સે સતધા ભંગ ॥ શુળ મુસળ પરસુ સકતી ॥ સર્વ ભાગ્યાં સ્પર્સ માત્ર કૃષ્ણાંગ ॥૨૫॥ સસ્ત્ર હીન થયો જોઇ રાજા ॥ તે પ્રત્યે બોલ્યા કૃપાનીધાન ॥ ગ્રહ જઇને લાવ મીત્ર તું ॥ સુ તીક્ષણ સસ્ત્ર નાનાવિધાન ॥૨૬॥ શ્રંગાળ ઉ- વાચ ॥ આત્મા આકાસ એક વિધ છે ॥ આત્મા સહ યુધ્ધ કેમ થાય ॥ મને ઉ- ધારો ભવસીંધુથી ॥ ધરા ઉધારણ સુખદાય ॥૨૭॥ ભવાબ્ધી વિષય નામ છે તે ॥ વિષય વિષાધીક પ્રમાણ ॥ છેદો મ્હારી માયા બેડી પ્રભુ ॥ સ્વકર્મ મોહજાળ નીર્માણ ॥૨૮॥ હેતુ પ્રાકતન જે ખંડકારી ॥ શુભ ફળ સંપદ દાતાર ॥ કર્મના ઇશ ધાતા વિધીના ॥ જાવું વૈકુંઠ સપ્તમ દ્વાર ॥૨૯॥ ગ્રહ તમારે કહી ભૌતીક ॥ તજી દેહ પ્રાકૃત નસ્વર ॥ મીત્રનુ મીષ્ટ સ્તવન સાંભળી ॥ સંગ્રામમાં રોયા કૃપાકર ॥૩૦॥ થયું કૃષ્ણ નેત્રાશ્રું બીન્દુનું ॥ દીવ્ય બીન્દુ સર તીર્થવર ॥ તેના સ્પર્સ નીસ્પાપ થાય તે ॥ સદ્ય જીવન મુકત હોય નર ॥૩૧॥ શ્રી ભગવાન ઉવાચ ॥ હાવી બુદ્ધી કોણ પ્રકારે થૈ ॥ મીત્ર નીર્મળ થયું તારૂં મન ॥ દુત દ્વારાએ કેમ કહ્યું તેં ॥ માહા દુષ્ટ દારૂણ વચન ॥૩૨॥ એમ કહી ભગવાન પોતે ॥ દાસને આપી મુકિત નીર્વાણ ॥ ગયો શ્રી હરી ધામ વિષે તે ॥ જઇ દ્વારપાળ થયો જાણ ॥૩૩॥ કૃષ્ણ ભગવાન સાક્ષાત પોતે ॥ ગયા સગણબળ સ્વસ્થાન ॥ માહા રમ્ય દ્વારાંવતી પ્રત્યે ॥ સ્વભકત અભય સુખ- દાન ॥૩૪॥ એ પ્રકારે કહ્યું વત્સતને ॥ શ્રંગાળ મોક્ષણ મુનીજન ॥ કટુવકતા સ્વભકતને આપ્યો ॥ મોક્ષ કૃપાનીધી ભગવન ॥૩૫॥ વલણ ॥ ભગવાન કૃપાની- ધી સદા ॥ સુણો નારાયણ નરરાયરે ॥ ગુલાબબા માનસીંહ કહે ॥ થયો એકસો ચોવીસમો અધ્યાયરે ॥૩૬॥ ઇતી શ્રી ॥૦ બ્રહ્મ ॥૦ માહા ॥૦ શ્રી કૃષ્ણ ॥૦

## અધ્યાય ૧૨૫ મો.

કડવું ૧ લું ॥ રાગ દેશાખની ચોપાઇ ॥ નારદ ઉવાચ ॥

ગણેશ પુજા ધ્યાન પુરાણ ॥ વિષે છે તે સુદ્દુર્લભ જાણ ॥ સંક્ષેપથી કર્યું છે શ્રવણ ॥

બ્રહ્મા મુખથી સુભ વચન ॥૧॥ કહો ગણપતિ મહીમાયે ॥ સર્વ પુજ્યેશ્વર સુખદાયે ॥ વિસ્તારે સાંભળવા ઇચ્છાય ॥ યોગીંદ્રના ગુરૂ ગણરાય ॥૨॥ સંત વર્ષ પુર્ણ થયાં જ્યારે ॥ શ્રીદામ્ન શ્રાપ મુકતતા ત્યારે ॥ પુર્વ રાધા માધવ મીલન ॥ સિદ્ધાશ્રમે કર્યું છે પૂજન ॥૩॥ કેમ રાધા આદી પૂજા કરી ॥ સ્થિત ઇંદ્ર બ્રહ્મા હરહરી ॥ સ્થિત નાગેંદ્ર શેષ મહાન ॥ રાજેંદ્રને શુર બળવાન ॥૪॥ રાક્ષસ ગંધર્વને કીન્નર ॥ સિદ્ધ યોગીંદ્રને મુનીશ્વર ॥ કર્યું રાધાએ આદી પુજન ॥ તે વિસ્તારે કહો મુનીજન ॥૫॥ શ્રી નારાયણ ઉવાચ ॥ • ત્રણ લોકમાં પૃથવી ધન્ન ॥ ભરતખંડે ક્ષેત્ર પાવન્ન ॥ સિદ્ધાશ્રમ પુન્ય પદજાણ ॥ શુભ મોક્ષ દાતા છે નીર્વાણ ॥૬॥ રૂષી સનૈકાદિ ભગવાન ॥ તાહાં સદ્ય થયા સિદ્ધિમાન ॥ પોતે વિધાંતા ત્યાં તપધારી ॥ સિદ્ધિમાન થયા વિશ્વકારી ॥૭॥ યોગીંદ્ર મુનીંદ્રને સિધેંદ્ર ॥ તપ તપી ત્યાં થયા મહેંદ્ર ॥ તેણે નામ સિદ્ધાશ્રમ વર ॥ તાહાં અધીષ્ટાન ગણેશ્વર ॥૮॥ અમુલ્ય રત્ને કરી નિર્માણ ॥ શુભ ગણેશ પ્રતીમા જાણં ॥ વૈશાખી પુર્ણીમા શુભ ધારી ॥ દેવતા શુભ પૂજન કારી ॥૯॥ નાગ દૈત્ય રાક્ષસ ગંધર્વ ॥ તાહાં આવ્યા મુનીને માનવ ॥ આવ્યા સિદ્ધેંદ્ર મનુ મુનીંદ્ર ॥ સનકાદય સર્વ યોગીંદ્ર ॥૧૦॥ શેષ નાગેંદ્ર સર્વ રાજાન ॥ આવ્યા ત્યાં શ્રીકૃષ્ણ ભગવાન ॥ દ્વારકાં વાશી છે સહુ સાથ ॥ ગોપ સહનંદ વ્રજનાથ ॥૧૧॥ સતકોટી ગોપી સહ જાણં ॥ કૃષ્ણ પ્રાણાધી દેવી પ્રમાણ ॥ સત વર્ષ પુર્ણ રાસેશ્વરી ॥ તાહાં આવી તે રાધા સુંદરી ॥૧૨॥ કાન્તા ત્રણ ભુવન પાવીની ॥ કૃષ્ણ પ્રીત્યર્થ શુધ ભાવીની ॥ હેરંબને ગંગોદક ભરી ॥ સ્નાન કરાવ્યું ભકિતએ કરી ॥૧૩॥ ધ્યાન શામવેદોકત સ્તવન ॥ વેદ વિશ્વના માતા પાવન ॥ બુદ્ધિરૂપા શ્વય ભગવતી ॥ જ્ઞાનીની જનની માહા સતી ॥૧૪॥ ધ્યાનાત્મ પુત્રનુ કૃત ધ્યાન ॥ લંબોદર દિપ્ત તેજવાન ॥ ગજવકત્ર રમ્ય એકદંત ॥ યોગી જ્ઞાની ગુરૂ ભગવંત ॥૧૫॥ કરે ધ્યાન મુનીંદ્ર દેવેંદ્ર ॥ સેષ બ્રહ્મેસ સંત સિદ્ધેંદ્ર ॥ ભગવંત સત્ય સનાતન ॥ બ્રહ્મરૂપને મંગળાયન ॥૧૬॥ શાન્તાકાર સર્વ વિઘ્નહાર ॥ સર્વ સંપદ શુભ દાતાર ॥ ભવ સિંધુ માયા નૌકાકાર ॥ તારણના કારણ કર્ણ ધાર ॥૧૭॥ સરણાંગત દિન દયાળ ॥ રક્ષાકારી પરમ કૃપાળ ॥ નામોચ્ચાર મંગળ સકળ ॥ ધ્યાના સાધ્યસ્વ ભકત વત્સળ ॥૧૮॥ એ પ્રકારે ધ્યાન કરી સતી ॥ ફરી પુષ્પ શિર વિષે દતિ ॥ ન્યાશ કૃત સર્વાંગ સોધન ॥ કરી વેદોકત તે ધ્યાનાર્ચન ॥૧૯॥ પાદ પદ્મે પુષ્પ અરપીત ॥ લંબોદરને રાધા સુપ્રિત ॥ સીત સમ તીર્થોદકે કરી ॥ પાદ પદ્મ વિષે પાદ્યધરી ॥૨૦॥ દુર્વા અક્ષત સુકલ સુમન ॥ પરમ સુગંધીત ચંદન ॥ મસ્તકે અર્ઘ્ય આપે સુમતિ ॥ પોતે ગોલોક વાશીની સતી ॥૨૧॥ સચંદન માળ પારીજાત ॥ ગળે ગણેશને ધરે માત ॥ શુભ ગંધ કુંકુમ કસ્તુરી ॥ ચર્ચીત સર્વાંગે રાધેશ્વરી ॥૨૨॥ સુ-

ગંધીત શુભ ધુપ પાવન ॥ ઘ્રત પ્રદીપ ધ્વાંત નાશન ॥ દત વ્રંદાવન વિનોદની ॥ નૈવેદ્ય સ્વાદીષ્ટ સનાતની ॥૨૩॥ ચોષ્ય ચર્વ્ય લેહ્ય વળીપાન ॥ ચતુર્વિધ એ સુધા સમાન ॥ ફળ પક્વ મિષ્ટ વિસારદ ॥ મુળ મધુર રમ્ય નારદ ॥૨૪॥ લાડુ તિલના માંહી મધુર ॥ યવ ગોધુમ ચુર્ણ પ્રચુર ॥ ઘ્રત મિષ્ટ સર્કરા સહિત ॥ લાડુ વિવિધ વસ્તુ અન્વીત ॥૨૫॥ સુપક્વ સ્વાદુ સુધા સુંદર ॥ ઘ્રત દુગ્ધ કુલ્યા મનોહર ॥ મધુ ગુડ કુલ્યા નિવેદન ॥ મિષ્ટ વ્યંજન યુકત સાલ્યન્ન ॥ ॥૨૬॥ અર્પી ગણેશને નમસ્કાર ॥ ગણનાથ પ્રિત્યર્થે ચકાર ॥ રાધીકા કૃષ્ણ વલભા જાણ ॥ સીંહાસન શુ રત્ન નિર્માણ ॥૨૭॥ દત વિઘ્નેશને અન કુંળ ॥ સુક્ષ્મ વસ્ત્ર સુંદર અમુલ ॥ શીવ સુતને તે અરપીત ॥ પ્રશાભાન સુતા પ્રેમાન્વીત ॥૨૮॥ તાંબુલ સહ કર્પુર વાશીત ॥ પાન અર્થે તીર્થોદક સીત ॥ અમુલ્ય ચામર ગોપી શ્વરી ॥ દત મુળ પ્રકૃતી ઇશ્વરી ॥૨૯॥ અમુલ્ય માણી રત્ને નિર્માણ ॥ મુકતા માણીકને હીરા જાણ ॥ તલ્પ પુષ્પ ચંદને ચર્ચીત ॥ સીવાત્મજ ને રાધા અર્પીત ॥૩૦॥ સહવત્સ કામધેનુ દત ॥ આપી પુષ્પાંજળી વિધીવત ॥ સોડસોપચાર પૂજા કરી ॥ સોડ સાક્ષર મંત્ર ઉચરી ॥૩૧॥ મંત્ર ॥ ઓં ગંગૌગણપતએ વિઘ્ન વિનાશીને શ્વાહા ॥ ઇતિ મંત્ર સોડાક્ષર જાણ ॥ જપે જાપ સહસ્ર પ્રમાણ ॥ પ્રસંનાર્થે ગણેશ તત્પર ॥ સ્તવે ભકતીં નમ્રાત્મ કંધર ॥ પુલકીત નેત્ર અશ્રુ ભરી ॥ સ્તવીત કૌથુમ મંત્રે કરી ॥ વદીત એ પરમ પાવીની ॥ રાધા વ્રંદાવન નીવાશીની ॥૩૩॥ રાધીકા ઉવાચ ॥ પરબ્રહ્મને પરમીશ્વર ॥ પરમ પરેસ પરાત્પર ॥ પરંધામ વિઘ્ન નિઘ્ન કર ॥ શાન્ત પુષ્ટી કાન્ત મનોહર ॥૩૪॥ શુર શુરેંદ્ર સિધેંદ્ર જાણ ॥ સ્તુતી કરે પરમ નીર્વાણ ॥ પ્રાત ઉઠી ભણે જન સોય ॥ સર્વ વિઘ્ન થકી મુકત હોય ॥૩૫॥ વલણ ॥ મુકત હોય છે વિઘ્ન થકી તે ॥ સઘ સુણો નારાયણ રાયરે ॥ ગુલાબમા માનસીંહ કહે ॥ પુર્ણ થયો એકસો પચીસમો ધ્યાયરે ॥૩૬॥ ઇતિશ્રી૦॥ નારાયણ ॥૦

## અધ્યાય ૧૨૬ મો.

કડવુ ૧ લું ॥ રાગ વેરાડી ॥ શ્રીનારાયણ ઉવાચ ॥ રાધાએ ગણેશ પૂજા કરી ॥ અર્પ્યાં સર્વાંગ રત્ન ભુષણ ॥ સ્તવન શુણીને પૂજા દેખી ॥ તે કરે માતા પ્રત્યે ભાષણ ॥૧॥ ગણેશ ઉવાચ ॥ લોક અર્થે માતા પૂજા ત્હારી ॥ બ્રહ્મ રૂપ તું કૃષ્ણ હ્રદે સ્થિત ॥ બ્રહ્મેશાદી શુરપાદ જેના ॥ ધ્યાન કરે સનકાદી નીત ॥૨॥ મુની મુકત સિદ્ધ કપીલાદી ॥ કૃષ્ણ પ્રાણ પ્રીયા પ્રાણાધીકા ॥ મહાલક્ષ્મી વામાંગ નિર્મીત ॥ દક્ષિણાંગ નિર્મીત રાધીકા ॥૩॥ વેદ વિશ્વની મુળ પ્રકૃતી ॥ સર્વ પ્રકૃતી વિભુતી ત્હારી ॥ તું કારણ રૂપ પરમેશ્વરી ॥ વિશ્વ કાર્ય રૂપ વિસ્તારી ॥૪॥ પ્રલયે બ્રહ્મા

પતન હોય ॥ ત્યારે નિમીષ હરીની થાય ॥ પરમાત્મા પરમેશ્વરની ॥ તું પત્ની અંબીકા સુખ દાય ॥૫॥ પ્રથમ રાધા નામ ઉચારે ॥ પશ્ચાત કૃષ્ણ નામ ઉચાર ॥ તે પંડિતને તે યોગિ જન ॥ તે જાય ગૌલોક દુઃખ નિસ્તાર ॥૬॥ ઉલ્ટું કરે તો માહા પાપ ॥ તે બ્રહ્મહત્યા સાધ્ય પ્રાપન ॥ મોક્ષાર્થે રાધાકૃષ્ણ પદ એ ॥ અવિનાશી જપે શુભ જન ॥૭॥ જગ માતા તમો માહા માયા ॥ પીતા છે પરમાત્મા શ્રીહરી ॥ પીતા તેજ ગુરૂ માતા સદા ॥ પૂજ્ય એ સર્વ પ્રકારે કરી ॥૮॥ અન્ય દેવને ભજે અથવા ॥ ભજે કૃષ્ણ સર્વ સુખદાય ॥ માહા મુઢ રાધીકા નીંદે તો ॥ વંશહાની ભય શોક થાય ॥૯॥ ગુરૂ થકી જ્ઞાન મંત્ર પામી ॥ ભકિત એ જન્મોજન્મ જપીત ॥ દેવ ભજવેથી હોય ભકિત ॥ દુર્ગાપાંદ પદ્મ વિશે નીત ॥૧૦॥ પાદાબ્જ શેવન થકી હોય ॥ પ્રાપ્ત સદા શીવ જ્ઞાનાનંદ ॥ શંભુ શેવા થકી પ્રાપ્ત થાય ॥ તમ્હારા પાદપદ્મ સુખકંદ ॥૧૧॥ સુદુર્લભ પુન્યદા તમ્હારા ॥ પદપ્રાપ્ત મુકે નહી જન ॥ ભકિતએ ગ્રહે મંત્ર તમ્હારો ॥ વૈષ્નવ થકી કર્મ નાશન ॥૧૨॥ જે જપે પરમ ભકિત કરી ॥ પુન્ય ક્ષેત્ર ભારતમાં જાણ ॥ તે સહશ્ર પિત્ર લઇ સાથ ॥ સ્વઉધ્ધરે કહું સતવાણ ॥૧૩॥ વીધીવત ગુરૂને અર્પીત ॥ વસ્ત્રાલંકાર ચંદન કરી ॥ ધારીત કવચ જે પ્રાણી તે ॥ હોય વિષ્નુ તુલ્ય સર્વોપરી ॥૧૪॥ માતા તમો જે વસ્તુ અર્પિતે ॥ સર્વ કરો સાર્થીક પ્રકાર ॥ આપો વિપ્રને પ્રીતે કરીને ॥ સીઘ્ર કરશે ભોગ તે સાર ॥૧૫॥ દેવ વીશે જે દાન દક્ષીણા ॥ તે સર્વ બ્રાહ્મણને અર્પીત ॥ બ્રાહ્મણ ભુકત જે પદાર્થ તે ॥ દેવ દાનાર્થ સર્વ કલ્પીત ॥૧૬॥ બ્રાહ્મણનુ મુખ દેવતાને ॥ દેવનું મુખ અચ્યુત જાણ ॥ વિપ્ર ભોજીત વસ્તુ સર્વ તે ॥ દેવને પ્રાપ્ત સત્ય પ્રમાણ ॥૧૭॥ વિપ્રને ભોજન કરાવ્યું તે ॥ સર્વ પ્રીતીએ રાધીકા સતી ॥ તતક્ષણ પ્રસન્ન થયા પોતે ॥ મુની લંબોદર ગણપતી ॥૧૮॥ એવે બ્રહ્મેશ શેષાદી દેવ ॥ યુથ આવ્યું વટ મુળે મુદીત ॥ તે સ્થાને શીવ ચરે જઇને ॥ દેવ દેવી પ્રત્યે તે વદીત ॥૧૯॥ રક્ષક ઉવાચ ॥

આદિ શુભ ગણેશ પુજીત ॥ વૃશભાન સુતા રાધા સતી ॥ ત્રીશતકોટી ગોપીકા સહ ॥ તમને કહું હું યથા મતિ ॥૨૦॥ સર્વાદી શુભ પૂજન કરે ॥ અનંત ફળ પામે છે સહી ॥ મધ્ય પૂજીત ફળ મધ્યમ ॥ અંત ફળ તે સમતા નહી ॥૨૧॥ દેવેંદ્ર મુનીંદ્ર સર્વ પ્રત્યે ॥ કહ્યું આદી રાધીકા પૂજીત ॥ દુત વાકય સાંભળી કરીને ॥હશ્યા તે સર્વ મન મુદીત ॥૨૨॥ સર્વ દેવતાને મુનિમનુ ॥ રાજાને સર્વ દેવ ચોષીત ॥ રૂકમીણ્યાદી રમણી સરવે ॥ યાદવની ચોષીતા સહીત ॥૨૩॥ સરસ્વતી સાવીત્રી પાર્વતી ॥ પરમેશ્વરી રોહીણી સતી ॥ સ્વાહાદી આવ્યાં મુની પત્ની ॥ પરમ દૈવત જેને પતી ॥૨૪॥ શ્રીકૃષ્ણ સગણ હર્ષ યુકત ॥ આવી કરે ગજાનન પૂજન ॥ શુભક્ષણ સર્વે માહાંત લઘુ ॥ ક્રમે પ્રથક પ્રથક સોજન ॥૨૫॥ સતકોટી લાડુ સર્કરાના ॥ વસ્તુ નાનાવિધ શુભ અન્ન ॥ મધુર અસંખ્ય શુભ ફલ ॥ સ્વા-

દીષ્ટ તે પરમ પાવન ॥૨૬॥ મધુપાત્ર વળી દુગ્ધપાત્ર ॥ ઘ્રત પાત્ર એ બહુ પ્રકાર ॥ સર્વેશ્વર પૂજન કરીને ॥ બેઠા સુખાસને વીશ્વાધાર ॥૨૭॥ પાર્વતી પરમ પ્રીતે કરી ॥ ગયાં પોતે રાધીકાને સ્થાન ॥ ત્યાં રાધીકા પાર્વતીને દેખી ॥ શીઘ્રે ઉઠયાં કરી સનમાન ॥૨૮॥ યથા યોગ્ય ભાષણ કરીને ॥ કર્યું આલીંગનને ચુંબન ॥ અન્યો અન્ય પછે રાધા પ્રત્યે ॥ બોલ્યાં પાર્વતી મીષ્ટ વચન ॥૨૯॥ વલણ ॥ વચન મીષ્ટ પાર્વતી બોલ્યાં ॥ રાધાને લઈ હૃદયે ગાતરે ॥ માહામાયા પ્રીતે કરી પોતે ॥ દેવ જગજનની સાક્ષાતરે ॥૩૦॥ કડવું ૨ જુ ॥ રાગ સામેરીની ચોપાઇ ॥ પાર્વતી ઉવાચ ॥ શું કરૂં પ્રષ્ન છો નિર્લેપન ॥ સદા રાધા તું મંગળાયન ॥ ગઇ વીરહ જાળ ઇશ્વરી ॥ શ્રીદામ્ન શ્રાપ મોક્ષણે કરી ॥૩૧॥ આપણે એકતા મન પ્રાણ ॥ શકિત ભેદ નથી નિરવાણ ॥ શકિત પુરૂષ અભેદ સ્વરૂપ ॥ અવીનાશી પરબ્રહ્મ રૂપ ॥૩૨॥ મ્હારા ભકત થઇ નીંદે તને ॥ કદા તારા ભકત નીંદે મને ॥ કુંભીપાક પડે તે અભાગી ॥ યાવત્ચંદ્ર દીવાકર લગી ॥૩૩॥ રાધા માધવમાં ભેદ કરે ॥ જનાધમ નરક સાંચરે ॥ સુકર યોની ધરે તે કાય ॥ છ સહસ્ત્ર વર્ષ ક્રમી થાય ॥૩૪॥ પુત્રનું તેં કર્યું છે પૂજન ॥ ન કર્યું મે ગણેશ અર્ચન ॥ સર્વાદી સર્વ પુજીત જેહ ॥ જેમ તારે તેમ મારે એહ ॥૩૫॥ યાવત્ જીવન પર્યંત જાણ ॥ નહી વીછેદ હોય નીર્વાણ ॥ રાધા માધવનો નીરધાર ॥ દુગ્ધ ધાવલ્યતા જે પ્રકાર ॥૩૬॥ સીધાશ્રમ પુન્ય ક્ષેત્ર મહીં ॥ માહા તીર્થ ભારતમાં સહી ॥ પામવા ગોવીંદ નીરવીઘ્ન ॥ પરમ પૂજ્ય વીઘ્ન ખંડન ॥૩૭॥ રાસેસ્વરી તું રસીકાવર ॥ પોતે શ્રીકૃષ્ણ રસીકેશ્વર ॥ ચતુર તું ને શ્રીભગવાન ॥ સહ સંગ હોય ગુણવાન ॥૩૮॥ શ્રીદામા શ્રાપ મુકત ભગવતી ॥ સત વર્સ પુર્ણ થયે સતી ॥ મ્હારે વરે કરીને અભંગ ॥ કર તું શ્રીકૃષ્ણ સહ સંગ ॥૩૯॥ દુર્લભ મ્હારી આજ્ઞાએ કરી ॥ કર સુવેશ રમ્ય સુંદરી ॥ સુદર્લભ કામીનીને અંગ ॥ સત પુરૂષનો સહ સંગ ॥૪૦॥ કરી સુ આજ્ઞા સ્વરુપ પાર્વતી ॥ કરે સુવેશ રાધીકા સતી ॥ માહા રમ્ય રત્ન સીંહાસન ॥ બેઠી પરમેશ્વરી પાવન ॥૪૧॥ સનમુખ રત્ન માળા સાર ॥ શુભ રત્ન માળા ગળે ધાર ॥ ક્રીડા પદ્મ રાધીકાને કર ॥ પદ્મ મુખી આપે મનોહર ॥૪૨॥ પાદ યુગ્મ જાવક આશક્ત ॥ સુંદર સીંદુર સેથે રકત ॥ ચંદનાંગ રાગ શુભ સતી ॥ કબરી રમ્ય કરી માલતી ॥૪૩॥ માલતી માળ ઉર ઉપર ॥ વીરાજીત મુની મનોહર ॥ કુંકુમ કસ્તુરીને ચંદન ॥ ચર્ચીત કઠીન યુગ્મ સ્તન ॥૪૪॥ પદ્મ નેત્રે કજ્જળ અંજીત ॥ ધર્યાં વસ્ત્ર લલીતા લલીત ॥ જે સ્ત્રીની સોળકળા કથીત ॥ તેનુસ્મરણ રહ્યું નહી ચીત ॥૪૫॥ કરાવ્યું સ્મરણ કળાવતી ॥ રાધાને પ્રીતીયે માતા સતી ॥ રાધા ભગીની જે સુધા મુખી ॥ રાધા કૃષ્ણ મીલને થઈ સુખી ॥૪૬॥ જે શૃંગાર વીશય વચન ॥ સ્મરણ કરાવ્યું રાધા મન ॥ પુસ્પ સૈયા રચી

મનોહર ॥ મુકયાં પુષ્પ કૃષ્ણાર્થે સુંદર ॥૪૭॥ ચંદન સહ સુગંધ અતી ॥ કર્યું પ્રેમે ચંપાવતીસતી ॥ મનોહર કદંબની માળ ॥ પ્રભુ અર્થે ગુથીછે વીસાળ ॥૪૮॥ તાંમ્બુળ કર્પુરાંદીવાસીત ॥ કૃત કૃષ્ણ પ્રીયા કૃષ્ણ પ્રીત ॥ જળ સહ સુગંધીત સીત ॥ હેવે આશ્રમ સર્વ દીપીત ॥૪૯॥ જળ સ્થળ કાંતી શોભે પીત ॥ મુની સુર સંર્વે દર્શીત ॥ સર્વ વીસ્મય પામ્યા છે મન ॥ પુછે આશુ કહો ભગવન ॥૫૦॥　　વલણ ॥　　ભગવાન કહેરે આ શું કારણ ॥ થૈ કાંતી અચુંબીત પ્રકાશરે ॥ તે પ્રત્યે કહે શ્રી કૃષ્ણ પોતે ॥ કારણ સરવજ્ઞ અવીનાશરે ॥૫૧॥　　કડવું ૩ જું ॥　　રાગ ધનાસરી ॥　　શ્રી ભગવાન ઉવાચ ॥　　શ્રીદામનના અભીશ્રાપ થકી ॥ રાધા શોભા ભ્રષ્ટ થઇ પુર ॥ સર્વ જ્ઞાન વીસ્મરણ થયું ॥ મારા વીયોગથી જ્વરા તુર ॥૫૨॥ સત વર્ષે વીમુકત થયા તે ॥ જ્ઞાન સ્મરણ કર્યુંછે સતી ॥ સીધાશ્રમ પીત આભા રાજે ॥ એ રાસેશ્વરી તેજ દીપતી ॥૫૩॥ પરમ હાલ્હાદકારી તેજ ॥ પ્રભા છે કોટી ચંદ્ર સમાન ॥ સુખ દાતા છે સુજ્ઞ જનને ॥ સર્વત્ર પ્રાણી જે ચક્ષુવાન ॥૫૪॥ પરમાશ્ચર્ય સાંભળી સર્વે ॥ મુની મનવાદી મન પ્રીત ॥ દેવ દેવીએ સર્વ સમુહ ॥ બ્રહ્મેશ શેસાદી સહ મળીત ॥૫૫॥ ત્વરાએ ગયા તે સ્થાન પ્રત્યે ॥ સર્વ ભકિત નમ્રાત્મકંધર ॥ જેઇ દીઠાં રાસેશ્વરી રાધા ॥ ત્રીલોકસ્થ દેવી સુખાકર ॥૫૬॥ રમ્ય સુકેશી સુંદરશ્યાંમ ॥ પરમ કઠીન યુગ્મ સ્તન ॥ કોટી ઇંદુ નીંદીત આનન ॥ ચારૂ શરદ પદ્મ લોચન ॥૫૭॥ માહાલક્ષ્મી બીજ આદ્ય પરા ॥ સનાતની પરમાત્મ સ્વરૂપ ॥ પૂજીત બ્રહ્મા વીષ્નુ શીવાદી ॥ નીરગુણ નીલીપ્ત નીત્ય રૂપ ॥૫૮॥ બ્રહ્મ સ્વરૂપ સત્ય પ્રકૃતી ॥ ભકતાનુગ્રહ વીગ્રહ ધર ॥ સુયશ સુધ તીર્થ પાંવીની ॥ મહતી મહદ્દીષ્નુ માતર ॥૫૯॥ ગોપી સ્વેત ચામર સેવીત ॥ રમ્ય સ્વેચ્છા રૂપ રાસેશ્વરી ॥ પાદપદ્મ સેવે બહુ સખી ॥ મંગળાલય રસીકેશ્વરી ॥૬૦॥ અમુલ્ય રત્ન મણી નીર્મીત ॥ સુંદર ભુષણ વીભુશીત ॥ કુંડળ યુગ્મ શ્રવણ શોભે ॥ ઉજ્વળ ગંડસ્થળ રાજીત ॥૬૧॥ ગજ મુકતા ભુષણ સુ શોભે ॥ નાશા ખગેંદ્ર ચંચુ નીંદીત ॥ ગજેંદ્ર ગામી રામા કુંકુમ ॥ સકસ્તુરી ચંદન ચર્ચીત ॥૬૨॥ કામીની કામાસ્ત્ર જય રૂપા ॥ કામાળય સુકોમળ અંગ ॥ અમુલ્ય રત્ન નીર્મીત દર્પણ ॥ કર ક્રીડાં કમળ પ્રસંગ ॥૬૩॥ નાના ચીત્ર વીચીત્ર નીરમીત ॥ રમ્ય રત્નસિંહાસન સ્થીત ॥ હૃદય પદ્મે કૃષ્ણ પાદાબ્જ ॥ પદ્માર્ચીતનું ધ્યાન ધરીત ॥૬૪॥ કૃષ્ણ પરમાત્મા જોતી રૂપ ॥ નીત્ય નીર્ગુણ શ્રી ભગવાન ॥ મનસાવાચા કર્મણા એ જે ॥ સ્વપ્ન જાગ્રતે ધરે જો ધ્યાન ॥૬૫॥ હરીનું મુની તે પામે શુભ ॥ પ્રેમ સૈભાગ્ય નીત્ય નુંતન ॥ ભાવ યુકત શુધ પતીવૃતા ॥ શુભ શ્રેષ્ટ માન્યતા પ્રાપન ॥૬૬॥ ભજે ગોલોક વાસીની દેવી ॥ સર્વોપરી થાય શુભ જન ॥ વૃષભાન સુતા પુન્ય ક્ષેત્રે ॥ સુભારતે પરમ પાવન ॥૬૭॥ ગોપેશ્વરી સ્વયં ગુપ્ત રૂપા ॥ સીધીદા સીધ સ્વરૂપં ધારી ॥

ધ્યાના સાધ્ય દુરારાધ્ય દેવી ॥ વંદે ભકત વંદીત શુખકારી ॥૬૮॥ રાસેસ્વરી રાધા માહા-
માયા ॥ ધ્યાન તત્પર થઈ જેહ ધ્યાય ॥ આ લોકે જીવન મુકત તે પ્રાણી ॥ પરત્ર કૃષ્ણ
પારસદ થાય ॥૬૯॥ રાધાને દેખી સર્વાદી બ્રહ્મા ॥ પર્મેશ્વરીની સ્તુતી ઉચરીત ॥ પુસ્કર
પુન્ય ક્ષેત્ર ભારતે ॥ તારા પાદનું ધ્યાંનમે ધરીત ॥૭૦॥ તો નહી પ્રાપ્ત થયા મુજને ॥
પાદ પંકજ મન ઇચ્છીત ॥ સીધાશ્રમે ગણેશ પ્રસાદે ॥ પ્રાપ્ત તે તપ ફળ વાંછીત ॥૭૧॥

માહાદેવ ઉવાચ ॥ જેના પાદ પદ્મ પદ્માર્ચીત ॥ સુદુર્લભ દર્શણ આતુર ॥
એકનિષ્ટ ધ્યાન ધરે સદા ॥ મન ઇચ્છીત બ્રહ્માદી સુર ॥૭૨॥ સીદ્ધ સંત મુની મનવાદી ॥
યોગીંદ્ર સદા ધ્યાન ધરીત ॥ સ્વપ્ને પામવા નહી સમર્થ ॥ દેવી, તે કૃષ્ણ વક્ષસ્થળ સ્થી-
ત ॥૭૩॥ અનંત ઉવાચ ॥ વેદને વેદ માતા સરવે ॥ પુરાણ તારી સ્તુતી
ઉચાર ॥ હું સરસ્વતીને સંત સદા ॥ તો પુર્ણ નહી સ્તવન વીસ્તાર ॥૭૪॥ એ પ્રકારે
સર્વ દેવ દેવી ॥ જેહ આવ્યાં મહંમાયા દર્શન ॥ નમ્રકંધર તે કરે સ્તુતી ॥ મુની મન-
વાદી સહુ જન ॥૭૫॥ લજ્યા યુકત તે નમ્ર વદન ॥ રૂકમીણી આદી યોષીતા સર્વ ॥ક્ષો-
ભીત જુવે રત્ન દર્પણ ॥ ગળીત થયો મનનો ગર્વ ॥૭૬॥ મૃત તુલ્યે થઈ સત્યભામા ॥
નીરાહાર ક્ષોદરવાન ॥ અહંતા ગત થઇ નારદના મન થકી તજ્યો અભીમાન ॥૭૭॥

વલણ ॥ અભીમાન ગત સત્યભામા ॥ રાસેસ્વરી માહા મહીમાયરે ॥ ગુલા-
બબા માનસીંગ કહે ॥ થયો સતસડવીશો અધ્યાયરે ॥૭૮॥ ઇતીશ્રી ॥

## અધ્યાય ૧૨૭ મો.

કડવુ ૧ લુ ॥ રાગ કેદારાની ચોપાઇ ॥ શ્રી નારદ ઉવાચ ॥
કહ્યું શ્રી ગણપતી પૂજન ॥ પ્રભુ રાધીકા સ્તોત્ર કથન ॥ સુ રહશ્ય થયું ઉપરાંત ॥ તે
મને કેવા યોગ્ય માહાંત ॥૧॥ શ્રીનારાયણ ઉવાચ ॥ ગણેશ પૂજાર્થે તીર્થ માંહી ॥
આવ્યા દેવ યોગી મુની ત્યાંહી ॥ શંભુ બ્રહ્માનન્ત કહો ભેવ ॥ પુછે દેવકીને વસુદેવ ॥૨॥

વસુદેવ ઉવાચ ॥ સીઘ્ર ભવાબ્ધી તારણ ગતી ॥ અમને કહો તમો માહા
મતી ॥ નહી તીર્થ વૃત દેવાદય ॥ પ્રતીમાં મૃતીકા સીલામય ॥૩॥ યજ્ઞ દાન તપ દેવા-
ર્ચન ॥ ચીરંકાળે કરે તે પાવન ॥ તતકાળ વૈષ્નવ દર્સન ॥ કરે પવિત્ર પ્રાણીનુ મન ॥૪॥
વિષ્નુ ભકત પાદરજ ધારી ॥ સ્પર્શ માત્રે ભુ પાવનકારી ॥ પાપ ભસ્મ કરે સંત જન્ન ॥
જેમ કાષ્ટ અનળ દહન્ન ॥૫॥ જ્ઞાની ગુરૂ ગુરૂ ભગવન ॥ વસુદેવના સુણી વચન ॥ ચ-
તુર્વેદના જનક હર ॥ બોલ્યા પ્રભુ કૃપાળુ શંકર ॥૬॥ માહાદેવ ઉવાચ ॥
વાસુદેવના તાત સુચીત ॥ વસુદેવ પુછેછે પંડીત ॥ જ્ઞાની કસ્યપ એ વસુરૂપ ॥ જ્ઞાન મંત્ર પુછે
તે અનુપ ॥૭॥ કૃષ્ણ વિષે પુત્ર બુદ્ધિકારી ॥ અહો દુર્ગા માયા બળ ભારી ॥ મહંમાયા

જગત જનની ॥ જ્ઞાનીને પણ એવી મોહની ॥૮॥ વિષ્નુ માયા માહા દુરારાધ્ય ॥ અસાધ્ય જગત જેને સાધ્ય ॥ મ્હને મોહ કરે નીરંતર ॥ વેદજનક હું જ્ઞાન તદ્પર ॥૯॥ બ્રહ્માવીષ્નુને મોહીત માય ॥ સર્વ જન પદાંબુજ ધ્યાય ॥ઇંદ્ર દસલક્ષ અષ્ટસત ॥પાતે બ્રહ્મા પાત વેદ મત ॥૧૦॥ ઇંદ્ર સહ યુદ્ધ કર્યું હરી ॥ પારીજાતના હેતુયે કરી ॥ પારીજાત તરૂ અરપીત ॥ ત્યાં મેં કૃષ્ણને સક્ર રક્ષીત ॥૧૧॥ પ્રાણીનો આત્મા જે તે છે જ્ઞાન ॥ મને જ્ઞાન છે તે સુખદાન ॥ નથી કંઇ શ્રેષ્ટ કૃષ્ણ સમાન ॥ તેથી પુછો કૃષ્નને જઇ જ્ઞાન ॥૧૨॥ બ્રહ્મા ચતુર્યામ કલ્પ પ્રચંડ ॥ સપ્ત કલ્પાંત જીવી માર્કંડ ॥ અઠાંયુપ્ર ક પાતે મુની પડે ॥ પ્રાપ્ત હરી દાસત્વ તપ વડે ॥૧૩॥ બ્રહ્માંપાતે હરી મ્હેશ થાય ॥ ત્યારે પડે વિધાતાની કાય ॥ ત્યારે લોમસઋષિ પતન ॥ હોય પ્રળયે વેદ કથન ॥૧૪॥ દિકપાળ ગ્રહને ચીરંજીવી ॥ દેવ મુની યોગી યોગ સેવી ॥ તેટલુ આયુષ રૂદ્ર જાણ ॥ મૃત્યુંજય હું વિના પ્રમાણ ॥૧૫॥ પ્રળયે પડે વિધાતા જ્યારે ॥ શીવ લોકે અહર્નીશ ત્યારે ॥ બ્રહ્મ ભાવથી શંભુ ઉદીત ॥ સર્વ આદીએ ગર્ગ વદીત ॥૧૬॥ કૃષ્ણ વામાંગ સંભુત જેમ ॥ રાધીકા દેવી લક્ષ્મિજી તેમ ॥ દુર્ગા સાવીત્રિને સરસ્વતી ॥ સુણો વસુદેવ મહા મતી ॥ ૧૭ ॥ આદીત્ય અદીતી પુત્ર જાણ ॥ કાયવ્યુહે દ્વાદસ પ્રમાણ ॥ તેમ મહેંદ્ર તે ચતુર્દસ ॥ અષ્ટ વસુ રૂદ્ર એકાદસ ॥૧૮॥ મનુપતને ઇંદ્ર પતંન ॥ સમાયુ સર્વ પ્રળયે નીધંન ॥ મ્હને દેખાડ્યુ પ્રળયે નાથ ॥બ્રહ્મા સ્વલોક આત્મ શક્તિ સાથ ॥૧૯॥સર્વનુ મુળ કૃષ્ણ સર્વેસ ॥ કર રાજશુયજ્ઞયજ્ઞેશ ॥વિધીવત દક્ષીણા સહ શ્રેજ ॥ યજ્ઞકારણ પુત્રને ભજ ॥૨૦॥ યજ્ઞ કરી તું ભજ માધવ ॥ ભવસિંધુ ને તર યાદવ ॥ મુક્તિ નહી તે નિર્વાણ રૂપ ॥વીપર્ઇ કસ્યપ છે તું ભુપ ॥૨૧॥દેવકી અદીતિ સહ રાજાન ॥જાઓ સ્વર્ગ ભોગ સુખ સ્થાન ॥ વસુદેવ સુણી શીવ વાણ ॥ કરે રાજસુ સામગ્રી જાણ ॥ વસુદેવનુ સર્વ જે હવ્ય ॥ પોતે અગ્ની ગ્રહે હુત દ્રવ્ય ॥ જાહાં સાક્ષાત યજ્ઞેશ સુત ॥ યજ્ઞએ સર્વ દક્ષીણા યુત ॥ વસું પુર્ણાહુતી દત્તવાન ॥ મત્યે બોલ્યા સનત ભગવાન ॥ વાસુદેવની આજ્ઞાએ કરી ॥ વેદોક્ત વિધી વાક્ય ઉચરી ॥૨૪॥ સનતકુમાર ઉવાચ.

સર્વે દક્ષીણા આપો સીધ્રે દાન ॥ લક્ષ્મીપતી પીતા ભાગ્યવાન ॥ કરો સાર્થક કર્મ પાવન ॥ સુણો કહું વેદોક્ત વચન ॥૨૫॥ દક્ષીણા વિપ્ર ઉદ્દેશી જેહ ॥ તતકાળ ન આપીયે તેહ ॥ વીતે મુહુર્ત દ્વીગુણ હોય ॥ પક્ષ વિતે સત ગુણ સોય ॥ ૨૬ ॥ માસે સત ચતુર્ગુણ થાય ॥ સહસ્રગણુ માસ ખટ જાય ॥ વર્ષે શહસ્ત્ર સત પ્રમાણ ॥ તેથી તત્ક્ષણ આપવી જાણ ॥૨૭॥ આપે નહી કદા જો દાતાર ॥ યાચે નહી જો તે યાચનાર ॥ બેહુ પામે છે નરક તેહ ॥ કર્મ કર્તા પુરોહીત જેહ ॥૨૮॥ વસુદેવ શુણી તે વચન ॥ હરી આજ્ઞાથી હર્ષીત મન ॥ દશકોટી રત્ન સુમુદીત ॥ સર્વ આદી ગર્ગને અર્પીત.॥૨૯॥સત

કોટી માણીંદ્ર પ્રમાણ ।। ચતુર્સત કોટી સ્વર્ણ જાણ ।। મુકતા માણીકયને હીરા માત્ર ।। રોપ્ય પ્રવાળને સ્વર્ણ પાત્ર ।।૩૦।। અમુલ્ય રત્નાભુષણ સાર ।। પરમ ચામર સ્વેતાકાર ।। દીવ્ય દર્પણ રત્ન જડીત ।। કામધેનુ સુવત્સ સહીત ।।૩૧।। સતકોટી ગજેંદ્ર પ્રમાણ ।। ચતુર્સત કોટી અસ્વ જાણ ।। સફળીત તરૂ લક્ષ સત ।। લક્ષ ધાન્યના પર્વત દત ।।૩૨।। મિષ્ટ પાયસ સુસ્વાદવાન ।। મધુરાન્ન સુધા સમાન ।। સ્વસ્તીકાનાને તીલના જાણ ।। રમ્ય મોદીક લક્ષ પ્રમાણ ।।૩૩।। દધી દુધ મધુપાત્ર ભરી ।। ગુડનાપાત્ર ભકિતયે કરી ।। શર્કર્પુર તાંબુળ પુંગીફળ ।। સગુંધીત સુસીત જળ ।।૩૪।। રમ્ય તલ્પ રત્ન નીરમીત ।। પુષ્પ વિવિધ ફળ સહીત ।। ચંદન પારીજાત સુમન ।। રમ્ય આસન શુદ્ધ વસન ।।૩૫।। આપ્યું બ્રાહ્મણને હર્ષ મન ।। દ્રવ્ય સર્વ પ્રફુલ્લ વદન ।। દેવને કરાવ્યું સુભોજન ।। વિપ્ર મુખે કરી મધુરન્ન ।।૩૬।। દેવ મુની સમુહ તે સ્થાન ।। મનહર્ષ માહા સુખ દાન ।। પ્રભાતે ચાલ્યા સૌ મુની સુર ।। કૃષ્ણ પાળીત દ્વારીકાંપુર ।।૩૭।। વલણ.

પુરપાળીત પુર્ણ પ્રીતીયે ।। કૃપાનીધી કૃષ્ણ યદુરાયરે ।। ગુલાબબા માનસીંગ કહે પુરણ ।।થયો એકસો સત્તાવીસમો અધ્યાયરે ।।૩૮।।ઇતીશ્રી બ્રહ્મ વૈવર્તે માહાપુરાણે શ્રીકૃષ્ણ જન્મખંડે નારાયણ નારદ સંવાદે ૧૨૭ મો અધ્યાય સંપુર્ણ

## અધ્યાય ૧૨૮ મો.

કડવુ ૧ લુ ।। રાગ વેરાડી ।। શ્રીનારાયણ ઉવાચ ।। ગણેશ પુજા કરી માધવ ।। સહ યાદવ દેવાદી સાથ ।। અંસે રૂકિમણ્યાદી સહ દ્વારીકાં ।। ગયા સીદ્ધાશ્રમે રહ્યા નાથ ।।૧।। ગોકુળવાસી સહ ભાષણ ।। સહ યસોદાનંદ રાજાન ।। આદી ગોપ સુહૃદ પ્રત્યે ।। બોલ્યા યથોચીત્ત ભગવાન ।।૨।। શ્રીભગવાન ઉવાચ ।। જાઓ વ્રજનંદ તાત મ્હારા ।। માતા યશોદા સુયશવાન ।। અવશેષ કાળ ભોગ કરી ।। જાઓ ગોલોક ઉતમ સ્થાન ।।૩।। સાલોકય મુકિત આપીસ તમને ।। ગોકુળવાસી સહ નીર્વાણ ।। એમ કહી ગયા રાધા સ્થાને ।। કૃષ્ણ ગોકુળનંદ પ્રયાણ ।।૪।। દીઠાં રાધા રૂચીર આનન ।। દ્વાદસ વર્ષી સ્થીર યોવન્ન ।। રત્નાસન સ્થીત ત્રીસતકોટી ।। ગોપી આવૃત વેત્ર ધરન્ન ।।૫।। દીઠા રાધા સ્વ પ્રાણવલ્લભ ।। સુંદર સીષુ વેશ મુદીત ।। ઘનશ્યામ પીત વસ્ત્ર ચંદન ।। અંગ રત્ન ભુષણ ભુષીત ।।૬।। સીખી પીચ્છ ધર માળ શોભે ।। ભકતાનુગ્રહ પ્રસંનાનન ।। ક્રીડાબ્જ ધર હસ્ત મુરલી ।। કર દર્પણ પદ્મ લોચન ।।૭।। મન આનન્દીત ઉઠ્યાં વેગે ।। ગોપી સહીત કરી સાદર ।। પ્રણમી ભકિતયે સ્તવે રાધા ।। સુપ્રસન્નાર્થ પરમેશ્વર ।। રાધીકા ઉવાચ ।। જન્મ જીવન સફળ મ્હારૂં ।। જોઈ તમ્હારૂં ચંદ્રવદન્ન ।। બેહુને હર્ષ બીજ દુર્લભ ।। પ્રાણવલ્લભ બન્ધુ દર્શન્ન ।।૮।। બુડીતસો

કાર્ણવ વિષે હું ॥ કરી મુદગ્ધ વીરહાનળ ॥ તમ્હારી જોઇ અમૃત દ્રષ્ટી ॥થઇ સર્વાંગ શુભ સીતળ ॥૧૦॥ સત્ય રૂપા ને સત્ય પ્રદા હું ॥ સત્ય બીજ તમો સહ જાણ ॥ સંપ્રસ્વરૂપને અર્ચીતીત ॥ તમો વિના અદ્રષ્ટ પ્રમાણ ॥૧૧॥ તમો રહો જ્યારે દેહ વિષે ॥ દેહી શોભે છે સુંદર તેહ ॥સર્વ શકતી સ્વરૂપ રાજીત ॥ સપ્રે રૂપ તમો વિના દેહ ॥૧૨॥ દુઃખ દાતા વીરહ દારૂણ ॥ નાથ સ્રીપુરૂષને સમાન ॥ શકતીયે કરીને પ્રાણ ચાલે ॥ પરમાત્મા થકી વિદ્યમાન ॥૧૩॥ એ પ્રકારે કહી રાધા દેવી ॥ કરે ગ્રહ્યા સ્વ પ્રાણજીવન નીજાસને બેસાડી કરીને ॥ કરે મુદીત પાદ અર્ચન ॥૧૪॥ રત્ન સીંહાસન મનોહર ॥ સ્થીત રાધીકા સહ શ્રીહરી ॥ શ્રેષ્ઠ ગોપી સુજ્ઞ નીરંતર ॥ સેવીત સ્વેત ચામરે કરી ॥૧૫॥ ચંદ્રાવળી સર્વાંગ ચર્ચીત ॥ હરીને સુગંધીત ચંદન ॥ રત્ન માળાયે ગળે અર્પીત ॥ રત્ન માળા સુ મુદીત મન ॥૧૬॥ પદ્માર્ચીત રમ્ય પાદ પદ્મ ॥ અર્ઘ્ય દત્ત ગોપી માહામતી ॥ સજળ દુર્વા પદ્મ ચંદન ॥ પરમ ભકિતયે પદ્માર્પીતી ॥૧૭॥ માલતી માળ શીશ અર્પીત ॥ શ્રીહરીને ગોપીકા માલતી ॥ ચડાવે ચંપા પુષ્પ પ્રભુને ॥ સહ પ્રેમ ચંપાવતી સતી ॥૧૮॥ પારીજાતા ગોપીકા હરીને ॥ સુપારીજાત દત મુદીત ॥ સુગન્ધીત સુજળ સીતળ ॥ સકર્પુર તાંબુળ વાસીત ॥૧૯॥ કદમ્બ માળા ગોપી સુંદર ॥ કદમ્બ માળીકા સુ અર્પણ ॥ ક્રીડા કમળ અમળ કર ॥ દત્ત અમુલ્ય રત્ન દર્પણ ॥૨૦॥ હરીને સુકોમળા કમળા ॥ પૂર્વે વરાણે દત સુંદર ॥ વસ્ત્ર યુગ્મ સુંદરી અર્પીત ॥ પાત્ર અમૃત પુર્ણ મધુર ॥૨૧॥ સુધા સુખી ભકિતયે પ્રભુને ॥ અર્પી રચીત સૈયા સુમન ॥ માલતી માળ જાળ ભુષીત ॥ કસ્તુરી કુંકુમને ચંદન ॥૨૨॥ ત્રીવિધ વાયુ વહે સુંદર ॥ રત્ન પ્રદીપ દીપ દીપીત ॥ ધુપીત ધુપ રમ્ય સન્તત ॥ નાનાવિધ વસ્તુ સમન્વીત ॥૨૩॥ જોઇ એકાન્ત તલ્પ સુદર ॥ માધવ રાધા સહ પ્રવેશ ॥ નાના પ્રકાર પરી હાસ્યતા ॥ અન્યો અન્ય રાધાને રાધેસ ॥૨૪॥ સ કસ્તુરી કુંકુમચંદન ॥ સ્વ રાધા અર્ચીત પ્રાણપતી ॥ ચારૂ ચપક પુષ્પ પ્રભુને ॥ મસ્તકે અર્પીત પ્રેમે સતી ॥૨૫॥ સહસ્ર દળ સુક્રીડા પદ્મ ॥ કર અર્પીત રસીકેસ્વરી ॥હસ્તથી ગ્રહી લઇ મુરલી ॥ રત્ન દર્પણ દત્ત ઇસ્વરી ॥૨૬॥ વલણ ॥ ઇસ્વરી દત્ત સુપારીજાત ॥ નાનાવીધે રેહસ્ય મધુરરે ॥ હર્ષાનન કાન્ત સાન્ત પ્રત્યે ॥ વદે સુધા વાકય મનોહરરે ॥૨૭॥

કડવુ ૨ જુ ॥ રાગ દેસાખાની ચોપાઇ

રાધીકા ઉવાચ ॥ પ્રશ્નમંગળ નીષ્ફળ જાણુ ॥ પોતે મંગળાલય નીર્વાણ ॥ સર્વ મંગળ બીજ દાતાર ॥ સ્વમંગળાત્મક વિશ્વાધાર ॥૨૮॥ તોપણ કુશળ પ્રશ્ન કરૂં ॥ સીધે યથોચિત હું ઉચરૂં ॥ લૌકીક વ્યવહાર સુખદાન ॥વેદ થકી પણ બળવાન ॥૨૯॥ કુશળ રૂકમીણ્યાદી સૌ સાથ ॥ સત્યભામા સહ કહો નાથ ॥જેની આજ્ઞાયે સુર રાજન ॥ સહ યુદ્ધ કર્યું ભગવાન ॥૩૦॥ અમરાવતી જે જીતી દેવ ॥ સ્વર્ગ થકી પ્રભું તતક્ષેવ ॥

ઉપાડીત તરૂ પારીજાત ॥ તેને આપ્યું આણી સુણી વાત ॥૩૧॥ વૃત કર્યું પારીજાતે કરી ॥ તમો છો કાન્તા સાધ્ય શ્રીહરી ॥ બ્રમ્હેસ સેષને છો અસાધ્ય ॥ કેમ કરી કર્યા તેણે સાધ્ય ॥૩૨॥ સર્વ કામીની થકી પ્રજેસ ॥ સત્યભામા વસ્ય છો વિશેષ ॥ રૂકમીણી પ્રેમ સૌભાગ્ય અતી ॥ સ્વરૂપ ભય સત્યાનો છે પતી ॥૩૩॥ જાંબુવતીનો તેજ પ્રમાણ ॥ સુણી સત્ય પ્રભુ એ મે વાણી ॥ સર્વ કાન્તા વિષે ભગવાન ॥ કોનો પ્રેમાધીક સુખદાન ॥૩૪॥ સર્વ ભાવ શ્રૃંગારમાં જાણ ॥ કોણ રસીકા શ્રેષ્ટ પ્રમાણ ॥ તમ્હારે વિષે મન પ્રવેસ ॥ ધન્યા પતીવૃતા તે વિશેષ ॥૩૫॥ જાણે રસીકા સ્ત્રી ગુણવંતી ॥ રતી સુર રસીક સ્વંપતી ॥ આવી અલીગ્રહે પદ્મ વાસ ॥ ભેક ન જાણે સહ નીવાસ ॥૩૬॥ યંત્ર ન યંત્રીને નાદ જ્ઞાન ॥ પયસાન્ન સ્વાદ ભુકતવાન ॥ દવી પાત્ર સ્વાદ જાણે નહી ॥ પકવફળ સ્વાદ ભોગી સહી ॥૩૭॥ ફળ સમુહ એકત્ર રહે ॥ ફળ સ્વાદ તરૂ નહી લહે ॥ સીતળ જળ સ્વાદનુ જ્ઞાન ॥ લહે માધુરતા તૃષાવાન ॥૩૮॥ વાપી કૂપ ઘટ જાણે નહી ॥ ચંદનાથી સુ ધન્ધીત સહી ॥ નહી ગધંભાદી ભાર વહી ॥ ગંધ પાત્ર પણ જાણે નહી ॥૩૯॥ પુત્રશ્રીદામેતે મને શ્રાપી ॥ તવ ભકતથી વીપત્તી વ્યાપી ॥ ઇશ્વર તે કોને સાધ્ય રહે ॥ ભકત સાધ્ય સંત સઉ કહે ॥૪૦॥ વેદવીદ પુરાણ વદીત ॥ માધવ રાધા સાધ્ય રહીત ॥ તે ન સફળ પોતે અન્ય સ્થાન ॥ છતી સગણ સીવ ભગવાન ॥૪૧॥ બાણના હસ્ત છેદન કરી ॥ રૂકમીણી પૌત્ર વધુ શ્રીહરી ॥ લઇ આવ્યા દ્વારીકામાં સાથ ॥ પ્રેમે સુનાન શ્રેષ્ટતા નાથ ॥૪૨॥ કૌરવ પાંડવ યુદ્ધે કરી ॥ કૌરવને હણ્યા તમો હરી ॥ પાંડવાર્થે હણ્યા અન્ય ભુપ ॥ ક્યાંથી પરમાત્મા સમ સ્વરૂપ ॥૪૩॥ અર્જુન ઇદ્રથી ઉદ્‌ભવવાન ॥ તેના સારથી શ્રી ભગવાન ॥ બ્રમ્હેસ સેષાદી સુર જાણ ॥ સદા ધ્યાય પમાત્મા નીર્વાણ॥૪૪॥ અનીર્વચનીય વિશ્વાધારના નીરંતર વદે વેદ ચાર ॥ ઇતીહાસ પુરાણ વદીત ॥ પ્રકૃતીપર ઇશ્વર નીત્ત ॥૪૫॥ નીર્ગુણ નીરીહ નીરંજન ॥ સર્વ કર્મ નીર્લીપ્ત શ્રજન ॥ કર્મ સાક્ષી રૂપ નીરાકાર ॥ ભકતાનુગ્રહ વિગ્રહ ધાર ॥૪૬॥ પરંબ્રહ્મ પરંજોતીસ્વર ॥ પરમેસ પ્રભુ પરાત્પર ॥ પરમાત્મા રૂપ સર્વાતીત ॥ થયા સારથી નર રથ સ્થીત ॥૪૭॥ કુબ્જા કદ્રુપ નહી પાવીની ॥ તમો ભોકતાતે વૃદ્ધ કામીની ॥ માતુળ કંસ હણ્યો શ્રીહરી ॥તમો તે કોણ કારણે કરી ॥૪૮॥ આસા આપી કરી તીરસ્કાર ॥ ફરી આવ્યા ન જગદાધાર ॥ એમ કહી રાધીકા વચન ॥ ઉચેસ્વરે કરે તે રૂદન ॥૪૯॥ મુર્છાં સંપ્રાપ્ત થઇ નીસ્વાસ ॥ સુણી ગોપીકા સર્વ ઉદાસ ॥ આવી જોઇ વદે સઉ વાણ ॥ રાધીકા ત્યાં મૃતક પ્રમાણ ॥૫૦॥ વલણ ॥ પ્રમાણ મૃતક ઉચેસ્વરે ॥ રોઇ ખોળે લીધી રાસેસ્વરીરે ॥ શ્રી હરી તવ કલ્યાણ હોસે ॥ જીવાડ રાધા સર્વ ઉચરીરે ॥૫૧॥ કડવુ ૩ જુ ॥ રાગ કેદારો ॥ ગોપીકા ઉવાચ ॥ આ શું કર્યું શું

કર્યું શ્રી કૃષ્ણ ॥ તમો રાધીકા વ્રત સમાન ॥ વદે સર્વ સાંભળોને હરી ॥ તમો રક્ષા કરો ભગવાન ॥૫૨॥ નહી તો સર્વ ગોપીકા સ્વામી ॥ તમો ઉપર તજસે પ્રાણ ॥ ગોપી વાક્ય સુણી કર્યાં બેઠાં ॥ રાધા પ્રત્યે કૃષ્ણ કહે વાણ ॥૫૩॥ શ્રીકૃષ્ણ ઉવાચ ॥ સાંભળ રાધા કહું તુજને ॥ શ્રેષ્ટ અધ્યાત્મ જ્ઞાન કથીત ॥ શ્રવણ કરે જો મુર્ખ પ્રાણી ॥ તતક્ષણ તે હોય પંડીત ॥ ૫૪ ॥ પ્રગટ્યો છું હું જગત સ્વામી ॥ સ્ત્રી રુકમણ્યાદી કોણ પ્રમાણ ॥ કાર્ય કારણ રૂપે છઉં હું ॥ વ્યકત ભીન્નભીન્ન રાધા જાણ ॥૫૫॥ એકાત્મા છઉં વિશ્વ મદ્ધે હું ॥ પ્રગટ્યો જોતીમય સ્વરૂપ ॥ બ્રહ્માદી તૃણાદી વિશે પણ ॥ સર્વ પ્રાણી તે વ્યકત અનુપ ॥૫૬॥ એક ભોજન કરવે સતેના અન્ય સન્તોષ ન પામે જન્ન ॥ હું આત્મા વિષે પ્રાપ્ત છે પણ ॥ એક મ્રતે ન અન્ય પતન્ન ॥૫૭॥ પ્રગટ્યો પુર્ણ કૃષ્ણરૂપ હું ॥ ગોલોકે ગોકુળે વ્રન્દાવન્ન ॥ દ્વીભુજ ગોપ વેસધારી હું ॥ રાધા સહ ચારી ભગવન્ન ॥૫૮॥ ગોપાળ ગોપીકા ધેનુ સહ ॥ ચતુર્ભુજ હું વૈકુન્ઠ માંહી ॥ બે પ્રકારરૂપ સનાતન ॥ લક્ષ્મી સરસ્વતી કાન્તા તાંહી ॥૫૯॥ સંતત સાન્ત વિગ્રહ ધારી ॥ જે માનસી સિન્ધુ કન્યા અહ ॥ મૃત્યલક્ષ્મિ પતિ શ્વેત દ્વીપે ॥ ક્ષીરોદે ચતુર્ભુજ વિગ્રહ ॥૬૦॥ હું નારાયણ રૂષિને વળી ॥ ધર્મ વકતા ધર્મ સનાતન ॥ ધર્મીષ્ટને ધર્મ પ્રવર્તક ॥ સાન્તી લક્ષ્મિરૂપ પતી પાવન ॥૬૧॥ સિદ્ધેસ સિદ્ધીદાતા સાક્ષાત ॥ સતી પતી હુ કપીલ હરી ॥ નાના સ્વરૂપ ધારી છઉં હું ॥ વ્યકિતરૂપે કરીને સુદરી ॥૬૨॥ ચતુર્ભુજાન્સા હુ દ્વારકામાં ॥ રૂકિમણી પતિ સત્યભામા ગ્રહ ॥ અન્યને મંદીરે રહું છઉં ॥ કીયલ્યુ હે ભિન્ન ભિન્ન સહ ॥૬૩॥ હું નારાયણરૂષિ અર્જુન ॥ નર ધર્મ પુત્રે દેહ ધરી ॥ પુષ્કરે એણે તપ સારા ધીત ॥ થયો હું સારથી તેણે કરી ॥૬૪॥ જે પ્રકારે તું રાધિકાદેવી ॥ ગોલોક ગોકુળ વિષે સતી ॥ તેમ વૈકુન્ઠમાં માહાલક્ષ્મિ ॥ સ્વય તું છે તુંજ સરસ્વતી ॥૬૫॥ મ્રત્યલક્ષ્મિ સેષ સાઈ પ્રીયા ॥ નારાયણ પ્રીયા સાન્તીરૂપ ॥ કપીલ પ્રીયા સતીરૂપ તું ॥ મીથીલામાં તું સીતા સ્વરૂપ ॥૬૬॥ તવ છાંયાં દ્રૌપદી પાન્ડવ ॥ પ્રીયા દ્વારકાં રૂકિમણી સતી ॥ છાંયાં જાનકી હરી રાવણ ॥ છાંયાં રાધાને રાયાણ પતી ॥૬૭॥ નાનારૂપ છાયાં કળાયે તું ॥ કલ્પે કલ્પ વસે સહ હરી ॥ એ સર્વ અધ્યાત્મ કહ્યું તને ॥ અપરાધ ક્ષમા કર ઇશ્વરી ॥૬૮॥ શ્રી કૃષ્ણના વાક્ય સુણી રાધા ॥ પ્રસન્ન થઈ પરમેસ્વરી ॥ પ્રસન્ન ગોપીકા સર્વે હરીને ॥ પ્રણમી કર સંપુષ્ટ કરી ॥ ૬૯॥ વલણ ॥ કર સંપુટ કરી પ્રણમી ॥ સુણો નારાયણ નરરાયરે ॥ ગુલાબબા માનસીંહ કહે પુર્ણ ॥ થયો એકસો અષ્ટવિન્સો અધ્યાયરે ॥૭૦॥ ઇતી શ્રી ॥ બ્રહ્મ ॥ માહા ॥ શ્રી કૃષ્ણ ॥ નારાયણ ॥ ૧૨૮ અધ્યાયરે

# અધ્યાય ૧૨૯ મો

કડવું ૧ લું ॥ રાગ રામગ્રીની ચોપાઇ ॥ શ્રી નારાયણ ઉવાચં ॥

શ્રી કૃષ્ણના શુણીરે વચંન ॥ સર્વ ગોપીકા મુદીત મન ॥ રાધા કૃષ્ણને કરી પ્રણામ ॥ ગ્રહ ગઈ ધ્યાન રાધા શ્યામ ॥૧॥ રાધા શ્રંગાર ભાવ પ્રમાણ ॥ કળા સોડસ પુર્વક જાણ ॥ કરે સાધ્વી તે વક્ર લોચન ॥ અર્પે શ્વામીને માળ ચંદન ॥૨॥ ફરી રાધીકા ત્યાં હાશ્ય કરે ॥ કૃષ્ણ રાધીકાને હ્રદે ધરે ॥ અધરામૃત કરે ચુંબન ॥ ગંડસ્થળ ચુંબે ભગવન ॥૩॥ કૃષ્ણ મુખચંદ્ર મનોહર ॥ ચુમ્મન કરે રાધા સુંદર ॥ કૃષ્ણ પ્રાણેશ જગજીવન ॥ ભુજ ભરી કરે આલીંગન ॥૪॥ કરે શ્રંગાર સોળ પ્રકાર ॥ સ્ત્રી પુરૂષને સંતોષકાર ॥ નખક્ષત સર્વાંગ વિસ્તરે ॥ રાધા અધરે દંતક્ષત કરે ॥૫॥ રાધા સર્વાંગ પુલ કાન્ચીત ॥ સુખ સંભોગ લગ્ન મુર્છીત ॥ પ્રાણ માત્ર તે અવશે ખીન ॥ રતી કાન્ત વક્ષસ્થળ સ્થિત ॥૬॥ કોમળાંગી મુદીત શ્રંગાર ॥ સુખ દાસ્તન નીતમ્બર ભાર ॥ કામુકી શ્રેષ્ટ રસીકાનન ॥ થઈ સહ સામન ચેતન ॥૭॥ યુગ્મ બાહુ કરે આલીંગન્ન ॥ પરાત્પર પ્રીય ભગવન્ન ॥ વીહારાર્થીત મન પ્રસન્ન ॥ બોલ્યાં રાધિકા પ્રેમ વચન્ન ॥૮॥

રાધિકા ઉવાચ ॥ રાસ પ્રત્યે ચાલો માહા ભાગ ॥ પુન્ય વ્રન્દાવન મન રાગ ॥ ક્રીડા કર સું તાંહાં સકળ ॥ નીર નીર્મળને રમ્ય સ્થળ ॥૯॥ ફરીજ સું મળય સુંદર ॥ મણી મંદીર રહસ્યપર ॥ અન્યસ્થાંન જે રમ્ય પાવન ॥ તાંહાં સહ સ્થિતી પ્રીતી મન ॥૧૦॥ અન્યો અન્ય સુભાષણ કરી ॥ વિતી રજની તે હર્ષ ભરી ॥ અરૂણોદય કાળે સુમતી ॥ નંહી તજે માધવને સતી ॥૧૧॥ બોધી માધવે રાધા સુંદરી ॥ પ્રાત કૃત્ય કરીને શ્રી હરી ॥ ગોપીને રાધા સહ મુદીત ॥ રાધેસ્વર રથ આરોહીત ॥૧૨॥ દીર્ઘ યોજન દસ હજાર ॥ ગ્રહ સતકોટી મણીસાર ॥ નિર્મીત દીવ્ય જોતી આકર ॥ આવ્યો ગોલોકથી મનોહર ॥૧૩॥ ચક્ર સહસ્ર અસ્વ ચાલીત ॥ મણી સ્થંભ ત્રીકોટી લાલીત ॥ રત્નમાણીંક્ય સાજ રાજીત ॥ મુકતા હીરા હારે વિરાજીત ॥૧૪॥ તલ્પ્યમણી રત્ન નિરમાણ ॥ પુષ્પ ચન્દન ચર્ચીત જાણ ॥ રૂપ સમાનને વયવાન ॥લક્ષ ગોપાવૃત સુખદાન ॥૧૫॥ તે રથે બેસી સુખનીધાન ॥ ગયા વ્રન્દાવન ભગવાન ॥ તાંહાં જઈ નીસાંકાળ સમે ॥ જળસ્થસ વિષે સહરમે ॥૧૬॥ કરે શ્રંગાર વન ઉપવન ॥ ઇંદ્ર નંદન વન સુરસન ॥ સર્વ જુતન શ્રી ભગવાન ॥ રાધિકાને તે દર્ષિત વાન્ન ॥ ૧૭ ॥ મેરૂ સિખર રમ્ય પાવન ॥ ફરી પર્વત ગંધ માદન ॥ કરે વિહાર સૈલ સુંદર ॥ ગીરી કંદર વર મનહર ॥૧૮॥ પુષ્પોદ્યાંને સુખ વિસારદે ॥ નદી નદી વિશે નદ નદે ॥ સમુદ્રને પારીજાત વન્ન ॥ મળયે શુરાળયે પાવન્ન ॥૧૯॥ સુભદ્રને પુસ્પભદ્રાપર ॥ રમ્ય નારાયણ સરોવર ॥ સુર હેમપુરી વિસારદ ॥ ત્રીકુટભદ્ર કુટે નારદ ॥૨૦॥ સિંધુદીપે દીપે

મનોહર ॥ રમ્ય પુન્યચંદ્ર સરોવર ॥ રમી સર્વ સ્થાન વીશ્વાધીપ ॥ ફરી આવ્યા સીધે જંબુદ્વીપ ॥૨૧॥ દર્શીત દ્વારકાં તે સુંદર ॥ રૈવત પર્વત મનોહર ॥ ફરી આવ્યા શ્રી કૃષ્ણ ગોકુળ ॥ રમ્ય ગૌ ગોપ ગોપી સંકુળ ॥ ૨૨ ॥ તાહાં દર્શીત ભાન્ડીર વન ॥ ગયા તે વૃંદાવન પાવ ॥ સાંભળીને શ્રી કૃષ્ણ ગમન ॥ યસોદાનંદ હર્ષીત મન ॥૨૩॥ ગોપી ગોપ વૃદ્ધ અશ્રુનેત્ર ॥ વ્યાકુળ માહા પ્રેમ પવીત્ર ॥ કરી અગ્રેસુ ગજરા જન ॥ વેશ્યાને નર નર્તક જન ॥૨૪॥ પતી પુત્રવતી માહાસતી ॥ બ્રાહ્મણ બ્રાહ્મણી માહા મતી ॥ આવ્યા શુર સર્વ દીઠા નંદ ॥ માતા પુત્ર જેના સુખકંદ ॥૨૫॥ આવ્યા બાળરૂપે યદુનાથ ॥ રાધેશ્વર પોતે રાધા સાથ ॥ માતા યશોદા મુદીત મન ॥લીધા ઉછંગે મધુ સુદન ॥૨૬॥ પ્રભુ સરદ પદ્મ વદન ॥ નંદ યસોદા કરે ચુમ્બન ॥ હર્ષ મુખે સીંચ્યા ભગવાન ॥ કૃષ્ણ કરે માતા સ્તન પાન ॥૨૭॥ હરી મથુરાંમાં ગયા જેવા ॥ દીઠા કર મુરલી કૃષ્ણ તેવા ॥ રત્નભુષણ ભુષીત માન ॥ તેવા એકાદશ વર્ષ વાન ॥૨૮॥ ચુડ શીખી પીછ વસ્ત્ર પીત ॥ રમ્ય માલતી માળ સહીત ॥ કરે મંદીર માંહે પ્રવેશ ॥ રાધા સહ માધવં વ્રજેશ ॥૨૯॥ કરી મંગળ માતા ભુવન ॥ પ્રેમે કરાવે બ્રહ્મભોજન ॥ મણીરત્ન પ્રવાળ સુવર્ણ ॥ ભકિત થકી કરે બ્રહ્માર્પણ ॥૩૦॥ મુકતા માણીકયને હીરા હાર ॥ ગૌ ગજરત્ન ભુષીત સાર ॥ અશ્વ બહુ હર્ષ ભરમન ॥ આપે પાત્ર ભુષણ આસન ॥૩૧॥ આપે ધાન્યને રમ્ય વસન ॥ અપુર્વ રાધાકૃષ્ણ દર્શન ॥ સુધા સમ સુખ વીસારદ ॥ ગોપી ગણ પામીછે નારદ ॥૩૨॥ દુંદભીનાદ વાજીત્ર સાર ॥ કરે મંગળ બહુ પ્રકાર ॥ દેવ પુજીત પરમાનંદ ॥ હર્ષ દર્શણ બાળ મુકુંદ ॥૩૩॥ વલણ ॥ બાળમુકુંદ સહ રાધીકા ॥ દર્શણ પરમ સુખદાયરે ॥ ગુલાબબા માનસીંગ કહે થયો ॥ એકસો ઓગણત્રીસમો અધ્યાયરે ॥૩૪॥ ઇતિશ્રી ॥૦

## અધ્યાય ૧૩૦ મો.

કડવું ૧ લું ॥  રાગ સામેરી ॥  શ્રી નારાયણ ઉવાચ ॥

શ્રી કૃષ્ણ ભાન્ડીર વટ મુળે ॥ ગોપ પ્રત્યે વદીત વચન ॥ પુર્વ રૂષી પત્નીઓ તમને ॥ આ સ્થાન કે આપ્યું મિષ્ટ અન્ન ॥૧॥ રાધીકા હરીને વાંમે રહ્યાં ॥ દક્ષીણે નંદયસોદા સ્થિત ॥ તે પ્રત્યે બોલ્યા ગોવીંદ પોતે ॥ યથાર્થ સુસમય ઉચ્ચીત ॥૨॥

શ્રી કૃષ્ણ ઉવાચ ॥  સાંભળો નંદ કહુંછું સીઘ્ર ॥ સમયોચ્ચીત સુભ પાવન ॥ પરમાર્થ નિત્ય સત્યહીત ॥ પરલોક સુ સુખા વહન ॥૩॥ બ્રહ્માદી તૃણ પર્યંત જે તે ॥ સર્વ ભ્રાંતિ જાણ નિર્વાણ ॥ વિદ્યુત દીપીને જળ રેખા ॥ જેમ સલીલ બુદ બુદાજાણ ॥૪॥ મથુરાં વિષે સર્વ મુકત છે ॥ નહિ આવે સાથે કોઈ જન ॥ યસોદાને તો બોધ કર્યો

છે ।। પોતે રાધીકા કંદળી વન ।।૫।। તેજ સત્યને ઉત્તમ તે છે ।। તે રવી ભ્રમતમ ની-વાર ।। ત્યાગ કરી સઉ મિથ્યા માયા ।। સમજે તે પરમ પદસાર ।। ૬ ।। જન્મમૃત્યુ વળી જરા વ્યાધી ।। નાશી કરે હર્ષ સુખજન ।। શોક વળી સંતાપ સમને ।। શહસ્ત્ર તે કર્મ મુળ છેદન ।।૭।। મ્હને ભજ પર્મ બ્રહ્મરૂપ ।। સદા ભગવંત સનાતન્ન ।। ધ્યાન કરત જ પુત્ર બુદ્ધિ ।। પામ પરમ પદ રાજન્ન ।।૮।। ગોલોક જાઓની તમો સર્વે ।। સહ ગો-કુળવાશી સૌ જન્ન ।। સમીપ કળીયુગ ગમન ।। પાપ વર્ધકને ધર્માછન્ન ।।૯।। સ્ત્રી પુરૂષનો નીયમ નહિ ।। ને નહિ જાતીતાયુ પ્રમાણ ।। સંધ્યાદીક પર પ્રેમ નહિ ।। ચિન્હ માત્ર ઉપવીત જાણ ।।૧૦।। ચિન્હ તીલક ઉપવીતનું ।। નહિ કર્મ ધર્મ પરમતી ।। ય-જ્ઞ વ્રત તપલુપ્ત સર્વે ।। શ્રાપીત કેદાર કન્યા સતી ।।૧૧।। છે એક કેવળ ધર્મ માત્ર ।। નારીજન નીજ ઇચ્છા ચારી ।। સ્ત્રીને વશ્યપતી નીરંતર ।। કરે તે તાડન તીરસ્કરી ।।૧૨।। સર્વ સ્ત્રી જાર સેવા તત્પર ।। રાખે સતપુત્ર સમ સ્નેહ ।। તેને ભક્ષ આપે પ્રેમે કરી ।। કોપી આપે સ્વ સ્વામીને તેહ ।।૧૩।। જારને જુએ અમૃત દ્રષ્ટી ।। જુએ વીસ દ્રષ્ટીએ સ્વપતી ।। જારને નીત્ય મિષ્ટાન આપે ।। સુવે શાન્વીત થઇ સેવે અતિ ।।૧૪।। પ્રાણ બંધુ પ્રિય ગતી સ્વાત્મા ।। છે કામીનીને કળી માંજાર ।। લુપ્ત ક્રિયાને વેદ અ-તિથી ।। લુપ્ત વિષ્નુ શેવન આચાર ।।૧૫।। લુપ્ત પીત્રાર્ચન દેવાર્ચન ।। વિષ્નુ વૈષ્નવને દ્વેષે નર ।। વામ મંત્ર ઉપાસક સર્વે ।। ચારે વર્ણ તે રહે તત્પર ।।૧૬।। સાળાગ્રામ તુળ-શી ગંગોદક ।। પરશેન માન્નવ મ્લેચ્છાચાર ।। કારણના કારણ સર્વેસ ।। સંપદ સુખ દમોક્ષ દાતાર ।।૧૭।। હું મને તજી તુચ્છ સુખદ ।। જપે વામમંત્ર વેદ નિંદીત ।। મ્હારી આજ્ઞા કરી સનાતની ।। વિષ્નુમાયાએ વિપ્ર વંચિત ।।૧૮।। કળીના દશ સહસ્ત્ર વર્ષ ।। મહીમાં રહેશે મારૂં પૂજન ।। પાંચ સહશ્ર લગી ભુવિષે ।। રહેશે ગંગા પાવીની ભુવન ।।૧૯।। તુળશી ભકત ગંગા કીર્તન ।। પુરાણ અલ્પ રહેશે સૌ જાણ ।। કળી અંતે ન-મારૂં કીર્તન ।। થશે ભુએક વર્ણ પ્રમાણ ।।૨૦।। માતા પીતા ગુરૂદેવ વિપ્રની ।। સેવા રહીત નર પાપીન ।। ધાન્યહીન મહી નીરંતર ।। અના વૃષ્ટી વ્રક્ષફળ હીન ।।૨૧।। જળ હીન સરીતા. બ્રાહ્મણ ।। વેદહીન હીનબળ ભુપ ।। જાતીહીન જન સર્વ મ્લેચ્છો ।। હોશે ભુભુપ પાતક રૂપ ।।૨૨।। સેવક વત મારે પીતાને ।। મુત્ર શીષ્ય ગુરૂને એ રીત ।। કા-ન્તને તાડન કરે કાન્તા ।। ગ્રહી લુબ્ધ શ્વાનવત પ્રિત ।।૨૩।। સકળલોક હે કળી અંતે ।। નાશ પામશે પાપ આચરી ।। કાંઈ એક સુર્ય તાપ થકીને ।। કાંઇ એક જળ સમુહે કરી ।।૨૪।। હે વૈશેંદ્ર અંત કળી વિષે ।। નાશી ત વસુંધરા અચર ।। ફરીસૃષ્ટી હોય સત્યરૂપ ।। સદા સત્યામીજ નીરંતર ।।૨૫।। એવામાં આવ્યો રથ સુંદર ।। સ્ફટીક રત્નસાર નીર્માણ ।। ચાર યોજન વિસ્તાર જેનો ।। ઊંચો પંચયોજન પ્રમાણ ।।૨૬।।

પારીજાત માળ જાળ શોભે ॥ મણીંદ્ર કૌસ્તુભ વિભુષીત ॥ અમુલ્ય રત્નકળશ હીરા ॥ હાર મનોહર વીરાજીત ॥૨૭॥ સહસ્ર કોટી મંદીર રાજે ॥ રંજીત ચક્રપટ હજાર ॥ સુક્ષ્મ વસ્ત્ર આચ્છાદીત ગોપી ॥ કોટી આવ્રતરૂપ અપાર ॥૨૮॥ ગોલોકથી આવ્યો સીધે દીઠો ॥ નંદાદીતે યાન આરોહીત ॥ ઉત્તમ ગોલોક પ્રત્યે ચાલ્યાં ॥ રાધાસહ કળાવતી મુદીત ॥૨૯॥ સર્વે નસ્વર શરીર ત્યાગી ॥ ચાલ્યાં તે ગોલોક મનોહર ॥ રાધીકા ગોકુળવાશી સહ ॥ દીઠું વીરજા તીર સુંદર ॥૩૦॥ નાના રત્નાભુષીત ત્યાંથી ॥ ઉતરી ચાલ્યાં સર્વ સહીત ॥ સતશ્રૃંગ પર્વત ઉપર ॥ રંમ્ય રાશમંડળ મંડીત ॥૩૧॥ નાના મણી ગણ સંકીર્ણ તે ॥ ત્યાંથી દુર પૂન્ય વ્રંદાવન ॥ તે પ્રત્યે, અક્ષય વટ દીઠો ॥ રમ્ય ઉર્દ્ધ ત્રીસત યોજન ॥૩૨॥ સતયોજન વિસ્તીર્ણ શાખ ॥ કોટી સમાવ્રત મનોહર ॥ રક્ત વર્ણફળ વિભુષીત ॥ ગોપી કોટી સહસ્ર સુંદર ॥૩૩॥ સહીત પશ્ચાત આવી વ્રંદા ॥ રથથી ઉતરીને સાદર ॥ પ્રણમી રાધીકા પાદ પદ્મે ॥ બોલી રાશેશ્વરી મનોહર ॥૩૪॥ પ્રવેશીત નીજ મંદીરમાં ॥ રત્ન સિંહાસન હીરાન્વીત ॥ તે ઉપર બેસાડી કરીને ॥ વ્રંદા તત્પર પાદ સેવીત ॥૩૫॥ સપ્ત ગોપીકા શ્વેત ચામરે ॥ રાશેશ્વરીનુ કરે સેવન ॥ નંદાદીને રાધીકાએ આપ્યાં ॥ ભીન્ન ભીન્ન સ્થાન તે પાવન ॥૩૬॥ પરમ રંમ્ય આનંદાશ્રમ ॥ નીજ નીવાશ સ્થાન અનુપ ॥ સર્વ ગોપી સહ રહ્યાં રાધા ॥ પોતે ત્યાં પરમાનંદ સ્વરૂપ ॥૩૭॥ વલણ ॥ પરમાનંદ રૂપ જગદંબા ॥ શુણો નારાયણ નરરાયરે ॥ ગુલાબબા માનસીંગ કહે ॥ થયો સતોપરી ત્રીસમો ધ્યાયરે ॥૩૮॥ ઇતિ શ્રી બ્રહ્મ વૈવર્ત માહા પુરાણે શ્રી કૃષ્ણ જન્મખંડે નારાયણ નારદ સંવાદે ૧૩૦ મો અધ્યાય સંપુર્ણ ॥

## અધ્યાય ૧૩૧ મો.

કડવું ૧ લું ॥ રાગ ધન્યાશ્રીની ચોપાઈ ॥ શ્રી નારાયણ ઉવાચ ॥

મુની ત્યાંથી કૃષ્ણ ભગવાન ॥ પરીપુર્ણ પ્રભુ સુખદાન ॥ જોયાં ગોલોક વાસીને જાણ ॥ પ્રાપ્ત સાલોક્ય મોક્ષ નીર્વાણ ॥૧॥ પાંચ ગોપ સહ સ્થીતી કરી ॥ ભાંડી રંવટ મુળે શ્રી હરી ॥ વ્યાકુળ ગોકુળ ભગવન ॥ રક્ષાહીન જોયું વ્રંદાવન ॥૨॥ યોગે અમૃત દ્રષ્ટીએ નાથ ॥ સકળ ગોપી ગોપનો સાથ ॥ કૃપા કરી કૃપા નિધી સ્વામી ॥ પરીપુર્ણ કર્યાં બહુ બાંમી ॥૩॥ તેમ વ્રંદાવન મનોહર ॥ કૃત સુખાત્મક સુખાકર ॥ સર્વ પ્રત્યે તે બોલ્યા વચન ॥ હીત મધુર પ્રાણજીવન ॥૪॥ શ્રી ભગવાન ઉવાચ ॥

હે ગોપ ગણ હે બંધુ જન ॥ સુખે રહો હાં સ્થીર ભુવન ॥ પ્રીયા સહ રમાણ આ સ્થળ ॥ માહા સુંદર રાસ મંડળ ॥૫॥ એવે આવ્યા ભાંડીરમાં વીધી ॥ જગશ્રજતા સ્વપ્ન જ્ઞાન નીધી ॥ શેષ ધર્મેશ ભ્સતી પવન ॥ ઇંદ્ર વરૂણને હુતાશન ॥૬॥ યમ કુબેર ઇશાન

દેવ ।। વસુ અષ્ટ સર્વ સ્વયમેવ ।। મુની મનુદેવ ગ્રહ માન ।। સીઘ્રે આવ્યા જાંહા ભગવાન ।।૭।। સર્વે પ્રભુને કર્યા પ્રણામ ।। ડંડવત ભુમે સુખધામ ।। વીધી બોલ્યા તે પ્રત્યે વચન ।। પોતે આત્મભુ કરે સ્તવન ।।૮।। બ્રહ્મા ઉવાચ ।। નમુ પુર્ણ બ્રહ્મ જોતીરૂપ ।। પ્રકૃતિ પરં નીત્ય સ્વરૂપ ।। નિરલીપ નમુ છો નીરાકાર ।। ધ્યાન હેતુ સ્વેચ્છીત સાકાર ।।૯।। કાર્ય કારણ કારણ નીત ।। નમુ બ્રહ્મેશ શેષ વંદીત ।। પરમ ધામ પરમાત્મા પર ।। નમુ સર્વેશ, પરમેશ્વર ।।૧૦।। સર્વાદી રૂપ શ્રષ્ટીના કરતા ।। નમુ સર્વ ત્રાતા સર્વ હરતા ।।જેના પાદ રજે કરી ધન્ય ।।નમુ તે વસુંધરા પાવન્ન ।।૧૧।। પરંપદ તમે જવે કરી ।। શુન્ય રૂપ ધરા તે શ્રી હરી ।। એક સતાધીક પંચવીશ ।। વર્સ જવે છતે જગ દીસ ।।૧૨।। નીજ સ્થાને જસો જગન્નાથ ।। તજી ધરા ઉદાશ અનાથ ।। દીન થૈ બહુ કરે રૂદન ।। વીરહાતુર શ્રી ભગવન ।।૧૩।। માહાદેવ ઉવાચ ।।

વિધાતાની પ્રાર્થનાએ કરી ।। ભુપર આવ્યા પોતે શ્રીહરી ।। ભુનો ભાર કરીને હરણ ।। પધારો છો અસર્ણા સરણ ।।૧૪।। ત્રણ લોકમાં પૃથવી ધન્ય ।।પદાંકીત પરમ પાવન્ન ।। ધન્ય હમો સર્વ મુની જન ।। દીઠા પદાંબુજ ભગવન ।।૧૫।। ધ્યાના સાધ્ય દુરાધ્ય ઇશ ।। મુનીને હમોને જગદીશ ।। અવ્યક્ત અચીંત્ય જે અદ્રશ્ય ।। ભુવીશે તે થયા પ્રભુ દ્રશ્ય ।।૧૬।। સર્વ વિશ્વનો જેમાં નીવાસ ।। મહદ્વીષ્નુ દેવ અવીનાશ ।। તેથી વાસુદેવ ભુમાં રહે ।। વિદુ નામા વિધાન એ કહે ।।૧૭।। માહા તપે કરી લબ્ધ જેહ ।। સિદ્ધેદ્રને સુદુર્લભ તેહ ।। તવ પાદપદ્મ નીરવાણ ।। ચક્ષુ ગોચર પ્રાણીને જાણ ।।૧૮।।

અનંત ઉવાચ ।। તમો અનંત શ્રીભગવાન ।। હું કળા અંશ થકી સુખદાન ।। કર્મે હું વીસ્વેક સ્થીત જાણ ।। ગજ વિશે મસક પ્રમાણ ।।૧૯।। શેષ કુર્મ વિષ્નુને વીધીશ ।। અસંખ્ય વિશ્વના તમો ઇશ ।। કયારે થશે અમારો સુદીન ।। જોસું શ્યામ નીરદ નવીન ।।૨૦।। કરી વસુંધરાને પાવન ।। ચાલ્યા ગોલોક જગજીવન ।। ધરા અનાથ કરે રૂદન ।। સોક સાગર બુડીત મન ।।૨૧।। દેવા ઉવાચ ।। વેદ અશકત સ્તવને જાણ ।। શેષ બ્રહ્માદી દેવ નીરવાણ ।। યોગી મુની સીદ્ધને સુમતી ।। સ્તવી શકે નહી સરસ્વતી ।।૨૨।। ભાંડિરથી કૃષ્ણ સહ દેવ ।। ગયા દ્વારીકામાં તતક્ષેવ ।। ભગવાન પોતે તાંહાં સ્થીત ।। સ્તવે શીઘ્રે સર્વ મુદાન્વીત ।।૨૩।। ભયાતુર કંપીત ત્યાં ધર ।। વીચળીત તે સપ્ત સાગર ।। હતશ્રી દ્વારકાં તજી ધીશ ।। મુર્તિ કદંબ મુળે સ્થીત ઇશ ।।૨૪।। બ્રહ્મ શ્રાપથી યાદવ જન ।। યુદ્ધ કરી તે સર્વ પતન ।। ચિતા આરોહી દેવી સુમન ।। સર્વ સ્ત્રી સ્વામી સહ ગમન ।।૨૫।। પુર ગયા અર્જુન સાક્ષાત ।। યુધીષ્ટીરને કહી સહ વાત ।। ભાર્યા ભ્રાત સહ સુખ દાન ।। સ્વર્ગ પ્રત્યે તે ચાલ્યા રાજાન ।।૨૬।। દીઠા કદંબ મુળે સ્વમેવ ।। નમ્યા ભકિતએ બ્રહ્માદી દેવ ।। દેવ નારાયણ પરાપાર ।। વય કીશોરછે વીશ્વાધાર

॥૨૭॥ રત્ના ભુષણ શ્યામ સુંદર ॥ સાંત લક્ષ્મી કાંત મનોહર ॥ જ્ઞાન માળા પીતાંબર ધરી ॥ પદ વ્યાધાસ નીમીત્ત કરી, ॥૨૮॥ દેખી સમગ્ર બ્રહ્માદી દેવ ॥ તેને અભય દત્ત સ્વયમેવ ॥ ધરી રૂદંતી પ્રેમ વિવ્હળ ॥કરી આસ્વાસ્ય દીનવત્સળ ॥૨૯॥વ્યાધને આપ્યું સ્વપદ ઇશ ॥ બળનું તેજ શેષ પ્રવીશ ॥ પ્રદ્યુમ્નનુ કામ વિશે જાણ ॥ બ્રહ્મામાં અની રૂધનુ પ્રમાણ ॥૩૦॥ અયોની સંભવ દેવી ભણી ॥ માહાલક્ષ્મી છે પોતે રૂક્મિણી ॥ચાં લીતે વૈકુન્ઠ વીસારદ ॥નીજ શરીર સહ નારદ ॥૩૧॥ સત્યભામાં પૃથ્વીમાં પ્રવેશ ॥સ્વય કમળા પ્રીયા વીસ્વેશ ॥ જાંબુવતી પાર્વતીનો અંશ ॥ જે જે દેવી અંશ અવતંશ ॥૩૨॥ તેને વીશે પ્રવેશીત જાણ ॥ સર્વ ભીન્ન ભીન્ન એ પ્રમાણ ॥ સાંબનું તેજ તે શીવ સુત ॥ પ્રવેશીત પરમ અદ્ભુત ॥૩૩॥ કશ્યપમાં વસુદેવ તાત ॥ અદીતી વીશે દેવકી માત ॥ જ્યારે રૂકમીણી તજ્યું મંદીર ॥ દ્વારકાંપુરી ગ્રહી છે નીર ॥૩૪॥ સમુદ્ર આવી શ્રીભગવન ॥ પ્રશન્નાર્થ કરે તે સ્તવન ॥ થયો વીયોગ ભકત વત્સળ ॥ રૂએ પ્રેમે વીરહ વીહ્વળ ॥૩૫॥ ગંગા યમુનાને સરસ્વતી ॥ ગોદાવરી પદ્માને પાર્વતી ॥ સ્વર્ણ રેખા કાવેરી નર્મદા ॥ સરી સર્વે પરમ પુન્યદા ॥૩૬॥ સર્વ આવાને કર્યા પ્રણામ ॥ પરમેશ્વર પુરાણ ધામ ॥ પ્રત્યે બોલી જાન્હવી વચન ॥ વીરહાતુર કરી રૂદન ॥૩૭॥ ભાગીરથી ઉવાચ વલણ ॥ રૂદન કરી બોલ્યાં જાન્હવી ॥ પ્રભુ ગોલોક સ્થીત સ્વ સ્થાનરે ॥ હમારી કોણ ગતી કળીમાં ॥ હોશે કૃપાનીધી ભગવાનરે ॥૩૮॥ કડવું ૨ જુ ॥ રાગ રામગ્રી ॥ શ્રી ભગવાન ઉવાચ ॥ કળીના પાંચસહસ્ત્ર વર્સ ॥ ભુતળ રહે તું જગ પાવન્ન ॥ સ્નાન થકી તને પાપ અર્પે ॥ હોય પવીત્ર પાતકી જન્ન ॥૩૯॥ માહારા મંત્રો પાસકના સ્પર્સે ॥ ભસ્મિ ભુત તતક્ષણ જાણ ॥ જાન્હવી સ્નાનથી પાપ ટળે ॥ ભકત દર્શણથી તે પ્રમાણ ॥૪૦॥ હરી નામ પુરાણ જ્યાં હોય ॥ પ્રેમે શ્રવણ કરે જેહ જન ॥ પુરાણ શ્રવણ પાપહારી ॥ ને ટાળે હરી નામ કીરતન ॥૪૧॥ કરે ભસ્મં વૈષ્નવા લીંગન ॥ જેમ તૃણ કાષ્ટ વન્હિ દહે ॥ જાન્હવી પુન્ય તીર્થ જે ભુમે ॥ તે મારા ભકત શરીરે રહે ॥૪૨॥ મારા ભકત પાદ રજ સદ્ય ॥ કરે તે વસુંધરા પાવન ॥ સદ્યપવીત્ર તીર્થ સર્વે ॥ સદ્ય જગ સર્વે જન મન ॥૪૩॥ મ્હારા મંત્ર ઉપાશક વીપ્ર ॥ જે મ્હારૂં ઉચ્છીષ્ટ ભક્ષકારી ॥ જે મારૂં ધ્યાન કરે નીત્ય તેહ ॥ મ્હારા પ્રાણથી પ્રીય અપારી ॥૪૪॥ તેના ઉપ સ્પર્શ માત્રે કરી ॥ હોય પાવન વાયુ અનળ ॥ કળીના દશસહસ્ત્ર વર્શ ॥મ્હારા ભકત રહેશે મહીતળ ॥૪૫॥એક વર્ણ હોશે ભકત જવે ॥ ભકત શુન્ય ભુત્રાશ અપાર ॥એટલામાં કૃષ્ણ દેહ થકી ॥નીકલ્યા ચતુર્ભુજ આકાર ॥૪૬॥ પુરૂષ સત ચંદ્ર સમાભા ॥ સંખચક્ર ગદા પદ્મ ધર ॥ શ્રીવત્સ લાંછન વસ્ત્ર ધરી ॥ ચાલ્યાં ક્ષીરસીંધુ મનોહર ॥૪૭॥ પછે સીંધુ કન્યા ચાલી પોતે ॥ સુમુર્તિમાન સતી અનુપ ॥શ્રી

કૃષ્ણ મનસા પ્રગટીત ॥ મૃત્ય લક્ષ્મી મનોહર રૂપ ॥૪૮॥ સ્વેત દ્વીપ વિષ્નુ જવે સતે ॥ જગ પાલનકર્તા નિર્વાણ ॥ સુંદ્ર સત્ય સ્વરૂપ વિશે ત્યાં ॥ એ પ્રકાર રૂપ થયું જાણ ॥૪૯॥ દક્ષીણાંગ દ્વય ભુજ ગોપ ॥ બાળક રૂપ શોભીત શ્યામ ॥ નવીન નીરદ પીતાંબર ॥ ધંર રાજીત પુરણ ધામ ॥૫૦॥ બંન્સી વદન શ્રીમાન સત ॥ કોટી કામ પ્રભા ભગવાન ॥ પદ્મલોચનને સૌંદર્યતા ॥ છે શત કોટી ઇંદુ સમાન ॥૫૧॥ પરમાત્મા પરાનંદ પ્રભુ ॥ પરીપુર્ણ પૈરબ્રહ્મ રૂપ ॥ પરંધામ શ્રી પુરૂષોત્તમ ॥ નિર્ગુણ સ્વય જોતીસ્વરૂપ ॥૫૨॥ સર્વ જનના સ્વ પરમાત્મા ॥ ભગતાનુગ્રહ વીગ્રહ ધરે ॥ નિત્ય દેહી ભગવાન પોતે ॥સર્વેસ્વર સ્વપ્રકૃતિપર ॥૫૩॥ચોગી જન હેને એમ કહે ॥પ્રભુ જોતી રૂપ સનાતના॥ જોતી અભ્યંતર નિત્ય રૂપ ॥ હેને કહે સર્વ ભકત જન ॥૫૪॥ સત્ય રૂપ એને વેદ વદે ॥ વીચીક્ષણ કહે નીત્ય રૂપ ॥ સર્વ સુર એને એમ કહે ॥ છે પ્રભુ સ્વેચ્છામય અનુપ ॥૫૫॥ સિદ્ધેદ્રને સર્વ મુનિ વદે ॥ સર્વ રૂપ છે પ્રભુ સમાન ॥ ચોગીંદ્ર સ્વય શંકર વદે ॥ અનીર્વચની શ્રી ભગવાન ॥૫૬॥ પોતે વીધાતા વદે છે હેને ॥ એ કારણના કારણપર ॥ શેષ વદે અનંત એ એમ ॥ નવધા રૂપ પરમેશ્વર ॥૫૭॥ વૈષ્નવ વેદ પુરાણ મત ॥ એક રૂપ નવધા સ્મરેત ॥ અનીર્વચનીય કહે ન્યાય ॥ શ્રી શંકર અનંત વદેત ॥૫૮॥ નિત્ય વૈસીષીકા કહે તેને ॥ વદે વીચક્ષણા આદ્ય રૂપ ॥ સાંખ્ય જ્યોતી રૂપ સનાતન ॥ વદે મીમાંશા સર્વ સ્વરૂપ ॥૫૯॥ વેદાંત સર્વ કારણ કહે ॥ પાતાંજળી અનંત ભગવન ॥વેદ સત્ય સ્વરૂપ વદેને ॥ નિત્ય વિગ્રહ કહે ભકત જન ॥૬૦॥ સ્વેચ્છા મય પુરાણ કહે તે ॥ ગોલોક નાથ રાધીકેશ્વર ॥ નંદ નંદન ગોકુલ વિશે ॥ પુન્ય વ્રંદાવને ગોપેશ્વર ॥૬૧॥ ચતુર્ભુજ વામાંશે માહાલક્ષ્મી ॥ સ્વય નારાયણ ભગવાન ॥ મુકિત કારણ છે નામ જેનું ॥ કૃપાસીંધુ પ્રભુ સુખ દાન ॥૬૨॥ સુનંદ નંદન કુમુદ પાસંદ ॥ પરી સેવીત પરમાનંદ ॥ સંખ ચક્ર, ગદા, પદ્મ, ધંર ॥ શ્રી વત્સલાંછન સુખકંદ॥૬૩॥ વન માળા કૌસ્તુભ ભુષીત ॥ યાન આરોહી શ્રી ભગવાન ॥ દેવગણ સર્વ કરે સ્તુતી ॥ ગયા વૈકુંઠ પ્રભુ સ્વસ્થાના ॥૬૪॥ વૈકુન્ઠનાથ જવેથી કરી ॥ બંસી શબ્દ ત્રીલોક મોહીત ॥ મુછીત દેવ મુની નારદ ॥ વિનૃા પાર્વતી માયા અચેત ॥ ૬૫ ॥ બોલ્યાં છે પાર્વતી માહા દેવી ॥ વિષ્નુ માયા પોતે ભગવતી॥ છે સર્વ રૂપાને સનાતની ॥ પરબ્રહ્મ રૂપા માહા સતી॥૬૬॥

વલણ ॥ સતિ સગુણા નિર્ગુણા પરાતે ॥ સ્વેચ્છામય જગદંબાયરે ॥ ભગવંત સનાત પ્રત્યે ॥ ભકત વત્સલ જગતપીતાયરે ॥૬૭॥ કડવું ૩ જુ ॥

રાગ કેદારાની ચોપાઈ ॥ પાર્વતી ઉવાચ ॥ એક હું રાધારૂપ રહાહી ॥ રાસમંડળે ગોલોક માંહી ॥ રાસ સુન્ય છે ગોલોક સ્વામી ॥ પરીપુર્ણ કરો બહુ નામી ॥૬૮॥ જાઓ તમો રથ આરોહીત ॥ હીરા રત્નમણી વીભુષીત ॥ પરીપુર્ણ હું મન

મુદીત ॥ રાધા રૂપે વક્ષસ્થળ સ્થીત ॥૬૯॥ માહાલક્ષ્મી તવ આજ્ઞા કરી ॥ હું વૈકુંઠ મધ્યે તે સાંચરી ॥ બીજી સરસ્વતી તેણે સ્થાન ॥ વામ ભાગે રહું ભગવાન ॥૭૦॥ તારા માનસથી હું શ્રી હરી॥ સીંધુ કન્યા તવ આજ્ઞા કરી॥ સાવીત્રી વેદ માતા હું માન ॥ કળા કરી વીધી શક્તી ધ્યાન ॥૭૧॥ સર્વ દેવના તેજથી કરી ॥ પુર્વે તારી આજ્ઞા કરી હરી ॥ અધીષ્ટાન કરીને સ્વરૂપ ॥ ધર્યું ત્યાં માહાદીવ્ય અનુપ ॥૭૨॥ લીલાએ સુંદરી દુખ ધામ ॥ હણવે થકી હું દુર્ગા નામ ॥ ત્રીપુરા શ્રીપુર વધે કરી ॥ રક્તબીજ વીનાશીની હરી ॥૭૩॥ દક્ષ કન્યા ત્હારી આજ્ઞા કરી ॥ સતી નામ સત્યરૂપ ધરી ॥ યોગે દેહ તજી ભગવન ॥ થઈ શૈલ સુતા ઉતપન ॥૭૪॥ સંકરને ગોલોકે અર્પીત.॥ વિષ્નુ માયા વૈષ્ણવી વદીત ॥ નારાયણ નીમાંય હું હરી ॥ તેથી નારાયણી નામ ધરી ॥૭૫॥ કૃષ્ણ પ્રાણાધીકા આજ્ઞા સેવી ॥ તેથી હું પ્રાણા ધીષ્ટાત્ર દેવી ॥ મહદ્દીષ્નુનો વાસ પ્રમાણ ॥ જનની રાધીકા સ્વય જાણ ॥૭૬॥ પંચાળીહું તવ આજ્ઞા કરી ॥ પ્રભુ મુળ પ્રકૃતિ ઈશ્વરી ॥ કળા કળાંશે હું પ્રભુ સહી ॥ દેવપત્ની ગ્રહે ગ્રહ રહી ॥૭૭॥ શીઘ્રે જાઓ સુરાધીપ સુર ॥ તે સ્થાને હું છું વીરહા તુર ॥ ગોપી સહીત વાસ ભ્રમીત ॥ એમ વાક્ય પાર્વતી વદીત ॥૭૮॥ સુણી હેસ્યા રસીકેશ હરી ॥ રત્નયાન આરોહણ કરી ॥ ગયા ગોલોક ઉત્તમ ખ્યાત ॥ દેવગણને બોધીત માત ॥૭૯॥ હરી શબ્દ કરી સુખદાન ॥ ગયા સુર વીસ્મય સ્વસ્થાન ॥ શીવ સહ દુર્ગાનંદ થયાં ॥ હર્ષી કરી નીજપુર ગયાં ॥૮૦॥ આવતા પ્રાણવલ્લભ નાથ ॥ દેખી રાધીકા ગોપીકા સાથ ॥ જગન્નાથને કર્યા પ્રણામ ॥ ગોપી સહ પુર્ણ બ્રહ્મધામ ॥૮૧॥ ગોપી ગોપ તે મુદીત મન ॥ પ્રફુલ્લીત વદન લોચન ॥ વાગે દુંદભી વાજાં અથાહ ॥ પ્રભુનુ આગમન ઉત્સાહ ॥૮૨॥ વીરજા મધ્યે પ્રભુ ઉતરી ॥ દીઠાં રાધા જગપતી હરી ॥ પ્રભુ ગ્રહી રાધીકાનો કર ॥ ભ્રમીત સત સંગ ઉપર ॥૮૩॥ દેખી રમ્ય સુરાસ મંડળ ॥ અક્ષયવટ ભકત વત્સળ ॥ માહા પુન્યકારી વૃંદાવન ॥ પછી દેખી તુલસીકાનન ॥૮૪॥ ચાલ્યા માલતી વન પાવન ॥ વામે કરી તે કુંદકાનન ॥ માધવી વન દક્ષીણે કરી ॥ ચંપ કારણ્ય ઇચ્છીત હરી ॥૮૫॥ કરી પશ્ચાત ચંદન વન ॥ દીઠું રમ્ય રાધીકા ભવન ॥ બેઠા ત્યાં પ્રભુ રાધીકા સાથ ॥ શ્રેષ્ટ રત્ન સીંહાસને નાથ ॥૮૬॥ સકર્પુર તાંબુળને જળ ॥ શીતળ આરોગે ભકત વત્સળ ॥ સુતાં સૈયા તે પુષ્પ રચીત ॥ બહુ સુગંધી ચંદનાર્ચીત ॥૮૭॥ કરે રમણ ત્યાં રામા સાથ ॥ રસ સીંધુ મગ્ન રાધાનાથ ॥ એમ સત્યરૂપ ભગવન ॥ પરબ્રહ્મરૂપ સનાતન ॥૮૮॥ એ પ્રકારે મે સર્વ કથીત ॥સુણ્યું ધર્મ મુખે જે વદીત ॥શ્રી કૃષ્ણ ગોલોક આરોહીત ॥ હવે સું સાંભળવા ઇચ્છીત ॥૮૯॥

વલણ ॥ ઇચ્છીત સું છે કહો નારદ ॥ એમ બોલ્યા માહાત્રષી રાયરે ॥ ગુલાબકુંવર માન કહે પુર્ણ ॥ થયો એકસો એકત્રીસમો અધ્યાયરે ॥૯૦॥ ઈતીશ્રી ॥ બ્રહ્મ ॥ માહા ॥ શ્રીકૃષ્ણ ॥ નારાયણ ॥

# અધ્યાય ૧૩૨ મો.

કડવું ૧ લું ॥ રાગ ધનાશરી શ્રી નારદ ઉવાચ ॥

અપુર્વ પુરાણ ઇષ્ટ દાતા ॥ બ્રહ્મ વૈવર્ત કર્યું શ્રવણ ॥ અવશેષ ઇચ્છા મહા ભાગ ॥ કાંઇ નથી રહી મ્હારે મંન ॥૧॥ હમણા સું કરૂં કહો સ્વામી ॥ મને જગદગુરૂ ભગવાન ॥ આજ્ઞા કરો તપ કરવાને ॥ જાવું હીમાળય સુભ સ્થાન ॥૨॥ શ્રી નારાયણ ઉવાચ ॥ ઉપબર્હણ નામે ગંધર્વ ॥ પાંચસે કામીનીનો સ્વામીન ॥ હતો જન્માંતરે કહું તને ॥ હમણા છે તું બ્રહ્માનો તન ॥૩॥ તેમાં એક સતી તપ કરી ॥ શીવારાધી પામી વરદાન ॥ નારદ પતિ ઇચ્છા છે તેને ॥ તે સંજય કન્યા સુખદાન ॥૪॥ સ્વર્ણ શ્રાવી સહોદર તેને ॥ વશે શીવાજ્ઞા વૃથાન થાય ॥ કામીની કોમળ કમળા અંસ ॥ પતિવૃતા રમ્ય સુખદાયા॥૫॥ કામુકી કમની સ્થીર યોવન ॥ વિધાત્રા લીખીત જે માકતન ॥ ભોગવે ક્ષય નહી ભોગવે ॥ કોટી કલ્પે ન કર્મ નાશન ॥૬॥ અવશ્ય ભોગવવું કૃત કર્મ ॥ સુભા સુભ જે કર્મ નિર્મિત ॥ ફળ તેને નહીં બ્રહ્માંડમાં ॥ કોઈ સમરથ નિવારીત ॥૭॥ સુત ઉવાચ ॥ નારાયણના વચન સુણી ॥ નારદમુની માહા પાવન ॥ પ્રણમીને ચાલ્યા શીઘ્રે ત્યાંથી ॥ ગયા તે સંજયને ભવન ॥૮॥

સૌનક ઉવાચ ॥ અહો સુત મહા ભાગ કહો ॥ અદભુત રહસ્ય સુખદાય ॥ અતિંદ્રીયમુની નારદનો ॥ જે વીવાહ શ્રવણ ઇચ્છાય ॥૯॥ સુત ઉવાચ ॥ નારદ સંજય કન્યા દીઠી ॥ તપસ્વીની સદા વીષ્નુ વૃત ॥ ગયા માહા રમ્ય બ્રહ્મ સભા ॥સર્વ દેવમુની સભાવૃત ॥૧૦॥ પ્રણમી પીતાને કહ્યું સર્વે ॥ સુણી બ્રહ્મા હર્ષીત વદન ॥ રત્ન નિર્માણ રથે કરીને ॥ સુભક્ષણે દેવ સહ તન ॥૧૧॥ લઈ ગયા સંજય મંદીર ॥ તે સાંભળી સંજય રાજન ॥ રત્નભુષણ ભુષિત કન્યા ॥ આપી નારદને સુખદાન ॥૧૨॥ મણી મુકતાદી દક્ષીણા આપી ॥ પુટાંજળી યુક્ત થઈ રાજન ॥ કન્યા સમર્પી બ્રહ્માને પ્રેમે ॥ હે વત્સ કહી કરે રૂદન ॥૧૩॥ ક્યાં જાય તજી મંદીર મારૂં ॥ સુન્ય કરી કમળ લોચન ॥ તું વિના જીવીત મૃતવંત ॥ હું જાઊં જ્યાં ઘોર માહાવન ॥૧૪॥ પ્રણમી કન્યા પીતા માતને ॥ રૂદન્તિ રૂવે માત પીતાય ॥ વિધીના રથે આરોહીત તે ॥ ગ્રહી સવધુ પુત્ર બ્રહ્માય ॥૧૫॥ ગયા બ્રહ્મલોક સદેવાદીવ કરાવ્યું બહુ બ્રહ્મભોજન ॥ મંગળ કર્મ સાંગ થવેથી ॥ ગયા દેવ સીદ્ધમુની જન ॥૧૬॥ નારદમુની શ્રેષ્ટ જુએ છે ॥ માકતન કો નહી નિવારીત ॥ સુરમ્ય પુષ્પ તલ્પ સુગંધી ॥ ચંદનાર્ચીત ત્યાં રામાન્વીત ॥૧૭॥ રમે ન જાણે દીવસ નિશી ॥ કર્યો છે વીવાહ એ પ્રકાર ॥ શ્રેષ્ટમુની રહ્યા બ્રહ્મલોકે ॥ એ સાંભળ્યું સનત કુમાર ॥૧૮॥ તાંહાં આવ્યા

નગ્ન બ્રહ્મરૂપ ॥ તે સનતકુમાર ભગવાન ॥ બાળક જેવા સૃષ્ટી પુર્વના ॥ પાંચ વર્સ સમવય વાન ॥૧૯॥ ચુડાકર્ણ ઉપવીત નહી ॥ ને નહી વેદ સંખ્યા પ્રમાણ ॥ કૃષ્ણ મંત્ર જપે નિસ્તાર ॥ જેનાં ગુરૂ નારાયણ જાણ ॥૨૦॥ અનંત કલ્પ કલ્પ પ્રત્યે તે ॥ રહે સાથે ભ્રાતા વૈષ્ણ વાગ્રણી ॥ જ્ઞાનીના ગુરૂ ગુરૂ ભ્રાતાંને ॥ દીઠા નારદે સંત શીરોમણી ॥૨૧॥ વલણ ॥ સંત શીરોમણી સ્વભ્રાતાને ॥ ભુપડી પ્રણમ્યા રૂષી જનરે ॥ નારદ પ્રત્યે બોલ્યા બાળક ॥ હસીને પરમાર્થ વંચનરે ॥૨૨॥

કડવું ૨ જુ ॥ રાગ મારૂની ચોપાઇ ॥ સનતકુમાર ઉવાચ ॥ હે મમ ભ્રાત સાંભળો વાણરે ॥ સ્ત્રી સુંકરે પતીનુ કલ્યાણરે ॥ નિત્યં સ્નેહ વૃધે છે નુતનરે ॥ ભક્તિ દ્વાર તે કરે આચ્છનરે ॥૨૩॥ જ્ઞાન મોક્ષ માર્ગ નીવારણરે ॥ ચીરંકાળ બંધન કારણરે ॥ હેતુ નર્ક બીજ ગર્ભ વાસરે ॥ સુધા બુદ્ધિ વીશ પીચ નાશરે ॥૨૪॥ નરાધમ નારાયણ તજેરે ॥ મનાસક્ત થઇ વીશય ભજેરે ॥ તે તો માયાએ વંચીત જનરે ॥ કર્મ ભોગવે ભવ ભ્રમણરે ॥૨૫॥ તું જન્મ્યો ગંધર્વ દેહ ધરીરે ॥ કર્મે દાશીસુત થયો ફરીરે ॥ મુક્ત ભક્ત તું પોતે સાક્ષાતરે ॥ તપ અર્થે નીકળની ભ્રાતરે ॥૨૬॥ માયામય એ પ્રીયા તું તજરે ॥ તપ ભારતે માધવ ભજરે ॥ પરંપદ ભક્તને પ્રાપીતરે ॥ વીશયાંધને માયા વંચીતરે ॥૨૭॥ મ્હારો મંત્ર તું ગ્રહણ કરરે ॥ જપ કૃષ્ણએ દ્વય અક્ષરરે ॥ એ તો સરવ મંત્રનો સારરે ॥ વેદસાસ્ત્ર કરેછે ઉચારરે ॥૨૮॥ ધર્મસાસ્ત્ર તંત્ર વીશે જાણરે ॥ એથી પરન મંત્ર નીર્વાણરે ॥ મને આપ્યો નારાયણે જાતરે ॥ સુર્ય પર્વણી પુસ્કરે ભ્રાતરે ॥૨૯॥ જપું બહુ કલ્પથી મુદીતરે ॥ ભ્રમુ છઉં હું સર્વ પુજીતરે ॥ એમ કહી મંત્ર આપ્યો દયાળરે ॥ અહર્નિશ જપે મણી માળરે ॥૩૦॥ તેને આશીષ દઇ સુખદાયરે ॥ વૈષ્ણવા ગ્રણી ગોલોક જાયરે ॥ જોવા ભગવંત સનાતનરે ॥ મંત્ર પામી નારદ પ્રશન્નરે ॥૩૧॥ શીઘ્રીમદ કૃષ્ણ ભક્તિ દાતારે ॥ કર્મનાશ પ્રદ સુખ સાતારે ॥ તજી માયામયની જનારરે ॥ ચાલ્યા ભારતે તપ વીચારરે ॥૩૨॥ કૃત માળા નદી તેને તીરરે ॥ દીઠા સંકર જ્ઞાન ગંભીરરે ॥ નમ્યા નારદ જે તતક્ષેવરે ॥ મુની પ્રત્યે બોલ્યા માહાદેવરે ॥૩૩॥ માહાદેવ ઉવાચ ॥ અહો નારદ તવ દર્શનરે ॥ થયો હું બહુ મન પ્રશનરે ॥ ભક્ત દર્શણ જે દીન હોયરે ॥ સુદીન જાણો પ્રાણીનો સોયરે ॥૩૪॥ પરમ લાભ દેહીને એહરે ॥ હોય ભક્ત સમાગમ તેહરે ॥ સર્વ તીર્થ સ્નાઇ હોય જનરે ॥ વિષ્ણુ પ્રીય વૈષ્ણવ દર્શનરે ॥૩૫॥ માહા મંત્ર પ્રાપ્રમુની જે હરે ॥ મે આપ્યો સ્કંદ ગણેશને એહરે ॥ મને આપ્યો કૃષ્ણે નીરવાણરે ॥ ગોલોકે રાસ મંડળે જાણરે ॥૩૬॥ સહબ્રહ્મા ધર્મને વિશ્વાધારરે ॥ ધર્મે નારાયણને ઉચારરે ॥ સનકાદીને આપ્યો બ્રહ્માયેરે ॥ તેણે તને આપ્યો સુખદાયેરે ॥૩૭॥ મંત્ર ગ્રહણ માત્રે

નીર્વાણરે ॥ જન નારાયણ હોય જાણરે ॥ એને વીશે ન કાંઇ વીચારરે ॥ કાળ સુભ અશુભ પ્રકારરે ॥૩૮॥ થાય પંચ લક્ષ જપે કરીરે ॥ નર મુકત હરી ધ્યાન ધરીરે ॥ શામવેદોકતે વૈષ્ણવ જનરે ॥ કરે કર્મને પાપ દહનરે ॥૩૯॥ હરી ભકિત મુકિતનુ કારણરે ॥ ઘનસ્યામ કૃષ્ણ ઉચારણરે ॥ વય કીશોર પીત વસનરે ॥ સતુકોટીન્દુસુર્ય દર્શણરે ॥૪૦॥ પ્રભુજી પરમાયુધ ધારીરે ॥ ભુષણ ભુષીતાંગ અપારીરે ॥ ચંદનાંગ રાગ સુખ કંદરે ॥ શોભે કૈસ્તુભ પરમાનંદરે ॥૪૧॥ શીખી પીચ્છ મુકુટ રાજીતરે ॥ મીલતી માળ ઉર બ્રાજીતરે ॥ પ્રસન્નાનન પદ્મ લોચનરે ॥ શેષેશીવાદી શ્રી ભગવનરે ॥૪૨॥ પ્રકૃતિપરછે દુરા રાધ્યરે ॥ નીર્ગુણ નીરીહ ધ્યાના સાધ્યરે ॥ સર્વના પરમાત્મા શ્રી હરીરે ॥ ભકતાનુ ગ્રહ વીગ્રહ ધરીરે ॥૪૩॥ એમ ધ્યાને કરીને ધ્યાયંતરે ॥ પુર્ણ સનાતન ભગવંતરે ॥ ભજ તું પરમાનંદ તેહરે ॥ સત્ય નીત્ય, પરાત્પર એહરે ॥૪૪॥ એમ કહી સ્વપદે સંભુ જાયરે ॥ નમી નારદ તપે પળાયરે ॥ નારદ સમરી પરમેશ્વરરે ॥ યોગ થકી તજ્યું કલેવરરે ॥૪૫॥ વલણ ॥ કલેવર તજી હરી પાદ પદ્મે ॥ લીન થયા નારદ રૂષી રાયરે ॥ ગુલાબભા માનસીંગ કહે થયો ॥ પુર્ણ એકસો દ્વાત્રીંશો અધ્યાયરે ॥૪૬॥ ઇતી શ્રી ॥ બ્રહ્મ ॥ માહા ॥ શ્રી કૃષ્ણ ॥ સુત સૌનક સંવાદે ૧૩૨ મો અધ્યાયરે

## અધ્યાય ૧૩૩ મો.

કડવું ૧ લું ॥ રાગ આશાવરી સૌનક ઉવાચ ॥ અતિ અપુર્વ ઉપાખ્યાન એ ॥ સુણ્યું પરમાદ્ભુત મનોહર ॥ અતિ ગોપ્ય ગોપ્ય સુ રમ્યતા ॥ ને નવીન નવીન સુંદર ॥૧॥ પુરાણ વીશે પુરાતની એ ॥ કહે દુર્લભ કથા સફળ ॥ એવો શુભ દીન હોશે કયારે ॥ વૈષ્નવ સંગે જન્મ સફળ ॥૨॥ ગર્ભવાસને કર્મ છેદન ॥ હરીદાષ્યતા ભકિત વર્ધન ॥ દુર્બુદ્ધી પાપ નાશ કારણ ॥ ગણેશ જન્મ કથા પાવન ॥૩॥ તુળશી રાધાખ્યાન અપુર્વ ॥ સુણ્યું ગુપ્ત ઇચ્છીત પ્રકાર ॥ માહા ભાગ સર્વ સુણી મારૂં મન પુર્ણ થયું છે અપાર ॥૪॥ હાવે શ્રવણ ઇચ્છા છે મને ॥ વન્હિ ઉત્પતિ સ્વર્ણની સાથ ॥ માહા ભાગ તે કહો મુજને ॥ તમો કહેવા યોગ્ય મમ નાથ ॥૫॥ સુત ઉવાચ ॥ શ્રષ્ટીની સામગ્રી કારણ એ ॥ સાંભળ જળને હુતાશન ॥ પ્રકૃતિ નિત્ય માહાન જેમ ॥ જેમ આદી આકાશ કથન ॥૬॥ તેમ શ્રષ્ટી ગોલોક વીશે એ ॥ જેમ પ્રકૃતિ મન હંકાર ॥ જેમ શબ્દાદી તન્માત્રા રહે ॥ તેમ હુતાશનાદી વીસ્તાર ॥૭॥ તો પણ તેની સમુત્પતી તે ॥ કહું છઉં તું કર શ્રવણ ॥ એક સમે બ્રહ્માનંત શીવ ॥ ગયા શ્વેત દ્વીપ વિષ્નુ દર્શણ ॥૮॥ પરસ્પર ભાષણ કરીને ॥ સર્વ બેઠા રમ્ય સીંહાસન ॥ હરી

સન્મુખ કમળા કળા ॥ કામીની વિષ્નુ ગાત્ર ઉત્પન ॥૯॥ તાંહા નૃત્યને ગાન કરે તે ॥ વીષ્નુ ગાથા મનોહર સ્વર ॥ કુઠીન શ્રોણી સ્તન મંડળ ॥ દેખી બ્રહ્મા થયા કામપર ॥૧૦॥ મનને નીવારણ કરી તે ॥ નહી શકયા કામ આકર્ષીત ॥ વીર્ય પડયું મહીવિશે તેને ॥ વસ્ત્રાચ્છાદીત મન લજ્જીત ॥૧૧॥ વસ્ત્ર વીર્ય સહુ તમ બ્રહ્મા ॥ ક્ષીરોદે કાળ્યું સ્વચ્છાકાર ॥ જળથી ઉદ્ભવ પુરૂષ તે ॥ બ્રહ્મ તેજ પ્રદીપ્ત અપાર ॥૧૨॥ બ્રહ્માને ખોળે તે આવી બેઠો ॥ એવે આવ્યા વરૂણ રાજન ॥ પ્રણમી દેવને બાળ લેવા ॥ ઉધમયુક્ત છે નીજ મન ॥૧૩॥ બ્રહ્મા પ્રત્યેથી બાળ લેવાને ॥ બાહુ કર્યા તે ભયે રૂદન ॥ કાંઇ ન બોલ્યા જગ વીધાતા ॥ વીપ્ર લજ્યા યુક્ત તે બ્રહ્મન ॥૧૪॥ બાળકનો કરગ્રહી તેણા રીસે કરી કર્યો આકર્ષણ ॥ વરૂણે સભામાં ત્યારે તેને ॥ પ્રજાપતીએ કર્યો ક્ષેપણ ॥૧૫॥ પડયો દુર્બળ દેવ વરૂણ ॥ મુર્છા પ્રાપ્ત તે મૃત સમાન ॥ ચેતના મૃત દ્રષ્ટે કર્યો શીવ ॥ પ્રત્યે બોલ્યો વરૂણ રાજન ॥૧૬॥ વરૂણ ઉવાચ ॥ મારા પુત્રછે હું આવ્યો લેવા ॥ એ બાળ જળ વીશે ઉત્પન ॥ ગ્રહણ કર્યો મે તેમાં મને ॥ બ્રહ્માએ કેમ કર્યો તાડન ॥૧૭॥ બ્રહ્મા ઉવાચ ॥ બાળક શરણ પામ્યો આવી પ્રમારૂં વિષ્નુને મહેશ્વર ॥ કેમ આપું ભય પામી રૂએ ॥ શરણાંગત બાળ સડર ॥૧૮॥ શરણાંગત દીનાર્ત જન ॥ જે તે ન રાખે મુર્ખ કુબુદ્ધિ ॥ માહાઘોર નરકે પડે તે ॥ યાવત્ ચંદ્ર દીવાકર સુધી ॥૧૯॥ બેહુના વચન સાંભળીને ॥ ત્યાં હશ્યા પોતે મધુસુદન ॥ સર્વજ્ઞ સર્વેશ્વર તે બોલ્યા ॥ યથા ઉચ્ચીત શ્રી ભગવન ॥૨૦॥ શ્રી ભગવાન ઉવાચ ॥

જોઇ સુ કામીની કામાતુર ॥ થયા વીધાતા વીર્ય પતન ॥ લાજ્યા વસ્ત્ર ક્ષીરોદે ધોવાડયું ॥ નીર્મળ જળે તેથી ઉત્પન ॥૨૧॥ થયો બાળક ધર્મ થકી તો ॥ મુખ્ય વીધીનો પુત્ર પ્રમાણ ॥ ક્ષેત્ર ઉદીતથી શાસ્ત્રાધારે ॥ ગૌણ વરૂણનો સુત જાણ ॥૨૨॥ માહાદેવ ઉવાચ ॥ જે વિદ્યા નીજ સંબોધ વળી ॥ એ નું વેદ વીશે નીરૂપીત ॥ શીષ્ય પુત્ર વીશે સમતો છે ॥ એ વેદવીદ લહે મુદીત ॥૨૩॥ એને વરૂણ મંત્ર આપોને ॥ આપે વીદ્યા બાળકને એહ ॥ વીધાતાનો પુત્ર વન્હિ વળી ॥ શીષ્ય વરૂણનો સમસ્નેહ ॥૨૪॥ વીષ્નુ એ આપી બાળકને ત્યાં ॥ દાહક શકિત ઉગ્રતા જાણ ॥ સર્વ દગ્ધ હુતાશન હોશે ॥ એમ વરૂણવાણ નીર્માણ ॥૨૫॥ સર્વે દાહક શકતી ત્યાં આપી ॥ તેને સદાશીવે આજ્ઞા કરી ॥ મંત્ર વીદ્યા વરૂણે આપી ત્યાં ॥ રમ્ય રત્ન માળા ઉર ધરી ॥૨૬॥ કોડે કરી તે બાળકને ત્યાં ॥ સુર માયાએ કરે ચુંબન ॥ બ્રહ્માને આપ્યો લઈ બાળક ॥ સાક્ષાત વિષ્નુ શીવ ભગવન ॥૨૭॥ વિષ્નુને પ્રણામ કરી ચાલ્યા ॥ સ્વમંદીરે બ્રહ્મા શંભુ જાણ ॥ અગ્નિ ઉત્પતી કહી તને તું ॥ સુણ સ્વર્ણ ઉત્પતી પ્રમાણ ॥૨૮॥ એક સમે સર્વ સુર બેઠા ॥ સ્વર્ગ સભા હોય નૃત્ય ગાન ॥ રંભા રૂપ જોઇ કામાતુર ॥ વન્હિ

વીર્ય અળીત તે સ્થાન ॥૨૯॥ લજ્જીતવસ્ત્ર આચ્છાદીત તે॥ ઉપજ્યો સ્વર્ણ ઢગતે સ્થળ॥ ક્ષણમાં વૃદ્ધી એવો પર્વત ॥ નામ તે મેરૂ કહે સકળ ॥૩૦॥ હીરંણ્ય રેતસ વન્હિતેથી॥ કહે બુદ્ધિમાન માહાજન ॥ એ પ્રકારે કહ્યું સર્વ તને ॥ ફરી શું સાંભળવા છે મન ॥૩૧॥

વલણ ॥ મન શું ઇચ્છે કહો સૌનક ॥ સુત કહે નારાયણરાયરે ॥ ગુલાબકુંવર માંન કહે થયો ॥ એકસો તેત્રીશમો અધ્યાયરે ॥૩૨॥ ઇતી ॥ શ્રી ॥ બ્રહ્મ ॥ માહા ॥ શ્રીકૃષ્ણ ॥ ના ॥ સુત સૌનક ॥ ૧૩૩ મો અધ્યાય પુર્ણ ॥

# અધ્યાય ૧૩૪ મો.

કડવુ ૧ લુ ॥ રાગ દેશાખાની ચોપાઈ ॥ સૌનક ઉવાચ ॥

સર્વ સાંભળ્યું છે સુખકારી ॥ અવશેશન કૃપા તમારી ॥ કથાનુક્રમ કહો પુરાણ ॥ ફળ પ્રાપ્ત હોયે નીરવાણ ॥૧॥ નથી સાંભળ્યું એને સમાન ॥ અન્ય પુરાણ એ સુખદાન ॥ વકતા તમો જેવી નદર્શાણ ॥ કોઇ સાંભળ્યા નથી શ્રવણ ॥૨॥ સુત ઉવાચ ॥ માહાભાગ સુણો કહું સત ॥ સાવધાન થઇ એકાગ્રત ॥ અધ્યાના શ્રવણે સુખ લહી ॥ પુરાણ ફળ તે પામે સહી॥૩॥ બ્રહ્મખંડ બ્રહ્મ નીરૂપણ ॥ અનિર્વાચ્ય તે મોક્ષ કારણ॥ ભિન્ન સાકારને નીરાકાર ॥ ભિન્ન સગુણ નિર્ગુણ પ્રકાર ॥૪॥ જેવી શકતી તે પ્રકારે ધ્યાન ॥ કહ્યાં ક્રમે ગોલોકાદી સ્થાન ॥ તે વીશે ઉપ યુક્ત આખ્યાન ॥ જે જે પ્રસંગ તે તે સમાન ॥૫॥ પછે જાતિ નિર્ણય ઉચાર ॥ વળી શંકરનો તે પ્રકાર ॥ પ્રશ્ન ઉત્તરથી શુભ સાર ॥ કથા રાધા માધવ વીહાર ॥૬॥ મહદ્દીષ્નુ સમુદ્ભવ જાણ ॥ સંક્ષેપે વિશ્વનું નિરમાણ ॥ બ્રહ્મા નારદ સંવાદ જેહ ॥ પરમાર્થ થકી દ્વીજ તેહ ॥૭॥ નારદનો વીવેક વીસ્તાર ॥ ફરી મુનીંદ્રનો તે પ્રકાર ॥ બ્રહ્મા આજ્ઞા કરી વીસારદ ॥ બદ્રીકાશ્રમ ગયા નારદ ॥૮॥ નર નારાયણ દરશન ॥ તે સહ ભાષણ નીવેદન ॥ કહ્યો દેવ બ્રહ્મખંડ ક્રમ ફરી નારદને દ્વીજોત્તમ ॥૯॥ શુણ પ્રકૃતિ ખંડ પ્રમાણ ॥ સુધાખંડે સમ મુની જાણ ॥ કહ્યું છે પ્રકૃતિનું લક્ષણ ॥ વર્ણન પ્રકૃતિનું ઉચ્ચારણ ॥૧૦॥ ઉપાખ્યાનને તેનું પુજન ॥ લક્ષ્મી સરસ્વતીનું વર્ણન ॥ સાવીત્રી રાધીકાનું ચરીત ॥ અન્યનુ ભીન્નભીન્ન વદીત॥૧૧॥ અપુર્વ સાવીત્રી રાધાખ્યાન ॥ યમ સાવીત્રી સંવાદ દાન ॥તુંડવર્ણ ન લક્ષણ યોગ ॥જીવ કર્મ વીપાકને ભોગ ॥૧૨॥ રાંધીકાખ્યાન ગુપ્ત પુરાણ ॥ સુયજ્ઞ નૃપ ચરીત્ર જાણ ॥કહ્યું તુળશી આખ્યાન ગુઢ ॥ યુદ્ધ મહેસને સંખચુડ ॥૧૩॥ કહ્યો તુળશી કૃષ્ણ સંવાદ॥ તેનો સંભોગ સુખ હાલ્હાદ ॥ કથન સંખચુડ નિધન ॥ કૃપા શ્રીદામ્ન શ્રાપ મોચન ॥૧૪॥ સુરની પદ પ્રાપ્તી કથન ॥ કહી કથા વીપદ ખંડન ॥ જીવ મોક્ષ બીજ ગંગાખ્યાન ॥ મનસાખ્યાન પ્રશ્ન સુખ દાન ॥૧૫॥ કહ્યો પ્રકૃતિ ખંડ એ રીત॥ ગણપતી ખંડ શુણ

પ્રીત ॥ રમ્ય મધુર નવીન જાણ॥ પદે પદે સુ ગુપ્ત પુરાણ॥૧૬॥ દુર્લભ શ્રોતાને પ્રીતકર ॥ કહિ ક્રીડા પાર્વતી ઇશ્વર॥ સ્કંદ્ર ઉત્પતીને ક્રીડા ભંગાપાર્વતી ત્રણ વીશ્વે સંગા॥૧૭॥ વિષ્નુ સુવ્રત દેવી ચરીત્ર ॥ હરી વરદ પાર્વતી પ્રીત ॥ હરી દીઠા અતીથી સ્વરૂપ ॥બ્ર-હ્માએ પરમાનંદ રૂપ ॥૧૮॥ મહોત્સવ કૈલાશે અનુપ ॥ દેવ સર્વ દીઠા બાળ રૂપ ॥ નિત્ય સત્ય અજ વિભુ પર ॥ બ્રહ્મ રૂપ સર્વ વિઘ્ન હર ॥૧૯॥ તપે યજ્ઞ વૃત ફળ સાર ॥ શાંત સર્વ સંપદ દાતાર ॥ ગ્રાષીતાને અતી કમનીય ॥ ઉમાં ઇશને પ્રાણથી પ્રીય ॥૨૦॥ પરમાત્મા રૂપ ભગવન ॥ સર્વ બીજ ઇશ સનાતન ॥ નારાયણાત્મક એ નિર્વાણ ॥જે ના દર્શણ સ્તવને જાણ॥૨૧॥ ધ્યાના સાધ્ય દુરારાધ્ય આપ॥ નાશ કરે કોટી જન્મપાપ॥ જમદગ્નિ યુદ્ધ સહાર્જુન ॥ શુરભી હરણ મુની નીધન ॥૨૨॥ રેણુકા પતી સહ ગમન॥ પર્સુરામ પ્રતજ્ઞા કથન॥ વસુંધરા નીક્ષત્રી કરણ ॥ એકવીશ વાર ઉચારણ ॥૨૩॥ ગણેશ પર્સુરામ સંવાદ ॥ જ્ઞાન લાભકારી વેદવાદ ॥ તેનું યુદ્ધ દારૂણ કથન ॥ વળી ભંગ હેરમ્બ દશન ॥૨૪॥ કૃત વિલાપ ત્યાં દુર્ગા સતી ॥ તેનો નીશ્વાસ ભાર્ગવ પ્રતી ॥ પર્સુરામની સ્મરણે કરી ॥ સ્વપ્રકાશ થયા છે શ્રી હરી ॥૨૫॥ બોલ્યાં પાર્વતી શ્રી ભગવન ॥ શીવ લોક આશ્ચર્ય વર્ણન ॥ પર્સુરામને કરી કૃપાય ॥ માહા શસ્ત્ર આપ્યું શીવરાય ॥૨૬॥ કૃષ્ણ મંત્ર કવચ નિર્વાણ ॥ વર અભય સુખદા જાણ ॥ ત્રીશસવાર ભુપ નીધન ॥ કર્યો વીપ્ર ભુભાર હરણ ॥૨૭॥　　વલણ ॥　　હરણ ભુભાર ક્રમ થકી ॥ એ પુર્વ ઉપા-ખ્યાન ઉચરીતરે ॥ કહી ગણપતી ખંડ કથા ॥ તે દ્વીજોત્તમ સંક્ષેપે કરીરે ॥૨૮॥

કડવું ૨ જુ ॥　　રાગ કેદારો ॥　　સુત ઉવાચ ॥　　શ્રીકૃષ્ણ જ-ન્મખંડ સાંભળ ॥ થઈ શાવધાન સુખ ખાણ ॥ હરે જન્મ વ્યાધી જરા મૃત્યુ ॥ પરમ મોક્ષ કારણ જાણ ॥૨૯॥ સુ શ્રવણ હરી દાષ્ય દાતા ॥ માહા મધુર સુધા સમાન ॥ નવીન નવીન સુંદરતા ॥ એ અતી અપુર્વ ઉપાખ્યાન ॥૩૦॥ સ્વાદુ પદે પદે પ્રકાશક॥ સરવ તત્વ ભવાબ્ધી તારણ॥ રસાયણ દુખાદી મર્દન ॥ કૃષ્ણ પદ પ્રાપ્તીનું કારણ॥૩૧॥ શ્રીદામા રાધા કળહ દારૂણ ॥ તેનો શ્રાપ તે કર્યો કથન ॥ જન્મખંડે કહ્યું ભુતળમાં ॥ હરી જન્મ પ્રાર્થીત બ્રહ્મન ॥૩૨॥ જન્મ્યા હરી વસુદેવ ગ્રહ ॥ કંશ ભયે ગોકુળ ગમન ॥ વૃષભાન સુતા રાધા પોતે ॥ શ્રીદામા શ્રાપે થયાં ઉત્પન॥૩૩॥ બાળક્રીડા ગોકુળે પ્રભુની॥ હરી કૃત દૈત્યાદી નીધન ॥ ગર્ગનુ આવાગમન કહ્યું ॥ હરીને શુભ અન્ન પ્રાશન ॥૩૪॥ પુતના નાશ શકટ ભંગ ॥ કૃષ્ણ બંધન તરૂ ખંડન ॥ ત્રીલોક દર્શ વક્તે વત્સાદી ॥ હ-રણ કૃત બ્રહ્મ સ્તવન ॥૩૫॥ સહસા ગોકુળ ત્યાગ કર્યું ॥ માહા પુન્ય વૃંદાવન વન ॥ ભય પામ્યા નંદ વ્રજરાજા ॥ છે સાથે કૃષ્ણ નીજ નંદન ॥૩૬॥ વૃંદાવન નિર્માણ અદ્-ભુત ॥ કહ્યું ગોપ બાળ સહ ક્રીડન ॥ બ્રાહ્મણીનું મીષ્ટાન ભોજન ॥ કહ્યું વરદાન તેનુ

પ્રાકૃતન ॥૩૭॥ હેતુ નણંનને વસ્ત્રાહરણ ॥ કૃષ્ણ કૃત ગોપીને વરદાન ॥ કાત્યાયનીવ્રત દુર્ગા પૂજા ॥ પાર્વતી-વરદત્ત સુખ દાન ॥૩૮॥ તાળફળ ભક્ષણ કહ્યુંને ॥ શક્ર યાગ ભંગ ભગવાન ॥ રાધીકા સહ શ્રી કૃષ્ણનો જેહ્॥ વીરહ મીલનતા આખ્યાના૩૯॥ ગોપી ક્રીડા કહી મનોહર ॥ રહી કૃષ્ણ ક્રોડે રાધા જાણ ॥ છાંયાં રહી રાયાણ ગ્રહે તે ॥ હરી માયા કરી નીરમાણ ॥૪૦॥ સંચાર સોળ રાસ મંડળે ॥ સહ રાધા હરી અંતરધ્યાન ॥ ગમન રાધા સાથે મીલન ॥ દ્વીજ કાનનમાં ભગવાન ॥ ૪૧ ॥ રાધા માધવ સંવાદ કહ્યો ॥ ગોપી વૈકલ્ય બહુ કથન ॥ ફરી આગમન વૃંદાવને ॥ ગોપીકા હર્ષ કૃષ્ણ દર્ષણ ॥૪૨॥ નાનાવિધ ક્રીડા જળ સ્થળ ॥ ગોપીકાનો સૌભાગ્ય વર્ણના. રાધીકાનો વિશેષ થકી તે ॥ કહ્યો સંક્ષેપે રમ્યનુર્તન ॥૪૩॥ નભસ્થ દેવ દર્શણ કહ્યું ॥ કામ ખળન દેવીઓ તેહ ॥ રાસમંડળે અંશે કરીને ॥ દેવી જન્મ પ્રાપ્ત કહ્યું એહ ॥૪૪॥ અક્રુરાગમન ગોપીકાનો॥ વીલાપ અક્રૂરને તીરસ્કાર ॥ મથુરાં ગમન ગોપીકાનુ ॥ રૂદન ક્રમે કરી ઉચ્ચાર ॥૪૫॥ શોક ગોકુળ વાસીનો રાધા ॥ વીરહ જ્વાળા યથા ઉચ્ચીત ॥ સ્વમુર્તી દર્શણ અક્રૂરને ॥ દ્વીજ યમુનાત્રટ વદીત ॥૪૬॥ મથુરાં પ્રવેશ કહી કથા ॥ રજક નાશ કુબ્જા સંભોગ ॥ તેનો મોક્ષને માળાકારનો ॥ મોક્ષને ધનુર્ભંગ સંજોગ ॥૪૭॥ હસ્તીની ધન સભા પ્રવેશ ॥ કહ્યું જે નાના રૂપ દર્શના॥ કંશ નાશ વધુ વીલાપના॥ ઉગ્રસેનને રાજ્ય આશના॥૪૮॥ નંદ વીલાપ સ્તવન કહ્યું ॥ નિર્જને સંવાદ પીતા તન ॥ પરમ જ્ઞાન કહ્યું નંદને ॥ જગત પિતા શ્રીભગવન ॥૪૯॥ મુની આગમન કહ્યું વળી ॥ ઉપાખ્યાન કુમાર કથન ॥ સુદુર્લભ ઉધવ ગમન ॥ કહ્યું રાધીકા સ્થાન નીર્જન ॥૫૦॥ જ્ઞાન તેનું ને સંવાદ કહ્યો ॥ શુભાશુભ કથા ઉપવીત ॥ કૃષ્ણ વિદ્યાભ્યાસ ગુરૂ ગ્રહ ॥ મૃત પુત્ર પ્રદાન વદીત ॥૫૧॥ જરાસંધનું દમન કહ્યું ॥ કહ્યો યવન નિધન પ્રકાર ॥ દ્વારકાં નિર્માણ વિશ્વકર્મા ॥ દ્વારકાં પ્રવેશન ઉચ્ચાર ॥૫૨॥ ઉગ્રસેન પ્રભાવ રૂકમીણી ॥ હરણ કહ્યું નૃપ દમન ॥ સર્વ કામીની પાણી ગ્રહણ ॥ ને માયાવતી મોક્ષ કથન ॥૫૩॥ સંબર નાશ ધર્મ પુત્રનો ॥ રાજસુ શીશુપાળ મોક્ષણ ॥ દંતવક્રનોને સાલ્વ નાશ ॥ કહી કથા દૃષ્ટ મદ હરણ॥૫૪॥ પારીજાત આણ્યું સ્વર્ગ થકી ॥ કુરૂપાંડવ યુદ્ધ વર્ણન ॥ ભુભાર હરણને ઉષાનું ॥ હરણ બાણ ભુજ ખંડન ॥૫૫॥ બલીનું સ્તવન કહ્યું દ્વીજ ॥ કહ્યું અનીરૂધ પરાક્રમ ॥ રાધા યશોદા સંવાદ કહ્યો ॥ કહ્યું દુર્લભ જ્ઞાન પરમ ॥૫૬॥ શ્રંગાળ મોક્ષ પરમાદભુત ॥ કહ્યો તીર્થયાત્રાનો પ્રસંગ ॥ ફરી ગણેશ પુજન કહ્યું ॥ દર્શણ રાધા કૃષ્ણનુ સંગ ॥૫૭॥ રાધીકાનુ દર્શણ દેવીને ॥ ને કહ્યું રાધા તેજ પ્રકાશ ॥ રાધા રમણ તીર્થ ભ્રમણ ॥ બ્રહ્મ શ્રાપે યદુકુળ નાશ ॥૫૮॥ સૌનક મોક્ષણ પાંડવનું ॥ કથા હરી સ્વપદ ગમન ॥ નારદ વીવાહને ઉત્પતી॥ વન્હિને સુવર્ણની કથન ॥૫૯॥ માહા ભાગ કહ્યા ચતુખંડ ॥ બ્રહ્મ

